# ચુડેલનો વાંસો

અથવા

## એક નટીની આત્મકથા

(દ્વિતીય દૃશ્ય)

# ચુડેલનો વાંસો

અથવા

## એક નટીની આત્મકથા

(દ્વિતીય દૃશ્ય)

એક સાદ્યન્તસત્યઘટનાવલંબિની મનોવેધક નવલકથા

( સંશોધિત નૂતન સંસ્કરણ )

કર્તા

ઠક્કુર નારાયણ વિસનજી

“ગુજરાતી” પ્રિન્ટિંગ પ્રેસમાં

નટવરલાલ ઇચ્છારામ દેસાઇએ છાપી પ્રકટ કર્યું.

ઈ. સ. ૧૯૨૫ સંવત્ ૧૯૮૧

"Truth of itself is of sufficient worth,
Nor needs it gloss of art to set it forth"

DRAYTON

"સત્યમાં એવી તો યોગ્યતા કિંવા શક્તિ રહેલી છે કે તેને યોગ્ય સ્વરૂપમા વ્યક્ત કરવામાટે કૃત્રિમ કળાની ઓપણીની આવશ્યકતા છે જ નહિ."





Printed and Published by Natvarlal Itcharam Desai at
THE "GUJARATI" PRINTING PRESS
SASSOON BUILDINGS, CIRCLE, FORT,
BOMBAY

# ગ્રંથસમર્પણ

જે સુધારકંમન્ય ભારતીય સ્ત્રીપુરુષો વર્તમાનકાળને 'જ્ઞાનયુગ' અથવા 'પ્રકાશયુગ'ના નામથી ઓળખનારા; બાળલગ્નના પરમ વિરોધી; યુવાયુવતીલગ્નના પ્રતિપાદક; પુરુષોચિત સ્ત્રીશિક્ષણના પરમપુરસ્કારક, કેવળ વૈધવ્યને જ વ્યભિચારવૃદ્ધિના આદિકારણ તથા પ્રધાન કારણ તરીકે સ્વીકારનારા, ધનાઢ્યતામા જ કુલીનતાને જોનારાં; સપૂર્ણ સ્ત્રીસ્વાતંત્ર્યના સુદૃઢ સમર્થક; મુંબઈ તથા કલકત્તા જેવાં વિશાળ નગરોને કેવળ તેમનામાંનાં વિલાસસાધનોની વિપુલતા તથા તેમના રમણીય ભયકર બાહ્ય સાન્દર્યના કારણથી દેવનગર કિંવા નન્દનવન સાથે સરખાવનારાં અને ધર્મ તથા નીતિના મિથ્યા આડંબર કિંવા દંભને દર્શાવવામાટે મહાભયંકર, ધર્મધ્વંસિની, નીતિનિકૃન્તની, વ્યભિચારવર્ધની, અત્યાચારપ્રસારિણી તથા સમાજસન્માનસંહારિણી સત્ય ઘટનાના ઉચ્ચાર તથા શ્રવણમાત્રને પણ ઘોરતમ પાતક માનનારા છે, તે ભારતીય સ્ત્રીપુરુષોને વર્તમાનકાળમાં રમણીયતાની સાથે જે ભયંકરતા અસ્તિત્વ ધરાવે છે તે ભયંકરતાનો સાક્ષાત્કાર કરાવવાના શુભ ઉદ્દેશથી પ્રસ્તુત સર્વથા સત્યઘટનામયી આત્મકથા અથવા નવલકથા સાદર સમર્પિત કરવામા આવે છે.

# પ્રસ્તાવના

ગુજરાતી ભાષામા અત્યાર સૂધી એક અગ્રગણ્ય તથા અદ્વિતીય સાપ્તાહિક વર્તમાન તરીકે પોતાની પ્રતિષ્ઠાને અવિચલ રાખવાનું પરમસૌભાગ્ય જેને પ્રાપ્ત થયેલું છે તે ગુજરાતીઓના પ્રિયતમ તથા સ્વનામધન્ય 'ગુજરાતી' પત્ર-દ્વારા ગુજરાતી ભાષાભાષી પાઠકપાઠિકાપુંજના અત્યંત આદરને પાત્ર થયેલી પ્રસ્તુત 'ચુડેલનો વાંસો અથવા એક નટીની આત્મકથા' નામક સાદ્યન્ત-સત્યઘટનાવલંબિની સામાજિક નવલકથાના સંબધમા એની પ્રસ્તાવનામા જે કાંઇ પણ લખવાની આવશ્યકતા હતી તે સર્વ એના પ્રથમ દૃશ્યની દીર્ઘ પ્રસ્તાવનામા વિસ્તારપૂર્વક લખવામા આવ્યું છે તેમ જ આ નવલકથાના સબધમા "ગુજ-રાતી"ના તથા મારા પોતાના જે કેટલાક પરોત્કર્ષાસહિષ્ણુ, છિદ્રસંતોષી તથા પરમદ્વેષ્ટા વિરોધીઓ કિંવા હિતશત્રુઓએ જે કેટલાક નિર્મૂલ આક્ષેપો કર્યા હતા તે આક્ષેપોના પણ પ્રથમ દૃશ્યની પ્રસ્તાવનામા યથોચિત તથા સમર્પક ઉત્તરો આપવામાં આવ્યા છે એટલામાટે આ દ્વિતીય દૃશ્યની પ્રસ્તાવનામા યદ્યપિ નવલકથાના સંબધમા કોઇ પણ પ્રકારના વિસ્તૃત વિવેચનની આવશ્યકતા જણાતી નથી, તથાપિ એટલો ઉલ્લેખ તો અહીં કરવો જ જોઇએ કે 'ગુજરાતી' ના ઇ સ ૧૯૧૮ ના નવેમ્બર માસની ૧૦ મી તારીખના અંકમા આરંભાયલા અને ઈ સ ૧૯૨૦ ના જુલાઇ માસની ૧૮ મી તારીખના અંકમા સમાપ્ત થયેલા 'ચુડેલ-ના વાંસા'ના આ દ્વિતીય દૃશ્યે પણ પ્રથમ દૃશ્ય પ્રમાણે જ વીસ માસ જેટલા દીર્ઘકાલાવધિ પર્યંત પાઠકો તથા પાઠિકાઓને મંત્રમુગ્ધ વ્યક્તિ પ્રમાણે મુગ્ધ તથા સ્તંભિત કરી રાખ્યા હતા અને તેથી જ જ્યારે "ગુજરાતી"મા આ દ્વિતીય દૃશ્યની પરિસમાપ્તિ થઇ ગઈ એટલે પછી જેમણે "ગુજરાતી" મા આ દ્વિતીય દૃશ્યના વાચનનો આસ્વાદ લીધો હતો તેવા પાઠકો તથા પાઠિકાઓ આ વાર્તાને ગ્રંથના સ્વરૂપમા દ્વિતીય વારના વાચનમાટે અથવા તો પોતાના ગ્રંથાલયમા સંગ્રહી રાખવામાટે તેમ જ જેમને "ગુજરાતી" મા આ દ્વિતીય દૃશ્યના ક્રમશ-વાચનનો અવસર પ્રાપ્ત થઇ શક્યો ન હોતો તેવા પાઠકો તથા પાઠિકાઓ આ દ્વિતીય દૃશ્યના વાચન વિષયક પોતાના ઔત્સુક્યને સત્વર શમાવવાના આશયથી 'ચુડેલના વાંસા'ના આ દ્વિતીય દૃશ્યને પુસ્તકના સ્વરૂપમા સત્વર પ્રકાશિત કરી દેવાનો 'ગુજ-રાતી' પ્રિન્ટિંગ પ્રેસના માલિકોને પ્રત્યક્ષ તેમ જ પત્રોદ્વારા વારવાર આગ્રહ કરતા રહ્યા હતા, કારણ કે, કેટલાક અનિવાર્ય કારણોથી આ દ્વિતીય દૃશ્યને પુસ્તકના સ્વરૂપમા પ્રકાશિત કરવામા ધૈર્યાન્તક વિલંબ થતો જતો હતો અંતે પરમાત્માની કૃપાથી આજે તે પ્રતિબંધક કારણોનો અંત થઈ જતા 'ગુજરાતી' પ્રેસના માલિ-કોને આ દ્વિતીય દૃશ્યને પુસ્તકના સ્વરૂપમા પ્રકાશિત કરવાનો અને પ્રેમશીલ તથા સાહિત્યવિલાસી પાઠકપાઠિકાપુંજની દીર્ઘકાલિક ઉત્સુકતાને શમાવવાનો ભદ્ર અવસર પ્રાપ્ત થયો છે તેમાટે 'ગુજરાતી' પ્રેસના માલિકો તથા પ્રસ્તુત ગ્રંથનો રચયિતા જો તે પરમકૃપાળુ પરમાત્માને અંતઃકરણ પૂર્વક કૃતજ્ઞ બુદ્ધિથી સહસ્રશ: ધન્યવાદ સમર્પે તો તે સર્વથા સ્વાભાવિક છે અસ્તુ.

ગ્રંથકાર અને તેમા પણ વાસ્તવિકતાવાદી તથા નગ્નસત્યનિરૂપક ગ્રંથકારને તેના પોતાના વાસ્તવિકતાવાદિત્વના કારણથી અનેકવાર કેટલાક અસહિષ્ણુ તથા ક્ષુદ્રસ્વભાવ અભદ્ર મનુષ્યોના કોપના ભોગ થઇ પડવાના પ્રસગો પ્રાપ્ત થાય છે એવા આશયનો એક લેખ મેં પચીસેક વર્ષ પૂર્વે એક અંગ્રેજી ગ્રંથમા વાચ્યો હતો અને ઇ સ ૧૯૨૦મા જ્યારે "ચુડેલના વાંસા"ના આ દ્વિતીય દૃશ્યનું 'ગુજરાતી' પત્રમા ક્રમશઃ પ્રકાશન થતુ હતું તે વેળાયે મને પોતાને પણ એ લેખની વાસ્તવિકતાનો અપરોક્ષ અનુભવ થયો હતો પ્રસ્તુત નવલકથાના પ્રથમ દૃશ્યની પ્રસ્તાવનામા (પૃષ્ઠ ૧૮મુ) એ રહસ્યનો તો સ્પષ્ટ પ્રકાશ કરી દેવામાં આવ્યો છે કે "પ્રસ્તુત નવલકથામા જે જે ઘટનાઓ લેવામા આવી છે તે અક્ષરશ સત્ય છે અને તેમા કેવળ પાત્રોના નામો તથા સ્થાનોના નામો વિના બીજુ કશુ પણ પરિવર્તન કિંવા ન્યૂનાધિકત્વ કરવામા આવ્યુ નથી, માત્ર એટલુ જ નહિ, પણ તે ઘટનાઓનો પ્રસ્તુત નવલકથાની નાયિકા સાથે જે સબધ દર્શાવવામા આવ્યો છે તે પણ સત્ય જ છે અને તેનુ કારણ એ છે કે તે નાયિકા ચંપા પોતે પણ કાલ્પનિક વ્યક્તિ નથી અને અદ્યાપિ વર્તમાન છે તેણે પોતાની ડાયરીમા જે જે નોંધો કરી રાખી હતી તે નોંધોના આધારે જ આ ચંપા અથવા નટીની આત્મકથારૂપ નવલકથાની સૃષ્ટિ નિર્માણ થયેલી છે" વસ્તુસ્થિતિ આવા પ્રકારની હોવા છતા, એટલે કે, પ્રસ્તુત નવલકથામા નિરૂપાયલી ઘટનાઓની મૂલ લેખિકા શ્રીમતી ચપા હોવાથી મારો પોતાનો પ્રસ્તુત નવલકથા સાથે વસ્તુત સપાદક (Editor) તરીકેનો જ સબધ હોવા છતા અને ચપાનું પોતાનુ પોરબદર-સુદામાપુરી-મા કદાપિ આગમન ન થયેલુ હોવા છતા પોરબદરના સલગ્ન બોખીરા નામક ગ્રામના નિવાસી, પોરબદર રાજ્યના ભૂતપૂર્વ ફોજદાર વિપ્ર કરશનજીના ત્રણ પુત્રોમાના સર્વથી નાના પુત્ર અને પોતાના બે જ્યેષ્ઠ બધુઓ સાથે જમીનદારી તથા ધીરધારનો વ્યવસાય કરતા રા મૂલજી નામકના એક યુવક તથા તેમના મોહરજાતિના ચિત્રકાર મિત્ર રા માલદેવ રાણાના મનમા આ દ્વિતીય દૃશ્યના ('ગુજરાતી' ના તા૦ ૭ મી ડિસેમ્બર ૧૯૧૯ ના અકમા છપાયલા) 'દેવકુમારીની દારુણ વિટબના,' શીર્ષક ૧૭ મા પ્રકરણના વાચનથી એવા સશયનો આવિર્ભાવ થયો કે આ પ્રકરણ તેમના પોતાના કેટલાક અપકૃત્યોને પ્રકાશમા લાવવાના આશયથી જ મેં લખ્યુ હતું, કારણ કે, એ પ્રકરણમા દેવકુમારીના નવીન પ્રેમી અથવા જાર રાજનન્દન અને તેના કાયસ્થજાતિના જીવશ્ચકઠ્ઠ મિત્ર લાલા શાલિગ્રામના અભદ્ર જીવનચરિત્રની જે રૂપરેખા આલેખાયલી છે તેને તેમણે પોતાના જ જીવનચરિત્રની રૂપરેખા માની લીધી હતી, લાલા શાલિગ્રામ તે મૂલજી કરશનજી અને રાજનદન તે માલદેવ રાણા એવી ટોપી તેમણે પોતાના માથે બેસાડી લીધી હતી અને તેમનામાના મૂલજીભાઈ કાઇક વિશેષ તમોગુણી હોવાથી તેમણે મને મારવાનો વિચાર કરી લીધો હતો તેમનો એ વિચાર બે ત્રણ તટસ્થ મનુષ્યોદ્વારા મારા જાણુવામા આવતા રા માલદેવ રાણા સમક્ષ એક ગૃહસ્થ તરીકે મેં એવો ખુલાસો કર્યો હતો કે 'આ પ્રકરણમા તમારા તથા તમારા મિત્ર મૂલજીના ચરિત્રનું આલેખન મેં નથી કર્યું, કિન્તુ આ ઘટના દિલ્લીમા જ ઘટેલી છે અને તેના પ્રમાણો મારી પાસે તૈયાર છે. રા માલદેવ રાણાને મારા ખુલાસાથી સંતોષ થઇ ગયો,

પરંતુ રા મૂલજીભાઇનો સંશય અવિચલ રહ્યો અને વૈરના પ્રતિશોધમાટે 'ગુજરાતી'મા ઉપર્યુક્ત પ્રકરણના પ્રકાશન પછી એક માસ અને ચાર દિવસના આળે તા૦ ૧૧-૧-૨૦ ની રાત્રે આઠ વાગે જ્યારે હુ બજારમાથી ઘેર આવતો હતો તે વેળાયે મારા ઘરથી થોડા જ અંતરપર રા મૂલજીભાઇએ પાછળથી આવીને હેચકારા માણસ પ્રમાણે મારા માથાના પાછળના ભાગમા કડિયારી ડાગનો એક કઠિન પ્રહાર કર્યો, કારણ કે, મર્દ સામો આવીને ઘા કરે છે, પાછળ છુપાઇને ઘા નથી કરતો સક્ષેપમા કહેવાનુ એ જ કે, ન્યાયની પ્રાપ્તિ માટે પોરબંદરના ફર્સ્ટક્લાસ મૅજિસ્ટ્રેટ રા કેશવલાલભાઈની કોર્ટમા કાયદાને અનુસરીને મે ફરીયાદ નોધાવી, વાદિપ્રતિવાદી ઉભય પક્ષના સાક્ષીઓની સખ્યા મોટી હોવાથી કેસ લગભગ બે માસ સુધી ચાલ્યો અને તા૦ ૮-૩-૨૦ ને દિવસે ફર્સ્ટક્લાસ મૅજિસ્ટ્રેટે મારા તરફના પૂરાવા ઘણા જ મજબૂત હોવા છતા કોઇ એક પ્રકારના સશયને આધીન થઇને આરોપી મૂલજીને સશયનો લાભ (Benifit of doubt) આપીને છોડી મૂક્યો આ કેસે પોરબંદરની પ્રજામા એવો તો ખળભળાટ મચાવી દીધો હતો કે એ મુકદ્દમાની સુનાવણી વખતે ન્યાયમંદિર લોકારણ્યના સ્વરૂપમા પરિવર્તિત થઇ જતુ હતુ અને મોડા આવેલા પ્રેક્ષકોને બહારની ગૅલેરીમા જ ઊભા રહીને પોતાની જિજ્ઞાસાને તૃપ્ત કરવી પડતી હતી ફર્સ્ટક્લાસ મૅજિસ્ટ્રેટની કોર્ટમા આવી રીતે મળેલા ભયકર અન્યાયથી લેશમાત્ર પણ નિરાશ તથા વિચલિત ન થતા બે ત્રણ દિવસમા જ પોરબંદરના ગોબ્રાહ્મણપ્રતિપાલ, ધર્માવતાર તથા ન્યાયમૂર્તિ નરેન્દ્ર મહારાજા રાણા સાહેબ શ્રીનટવરસિંહજી બહાદુરને અપીલની મંજૂરી આપવામાટે યોગ્ય કારણો દર્શાવીને અરજી આપવામા આવી, તેઓ શ્રીમાને તે અરજી અભિપ્રાયમાટે પબ્લિક પ્રૉસિક્યૂટર રા. પ્રાણલાલ મૂલચદ મહેતાને આપી અને તેમણે ફર્સ્ટક્લાસ મૅજિસ્ટ્રેટની કોર્ટમા વાદીને અવશ્ય અન્યાય મળ્યો છે એવો પોતાનો અભિપ્રાય દર્શાવતા કૃપાળુ મહારાણા સાહેબે તેમને અપીલ દાખલ કરીને હુજૂર કોર્ટમા કેસ ચલાવવાની આજ્ઞા આપી દીધી ખાસ આ કેસના ચુકાદામાટે તે સમયના પોરબંદર રાજસ્થાનના વરિષ્ટ ન્યાયાધીશ (સેશન્સ જજ્જ) રા રા ભીમજીભાઇ વી. જોશીને સ્પેશિયલ હુજૂર કોર્ટ જજ્જ તરીકે નીમવામા આવ્યા અને તેઓ મહાશય સમક્ષ તા૦ ૧૮મી મે ૧૯૨૦ શુક્રવારને દિવસે ઉભય પક્ષના કાઉન્સિલોના વાદવિવાદ (Arguments) થવા પછી તા૦ ૨૧ મી મે ૧૯૨૦ સોમવારે માન્યવર ભીમજીભાઇએ આરોપીને પૂરાવાથી અપરાધી તરીકે સ્વીકારીને રૂ ૫૦-૦-૦ ના દડની અને જો તે દડ ન આપે તો એક માસના પરિશ્રમ રહિત કારાગૃહવાસની શિક્ષા સભળાવી દીધી સત્યનો વિજય થયો અને મને જે ન્યાય જોઇતો હતો તે પોરબંદરના પુણ્યશીલ નરેન્દ્ર શ્રીનટવરસિંહજી બહાદુરના ન્યાયપરાયણ ન્યાયપ્રતિબિની ન્યાયપરાયણતાના યોગે મળી ગયો આરોપીનો અપરાધ ન્યાયમંદિરમા સપ્રમાણ સિદ્ધ થાય અને તે ભવિષ્યમા આવા અપરાધોનુ સાહસ કરતા વિચાર કરે એટલી શિક્ષા તેને મળી જાય એટલો જ એ અભિયોગને ઉપસ્થિત કરવામા મારો જે આશય હતો તે આશય સફળ થતા મારા હૃદયમા સંતોષ થયો અને પોરબંદરની પ્રજાએ પણ મારા એ વિજયમાટે મને આનન્દદર્શક ભાવથી અંતઃકરણપૂર્વક ધન્યવાદો સમર્પ્યા, કારણ

કે, આરોપી મૂલજી એક ધનાઢ્ય, કુટુંબબલશાલી તથા લાગવગવાળો મનુષ્ય હોવાથી અને અધૂરામા પૂરૂ ફર્સ્ટ ક્લાસ મૅજિસ્ટ્રેટે તેને સશયનો લાભ આપીને છોડી મૂકેલો હોવાથી પોરબદરના ઘણાક લોકોની એવી માન્યતા થયેલી હતી કે' 'આ કેસમા ઠક્કુર નારાયણ કદાચિત્ વિમ મૂલજી સામો નહિ જ ફાવી શકે અને તેને પાછા જ પડવુ પડશે ' પરંતુ તેમની એ ધારણાથી વિપરીત પરિણામ આવેલુ જ્યારે તેમણે જોયુ અને ન્યાયદેવતાએ સત્ય પક્ષના કઠમા વિજયમાળા સમર્પી દીધી એટલે પછી તેઓ સત્ય પક્ષનુ અભિવાદન કરે એ સર્વથા નૈસર્ગિક જ હતુ જ્યારે હુજૂર કોર્ટમા તા૦ ૧૮ મી મે ૧૯૨૦ શુક્રવારે ન્યાયમૂર્તિ રા. ભીમજીભાઈ સમક્ષ આ અભિયોગના સબધમા ઉભય પક્ષના કાઉન્સિલોનો વાદવિવાદ થવાનો હતો તે દિવસે કોર્ટમા ધારાશાસ્ત્રીઓ તથા પ્રેક્ષક ગૃહસ્થોનો એવો તો પ્રચડ સમુદાય એકત્ર થયો હતો કે હુ પોતે વાદી હોવા છતા મને એક અન્ય વકીલ સાથે તેમની કુર્સીના અર્ધભાગમા બેસવુ પડ્યુ હતું

આ અભિયોગના સમયમા પોરબદર રાજ્યમા બહુ વર્ષથી એક કુશળતમ ધારાશાસ્ત્રી (વકીલ) તરીકે પકાયલા અને ન્યાયાધીશ–મૅજિસ્ટ્રેટ–ના આસનને પણ દીપાવી ચૂકેલા અનુભવી તથા લબ્ધપ્રતિષ્ઠ વકીલ શ્રીગોપાળજીભાઈ વીરપાળ-ભાઇએ આ કેસમા પ્રતિવાદી પક્ષ તરફથી તેમને રોકવાનો પ્રયત્ન કરાયલો હોવા છતા અને પ્રતિવાદી પક્ષ તરફથી તેમને નાણાની સારી રકમ મળવાનો સપૂર્ણ સભવ હોવા છતા, માત્ર એટલુ જ નહિ, પણ તે સમયમા મારો તથા તેમનો સામાન્ય પરિચય હોવા છતા એક સાહિત્યોપાસક તરીકે મારા પ્રતિ તેમની જે સદ્ભાવના હતી તે સદ્ભાવના તથા મારા અભિયોગની સત્યમૂલકતાથી પ્રેરાઇને આ અભિયોગના આરભથી અત પર્યન્ત તેમણે મારી પાસેથી કાઈ પણ ફી ન લેતા મારા વકીલ તરીકે કાર્ય કરવાની અને તે કાર્ય પણ વળી અત્યન્ત લક્ષપૂર્વક તથા પરિશ્રમપૂર્વક પોતાનુ જ કાર્ય માનીને કરવાની જે ઉદારતા દર્શાવી હતી તે ઉદારતાનો આ જન્મમા તો મારાથી બદલો વાળી શકાય તેમ છે જ નહિ એટલામાટે આ સ્થળે તેમનો અત કરણપૂર્વક ઉપકાર માનીને અને ધન્યવાદ–સમર્પણપૂર્વક તેમના પ્રતિ શુદ્ધ કૃતજ્ઞતા દર્શાવીને જ મારે સતોષ માનવો પડે છે. એ જ પ્રમાણે મારા એક 'મિત્ર' શબ્દની વ્યાખ્યાને યથાર્થ સિદ્ધ કરી બતાવનારા વાસ્તવિક મિત્ર તથા પોરબદરના ઉત્તમ મનાતા વકીલોમાના એક ઉત્તમ વકીલ રા રા જીવનદાસ મોહનજી પારેખે પણ પોતાના પરિશ્રમનુ કાઇ પણ મૂલ્ય લીધા વિના અત્યત અનુકપા તથા સ્નેહથી અભિયોગની નાન્દીથી પરિસમાપ્તિ પર્યન્ત મારા દ્વિતીય ધારાશાસ્ત્રી તરીકે કાર્ય કરવાની જે ઉદારતા દર્શાવી હતી તેમાટે હુ તેમનો આજન્મ ઋણી રહીશ એ સર્વથા નિર્વિવાદ છે મારી પરમાત્માના શ્રીચરણોમા અનન્ય ભાવયુત એ જ અષ્ટોપ્રહર અભ્યર્થના છે કે તે માન્યવર શ્રીગોપાળજીભાઇ* તથા રા. જીવનદાસભાઇ†ને ઉદ્ર–

---

*માન્યવર ગોપાળજીભાઇ અત્યારે પોરબદર રાજ્યના રેવન્યુકમિશનરના પદપર નિયુક્ત છે અને ઉત્કર્ષના માર્ગમા અગ્રગામી થઇ રહ્યા છે

† રા જીવનદાસભાઇ પોતાના ધારાશાસ્ત્રી તરીકેના વ્યવસાયમા દિવસાનુ-દિવસ અધિકાધિક ઉન્નતિ તથા કીર્તિને પ્રાપ્ત કરી રહ્યા છે.

આયુષ્યસમર્પણ સાથે અખડ આરોગ્ય, વિપુલ સમૃદ્ધિ, ઋદ્ધિ સિદ્ધિ, સતાન-વૃદ્ધિ તથા કુટુબસુખની વૃષ્ટિ તેમના મસ્તકોપર વર્ષાવતો રહે અને તેમના સર્વ સકટોને હરતો રહે

આ કેસમા હુજૂરકોર્ટમા અપીલની સુનાવણી વખતે મારા ધારાશાસ્ત્રીઓ માન્યવર ગોપાળજીભાઇ તથા રા જીવનદાસભાઇની મત્રણા તથા પબ્લિક પ્રોસિક્યૂટર રા રા પ્રાણલાલભાઇની સમતિથી મારા કાઉન્સિલ તરીકે રાજકોટથી ત્યાના એજન્સી પ્રોસિક્યૂટર બૅરિસ્ટર ગુલામ મુહમ્મદ મુન્સીને મેં બોલાવ્યા હતા અને તેમણે મારા કેસનો પરિશ્રમપૂર્વક અભ્યાસ કરીને ફર્સ્ટક્લાસ મૅજિસ્ટ્રેટની કોર્ટમા મને મળેલો અન્યાય સવા બે કલાકના અપૂર્વ બુદ્ધિવાદયુક્ત તથા ધારાવાહિક ભાષણથી વિચારપતિ—જજ્જ—ના હૃદયમા એવો તો ઠસાવી દીધો હતો કે તેમાટે તેમની જેટલી પણ પ્રશસા કરવામા આવે તેટલી અલ્પ જ કહી શકાય અર્થાત્ બૅરિસ્ટર મુન્શી સાહબનો પણ તેમણે મારામાટે લીધેલા આ પરિશ્રમમાટે મારે આ સ્થળે આભાર માનવો જ જોઇએ એ જ પ્રમાણે ફર્સ્ટ ક્લાસ મૅજિસ્ટ્રેટની કોર્ટમા મને ભયકર અન્યાય મળ્યો હતો એવો ફર્સ્ટ ક્લાસ મૅજિસ્ટ્રેટના જજ્જમેન્ટ્‌ને લક્ષપૂર્વક વાચી લીધા પછી કોઇ પણ પ્રકારના પક્ષ-પાત વિના ન્યાયપ્રિયતાથી પોતાનો સ્પષ્ટ અભિપ્રાય દર્શાવવામાટે પોર-બદર રાજ્યના પબ્લિક પ્રોસિક્યૂટર અને એક પ્રતિષ્ઠિત તથા સભાવિત ધારાશાસ્ત્રી રા રા પ્રાણલાલભાઇનો હું જેટલો પણ ઉપકાર માનુ તેટલો ઓછો જ છે, કારણ કે, જો તેમણે આવો અભિપ્રાય દર્શાવ્યો ન હોત, તો અપીલનુ સૅક્શન્ મળત નહિ અને અપીલ જ ન થાત, તો મને અપીલમાં જે ન્યાય મળ્યો તે ન્યાય કદાપિ મળી શકત જ નહિ એ નિર્વિવાદ હોવાથી આ કેસમા મને જે ન્યાય મળ્યો હતો તેના આદિકારણ રા રા. પ્રાણલાલભાઇ જ હોવાથી હું આ સ્થાને જો તેમના પ્રતિ કૃતજ્ઞતા ન દર્શાવુ, તો એ મારી એક પ્રકારની કૃત-ઘ્નતા જ કહી શકાય

આ અભિયોગમા પ્રોસિક્યૂશન્ એવિડન્સ તરીકે જે સાક્ષીઓ અભિયોગની ઇષ્ટ સિદ્ધિના પ્રધાન આધાર હતા તે માન્યવર ડૉક્ટર મંછારામભાઇ, તે સમ-યના પોરબદર સિટી ફોજદાર સાહેબ રા. તુલજાશકરભાઈ (કે જેઓ અત્યારે વઢવાણ સ્ટેટના પોલિસ સુપરિન્ટેન્ડેન્ટ છે), રા ગૌરીશકરભાઇ કાગદી તથા જેમણે આરોપી મૂલજીને મારા મસ્તકપર પીઠ પાછળથી ડાગનો ઘા કરતો પ્રત્યક્ષ જોયો હતો તે ‘આઇવિટ્‌નેસ’ રા ઠા છગનભાઇ દામોદર તેમને વિચલિત કરવાના અનેક પ્રયાસો થવા છતા અત પર્યન્ત સત્યના સમર્થનમા અવિચલ રહ્યા હતા અને મારા ન્યાયપ્રાપ્તિના કાર્યમા નિસ્પૃહ ભાવથી મારા પ્રધાન સહાયકો થયા હતા એમાટે એ સર્વ મહાનુભાવ સાક્ષીઓનો ઉપકાર માનવો એ પણ મારું પ્રધાન કર્તવ્ય છે પરમાત્મા મારા એ સર્વ સાક્ષીઓનું નિરંતર કલ્યાણ કરો

ઓજસ્વી લેખકોને કેટલીક વાર કેવી કેવી ભયકરતાઓમાથી પસાર થવું પડે છે એની આ ઘટનાથી પાઠકો તથા પાઠિકાઓ કાઇક કલ્પના કરી શકે તેમ છે. આ અભિયોગના કાર્યમા અનેક અનુકૂલતાઓ હોવા છતા પણ મને રૂપિયા ૧૦૦૦) એક હજારથી વધારે ખર્ચ થયો હતો અને લખવાનો અવકાશ બહુ જ અલ્પ મળતો હોવાથી ‘ગુજરાતી’ની ‘બાદશાહ બાબર અથવા નૂરે ઇસ્લામ’

નામક ભેટ ઈ સ ૧૯૨૦ ના જાન્યુઆરી માસમા પ્રકટ થવાને બદલે જૂન માસમા પ્રકટ થઇ શકી હતી, છતા ‘ગુજરાતી’ પત્રના ઉદાર સ્વામી તથા તંત્રી શ્રી શેઠ મણિલાલભાઇએ ઠપકાનો એક શબ્દ પણ લખ્યો ન હોતો અને ભેટનુ પુસ્તક મોડું પ્રકટ થવાથી જે આર્થિક હાનિ થવાનો સભવ હોય છે તે આર્થિક હાનિને મૌનાવલબનપૂર્વક સહન કરી લીધી હતી એ તેમના ઔદાર્યમાટે તેઓશ્રીને મારે હાર્દિક ધન્યવાદો સમર્પવા જ જોઇએ

અસ્તુ પ્રસ્તુત ‘ચુડેલનો વાંસો અથવા એક નટીની આત્મકથા’ના તૃતીય દૃશ્યનો અર્ધભાગ કેટલાક દિવસથી લખાઇને તૈયાર થઈ ગયેલો હોવા છતા ‘ગુજરાતી’ પત્ર તથા ‘ગુજરાતી’ પ્રેસના આદ્ય સસ્થાપક સ્વ શેઠ ઇચ્છારામ સૂર્યરામ દેશાઇના ચાર પુત્રો–શેઠ મણિલાલ, શ્રી નટવરલાલ, શ્રી મદનલાલ તથા શ્રી બાબૂભાઇ–આજે બે વર્ષથી વિભક્ત થઈ ગયેલા હોવાથી અને ‘ચુડેલના વાંસા’ના બે દૃશ્યોનુ સ્વામિત્વ શ્રી નટવરલાલ તથા મદનલાલના હસ્તમા ગયેલું હોવાથી આ વાર્તાના અવશિષ્ટ રહેલા બે ભાગોના પ્રકાશનની શી વ્યવસ્થા કરવી એનો નિર્ણય અદ્યાપિ મારાથી કરી શકાયો નથી અને તેથી જ તૃતીય દૃશ્ય અત્યાર સુધી અપ્રકાશિત રહ્યુ છે એ અવશિષ્ટ બે ભાગોને કોઇ પણ સ્થળે એ જ નામથી પ્રકાશિત કરાવવાનો સ્વતંત્ર અધિકાર જો કે મારો પોતાનો જ છે, તથાપિ શીઘ્રતા ન કરતા એ વિષયનો નિર્ણય વિચારપૂર્વક કરવાનું જ મેં યોગ્ય ધાર્યું છે છતા હવે આશા છે કે એ વિષયનો સત્વર જ નિર્ણય થઇ જશે અને ‘ચુડેલના વાંસા’ ના બે અવશિષ્ટ દૃશ્યોને વાચવાની પાઠકો તથા પાઠિકાઓની તીવ્ર આકાક્ષા પરમાત્માની કૃપાથી સત્વર જ પૂર્ણ થશે

જે પરમ કરુણાસિન્ધુ પરમાત્માની કરુણાથી ઉપર્યુક્ત વિઘ્ન આવવા છતા પ્રસ્તુત દ્વિતીય દૃશ્યની ‘ગુજરાતી’ માં નિર્વિઘ્ન સમાપ્તિ થઇ હતી અને આજે તેનુ આ ગ્રથના રૂપમા પુન પ્રકાશન થઇ શક્યુ છે તે પરમદયાઘન પરમાત્માને તેની કરુણામાટે અનેકશ ધન્યવાદો સમર્પીને આ લબાયલી પ્રસ્તાવનાને પૂર્ણ કરી હુ અહીં જ વિરમીશ.

અહમ્મદાબાદ (અમદાવાદ)
તા૦ ૨૦ મી જૂન ૧૯૨૫,
શનિવાર

ઠક્કુર નારાયણ વિસનજી

# અનુક્રમણિકા





"Let me at least clearly assert this, that whether novels or poetry or history be read, they should be chosen not for their freedom from evil, but for their possession of good. The chance and scattered evil that may here and there haunt or hide itself in a powerful book, never does any harm to a noble girl."

Ruskin's "Sessame and Lilies."

"જો અધિક નહિ, તો એટલું તો મને સ્પષ્ટતાથી નિશ્ચિત કહેવા દો કે નવલકથા, કાવ્ય અથવા ઇતિહાસનું વાંચન કરવુ હોય, તો તે વિષયના પુસ્તકની તે અધમતાથી મુક્ત હોવાના કારણથી નહિ, કિન્તુ તેમાં રહેલી ઉત્તમતાના કારણથી જ ચુંટણી થવી જોઇએ એક સમર્થ ગ્રંથમા જે અલ્પસ્વલ્પ અધમતા છિન્નવિચ્છિન્નતાથી અહીં કે ત્યાં લપાયલી હોય છે તે અધમતા એક અભિજાતા બાળાની કશી પણ હાનિ કરતી નથી."

રસ્કિનકૃત "સિસેમ્ ઍન્ડ્ લિલીઝ્"

# ચુડેલનો વાંસો

### અથવા

# એક નટીની આત્મકથા

### (દ્વિતીય દૃશ્ય)



## પ્રકરણ ૧ લું

### મારો સુખમય સંસાર અને એક ભયાનક સમાચાર

"ગુજરાતી"ના ઇ સ ૧૯૧૪ના એપ્રિલ માસની ૧૪ મી તારીખના અંકમા, મેં મારી આત્મકથાના પ્રથમ દૃશ્યની જે વેળાયે સમાપ્તિ કરી હતી, તે વેળાયે, "ગુજરાતી"ના પાઠકો તથા પાઠિકાઓને, અથવા અન્ય શબ્દોમા કહુ તો મારા ધર્મબધુ તથા ધર્મભગિનીઓને, મેં "હું સર્વ પ્રકારે સુખિની થઈ પરતુ સુખ અને દુ ખની ઘટમાલા સમાન આવે અને જાય છે કોઇ પણ અવસ્થા ચિરસ્થાયિની નથી, તો મારી એ સુખાવસ્થા ચિરસ્થાયિની થઇ કે કેમ? એવો પ્રશ્ન વાચકો તરફથી રજૂ થવાનો પૂરેપૂરો સભવ છે તો અત્યારે હુ એટલુ જ જણાવુ છુ કે, અત્યારે તો મારા સદ્ભાગ્યયોગે પ્રાપ્ત થયેલા આ સસારના સ્વર્ગીય સુખનો મને અનુભવ લેવા દો, ભવિષ્યમા જો કોઇ વેળાયે અવકાશ મળશે અને આ નશ્વર શરીરનુ અસ્તિત્વ હશે, તો તમારા એ પ્રશ્નનું સવિસ્તર ઉત્તર આપી તમારી ઉત્કંઠાને તૃપ્ત કરવાનો હુ મારાથી બનતો પ્રયત્ન કરીશ"– આવા સદિગ્ધ સ્વરૂપમા મારી આત્મકથાનું દ્વિતીય દૃશ્ય તેમના સમક્ષ રજૂ કરવામાટેનુ વચન આપ્યું હતું, અને મારા એ વચનનુ મને કદાપિ વિસ્મરણ થયેલુ ન હોવાથી, મારા એ વચનના પાલનમાટે જ, આજે પુન હું મારા જીવનમા અનુભવેલા કેટલાક અન્ય શુભાશુભ પ્રસગોના યથાર્થ પ્રતિપાદનના કાર્યમા પ્રવૃત્ત થાઉં છું, અને આશા રાખુ છુ કે, મારી આત્મકથાનું પ્રથમ દૃશ્ય જેવી રીતે વાચકોના પરમ આદરને પાત્ર થયુ છે, તેવી જ રીતે મારી આત્મકથાનુ કિવા 'ચુડેલના વાસા'નુ આ દ્વિતીય દૃશ્ય પણ વાચકોના આદરને પાત્ર થવા સાથે તેમના મનોરજન તથા અનુભવની વૃદ્ધિનુ કારણ થઈ પડશે

મારી આત્મકથાના પ્રથમ દૃશ્યના અતિમ પ્રકરણમા એ તો મેં દર્શાવેલું જ છે કે, હું ઈશ્વરની કૃપાથી એક પુત્રી તથા એક પુત્ર મળીને બે સતાનોની માતા થઇ હતી, અને મેં મારા એ બે સંતાનોના નામ અનુક્રમે મેનકા તથા અશ્વિનીકુમાર રાખ્યા હતાં. પરંતુ એ બે સંતાનો ઉપરાત અત્યારે મારા ગૃહમા મારી સાથે એ બધુ તથા ભગિની કરતાં પણ વિશેષ વહાલો મારો એક તૃતીય પુત્ર પણ વસતો હતો અને તે અન્ય કોઈ નહિ, પણ દિલ્લીનિવાસિની શેઠાણી દેવકુમારીના ઉદરથી ઉત્પન્ન થયેલો, મારા એક સમયના પ્રિયતમ જન્નતનશીન યૂસુફ અથવા મદનમૂર્ત્તિ યૂસુફનો પુત્ર મન્મથકુમાર જ હતો. જે વેળાયે મારી આત્મ-

કથાના આ દ્વિતીય દૃશ્યનો આરભ થાય છે, તે વેળાયે મન્મથકુમારની અવસ્થા સાત વર્ષની થવા આવી હતી, મારી પુત્રી મેનકાએ છઠ્ઠા વર્ષમા પ્રવેશ કર્યો હતો અને મારો પુત્ર અશ્વિનીકુમાર પોતાના આયુષ્યના પચમ વર્ષમા પ્રવેશ કરવાની તૈયારીમાં હતો જો કે મારી કન્યા અને મારો પુત્ર રૂપ, રગ તથા બુદ્ધિ આદિમા અનેક બાલકો તથા બાલિકાઓ કરતા ચઢિયાતા હતા, છતા પણ સત્યને સ્મરીને એટલું તો મારે સ્વીકારવુ જ જોઇએ કે, યૂસુફ તથા દેવકુમારીનો પુત્ર મન્મથ-કુમાર રૂપ, રગ તથા બુદ્ધિ આદિમા મારી મેનકા અને મારા અશ્વિનીકુમાર કરતા પણ અધિક શ્રેષ્ઠ, મનોહર તેમ જ આકર્ષક હતો તેની એ શ્રેષ્ઠતા, મનોહરતા તથા આકર્ષકતાને જોઇને કેટલીક વાર મારા મનમા એમ પણ થઈ આવતું હતું કે, ‘જે વેળાયે યૂસુફ સાથે મારો સ્નેહસબધ હતો તે વેળાયે આ પુત્રની જન્મદાત્રી માતા થવાનો પ્રસગ જો મને પ્રાપ્ત થયો હોત, તો મારા સદ્ભાગ્યની પરિસીમા જ થઈ જાત !’ પરતુ તેની પાલક માતા હું હોવાથી અને તે આજન્મ મારી સાથે જ રહેવાનો હોવાથી, હુ તેને મારો પોતાનો જ પુત્ર માની લેતી હતી, અને એ ભિન્નતાના વિચારોને મારા મનમાથી કાઢી નાખ-વાનો પ્રયત્ન કર્યા કરતી હતી મન્મથકુમાર તો મને જ પોતાની જન્મદાત્રી માતા અને મારા પતિને જ પોતાના જન્મદાતા પિતા તરીકે માનતો હતો, કારણ કે, તેને પોતાના સત્ય માતાપિતાનુ કાઈ પણ જ્ઞાન કે ભાન હતું જ નહિ, અને ભવિષ્યમા પણ તેના જન્મરહસ્યથી તેને પરિચિત કરવાનો મારો કિંવા દેવકુમારીનો મનોભાવ ન હોવાથી, ભવિષ્યમા પણ તે અમારો પુત્ર મટ-વાનો ન હોતો

પઢરપુરની ફાઉન્ડલિંગ હૉસ્પિટલમા મન્મથકુમાર પાચ વર્ષનો થયો, ત્યાર પછી તેને મુંબઇમા લાવવામા આવ્યો હતો, કારણ કે, દેવકુમારી ઘણીક વાર પોતાના એ તનયને જોવામાટે આવતી હોવાથી, મુબઇથી પઢરપુર જવાનો તેને વિશેષ પરિશ્રમ થતો હતો, અને તેથી જો મન્મથકુમાર મુબઇમા મારી સાથે રહે, તો વધારે સારું, એવો દેવકુમારીનો અભિપ્રાય હતો મારો પણ દેવકુમારી કરતા મન્મથકુમારમા અધિક વાત્સલ્યભાવ હોવાથી દેવકુમારીની એ ઇચ્છાને માન આપીને, તે બાળકને હું મુબઇમા લઇ આવી હતી અને દેવકુમારી વર્ષમા બે વાર મુબઇમાં આવીને પોતાના એ પુત્રના મુખદર્શનથી નેત્રોને તૃપ્ત કરી જતી હતી. આવી રીતે મન્મથકુમારને જોવામાટે વારવાર મુબઇમા આવતી હોવા છતાં પણ, મન્મથકુમાર એ જાણતો ન હોતો કે, તેની જન્મદાત્રી માતા તે હતી, કારણ કે, એ રહસ્ય તેના જાણવામા ન આવે, એમાટેની ઘણી જ સભાળ રાખવામા આવતી હતી મન્મથકુમારને તેના વયના સપ્તમ વર્ષના આરભમા જ ગુજરાતી શાળામાં ભણવામાટે મૂકવામા આવ્યો હતો અને છ મહિનામા બાળપોથીના અભ્યાસની સમાપ્તિ કરીને, તે ગુજરાતી પહેલા ધોરણમા અભ્યાસ કરવા લાગ્યો હતો. નિશાળના ચોપડામા વિદ્યાર્થીના પિતાનુ નામ તો અવશ્ય લખાવવુ જ જોઇએ, એવો નિયમ હોવાથી તેના પિતાનુ શુ નામ લખાવવુ, એ વિષે મારા મનમાં મોટો વિચાર થઇ પડ્યો હતો પ્રથમ તો તેના પિતા તરીકે મારા પતિનુ નામ લખાવવાનો વિચાર મારા મનમા આવ્યો હતો, પરતુ એટલામા એક બીજો વિચાર આવતા મારા તે વિચારને મારે બદલી નાખવો પડ્યો અને અંતે

તેના પિતાનું એક કાલ્પનિક નામ લખાવવાના નિશ્ચયપર આવીને મેં તેવું જ એક નામ લખાવીને સમય સાચવી લીધો. આગળ જતાં જો મન્મથકુમારનાં લક્ષણો સારા દેખાય અને તે એક સદ્‌ગુણી તથા પ્રતિષ્ઠિત નાગરિક થશે, એવી કાંઇક આશા બંધાય, તો મારી કન્યા મેનકાનો તેની સાથે લગ્નસંબંધ કરી આપવાનો મારો, મારા પતિનો, મારી માતાનો તથા મારી સાસુનો એટલે કે અમારા પરિવારના અમો સર્વ મનુષ્યોનો દૃઢ વિચાર હતો. અને એ કારણથી જ તેના પિતા તરીકે મેં મારા પતિનું નામ લખાવ્યું ન હોતું. મન્મથકુમારના પિતાનું કાલ્પનિક નામ લખાવવામાં પણ મેં સત્યને જાળવી રાખ્યું હતું, એટલે કે, તેની જન્મદાત્રી માતાનું નામ દેવકુમારી હોવાથી માત્ર તેમાંના અંતિમ 'રી'ના સ્થાનમાં 'ર'ની યોજના કરી સ્ત્રીલિંગ શબ્દમાંથી પુલ્લિંગ શબ્દ બનાવીને તેના પિતાનું મેં દેવકુમાર નામ લખાવ્યું હતું અને આ વાર્તા જ્યારે દેવકુમારીના જાણવામાં આવી, ત્યારે તે હસી હસીને ઢગલો થઇ ગઇ હતી. દેવકુમારીએ મને સંબોધીને કહ્યું કે "ચંપા બહેન! તમો નાટકવાળા તો કોઇ વાર પરમેશ્વરથી પણ આગળ વધી જાઓ તેવા છો ને શું! પરમેશ્વર પોતે મને અન્ય જન્મમાં પુરુષનો અવતાર આપવાનો છે કે કેમ, એ તો પરમેશ્વર પોતે જ જાણતો હશે, અને ધારો કે, પરમેશ્વર મને પુરુષનો અવતાર આપવાનો હોય, તો પણ તે આ જન્મમાં તો મને સ્ત્રીમાંથી પુરુષ બનાવી શકે તેમ નથી, કારણ કે, એમ કરવાથી તેના પોતાના નિયમનો તેના પોતાના હસ્તથી જ ભંગ થવાનો સંભવ છે, એટલે કે, પરમેશ્વર પણ જે કરી શકે તે બીજા જન્મમાં જ કરી શકે તેમ છે; પણ તમોએ તો મને મારા આ અવતારમાં જ પુરુષ બનાવી દીધી છે, અને માતાને પિતાની પદવી આપીને દેવકુમારીને દેવકુમારના અવતારમાં ફેરવી નાખી છે, એ તમારી અલૌકિક, અદ્‌ભુત અને અગમ્ય શક્તિમાટે તમને જેટલો પણ ધન્યવાદ આપવામાં આવે, તેટલો ઓછો જ છે." એના ઉત્તરમાં મેં જણાવ્યું કે; "દેવકુમારી બા! આ ચાતુર્ય મારે એક વિશિષ્ટ હેતુની સિદ્ધિમાટે કરવું પડ્યું છે, અને મારો તે હેતુ, હું તમને યોગ્ય પ્રસંગ આવતાં જણાવીશ, કારણ કે, અત્યારે તે હેતુને કેટલાક કારણોથી ગુપ્ત રાખવાની આવશ્યકતા છે અને તેથી આશા છે કે, અત્યારે જ તમને તે ગુહ્ય વાર્તા ન જણાવવાની ધૃષ્ટતામાટે મને તમો ઉદારતાથી ક્ષમા આપશો." દેવકુમારીએ મારા તે ગુપ્ત ઉદ્દેશને જાણવામાટેની વિશેષ આતુરતા ન દર્શાવી, અને તે જણાવવામાટેનો મને વિશેષ આગ્રહ પણ ન કર્યો, એટલે એ વાર્તાલાપનો એટલેથી જ અંત આવી ગયો. મારી પુત્રી મેનકાને પણ મેં કન્યાશાળામાં મોકલીને શિક્ષણ અપાવવાનો આરંભ કરી દીધો, કારણ કે, ભવિષ્યમાં મારી પુત્રી એક સુશિક્ષિતા આર્ય અબળા તરીકે હિન્દુ સમાજમાં પ્રતિષ્ઠા મેળવે અને તેના નામથી મારૂં નામ પણ આદરને પાત્ર થાય, એવી મારી પરમ આકાંક્ષા હતી, છતાં પણ એટલું તો મારે જણાવવું જ જોઇએ કે, આજકાલ શાળાઓ અને પાઠશાળાઓમાં બાળાઓને જેવા પ્રકારનું શીલવિનાશક શિક્ષણ આપવામાં આવે છે અને જે શિક્ષણના પરિણામે આજકાલની અબળાઓ પુરુષ સાથે પ્રત્યેક વિષયમાં સમાન રેષામાં વિરાજવાની આકાંક્ષાને હૃદયમાં દૃઢાવીને પુરુષ તો નથી જ થઈ શકતી, પરંતુ શીલને પણ ખોઈ બેસે છે અને પતિના પ્રાસાદમાં પીયૂષના પ્રવાહને વહેવડાવવાને બદલે વિષમ વિષના પ્રવાહને વહેવડાવતી

જોવામા આવે છે, તેવા પ્રકારનુ અનુચિત શિક્ષણ આપીને મારી આત્મજાના અવતારને બગાડી નાખવાનો અને તેને 'અતો ભ્રષ્ટસ્તતો ભ્રષ્ટ' જેવી અવસ્થામાં લાવી મૂકવાનો મારો મનોભાવ ન હોતો, કિન્તુ આપણા પ્રાચીન ધર્મશાસ્ત્રકારોના બાધેલા નિયમો પ્રમાણે મારી કન્યા ભવિષ્યમા જેના યોગે એક સુશિક્ષિતા સન્નારી, આદર્શ આત્મજા, આદર્શ વધૂ, આદર્શ માતા અને સમાજપ્રતિષ્ઠિતા પ્રમદા થાય, તેવા પ્રકારના શિક્ષણથી મારી કન્યાને મડિત કરવાની મારી અભિલાષા હતી પુત્રીને આવા પ્રકારનુ ઉચિત શિક્ષણ આપવાની અભિલાષા મારા હૃદયમા ઉત્પન્ન થવાનું કારણ એ હતુ કે, મેં અવકાશના સમયમાં ચારેક વર્ષથી અગ્રેજી ભાષાનો અભ્યાસ આરભ્યો હતો અને અગ્રેજી ભાષાના કેટલાક નામાંકિત ગ્રન્થકારો તથા ગ્રન્થકર્ત્રીઓના ગ્રન્થો વાચતા યૂરોપમા સ્ત્રીઓને અપાતા પુરુષોચિત શિક્ષણના પરિણામે, ત્યાની અબળાઓ પોતાના સ્ત્રીત્વને ભૂલીને મતાભિલાષિણી થવાથી, તેમજ પુરુષ સમાન અન્ય અધિકારોને ભોગવવાના પ્રમાદથી, ત્યાનું શાત તથા સુખમય ગૃહજીવન ( Home life ) ધીમે ધીમે કેવી રીતે અદૃશ્ય થતું જાય છે, ઇત્યાદિ વિષયો મારા જાણવામા આવી શક્યા હતા, તેમ જ મનુષ્યસ્વભાવનો વિચાર કર્યા વિનાના સુધારાની તો હુ પ્રથમથીજ વિરોધિની હતી ન્યાય, દયા, સમાનતા, ભ્રાતૃભાવ, એવા એવા તરગોપર સમાજ અને સસારના બધારણો ઉભા કરવાની તો હુ સદા હાસી જ કરતી આવી છુ અર્થાત્ મનુષ્યપ્રકૃતિનો વિચાર કરી સમાજ અને સસારની વ્યવસ્થા કરી, તેમા એ રમ્ય ભાવોને પ્રાચીન ઋષિઓએ નિયમો બાધી ઘટાવ્યા, તે નિયમોને હુ સ્વીકારનારી હોવાથી, મારી પોતાની પુત્રીના સબધમા મારા હૃદયમા આવી યોગ્ય અભિલાષાનો ઉદ્ભવ થાય, એ કોઇ પણ પ્રકારે અસ્વાભાવિક કિવા અનૈસર્ગિક તો ન હોઇ જ આવી રીતે મારી અભિલાષા યોગ્ય હતી, પરતુ તેની સફળતાનો આધાર સર્વથા જગદીશ્વર જગદાધારની ઈચ્છા ઉપરજ રહેલો હતો

મારા પોતાના પુત્ર અશ્વિનીકુમારને અદ્યાપિ મેં શાળામા બેસાડ્યો ન હોતો, કારણ કે, પુત્રીને છ વર્ષના વય પૂર્વે અને પુત્રને સાત વર્ષના વય પૂર્વે, વિદ્યાભ્યાસની ચિન્તામા નાખી દેવાથી તેમના શરીરનો જોઇએ તેવો વિકાસ થઈ શકતો નથી અને તેઓ બહુધા નિર્બળ જ રહી જાય છે, એવી કેટલાક આરોગ્યશાસ્ત્રવેત્તાઓની માન્યતા છે, અને હું પોતે પણ એમ જ માનુ છુ અત્યત અલ્પ અવસ્થામાં કિવા વિવાહમાટે યોગ્ય ન હોય તેવી અવસ્થામા બાળક તથા બાલિકાને પરણાવવાથી જેવુ અનિષ્ટ પરિણામ આવે છે, તેવુ જ અનિષ્ટ પરિણામ તેમને યોગ્ય અવસ્થા થવા પૂર્વે વિદ્યાભ્યાસના શકટમા જોડી દેવાથી પણ અનુભવાય છે, એ સર્વથા નિર્વિવાદ છે છતા પણ કિન્ડરગાર્ટન પદ્ધતિથી મારા પુત્રને મૂળાક્ષરોનુ અને કેટલીક વસ્તુઓને ઓળખવાનુ તથા તેમના ગુણદોષ આદિનું શિક્ષણ હું અવકાશની વેળાયે આપ્યા કરતી હતી, અને તેનુ કારણ એ હતુ કે, જ્યારે તેને શાળામા બેસાડવામા આવે, ત્યારે એ અભ્યાસ તેને ઉપયોગી થઈ પડે અને બાળપોથી તથા પ્રથમ ધોરણના અભ્યાસની તે અલ્પ કાળમા તથા સરળતાથી સમાપ્તિ કરી શકે

સારાશ એટલો જ કે, જે વેળાયે મારી આત્મકથાના પૂર્વ ભાગની મેં સમાપ્તિ કરી હતી, તે વેળાયે અમારા ગૃહમા હું, મારી માતા, મારી સાસૂ અને મારા

પતિ મળીને અમો ચાર વ્યક્તિઓ જ હતી, પરતુ હવે તેમા ઉપર જણાવ્યા પ્રમાણે ત્રણ બાળકોની વૃદ્ધિ થવાથી અમારી સખ્યા સાતની થઈ હતી અને તેથી સાધારણત અમારૂ કુટુબ તે એક વિશાળ કુટુબ હતુ, એમ કહેવામા કોઈ પણ પ્રકારનો પ્રત્યવાય નથી અર્થાત્ એ બાળકોના લાલનપાલનમા, બાળકોને શિક્ષણ આપવામા અને તેમના અભ્યાસની પરીક્ષામા, ગૃહકાર્યમા, મારા સ્વીકૃત વ્યવસાયમા તથા સ્વામિસેવામા મારો સમય ક્યા અને કેવી રીતે ચાલ્યો જતો હતો, એનુ પણ મને ભાન રહેતુ ન હોતુ હું મારા પોતાના એ વ્યવસાયોમા એટલી સીમા પર્યન્ત નિમગ્ન રહ્યા કરતી હતી કે, અન્ય કોઇ પણ બાહ્ય ઘટનાના સ્મરણ કિંવા વિચારનો મને ભાગ્યે જ અવકાશ મળી શકતો હતો, એટલી મારા વ્યતીત જીવનમા મારા અલ્પ સમાગમમા આવેલી કેટલીક વ્યક્તિઓનુ મારા હૃદયમા સર્વથા વિસ્મરણ થઈ જાય તો તે સર્વથા સ્વાભાવિક જ હતુ આ કારણથી મારા નાટયવ્યવસાય અને યૂસુફ સાથેના પ્રણયસબધના સમયમા દિલ્હીમા હશ્મતજાનની હવેલીમા અનુભવેલા ઇન્દ્રસભા સમાન દશ્યનું, તે હવેલીમાથી અચાનક અદૃશ્ય થયેલી લાવણ્યમયી લલના મરીયમનુ, તેમ જ ત્યા જે એક ગૌરાગ પુરુષ સાથે મારો તથા યૂસુફનો પરિચય થયો હતો,* તથા મુબઇમા પણ જેણે મારો પત્તો મેળવીને મને મળવા આવવામાટેની મારાપર ચિઠ્ઠી લખી હતી,† તે શ્વેતાગ શીલર આદિનુ મને સર્વથા વિસ્મરણ થઈ ગયું હતુ, કારણ કે, એ સર્વ વ્યક્તિઓ તથા એવી સાધારણ ઘટનાઓને સ્મરણમા રાખવાનું એવું વિશેષ કાઇ પણ પ્રયોજન હતુ નહિ એવામાં એક દિવસ સવારમા આઠક વાગ્યાના શુમારે હું મારા ઘરના દીવાનખાનામા એક વર્તમાનપત્ર વાચતી ઇજીચેરમા પડી હતી, નીચે ગાલીચાપર મન્મથકુમાર મારી કન્યા મેનકાને બાળપોથી વચાવતો હતો અને મારો અશ્વિનીકુમાર પણ તે બાળપોથીમાના ચિત્રાકિત અક્ષરોને ઓળખાવીને મન્મથકુમાર તથા પોતાની ભગિનીને પોતાની બુદ્ધિની ચપળતાનું દર્શન કરાવતો હતો જો કે પ્રભાતમા નિત્ય મારે મારી આશ્રિતા પ્રસૂતા સ્ત્રીઓ પાસે તેમની શુશ્રૂષામાટે જવુ પડતુ હતુ, પરંતુ આજે હું 'હાથ ચોખ્ખો' ન હોવાથી બહાર નીકળી ન હોતી એટલે કે, મારી આશ્રિતાઓ પાસે મારી માતા તથા સાસુને મોકલવાની વ્યવસ્થા કરીને મેં ત્રણ દિવસની સ્વાભાવિક રજા પાળી હતી જો કે હું વર્તમાનપત્ર વાચતી હતી, છતા વર્તમાનપત્રના વાચન કરતા મારા બાળકોના વિદ્યાભ્યાસજન્ય આનદમા મારૂં વિશેષ ધ્યાન હતુ, પરતુ અચાનક વર્તમાનપત્રમાના એક એવા લેખપર મારી દૃષ્ટિ પડી કે, જેના વાચનથી દિલ્હીમાની હશ્મતજાન તથા તેની હવેલીમાની ઉપર્યુક્ત ઘટનાઓ નવીનતાથી મારા સ્મરણપટપર ચિત્રિત થઇને, મારા હૃદયનેત્રો સમક્ષ તરગિત થવા લાગી અને તેથી વર્તમાનપત્રમાના એ લેખના વાચનમા મારૂં ધ્યાન એકાગ્ર થઇ ગયું તે લેખ આ પ્રમાણે હતો —

"**આંદીબાજાર અથવા ગોરી અને કાળી ગુલામડીઓનો ધમધોકાર ચાલતો વેપાર —હમણા એક અજાયબી ઉપજાવનારી છૂપી બાબત અધારા-**

---

* જુઓ "ચુડેલનો વાસો અથવા એક નટીની આત્મકથા" (પ્રથમ દસ્ત) પ્રકરણ ૧૯ મું તથા ૨૦ મુ.

† જુઓ એ જ નવલકથાનું પ્રકરણ ૨૪ મુ તથા ૨૫ મુ.

માથી અજવાળામા આવી છે, અને તે બાબતે મુબઇની તેમ જ આખા હિન્દુ-સ્તાનની પ્રજાને અજાયબીના દરિયાવમા ડુબાવી છે કહેવામા આવે છે કે, ઓગણીસમી અને વીસમી સદીમા આગળનો ગુલામી ધંધો અને ગુલામી બાજાર હયાતી ભોગવતા નથી, પણ હાલમા જે બીના અજવાળામા આવી છે તેથી એ ખુલ્લુ દેખાઇ આવે છે કે, આગળના ગુલામી ધધામા અને અત્યારના ગુલામી ધધામા ફક્ત એટલો જ તફાવત છે કે, આગળ એ ધંધો ફક્ત પૂર્વના દેશોમા એટલે કે, ગ્રીસ, ઇટાલી, સ્પેન, અરબસ્તાન, ઇરાન તથા આફ્રિકા આદિ દેશોમા તથા અપવાદ તરીકે અમેરિકામા ચાલતો હતો, અને તેમા ઔરત ગુલામડીઓ તથા મર્દ ગુલામોના ખરીદી તથા વેચાણના સાટા એકસરખી રીતે કરાતા હતા, અને તે ખરીદેલા ગુલામો તથા ગુલામડીઓને ઘરમા નોકર તરીકે કામકાજમાટે જ રાખવામા આવતા હતા જો કોઇ ગુલામડી તેના ખરીદનાર માલિકને ગમી જાય, તો તે ગુલામડીને પોતાની રખાયત તરીકે પણ રાખતો હતો, પણ એવા બનાવ થોડા જ બનતા હતા સારાશ કે, તે સમયમા ગુલામડીઓને વેશ્યાના ધધામાટે ખરીદવામા કે વેચવામા આવતી ન હોતી, પણ આજે તો હાલત એવી થઇ પડી છે કે, પશ્ચિમના સુશિક્ષિત તથા સુધરેલા દેશોમાના કેટલાક સુશિક્ષિત નર-પિશાચોએ નાના પ્રકારના છળપ્રપચોથી અલ્પવયસ્ક બાલિકાઓનુ અપહરણ કરીને અથવા તો ગરીબ માબાપોની એવી અલ્પવયસ્ક કન્યાઓને વેચાતી લઇને, તેમ જ કેટલીક અનુભવહીન તથા સસારના છળપ્રપચોથી અજ્ઞ, ભોળી યુવતી-ઓને ભોળવીને, નાના પ્રકારની સુખલાલસામા લપટાવીને અને આબાઆબલી બતાવીને, એક દેશમાથી બીજા દેશમા લઇ જવાનો, ત્યા વેશ્યાવૃત્તિમાટે કુટ્ટિની-ઓના હસ્તમા તેમને વેચી નાખવાનો, અને પોતાના સ્વાર્થમાટે તે નિર્દોષ તથા કુલીન અબળાઓના અવતારને સદાને માટે બગાડી નાખવાનો ધંધો ધમ-ધોકાર ચલાવવા માડ્યો છે, અને તેમનો એ ધંધો અત્યારે ભયકરતાની એટલી સીમા પર્યન્ત પહોંચી ગયો છે કે, એ નીચ ધધાને અટકાવવા તથા જડમૂળથી નાબુદ કરી નાખવામાટે, લડનમાના કેટલાક પરોપકારી અને ધર્માત્મા ગૃહસ્થોને એક મડળ સ્થાપવાની ફરજ પડી છે, અને તે મડળના એ ધધાને નાબૂદ કરવા-માટેના પ્રયત્નો બળપૂર્વક ચાલી રહ્યા છે હમણા હમણા કેટલાક વખતથી યૂરોપના એ તરુણી સ્ત્રીઓને વેચવાનો ધંધો ચલાવનારા કેટલાક બદમાશોએ આપણા હિન્દુસ્તાનમા છાવણી નાખીને, અહીં બીજા દેશની સ્ત્રીઓને વેચવાનો અને અહીંની સ્ત્રીઓને બીજા દેશોમા વેચવામાટે ઉપાડી જવાનો વ્યવસાય આરભ્યો છે, એવી બુમ ઘણા દિવસથી સભળાતી હતી, પણ તે ચાલાક બદ-માશો પોલીસના હાથમા આવતા ન હોતા પરમ દિવસે અહીંથી સિંગાપોર તરફ જનારી એક સ્ટીમરમાથી અહીંની ખતીલી અને ગુનાહ પકડવામા ચાલાક તરીકે મશહૂર થયેલી આપણી પોલીસના ત્રણ અમલદારોએ તેવા એક બદમાશને મુદ્દા-માલ પૂરાવા સાથે પકડ્યો છે, અને તેના ગુનાહોના વધારે પૂરાવા મળી આવે ત્યા સુધી તેને કાચી જેલમા રાખવામાટેનો હુકમ મેળવવામા આવ્યો છે. તે બદમાશ જર્મનીનો નિવાસી હોવાથી જર્મન છે, અને તેનુ નામ શીલર છે. તે એક હિન્દુ જાતિની અને એક મુસલ્માન જાતિની એવી રીતે બે હિન્દુસ્તાની

યુવતીઓને ભોળવીને સિંગાપોર લઇ જતો હતો, એવામા તેને પકડવામા આવ્યો હતો અને તેની સાથે દિલ્લીની રહેનારી હરમતજાન, શીલરની હિન્દુસ્તાનમાની એજન્ટ છે, અને બે સ્ત્રીઓ શીલરના પંજામા સપડાઈ છે, તેમા હરમતજાનનો હાથ અગ્ર ભાગે છે હરમતજાન વિરુદ્ધના કેટલાક પૂરાવા મળ્યા છે, અને બીજા પૂરાવા મેળવવામાટેના પોલીસના પ્રયત્નો ચાલી રહ્યા છે બધા પૂરાવા એકઠા થયા પછી જ્યારે ચીફ પ્રેસીડન્સી મેજીસ્ટ્રેટની કોર્ટમા આ કેસ ચાલશે, તે વેળાયે એ કેસમાથી માત્ર મુબઈની સાધારણ પ્રજાને જ નહિ, પણ સારા સારા ધારાશાસ્ત્રી, પ્લીડરો, સોલીસીટરો, એડવોકેટો તથા બેરિસ્ટરો આદિને પણ ઘણું ઘણુ જાણવાનુ અને શીખવાનુ મળી આવશે, એવી અમારી દૃઢ માન્યતા છે. અમો એ કેસની કાગને ડોળે રાહ જોઇએ છીએ, કારણ કે, જાહેર પ્રજાના લાભમાટે એ કેસનો વર્બેટમ એટલે કે, કુલ શબ્દશ રિપોર્ટ અમારા છાપામાં છાપીને પ્રકટ કરવામાટેની અમોએ અત્યાર અગાઉ જ બધી ગોઠવણ કરી રાખી છે આપણે ઈચ્છીશું કે આ કેસમા મુબઇની પોલીસની કોશિશો ફત્તેહમદ થાઓ અને ગુનાહગારોને તેમના ગુનાહોની બરાબર સજા મળતા ઇન્સાફના અજવાળાથી દુનિયા રોશન થઇ જાઓ !"

વર્તમાનપત્રમાના આ લેખને વાચતા જ મારા મનમા પ્રશ્ન થયો કે "જે એક હિન્દુ જાતિની અને એક મુસલ્માન જાતિની મળીને બે હિન્દુસ્તાની યુવતીઓને, શીલર તથા હરમતજાને સિંગાપોર પહોચાડવામાટે સ્ટીમરમા બેસાડી હતી, તેમાની મુસલ્માન જાતિની યુવતી તે દિવસે રાત્રિએ હરમતજાનની હવેલી-માથી અચાનક અદૃશ્ય થયેલી અલૌકિકા સુદરી મરીયમ તો નહિ હોય? પણ મરીયમ અદૃશ્ય થઈ હતી તે ઘટનાને તો કેટલાક વર્ષ વીતી ગયા છે, અને આ યુવતીઓને તો અત્યારે હિન્દુસ્તાનમાંથી બહાર લઈ જવાની ચેષ્ટા કરવામા આવી છે, એટલે એ મરીયમ હોય કે ન પણ હોય અસ્તુ. એ અભાગિની અબળાઓ ગમે તે હોય, છતા મારે તેમને જોઇને તેમના વૃત્તાતને તથા શ્વેતાગ શીલર અને હરમતજાનના ભેદોને જાણવાનો પ્રયત્ન તો કરવો જ જોઇએ" આવા પ્રકારની આતુરતાનો ઉદ્ભવ થયો' પરતુ ત્રણ દિવસ મારાથી બહાર નીકળી શકાય તેમ ન હોવાથી નિરુપાય થઇને ત્રણ દિવસને માટે મારે મારી આતુરતાને મનમા જ દબાવી રાખવી પડી એ ત્રણ દિવસ પર્યંત હુ એ જ વિચારમા હતી કે, "તે અજ્ઞાત અબળાઓને શોધવી ક્યાં અને કયું નિમિત્ત દર્શાવીને તેમની સાથે મુલાકાત કરવી, કારણ કે, તેમના ઉપર પોલીસની દેખરેખ તો અવશ્ય હશે જ એટલે સબળ કારણ બતાવ્યા વિના તેમની મુલાકાતનો લાભ ભાગ્યે જ મળી શકે તેમ છે" અતે હું એવા નિશ્ચય-પર આવી કે, "પ્રથમ તો તે મુસલ્માન યુવતી મરીયમ છે કે નહિ, એનો નિશ્ચય કરી લેવો, અને ત્યાર પછી તે ઉભય અબળાઓના સાક્ષાત્કારની ચેષ્ટા કરવી." ત્રણ દિવસ વીતી ગયા અને ચોથા દિવસના પ્રભાતમાં હું સ્નાન કરીને શુદ્ધ થઇ હું ચાહ પીતી બેઠી હતી, એવામાં અચાનક એક એવી ઘટના બની કે, તે અભાગિની અબળાઓના સાક્ષાત્કારનો પ્રસગ મને પોતાની મેળે જ પ્રાપ્ત થઈ ગયો.

## પ્રકરણ ૨ જું

### કામિની કાંચનમાલા

ગત પ્રકરણના અંતમાં જણાવ્યા પ્રમાણે હું ચાહ પીતી બેઠી હતી, એટલામાં મારા પરિચિત એક હિન્દુ ગૃહસ્થ, તેમની પત્નીનો પ્રસવકાળ નિકટમાં આવેલો હોવાથી મને બોલાવવામાટે મારે ઘેર આવ્યા. એ ગૃહસ્થ મૂળ અમદાવાદના નિવાસી હતા, જાતિના વૈશ્ય હતા, બૉમ્બે યુનિવર્સિટીના એક ગ્રેજ્યુએટ હતા અને મુંબઇની પોલીસના C I D (ક્રિમિનલ ઇન્વેસ્ટીગેશન ડિપાર્ટમેન્ટ) ખાતામાં ઉચ્ચ પદવીના એક અધિકારી હતા. એમનું વય લગભગ પાત્રીસથી સાડત્રીસ વર્ષનું હતું અને એમનું નામ કુંજવિહારી હતું. કુંજવિહારી એક ઉંચા કદના, શ્યામવર્ણ, મીઠાબોલા તથા મળતાવડા સ્વભાવના ગૃહસ્થ હતા અને પોતે કુલીન તથા ઘરના પણ સુખી હોવાથી પોલીસખાતાની કરડાઇનો અંશમાત્ર પણ તેમનામાં આવ્યો ન હોતો. તેઓ પોતાના ઑફિસ ટાઇમમાં અથવા તો બીજી કોઈ ખાસ ડ્યૂટી ઉપર જતી વેળાયે તો બહુધા કોટ, પાટલૂન અને બૂટ ઇત્યાદિ અંગ્રેજી પોશાક જ પહેરતા હતા, પરંતુ ઘરમાં અને બીજા પ્રસંગે તો આપણા દેશી પોશાકને જ શરીરપર ધારણ કરતા હતા. અત્યારે મારે ઘેર પણ તેઓ બેંગ્લોર કૅપ, ખમીસ, શોર્ટ કોટ, ધોતિયું અને સ્લીપર એ પ્રમાણેના સાદા પોશાકમાં આવેલા હોવાથી, તેમને જેઓ ન ઓળખતા હોય, તેઓ તેમને એક ગ્રેજ્યુએટ તથા પોલીસના એક મોટા અને સારા અધિકારી તરીકે ભાગ્યે જ ઓળખી શકે તેમ હતું. હું નાટકમાં નટી તરીકે નોકરી કરતી હતી તે સમયથી એ ગૃહસ્થ સાથે મારો પરિચય હતો અને જેમ હું તેમના વિષે સારો અભિપ્રાય ધરાવતી હતી તેવી જ રીતે મારા વિષે તેમનો પણ બહુ જ ઉચ્ચ અભિપ્રાય હતો. અને તેથી તેમના કુટુંબમાં જ્યારે પણ સ્ત્રીની ચિકિત્સાનો કિંવા પ્રસૂતિનો કોઈ પ્રસંગ આવતો હતો, ત્યારે તેઓ બહુધા એ કાર્યમાટે મને, મારી માતાને અથવા તો મારી સાસુને જ બોલાવતા હતા, અર્થાત્ દીર્ઘ સમયના પરિચય તથા સંબંધથી તેમના ગૃહની સ્ત્રીઓ પણ મને ભગિનીતુલ્ય માનતી હતી અને તેથી આવશ્યકતાના પ્રસંગે મારા વિના બીજી કોઇ પણ દાયણ અથવા સૌયાણીને બોલાવતી ન હોતી.

કુંજવિહારીના મુંબઇમાં વસતા કુટુંબમાં તેઓ પોતે, તેમના પત્ની રત્નગૌરી, તેમની સાતેક વર્ષની એક પુત્રી કપિલાગૌરી, તેમનો પાંચ વર્ષના વયનો એક પુત્ર આનન્દકુમાર તથા તેમના એક વિધવા ભગિની ધનલક્ષ્મી, મળીને એકંદર પાંચ મનુષ્યો હતા અને હમણાં તેમનાં સાસૂ અમદાવાદથી તેમને ઘેર અતિથિ તરીકે આવેલાં હોવાથી એક મનુષ્યની વૃદ્ધિ થઇ હતી. એ ઉપરાંત તેમના ઘરમાં એક પુરુષ અનુચર તથા એક સ્ત્રી અનુચરા પણ હમેશાં રહેતા હોવાથી તેમને ત્યાં આઠદશ મનુષ્યોના ભાણાં હમેશા પીરસાતા હતા, એમ કહેવામાં અતિશયોક્તિનો લેશમાત્ર પણ સંભવ નથી. તેમનાં ભગિની તથા પત્ની અતિશય સુશીલ, સુશિક્ષિત તથા મળતાવડા સ્વભાવના હોવાથી, જ્યારે પણ મને તેમની પાસે જવાનો પ્રસંગ પ્રાપ્ત થતો હતો, ત્યારે તેમના સમાગમથી અને તેમની સાથેના વાર્તાલાપથી મને અતિશય આનન્દની પ્રાપ્તિ થતી હતી. કુંજવિહારી

કાલબાદેવી–પ્રિન્સેસ સ્ટ્રીટ ઉપરની એક નવી અને સારી બિલ્ડીંગમા રહેતા હતા. તેમણે એક આખો માળ ભાડે રાખી લીધો હતો અને તેમના ગૃહમાં ફર્નિચર તથા અન્ય વસ્તુઓની રચના તેમ જ નિવાસની પદ્ધતિ એક સારા શ્રીમત ગૃહસ્થના ગૃહ પ્રમાણેની જ હતી

અસ્તુ તેમને મારા દીવાનખાનામા પ્રવેશ કરતા જોઇને મેં ચાહના કપને ટેબલપર રાખી ઉઠીને તેમનો સત્કાર કર્યો અને તેમને માનપૂર્વક કુરસીપર બેસાડ્યા પછી વિનયથી પૂછ્યુ કે "કેમ શ્રીમાન્! અત્યારે આપને અહીં આવવાનો પરિશ્રમ શા કારણથી લેવો પડ્યો છે? અગત્યના કારણ વિના આપનું મારા ગૃહમાં આગમન થાય, એવી મારી ધારણા નથી ગૃહના તો સર્વ કુશળ સમાચાર છે ને?"

"હું અત્યારે અગત્યના કારણ વિના તમારી પાસે નથી આવ્યો, એ તમારી ધારણા અક્ષરેઅક્ષર ખરી છે, કારણ કે, અગત્યના કારણ વિના કોઇને ઘેર જવા જેટલો મને અવકાશ મળતો જ નથી, એ તો તમો સારી રીતે જાણો જ છો, એટલે એ વિષેનો ઊહાપોહ સર્વથા નિરર્થક છે રાતે બાર વાગ્યાથી ગૃહમાં એમને પીડ આવ્યા કરે છે અને બેચેની ઘણી જ વધી ગઈ છે, એટલામાટે જ મારે અત્યારે તમારી પાસે આવવું પડ્યુ છે હજી તો આઠમો માંહનો પૂરો થયો નથી અને પ્રસૂતિના ચિહ્નો દેખાવા માંડ્યા છે, એટલે મારા મનમા એવો ભય રહ્યા કરે છે કે, ક્યાક અધૂરે માસે સુવાવડ થઇ જશે તો તેનુ કદાચિત્ એમના શરીરમા અનિષ્ટ પરિણામ થશે તમો અત્યારે જ મારી સાથે ચાલો, તમારી મૈત્રિણીની પ્રકૃતિને જુઓ અને જો ઉપચારની આવશ્યકતા હોય, તો યોગ્ય ઉપચાર કરો અથવા ડૉક્ટરને બોલાવવાની આવશ્યકતા જણાય, તો પછી ડૉક્ટરને બોલાવીએ" કુંજવિહારીએ પોતાના આગમનનુ કારણ દર્શાવ્યુ

અમારો આ વાર્તાલાપ ચાલતો હતો એટલામા મારી કન્યા મેનકા કુંજ-વિહારીમાટે ચાહનો કપ લઇ આવી, કારણ કે, ચાહનો સમય હોય અને જો કોઇ ગૃહસ્થ અથવા ગૃહસ્થા અચાનક આવી લાગે, તો તેના માટે તત્કાળ ચાહનો કપ હાજર થવો જોઇએ, એવી ઘરના સઘળા માણસોને તાકીદ હોવાથી મારાં સાસૂએ તરત ચાહ તૈયાર કરીને બહારના ઓરડામા મોકલી આપી હતી કુંજ-વિહારીએ ચાહ પીવાનો આરંભ કર્યો એટલે મેં પણ મારા કપમાની બાકી રહેલી ચાહ પીવા માંડી અને તે સાથે કુંજવિહારીને હું કહેવા લાગી કે "અત્યા-રથી આટલી બધી ચિન્તા અને આટલા બધા ગભરાટમા પડી જવાનુ કાઇ પણ કારણ નથી, કારણ કે, કેટલીક વાર ગર્ભવતી સ્ત્રીઓને આઠમા માસમાં આવાં ચિહ્નો દેખાય છે, પરંતુ તેથી કોઈ પણ પ્રકારની બીજી હાનિ થતી નથી, માત્ર કાઇક વેદના ભોગવવી પડે છે અને કેટલીક વાર એવુ પણ બને છે કે, આવાં લક્ષણો દેખાયા પછી બે ચાર દિવસમા પ્રસૂતિ થઈ જાય છે અને આઠમા માસમાં અવતરેલું બાળક બહુધા જીવતુ નથી પરંતુ એ ચિહ્નોમા પણ કાઇક ભેદ હોય છે એટલે આપના પત્નીશ્રીના શરીરમા કેવા પ્રકારના ચિહ્નો ઉદ્ભવ્યા છે, એ તો તેમની શારીરિક પરીક્ષા કર્યા પછી અને તેમને આવશ્યક પ્રશ્નો પૂછ્યા પછી જ જાણી શકાશે. તેમની પ્રકૃતિને જોયા પછી અને તેમની સાથે વાર્તાલાપ કર્યા પછી જે હશે તે હું આપને જણાવીશ અને જો આવશ્યકતા હશે, તો આપણે

ડૉક્ટરને પણ બોલાવીશું આપ બેસો, હુ પાચસાત મિનિટમા જ તૈયાર થઇને આવુ છુ" એ પ્રમાણે કહીને હું વસ્ત્રો બદલવામાટે અંદરના ઓરડામાં ચાલી ગઈ અને સાત કે આઠ મિનિટમા જ તૈયાર થઇને કુંજવિહારી સાથે તેમને ઘેર જવામાટે રવાના થઇ ગઇ

નીચે વિક્ટોરિયા તૈયાર ઊભી હતી, તેમા હુ પાછળની સીટપર બેઠી અને કુંજવિહારી સભ્યતાને જાળવવામાટે મારી સામા આગળની સીટપર બેઠા માર્ગ લાંબો ન હોવાથી ત્રણ મિનિટમા વિક્ટોરિયા કુંજવિહારીના ઘર આગળ આવીને ઊભી રહી અને અમો ઉપર ગયા મેં જે વેળાયે કુંજવિહારીની પત્ની રત્નગૌરીના ખંડમા પ્રવેશ કર્યો, તે વેળાયે તેની વિધવા નણન્દ ધનલક્ષ્મી તેની પર્યંકશય્યા પાસે બેઠી હતી અને રત્નગૌરી તેના ઉદરમાં અસહ્ય પીડ આવતી હોવાથી શય્યામા આળોટતી હતી અને કણુછતી કણુછતી બૂમને દબાવવાનો યત્ન કરતી હતી મને જોતા જ રત્નગૌરીની આખોમાથી આસૂની ધારા વહી નીકળી અને તે ડૂસ્કા ભરતી કહેવા લાગી કે "ચપાબહેન! મારા પ્રાણ નીકળી જાય છે, અને મને અસહ્ય વેદના થાય છે આગળના બે પ્રસગોમા આવી પીડા મને થઈ ન હોતી એટલે અત્યારે મને એમ જ જણાય છે કે, મારૂ મરણ આવી લાગ્યુ છે મારો કાળ આ બાળકનુ સ્વરૂપ ધારણ કરીને મારો જીવ લેવામાટે આવ્યો છે, એવો જ મને ભાસ થયા કરે છે, માટે કોઈ ઉપાય હોય તો તેને અજમાવો અને મારા પ્રાણ બચાવો"

હુ તેના શરીરને તપાસતી અને તેને આશ્વાસન આપતી મિષ્ટ તથા મધુર સ્વરથી કહેવા લાગી "બહેન રત્નગૌરી! તમો આવા સુધીર, સુજ્ઞ અને સહનશીલ હોવા છતા થોડીક વેદનાને સહન કરી શકતા નથી અને આટલી સીમા પર્યન્ત અધીર, અશાન્ત તથા નિરાશ થઈ જાઓ છો, એ જોઇને મને અતિશય આશ્ચર્ય થાય છે એ તો દેહના દણ્ડ છે, એટલે કોઈ વાર પીડા અથવા વેદના પણ ભોગવવી પડે મારા અશ્વિનીકુમારનો જન્મ થયો તે વેળાયે મને આના કરતા પણ વધારે પીડા ભોગવવી પડી હતી અને તમો જ મને આશ્વાસન આપતા હતા, એ ભૂલી ગયા કે શું? જરા શાન્ત થાઓ, જો આવશ્યકતા જણાશે તો યોગ્ય ઉપચાર કરીશું, અને તે ઉપચારના યોગે આશા છે કે, સાંઝ સૂધીમા તમારી આ પીડા શમી જશે પ્રસૂતિના બે પ્રસગોમાથી તમો નિર્વિઘ્ન પાર પડી ગયા છો, એટલે આ તૃતીય વારના પ્રસગમાથી પણ નિર્વિઘ્ન પાર પડી જશો, એવો મારો નિશ્ચય છે, અને તેથી અકારણ ભયને હૃદયમા સ્થાન આપવાનુ કાંઈ પણ પ્રયોજન નથી આવા પ્રસગે છાતીને કઠણ રાખવી અને ધૈર્યનુ અવલબન કરવુ, એ જ આપણુ સ્ત્રીઓનુ કર્તવ્ય છે"

આવી રીતે રત્નગૌરીને મેં આશ્વાસન તો આપ્યું, પરતુ તેને તથા તેની નણદને મેં જે કેટલાક પ્રશ્નો પૂછ્યા અને મારા પ્રશ્નોના મને તેમણે જે ઉત્તરો આપ્યા તે ઉત્તરો સાભળીને રત્નગૌરીના ગર્ભ વિષે મારા મનમા પણ એક પ્રકારની ચિંતા થવા લાગી અને તેથી બહારના ઓરડામા એટલે કે દીવાનખાનામા આવીને કુંજવિહારીને મેં ધીમા સ્વરથી જણાવ્યું કે "તમારા પત્નીશ્રીના શરીરમા જે ચિહ્નો અત્યારે દૃષ્ટિગોચર થાય છે, તેમને જોતા મને તો એમ જ જણાય છે કે, આવતી કાલના પ્રભાત સૂધીમા અધૂરે માસે જ તેમની

પ્રસૂતિ થઈ જશે અત્યારે તેમના ઉદરમા જે પીડ ઉપડી છે, તે શમી ન જાય અને પ્રસૂતિ થઈ જાય, તો વધારે સારૂ, પણ જો પીડ શમી જાય અને કેટલીક વાર બને છે તેમ જો બાળક ઉદરમા જ મરી જાય, તો કાઈક ભયની શકા થાય, એ સ્વાભાવિક છે મારો એવો અભિપ્રાય છે કે, કોઈ સારા પુરુષ ડૉક્ટર તેમ જ એક સ્ત્રી ડૉક્ટરને બોલાવીને તેમનો શો અભિપ્રાય પડે છે તે પણ જોવો અને જો એમના શરીરને કઈ પણ હાનિ ન પહોચે અને ગર્ભને ટકાવી શકાય તેમ હોય, તો તેવા ઉપચાર કરવો અને નહિ તો પછી એમને વેદનામુક્ત કરવામાટે સત્વર પ્રસૂતિ થઈ જાય તેવા ઉપાયો યોજવા ”

મારો અભિપ્રાય કુજવિહારીને યોગ્ય ભાસવાથી તેમણે પોતાના ફૅમિલી ડૉક્ટર હરિ ગજાનન ભાનુ બી એ, એલ એમ ઍન્ડ એસ પર એક ચિઠ્ઠી લખી, અને તે ચિઠ્ઠી પોતાના અનુચરને આપી ગાડીમા જઇને ડૉક્ટરને લઇ આવવામાટે તેને તત્કાળ વિદાય કરી દીધો ડૉક્ટર ભાનુનું દવાખાનું ગિરગામ ઍક રોડ પર આવેલું હોવાથી અને તે ડૉક્ટર લેડી ડૉક્ટરને બીજે સ્થળેથી સાથે લઇને આવવાના હોવાથી તેમને આવતા ઓછામા ઓછો પણ દોઢથી બે કલાકનો સમય થવાનો સભવ હતો એટલે હું ત્યા ટેબ્લપર પડેલુ એક પુસ્તક ઉપાડીને તે જોવા લાગી, કારણ કે, જો પુસ્તક સારૂ હોય, તો તેના વાચનમા જ કલાક દોઢ કલાકનો સમય વીતાડવાની મારી ઇચ્છા હતી, પણ એટલામા જેને કુજવિહારીના ગૃહમા અત પૂર્વ મેં કદાપિ જોઈ ન હોતી એવી એક નવયોવના અને અશ્રુતપૂર્વ રૂપલાવણ્યવતી લલનાને સ્નાનગૃહમાથી સ્નાન કરીને તે દીવા-નખાનામા આવતી મેં જોઇ અને તેના દર્શનથી મારા મનમા તેના પરિચયની સ્વાભાવિક જિજ્ઞાસા ઉદ્ભવતા પુસ્તકને બધ કરીને મેં કુજવિહારીને પૂછ્યું કે “આ બાઈ કોણ છે વારૂ ? કારણ કે, આ બાઇને મેં અત્યાર પૂર્વે આપના ગૃહમા કદાપિ જોયા નથી તેમ જ અત્યારે એમણે જો કે આપણી ગુજરાતી સ્ત્રીઓ જેવા વસ્ત્રો પરિધાન કરેલા છે, છતા એમની શરીરરચનાની વિશિષ્ટતાને જોતા એ બાઈ ગુજરાતના હોય, એવી મારી માન્યતા નથી શું ત્યારે એ બાઈ આપના અતિથિ છે ?”

મારા એ પ્રશ્નના ઉત્તરમા કુજવિહારી મને સબોધીને કહેવા લાગ્યા કે, “ગોરી ગુલામડીઓને વેશ્યાવૃત્તિમાટે વેચવાનો ધધો કરનાર શીલર નામનો એક બદમાશ જર્મન્ તથા હિન્દુસ્તાનમાંની તેના એ ધધાની એજન્ટ દિલ્લીની હશ્મતજાન નામની એક ગણિકા, એક હિન્દુ યુવતી તથા એક મુસલ્માન યુવ-તીને વેચવામાટે સિગાપોર લઈ જતા હતા, તેમને અમોએ સ્ટીમરપરથી પકડ્યાં છે, એ સમાચાર તો તમોએ વર્તમાનપત્રમાં વાચેલા હોવા જ જોઇએ શીલર તથા હશ્મતજાન અપરાધી તથા અપરાધિની હોવાથી તે બનેને કાચી જેલમા રાખવામા આવ્યા છે અને જે હિન્દુ યુવતી તથા મુસલ્માન તરુણી તેમના પ્રપચજાળમા સપડાયલી હતી, તેમને જ્યા સુધી આ કેસનો ચુકાદો આવે, ત્યાં સુધી અતિથિ તરીકે અનુક્રમે મારા ગૃહમા અને અમારા ખાતાના બીજા એક મુસલ્માન અધિકારીના ગૃહમા રાખવાની વ્યવસ્થા કરવામા આવી છે તે પાપા-ત્માઓના પ્રપચજાળમાં સપડાયલા હિન્દુ યુવતી તે આ બાઇ પોતે જ છે; એઓ મૂળ બગાળાના નિવાસિની છે અને એમનુ નામ દેવી કાચનમાલા છે આજે

પાચ છ દિવસથી આ બાઈ અમારા ગૃહમા અમારી સાથે રહે છે અને એટલા સમયમા એમના સ્વભાવ તથા વર્ત્તન આદિનો અમને જે અનુભવ મળ્યો છે, તેના આધારે હુ કોઇ પણ પ્રકારના સકોચ વિના મુક્ત હૃદયથી જણાવી શકુ છુ કે, એ બાઇ અવશ્ય કોઇ કુલીન વશમાથી ઊતરી આવેલા છે અને એક અભિજાતા યુવતી છે આવા એક કુલીન, સુશિક્ષિત તથા સુશીલ બાઇ શીલર તથા હુરમતજાન જેવા પિશાચ તથા પિશાચિકાના પજામા કેવી રીતે અને કેવા સજોગોમા સપડાયા હશે, એ વિષેનો વિચાર આવતા ઘણીક વાર મારા મનમા સખેદ આશ્ચર્ય થયા કરે છે પરતુ હવે આ બાઇને ભય રાખવાનુ કારણ નથી જ્યારે સ્ટીમરમાથી તે પાપાત્માઓને પકડીને આ બાઇ તથા બીજી મુસલ્માન યુવતીનો ઉદ્ધાર કરવામા આવ્યો હતો, તે વેળાયે તો એ બન્ને યુવતીઓને અગ્રેજી પોશાક પહેરાવવામા આવ્યો હતો અને સ્ટીમરના ઉતારૂઓની ટીપમા એમના નામો પણ પોર્ટુગીઝ રાજ્યમાની નેટિવ ક્રિશ્ચિયન સ્ત્રીઓ જેવા જ લખાવેલા હતા, એટલે આ બાઇ પાસે હિન્દુ અબળાનો પોશાક ન હોવાથી અહીં આવ્યા પછી આપણા ઘરમાથી જ એમને આ વસ્ત્રો આપવામા આવ્યા છે અને તેથી જ અત્યારે એમણે આપણી ગુજરાતી સ્ત્રી જેવા વસ્ત્રો પરિધાન કરેલા છે.”

એ કાચનમાલા અથવા એ વગવલ્લભા એક એવી તો રૂપવતી રમણી હતી કે જેના રૂપના સપૂર્ણ વર્ણનનું સાહસ તો કવિકુલગુરુ કાલિદાસ જેવા કોઇ મહાસમર્થ કવિથી જ કરી શકાય, સાધારણ કવિઓની પણ એવી શક્તિ નથી કે તેઓ આવી એક અલૌકિક લાવણ્યમયી લલનાના લલિત લાવણ્યનુ યથાર્થ વર્ણન કરી શકે, તો પછી મારા જેવી એક સાધારણ બુદ્ધિની અબળાથી તો તેના અપ્રતિમ તથા અનુપમ સૌન્દર્યનુ સતોષકારક વર્ણન સર્વથા ન કરી શકાય, એ સ્વાભાવિક જ છે, છતા પણ મારા વાચકવર્ગના સતોષમાટે તેના રૂપવર્ણનનો ભાગ્યો તૂટચો પ્રયત્ન તો મારે કરવો જ જોઇએ, એમ મારી મનો દેવતા મને કહેતી હોવાથી હુ એ સાહસમા પ્રવૃત્ત થાઉં છુ, અને આશા રાખુ છુ કે, મારી એ ધૃષ્ટતામાટે મને મારા સુજ્ઞ પાઠકો તથા પાઠિકાઓ અવશ્ય ક્ષમા આપશે, કારણ કે, આ સાહસ કેવળ તે રભોરૂ રમણીના અદ્વિતીય લાવણ્યનો પાઠકો તથા પાઠિકાઓને મદાદપિમદ ભાસ કરાવવાના ઉદ્દેશથી જ કરાયલુ છે

કાચનમાલાની શરીરયષ્ટિ કૃશ હોવાથી તેને કૃશાગી કહેવામા કોઈ પણ પ્રકારનો પ્રત્યવાય આવે તેમ ન હોતુ સમસ્તશરીરયષ્ટિ કૃશ હોવા છતા, તેના વક્ષસ્થળ તથા નિતબપ્રદેશમા આવશ્યકીય પુષ્ટતાનો સપૂર્ણ નિવાસ હોવાથી, તેના મનોહર ગોલાકૃતિ મુખમડળમા શુકચચુ સમાન નત નાસિકા તથા મીન સમાન મારકણા નેત્રો શોભી રહેલા હોવાથી તેમ જ તેના શિરપરનો કેશકલાપ તેના સિંહસમાન કટિભાગને ઉલ્લઘીને નીચે ઊતરતો હોવાથી તેને જો પીનસ્તની, નિતબિની, મીનાક્ષી તથા દીર્ઘકેશિની આદિ વિશેષણો આપવામા આવે, તો તેનામા તે સર્વ વિશેષણોની અક્ષરશ સાર્થકતા થવાનો સપૂર્ણ સભવ હતો તેના શરીરનો વર્ણ જો કે ગૌર હતો, પરતુ તે ગૌર વર્ણમા તેના શરીરમા અભિસરતા શુદ્ધ શોણિતની રક્તિમાનું એવુ તો યોગ્ય અને પરિમાણપૂર્ણ મિશ્રણ થયેલુ હતુ કે તેના યોગે તેની ગુલાબી શરીરકાન્તિ મુનિવરોના મનને પણ ચળાવી નાખવાને સમર્થ હતી તેના હસ્ત, ચરણ, અગુલી તથા

કર્ણ ઇત્યાદિ ભિન્ન ભિન્ન અવયવો પણ એવા તો ઘાટીલા અને સુંદર હતા કે જ્યાં દૃષ્ટિ નાખીએ ત્યાં મનોહરતા, સુંદરતા તથા આકર્ષકતા વિના અન્ય કોઇ વસ્તુ દેખાતીજ ન હોતી કવિકુલાવતંસ મહાકવિ કાલિદાસે પોતાના 'શૃંગારતિલક' નામક એક લઘુ કાવ્યગ્રન્થના આરંભમાં જે એક શ્લોક આપ્યો છે, તે શ્લોકનું એ અંગનાને જોતાં મને અચાનક સ્મરણ થઇ આવ્યું તે શ્લોક આ પ્રમાણે છે —

"बाहू द्वौ च मृणालमास्यकमलं लावण्यलीलाजलम्,
श्रोणी तीर्थशिला च नेत्रशफरं धम्मिल्लशैवालकम् ।
कान्तायाः स्तनचक्रवाकयुगलं कन्दर्पबाणानलै-
र्दग्धानामवगाहनाय विधिना रम्यं सरो निर्मितम्"

એનો ભાવાર્થ એવો થાય છે કે —જેમાં, "સ્ત્રીની બે ભુજાઓ મૃણાલ છે, જેમાં સ્ત્રીનું મુખમંડળ કમલ છે, જેમાં વનિતાલાવણ્યવિલાસરૂપ જલ ભરેલું છે, સ્ત્રીનો કટિભાગ જેમાં ઊતરવામાટેની નિસરણી છે, જેમાં નેત્રરૂપ મત્સ્યો વિહાર કરી રહ્યા છે, બદ્ધકેશરૂપ શેવાલનો જેમાં વિસ્તાર થયેલો છે અને જેમાં ઉભય સ્તનો ચક્રવાક પક્ષીના જોડા સમાન છે, એવું સ્ત્રી શરીરરૂપ રમણીય સરોવર વિધાતાએ કામદેવના બાણોના અનળથી દગ્ધ થયેલા પુરુષોના અવગાહન એટલે સ્નાનમાટે નિર્માણ કરેલું છે"*

---

* 'શૃંગારતિલક' કાવ્યના શ્લોકોના જેમ શૃંગાર પક્ષના અર્થો થાય છે, તેમ જ શાંત પક્ષ કિંવા વૈરાગ્ય પક્ષને દર્શાવનારા અર્થો પણ થાય છે આ શ્લોકનો શૃંગારપક્ષીય અર્થ તો ઉપર આપેલો જ છે અને 'विधिना रम्यं सरो निर्मितम्' ને બદલે 'विधिना अरम्यं सरो निर्मितम्' એટલો જ અન્વયમાં ભેદ કરવાથી તેમાં વૈરાગ્યપક્ષીય અર્થની નિષ્પત્તિ થાય છે અને તે નીચે પ્રમાણે —

"જેમાં સ્ત્રીની બે ભુજાઓ કમલના દંડ છે, જેમાં સ્ત્રીનું મુખકમળ છે; લલનાના લાવણ્યની લીલા જેમાં જળ છે, સ્ત્રીનો કટિપ્રદેશ જેમાં ઊતરવાની નિસરણી છે; સ્ત્રીના નેત્રરૂપ મત્સ્યો જેમાં વિહાર કરી રહ્યા છે; સ્ત્રીના બદ્ધકેશરૂપ શેવાલનો જેમાં અધિકાર વ્યાપેલો છે અને જેમાં સ્ત્રીના સ્તનરૂપ ચક્રવાક પક્ષીઓનું જોડું શોભી રહ્યું છે, એવા સ્ત્રી શરીરરૂપ સરોવરને કુત્સિત જાણીને ત્યાગી દેજે, અર્થાત્ વિદ્વાન્ તથા વિચારશીલ પુરુષોને એ સરોવર નિમજ્જન કરવા યોગ્ય નથી, કારણ કે, વિધાતાએ એ સરોવરને—સ્ત્રીશરીરરૂપ સરોવરને—કેવળ કામી પુરુષોને પીડવામાટે જ નિર્માણ કરેલું છે"

આ અસાર સંસારમાં પંડિત પુરુષોની બે પ્રકારની પ્રવૃત્તિ હોય છે, અર્થાત્ જેમને તત્ત્વજ્ઞાનની પ્રાપ્તિ થયેલી હોય, તેમણે ઉપર્યુક્ત વૈરાગ્યપક્ષીય અર્થ અનુસાર સ્ત્રીશરીરરૂપ અરમ્ય સરોવરના વિહારને ત્યાગીને તત્ત્વજ્ઞાનરૂપ સુધાસાગરમાં નિમજ્જિત રહેવું, એ જ તેમના માટે યોગ્ય છે, પરંતુ જેમને એ સત્ય તત્ત્વજ્ઞાનની પ્રાપ્તિ ન થયેલી હોય, તેમણે તો ઘનસ્તન તથા ઘનજઘનવતી મુગ્ધાંગનાના શરીરનો તૃષ્ણા સહિત સ્પર્શ કરવામાં ઉદ્યમી થઇને, ઉપર્યુક્ત શ્લોકના શૃંગારપક્ષીય અર્થ અનુસાર, સુંદરીશરીરસરોવરને પરમ રમણીય માની, કાળક્ષેપ કરવો, એ જ તેમના માટે કલ્યાણકારક છે, એવો જ્ઞાની પુરુષોનો અભિપ્રાય છે

સ્ત્રી અને તેમાં પણ સુંદર સ્ત્રીના શરીરના અવયવોની ઉત્તમતાનું આના કરતાં અધિક ઉચિત વર્ણન થવું અશક્ય છે, અને એ વર્ણન જાણે એ કાંચનમાલાના અવયવોનું જ હોયની ! એવો જ મને ભાસ થવા લાગ્યો મારા હૃદયમા તેના પૂર્વવૃત્તાંતને જાણવાની તીવ્ર ઉત્કંઠાનો ઉદય થયો અને તેથી મેં કુંજવિહારીને પૂછ્યું કે: "આ બાઇ વગીય નારી તો છે, પરંતુ એમનો જન્મ કઇ જાતિમા થયો છે, બંગદેશમાના ક્યા ગ્રામની ભૂમિ એમની જન્મભૂમિ છે અને એઓ પોતાની જન્મભાષા ઉપરાંત ભારતવર્ષની બીજી પણ કોઇ ભાષા બોલી તથા સમજી શકે છે કે કેમ, એ આપ જાણો છો ખરા કે ? જો જાણતા હો, તો મને જણાવવાની કૃપા કરશો ?"

"બંગાળાનાં આ રમણીરત્નનો જન્મ ત્યાની બ્રાહ્મણજાતિમા થયેલો છે, એઓ એક કુલીન પિતાના પુત્રી છે, મુર્શિદાબાદ એમની જન્મભૂમિ છે અને એઓ પોતાની જન્મભાષા બંગાળી ઉપરાંત ઉર્દુ, હિન્દી તથા આપણી ગુજરાતી ભાષા સારી રીતે બોલી તથા સમજી શકે છે; માત્ર એટલું જ નહિ, પણ અંગ્રેજી ભાષાનું પણ આ બાઇ આવશ્યકીય જ્ઞાન ધરાવે છે" કુંજવિહારીએ મારા પ્રશ્નનું યથાર્થ ઉત્તર આપ્યું અને એ ઉત્તર સાભળીને મારા મનમા વળી એક પ્રકારનો અધિક સંતોષ થયો

રૂપ સાથે વિદ્યાના અથવા સુવર્ણ સાથે સૌગન્ધ્યના સયોગને જોઇને મારા મનમાં સતોષ તો થયો, પરંતુ તે સાથે કાઇક આશ્ચર્ય પણ થયું, અને તેથી હું મારા આશ્ચર્યને દર્શાવતી બોલી "ઉત્તમ બ્રાહ્મણ જાતિમા ઉત્પન્ન થયેલા, કુલીન પિતાના પુત્રી, અનુપમા સુદરી તથા સુશિક્ષિતા હોવા છતા, આ બાઈ શીતર તથા હરમતજાન જેવા પિશાચ તથા પિશાચિકાની જાળમા કેવી રીતે અને શા કારણથી સપડાયા—ફસાયા હશે, એની મારાથી કશી પણ કલ્પના કરી શકાતી નથી અને તેથી મારા મનમાં એક પ્રકારનુ મહદ્ આશ્ચર્ય થયા કરે છે"

અત્યાર સુધી મૌનનું અવલબન કરીને બેઠેલી કાંચનમાલાએ મારા એ ઉદ્ગારને સાંભળી પોતાના વીણાવિનિન્દિત મધુર સ્વરથી કહ્યું "ભગિની ! આપણા જૂના વિચારના ઉચ્ચજાતીય જનસમાજમા શાસ્ત્રકથિત નિયમોના સ્થાનમાં જે કેટલીક વિઘાતક તથા અનિષ્ટ રૂઢિઓ અતિશય પ્રબળ થઈ પડી છે, તે વિઘાતક રૂઢિઓમાની એક રૂઢિ જ આ અભાગિની અભિજાતા બંગમહિલાના અધઃપાતનું મૂળ કારણ છે એ દુષ્ટ રૂઢિએ મારા જેવી સહસ્રાવધિ કુલીન, રૂપવતી અને વિદ્યાવતી ઉચ્ચજાતીય બંગમહિલાઓનો અધઃપાત કરી નાખ્યો છે, અને જો એ રૂઢિ આવા જ સ્વરૂપમા ચાલતી રહેશે, તો ભવિષ્યમા પણ સહસ્રાવધિ બગાલી બાળાઓ અધોગતિની ગહન ગર્તામા પડતી રહેશે, એ નિર્વિવાદ છે. હાય ! . . ."

કાંચનમાલા આગળ બોલવા જતી હતી એટલામા કુંજવિહારીનો અનુચર ડૉક્ટર બાબુ તથા બેરી ડૉક્ટરને લઇને આવી પહોંચ્યો અને તેથી એ વાર્તાલાપ અત્યારે તો આટલેથી જ અટકી ગયો

વિશેષ સ્પષ્ટીકરણમાટે જુઓ ભર્તૃહરિકૃત 'શૃંગારશતક' શ્લોક ૧૯ થી ૨૫ સુધીના ૭ શ્લોક.

## પ્રકરણ ૩ જું

## દેવકુમારીનું પત્ર

ડૉક્ટર ભાનુ પારસી જાતિની જે એલ એમ એન્ડ એસ થયેલી લેડી ડૉક્ટરને પોતાની સાથે લઈ આવ્યા હતા, તે લેડી ડૉક્ટર મને સારી રીતે ઓળખતી હતી અને હુ તેને સારી રીતે ઓળખતી હતી, કારણ કે, તેનો અને મારો વ્યવસાય એક જ હોવાથી આવા પાચ કે સાત પ્રસગોમાં હું અને તે લેડી ડૉક્ટર એકત્ર થઈ ગયા હતા, અને હું એક ઘણી જ સારી અનુભવિની મિડવાઈફ છું, એવો તેનો મારા વિષે ઉત્તમ અભિપ્રાય હોવાથી કેટલીક વાર પોતાના હાથમાના એવા કોઇ કેસમા મને તે મસલત કરવાને પણ બોલાવતી હતી, અને બહુધા અમો બન્નેનો અભિપ્રાય ભાગ્યે જ ભિન્ન થતો હતો તે લેડી ડૉક્ટરનુ નામ નાજા હતું, તેની અવસ્થા લગભગ પાત્રીસ વર્ષની હતી અને તે અદ્યાપિ કુમારિકા જ હતી મિસ નાજા એક સ્વરૂપસુંદરી તથા સુશિક્ષિતા અબળા હોવા છતા અદ્યાપિ કુમારિકા જ રહી હતી અને તેનુ કારણ એ હતું કે, તેના માતાપિતાની આર્થિક સ્થિતિ સારી ન હોવાથી અને જે થોડાઘણા પૈસા હતા તે તેની એક મોટી બહેનને પરણાવીને ઠેકાણે પાડવાના કાર્યમા ખર્ચાઈ ગયેલા હોવાથી, મિસ નાજામાટે પદરથી વીસ હજાર રૂપીઆની કીમતનો સારો વર ખરીદવાની તેમની શક્તિ ન હોતી, અને એટલામાટે એ કન્યાને પરણાવવાના વિચારને માડી વાળીને તે ભવિષ્યમા પોતાનો નિર્વાહ પોતે જ ચલાવી શકે, માત્ર એટલુ જ નહિ, પણ વૃદ્ધાવસ્થામા માતાપિતાનું પણ પાલનપોષણ કરી શકે એવા ઉદ્દેશથી ઘરમા બાકી જે કાઈ થોડી ઘણી મૂડી હતી તે ખર્ચીને તેમ જ કેટલુક કર્જ કરીને તેમણે મિસ નાજાને ડૉક્ટરની પરીક્ષામા પાસ કરાવી હતી મિસ નાજા સ્વરૂપસુદર અને પ્રભાવશાલિની અબળા હોવા સાથે મીઠાબોલી અને મળતાવડા સ્વભાવની ડૉક્ટર હોવાથી તે હિન્દુ તથા પારસી કુટુબોમા ઘણી જ પ્રિય થઈ પડી હતી, અને તેથી પ્રતિ માસ તેને બસોથી અઢીસેં રૂપીઆની આવક થયા કરતી હતી

ડૉક્ટર ભાનુ જેવા એક વિદ્વાન્ શાત સ્વભાવના અને યશસ્વી ડૉક્ટર હતા, તેવા જ સાધુચરિત તથા નિસ્પૃહ પણ હતા, અને તેમના એ ગુણોથી તેઓ હિન્દુ કુટુબોમા તો એટલા બધા પ્રિય થઈ પડ્યા હતા કે, લોકોની એવી પ્રિયતા તો ભાગ્યે જ કોઈ ડૉક્ટર મેળવી શકયો હશે અને મેળવશે અત્યારે પણ તેઓ વર્તમાન છે અને પ્રતિષ્ઠાપૂર્વક પોતાનો વ્યવસાય ચલાવ્યા કરે છે

અસ્તુ ડૉક્ટર ભાનુ તથા લેડી ડૉક્ટર મિસ નાજાને ઉઠીને માન આપી» સાહેબજી તથા હસ્તધૂનન કરીને મેં કુરસીપર બેસાડ્યા, અને ત્યાર પછી શ્રીમતી રત્નગૌરીની જે સ્થિતિ હતી અને તેના શરીરમા જે કાઈ પણ વિકૃતિજન્ય ચિહ્નો દેખાતા હતા તેનો વૃત્તાત તેમને કહી સભળાવ્યો મારા મુખથી એ વૃત્તાંત સાભળી લીધા પછી તેઓ મારી સાથે રત્નગૌરીના ઓરડામા આવ્યા. પ્રથમ ડૉક્ટર ભાનુએ એક પુરુષ તરીકે રત્નગૌરીના શરીરની જેટલી બાહ્ય પરીક્ષા કરી શકાય તેટલી પરીક્ષા કરી લીધી અને બીજી વિશેષ પરીક્ષાનુ કાર્ય મિસ નાજાને સોંપીને તેઓ બહારના દીવાનખાનામા ચાલ્યા ગયા ત્યાર પછી દરવાજા બધ

કરીને મિસ નાઝએ રત્નગૌરીની અન્ય જે આવશ્યક શારીરિક પરીક્ષા કરવાની હતી તે કરી અને કેટલાક પ્રશ્નો પણ પૂછ્યા એ પ્રશ્નો અને તેના ઉત્તરો અમારા વ્યવસાયના અંગે અતિશય મહત્ત્વના હોવા છતાં પણ આ સ્થાનમાં તેમને વિસ્તારથી ઉદ્ધૃત કરવાની અગત્ય નથી ત્યાર પછી હુ અને મિસ નાઝ દીવાનખાનામા આવ્યા અને ડૉક્ટર ભાનુ તથા મિસ નાઝનો પણ એ જ અભિપ્રાય આવ્યો કે "ચોવીસ કલાકમા છૂટકો થવો જ જોઇએ" પરંતુ ડૉક્ટર ભાનુએ એટલુ વિશેષ જણાવ્યુ કે "અમુક એક ઔષધ અત્યારથી આપવામા આવે અને અમુક ચિહ્નો જો અદૃશ્ય થઈ જાય તો કદાચિત્ છૂટકાનો વખત લબાય, અને બરાબર વખત આવતા છૂટકો થાય, છતા એ વિષે હુ ખાત્રી આપી શકતો નથી. જો તમારી ઇચ્છા અને તમારો આગ્રહ હોય, તો જ હું તે દવા આપુ" મિસ નાઝએ ડૉક્ટર ભાનુને કહ્યુ "મારી એવી ઇચ્છા છે કે, તે દવા તમો બાઇને આપો; જો એથી ડિલીવરીનો ટાઇમ લબાય તો ઠીક, અને નહિ તો કાચી ડિલીવરી તો થવાની છે જ, અર્થાત્ અત્યારે તો 'લગા તીર, નહિ તો તુક્કા' એ હિસાબે જ ઉપચાર કરવાનો છે, તો પછી વધારે વિચાર કરવાની શી આવશ્યકતા છે વારુ?"

કુજવિહારીએ કહ્યુ "તમને જેમ યોગ્ય લાગે તેમ કરો, માત્ર મારા પત્નીની વેદના શમી જાય અને તેના જીવનની સુરક્ષિતતા જળવાય, એ જ અમને જોઇએ છીએ અત્યારે ગર્ભ કરતા ગર્ભિણીના જીવનની જ અધિક ચિંતા રાખવાની છે, એ તમોને નવેસરથી જણાવવાની આવશ્યકતા હોય, એવી મારી માન્યતા નથી" ડૉક્ટર ભાનુએ એક પ્રિસ્ક્રિપ્શન લખીને આપ્યુ અને તે લઇને કુજવિહારીનો નોકર ડૉક્ટરની સાથે દવા લેવામાટે પાછો તેની ડિસ્પેન્સરીમા ગયો ડૉક્ટર ભાનુ તથા લેડી ડૉક્ટર મિસ નાઝના ગયા પછી હુ પણ જવાની તૈયારી કરવા લાગી, કારણ કે, અગિયાર વાગવા આવ્યા હતા એટલે મારો જમવાનો સમય થયો હતો અને કુજવિહારીના ઑફિસ ટાઇમમા પણ માત્ર અડધા કલાકનો જ સમય બાકી હતો મેં કુજવિહારીને કહ્યુ કે "મહાશય! જે દવા આવે તે તમારા પત્નીને પાજો, અને રાત સુધીમા શુ પરિણામ આવે છે તે જોજો દવા આપવા છતા પણ જો વેદના ચાલુ રહે અને કાઇ ભય જેવું જણાય, તો તત્કાળ મને બોલાવજો અને જરા પણ ગભરાઈ જશો નહિ" એ પછી મેં કાચનમાલાને સબોધીને કહ્યું "બહેન કાચનમાલા! તમારો વૃત્તાત સાભળવાની અને જે દુષ્ટ રૂઢિના પરિણામે તમારી આવી અધમ અવસ્થા થઇ છે તે રૂઢિ તથા તેના પરિણામોને જાણવાની મારી આકાક્ષા છે અને હું આશા રાખુ છુ કે, કોઇ વાર અવકાશની વેળાયે જો તમને કોઇ પણ પ્રકારનો સકોચ ન હોય, તો મને તમો પોતાનો સત્ય વૃત્તાત કહી સભળાવવાની કૃપા અવશ્ય કરશો" એના ઉત્તરમા કાચનમાલાએ મૃદુ અને મદ હાસ્ય કરીને કહ્યુ કે "હુ અવશ્ય મારો વૃત્તાત અથવા મારી કર્મકથા તમને અવકાશની વેળાયે કહી સભળાવીશ, અને જો મહાશય કુજવિહારી આજ્ઞા આપશે, તો મનોરજનમાટે હુ કોઇ વાર આપની સાથે આપને ઘેર પણ આવીશ, કારણ કે, એક ને એક જ સ્થાનમા બેસી રહેવાથી કેટલીક વાર મને કટાળો આવ્યા કરે છે અને મન મુઝાયા કરે છે" કુજવિહારી એ વેળાયે જમવામાટે ભોજનગૃહમા ગયેલા

હોવાથી મેં કાચનમાલાને કહ્યું કે "હું એ વિષે મહાશય કુંજવિહારીને પ્રાર્થના કરીશ અને હુ આશા રાખું છું કે તેઓ તમને મારી સાથે મારે ઘેર આવવાની અવશ્ય આજ્ઞા આપશે જ વારૂ, પણ તમારી સાથે શીલર તથા હરમતજાનના પંજામા સપડાયલી પેલી મુસલ્માન યુવતીનુ નામ શું છે?" "મરીયમ," કાચનમાલાએ કહ્યુ મેં જણાવ્યુ કે "હું હરમતજાન, શીલર તથા મરીયમને એક વાર તેમના પરિચયમા આવેલી હોવાથી કાઇક ઓળખુ છુ અને તેથી મારે એક વાર કોઇ પણ રીતે મરીયમની મુલાકાત પણ કરવી જ પડશે" કાચનમાલાએ કહ્યું કે "જો મહાશય કુંજવિહારીને એ વિષે કહેશો તો તેઓ મરીયમ સાથે તમારી મુલાકાત કરાવી આપશે, જો તેમની અનુમતિ હશે, તો હું પણ તમારી સાથે મરીયમ પાસે આવીશ, કારણ કે, મરીયમ સાથેના કેટલાક દિવસના સમાગમથી તેના વિષે મારો ઘણોજ ઉચ્ચ અભિપ્રાય બધાયો છે, અને મારો તેની સાથે કાઇક મૈત્રીસબધ પણ સંધાયો છે મારા અભિપ્રાય પ્રમાણે મરીયમ એક એવી તો સરળહૃદયા અબળા છે કે તેના જેવી અબળા સો અથવા હજારમા એક પણ ભાગ્યેજ મળી શકે છે પરતુ તમો શીલર તથા હરમતજાન જેવા રાક્ષસ તથા રાક્ષસીના પરિચયમા આવ્યા છો અને તેમને ઓળખો છો, એ જાણીને તમારા તેમની સાથેના પરિચયની કથા સાભળવાની મારા મનમા પણ જિજ્ઞાસા ઉદ્ભવી છે" મેં કહ્યું કે "બહેન કાચનમાલા! તમો તમારો વૃત્તાત સભળાવીને મારી આકાક્ષાને તૃપ્ત કરજો અને હું મારો વૃત્તાત સભળાવીને તમારી જિજ્ઞાસાને શમાવીશ અત્યારે તો હવે પ્રણામ" આમ કહી એક વાર પુન રત્નગૌરીના ઓરડામા જઇ તેને આશ્વાસન આપીને હું ત્યાથી મારા ગૃહ પ્રતિ જવાને વિદાય થઇ ગઇ

હું ઘેર આવી તે વેળાયે રસોઇ તૈયાર હતી, મારા પતિ જમીને કુલાએ ચાલ્યા ગયા હતા, મન્મથકુમાર તથા મેનકા પણ ભોજનકાર્યથી નિવૃત્ત થઇને પોતપોતાની શાળામા ગયા હતા અને મારા પુત્ર અશ્વિનીકુમારે પણ મન્મથકુમાર તથા મેનકા સાથે બેસીને જમી લીધું હતુ એટલે મારી માતા તથા સાસૂ મારી વાટ જોઇનેજ જમ્યા વગરની બેસી રહ્યા હતા હુ આવી એટલે હું, મારી માતા તથા મારી સાસૂ મળીને ત્રણે જણીઓ સાથે જમવા બેસી ગયા જમતા જમતા મારી માતાએ પૂછ્યું કે "કેમ ચપા! તને આજે એકજ કેસ જોઇ આવતાં આટલો બધો વિલબ થયો? એક બીજી બાઇ પણ તને તેડવામાટે આવી હતી, પણ તું ન હોવાથી મારે જ ત્યા જવુ પડ્યુ હતું આપણા ધધામા જે એક મોટી મુશ્કેલી છે તે એ છે કે અમુક સ્ત્રીઓનુ મન જે દાયણ અથવા સોયાણી સાથે મળી ગયેલું હોય છે તેમને તે જ દાયણ અથવા સોયાણી અનુકૂળ થઇ પડે છે, કારણ કે, નવી દાયણ પાસે બેસીને સ્ત્રીઓ પોતાનાં કેટલાક ગુપ્ત દુખો દર્શાવતા શરમાય છે અને તેથી તે નવી દાયણના ઉપચારો તેમના માટે વ્યર્થ થઇ પડે છે" મેં વિલબ થવાનુ કારણ વિસ્તારપૂર્વક મારી માતા તથા સાસૂને જણાવ્યુ, અને તે જાણ્યા પછી તેમનો નિશ્ચય થયો કે, મને કુંજવિહારીને ઘેર જે વિલબ થયો હતો તે અકારણ તો ન હોતોજ. હજી તો અમો પૂરા જમી રહ્યાં ન હોતાં એટલામા દીવાનખાનામાથી લટકાથી પૂછાયલો "કેમ ચપા બહેન! શું થાય છે?" આ પ્રશ્ન મારા કાનોમાં આવીને અથડાયો.

કંઠસ્વરથી હુ તત્કાળ ઓળખી ગઇ કે તે પ્રશ્ન પૂછનારી લટકાળી લલના બીજી કોઇ નહિ, પણ મારી મૈત્રિણી નાથીબાઇ જ હતી મેં કહ્યું કે "આવો, આવો નાથી બહેન, જમવા આવો" "જમો, બહેન, નીરાંતે જમો, હુ બેઠી છુ" નાથી નામની કોયલડીએ ટહુકો કર્યો થોડી વારમા જ ભોજનકાર્યની સમાપ્તિ થઇ અને મારી માતા તથા મારી સાસૂ પોતપોતાની આહ્નિકાઓની શુશ્રૂષામાટે બહાર ચાલી ગઇ એટલે મને તથા નાથીબાઇને એકાતવાસ તથા નિ સકોચ વાર્તાલાપનો સ્વાભાવિક પ્રસગ મળી ગયો અશ્વિનીકુમાર બહાર ચાલીમા બીજા સમવયસ્ક બાળકો સાથે રમતો હોવાથી તેના બોલવાથી અમારા વાર્તાલાપમા જે ખડ પડવાનો કિંચિત્ સભવ હતો તે સભવ પણ અત્યારે થોડા વખતને માટે અદૃશ્ય થઈ ગયો હતો

હુ જમીને દીવાનખાનામાં આવ્યા પછી તરત પાન બનાવવા લાગી અને નાથીબાઇએ મને સબોધીને કહ્યું કે "ચપા બહેન ! આજે ચાર પાચ દિવસ થવા આવ્યા તોય તમારા તો દર્શન જ ન થયા, એનું શું કારણ છે વારૂ ? એટલુ બધુ તે શું મહાભારત કામ આવી પડયુ છે કે પાચ પાચ દિવસ સૂધી પોતાની આ ગરીબ બહેનપણીની સાર સભાળ લેવાની ફુરસદ પણ તમને નથી મળી શકતી ? હવે હેત ઓછું થવા માડયું છે કે શું ? ધધો, ધધો તે કેટલો ધધો ? શું આખી મુબઇના પૈસાને ઉસેડીને તમોએ પોતાની તીજોરીમા ભરી લેવાનો વિચાર કર્યો છે ? બળ્યો આવો તે ધધો હોતો હશે ! દિવસે પણ ધધો અને રાતે પણ ધધો જો ધધાની આવી ધમાચકડી ચલાવ્યા કરશો, તો થોડા દિવસમા જ તબીયત ખરાબ થઇ જશે અને ખાટલામા પડવાનો વખત આવશે પછી તો જેવી તમારી મરજી અમે તો કહેનારા તે કહી છૂટીએ છીએ, માનવુ કે ન માનવુ, એ તમારી મરજીની વાત છે"

"બીજા કોઇને બોલવા દેશો કે પોતે જ એકલા લાબુ લાબુ ભાષણ આપતા રહેશો ?" મેં પાનની એક બીડી તેના હાથમા આપી અને બીજી પાનપટીને મારા મુખમા પધરાવીને બોલવા માડ્યુ "પાચ દિવસ સૂધી તમારે ઘેર ન આવવાનુ કારણ મારો ધધો અથવા લોભ નથી, કિંતુ હુ છેલ્લી તમારે ઘેર આવી હતી તેને બીજે દિવસે અસ્પર્શ્યતાનો પ્રસગ આવ્યો એટલે ત્રણ દિવસ તો બહાર નીકળાય તેમ હતુ જ નહિ આજે સવારમા સ્નાનથી શુદ્ધ થઇને તમારી પાસે આવવાનો વિચાર હતો એટલામા અચાનક એક ગર્ભવતી રુગ્ણ સ્ત્રીને જોવા જવાનો પ્રસગ આવ્યો અને તેથી આજે સવારમા પણ મારાથી તમારી પાસે ન આવી શકાયુ જમતી જમતી હું એ જ વિચાર કરતી હતી કે બેક વાગે તમારી પાસે જઇશ, પણ એટલામા તો તમો પોતે જ અહીં પધાર્યાં ખરી બાબત આમ છે, છતા ધારો કે ધધાની ધમાલને લીધે મારાથી તમારી પાસે નિયમિત ન આવી શકાઈ હોય, તો પણ તેમા મારો દોષ શો છે, તે હું સમજી શકતી નથી, કારણ કે, તમારા માટે તમારા સ્વર્ગવાસી સ્વામી જેમ તીજોરી ભરીને નાણા મૂકી ગયા છે, તેમ અમારા માટે કોઇ દોલત રાખી ગયુ નથી, એટલે અમારે તો પ્રતિષ્ઠાપૂર્વક અમારો સસારવ્યવહાર ચલાવવામાટે વ્યવસાયમા ચિત્ત પરોવીને જોઇતુ ધન મેળવવું જ જોઇએ, નહિ તો આ રાતા મોઢા

કાળા ઠીકરા જેવા થઇ જાય, સમજ્યા? પુત્ર તથા પુત્રી આદિનો ગૃહમાં વિસ્તાર વધ્યો છે એટલે કાલે તેમને પરણાવવાનો પ્રસંગ પણ આવીને ઊભો રહેશે, એનો પણ કાંઈ વિચાર કરવો ખરો કે નહિ? ગરબારી હોવા છતાં 'ખાવા ઉઠયા ને બગલમાં હાથ' અથવા 'આગળ હાથ, પાછળ હાથ, ને રક્ષા કરે ગોરખનાથ' જેવા હિસાબથી વર્તીએ તે પાલવે ખરૂં કે? એ તો જેવી ભૂમિકા હોય, તેવો જ અભિનય થવો જોઇએ, નહિ તો ભૂમિકા બગડી જાય, અને વાલોના વટાણા થઈ જાય, એ તમો નથી જાણતા કે શું? હવે હું તમારો દોષ બતાવીશ ગારો કે ગમે તે કારણથી પાંચ દિવસ સુધી હું તમારી પાસે તમારે ઘેર ન આવી શકી, એ ખરી વાત, પણ તમારો મારામાં જ્યારે આટલો બધો પ્રેમ છે, તો પછી તમો પોતે પાંચ દિવસ સુધી મારે ઘેર શા કારણથી ન પધાર્યા, એ કૃપા કરીને જણાવશો? પગે મેંદી તો ન હોતી લગાડી ને? આ સવાલનો શું તમો પણ એ જ જવાબ આપશો કે,

> "યૂં કહો કે આઉં ગર તો કિસ તરહસે આઉં મયઁ;
> યાદ થા વાઅદા મગર મેંહદી લગી થી પાઉંમેં?"

મારી આ ટકોર સાભળીને નાથીબાઇએ એક દીર્ઘ નિશ્વાસ નાખ્યો અને કહ્યું કે "ચંપા બહેન! મારા એવા ભાગ્ય ક્યાંથી કે મને હાથે અને પગે મેંદી લગાડવાનો પ્રસંગ પ્રાપ્ત થાય? મારૂં એ સૌભાગ્ય તો ઈશ્વરે પ્રથમથી જ હરી લીધુ છે એટલે એ સૌભાગ્ય તો હવે તમારે જ ભોગવવાનું છે, કારણ કે,

> 'યે તલ્વે વો હયઁ કે જિનકી કિસ્મતમેં ઝાડિયા હયઁ કટેલિયા હયઁ,
> બહારે રંગે હિનાકે કાબિલ યે નન્ની નન્ની હથેલિયા હયઁ!'

અસ્તુ આ તકરારનો અંત લાવી નાંખો પાંચ દિવસ સુધી મારે ઘેર ન આવવામાં જેમ તમારો દોષ નથી, તેમ પાંચ દિવસ સુધી તમારે ઘેર ન આવવામાં મારો પણ દોષ નથી, કારણ કે, આપણે છેલ્લા મળ્યા ત્યાર પછીના ત્રણ દિવસ સુધી જે અવસ્થા તમારી હતી તે જ અવસ્થા મારી પણ હતી અને એ કારણથી જ મારાથી તમારી પાસે આવી શકાયું ન હોતુ, નહિ તો તમારા દર્શન વિના મારાથી પાંચ દિવસ કાઢી શકાય ખરા? પરંતુ ચંપા બહેન! હવે જ્યારે પણ આવો પ્રસંગ આવે, ત્યારે તમો ત્રણ કે ચાર દિવસ મારા ઘરમાં આવીને મારી સાથે જ રહો, તો શું ખોટુ છે વારૂ? બાળકોને પણ ત્યાં રાખવામાં કશો વાંધો આવે તેમ નથી એથી તમને તો કદાચિત્ થોડી ઘણી અડચણ થવાનો સંભવ છે, પરંતુ મને તો અવશ્ય આનંદ મળશે અને મારા આ સ્વાર્થમાટે જ હું અત્યારે આવા પ્રકારનો પ્રસ્તાવ કરૂં છું મારી આ પ્રાર્થના માન્ય થશે ખરી કે?"

"હવે બીજી વાર એવો પ્રસંગ આવશે ત્યારે એ વિષેનો વિચાર કરીશું 'જેને આડી રાત તેની શી કરવી વાત?' એવો એક નિયમ હોવાથી મહિના પછી થનારી ઘટનાનો અત્યારે જ શો નિશ્ચય કરી શકાય વારૂ?" મેં આડકતરી રીતે નાથીબાઇના પ્રસ્તાવને હવામાં ઉડાવી દેવાનો પ્રયત્ન કર્યો

પરંતુ મારા આશયને ન સમજી શકવાથી નાથીબાઇએ કહ્યું. "વારૂ ત્યારે પ્રસંગ આવતા હું તમને એ વિષે વળી નવેસરથી સ્મરણ કરાવીશ"

એ પછી આમતેમની બીજી કેટલીક વાતોમા સમય વીતતાં દોઢ વાગવા આવ્યો ને મન્મથકુમાર એક કલાકની રજામા ઘેર આવ્યો મન્મથકુમાર વિધવા દેવકુમારીનો પુત્ર હતો, એ ભેદને નાથીબાઈ સારી રીતે જાણતી હતી એટલે મન્મથકુમાર બીજી વાર જમીને પાછો નિશાળમા ગયા પછી નાથીબાઈ મને પૂછવા લાગી "ચપા બહેન ! અત્યારે તો આ મન્મથ જેવા બાળક મન્મથકુમારને પોતાના ગૃહમા રાખીને તમો એનુ એક માતા સમાન વાત્સલ્યથી પાલન પોષણ કરો છો, પરતુ એની માતા હિન્દુ વૈશ્ય અને એનો પિતા મુસલ્માન હોવાથી એ મોટો થશે ત્યારે કઈ જાતિનો ગણાશે અને એનો લગ્નસબધ કઈ જાતિની કન્યા સાથે થશે ? કારણ કે, એના માતા પિતાની જાત ઇત્યાદિને જાણ્યા વિના કોઈ પણ હિન્દુજાતિની કન્યા તો એને મળી શકે તેમ નથી અને મુસલ્માન ધર્મને સ્વીકાર્યા વિના મુસલ્માનો પણ એની સાથે શરીરસબધ બાધે એ સર્વથા અશક્ય જ જણાય છે અર્થાત્ એના જેવી જ કોઈ વર્ણસકર સ્ત્રીસાથે એ પોતે સમજણો થયા પછી શરીરસબધ કરી લે તો તે એક જૂદી વાત છે પરંતુ જો તેમ થશે, તો પછી તમો એને પોતાના ગૃહમા રાખી શકશો નહિ અને જો એ જૂદો થશે, તો જેને બાલ્યકાળથી તમોએ ઉછેરીને મોટો કર્યો છે તે પુત્રતુલ્ય બાળકના વિયોગથી તમારા હૃદયમા અવશ્ય એક પ્રકારનો આઘાત થશે જ આ સર્વ વિષયોનો વિચાર કરતા મન્મથકુમારના ભાવિ જીવનનો આકાર કેવા પ્રકારનો બધાશે અને તમારો પરિશ્રમ સફળ થશે કે નિષ્ફળ થઈ જશે, એની ઘણીક વાર મારા મનમા ચિંતા થયા કરે છે ઘણા દિવસથી તમારી પાસેથી આ વિષેનો ખુલાસો મેળવવાની મારી ઇચ્છા હતી, પરતુ એક કે બીજા કારણથી આજ સુધી આ વિષયની ચર્ચા ચલાવવામાટેનો અનુકૂળ પ્રસગ આવ્યો ન હોતો અને તેથી મે એ વિષે તમને કાઇ પૂછ્યુ ન હોવુ આજે અચાનક મન્મથકુમાર અત્યારે નજરે પડવાથી અને એકાત હોવાથી આ વિષયની કાઇક ચર્ચા ચલાવવાનું મેં યોગ્ય ધાર્યુ છે, અને મને આશા છે કે, આ મારી શકાનુ તમો સતોષકારક સમાધાન કરશો."

નાથીબાઇની એ શકાનુ સમાધાન કરતી હુ શાતિ તથા ગભીરતાથી કહેવા લાગી "નાથી બહેન ! તમારી આ શકાનુ વિસ્તારથી સમાધાન અથવા નિવારણ કરવાની આવશ્યક્તા નથી, કારણ કે, તમારી આ શકા એવી છે કે, માત્ર થોડાક શબ્દોમા જ તેનુ નિવારણ કરી શકાય તેમ છે એ તો તમો જાણો જ છો કે, અમારી જાતિ ખવાસની છે, કાઈ બ્રાહ્મણ, ક્ષત્રિય કિંવા વૈશ્યની નથી. ખવાસ એટલે બાદશાહોના ગુલામ અથવા રાજાઓના દાસ ખવાસ શબ્દ મૂળ અરબી ભાષામાથી આવેલો છે અને તે ખાસ શબ્દનુ બહુવચન છે અમારી જાતિમા કુમારિકા ખવાસણના વ્યભિચારથી ઉત્પન્ન થયેલા બાળકોનો પણ સ્વીકાર કરાય છે, તો પછી આ વૈશ્યજાતિની સ્ત્રીના ઉદરથી ઉત્પન્ન થયેલા પુત્રનો અમારી જાતિમા અસ્વીકાર થાય, એ કદાપિ સભવે ખરૂ ? અર્થાત્ મન્મથકુમારને અમારી જાતિમાથી એકને બદલે એકવીસ કન્યાઓ મળી શકે તેમ છે; છતા ધારો કે, કન્યા ન મળે, તો હું મારી પોતાની કન્યા મેનકા સાથે મન્મથકુમારનો લગ્નસબધ કરી આપીશ, અને એને ઘરજમાઇ કરીને મારી સાથે જ રાખીશ સવાલ માત્ર એટલો જ છે કે, મન્મથકુમાર જેવો સ્વરૂપસુદર છે તેવો જ સુશિક્ષિત, સદ્ગુણી અને સદ્વર્તનશીલ થવો જોઇએ. જો સદ્ગુણી થશે, તો એક

ઉત્તમ નાગરિક અને ગૃહસ્થ તરીકે જીવનને વીતાડવામા એને કોઈ પણ પ્રકારનો વાંધો આવે તેમ નથી, કારણ કે, એક તો એની જન્મદાત્રી માતા પણ એને ધન આદિની આવશ્યકીય સર્વ સહાયતા આપવાને સમર્થ છે તેમ જ ઈશ્વરની કૃપાથી અમો પણ દાળ રોટલે સુખી છીએ, એટલે મન્મથકુમારને કોઇ પણ પ્રકારની ચિન્તામા પડવાનો પ્રસગ પ્રાપ્ત થાય તેમ નથી"

મારા આ ઉત્તરથી નાથીબાઇની શકાનુ સમાધાન થઈ ગયુ અને તેણે એટલા જ શબ્દો ઉચ્ચાર્યાં "ઈશ્વર' એ બાળકને સદ્દગુણી થવાની સદ્દબુદ્ધિ આપો અને તમારી સર્વ આશાઓ સફળ થાઓ, એ જ મારો આશીર્વાદ છે"

અમો ઉભય સખીઓનો આ પ્રમાણેનો પરસ્પર સવાદ ચાલી રહ્યો હતો એટલામા પોસ્ટમૅન એક કાગળ લઇને આવ્યો કોઇ અકસ્માતથી દિલ્લીનો મેલ સવારમા ત્રણેક કલાક મોડો આવેલો હોવાથી તે મેલના કાગળોની ડિલીવરી પણ ચારેક કલાક મોડી થઈ હતી એટલે કે જે કાગળ મને અગિયાર વાગ્યાની લગભગમા મળવો જોઇએ તે કાગળ ત્રણ વાગ્યા પછી મળ્યો હતો એ કાગળ દેવકુમારીનો લખેલો હતો અને તેમા આ પ્રમાણેની વિગત જણાવેલી હતી —

"... ... ... દિલ્લી, તા૦ . ... ૧૯૧ ..

"સદા કૃપાળુ ચપા બહેનની સેવામા, મુ મુબઈ

"વિ૦ વિ૦ આજે પદરેક દિવસથી તમારો કાગળ નથી, તેથી મનમાં ચિન્તા થયા કરે છે છેલ્લા અઢાર દિવસથી કાગળ નથી લખી શકાયો, તેનું કારણ એ છે કે, મારી પ્રકૃતિ કાઇક અસ્વસ્થ રહ્યા કરે છે હું છેલ્લી વાર મુબઇ આવી હતી તેને આઠેક મહિનાનો કાળ થવા આવ્યો છે, અને હજી બીજા છ માસ પર્યન્ત કેટલાક કારણોથી મારાથી દિલ્લીને છોડીને બહાર નીકળી શકાય તેમ નથી મારી એવી ઇચ્છા છે કે આ કાગળ મળતા થોડા જ વખતમા તમો પોતે એક વાર દિલ્લી આવી જાઓ અને મને મળી જાઓ મારે તમારી સાથે એક ખાનગી બાબત વિષે રૂબરૂમા કેટલીક સલાહમસ્લત ચલાવવાની છે તમો આવો ત્યારે ચિરજીવી મન્મથ, ચિરજીવી અશ્વિનીકુમાર તથા ચિરંજીવિની મેનકા આદિ બાળકોને પણ અવશ્ય સાથે લેતા આવશો, કારણ કે, તેમને જોવા તથા વ્હાલ કરવામાટે મારૂ મન ઘણુ જ તલસી રહ્યું છે સેકન્ડ ક્લાસમાં આવજો, તમારી મુસાફરીનો સઘળો ખર્ચ હું આપીશ અને તે ઉપરાત તમારા જે દિવસો ભાગશે તેનો પણ યોગ્ય બદલો વાળી આપવામા આવશે તમારાં પૂજ્ય માતુશ્રી તથા તમારા પૂજ્ય સાસુજીને મારા ઘટિત વચાવશો, અને ત્રણે બાળકોને મારી વતી વ્હાલ કરશો આશા છે કે, તમો સપરિવાર આનદમાં હશો, મારા યોગ્ય કાર્ય સેવા ફરમાવશો અને ત્યાથી રવાના થાઓ ત્યારે તાર કરજો, એટલે અહીં તમારા નિવાસ આદિની યોગ્ય વ્યવસ્થા કરી રાખવામા આવશે. આ પત્રનું ઉત્તર વળતી ટપાલે લખશો અને તમો કેટલા દિવસમા અહીં આવશો તે લખી જણાવવાની કૃપા કરશો

"નિરતર સ્નેહાભિલાષણી
દેવકુમારીનાં
સ્નેહવદન સ્વીકારશો."

## પ્રકરણ ૪ થું

### મારી વ્યવસાયદક્ષતા અને પ્રવાસયોજના

હુ દેવકુમારીનો એ કાગળ વાચતી હતી એટલામા મારી માતા બહારથી ઘેર આવી અને એ વેળાયે લગભગ ચાર વાગ્યાનો સમય થયેલો હોવાથી નાથીબાઈ અમારી રજા લઇને પોતાને ઘેર જવામાટે વિદાય થઈ મેં તે કાગળને વાચી પાછો કવરમા નાખીને કવરને મારા ટેબ્લના ખાનામા રાખી દીધુ અને દેવકુમારીની પ્રાર્થનાને માન આપી મન્મથકુમાર, અશ્વિનીકુમાર તથા મેનકા આદિ બાળકોને સાથે લઇને દિલ્લી જવુ કે કેમ, એ વિષેના વિચારમા હુ નિમગ્ન થઈ ગઈ મારી માતા પોતાની એક ગ્રાહિકામાટે એક ખાસ ઔષધિ તૈયાર કરવાના કાર્યમાં રોકાયલી હોવાથી તેણે મારી સાથે કોઈ પણ પ્રકારનો વિશેષ વાર્તાલાપ ન કર્યો અને તેથી મને વિચાર કરવાનો યોગ્ય અવકાશ મળી શક્યો હુ મારા મનમા જ વિચાર કરતી કહેવા લાગી "દેવકુમારીનુ મન કેવળ તેના પોતાના પુત્ર મન્મથકુમારને જોવા તથા વ્હાલ કરવામાટે તલસી રહ્યુ હશે એ નિર્વિવાદ વાર્તા છે, પણુ મેનકા તથા અશ્વિનીકુમારને પણ દિલ્લી લાવવામાટેનો તેણે જે આગ્રહ કર્યો છે, તે કેવળ સભ્યતા દર્શાવવાનો જ એક પ્રયત્ન છે, તો પછી અત્યારે બે પ્રશ્નોનો વિચાર મારે કરવાનો છે તેમાનો પ્રથમ પ્રશ્ન એ છે કે, અત્યારે મારે દિલ્લી જવુ કે કેમ ? અને જો જવુ તો ત્રણે બાળકોને સાથે લઈ જવા કે એકલા મન્મથકુમારને જ લઈ જવો ? જો હુ અત્યારે દિલ્લી જઇશ, તો ત્યાથી પાછા આવતા સુધીના પદર દિવસ તો અવશ્ય થશે જ એટલે જે કેટલીક રુગ્ણ સ્ત્રીઓ મારી સારવાર તળે છે તેમને એક પ્રકારની અડચણ થઈ પડશે અને સર્વ બાળકોને સાથે લઈ જવાથી પ્રવાસમા એક પ્રકારનો વિશેષ ત્રાસ ભોગવવો પડશે ત્યારે હવે કેમ કરવુ ? ધારો કે કદાચિત્ મારી ગ્રાહિકાઓની શુશ્રૂષાનું કાર્ય મારી માતા તથા મારી સાસૂને સોપીને હું પદર દિવસને માટે દિલ્લી જવાનુ સાહસ કરૂ, તો પણુ સર્વ બાળકોને તો ત્યા સાથે ન જ લઈ જવા, કિન્તુ કેવળ મન્મથકુમારને જ સાથે લઈ જવો, અને એક નોકરને પણુ સાથે લેવો કે જેથી પ્રવાસના ત્રાસમા કાઇક ન્યૂનતા થાય " આવા પ્રકારના નિશ્ચયપર હુ આવી લાગી, પરતુ એ નિશ્ચયપર આવતાની સાથે જ મારા મનમા એ પ્રશ્ન ઉદ્ભવ્યો કે, "જો હુ દિલ્લી જઇશ, અને પાછળ શીલર તથા હરમતજાનનો કેસ ચાલી જશે તો મુબઇના ન્યાયમદિરમા હાજરી આપીને એ જાણવા યોગ્ય કેસને નજરોનજર ચાલતો જોવાનો અને શીલર તથા હરમતજાનના ભયાનક વૃત્તાત તેમ જ કાચનમાલા તથા મરીયમના હૃદયદ્રાવક વૃત્તાતને સાભળવાનો અલભ્ય પ્રસગ મારા હાથમાથી ચાલ્યો જશે અને વર્તમાનપત્રોમા એ કેસનો જેટલો અહવાલ છપાશે, તેટલાથી જ સતોષ માનીને બેસી રહેવુ પડશે ત્યારે દેવકુમારીની પ્રાર્થનાને સ્વીકારીને આ પ્રસગને વ્યર્થ જવા દેવો કે કેમ ?" શીલર તથા હરમતજાનના ભયાનક વૃત્તાત તથા કાચનમાલા અને મરીયમના અધ પાતની ભયકર કથાને સાભળવામાટેની મારી આકાક્ષા એટલી બધી પ્રબળ થઈ ગઈ હતી કે, આ મારા સમક્ષ આવી પડેલા બે વિષયોમાના ક્યા વિષયને વિશેષ મહત્ત્વ આપવુ, એ વિષેનો તત્કાળ મારાથી કશો પણુ નિર્ણય કરી ન શકાયો અને હુ વિચારના

ગહન સમુદ્રમા ગોથા ખાવા લાગી વિચારમા હું એવી અને એટલી બધી નિમગ્ન થઈ ગઈ હતી કે, મારી સાસૂ ઘરમાં આવી ગયેલી હોવા છતા તે ક્યારે આવી અને ક્યારે નહિ, એનુ પણ મને ભાન કે જ્ઞાન ન હોતુ હું વિચારનિદ્રામા આટલી સીમા પર્યન્ત તલ્લીન હતી, તેવામા અચાનક "કેમ ચપા બહેન ! શું થાય છે ?" એ શબ્દો મારા શ્રવણોમા આવીને અથડાયા અને તેમણે મારી એ વિચાર-નિદ્રાનો ભગ કરી નાખ્યો એ શબ્દો ઉચ્ચારનાર મારી એક ગ્રાહિકા હતી અને તે ઉચ્ચ વૈશ્ય જ્ઞાતિના એક ધનાઢ્ય તથા પ્રતિષ્ઠિત કુટુમ્બની એક નવયૌવના તથા રૂપસુદરી પ્રમદા હતી

"કોણ, વસન્તબા કે ? પધારો, પધારો, કોઈ દિવસ નહિ, ને આજે આપના પનોતા પગલા આ ગરીબની ઝૂપડીમા ક્યાથી ? મારી આખો મને છેતરતી તો નથી ને ? વિરાજો આ આસનપર" મેં તેને જોતા જ આ પ્રમાણેના આશ્ચર્યદર્શક શબ્દો ઉચ્ચાર્યા, અને માનપૂર્વક તેને મારી આરામકુરસીમા બેસાડીને હું પોતે એક બીજી કુરસીપર બેસી ગઇ

આરામકુરસીમા બેસતા વસન્તકુમારીએ મદ હાસ્ય કરીને પુલકિત મુખથી કહ્યુ "ચપા બહેન ' તમોએ નાટકનો ધધો તો છોડી દીધો છે, પણ અદ્યાપિ એક નટી તરીકેનો તમારો સ્વભાવ તો જેવો ને તેવો જ રહી ગયો છે અત્યારના તમારા શબ્દો સાભળીને જાણે રગભૂમિપર એક કુશળ નટી પોતાની ભૂમિકા કુશળતાપૂર્વક ભજવતી હોયની ! એવો જ ભાસ થયા કરે છે મારા પગલા શા, તમારી ઝૂપડી શી, ને આખોનુ છેતરવુ શુ ! એ બધુ પાડિત્ય મારાથી તો બાઈ જરાય સમજી શકાતુ નથી તમારૂ કામ પડે ત્યારે તમો અમારે ઘેર આવો, અને અમારૂ કામ પડે ત્યારે અમો તમારે ઘેર આવીએ, એટલે એમા આટલા બધા વિવેકની શી આવશ્યકતા હોય વારૂ ? આ તો અમારા માન તમે બહુ વધારી નાખ્યા ને શુ ? હુ તો બહેન ' મારા સ્વાર્થમાટે આવી છુ, કાઇ તમારા પર ઉપકાર કરવામાટે આવી નથી."

"જે આજ્ઞા હોય તે સત્વર સભળાવો, કારણ કે, આપની આજ્ઞાને શિરોધાર્ય કરવામાટે આ ચપા નિરતર તૈયાર છે" મેં એ પ્રમાણે વિવેકથી ઉત્તર આપીને અદરના ઓરડામા જઇ મારી માતાને ચાહ તૈયાર કરવાની સૂચના આપી દીધી

વસન્તકુમારીએ કહ્યુ "ચપા બહેન ! અત્યાર સુધીમા બે વાર મને કસુવાવડ થઈ ગઈ છે, એ તો તમો જાણો છો એટલે આ વખતે મુબઈમા સુવાવડ ન કરતા દેશમા જઇને સુવાવડ કરવી એવો મારા પતિનો તેમ જ મારો પોતાનો પણ અભિપ્રાય છે, અને એટલામાટે ત્રણેક મહિના પછી એટલે કે સાતેક મહિનાનો ગર્ભ થયા પછી મારે દેશમા જવાનુ છે અને ત્યા ત્રણ મહિનાને માટે તમને પણ સાથે લઈ જવાનો મારો નિશ્ચય છે, તો તે વેળાએ તમો મારી સાથે આવી શકશો કે કેમ, એ તમને પૂછીને નક્કી કરી લેવામાટે જ હું આજે તમારી પાસે આવી છુ દેશમા અહીંના જેવા સૂતિકાગૃહો અથવા સુવાવડખાનાંની સગવડ ન હોવાથી તેમ જ ત્યા હુશિયાર લેડી ડૉક્ટર તેમ જ સોયાણીઓનો પણ બહુધા અભાવ હોવાથી તમારા જેવી અનુભવી સ્ત્રી ચિકિત્સિકા તથા કુશળ ધાત્રીને સાથે રાખવી, એ વધારે સારૂં છે, એવી મારી માન્યતા છે

તમારા પ્રવાસનો, ખાનપાનનો તથા બીજો સર્વ ખર્ચ અમો આપીશું અને તે ઉપરાંત ત્રણ માસનો જેટલો પગાર તમો માગશો તેટલો પગાર આપવાને પણ અમો તૈયાર છીએ જો પરમાત્માની કૃપાથી આ વેળાયે બાળક અથવા બાલિકા જીવિત રહેશે અને અમારી આશા સફળ થશે, તો તમારૂં બીજું પણ જે કાંઈ સન્માન અમારે કરવાનું હશે તે કરીશું મારા પતિના ઉદાર સ્વભાવને તમો સારી રીતે જાણો છો, એટલે એ વિષે વિશેષ બોલવાની કશી પણ આવશ્યકતા હોય, એવી મારી ધારણા નથી. અત્યારે જ આ વિષયનો નિશ્ચય કરી લેવાનું મેં એટલામાટે યોગ્ય ધાર્યું છે કે તમારાથી તમારાં બીજાં કાર્યો એટલા સમયમાં આટોપી શકાય અથવા તો કેટલાક કાર્યોની અન્ય વ્યવસ્થા કરીને સમય આવતાં તમારાથી મારી સાથે આવવામાટે તૈયાર થઈ શકાય તમારો ધંધો અહીં સારી રીતે ચાલે છે અને તમારી ગ્રાહિકાઓની સંખ્યા વિશાળ છે, એ હું જાણું છું અને તેટલામાટે જ પાણીથી પહેલાં પાળ બાંધી લેવાનો મેં પ્રયત્ન કર્યો છે; નહિ તો બીજી મિડવાઈફ઼ તો મને એકને બદલે એકવીસ મળી શકે તેમ છે, પરંતુ મારી શ્રદ્ધા તમારામાં બંધાયલી હોવાથી જ્યાં સૂધી તમો આવવાને તૈયાર રહો, ત્યાં સૂધી બીજી ગમે તેવી સારી અને વખણાતી મિડવાઈફ઼ કે સાધારણ ધાત્રીનું મોંઢું બોલાવવાની મારી ઇચ્છા નથી ત્યારે તમારો હવે શો વિચાર છે તે જણાવશો?"

"વસન્તબા' પ્રથમના તમારા આવા બે પ્રસંગોમાં સગર્ભાવસ્થામાં સ્ત્રીએ જે અમુક નિયમો અવશ્ય પાળવાના હોય છે, તે નિયમોના પાલનમાં તમે લેશ માત્ર પણ લક્ષ આપ્યું ન હોતું અને તમારા પોતાના તે દોષના પરિણામે જ બે વાર તમને કસુવાવડ થઈ ગઈ હતી, એનો હવે તમારા મસ્તિષ્કમાં કાંઈક વિચાર આવ્યો હોય એમ જણાય છે છતાં હજી અત્યારે પણ તમારા હસ્તથી એક ભયાનક પ્રમાદ થાય છે અને તે એ છે કે, તમોએ સાત માસનો ગર્ભ થયા પછી દેશમાં જવાનો નિશ્ચય કર્યો છે મારા અભિપ્રાય પ્રમાણે તો બે માસ પૂર્વે જ તમો દેશમાં ગયાં હોત, તો વધારે સારૂં હતું, પણ અત્યારે જ મુંબઇને ત્યાગીને દેશમાં પ્રયાણ કરી જાઓ અને ત્યાં ગર્ભિણી સ્ત્રીએ પાળવાના નિયમોનું કઠિનતાથી પાલન કરો અને પછી જુઓ કે તમો એક તેજસ્વી પુત્ર અથવા રૂપવતી પુત્રીની માતા થઈને સંતાનને સંતોષથી રમાડવાના ભાગ્યને પ્રાપ્ત કરી શકો છો કે નહિ જો તમો એ નિયમોનું પાલન કરશો, તો મને પોતાની સાથે લઈ જવાની કે ડૉક્ટર આદિની સહાયતાની તમારા માટે કાંઈ પણ આવશ્યકતા રહેશે નહિ આરોગ્યશાસ્ત્ર કિંવા વૈદ્યક શાસ્ત્રનો એક એવો સર્વમાન્ય સિદ્ધાંત છે કે, જે રોગી પથ્યનું પાલન કરે છે, તેને પણ ઔષધિના સેવનની આવશ્યકતા હોતી નથી અને જે રોગી પથ્યનું પાલન નથી કરતો, તેને પણ ઔષધિના સેવનની આવશ્યકતા હોતી નથી, કારણ કે, પથ્ય પાળનારનું આરોગ્ય અખંડ તથા અવિકૃત રહે છે એટલે તેને ઔષધિ શામાટે જોઈએ? તેમ જ પથ્ય ન પાળનારનો રોગ ઔષધિ લેવા છતાં પણ દૂર થવાનો સંભવ નથી, તો પછી તેને પણ ઔષધિ લેવાથી શો લાભ છે? આ નિયમ જો ગર્ભિણી સ્ત્રીને લાગૂ પાડવામાં આવે તો એ જ નિષ્કર્ષ નીકળે છે કે જે સ્ત્રી સગર્ભાવસ્થામાં પાળવાના નિયમોને સારી રીતે પાળે છે, તે સ્ત્રીના ગર્ભનો

નાશ થતો જ નથી એટલે તેના માટે સ્વાભાવિક જ બાહ્યોપચારની આવશ્યકતા ટળી જાય છે, અને જે ગર્ભિણી સ્ત્રી તે નિયમોનું પાલન નથી જ કરતી તેના ગર્ભનું અન્ય અનેક ઉપચારો કરવા છતા પણ ભાગ્યે જ રક્ષણ થઈ શકે છે, અને તેથી એ નિયમોને ન પાળનારી અબળામાટે પણ ઔષધ આદિ સર્વ પદાર્થો સર્વથા નિરુપયોગી છે, એ નવેસરથી કહેવાની અગત્ય નથી"

"ગર્ભિણી સ્ત્રીને પાળવાના એ આવશ્યક નિયમો કયા છે વારુ?" વસન્તકુમારીએ જિજ્ઞાસાથી પૂછ્યુ

મેં તેના એ પ્રશ્નના ઉત્તરમા નીચેના નિયમો દર્શાવ્યા

(૧) હૃદયમા નિરતર પ્રસન્નતા તથા શાતિ રાખીને પોતાના પતિ વિષે પોતાના મનમા પવિત્ર પ્રેમભાવ રાખવો, (૨) પોતાથી બની શકે ત્યા સુધી ક્રોધ તથા શોકનો હૃદયમા પ્રવેશ થવા ન દેવો, (૩) સારી અને સ્વચ્છ હવામા રોજ હરવાફરવાનું ચાલૂ રાખવુ, (૪) મનને પ્રસન્ન રાખનારા પ્રત્યેક કાર્યમા ભાગ લેવો અને કેટલોક સમય સારી રમતગમતમા પણ વીતાડવો, (૫) સાદો, પણ પૌષ્ટિક ખોરાક લેવો, મસાલેદાર, તીખો તેમ જ ખાટો ખોરાક લેવો નહિ, અને જેમની જાતિમા મદિરાપાન તથા માસભક્ષણનો બાધ ન હોય, તેવી જાતિની ગર્ભિણી સ્ત્રીઓએ પણ સગર્ભાવસ્થામા માસભક્ષણ તથા મદિરાપાનને સર્વથા ત્યાગ કરી દેવો, (૬) મનને વિકારોત્પાદક વિચારોથી અલિપ્ત રાખવુ અને એકાતમા પતિસમાગમનો પ્રસગ સર્વથા ન આવવા દેવો, અથવા તેવો પ્રસગ આવે તો પોતે પોતાના મનપર કાબૂ રાખવો અને પતિને પણ સયમી થવાનો ઉપદેશ આપવો જો પતિ સાથે એક જ ગૃહમા સયમના ભગનો સભવ જણાતો હોય, તો કોઈ પણ ઉપાયે પતિની દૃષ્ટિથી દૂર રહેવાનો પ્રયત્ન કરવો. આપણી કેટલીક ઉચ્ચ હિન્દુ જાતિઓમા ગર્ભિણી સ્ત્રીઓને સુવાવડ કરવા-માટે તેમના પીયરિયામા મોકલવાની જે રૂઢિ પ્રચલિત છે, એનુ કારણ એ જ છે કે, ગર્ભિણી સ્ત્રીને તેના પતિના સસર્ગથી દૂર રાખવી, (૭) નિદ્રા તથા વિશ્રામનું સપૂર્ણ સેવન કરવુ અને જે કામ કરવાથી થાક ચઢી આવવાનો સભવ હોય, તેવુ કઠિન પરિશ્રમવાળુ કામ કરવું નહિ; (૮) નઠારા અને વિદ્રૂપ દૃશ્યોને જોવા નહિ, અને જો તેવા દૃશ્યો જોવામા આવે, તો પોતાના મનને દૃઢ કરી તે દૃશ્યોના પરિણામને મનમાથી તત્કાળ કાઢી નાખવાનો યત્ન કરવો, તે પરિણામને મનમા દૃઢ થવા દેવુ નહિ। (૯) નિસર્ગના સૌન્દર્યમા, સુદર પુષ્પોમા, મનોહર ફળોમા, સુદર બાળકોમા તથા હૃદયહારક ચિત્રોમા જેટલું અધિક ધ્યાન અપાય તેટલુ આપવુ, કારણ કે, એ સર્વ બાહ્ય સુદરતાનું ગર્ભમાના બાળકના શરીરમા યોગ્ય પરિણામ થવાનો સપૂર્ણ સભવ હોય છે અને એવી સુદરતામા ચિત્તવૃત્તિને એકાગ્ર કરવાથી ગર્ભિણીના ગર્ભમા અત્યત સુંદર બાળકનો ઉદ્ભવ થાય છે, (૧૦) ગર્ભસ્થ બાળકના આરોગ્યની દૃઢતામાટે બળવાન્, ભીમકાય તથા મલ્લ પુરુષોનાં ચિત્રોમાના તેમના બલિષ્ઠ તથા પુષ્ટ શરીરોનુ સૂક્ષ્મ દૃષ્ટિથી અવલોકન કરવું, કારણ કે, એથી બલિષ્ઠ તથા ભીમકાય બાળક અવતરવાનો સભવ છે, (૧૧) વૈદ્યક શાસ્ત્રની માન્યતા પ્રમાણે પાચમે મહિને ગર્ભમાં જીવનો સચાર થતો હોવાથી પાચમા માસ પછી તો ગર્ભિણી સ્ત્રીએ પોતાના આચાર, વિચાર, વિકાર અને વ્યવહાર આદિમા બહુ જ સભાળ રાખવાની

આવશ્યકતા છે; અર્થાત્ પાચમા માસથી બાળકને જન્મ આપવાનો સમય આવે ત્યા સુધી ગર્ભિણી સ્ત્રીએ દયાળુ, માયાળુ, મૃદુલ, તથા પ્રેમાળ સ્વભાવ રાખવો; નામાંકિત તથા વિરલ નરોના જીવનચરિત્રોનો સૂક્ષ્મ અભ્યાસ કરવો, જેવા પ્રકારના ઉત્તમ બાળકને ઉત્પન્ન કરવાની પોતાની ઇચ્છા હોય, તેવા ઉત્તમચરિત આદર્શ નરનારીઓના જીવનની ઘટનાઓના વાચન તથા વિચાર આદિમા બની શકે તેટલા વિશેષ સમયનો ભોગ આપવો, ધર્મના ગ્રન્થો વાચવા, ધર્મ તથા નીતિના ઉપદેશો સાભળવા, શરીર તથા મનની પવિત્રતાને અખડ જાળવી રાખવી અને શારીરિક તથા માનસિક સર્વ અનુચિત વિકારોને દાસ પ્રમાણે અધિકારમા રાખવા

એ ઉપરાત ગર્ભિણી સ્ત્રી તથા બાળકના રોગો, પ્રસૂતિ સમયમા રાખવી જોઇતી સભાળ, નવીન જન્મેલા બાળકનું સગોપન અને કોઇ પણ પ્રકારની પીડા વિના બાળકને જન્મ આપવાની પદ્ધતિ, ત્યાર પછી પતિ સાથેનો વ્યવહાર આદિ વિષયો પણ ગર્ભિણી સ્ત્રીએ જાણવા યોગ્ય છે અને એ વિષયોની એ વિષેના કેટલાક ગ્રન્થોમા ઉત્તમ ચર્ચા કરેલી હોવાથી એવા એક બે ગ્રન્થો હું આપને વાચવામાટે આપીશ જો દપતીના શરીરો સુદૃઢ તથા આરોગ્યમંડિત હોય અને તેમનામા કોઈ આનુવશિક ભયાનક રોગનો દોષ ન હોય, તો આ નિયમોના પાલનથી ગર્ભિણી સ્ત્રી અવશ્ય ઉત્તમ સતતિને જન્મ આપી શકે છે, એમાં કોઇ પણ પ્રકારનો સશય છે જ નહિ આપે ગુજરાતી ભાષાનો સારો અભ્યાસ કરેલો હોવાથી હુ જે ગ્રન્થોથી આપને આ વિષયનુ ઉત્તમ જ્ઞાન થવાનો સંભવ હશે તેવા જ ગ્રન્થો આપીશ અને એ જ્ઞાન થતા ભવિષ્યમા આપને ઓષધોપચારની કશી પણ આવશ્યકતા રહેશે નહિ પછી તો જેવો આપનો વિચાર; કારણ કે, આનો સર્વ આધાર વિચારની દૃઢતાપર જ રહેલો છે ”

“ઠીક છે; તમારા ઉપદેશ પ્રમાણે વર્તવાનો ભવિષ્યમા હુ પ્રયત્ન કરીશ અને આ વિષયના ગ્રન્થો પણ વાચીશ, પરતુ આ સર્વ ભવિષ્યની ઘટનાઓ હોવાથી અત્યારે તો મને તમારી સહાયતા વિના ચાલી શકે તેમ નથી એટલે તમો મારી સાથે મારા દેશમા આવશો કે નહિ, એનો ખુલાસો મને તમારા તરફથી અત્યારે જ મળી જાય, તો સારૂ” વસન્તકુમારીએ વળી પાછો મને પોતા સાથે લઈ જવાનો આગ્રહ કર્યો

“વારૂ, જ્યારે આપનો મારામા આટલો બધો વિશ્વાસ છે અને મને પોતાની સાથે લઇ જવા માટેનો આપ આટલો બધો આગ્રહ કરો છો, તો મારો આપને એ ઉપદેશ છે કે, આપ બેચાર દિવસમા જ દેશમા જવાની તૈયારી કરો અને દેશમા જઇને આનન્દથી રહો હુ ત્રણ માસનો સમય આપની સેવા શુશ્રૂષા તથા આપના સમાગમમા વીતાડીશ હુ ધનની એટલી બધી લોલુપ નથી, એટલે આપ જે કાઇ પણ આપશો તેથી મને તો સતોષ જ થવાનો છે. હું કદાચિત્ અત્યારે જ આપની સાથે આવત, પણ અહીંના એક બે એવાં તો અગત્યના કાર્યો છે કે જેમને અપૂર્ણ અવસ્થામા મૂકી શકાય તેમ નથી, અને તે ઉપરાત એક અત્યત મહત્ત્વના બીજા કાર્યમાટે જો બની શકે તો બે ચાર દિવસમા મારે પદરેક દિવસને માટે દિલ્લી જવાનુ છે, એટલે હું યોગ્ય સમય થતાં પાછળથી જ આપની પાસે આવી શકીશ. હું અત્યારે જ

આપને દેશમા જવાનો આગ્રહ કરૂ છું એનું કારણ તો આપના જાણવામાં આવેલું હોવું જોઇએ એ વિષેના વિશેષ વિવેચનની આવશ્યકતા હોય, એવી મારી ધારણા નથી" મેં વસન્તકુમારીને સત્વર દેશમા જવાનો ઉપદેશ આપીને ત્રણ માસ પછી ત્યા તેની પાસે જવાનું વચન આપી દીધું

વસન્તકુમારીએ કહ્યું "વારૂ, ત્યારે મારા પતિ સાથે આ વિષયનો ઊહાપોહ કરીને હુ બનતી ઉતાવળે દેશમા જવાનો યત્ન કરીશ, અને મારા પ્રયાણનો નિશ્ચય થતા કા તો હુ તમને મારી પાસે બોલાવીશ અને કા તો હું પોતે આવીને તમને મળીશ જો તમો મારી સાથે હોત, તો તમારા હસમુખા અને આનદી તથા વિનોદી સ્વભાવનો મને સારો લાભ મળી શકત અને તમારા સમાગમથી મારો સમય આનદમા વીતી જાત, પણ અત્યારે જ જો તમો મારી સાથે આવો, તો ઓછામા ઓછો છ માસનો કાળ તમારે મારી સાથે વીતાડવો પડે અસ્તુ તમો ત્રણ મહિના પછી ત્યા આવશો, તો પણ આપણે ત્રણ માસનો સમય એક બીજાના સહવાસમા વીતાડી શકીશુ અને એ પણ કાંઇ જેવો તેવો લાભ નથી પરિશ્રમની ક્ષમા કરજો અને કોઇ વાર અમારે ઘેર પધારવાની કૃપા કરજો"

અહીં જણાવવુ જોઇએ કે, અમારો આ સવાદ ચાલતો હતો તે વચ્ચે જ ચાહ પીવાનુ કાર્ય અમોએ આટોપી લીધેલું હોવાથી વસન્તકુમારીને જતી વેળાયે મેં પાનબીડી આપી અને તે લઇને તે વિદાય થઈ ગઈ મેં તેને ત્રણ માસ પછી તેના દેશમા તેની પાસે જવાનું વચન આપ્યુ હતું તે એવા વિચારથી આપ્યું હતું કે, જો અવકાશ મળશે તો કાચનમાલાનો વૃત્તાત તો બે ચાર દિવસમા જ તેના મુખથી સાભળવામા આવી જશે અને શીલર તથા હરમતજાનપરના અભિયોગને જો એક માસનો અવધિ હશે, તો તેટલા સમયમા દિલ્લીનો પ્રવાસ કરીને મુબઇમા આવી શકાશે, એટલે તે કેસ ચાલતી વેળાયે કોર્ટમા હાજર રહેવાનો પ્રસગ પણ પ્રાપ્ત થશે અને ત્યાર પછી કેટલોક સમય મુબઇમા વીતાડીને ત્રણ માસ પછી કોઇ પણ પ્રકારના પ્રત્યવાય વિના વસન્તકુમારી પાસે તેના દેશમા જઈ શકાશે અને ત્યા મુબઇના પ્રવૃત્તિમય જીવનથી કટાળેલા આત્માથી શાત તથા નિવૃત્તિમય જીવનનો કાઇક ઉપભોગ તથા આસ્વાદ લઈ શકાશે મેં દેવકુમારીના પત્રની અને વસન્તકુમારીની મને પોતાના દેશમા લઈ જવામાટેની ઇચ્છાની વાર્તા મારી માતા અને સાસૂને કહી સભળાવી અને તેમનો એ વિષે શો અભિપ્રાય છે તે જાણવાની ઇચ્છા દર્શાવી મારી માતા તથા મારી સાસૂએ મને મારી ઇચ્છા પ્રમાણે વર્તવાની આજ્ઞા આપી દીધી, અને માતા તથા સાસૂની અનુમતિ મળી જવાથી મારા ભોળા અને ભલા પતિદેવે પણ મને મારી ઇચ્છા અનુસાર વર્તવાનુ અને ગમે ત્યા જવા માટેનુ મને આનદથી અનુમોદન આપ્યું તે દિવસે મારે અન્ય કોઈ રુગ્ણ કિંવા સૂતિકા સ્ત્રી પાસે જવાનું ન હોવાથી તેમ જ અન્યત્ર ક્યાય પણ ન જવાનો મારો મનોભાવ હોવાથી હું ગૃહમા પહેરવાના સાદા વસ્ત્રો પરિધાન કરીને ચિન્તામુક્ત થઈ ગૃહમાં જ બેસી રહી હતી અને મારાં બાળકો સાથે તેમના અભ્યાસની તથા વિનોદની વાર્તાઓ કરીને સતાનસુખનો અનુભવ કરતી હતી એટલામાં જમવાનો સમય થયો અને મારા પતિ, મન્મથકુમાર તથા અશ્વિનીકુમાર જમવા બેઠા

તેમના જમી રહ્યા પછી હું, મારી માતા, મારી સાસુ તથા મારી કન્યા મેનકા જમવામાટે બેઠા, પરતુ અમો સ્ત્રીઓ હજી જમતી હતી એટલામા કુંજવિહારીનો નોકર એક ચિઠ્ઠી લઇને આવ્યો ચિઠ્ઠીમા એમ લખેલુ હતુ "ડૉક્ટરની દવા ત્રણ વાર આપવા છતા કાંઇ પણ ફાયદો જણાતો નથી, વેદના વધતી જાય છે અને અમને ધાસ્તી જેવુ જણાય છે, માટે જરૂરની દવા સાથે લઇને સત્વર આવો" આવી ચિઠ્ઠી આવવાથી મેં ઉતાવળથી જમી લીધુ અને મારી માતા તથા મારી સાસૂને કહ્યું "મહાશય કુંજવિહારીના પત્નીની સ્થિતિ કાંઇક ભયોત્પાદક હોવાથી હુ તેમને ઘેર જાઉં છું, અને જો આવશ્યકતા હશે, તો મારે રાત્રિ પણ ત્યા જ વીતાડવી પડશે, એટલે જો હુ વખતસર પાછી ન આવુ, તો ચિન્તા કરશો નહિ" વસ્ત્રો બદલીને હું કુંજવિહારીના અનુચર સાથે જવાને મારા ઘરમાંથી રવાના થઈ ગાડી તૈયાર હોવાથી કુંજવિહારીના પત્ની પાસે પહોંચી જતા મને વિશેષ વિલબ ન થયો

હું જ્યારે રત્નગૌરી પાસે પહોંચી તે વેળાયે તેના ઉદરમા એટલી બધી પીડા થતી હતી કે તેના મુખમાથી વારવાર ચીત્કાર નીકળી જતા હતા અને તેની આ સ્થિતિ સ્પષ્ટ દર્શાવતી હતી કે, બે કલાક કે પછી વધારેમા વધારે ત્રણ કલાકમા તો અવશ્ય પ્રસૂતિ થવી જ જોઇએ આવી અવસ્થામા તેને ત્યાગીને મારાથી ઘેર જઇ શકાય તેમ ન હોવાથી કુંજવિહારીના અનુચર દ્વારા મેં ઘેર એવો સદેશો કહાવી દીધો "મારાથી પ્રભાત પર્યન્ત ઘેર આવી શકાય તેમ નથી એટલામાટે તમો નીરાતે સૂઈ જજો અને મારી વાટ જોઇને જાગતા બેસી ન રહેશો" રત્નગૌરીના ખડમા કુંજવિહારીના ભગિની તથા રત્નગૌરીના માતુશ્રી આદિ રત્નગૌરીને આશ્વાસન આપતા બેઠા હતા અને કુંજવિહારી પોતે દીવાનખાનામા પોતાના ખાતાના એક મુસલ્માન અધિકારી સાથે કાંઇક સભાષણ કરતા બેઠા હતા ક્રિમિનલ ઇન્વેસ્ટિગેશન ડિપાર્ટમેન્ટના એ તે જ મુસલ્માન ઑફિસર હતા કે જેમની સભાળમા મરીયમને સોંપવામા આવી હતી રાતના બાર કે સાડાબાર વાગ્યા અને તે વેળાયે રત્નગૌરીના ઉદરમાની વેદના એટલી સીમા પર્યન્ત શમી ગઈ કે, તેથી બાળકનુ ઉદરમા જ મરણ થયેલુ હોવુ જોઇએ એવો મારા મનમા ભય થવા લાગ્યો, અને તેથી મેં કુંજવિહારીને ડૉક્ટરને ઑપરેશનના સાધનો સહિત લઇ આવવા માટેની તત્કાળ સૂચના આપી દીધી. કુંજવિહારી પોતાના તે મિત્રને સાથે લઇને ડૉક્ટરને લાવવામાટે રવાના થયા, પરતુ ત્યાર પછી અડધા કલાકમા રત્નગૌરીના ઉદરમા પાછી પીડા થવા લાગી અને તેણે એક પુત્રીનો જન્મ આપ્યો તે કન્યા જન્મતા જન્મતા મરી ગઈ પરતુ તેનુ માતાના ઉદરમા મરણ થયલુ ન હોવાથી માતાનું જીવન ભયમુક્ત થઈ ગયુ અને ઑપરેશનની આવશ્યકતા ટળી ગઈ ડૉક્ટર આવ્યા, પણ હવે તેમનું કાર્ય ન હોવાથી તેઓ પાછા ચાલ્યા ગયા રત્નગૌરીની પ્રકૃતિ મારા ઉપચારથી પાચ છ દિવસમા જ એવી તો સુધરી ગઈ કે, તે આવી ભયકર સ્થિતિમાથી કેવળ પરમાત્માની કૃપાથી જ જીવતી બચી શકી હતી, એની કલ્પના કોઇથી ભાગ્યે જ કરી શકાય તેમ હતું



# પ્રકરણ ૫ મું

## મરીયમ સાથે મુલાકાત

રત્નગૌરીની પ્રકૃતિ જો કે પાચ છ દિવસમા જ સારી રીતે સુધરી ગઈ હતી, તો પણ બીજા પદર દિવસ પર્યન્ત તેના શરીરની સર્વ પ્રકારે સભાળ રાખવાની આવશ્યકતા હોવાથી દેવકુમારીને તેના પત્રના ઉત્તરમા મેં એમ લખી જણાવ્યું હતુ "મને અહીં એક અગત્યના કાર્યમાટે રોકાઈ રહેવુ પડ્યુ છે, અને તેથી લગભગ વીસેક દિવસ પછી મારાથી દિલ્લી આવવામાટે અહીંથી નીકળી શકાશે તમોએ મારા સર્વ સતાનોને સાથે લઈ આવવાનો આગ્રહ કર્યો છે, તેમાટે હુ તમારો આભાર માનું છુ, પણ માત્ર મન્મથકુમારને જ મારી સાથે લઇને ત્યા આ[illegible] મારો મનોભાવ છે; કારણ કે, મેનકા તથા અશ્વિની-કુમાર અદ્યાપિ અલ્પવ[illegible]હોવાથી પ્રવાસમાના અમુક પરિશ્રમો તેમનાથી સહી શકાય તેમ નથી કદાચિત્ મારો એક સેવક મારી સાથે આવશે નીકળતી વેળાયે તાર કરીશ એટલે તમો મારા ઉતરવા માટેની યોગ્ય વ્યવસ્થા કરી રાખજો વિશેષ વાર્તાલાપ રૂબરૂમા કરીશું" રત્નગૌરીના કેસ પછી એવા બીજા નવા કેસિસ્ મારા હાથમા લેવાનુ મેં બધ કર્યું હતુ અને જો કોઇનો અધિક આગ્રહ થતો હતો, તો તે કેસ હું મારી માતા અથવા તો મારી સાસૂના હાથમા સોંપી દેતી હતી; કારણ કે, ધાત્રીના વ્યવસાયમા તેઓ મારા કરતા વિશેષ અનુભવિની તથા નિષ્ણાત હતી, અને હું પોતે પણ એ વ્યવસાય તેમની પાસેથી જ શીખી હતી મારામા જે એક વિશિષ્ટતા હતી તે એ જ કે, હું ગુજરાતી સારી રીતે ભણેલી હોવાથી એ વિષયના ગુજરાતી ભાષામા છપાયલા ગ્રન્થો તથા અન્ય વૈદ્યક ગ્રન્થોનુ મનનપૂર્વક વાચન જ્યારે અવકાશ મળે ત્યારે કર્યાં કરતી હતી, અને તે ઉપરાંત મેં અંગ્રેજી ભાષાનો પણ મારા કાર્ય પૂરતો અભ્યાસ કરી લીધેલો હોવાથી એ વિષયના એટલે કે, 'મિડવાઇફરી'ના અંગ્રેજી ભાષામ છપાયલા ઉત્તમોત્તમ ગ્રન્થોના અવલોકનનો પણ કેટલાક સમયથી મેં આરભ કરેલો હોવાથી સ્ત્રીઓના રોગોના અને સૂતિકાના કેટલાક ભેલ્લા શોધના ઉપ-ચારોની પદ્ધતિને હું તેમના કરતા વિશેષ પ્રમાણમાં જાણતી હતી મારા એ અભ્યાસના કારણથી અને મારી બુદ્ધિ તથા કલ્પનાશક્તિ પણ કાઇક તીવ્ર હોવાથી સ્ત્રીના રોગોનુ નિદાન હુ એલ એમ એન્ડ એસ તેમ જ એમ બી બી એસ ની પરીક્ષામા પાસ થયેલી કેટલીક લેડી ડૅાક્ટરો કરતાં પણ કાઇક અધિક ઉત્તમતાપૂર્વક કરી શકતી હતી અર્થાત્ રોગનુ સત્ય નિદાન જણાતાં મારા ઉપચારોથી રુગ્ણ સ્ત્રીઓના વ્યાધિનુ શીઘ્ર શમન થતુ હતુ. અને તેથી લોકોનો મારામા બહુ જ સારો વિશ્વાસ બધાઇ જવાથી મારા ગ્રાહકો ઘણી જ સારી સખ્યામા બધાઇ ગયા હતાં વળી સાધારણ સૌન્દર્ય, ભાષામાધુર્ય અને મળતાવડો સ્વભાવ આદિ એક ધાત્રીના જે વિશિષ્ટ ગુણો મનાય છે તે ગુણોનો પણ મારામા અભાવ ન હોવાથી જો હું લોકપ્રિય ધાત્રી થઈ પડુ, તો તે સર્વથા સ્વાભાવિક જ હતુ મારા વ્યવસાયમા મને ઉન્નતિના શિખર ઉપર આટલી સીમા પર્યન્ત ચઢેલી જોઇને મારી માતા તથા સાસૂના હૃદયમાં વારવાર જે હર્ષની પ્રબળ લહરીઓ ઉછળી આવતી હતી, તે સર્વથા અગમ્ય તથા અવર્ણનીય જ

હતી હુ આવી રીતે મારા વ્યવસાયમાં સપૂર્ણ હોવા છતા પણ કેટલીક વાર અમુક પ્રકારના કેસોમા મારે મારી માતા તથા મારી સાસૂની સલાહ લેવી પડતી હતી અને તેનુ કારણ એ હતુ કે, એ વિષયનો તેમનો અનુભવ તેમના વયના પ્રમાણમા મારા કરતા બહુ જ વિશાળ હતો, અને રજવાડામા જીવનનો મોટો ભાગ વીતાવેલો હોવાથી સ્ત્રીઓના રોગોના કેટલાક દેશી ઉપચારોમા તેઓ એટલી બધી નિપુણ હતી કે સારા સારા ડૉક્ટરો પણ એ વિષયમા ભાગ્યે જ તેમની સ્પર્ધા કરી શકે

અસ્તુ રવિવારનો દિવસ હતો, મધ્યાહ્નભોજનથી નિવૃત્ત થઇને હું રત્નગૌરીના કુશળ સમાચાર પૂછવામાટે કુજવિહારીને ત્યા ગઇ, અને જોયુ તો ઉષ્ણ વસ્ત્રો પરિધાન કરીને રત્નગૌરી દીવાનખાનામા તેનો કોઇને સ્પર્શ ન થાય તેવી રીતે એક જૂદી આરામકુરસીમા બેઠી હતી, કુજવિહારી સિગારેટ ફુકતા માત્ર ધોતિઉં અને ખમીસ પહેરીને એક બીજી આરામકુરસીમા પડ્યા હતા અને કાચનમાલા એક કોચપર જમણી બાજૂએ અઢેલીને બેઠી હતી કુજવિહારીના ભગિની તથા સાસૂની હાજરી ન હોવાથી મેં કલ્પના કરી લીધી કે તેઓ કોઈ સગાવ્હાલાને ઘેર તેમને મળવામાટે ગયેલી હોવી જોઇએ. મને આવેલી જોઇને રત્નગૌરીએ યોગ્ય આવકાર આપીને પૂછ્યું "કેમ, ચપા બહેન ! આજે સવારમા બિલકુલ દેખાયા જ નહિ અને અત્યારે મધ્યાહ્ન પછી આવવાનો પરિશ્રમ લીધો?" એ પ્રશ્નના ઉત્તરમા મેં જણાવ્યુ "હવે તમારી પ્રકૃતિ બહુ જ સારી હોવાથી વખતસર આવવાની અગત્ય રહી નથી, અને બેક દિવસ પછી તમને જે ઔષધિ આપવામા આવે છે તે બધ કરી દેવાનો મારો વિચાર છે આજે રવિવાર હોવાથી બધા બાળકો ઘરમા જ છે, મારી માતા તથા સાસૂ સવારમા કાંઇક અગત્યના કાર્યમાટે બહાર ગયા હતા, અને તેથી બાળકોને નવડાવવાનું તથા તેમનામાટે ચાહનાસ્તો કર્યા પછી રાધવાનુ કામ આજે મારા માથાપર આવી પડેલુ હોવાથી સવારમા મારાથી આવી ન શકાયું અને તેથી મારે અત્યારે આવવું પડ્યુ છે પ્રકૃતિમા કાઈ અસ્વસ્થતા તો નથી જણાતી ને?" રત્નગૌરીએ કહ્યુ "ઈશ્વરની કૃપાથી અને તમારા ઉપચારથી દિવસે દિવસે મારી પ્રકૃતિ વધારે અને વધારે સારી થતી જાય છે, અને તેથી હવે મારી પણ એ જ ઇચ્છા છે કે, ઔષધિ લેવાનુ બધ થાય તો વધારે સારૂ"

રત્નગૌરી સાથેના પ્રશ્નોત્તરનો અત થતા મેં કાચનમાલાને સબોધીને કહ્યુ "કેમ દેવી કાચનમાલા, તમારી પ્રકૃતિ કેમ છે? તે દિવસે તમે તમારો વૃત્તાત સભળાવવાનુ વચન આપ્યુ હતુ તે તો તમારા સ્મરણમા હોવુ જ જોઇએ વચ્ચે પ્રસગ એવો આવી ગયો કે, તે વચનનુ તમને સ્મરણ કરાવીને તમારા વૃત્તાંતને સાભળવાનો મને પોતાને પણ અવકાશ મળી શક્યો ન હોતો હવે મને સપૂર્ણ અવકાશ છે, અને તેથી તમને તમારા વચનનુ સ્મરણ કરાવીને હુ પૂછવા માગું છું કે તમો તમારો વૃત્તાત સભળાવીને અમારા શ્રવણોને ક્યારે પવિત્ર કરવા ધારો છો?"

"ભગિની! મારા વચનનુ મને વિસ્મરણ થયું નથી, પરતુ મારો વૃત્તાંત કલાક બે કલાકમા અથવા તો બે દિવસમા સમાપ્ત થાય તેટલો સક્ષિપ્ત ન હોવાથી જો મારો સપૂર્ણ વૃત્તાત સાભળવાની જ તમારી ઇચ્છા હોય તો નિત્ય બબ્બે

અથવા ત્રણ ત્રણ કલાક સુધી લાગલાગટ પાંચ કે સાત દિવસ તમારે અહીં હાજરી આપવી પડશે તેમ જ વળી મારા વૃત્તાંતના શ્રવણથી પોતાના શ્રવણોને પવિત્ર કરવાની જો તમારી ધારણા હોય, તો તમે પોતાની એ ધારણામાં ઠગાઓ છો, કારણ કે, એ કંઈ રામાયણની કથા નથી, પણ એક સાધારણ મનુષ્યનુ જીવનવૃત્ત છે અને માત્ર પ્રકૃતિના સ્વરૂપને દર્શાવનારૂ છે એમ મારે સ્પષ્ટતાથી જણાવવુ પડે છે, અર્થાત્ મારી કર્મકથાના શ્રવણથી તો તમારા શ્રવણો અપવિત્ર જ થશે, એ હુ ડોંડી વગાડીને તમને કહી દઉં છુ એટલે જો પોતાનાં શ્રવણોને મારી જીવનકથાના શ્રવણથી અપવિત્ર કરવાની તમારી ઇચ્છા હોય, તો જ મારી જીવનકથા સાભળવાનુ સાહસ કરજો અને નાહ તો પોતાની ઇચ્છાને આટલેથી જ દબાવી દેજો મારી કથા તે કાંઇ સતી સીતા અથવા સતી સાવિત્રીની કથા નથી, કિન્તુ મારી કથા તે એક પતિત, ભ્રષ્ટ અને અધોગતિની ગહનગર્તામાં પડેલી વેશ્યાવૃત્તિ કરનારી આર્ય અબળાની પાપકથા છે, એનું કદાપિ વિસ્મરણ થવા દેશો નહિ"

એક વાર હુ પોતે પણ અધોગતિની ગર્તામાં પડી ચૂકેલી હોવાથી અને અધ પતિત જીવનનો મને પણ કેટલોક સારો અનુભવ હોવાથી, માત્ર એટલું જ નહિ, પણ સ્પષ્ટવક્તૃત્વના ગુણને હુ અત કરણપૂર્વક વખાણનારી હોવાથી કાચનમાલાની આ સ્પષ્ટભાષિતાએ મારા મનમા તેના વિષે ધિક્કાર કિંવા તિરસ્કારનો નહિ, કિંતુ એક પ્રકારના માનનો જ ભાવ ઉપજાવ્યો અને તેથી હુ તેને ઉદ્દેશીને કહેવા લાગી "ભગિની કાચનમાલા! તમો પોતાની પાપીયસી સ્થિતિનો તથા પોતાના જીવનની અધમતાનો પોતાના મુખથી સ્પષ્ટ શબ્દોમા સ્વીકાર કરો છો, એ તમારો એક જ ગુણ તમને એક સત્યભાષિણી સાધ્વી સ્ત્રી તરીકે ઓળખવવામાટે સપૂર્ણ શક્તિમાન્ છે એક પતિત પુરુષ કિંવા પાપીયસી પ્રમદાના જીવનમા પણ કેટલીક એવી ઘટનાઓ ભરેલી હોય છે કે તે ઘટનાઓના શ્રવણથી સાધારણ શ્રોતૃવર્ગને ધર્મનો માર્ગ મળી શકે છે; અને તેટલામાટે તમારી જીવનકથાના શ્રવણથી મારા શ્રવણો અપવિત્ર થશે, એવી મારા મનમા લેશમાત્ર ભીતિ છે પણ નહિ, અને હવે પછી થવાની પણ નથી મને સપૂર્ણ આશા છે કે, તમારી જીવનકથામાથી મને ઘણુ જાણવા જેવુ મળી આવશે; કારણ કે, મારૂ પૂર્વ જીવન પણ તમારા જીવનને મળતુ જ છે કે જે તમો મારી જીવનકથા સાભળ્યા પછી જાણી શકશો તમારો વૃત્તાત સાભળવામા છ કે સાત દિવસનો ભોગ આપવો પડશે, તો તે હુ આનદથી આપીશ અને તમારી જીવનકથાને ભાગવતની સપ્તાહ કથા જ માની લઇશ મારી એવી પ્રાર્થના છે કે, તમો આજથી અને અત્યારથી જ તમારા જીવનવૃત્તાતને વર્ણવવાના કાર્યનુ મગળાચરણ કરી લો, તો વધારે સારૂ, કારણ કે, હવે મારાથી મારી આતુરતાને વધારે દિવસ થમાવી શકાય તેમ નથી"

"તમારી આ સ્પષ્ટભાષિતા તથા ગુણગ્રાહિતામાટે હું તમને સહસ્રશઃ ધન્યવાદ આપુ છું" એવી રીતે મને ધન્યવાદ આપીને રૂપસુદરી નવયૌવના કાંચનમાલાએ કુજવિહારીને વિનયથી પૂછ્યું "મહાશય! ત્યારે આ વિષે આપનો શો અભિપ્રાય છે? હું મારી જીવનકથા આ ભગિની ચંપાને કહી સભળાવું એ-માટે આપની અનુમતિ છે કે કેમ? કારણ કે, આપની અનુમતિ વિના મારાથી

મારી જીવનકથા વર્ણવી શકાય તેમ નથી, હુ અત્યારે આપના અધિકારમાં છુ અને તેથી કોઈ પણ કાર્યમાટે મારે આપની અનુમતિ મેળવવી જ જોઇએ "

"તમારી જીવનકથાને સાભળવાની મારી પોતાની પણ પરમ ઇચ્છા હોવાથી એમાટે મારી સપૂર્ણ અનુમતિ છે. પરતુ આજના દિવસને બાદ કરતા તમારી એ જીવનકથાને સાભળવાનો અવકાશ મને રાત્રિ વિના મળી શકે તેમ ન હોવાથી આવતી કાલથી રાત્રે નવથી અગિયાર સુધીનો સમય એ કાર્યમાટે નિયત કરવામાં આવે, તો વધારે સારૂ, એટલી જ મારી પ્રાર્થના છે કદાચિત્ મિસ ચપાને એ ટાઇમ પ્રતિકૂળ થવાનો સભવ છે, છતા આશા છે કે, મારી સગવડ સાચવવાને તેઓ રાત્રિના સમયમા અહીં આવવાનો પરિશ્રમ લેશે અને તમારી જીવનકથાને સાભળવાનો લાભ મને પણ લેવા દેશે " કુજવિહારીએ અતિશય નમ્રતા તથા વિનય દર્શાવીને સમયની અનુકૂલતા તથા પ્રતિકૂલતાના પ્રશ્નને રજૂ કર્યો

"મહાશય ! મારી પ્રતિકૂલતાની આપ લેશમાત્ર પણ ચિન્તા રાખશો નહિ, કારણ કે, મારો વ્યવસાય એવા પ્રકારનો છે કે જેના યોગે અનેક વાર મારે મારી ગ્રાહિકાઓના ગૃહમા રાતો વીતાડવી પડે છે અને આખી આખી રાતના અખડ જાગરણો પણ કરવા પડે છે; તો પછી આ રાતના નવથી અગિ-યાર વાગ્યા સુધીનો ટાઇમ મને પ્રતિકૂળ થાય, એ કદાપિ સભવે જ નહિ હુ નિત્ય રાતે નવ વાગે અહીં હાજર થઈ જઇશ જો આપની સગવડ સચવાતી હોય, તો મારી અગવડનો આપે વિચાર કરવાનો નથી, કારણ કે, હું એક સાધારણ વ્યક્તિ હોવા છતા પણ સ્વતત્ર છુ, અને આપ એક મોટા સરકારી અમલદાર હોવા છતા પણ પરતત્ર છો, એ હું સારી રીતે જાણુ છું " પરિસ્થિતિનો વિચાર કરીને કુજવિહારીના પ્રસ્તાવને મેં તત્કાળ સ્વીકારી લીધો

આ વેળાયે લગભગ ત્રણ વાગ્યાનો સમય થયેલો હોવાથી કુંજવિહારીનો પાટીદાર જાતિનો અનુચર ચાહ તૈયાર કરીને લઈ આવ્યો એટલે ચાહ પીવામા તથા પાનસોપારી ખાવામા લગભગ અડધા કલાકનો સમય વીતી ગયો અમો પાનને મોઢામા પધરાવતા હતા એટલામા સાદા વસ્ત્રો પહેરીને પોલિસનો એક સિપાહી આવ્યો અને તેણે કુજવિહારીને અદબથી સલામ કર્યા પછી કહ્યું "સાહેબ ! મરીયમબાઇ કાચનમાલાબાઇને મળવામાટે આવ્યા છે, એટલે જો આજ્ઞા હોય તો તેમને અહીં લઇ આવુ તેઓ નીચે ગાડીમા બેઠેલા છે "

"ઘણી જ ખુશીથી તેમને લઇ આવો," કુજવિહારીએ તેને મરીયમને લાવવા માટેની આજ્ઞા આપી દીધી

કાચનમાલા પોતાની જીવનકથાને વર્ણવવાની તૈયારીમા હતી એટલામા આ અચાનક વિઘ્ન આવી પડવાથી જેમ મારા મનમા કાઇક ખેદ થયો તેમ જ એક વારની મારી પરિચિતા મરીયમને જોવા તથા મળવાનો પ્રસગ અનાયાસ પ્રાપ્ત થવાથી મારા મનમા કાઇક આનદ પણ થયો તે અત્યારે કેવી સ્થિતિમા છે, તેનુ સૌંદર્ય અવિચલ છે કે તેમા કાઇ ન્યૂનાધિકતા થયેલી છે અને તેના સ્વભાવમા કાઇ પરિવર્તન થયુ છે કે કેમ, એ જોવા તથા જાણવામાટે મારૂ મન મને અધીર થતુ દેખાયુ

હું મરીયમ વિષેના વિચારમા નિમગ્ન હતી એટલામા કાચનમાલાએ કહ્યુ- "અચાનક ભગિની મરીયમના આગમનથી હવે અત્યારે જ મારા જીવનવૃત્તાતને સભળાવવાના કાર્યનો મારાથી આરભ કરી શકાય તેમ નથી જો તે સત્વર જ અહીંથી પાછી ચાલી જશે તો તો મારી જીવનકથાનુ હું કિંચિત્ મગળાચરણ કરીશ, પરતુ જો તે અહીં વધારે વાર રોકાશે, તો આપણા કાર્યનો આપણે આવતી કાલની રાતથી જ આરભ કરીશું"

"આપણા કાર્યનો આરભ અત્યારે જ ન થાય, તો ચિન્તા નથી, કારણ કે, મરીયમને મળવાની મારી તીવ્ર અભિલાષા હતી, અને મારી તે અભિલાષા અત્યારે અનાયાસ પૂરી થવાનો પ્રસગ મને પ્રાપ્ત થયો છે, એ પણ મારા સદ્‌ભાગ્યનું જ પરિણામ કહી શકાય પ્રશ્ન માત્ર એટલો જ છે કે, મરીયમ મને ઓળખશે કે નહિ ઓળખે, કારણ કે, અમો માત્ર એક જ વાર મળ્યા છીએ, અને તે ઘટનાને પણ કેટલાક વર્ષો વીતી ગયા છે" હું બોલી

કાચનમાલા મને કાઇક પૂછવા જતી હતી એટલામા મરીયમના ઝાઝરનો ઝણકાર સભળાયો અને મરીયમે દીવાનખાનાના દરવાજામા પ્રવેશ કર્યો એટલે કાચનમાલાના શબ્દો કાચનમાલાના મુખમા જ રહી ગયા. કાચનમાલાએ તથા મેં મરીયમને યોગ્ય આવકાર આપ્યો, અને તે અમો સર્વને આદાબ બજા લાવીને કાચનમાલાની બાજૂમા કોચપર બેસી ગઈ આ વેળાયે મરીયમે રેશમી ચુન્નતદાર સૂરવાલ, અદરના ભાગમા તગ રેશમી અગિયા, તેનાપર બાંહ વગરની કુડતી, કુડતીપર ગુલાબી રેશમનું ગોઠણથી પણ કાઇક નીચેના ભાગ સુધી લબાયલુ કુડતુ અને જરીની કિનારીવાળો બનારસી દુપટ્ટો એટલા વસ્ત્રો પરિધાન કર્યાં હતા, અને કાનોમા ઇયરીંગો, નાકમા ચૂનિદાર બુલાક, ગળામા મોતીની માળા, કોમળ હસ્તોમા કાચની તથા મોતીની બગડીઓ, કરાગુલીમા માણિક્યમડિત તથા હિરકજડિત મુદ્રિકાઓ અને પગમા ઝાઝર ઇત્યાદિ અલકારો પણ તેના સુદર શરીરની શોભાને વધારતા દૃષ્ટિગોચર થતા હતા જરીની ભરેલી મખમલની નાજુક મોજડીઓ તેના સુકોમલ ચરણોની રક્ષા કરતી હતી, અને તેના વિશાળ નેત્રોમા અજાયલા કાજળની ઝીણી રેખાના યોગે તેના સૌંદર્યમાં અતિશય વૃદ્ધિ થયેલી અનુભવાતી હતી. તેના વિશાળ અને કૃષ્ણ કેશકલાપનો અબોડો પણ એટલો વિશાળ થયો હતો કે તેના યોગે તેની ગર્દનનો પાછલો ભાગ ઢકાઈ જવાથી બિલકુલ દેખાતો ન હોતો તેના ઓષ્ઠોનો રગ સ્વાભાવિક જ પ્રવાલ સમાન હતો અને તેમા અત્યારે વળી તે તામ્બૂલભક્ષણ કરીને આવેલી હોવાથી તેના ઓષ્ઠોમાથી જાણે રુધિર બહાર ફૂટી નીકળવાની તૈયારીમા હોયની એવો જ ભાસ થતો હતો તેના ડાબા ગાલપરના કાળા તિલને જોઇને 'બખાલે હિન્દુ અજબખ્શમ સમરકન્દો બુખારારા' એ ફારસી ગજલની પક્તિનું સ્મરણ થઇ આવતું હતુ તે જ્યારે પોતાના શિરપરથી દુપટ્ટાને સરકાવીને કોચપર બેઠી તે વેળાયે તે જાણે એમ જ કહેતી હોયની કે -

"દુપટ્ટા સરસે ખિસ્કાઉંગી ફિર ઉસ્કો સમ્હાલુગી,
બદન ભી યો ચુરાઉંગી કિ દિલ ઉન્કા ચુરા લુગી,
જરા સુરમા જરા મિસ્સી ગુહી કુછ કર કરા લુંગી,
ગરજે બન જાઉંગી લૌંડી, ગુલામ અપના બના લુગી !"

એવો જ ભાસ થવા લાગ્યો સુંદરતા, લાવણ્ય કિંવા રૂપની બે અલૌકિક તથા સજીવન પ્રતિમાઓ મારા સમક્ષ ઉપસ્થિત હતી એટલે એ બન્નેમાથી કઈ પ્રતિમા વિશેષ આકર્ષક તથા મનોહર હતી, એ વિષેનો હુ મારા મનમા તુલનાત્મક દૃષ્ટિથી વિચાર કરવા લાગી વિચારી જોતા મારો એવો નિશ્ચય થયો કે, સુંદરતા, લાવણ્ય કિંવા લાલિત્યમા તો તે ઉભય સમાન જ હતી એટલે કે એક એકને સુંદરતાના વિષયમા મહાત કરનારી જ હતી, પરતુ કાચનમાલાનાં મુખમડળ તથા નેત્રોમા જે એક પ્રકારની પ્રભાવદર્શક ગાભીર્યછટા જોવામાં આવતી હતી તે ગાભીર્યછટાનો મરીયમના મુખમડળ તથા નેત્રોમા સર્વથા અભાવ હતો. એટલે કે, મરીયમના મુખમડળ તથા નયનોમા એક પ્રકારના ચિત્તચાલક ચાચલ્યનો ચમકાટ જ ચમકી રહ્યો હતો અને એ સૂક્ષ્મ ભેદને જોતા તત્કાળ જણાઈ આવતુ હતું કે, કાચનમાલા એક કુલીનકામિની હતી અને મરીયમ એક વિલાસિની તથા કુટિલ વનિતા હતી મારી આ કલ્પનાની સત્યતા આગળ જતા એ ઉભય રૂપસુંદરીઓના પોતાના મુખથી જ સિદ્ધ થવાની હોવાથી અત્યારે જ એ વિષેના અધિક ઊહાપોહની આવશ્યકતા નથી

મરીયમે કોચપર કાચનમાલાની બાજૂમા બેસતા જ કાચનમાલાના સ્કધભાગ ઉપર સ્નેહથી હસ્ત રાખીને મધુર કઠથી પૂછ્યુ "બહેન કાચનમાલા! તમે તો તે દિવસે જહાજપરથી જે છૂટા પડી ગયા તે ગયા જ, આખોથી દૂર થયેલીને દિલથી પણ એટલી બધી દૂર કરી દીધી કે ખયર આફીયતની ખબર પણ ન પૂછાવી પણ દાનાઓનો એવો એક કઓલ છે કે જો પહાડ પોતે ચાલીને આપણી પાસે ન આવે તો આપણે પોતે જ તે પહાડની પાસે જવુ જોઇએ, આ કઓલને યાદ કરીને આજે તમારી જુદાઇ અસહ્ય થવાથી હુ પોતે જ અબ્દુલ કાદિર સાહબની રજા લઇ તમને મળવામાટે પોતે જ ચાલી ચલાવીને તમારી પાસે આવી. કહો તબીયત તો સારી છે?"

"પ્રથમ તો થોડાક દિવસ તબીયત જરા સારી ન હોતી અને તેથી જ મારાથી તમારી પાસે આવી શકાયુ ન હોતુ એટલે આશા છે કે, મારા એ અપરાધની તમો મને અવશ્ય ક્ષમા આપશો અત્યારે હવે તબીયત સારી રહે છે અને મને લાગે છે કે, હવે મુબઇનાં હવાપાણી મને માફક આવતા જાય છે હુ આજકાલમા જ તમારી મુલાકાતે આવવાની હતી, પણ એટલામા આજે તમો પોતેજ આવી પહોંચ્યા અને જે ઠપકો મારે તમને આપવાનો હતો તે ઠપકો તમારા મુખથી સાભળવાનો પ્રસગ મને જ પ્રાપ્ત થયો અસ્તુ 'ગુજરતારા સલવાત,' હવે બે ચાર દિવસ પછી હુ પણ આ મારા રક્ષક મહાશયની આજ્ઞા લઇને તમને મળવામાટે તમારી પાસે આવીશ અને તમારી મુલાકાતનો બદલો મુલાકાતથી વાળી આપીશ" કાચનમાલાએ પણ અત્યત મધુર ભાવથી એ પ્રમાણેનુ વિવેકપૂર્ણ ઉત્તર આપ્યુ, અને ત્યાર પછી મરીયમને પૂછ્યુ "તમારી તબીયત તો સારી રહે છે ને? મુબઇમા રહ્યા પછી પ્રકૃતિમા કાઇ વિકૃતિ તો નથી થઇ ને?"

"ખુદાની મેહરબાનીથી આ ખાદિમાની તબીયત તેમ જ તન્દુરુસ્તીમા કોઈ પણ જાતનો બગાડો થયો નથી અને તેમાટે હું તે કરીમે કારસાજનો હજાર જાનથી એહસાન માનુ છુ મારી એ જ દુઆ છે કે તે પાક પરવરદિગાર તમને

પણ એવી જ તન્દુરસ્તી બખ્શે !” મરીયમે પોતાની શુભ વાસનાને શબ્દો દ્વારા વ્યક્ત કરી બતાવી

“આમીન !” એ પ્રમાણેનો શબ્દ ઉચ્ચારીને કાચનમાલાએ મારા પ્રતિ દૃષ્ટિપાત તથા અગુલીનિર્દેશ કરીને મરીયમને કહ્યું “પણ મરીયમ બહેન ! આ બાઇ સાહબાને તમો ઓળખો છો ખરા કે નહિ? આ બાઇ તમારી આખોની સામે જ બેઠેલા હોવા છતા તમોએ અત્યાર સુધી એમને કાઇ પણ કુશળ સમાચાર ન પૂછવાથી જ મારે તમને આ પ્રશ્ન પૂછવો પડે છે, કારણ કે, આ બાઈ એમના પોતાના કહેવા પ્રમાણે તમને સારી રીતે ઓળખે છે અને તમારૂ તો એમના તરફ કાઇ પણ ધ્યાન છે જ નહિ, એટલે એથી જણાય છે કે તમો એમને કદાચિત્ ભૂલી ગયા હશો.”

ખરી રીતે અત્યાર સુધી હુ મરીયમની સામે જ બેઠેલી હોવા છતા તેનું ધ્યાન મારામા હતુ જ નહિ, પરતુ કાચનમાલાના આ શબ્દો સાભળીને હવે તે મારા મુખમડળને સૂક્ષ્મ દૃષ્ટિથી જોવા લાગી અને બે ત્રણ સેકન્ડમા જ જાણે અચાનક કોઇ જૂના જમાનાની વાર્તા સ્મરણમા આવી ગઈ હોયની, તેવો ભાવ દર્શાવીને કહેવા લાગી “જો હુ ન ભૂલતી હોઉં તો આ બાનુ એક વાર દિલ્હીમા આવેલી એક નાટક કપનીના એક મશહૂર ઍક્ટ્રેસ મિસ મેનકા જ હોવા જોઇએ કે જેમનું ખરૂ નામ ચપાબાઇ હતુ આ મારી ભૂલ તો નથી થતી ને?”

“તમારી કલ્પના સર્વથા સત્ય છે હુ તે જ ચપા અથવા મિસ મેનકા છું કે જેની સાથે તમારો હશ્મતજાનની હવેલીમા પરિચય થયો હતો અને તે અલ્પકાલિક પરિચય પછી તે જ રાત્રે તમો ત્યાથી અદૃશ્ય થઇ ગયા હતા”. મેં તે પ્રસગનુ વિશેષતાથી સ્મરણ કરાવ્યુ

“ઠીક, ત્યારે યૂસુફખાન પણ અહીં જ હશે, તેઓ છે તો મજામા ? તેમને મારા સલામ કહેજો” મરીયમે ભોળા ભાવથી કહ્યું

મારા મનમા ભય હતો કે ક્યાક મરીયમ એમ ન પૂછી બેસે કે “તમારા શૌહર યૂસુફખાન કેમ છે?” પણ તેણે પોતાના પૂછેલા પ્રશ્નમા ‘તમારા શૌહર’ એ બે શબ્દો આવવા ન દીધા અને તેથી મારા મનમા તેનો હુ ઉપકાર માનવા લાગી પરતુ તેના મુખમાથી યૂસુફના નામનો ઉચ્ચાર થયેલો સાભળીને મને મારા વીતેલા જીવનનું સ્મરણ થઇ આવ્યુ અને તેથી કાઈ પણ ઉત્તર ન આપતા મેં એક દીર્ઘ નિ શ્વાસ નાખ્યો

મારી એ ચેષ્ટાને જોઇને મરીયમે પોતાની મુખમુદ્રામા ગભીરતાની છટા લાવીને પૂછ્યુ “કેમ, આપ આમ નિ શ્વાસ શા કારણથી નાખો છો? કાંઈ માઠો બનાવ તો નથી બન્યો ને?”

“યૂસુફ આ ફાની જહાનને છોડીને હમેશાને માટે ચાલ્યો ગયો છે, તે જન્નતનશીન થયો છે” આ શબ્દો ઉચ્ચારતા મારી આખો ભીની થઇ ગઈ અને યૂસુફના મરણની વાર્તા સાભળતાં જ મરીયમની આખોમા પણ આસૂ આવી ગયાં થોડી વાર સુધી ત્યા શોકનુ દૃશ્ય છવાઇ રહ્યું પરતુ એ શોકજન્ય મૌનનો ભગ કરવાના ઉદ્દેશથી મેં મરીયમને પૂછ્યુ “પણ તમો તે રાત્રે ક્યાં અદૃશ્ય થઇ ગયા હતા વારૂ? અને તમારી તે અદૃશ્યતાનું કારણ શુ હતુ?”

મરીયમે આંસૂ લુછીને કહ્યું કે "તે દિવસે જો હું ગુમ ન થઈ હોત, તો આજે મુંબઈમાં આપણો મેળાપ થાત નહિ મારા ગુમ થવાનો એ કિસ્સો લંબ હોવાથી હું કોઇ વાર નીરાંતે મારૂ એ દાસ્તાન તમને સંભળાવીશ"



## પ્રકરણ ૬ ઠું

### કાંચનમાલાની કર્મકથા-૧ પુત્રીના પિતાની પીડા !

બીજે દિવસે રાત્રિના સમયમા હું ભોજનકાર્યથી નિવૃત્ત થઇને લગભગ સાડા આઠ વાગે મહાશય કુંજવિહારીના આવાસમા જઇ પહોચી, અને જોયુ તો ત્યા સર્વ જનો નિશાભોજનના કાર્યથી નિવૃત્ત થઇને મારી પ્રતીક્ષા કરતા જ બેઠા હતા પ્રથમ આમ તેમની કેટલીક સાધારણ વાતોમા લગભગ પદરથી વીસ મિનિટનો ટાઇમ વીતી ગયો અને ત્યાર પછી કાચનમાલાએ અમારી જિજ્ઞાસા કિંવા તેના વૃત્તાતને જાણવામાટેની ઇચ્છાને તૃપ્ત કરવાના ઉદ્દેશથી પોતાની કર્મકથાનો આવી રીતે આરભ કર્યો –

"વર્તમાન ભારતવર્ષના જો કોઈ મોટામા મોટા નગરો હોય તો તે મુબઇ અને કલકત્તા જ છે, કારણ કે, મનુષ્યવસતી અને વ્યાપારવાણિજ્યમા અન્ય સર્વ નગરો એ બે નગરો કરતા બહુ જ ઊતરતા છે, એ વાર્તા સર્વવિશ્રુત હોવાથી એ વિષેનો વિશેષ વિવેચનની આવશ્યક્તા હોય, એવી મારી માન્યતા નથી કલકત્તા તથા મુબઇમા જેવી રીતે મોટા મોટા પદવીધર સુશિક્ષિતો, લક્ષાધીશ અને કોટિપતિ વ્યાપારીઓ, સાધારણ મ'યમ સ્થિતિના લોકો અને શ્રમજીવી દરિદ્ર જનોની સખ્યા અન્ય નગરો કરતા અધિક છે, તેવી જ રીતે એ ઉભય નગરોમા રૂપજીવિની અથવા યૌવનજીવિની વેશ્યાઓની સખ્યા પણ અન્ય નગરો કરતા અધિક છે, એ નવેસરથી કહેવાની અગત્ય નથી સાધારણત કલકત્તા વર્તમાન ભારતવર્ષનુ રાજનગર હોવાથી મુબઈ કરતા પણ પ્રથમ પંક્તિનું મનાય છે, છતા મુબઈ વ્યાપારવાણિજ્યમા અને મનુષ્યસખ્યાના સબધમા કલકત્તા કરતા અગ્રભાગે વિરાજે છે, એમા તો કોઇ પણ પ્રકારનો સશય છે જ નહિ પરંતુ જો કેવળ વેશ્યાઓની સખ્યાના વિષયમા મુબઈ અને કલકત્તાની તુલના કરવામા આવે, તો એ વિષયમા તો કલકત્તા અવશ્ય મુબઈ કરતા પ્રથમ પંક્તિએ આવનાનુ એ નિર્વિવાદ છે, એટલે કે, કલકત્તામા વેશ્યાઓની સખ્યા મુબઈ કરતા ઘણી જ વધારે છે, માત્ર એટલુ જ નહિ, પણ કલકત્તામા કુલીન વેશ્યાઓનો જે એક વિશાળ સમુદાય અસ્તિત્વ ધરાવે છે, તેવી કુલીન વેશ્યાઓ મુબઇમા તો શું, પણ ભારતવર્ષના અન્ય કોઇ પણ ભાગમા, માત્ર એટલુ જ નહિ, પણ સમસ્ત વિશ્વમા પણ ક્યાય મળી શકશે કે નહિ, એનો સોળે સોળ આના સશય છે એ કુલીન વેશ્યાઓ વશપરંપરાની વેશ્યાઓ હોતી નથી, કિન્તુ બગાળામાં વસતી કેટલીક ઉચ્ચ અને સભ્ય આર્યજાતિના કુલીન વશોમાથી જ ભિન્ન થઇ ગયેલી કુલીન આર્ય અબળાઓ હોય છે, અને તેઓ અન્ય વેશ્યાઓ પ્રમાણે ધનસચયના ઉદ્દેશથી નહિ, કિન્તુ કેવળ પોતાના નિર્વાહને ચલાવવામાટે જ અમુક પ્રમાણમા વેશ્યાવૃત્તિ કરે છે આવી કુલીન

વેશ્યાઓ પોતાના રાખેલા એક જ પુરુષને પોતાના પતિ સમાન માને છે, જ્યાં સુધી એવો એક જ પુરુષ તેમના નિર્વાહના સાધનો આપતો રહે છે, ત્યા સુધી હજાર રૂપિયા મળે તોય તેઓ બીજા પુરુષ પાસે જતી નથી, અને સાધારણ આહાર કરી, સાધારણ શ્વેતવસ્ત્રો ધારી સાધારણ અવસ્થામા જ તેઓ પોતાના જીવનની સમાપ્તિ કરી નાખે છે જો અમુક એક પુરુષ તેમને ત્યાગી દે છે અને તેમની પાસે નિર્વાહના સાધનોનો સર્વથા અભાવ થઇ જાય છે, તો જ નિરૂપાય થઇને તેઓ બીજા પુરુષના પ્રેમસબધને સ્વીકારે છે આવી અનેક કુલીન વેશ્યાઓએ માત્ર એક જ પુરુષની સેવામા પોતાના સમસ્ત આયુષ્યોને વીતાડી દીધાં છે, માત્ર એટલુ જ નહિ, પણ એવી કેટલીક કુલીન વેશ્યાઓ પોતાના તે એક જ પ્રિયપાત્રનો પરલોકવાસ થતા અન્ય પુરુષ સાથે પ્રેમસબધ સાધવાનો તિરસ્કાર હોવાથી આત્મહત્યા કરીને મરી ગઈ છે આવી કુલીન વેશ્યાઓ અત્યારે પણ કલકત્તામા વિપુલ પરિમાણમા અસ્તિત્વ ધરાવે છે અને જ્યા સુધી કલકત્તા તથા સમસ્ત બગાળા દેશમાની સભ્ય આર્યજાતિઓમાથી વરવિક્રયની વિઘાતક રૂઢિનુ સર્વથા ઉન્મૂલન નહિ થઈ જાય, ત્યા સુધી કલકત્તામા એ કુલીન વેશ્યાઓની સખ્યામા ન્યૂનતા તો થવાની જ નથી, પણ વૃદ્ધિ તો અવશ્ય થતી જ રહેશે હું પણ કલકત્તાની એવી જ એક કુલીન વેશ્યા છુ, અને મારે એ વેશ્યાવૃત્તિનો કયા કારણોથી તથા કેવા સયોગોમા સ્વીકાર કરવો પડ્યો હતો એ સર્વ વૃત્તાત જ્યારે તમારા જાણવામા આવશે, ત્યારે દયાથી તમારા અત કરણો દ્રવીભૂત થશે જૂના હિન્દુ સમાજની કેટલીક રાક્ષસી રૂઢિઓના ભેદને જાણીને જૂના હિન્દુ સમાજની નિર્દયતા વિષે તમારા હૃદયોમા ઘૃણા તથા તિરસ્કાર થવા માડશે અને મારા વિષે તમારા દયાળુ અત કરણોમા અનુકપા તથા દયાનો આવિર્ભાવ થશે એવો મારો દૃઢ નિશ્ચય છે

"અસ્તુ બગાળામા બ્રાહ્મણોની જે કેટલીક ભિન્નભિન્ન જાતિઓ અત્યારે અસ્તિત્વ ધરાવે છે, તેમા એક 'વૈદ્ય' નામક જાતિ પણ છે એ 'વૈદ્ય' જાતિના એક કુલીન બ્રાહ્મણના ગૃહમા જ મારો જન્મ થયો હતો મારા પિતાનુ નામ કૈલાસનાથ વિદ્યાનિધિ હતુ, અને મારા માતુશ્રીનું નામ શ્રીગિરિજાદેવી હતુ દેવાધિદેવ મહાદેવનો નિવાસ કૈલાસમા હોવાથી તેઓ કૈલાસનાથના નામથી ઓળખાય છે અને ગિરિજા પાર્વતીનું બીજુ નામ છે, એ તો આપ સર્વ જાણોજ છો, ટુકમા મારા માતાપિતા સુશીલતા, સદ્ગુણ અને સદાચાર તથા ધર્મ આદિમાં ખરેખર મહાદેવ તથા પાર્વતી જેવા જ હતા તેઓ યથા નામા તથા ગુણા હતાં, એમ કહેવામા મને કોઇ પણ પ્રકારનો સકોચ કિંવા અતિશયોક્તિનો ભય થતો નથી પરતુ મારા સર્વ પ્રકારે સદ્ગુણશીલ અને ધર્મિષ્ઠ માતાપિતા કોઈ પૂર્વ જન્મના પાપના પરિણામે અત્યત દરિદ્રાવસ્થામા આવી પડ્યા હતા અને અધૂરામા પૂરૂ તેમના ગૃહમા ત્રણ પુત્રીઓએ અવતાર ધારણ કરેલો હોવાથી તેમના દુર્ભાગ્ય તથા તેમના દુ ખની પરિસીમા જ થઈ ગઈ હતી અહીં તમો કદાચિત્ પ્રશ્ન કરશો કે, 'પુત્રીઓના માતાપિતા થવાથી તે વળી કોઈ પણ દપતીના દુર્ભાગ્યની પરિસીમા થતી હશે ?' પરતુ મારી કર્મકથાનુ જ્યારે તમો સપૂર્ણ શ્રવણ કરશો, ત્યારે તમારા આ સશયનુ પોતાની મેળેજ શમન થઈ જશે એટલે અત્યારે અને આ ક્ષણેજ એ વિષયના વિસ્તૃત ઊહાપોહની આવશ્યકતા

નથી મારા માતાપિતાને અમો સર્વ મળીને ચાર સતાનો હતા, એટલે કે, એક પુત્ર હતો અને ત્રણ કન્યાઓ હતી અમો ચાર ભાઇબહેન અને અમારા માતાપિતા મળીને અમારૂ કુટુબ છ મનુષ્યોનુ બનેલુ હતુ મારા પિતા વૈદ્યવિદ્યામા નિષ્ણાત હતા અને વૈદ્ય તરીકેનો જ વ્યવસાય કરતા હતા પરતુ વૈદ્યના વ્યવસાયમા એટલી કમાણી ન હોતી કે જેથી છ મનુષ્યોના ભરણપોષણ તથા સતાનોના શિક્ષણ આદિનો ખર્ચ કરવા ઉપરાત પુત્ર તથા પુત્રીઓના લગ્ન આદિ પ્રસગોના ખર્ચમાટે પણ સારી રકમ બચાવી શકાય, કારણ કે, આજ કાલ એક તો ઊંટવૈદ્યો વધી પડવાથી વૈદ્યોમાથી કેટલેક અશે લોકોનો વિશ્વાસ ઉઠી ગયો છે અને ડૉક્ટરો પણ ઘણા વધી પડ્યા છે, એટલે બહારની ટાપટીપવાળા અને કોટપાટલૂનિયા ડૉક્ટરો ભલે ચિકિત્સાના નામથી રોગીને મારી પણ નાખતા હોય, તો પણ તેમનામા લોકોનો જેટલો વિશ્વાસ બધાય છે, તેટલો વિશ્વાસ સાદાઇમા રહેનાર ગરીબ વૈદ્ય કે હકીમ, પોતાની ચિકિત્સાવિદ્યામા ગમે તેવો અને ગમે તેટલો નિષ્ણાત હોય, તોય તેનામા બધાતો નથી, એ આ નવા જમાનાની એક નવી ખૂબી છે વર્તમાનપત્રોમા જો કે ડૉક્ટરોને પોતાના ધધાની જાહેરાત આપવાની બધી છે તો પણ ડૉક્ટરો પોતાના દવાખાનાપર મોટા સોનેરી અક્ષરોમા આજકાલ મોટી મોટી ભપકાદાર જાહેર ખબરો, સોનેરી અક્ષરોથી લખાયલા, દવાખાનાની ચાર બાજૂ મોટા પાટિયા તથા દારૂવાળાની દુકાન માફક દવાખાનાપર લાલ ફાનૂસ લગાવીને દવાખાનાનો ખોટો પણ મોટો આડબર કરે છે, અને બાહ્ય પ્રભાવથી લોકો જેટલા અજાય છે, તેટલા અમુક વૈદ્યની યોગ્ય વિદ્યાથી નથી અજાતા, અને એ જ કારણથી મારા પિતાશ્રી વધારે કમાણી કરી શકતા ન હોતા જે સમયમા મારી કર્મકથાનો આરભ થાય છે, તે સમયમા મારા પિતાશ્રીની અવસ્થા પિસ્તાળીસ વર્ષની, મારા માતુશ્રીની અવસ્થા સાડત્રીસ વર્ષની, મારા સહોદર ભાઇની અવસ્થા સોળ વર્ષની, મારી જ્યેષ્ઠા ભગિનીની અવસ્થા તેર વર્ષની, મારી મધ્યમા ભગિનીની અવસ્થા અગિયાર વર્ષની અને મારી પોતાની અવસ્થા નવ વર્ષની હતી મારા સહોદરનુ નામ તારાનાથ, મારી જ્યેષ્ઠા ભગિનીનુ નામ માયાદેવી, મારી મધ્યમા ભગિનીનુ નામ પદ્માવતી અને મારૂ નામ કાચનમાલા હતુ મારા પિતાની આર્થિક અવસ્થા સારી ન હોવાથી મારા બધુને તેમણે કલકત્તામા એક ધનાઢ્ય આર્ય ગૃહસ્થના ગૃહમા નિવાસ કરવાની અને ત્યા તે ગૃહસ્થની સહાયતાથી વિદ્યાભ્યાસ કરવા માટેની વ્યવસ્થા કરી આપેલી હોવાથી મારો સહોદર બહુધા કલકત્તામા જ વસતો હતો અને વર્ષમા એક વાર દુર્ગાપૂજાના સમયમા જ ઘેર આવતો હતો મારો બધુ કલકત્તામા રહેતો હોવાથી અમારા ગ્રામ્ય ગૃહમા મારા માતાપિતા અને અમો ત્રણ ભગિનીઓ મળીને પાચ મનુષ્યો વસતા હતા અમારો નિર્વાહ ત્યા સુખપૂર્વક ચાલ્યા કરતો હતો એટલે એ વિષયની તો મારા માતાપિતાને વિશેષ ચિન્તા કાંઈ પણ નહોતી "

"અત્યાર સૂધી તો નિશ્ચિન્તતા હતી, પરતુ જે વેળાયે મારી કર્મકથાનો આરભ થાય છે, તે વેળાયે મારા માતાપિતા એક મહાભીષણ ચિન્તારૂપ રાક્ષસીના પ્રબળ પજામા સપડાયા હતા અને તે ચિન્તારૂપ રાક્ષસીના પજામાથી તેમનો ઉદ્ધાર થશે કે નહિ, એ વિષે તેમના અત કરણોમા સપૂર્ણ સશય હતો, કારણ કે, મારી જ્યેષ્ઠા ભગિની માયાદેવીની અવસ્થા તેર વર્ષની થઈ હતી અને તેનો

કન્યાકાળ વીતી જવાની અણીપર આવી લાગ્યો હતો જો ચાર છ મહિનામાં જ તેનો લગ્નસબધ ન કરી શકાય, તો તેથી જાતિમા તથા સમાજમા નિન્દા થવાનો અને જાતિથી બહિષ્કૃત થવાનો સભવ હતો આ પ્રસગે 'માયાદેવીને પરણાવીને ઠેકાણે કેવી રીતે પાડી શકાય ?' એ ચિન્તાએ મારા માતાપિતાને ભ્રમિષ્ટ જેવા કરી નાખ્યા હતા અને તેમા પણ મારા પિતાશ્રીના મનમા તો એ વિષેની ચિન્તા એટલી સીમા પર્યન્ત રહ્યા કરતી હતી કે એ ચિન્તામા તેઓ ક્ષુધા, પિપાસા તથા નિદ્રા આદિને પણ સર્વથા ખોઈ બેઠા હતા પુત્રીના લગ્ન-માટે પિતાને આટલી સીમાપર્યન્ત ચિન્તાતુર થવાનુ કારણ એ હતુ કે અમારી વૈદ્ય જાતિમા સિંધના આમિલો તથા અહીંના પારસીઓ પ્રમાણે વરવિક્રયની ભયાનક રૂઢિ પ્રચલિત હોવાથી ઓછામા ઓછા પાચ હજાર રૂપિયા રોકડા વરના પિતાને આપવામાટે અને બે હજાર લગ્નોત્સવમા ખર્ચવામાટે હોય, તો માડ માડ એક કન્યાને સાધારણ વર મળી શકે, તે સસારિણી થવાના ભાગ્યને પ્રાપ્ત કરી શકે, અને નહિ તો આજન્મ કુમારિકાજ રહી જાય માત્ર કન્યા કુમારિકા રહી જાય એટલાથી જ જો પારસીઓ પ્રમાણે પતી જતુ હોય, તો જાણે ધૂળ નાખી, પણ અમારી જાતિમા તો પિતા પાસે પૈસા હોય કે ન હોય, તો પણ વધારેમા વધારે કન્યા તેર વર્ષની થાય એટલે તેના માતાપિતાએ ગમે તેમ કરીને તેને પરણાવવી જ જોઇએ, અને જો માતાપિતા તેર વર્ષની કન્યાને ન પરણાવે અને કન્યા કુમારિકા અવસ્થામા પિતૃગૃહમાજ રજસ્વલા થાય, તો તેમને જાતિ-બહિષ્કારની શિક્ષા ભોગવવાનો પ્રસગ જોવો પડે અને એક વાર એવી રીતે જાતિબહિષ્કારને પામેલાં દપતી પાછા જાતિમા આવીજ ન શકે, એવા પ્રકારનો અમારી જાતિમા કઠિન પ્રબધ હોવાથી કન્યાના કપર્દિકાહીન પિતાને જો આવી ભીષણ ચિન્તામા પડવાનો પ્રસગ પ્રાપ્ત થાય, તો તે સર્વથા સ્વાભાવિક જ છે ધીમે ધીમે મારા પિતાની એ માનસિક વ્યથા એટલી સીમા પર્યન્ત વધી ગઈ કે સમસ્ત વિશ્વ તેમને સર્વથા દુ:ખમય તથા અધકારાચ્છાદિત દેખાવા લાગ્યું અને તેઓ સર્વ પ્રકારે હતાશ તથા નિરાશ થઇ ગયા એક કન્યાને પરણાવવા જેટલા સાધનો પણ તેમની પાસે ન હોતાં, અને ત્રણ કન્યાઓને પરણાવવાનો ભીષણ પ્રશ્ન તેમના વિચારનેત્રો સમક્ષ આવીને ઊભો રહ્યો હતો. એટલે હવે તેમની એ ચિન્તા અસહ્ય થઇ પડી હતી અને એ ચિન્તા ભીષણ સ્વરૂપ ધારણ કરીને તેમના હૃદયને દિવારાત્ર બાળ્યા કરતી હતી અંતે એ માનસિક વ્યથા અત્યત અસહ્ય થઇ પડવાથી પોતાના કોઈ પણ શુભેચ્છક આગળ જઈને પોતાના એ દુ:ખનો પ્રકાશ કરી દુ:ખના ભારને ન્યૂન કરવાનો મારા પિતાશ્રીએ નિશ્ચય કર્યો, અને તે નિશ્ચયને અનુસરીને એક દિવસ મધ્યાહ્ન સમયે તેઓ પોતાના એક શુભેચ્છક ભદ્ર પુરુષને ત્યા જવાને તૈયાર થયા મારા પિતાનો મારામા, હું તેમની સર્વથી કનિષ્ઠા કન્યા હોવાથી, અતિશય પ્રેમ હતો અને મેં તેમની સાથે જવાનો હઠ કરવાથી મને પણ તેઓ પોતાની સાથે લેતા ગયા હતા

"જેમને ઘેર અમો જવાના હતા, તેઓ અમારી 'વૈદ્ય' જાતિના જ એક ભદ્ર પુરુષ હતા તેમની અવસ્થા લગભગ ત્રીશ વર્ષની હતી, અને તેમનુ નામ ચદ્રશેખર રાય હતુ ચદ્રશેખર રાયના પિતા એક સાધનસપન્ન ગૃહસ્થ હોવાથી પોતાના મરણસમયે પોતાના એકના એક પુત્ર ચદ્રશેખરમાટે તેઓ કેટલીક

જમીનદારી અને બીજી પણ સ્થાવર તથા જંગમ સંપત્તિ સારા પ્રમાણમા મૂકતા ગયા હતા ચંદ્રશેખર પોતે વિશ્વવિદ્યાલયની એમ એ ની પરીક્ષામા પાસ થયા પછી ન્યાયશાસ્ત્રનો અભ્યાસ કરી એલ એલ બી નો ઉપાધિ મેળવીને કલકત્તામા પ્લીડર અથવા વકીલ તરીકે પ્રેક્ટિસ્ કરતા હતા અને વકાલતમા તેમણે સારી નામના મેળવવાથી એ વેળાયે તેમની કમાણી પણ ઘણી જ સારી હતી તેમના કુટુંબમા તેઓ પોતે, તેમની સુશીલ ગૃહિણી ગંગાદેવી અને તેમની એક અલ્પ-વયસ્કા કન્યા કુસુમમાલા મળીને કેવળ ત્રણ મનુષ્યો જ હતા, અને તે ઉપરાત તેમના ગૃહમા સેવકો તથા સેવિકાઓની સારી સખ્યા હતી

"અમોએ જે વેળાયે ચન્દ્રશેખર બાબૂના રાજપ્રાસાદતુલ્ય આગારના સિંહદ્વારમા પ્રવેશ કર્યો તે વેળાયે ગ્રીષ્મઋતુના મધ્યાહ્ન સૂર્યના પ્રખર કિરણોથી ભૂમિ અગ્નિસમાન તપ્ત થયેલી હોવાથી અને વાયુની લહરીઓ પણ ભીષણ ઉષ્માને પ્રસારતી હોવાથી મારા પિતાશ્રીનુ શરીર સ્વેદથી તરબોળ થઈ ગયુ હતુ અને તેથી તેઓ મસ્તક તથા લલાટપરના પ્રસ્વેદબિન્દુઓને પોતાની પછેડીના છેડાથી વારવાર લૂછ્યા કરતા હતા સૂર્યના તાપથી કંટાળેલા મારા પિતાશ્રીએ ગૃહમા પ્રવેશ કર્યો અને કોઇને પૂછ્યાગાછ્યા વિના જ ચદ્રશેખર બાબૂના ખાનગી ઓરડામા અમો જઇ પહોંચ્યા અમને કોઇએ પણ અટકાવ્યા નહિ તેનુ કારણ એ હતુ કે ચદ્રશેખર બાબૂના પિતાશ્રી સાથે મારા પિતાશ્રીનો ગાઢ મૈત્રી-સબધ હતો એ સબધને લીધે ચદ્રશેખર બાબૂ મારા પિતાને 'કાકા' કહીને બોલાવતા હતા અને વર્ષમા બે વાર—એક વાર મે વૅકેશનમા અને બીજી વાર દુર્ગાપૂજાના દિવસોમા—જ્યારે તેઓ પોતાના પિતૃગૃહમા આવતા હતા ત્યારે મારા પિતાશ્રી વારવાર તેમની પાસે જતા હતા, એટલે ચદ્રશેખર બાબૂના સર્વ સેવકો મારા પિતાશ્રીને સારી રીતે ઓળખતા હતા અને માનની દૃષ્ટિથી જોતા હતા ચદ્રશેખર બાબૂ જેવા સાધનસપન્ન તથા ભાગ્યશાળી હતા, તેવા જ સ્વરૂપસુદર અને પરોપકારી પણ હતા, એટલે વળી સુવર્ણમા સુગધના સંયોગ જેવો જ પ્રકાર થયો હતો ચદ્રશેખરની ધર્મપત્ની પણ પોતાના પતિદેવ જેવી જ સદ્ગુણવતી અને ઉદાર હોવાથી તો વળી ચદ્રશેખરના સદ્ભાગ્યનો અવધિ જ થયો હતો. અત્યારે ચદ્રશેખર બાબૂ મે વૅકેશનમા ઘેર આવ્યા હતા અને તેથી મારા પિતાએ તેમને મળવા જવાના નિમિત્તથી તેમની પાસે જઇને પોતાની પીડાનો વૃત્તાત કહી સભળાવવાનો નિશ્ચય કર્યો હતો, કારણ કે, ચદ્રશેખરને હૃદયનુ દુ ખ ખોલી બતાવવાથી અવશ્ય કાંઈ પણ યોગ્ય મંત્રણા મળશે અને આ દુ ખમાથી મુક્ત થવાનો કોઈ પણ માર્ગ નીકળશે એવી મારા પિતાશ્રીના મનમા સપૂર્ણ આશા હતી. અમો ચદ્રશેખર બાબૂ પાસે પહોંચ્યા તે વેળાયે તેઓ એક ખમીસ તથા ધોતિયું પહેરીને પોતાના ખાનગી ઓરડામા અથવા તો પોતાની લાયબ્રેરીમાં એક સોફાપર એક અગ્રેજી વર્તમાનપત્ર વાચતા પડ્યા હતા અને ઉપર પખો ચાલી રહ્યો હતો અમારા પદશબ્દને સાભળીને તેમણે અમારા પ્રતિ દૃષ્ટિપાત કર્યો અને મારા પિતાશ્રીને જોતા જ વર્તમાનપત્રને પાસેની ટિપાઇપર મૂકીને તેઓ બેઠા થઈ ગયા અને મારા પિતાશ્રીનો સત્કાર કરતા કહેવા લાગ્યા: "પધારો, કાકા, પધારો ! અત્યારે આવી ગરમીમા આવવાની આપે કૃપા કરી છે, એ કેવળ આપના વાત્સલ્ય કિંવા પ્રેમનુ જ પરિણામ છે હુ ગઈ કાલે જ આવ્યો

હું આજે સવારમા આપને મળવામાટે આવવાનો મારો વિચાર હતો, પણ પ્રકૃતિ કાઇક અસ્વસ્થ હોવાથી સાઝે આવવાનો નિશ્ચય કર્યો હતો, પણ એટલામા તો આપ પોતે જ પધાર્યા અસ્તુ સર્વ છો તો આનદમા ? બેટા કાંચન, તું તો કાચન જ છે હો !"

"સોફાની પાસે જ કેટલીક કુરસીઓ ગોઠવીને રાખવામા આવી હતી તેમાંની એક હાથાવાળી કુરસીમા બેસીને મારા પિતાશ્રી એક દીર્ઘ નિ શ્વાસ નાખીને કહેવા લાગ્યા "ચદ્રશેખર ભાઈ ! મારા આનદનો આજકાલ અત આવી ગયો છે અને મારા પ્રાણોમા જે એક મહાભીષણ ચિન્તારૂપ જ્વાળાનો ઉદ્ભવ થયો છે, તે મને આઠો પ્રહર બાળ્યા કરે છે અને પ્રજાળ્યા કરે છે હવે મારાથી આ માનસિક વ્યથા સહન કરી શકાતી નથી અને તેથી તમારા સમક્ષ મારી એ આતરિક વેદનાનો પ્રકાશ કરીને મારા હૃદયના ભારને ઓછો કરવામાટે જ આવી અસહ્ય ઉષ્ણતામા અત્યારે હું તમારી પાસે આવ્યો છુ, કારણ કે, તમારા વિના મારો એવો અન્ય કોઈ પણ મિત્ર નથી કે જેને હૃદય ખોલીને બતાવી શકાય."

"એવી તે શી ચિંતા છે, અને તે શા કારણથી ઉદ્ભવી છે ?" ચદ્રશેખર બાબુએ મૃદુ તથા આશ્વાસક સ્વરથી પૂછ્યુ.

"આજ સુધી તો આપણા હિન્દુઓના સમુદાયમા અથવા આપણા બ્રાહ્મણોના સમાજમા હું નિર્વિઘ્ન રહી શક્યો છુ, પરંતુ હવે મને લાગે છે કે, કદાચિત્ મારે હિન્દુસમાજનો સદાને માટે પરિત્યાગ કરવો પડશે અને ક્રિશ્ચિયન સમાજ અથવા તો બ્રહ્મસમાજ જેવી કોઈ અન્ય ધર્મસસ્થામા ભળવું પડશે, અને જો એ સાહસ નહિ કરી શકાય, તો પછી અન્તે કાષાયવસ્ત્ર પરિધાન કરી સન્યાસી થઇને મારે આ સસારવ્યવહાર તથા વિધિનિષેધ આદિ બધનોને તોડી નાખવા પડશે, કારણ કે, એ ત્રણમાના એક માર્ગને સ્વીકાર્યા વિના મારો કોઈ પણ પ્રકારે ઉદ્ધાર થઈ શકે તેમ નથી" મારા પિતાશ્રીએ પોતાની કથાની પ્રસ્તાવના હૃદયદ્રાવક રીતિથી કરી અને ત્યાર પછી થોડી વારને માટે મૌનનું અવલબન કરી લીધુ

"આમ કરવાનુ કાઈ કારણ ? આપ આ શુ બોલો છો અને શું નહિ, તે હું કાઈ પણ સમજી શકતો નથી" ચદ્રશેખરે કહ્યું

"મારા બોલવાનો આશય તત્કાળ તમારા સમજવામા ન આવી શકે, એ સર્વથા સ્વાભાવિક જ છે, કારણ કે, તમારા માટે તમારા પુણ્યાત્મા પિતાશ્રી જમીનદારી અને સ્થાવર તથા જગમ સપત્તિ સારા પરિમાણમા મૂકી ગયા છે અને વળી ઈશ્વરની કૃપાથી વકીલાતના ધધામાં તમો પણ સારી રીતે કમાઓ છો, માત્ર એટલું જ નહિ, પણ ઈશ્વરે તમને માત્ર એક જ કન્યાના પિતા બનાવ્યા છે એટલે તમારા જેવા પુરુષના મસ્તિષ્કમા મારા જેવા મનુષ્યના દારુણ દુ ખની કલ્પના તત્કાળ ન આવી શકે, એમાં આશ્ચર્ય જેવુ કાઇ પણ નથી હું એક દરિદ્ર, કપર્દિકાહીન તથા કંગાલ બ્રાહ્મણ છુ અને દુષ્કાળમા અધિક માસ પ્રમાણે ઈશ્વરે મારા ગૃહમા એક સાથે ત્રણ કન્યાઓને મોકલી દીધી છે મારી બે નાની કન્યાઓના લગ્ન અત્યારે જ ન કરીએ, તો ચાલી શકે તેમ છે, પરંતુ મોટી કન્યાને તો આર છ મહિનામાં જ પરણાવ્યા વિના છૂટકો નથી કારણ કે, તેને તેરમુ વર્ષ પૂરૂ થવા આવ્યુ છે અને તેથી જો હવે તેના લગ્નમા વિલબ થાય, તો તેનો

કન્યાકાળ વહી જવાથી સમાજમા નિન્દા તથા નિર્ભર્ત્સના થવાનો સપૂર્ણ સભવ છે. આ ચિંતાથી મને દિવસે અન્ન ભાવતુ નથી અને રાતે ઉંઘ આવતી નથી તમારી કાકી પણ આ ચિન્તાની જ્વાળાથી દિવસ અને રાત મનમા ને મનમાં બળ્યા કરે છે અને આ બળતરાથી બળીને તે બળેલા લાકડા જેવી થઈ ગઈ છે ઉત્તમ વરને શોધવામાટે હુ અનેક સ્થળે ભ્રમણ કરી આવ્યો છુ પ્રથમ તો કોઈ ઉત્તમ પાત્ર મળતુ જ નથી અને જે બે ત્રણ સારા સ્થળો મને ગમ્યા છે તે વરરાજાઓની કીમત સાભળીને મારૂ કાળજું થથરી જાય છે! મારૂ તો શું, પણ મારી સાત પેઢીનુ પણ ગજું નથી કે એ વરોની એટલી મોઘી કીમત આપીને અમો અમારી ત્રણે કન્યાઓને ઠેકાણે પાડી શકીએ! હવે કહો ચિન્તાની જ્વાળા અસહ્ય છે ખરી કે નહિ?" મારા પિતાશ્રીએ પોતાની ચિન્તાના કારણને હવે અત્યત સ્પષ્ટ સ્વરૂપમા તથા અત્યત સ્પષ્ટ ભાષામા દર્શાવી દીધુ

મારા પિતાના આ હૃદયદ્રાવક વચનોને સાભળી ચદ્રશેખર બાબૂ ઉદ્વેગ-દર્શક સ્વરથી પોતાના વિચારોને દર્શાવતા કહેવા લાગ્યા "બગાળાના સર્વ બ્રાહ્મણો આ વરવિક્રયની પાતકમયી રૂઢિની જ્વાળાને નિત્ય અનુભવ્યા કરે છે અને આ પાતકની જ્વાળાથી સમસ્ત બગાળાદેશ સળગી ઉઠયો છે, એ વાર્તાને સર્વ કોઇ જાણે છે આ દોષના નિવારણમાટે સભાઓ તથા સમિતિઓ ભરાય છે, વ્યાખ્યાનો અપાય-છે અને પુસ્તક તથા પુસ્તિકાઓ પણ હજારોની સખ્યામા પ્રકટ કરવામા આવે છે, એટલે એથી એટલુ તો સ્પષ્ટ જણાઇ આવે છે કે, વ્યાધિ તો લોકોના જાણવામાં આવી ગયો છે અને એ વ્યાધિના આક્રમણથી સમાજ ચૂર્ણવિચૂર્ણ થયો છે અને થતો જાય છે, એ વાર્તા પણ કોઇથી અજ્ઞાત રહી નથી આટ આટલુ થવા છતા પણ એ વ્યાધિના નિવારણમાટેના યોગ્ય ઔષધની અદ્યાપિ વ્યવસ્થા થઈ નથી, એ એક મહદ્ આશ્ચર્યનો વિષય છે"

"આ દોષને નિવારવામાટેના કેટલાક પ્રયત્નો થયા છે, થાય છે અને થશે, પરતુ એ પ્રયત્નો વિષે ચર્ચા ચલાવવાથી અત્યારે અને આ ક્ષણે જ આપણને કોઇ પણ પ્રકારનો લાભ થઇ શકે તેમ નથી અત્યારે તો જે ભયાનક પ્રશ્ન આપણા નેત્રો સમક્ષ આવીને ઉભો રહ્યો છે, તેનો જ આપણે વિચાર કરવાનો છે મારા માટે તો અત્યારે કેવળ કા તો માયાદેવીને ચાર કે છ મહિનામાં પરણાવી દેવી અને કા તો સમાજમાથી બહિષ્કૃત થઇને ક્રિશ્ચિયન, બ્રહ્મસમાજિષ્ટ અથવા તો સસારત્યાગી સન્યાસી થઇ જવુ, એ બે માર્ગો જ મોકળા છે, એ વિના ત્રીજો કોઇ માર્ગ મારા માટે છે જ નહિ કે જેમા મારાથી સચાર કરી શકાય અર્થાત્ માયાદેવીને પરણાવવામાટે જેટલા નાણાની આવશ્યકતા છે, તેટલા નાણાનો ચોથો ભાગ પણ મારી પાસે નથી, અને તેથી દ્વિતીય માર્ગને સ્વીકાર્યા વિના મારો ઉદ્ધાર થવાનો નથી" મારા પિતાશ્રીએ વ્યર્થ વિવાદમા સમય ન વીતાડતા મુદ્દાની વાતને જ વળગી રહેવાનો પ્રયત્ન કર્યો

"કાકા! આપના આ દુ ખને જોઇને મારા હૃદયમા પણ દુ ખનો એવો આઘાત થયો છે કે જેને હુ જિવ્હાથી વર્ણવી શકતો નથી!" ચદ્રશેખરે શોક તથા સહાનુભૂતિ દર્શાવ્યા

"ચદ્રશેખર! તમો આટલી અનુકપા દર્શાવો છો, એ પણ તમારો મોટો ઉપકાર છે, પરતુ કેવળ અનુકપાથી જ મારા દુ ખનો અત થવાનો સભવ ન હોવાથી

જાતિ તથા આપણા પુરાતન સમાજને ત્યાગવા વિના મારો બીજો કોઇ ઉપાય છે જ નહિ. હવે પ્રશ્ન માત્ર એટલો જ રહે છે કે ક્રિશ્ચિયન થવુ, બ્રહ્મસમાજમા ભળવુ કે સંન્યાસી થઇ જવુ? આમાથી ક્રિશ્ચિયન થવાની અને સન્યાસી થઇ જવાની ઘટના મને યોગ્ય જણાતી નથી અને તેથી મેં બ્રહ્મસમાજમા ભળી જવાનો જ નિશ્ચય કર્યો છે, કારણ કે, બ્રહ્મસમાજ ગમે તેવો અને ગમે તેટલો ભ્રષ્ટ હોય, તો પણ આપણા હિન્દુ ધર્મની જ એક શાખા છે અને તેમા ભળવાથી ગમે તેવા સ્વરૂપમાં હિન્દુત્વ અવિચળ રહેવાનો સભવ છે. હાય ! કન્યાના કારણથી પોતાના પુરાતન સમાજને ત્યાગીને અને મારા પૂર્વપુરુષો પુરુષાનુક્રમથી જે હિન્દુ સમાજની ઉન્નત શાખામા નિરતર નિવાસ કરતા આવ્યા છે, તે ઉન્નત શાખાનો સદાને માટે પરિત્યાગ કરીને હું કુલાંગાર અને મહાપાતકી આજે બ્રહ્મસમાજમા ભળવામાટે અને જાતિભ્રષ્ટ થવામાટે તત્પર થયો છું!"

આ શબ્દો ઉચ્ચારતા મારા પિતાશ્રીના ઉભય નેત્રો રક્તવર્ણ થઇ ગયા અને ત્યાર પછી તેમના નેત્રોમાથી અશ્રુનો અસ્ખલિત પાત થવા લાગ્યો. મારા પિતાશ્રીની આવી દુર્દશાને જોઇને ચદ્રશેખરની છાતી ફાટી જવા લાગી અને તેથી તેઓ મારા પિતાશ્રીને આશ્વાસન આપતા કહેવા લાગ્યા "પૂજ્ય કાકા ! કૃપા કરીને આપ આટલી સીમા પર્યન્ત નિરાશાને પોતાના હૃદયમા સ્થાન ન આપો અને પરમેશ્વરમાં વિશ્વાસ રાખો. સર્વ જનોની આટલી બધી કન્યાઓનાં લગ્ન થઇ જાય છે અને એક આપની કન્યા જ લગ્ન વિનાની રહી જશે, એમ માની લેવામા આપની ભૂલ થાય છે. જો પરમેશ્વરમા વિશ્વાસ રાખશો, તો આપની આ ચિન્તા અવશ્ય દૂર થઇ જશે."

"ભાઈ! તમો આ શું બોલો છો? શું કન્યાને ઠેકાણે પાડી દેવામાટેના મારા પ્રયત્નોમા મેં કચાશ રાખી છે? આજે ચાર ચાર વર્ષથી હુ એ જ પ્રયત્નમા મડયો રહ્યો છું અને અનેક સ્થાનોમા સધાન કરી ચૂકયો છું, છતા મારાથી અદ્યાપિ કોઇ પણ પ્રકારની યોગ્ય વ્યવસ્થા કરી શકાઇ નથી અને અંતે માયાદેવીનો કન્યાકાળ વીતી જવાની અણીપર આવી લાગ્યો છે. એક જ કન્યાના લગ્નમાટે જ્યા આટલી બધી વિડબના ભોગવવી પડે છે, ત્યા હજી બીજી બે કન્યાઓની શી ગતિ થશે, એ ચિન્તાએ મારી બુદ્ધિનો ભ્રશ કરી નાખ્યો છે. ભાઇ! ખરી રીતે મારો બ્રહ્મસમાજમા ભળવાનો, જાતિભ્રષ્ટ થવાનો કે અરણ્યવાસી સન્યાસી થવાનો મનોભાવ નથી; પરતુ શુ કરૂ કે, મારો કોઇ ઉપાય જ ચાલતો નથી. જ્યારે આ ચિન્તાની જ્વાળા અસહ્ય થઇ પડે છે તે વેળાયે કોઇ વાર જાતિને ત્યાગી દેવાની ઇચ્છા થાય છે, કોઈ વાર દેશ, સ્ત્રી, પુત્ર તથા પુત્રીઓ આદિને ત્યાગીને કયાક પલાયન કરી જવાની વાસના થઈ આવે છે અને કોઇ વાર આત્મહત્યા કરીને મરી જવાની ભાવનાનો પણ હૃદયમા ઉદય થાય છે. નથી, આ સસારમા મારા ઉદ્ધારનો એક પણ ઉપાય નથી!!"

મારા પિતાએ નિ શ્વાસપૂર્વક આ ઉદ્ગારો કાઢયા

"આપ કેવળ નાણાની અછત અથવા દરિદ્રતાના કારણથી જ કન્યાને પરણાવી શકતા નથી, એ જ આપના કહેવાનો મથિતાર્થ છે કે નહિ?" ચદ્રશેખરે પૂછ્યું

"બસ, મોટામા મોટી મુશ્કેલી છે તે નાણાની જ છે" મારા પિતાએ નિઃશ્વાસ નાખીને કહ્યુ

"આપની જ્યેષ્ઠા કન્યા માયાદેવીને પરણાવવામાટે નાણાની કેટલીક રકમની આવશ્યકતા છે વારૂ ?" ચદ્રશેખરે પૂછ્યુ

"સમાજની જે સ્થિતિ અત્યારે દૃષ્ટિગોચર થાય છે અને સમયનો જે રગ અત્યારે જોવામા આવે છે, તેને જોતા તો ત્રણ હજાર રૂપિયા વિના કોઇ પણ રીતે મારાથી કન્યાદાનનુ પુણ્ય પ્રાપ્ત કરી શકાય તેમ છે જ નહિ, એમ સ્પષ્ટ જણાઇ આવે છે" મારા પિતાએ નાણાની રકમનું નામ પાડ્યુ

"એક સાધારણ સ્થિતિના ગૃહસ્થમાટે આ ત્રણ હજાર રૂપિયાની રકમ ઘણી જ મોટી અને ઘણી જ વધારે પડતી છે, એમ તો કોઇ પણ કહી શકે તેમ છે" ચદ્રશેખરે પોતાનો અભિપ્રાય દર્શાવ્યો

"ત્રણ હજારની હોળી કરીને એક જ કન્યાને પરણાવીને બેસી રહેવાનું હોય, તો તો જાણે સમજ્યા પણ આ તો ત્રણ કન્યાઓને ઠેકાણે પાડવાની ચિન્તા છે, એટલે એક એક કન્યાના ત્રણ ત્રણ હજાર ગણીએ, તો બધા મળીને નવ હજાર રૂપિયા જોઇએ અને મેં તો મારા અત્યાર સુધીના જીવનમા નવ હજાર રૂપિયા નજરે પણ જોયા નથી, તો પછી મારા ઘરમા નવ હજાર રૂપિયા હોવાની તો વાત જ ક્યાથી હોય વારૂ ?" મારા પિતાએ સરવાળો ગણાવી દીધો.

"ઠીક, પણ અત્યારે આપની પાસે નાણાની કેટલીક જોગવાઇ છે વારૂ ?" ચદ્રશેખરે કાઇક વિશિષ્ટ હેતુથી પૂછ્યુ

'પેટ પાટા બાધીને અને અડધા ભૂખ્યા રહીને અમોએ એક હજાર રૂપિયા એકઠા કર્યા છે અને એક હજારથી કાઈ પણ થઇ શકે તેમ નથી." મારા પિતાએ પોતાની પૂજીનો પ્રકાશ કરી દીધો

"હું આપની કન્યાના લગ્નના કાર્યમા પાચ સો રૂપિયાની આપને સહાયતા આપીશ" ચદ્રશેખરે પોતાની પરોપકારવૃત્તિ તથા ઉદાર પ્રકૃતિનો પૂર્ણ પરિચય કરાવ્યો

"પરમાત્મા તમને શતાયુ કરો ! પરતુ ભાઇ ! તમારા એ પાચ સો રૂપિયા મળવા છતા પણ મારી વિપત્તિનો અત આવે તેમ નથી" મારા પિતાએ આશીર્વાદ આપીને જણાવ્યુ

"પરતુ આપે કોઇ વરને સ્થિર કર્યો છે ખરો કે ?" ચદ્રશેખરે બીજી જ બાબત ચલાવી

"નહિ, કારણ કે, હજારો રૂપિયા લેવાની વાતો તો બધાય કરે છે, પણ જ્યા વરને જોઇએ છીએ, ત્યા સર્વ આશાઓ નિરાશાના રૂપમા બદલાઇ જાય છે ઘણાખરા વર એવા જ જોવામા આવ્યા છે કે તેમાના કોઇની સાથે પણ જો કન્યાનો શરીરસબધ કરી આપીએ, તો આપણા હસ્તથી જ આપણે કન્યાનો અવતાર બગાડ્યા જેવુ થઇ પડે અને તેથી કોઇ પણ વિચારશીલ પિતા પોતાની કન્યાને દુ ખની ગર્તામા ધકેલી દેવાનુ સાહસ ન કરે, એ સ્વાભાવિક જ છે કોઇ વર વરબાર અને કુટુબ વિનાનો છે, તો કોઇના આચારવિચાર સારા નથી, કોઇ એક વર પોતાના કોઇ આત્મીય જનના આશ્રયમા રહી એન્ટ્રેન્સ સ્કૂલમા સેકન્ડ ક્લાસમા અભ્યાસ કરે છે અને તે પોતાની કીમત છ હજાર બતાવે છે;

એક વરના પિતાએ ઘરેણાં ગાઠા ગિરવી ઠસાવીને એક સારૂ ઘર બંધાવ્યુ છે અને તેનો પુત્ર પંદર રૂપિયાના માસિક પગારથી કોઈ શ્રીમંત ગૃહસ્થને ત્યા નોકરી કરે છે તેની માગણી ત્રણ હજાર રૂપિયાની છે અને એક બે બીજવર છે તેઓ પણ અઢીથી પોણા ત્રણ હજાર રૂપિયા લીધા વિના માને તેમ નથી આમ બાબત છે” મારા પિતાશ્રીએ વરરાજાઓની પરિસ્થિતિ તથા કીમત આદિનો ખુલાસો કરી સભળાવ્યો

મારા પિતાશ્રીનો એ ખુલાસો સાભળી લઇને ચદ્રશેખર તેમને ઉદ્દેશીને શાતિથી કહેવા લાગ્યા “કાકા ! એક હજાર રૂપિયા આપની પાસે છે અને પાચ સો રૂપિયા હું આપવાનો છુ એટલે ગમે તે રીતે દોઢ હજારમા જ માયા-દેવીના લગ્નની વ્યવસ્થા કરી નાખો કોઇની પાસેથી ઋણ લેશો નહિ, કારણ કે, ઋણથી મુક્ત થવાનુ આપમા સામર્થ્ય નથી અને હજી બીજી બે કન્યાઓના લગ્નની વ્યવસ્થા કરવાની છે રામપુરનિવાસી હરવલ્લભ ગુપ્ત કલકત્તામાં જઇને ઉત્તમતાથી વ્યાપાર આદિ કરે છે અને તેમણે ત્યા પોતાનુ એક સારૂ ઘર પણ બધાવી લીધુ છે તેઓ આપણી જાતિના અને આપણા જ સમાજના એક પ્રતિષ્ઠિત ગૃહસ્થ છે અને તેમને એક પુત્ર પણ છે તેમનો તે પુત્ર એન્ટ્રન્સ પરીક્ષામા પાસ થઇને એફ એ ક્લાસમા અભ્યાસ કરે છે, એટલે જો કરી શકાય, તો એ યુવક સાથે આપની કન્યાના લગ્નનો પ્રયત્ન કરો હરવલ્લભ ગુપ્ત આપને પણ ઓળખતા હોવા જ જોઇએ અને તેથી મને આશા છે કે થોડી રકમમા જ સઘળી વ્યવસ્થા થઇ જશે બની શકે, તો આજે અથવા આવતી કાલે જ કલકત્તા જવાને વિદાય થાઓ.”

“પરમાત્મા તમારૂ અને તમારા પરિવારનું કોટિ કોટિ કલ્યાણ કરો હર-વલ્લભ ગુપ્તને હું સારી રીતે ઓળખુ છુ અને તેથી આવતી કાલે જ હું કલકત્તા જઇને એ વિષેનો તેમની આગળ પ્રસ્તાવ કરીશ” મારા પિતાએ કહ્યું

“પરમાત્મા આપની આશાને સફળ કરો અને આપની ચિન્તાને પરિહરો !” ચદ્રશેખરે શુભ ભાવના દર્શાવી

ચદ્રશેખરે મને બે ચાર રમકડા અને બે રૂપિયા રોકડા આપ્યા ત્યાથી ઉઠીને હુ અને મારા પિતાશ્રી બન્ને પાછા ઘેર આવ્યા અને મારા પિતાએ ત્યાનો સમસ્ત વૃત્તાત મારા માતુશ્રીને કહી સભળાવ્યો

મારા માતુશ્રીએ મારા પિતાશ્રીના મુખથી સમસ્ત વૃત્તાત સાભળીને તે દિવસે જ તેમને કલકત્તા જવામાટેનો આગ્રહ કર્યો મારા માતુશ્રીના એ આગ્રહને જોઇને મારા પિતાશ્રી કહેવા લાગ્યા “આજે અને અત્યારે જ કલકત્તા જવામાટે પ્રયાણ કરવામા મને કાઈ પણ વાધો નથી, પરતુ કલકત્તામા જઇને રહ્યા પછી હરવલ્લભે સારા પ્રમાણમા ધન મેળવ્યુ છે અને ઘરના ઘર પણ બધાવી લીધા છે, એટલે શું તે પોતાના પુત્રને નજીવી રકમ લઇને પરણાવી દેશે ? આ વિષ-યનો જ મારા મનમા સશય થયા કરે છે.”

“એક વાર કલકત્તા જાઓ તો ખરા, પછી જે થવાનુ હશે તે થશે એક હજાર રૂપિયા તમોએ એકઠા કર્યા છે અને ચદ્રશેખરભાઇએ પાચ સો રૂપિયા આપવાની હા પાડી છે એટલે પદર સોથી વધારે તે બીજા કેટલા રૂપિયા જોઇશે વારૂ ? બહુ બહુ તો બીજા એક હજાર રૂપિયાની જરૂર પડશે અને તેટલા રૂપિયા

તો કર્જ કરીને પણ મેળવી શકાશે, એટલુ કર્જ કરીને પણ માયાદેવીને પરણાવવી તો જોઇશે જ" મારાં માતુશ્રીએ પોતાનો અભિપ્રાય દર્શાવ્યો

"હુ પણ એ સર્વ સારી રીતે જાણુ છુ, પરતુ જે મનુષ્યે પોતાના સમસ્ત આયુષ્યના વ્યવસાય તથા ઉદ્યમથી પેટે પાટા બાધી બાધીને માડ માડ એક હજાર રૂપિયાની રકમ એકઠી કરી છે, તે કર્જે લીધેલા હજાર રૂપિયા પાછા લેણદારને કેવી રીતે અને ક્યાથી આપી શકશે, એનો પણ તેં વિચાર કર્યો છે ખરો કે? વળી એ કર્જે લીધેલા એક હજાર રૂપિયાના મહિને પદર રૂપિયાના હિસાબે વ્યાજની રકમ વર્ષે એક સો ને એંસી રૂપિયાની થશે, એનો વિચાર પણ અવશ્ય કરી લેવાનો છે અને ત્યાર પછી જ જે પગલુ ભરવુ હોય તે ભરવાનું છે!" મારા પિતાશ્રીએ પોતાની વિપત્તિનુ દર્શન કરાવ્યુ

"અત્યારે આવા વિચારો કરવાથી અને વાદવિવાદ કરવાથી શો લાભ થવાનો હતો વારૂ? હજાર રૂપિયા કર્જે લીધા વિના ચાલવાનુ જ નથી, તો પછી આ માથાકૂટ શામાટે? માયાને હવે પરણાવ્યા વિના એક દિવસ પણ આપણા ઘરમા રાખવી, એ આપણા માટે કેવુ અને કેટલુ જોખમભરેલું કાર્ય છે, એ તમો નથી જાણતા કે શું?" મારા માતુશ્રીએ છણકો કરીને આ વાક્યો ઉચ્ચાર્યાં

"આ વાર્તા પણ મારાથી અજાણી નથી, પણ પ્રાણેશ્વરી! એક કન્યાને ઋણી થઇને પરણાવીશુ, તો પણ બીજી બે કન્યાઓ બેઠી છે, એટલે તેમની શી વ્યવસ્થા કરી શકાશે વારૂ? પદ્માવતી તથા કાચનમાલાને કેવી રીતે પરણાવી શકાશે? એમના લગ્નપ્રસગે આપણને હજારો રૂપિયા કોણ ધીરશે?" મારા પિતાશ્રીએ યોગ્ય વાદ ઉપસ્થિત કર્યો

"જ્યારે તે પ્રસગ આવશે ત્યારે જોઈ લેવાશે શુભ કાર્યને ઈશ્વર પાર પાડી બતાવશે!" મારા માતુશ્રી બોલ્યાં

"મને તો લાગે છે કે મારૂ આ ક્ષુદ્ર જીવન કેવળ ચિંતા અને વિચારમા જ વીતી જવામાટે સુજાયલુ છે એટલે મારા જીવનને અને મારા જીવને શાંતિનો ઉપભોગ મળવાનો જ નથી હાય, સમાજ! હાય, બગાલી જાતિ!!" મારા પિતાએ દુ ખદર્શક ઉદ્દગાર કાઢયા

એ પછી લગભગ ત્રણ વાગ્યાના શુમારે મારા પિતાશ્રીએ એક ધોતિયુ અને એક પચિયું એક અગોછામા લપેટી લઇને અને માર્ગમા પાણી પીવામાટે એક લોટો સાથે રાખીને કલકત્તા તરફ જવામાટેની તૈયારી કરી મેં મારી નવ વર્ષની અવસ્થામા કલકત્તા નગર જોયુ ન હોતુ અને કલકત્તામા જવાની તથા ત્યાથી સારા રમકડા તથા મીઠાઈ વગેરે લાવવાની મારી ઘણી હોંશ હોવાથી મેં પણ મારા પિતાશ્રી સાથે કલકત્તા જવાનો એવો તો હઠ પકડયો કે છેવટે મને પણ સાથે લીધા વિના મારા પિતાશ્રીનો છૂટકો ન થયો તે ન જ થયો મારા માતુશ્રીએ મારા બીજા બે વસ્ત્રો પોટલીમા બાધ્યા અને અમો પિતા તથા પુત્રી કલકત્તા જવામાટે અમારા ગામમાથી રવાના થયા

રેલ્વે સ્ટેશન અમારા ગામથી ત્રણ માઇલ દૂર હતુ એટલે ઘેરથી ત્રણ વાગ્યા પછીના નીકળેલા અમો પિતા પુત્રી ધીમે ધીમે ચાલતા લગભગ પાચ સવા પાચ વાગ્યાના શુમારે રેલ્વે સ્ટેશનપર જઈ પહોંચ્યા સાડા છ વાગે કલકત્તા જનારી રેલ્વે ટ્રેન તે સ્ટેશનપર આવતી હોવાથી અમો ટ્રેનની વાટ જોઇને ત્યા બેસી

રહ્યા સવ્વા છ વાગે ટિકિટ ઑફિસ ઉઘડી, મારા પિતાએ કલકત્તા સૂધીની થર્ડ ક્લાસની દોઢ ટિકિટ ખરીદી લીધી અને સાડા છ વાગે ટ્રેનમા બેસવાનો અવસર અમને પ્રાપ્ત થયો રેલ્વે ટ્રેન શીઘ્ર ગતિથી કલકત્તાની દિશામા દોડવા લાગી



## પ્રકરણ ૭ મું

### કાંચનમાલાની કર્મકથા (ચાલૂ) ૨ વરનું વેચાણ

"હું રેલ્વે ટ્રેનમા પહેલવહેલી જ બેઠેલી હોવાથી બળદ અથવા ઘોડા વગર આટલા બધા ડબ્બાને કોણ ખેંચતુ હશે અને ગાડી આટલી ઊતાવળથી કેવી રીતે દોડી શકતી હશે, એ વિશે મારા મનમા આશ્ચર્ય તથા કુતૂહલ થવાથી મેં મારી બાલ્ય બુદ્ધિ અનુસાર મારા પિતાશ્રીને અનેક પ્રશ્નો પૂછવા માડ્યા અને મારા પિતાશ્રી કોઈ પણ પ્રકારના કટાળા વિના મારા તે પ્રશ્નોના ઉત્તરો આપતા રહ્યા ઘેર તો હુ આઠ વાગ્યામા જ ખાઇને સૂઇ જતી હતી, પણ આજે રેલ્વે ટ્રેનમા બેઠેલી હોવાથી અને તે વિષેના મારા પ્રશ્નોનો અત ન આવવાથી હું મધ્યરાત્રિના સમયમા ટ્રેન કલકત્તાના રેલ્વે સ્ટેશનપર આવીને ઊભી રહી ત્યાં સૂધી જાગતી જ બેસી રહી હતી મધ્યરાત્રિના સમયે પણ કલકત્તાના વિશાળ માર્ગોને દીપકોવડે પ્રકાશિત, મનુષ્યો તથા ગાડીઓવડે ઉભરાયલા અને કલકત્તાના રાજપ્રાસાદતુલ્ય ગગનચુમ્બિત આગારોને આકાશ સાથે વાર્તાલાપ કરતા જોઇને મારા આશ્ચર્યનો અવધિ થઈ ગયો અને હું જાણે સ્વર્ગલોકની આ મર્ત્યલોકથી સર્વથા ભિન્ન કોઈ બીજી જ ભૂમિમા વિચરતી હોઉંની ! એવો જ મને ભાસ થવા લાગ્યો જ્યારે ગામડિયા લોકો રેલ્વે ટ્રેનમા પ્રથમ વાર પ્રવાસ કરે છે અને મુબઇ તથા કલકત્તા જેવા વિશાળ નગરોમા પ્રથમ વાર આવે છે, ત્યારે ત્યાની નાનાવિધ આકર્ષક રચનાઓને જોઇને તેમની બહુધા આવી જ અવસ્થા થાય છે, એનો તો આપને પણ અનુભવ હોવો જ જોઇએ કલકત્તામા જે ગૃહસ્થને ત્યા મારો બધુ રહેતો હતો, તે ગૃહસ્થ સાથે મારા પિતાનો સારો સબધ હતો અને તેથી જો અમો તેની પાસે ગયા હોત, તો ત્યા અમારો યોગ્ય સત્કાર થવાનો સભવ હતો, પરતુ તે મારા બધુનુ પાલન પોષણ કરતો હોવાથી તેને અધિક પરિશ્રમ આપવાનો મારા પિતાશ્રીનો વિચાર ન થયો અને તેથી ચાપાતલા નામક સ્થાનમાના એક 'લૉજ'મા અમારા ગામનો એક ભદ્રપુરુષ રહેતો હતો તેની પાસે જ અમો ગયા, ત્યા થોડોક નાસ્તો કરી લઇને અમો નિદ્રાવશ થઈ ગયા અને રાત્રિનો સમય અમોએ વિશ્રાંતિમા તથા નિદ્રામા વીતાડી દીધો પ્રભાતમા સ્નાન તથા સધ્યા આદિ કરી લીધા પછી મારા પિતા મને સાથે લઇને હરવલ્લભ ગુપ્તને ઘેર જવામાટે નીકળ્યા

"હરવલ્લભ ગુપ્તનુ ગૃહ બાગબાજાર નામક લત્તામાં આવેલુ હોવાથી અમો પૂછતા પૂછતા ત્યા જઈ પહોંચ્યા હરવલ્લભ બાબૂ સાથે મારા પિતાનો પૂર્વ પરિચય હતો, માત્ર એટલુ જ નહિ, પણ બહુ દૂરના સપર્કથી તે ઉભયની પરસ્પર કાઇક કુટુમ્બિતા પણ હતી, એમ મારા પિતાશ્રીના મુખથી મારા જાણવામા આવ્યું હતું આ કારણથી હરવલ્લભે મારા પિતાશ્રીને આવેલા જોઇને તેમનો ઘણો જ સારો આદરસત્કાર કર્યો અને અમારા ભોજન આદિની વ્યવસ્થા પણ ત્યા જ થઈ ગઇ.

"મધ્યાહ્નભોજન કરી લીધા પછી મારા પિતા અને હરવલ્લભ બાબૂ બેઠકખાનામા તામ્બૂલભક્ષણ સાથે વાર્તાલાપ કરતા બેઠા હું પણ તે વેળાયે બેઠકખાનામા મારા પિતાની પાસે જ બેઠેલી હતી હવે ધારેલી વાર્તાને ચર્ચવાનો યોગ્ય પ્રસગ જાણીને મારા પિતાશ્રીએ હરવલ્લભની કરુણાના ભિક્ષુક થઇને વિવાહના વિષયની ચર્ચાનો આરભ કર્યો પરતુ મારા પિતા અને હરવલ્લભ વચ્ચે ચાલેલા સવાદના ઉલ્લેખ પૂર્વે હરવલ્લભ બાબૂના કિંચિત્ પરિચયની આવશ્યકતા હોવાથી પ્રથમ હુ તેમનો કિંચિત્ પરિચય કરાવીશ હરવલ્લભ બાબૂના ઘરબાર પ્રથમ અમારા ગામથી છ સાત ગાઉના અતરપર આવેલા રામપુર નામક ગામમા હતાં અને તેઓ ત્યાના જ નિવાસી હતા પરતુ હવે તેમણે કલકત્તાને જ પોતાનુ સ્થાયિ નિવાસસ્થાન બનાવી દીધેલુ હોવાથી રામપુરમાના જૂના ઘરબાર તેમણે વેચી નાખ્યા હતા એટલે હવે રામપુર સાથે તેમનો અધિક સબધ રહ્યો ન હોતો ચદ્રશેખર બાબૂના કહ્યા પ્રમાણે કલકત્તામા આવીને તેમણે પોતાના બુદ્ધિબળ, બાહુબળ કે પછી પરમાત્માની કૃપાથી સારી રીતે ધન ઉપાર્જન કર્યું હતુ અને એક ઘણુ જ સારૂ વર પોતાના નિવાસમાટે બધાવ્યુ હતુ હરવલ્લભને બે સતાનો હતા, તેમાની એક જ્યેષ્ઠા કન્યા હતી કે જેનુ નામ જ્ઞાનદા હતું અને બીજો પુત્ર હતો કે જેનું નામ કમલેશચન્દ્ર હતુ કમલેશચદ્ર એન્ટ્રેંસ–મૅટ્રિકની પરીક્ષામા ઉત્તીર્ણ થઇને અત્યારે એફ્ એ ક્લાસમા અભ્યાસ કરતો હતો, પરતુ તેના વિષે ઘણાક લોકો એમ બોલતા હતા કે 'કમલેશચદ્ર બાબૂના અભ્યાસની તો ક્યારનીયે પૂર્ણાહુતિ થઈ ગઈ છે, પરતુ લગ્ન થતા સુધી તેમણે કૉલેજના દફતરમા પોતાનુ નામ લખાયલુ જ રખાવ્યુ છે અને ફી ભરવાનુ ચાલૂ રાખ્યુ છે' હરવલ્લભ બાબૂ સારી રીતે જાણતા હતા કે કૉલેજમા અભ્યાસ કરતા યુવકની એક વર તરીકે ઘણી જ વધારે અને સારી કીમત ઉપજી શકે છે એટલે કૉલેજની ફી તરીકે અપાયલા તેમના રૂપિયા વ્યર્થ અથવા નિષ્ફળ જવાની તેમના હૃદયમા લેશમાત્ર પણ ભીતિ ન હોતી અસ્તુ હવે હુ મારા પિતા તથા હરવલ્લભ બાબૂ વચ્ચે ચાલેલો પરસ્પર સવાદ આપને કહી સભળાવીશ અને તેથી આપ સર્વ જાણી શકશો કે પોતાના પુત્રનો વિક્રય કરવાના કાર્યમા બગાળીઓ કેટલી સીમા પર્યન્તની કુશળતા ધરાવનાર હોય છે

"મારા પિતાશ્રીએ વિવાહની વાર્તાનો આરભ કરતા કહ્યુ કે "હરવલ્લભ બાબૂ, હું આજે મારી જ્યેષ્ઠા કન્યા માયાદેવીનો આપના ચિરંજીવી કમલેશચદ્ર સાથે લગ્નસબધ કરી આપવામાટેની વાતચીત કરવાને જ ખાસ અહીં કલકત્તામા આવ્યો છુ તો હવે એ વિષે આપનો શો અભિપ્રાય છે, તે કૃપા કરીને જણાવશો ?"

મારા પિતાના આ પ્રસ્તાવને સાભળીને એક પ્રકારના વિલક્ષણ હાસ્યની છટા સહિત હરવલ્લભ બાબૂ કહેવા લાગ્યા કે "ભાઈ કૈલાસનાથ, તમો અમારા એક પુરાતન કુટુબી છો એટલે તે જૂના સબધમા આ નવીન સબધનો વધારો થાય, એ સર્વ પ્રકારે ઇચ્છવાયોગ્ય છે, પરતુ મારા પુત્રની ગ્રામ્ય એટલે કે, ગામડાની કન્યા સાથે લગ્ન કરવાની ઇચ્છા નથી અને તેથી હું નિરુપાય છું મોટા મોટા નગરોમા વસનારા અનેક ધનાઢ્ય, પ્રતિષ્ઠિત તથા સભ્રાત પુરુષો મારા કમલેશને પોતાની કન્યા આપવામાટે આતુર થઇ રહ્યા છે એટલે આવી અવસ્થામા અને આવી પરિસ્થિતિમા તમારી કન્યાનો મારા પુત્ર સાથે લગ્નસબધ થઇ શકશે, એમ હું ધારી શકતો નથી"

મારા પિતાશ્રીએ નિરાશાદર્શક એક દીર્ઘ નિ શ્વાસ નાખીને કહેવા માંડ્યું: "પુત્રની ઇચ્છા કે અનિચ્છા સાથે વિવાહના વિષયનો શો સંબંધ છે તે હું સમજી શકતો નથી બાળકો પોતાના હિતાહિતને ભાગ્યે જ જાણી શકે છે અને તેથી આપણામા પુત્ર તથા પુત્રીના લગ્નનો નિશ્ચય તેમના માતાપિતા જ કરે છે તમો એક તો અમારા દેશના નિવાસી છો અને વધારામા પુરાતન સબધી પણ છો, એટલે જો તમો મને કન્યાને પરણાવવાની આ ચિન્તાથી મુક્ત નહિ કરો, તો પછી અન્ય કોણ મારી એ ચિન્તાને દૂર કરે તેમ છે, એનો તમારે જ વિચાર કરી લેવાનો છે"

મારા પિતાના આ શબ્દોથી જાણે પોતાના મનમા કાંઈ માઠુ લાગ્યું હોય, તેવો ભાવ દર્શાવીને હરવલ્લભ બાબૂ ગભીરતાથી કહેવા લાગ્યા 'વિદ્યાનિધિ, તમો આ શું બોલો છો? મારો પુત્ર તે કાઇ ગામડાના અને આપણા દેશના સર્વ મૂર્ખ અને નિર્બુદ્ધ બાળકો જેવો મૂઢ છે કે પોતાના હિતાહિતને ભાગ્યે જ જાણી શકતો હોય? મારો કમલેશ એન્ટ્રેન્સની પરીક્ષામા પાસ થઇને અત્યારે વિશ્વવિદ્યાલયની ઉચ્ચતમ પરીક્ષામા ઉત્તીર્ણ થવામાટે એફ એ ક્લાસમાં વિદ્યાભ્યાસ કરે છે, અને કૉલેજના પ્રોફેસર એટલે કે અધ્યાપકોનો મારા કમલેશ વિષે એવો અભિપ્રાય છે કે 'કમલેશ એક અત્યત બુદ્ધિમાન્ છાત્ર છે અને અભ્યાસમા તેની એવી પ્રગતિ છે કે અવશ્ય તે ભવિષ્યમાં એક નામાંકિત નર નીવડશે અને અર્થશાસ્ત્રમા પરમ પ્રવીણ પડિત થઇને આત્મીય સજ્જનોના દુ ખનો વિનાશ કરી નાખશે!' ભાઈ, મારા પુત્રની મારા મુખથી અધિક શી પ્રશસા કરૂ વારુ? પરમાત્મા એ પુત્રને સાજો નરવો રાખે અને શતાયુ કરે, એટલે જાણે લાખો કમાયા! કમલેશ અમો રાકના ઘરમા રત્ન અને પકમા પદ્મ-પુષ્પ સમાન જ છે! આટલા અલ્પ વયમા તે કવિતાઓ રચે છે અને તેની કવિતાઓ સારા સારા વર્તમાનપત્ર તથા માસિક પત્રોમા પ્રગટ થતા તે વાચીને સારા સારા વિદ્વાનો પણ આશ્ચર્યચકિત તથા મુગ્ધ થઈ જાય છે મારો કમલેશ મોટી મોટી સભાઓમા સારા અને ઉત્તમ વ્યાખ્યાનો આપે છે અને કલકત્તાની સર્વ સભા તથા સમિતિઓમા તેનો સપૂર્ણ પ્રવેશ થઈ ગયો છે અર્થાત્ આવા બુદ્ધિમાન્ પુત્રની અનુમતિ વિના મારાથી તેના લગ્નનો નિશ્ચય કરી શકાય ખરો કે? જેને લગ્નનું પરિણામ ભોગવવાનુ છે તેની અનુમતિ લીધા વિના અને તેની ઇચ્છા કિંવા અનિચ્છાને જાણ્યા વિના તેના લગ્નનો નિશ્ચય કરી દેવો એ આપણી પુરાતન પદ્ધતિને હું સર્વથા અયોગ્ય માનુ છું અને તેથી આ વિષયમા પુત્રને પૂછ્યા વિના હું હા પાડી શકુ તેમ છે જ નહિ'

હરવલ્લભ બાબૂના આ લાબા ભાષણને સાભળીને મારા પિતા કાઇક લજ્જિત થઈ ગયા અને તેથી તેમણે નિસ્તેજ મુદ્રા તથા દબાયલા સ્વરથી પૂછ્યુ 'તમારા કમલેશચદ્ર ગામડામા લગ્ન કરવા નથી ઇચ્છતા, તેનુ કારણ શું છે તે કૃપા કરીને જણાવશો?'

'મારો કમલેશ ગામડામા લગ્ન કરવા નથી ઇચ્છતો તેનુ મૂળ કારણ એ છે કે ગામડામાં જન્મેલી અને ગામડામા ઉછરીને મોટી થયેલી કન્યાઓ બહુધા નગરમાંની કન્યાઓ જેવી ઉત્તમ સુદરી હોતી નથી, એવો તેનો નિશ્ચય થઈ ચૂક્યો છે' હરવલ્લભે ઉત્તર આપ્યું

'તમારા ચિરંજીવી કદાપિ ગામડામાં જતા નહિ હોય અને તેમને ગામડાનો અનુભવ નહિ હોય, તેથી જ તેમનો એવો અભિપ્રાય બંધાઈ ગયેલો હોવો જોઇએ, એટલે એ વિષે તમારી પોતાની શી ધારણા તથા શી માન્યતા છે, તે જણાવશો કે? ગામડામાં રૂપસુંદરી કન્યાઓ હોતી જ નથી, એવી જો કોઇની પણ માન્યતા હોય, તો તે માન્યતા સર્વથા અકારણ અને વ્યર્થ છે, એમ હું છાતી ઠોકીને કહી શકું છું તેમાં પણ મારી કન્યા માયાદેવીને જો તમો જોશો તો તમારા મુખમાથી એ જ ઉદ્ગાર નીકળશે કે, 'આવી રૂપસુંદરી કન્યા કલકત્તા જેવા વિશાળ નગરમા પણ કોઇક જ હશે!' કારણ કે, માયાદેવી જેવી રૂપસુંદરી કન્યાઓ આવા નગરોમા ભાગ્યેજ જન્મે છે, એવો મારો દૃઢ નિર્ધાર છે અત્યારે મારી સર્વથી કનિષ્ઠા કન્યા કાંચનમાલા મારી સાથે છે અને એના સૌન્દર્યને જોઇને મારી જ્યેષ્ઠા કન્યાના સૌન્દર્યની તમો સહજ કલ્પના કરી શકો તેમ છે એટલે એ વિષેના અધિક વર્ણનની આવશ્યકતા .. '

"જેવી રીતે હરવલ્લભે પોતાના પુત્રની પ્રશસા કરી, તેવી જ રીતે મારા પિતાશ્રીએ પોતાની પુત્રીની પ્રશસા કરી સંભળાવી જાણે બજારમાની કોઇ સાધારણ ક્રય્ય વસ્તુને વેચવા અને ખરીદવાના સાટાનીજ વાતચીત ચાલતી હોયની, તેવો જ રગ જામી ગયો" મારા પિતા આગળ બોલવા જતા હતા એટલામા તેમને વચ્ચે જ બોલતા અટકાવીને હરવલ્લભ બાબૂ કહેવા લાગ્યા 'તમારા આ બોલવાથી તમારી કન્યા માયાદેવી રૂપસુન્દરી તો હશે જ, તો પણ એક બીજો વાંધો છે અને તે એ કે ગામડાની કન્યાઓને યોગ્ય શિક્ષણ આપવામા આવતુ નથી અને તેથી તેઓ બહુધા નિરક્ષર તથા અશિક્ષિત જ હોય છે અર્થાત્ મારા કમલેશ જેવો આંગ્લવિદ્યાવિભૂષિત અને વિશ્વવિદ્યાલયની પદવીને ધરાવનાર યુવક ગામડાની એક અશિક્ષિત તથા મૂર્ખ બાળા સાથે લગ્ન કરવાને તૈયાર થાય એ કદાપિ ન કલ્પી શકાય, તેવી ઘટના છે'

'તમારી એ કલ્પના પણ સર્વથા અકારણ અને નિરાધાર છે,' મારા પિતાએ હરવલ્લભના વાદનો પ્રતિવાદ કરવા માંડ્યો 'કારણ કે, અમારા ગ્રામમા એક કન્યાશાળા છે તે કન્યાશાળામા છાત્રવૃત્તિ મેળવીને માયાદેવીએ પ્રથમ શ્રેણી પર્યન્ત બંગાળી ભાષાનો અભ્યાસ કરેલો છે અને તે ઉપરાત ગૃહમા મેં તેને સસ્કૃત ભાષાનો પણ કેટલોક અભ્યાસ કરાવ્યો છે માત્ર માયાદેવીને આંગ્લ ભાષાનું શિક્ષણ અપાયલુ નથી, પરતુ અમારી એવી માન્યતા છે કે આપણા બગાળીઓની બાળાઓને બગાળી ભાષા અને સાધારણત સસ્કૃત ભાષાનુ શિક્ષણ આપવુ, એ જ વિશેષ ઉત્તમ તથા ઇષ્ટ છે, કારણ કે, આપણી બાળાઓને સરકારી નોકરી કરવાની કિંવા વકીલ બારિસ્ટર થઇને કોર્ટમા કેસ ચલાવવાની આવશ્યકતા હોતી નથી એટલે તેમના માટે અગ્રેજી શિક્ષણ સર્વથા નિરુપયોગી તેમ જ વ્યર્થ છે વળી કલકત્તાના જે સારા સારા અને પ્રતિષ્ઠિત હિન્દુ પરિવારો સાથે મારો પરિચય છે, તે પરિવારોમા પણ કોઈ બગાળી બાળા અગ્રેજી ભાષાની પડિતા કિંવા વિદુષી હોય, એમ મારા જોવા કે જાણવામા આવી શક્યુ નથી હવે જો તમો કેવળ અગ્રેજી ભાષાના શિક્ષણને જ શિક્ષણ અને બગાળી તથા સસ્કૃત ભાષાના શિક્ષણને અશિક્ષણ માનતા હો, તો પછી મારા માટે વધારે બોલવાનું કાંઇ રહેતુ જ નથી.'

'તમારી કન્યા જેમ રૂપસુંદરી છે તેમ સુશિક્ષિતા પણ છે, એમ માની લઇએ, તો પણ હજી એક મોટો વાંધો આવે તેમ છે, અને તે વાંધો લગભગ અસાધારણ છે' હરવલ્લભે અતિશય ગભીર મુદ્રા તથા ગભીર સ્વરથી આ શબ્દો ઉચ્ચાર્યા

'તે અસાધારણ વાંધો શો છે વારૂ?' મારા પિતાએ કાંઇક ગભરાયેલા અંતઃકરણથી પૂછ્યું

'આહ! તે એક મહાવિષમ કથા છે!' હરવલ્લભે પોતાની વાતને ગરમ મસાલાથી રસમયી બનાવવાનો યત્ન કર્યો

'એ વિષમ કથાનો સત્વર સ્ફોટ કરી દેશો, તો તમારો આ દીન બ્રાહ્મણપર અગાધ ઉપકાર થશે' મારા પિતાએ તે વિષમ કથાને જાણવામાટે અધીરતા દર્શાવી.

'તે વિષમ કથા રૂપિયાની છે અને તે વિષમ પ્રશ્ન ટકાનો છે!' હરવલ્લભ ધીમે રહીને હવે ભાવતાલના વિષયપર આવી લાગ્યા.

'તમો મારા દેશબન્ધુ છો અને વળી મારા પુરાતન કુટુંબી છો એટલે મારી પરિસ્થિતિના પ્રમાણમા મારાથી જે કાંઇ પણ આપી શકાય, તે ફૂલ નહિ ને ફૂલની પાંખડીનો સ્વીકાર કરીને મને જો કન્યાદાનથી મુક્ત કરશો, તો તમારો આ દીન વિપ્રપર અનન્ત ઉપકાર થશે મારાથી જે કાંઇ આપી શકાશે તે આપવાને હું તૈયાર છું,' મારા પિતાએ અત્યંત નમ્રતા તથા દીનતા દર્શાવીને કહ્યું.

'તમારાથી કેટલીક રકમ આપી શકાય તેમ છે વારૂ?' હરવલ્લભે મુખમંડળમા ગભીરતાની અધિક છટા લાવીને રૂપિયાની રકમનો પ્રશ્ન રજૂ કર્યો.

મારા પિતા કહેવા લાગ્યા કે 'હું ધનાઢ્ય ન હોવાથી તેમ જ મારી આર્થિક સ્થિતિ સારી ન હોવાથી હું જે કાંઈ આપીશ તેમાંનો વિશેષ ભાગ તો મારે કર્જ કરીને જ આપવો પડે તેમ છે ભાઇ! વિશેષતાથી મારે જણાવવું જોઇએ કે મારે એક જ કન્યાને પરણાવવાની નથી, કિંતુ ત્રણ કન્યાઓના લગ્નનો પ્રબંધ કરવાનો છે એટલે એ સર્વ પરિસ્થિતિનો વિચાર કરીને તમો ઓછામાં ઓછી કેટલી રકમ લેવા ધારો છો, તે કૃપા કરીને તમો પોતે જ કહી દ્યો. મારી એટલી પ્રાર્થનાને માત્ર લક્ષમા રાખજો કે જે રકમનું નામ પાડો, તે મારા કન્યાદાનગ્રસ્ત મ્લાન મુખને જોઇને અને મારી તથા મારા કુટુંબની દીનતાનો વિચાર કરીને જ પાડજો પછી તો જેવી તમારી ઇચ્છા'

'રકમનું નામ હું શું પાડું વારૂ? તમારાથી આ કાર્યમાં પાર પડી શકાશે કે કેમ, એ હું નિશ્ચયપૂર્વક કહી શકતો નથી' હરવલ્લભ બાબૂ એક સારામાં સારા દલાલ અથવા સોદાગરના સ્વરૂપને ધારણ કરીને પોતાના માલના મૂલ્યને વધારવાના ઉદ્દેશથી કહેવા લાગ્યા 'હુગલીના હારાધાન બાબૂ જો કમલેશ તેમની કન્યાનો સ્વીકાર કરે, તો પાંચ હજાર રૂપિયા રોકડા અને તે ઉપરાંત પોતાની કન્યાને જડાઉ ઘરેણાં, ચાંદીના વાસણો, ફર્નીચર અને પલંગ આદિ વસ્તુઓ, તેમજ જમાઇને સોનાની ગાર્ડ ચેન, સોનાનું ઘડીયાળ અને હીરાની વીંટી ઇત્યાદિ આપવાને તૈયાર છે બૈબાજારના વદનગુપ્ત બાબૂ જો મારો કમલેશ તેમની રૂપસુન્દરી તથા સુશિક્ષિતા કન્યાનું પાણિગ્રહણ કરવાને તૈયાર થાય, તો એના કરતા પણ નાણાની મોટી રકમ તેમ જ અન્યાન્ય વસ્તુઓ પણ વિશેષ પરિમાણમા આપવાને ઇચ્છાવાન છે મેછો બાજારના માધવસેન બાબૂ, જોડા

સાક્રોના જનાર્દન બાબૂ, દર્જીપાડાના દયારામ વકીલ, સીમલાના શિબુ ડૉક્ટર, બડા બાજારના બાલનાથ જજ્જ અને ચડકડાગાના ચતુર્ભુજ ડેપ્યુટી આદિ અનેક પ્રતિષ્ઠિત, ધનાઢ્ય તથા પદવીધર પુરુષોએ આવજાવ કરીને મારા દરવાજાની માટી ખોદી નાખી છે અને તેમને જવાબ આપી આપીને તથા તેમની સાથે માથાફોડ કરી કરીને મારૂ મગજ ખાલી થઈ ગયુ છે આ સઘળા લોકોમાથી જેણે ઓછામા ઓછી રકમ કહી છે, તે ઓછામાં ઓછી રકમ પણ એટલી મોટી છે કે તેનુ તમારી આગળ નામ પાડતા મને સકોચ થાય છે'

'તમો જે પાચ હજાર રૂપીઆ રોકડા, જડાઉ ઘરેણા, સોનાની ગાર્ડચેન, સોનાનું ઘડિયાળ, હીરાની વીંટી, ચાદીના વાસણો અને પલગ આદિ વસ્તુના નામો ઉચ્ચાર્યાં, તે મેં સાભળી લીધાં, પરતુ એમાની એક પણ વસ્તુનો આ નેત્રોને કદાપિ સાક્ષાત્કાર થયો નથી અને થશે કે નહિ, એની પણ શકા છે અસ્તુ હુ તો અહિં ઘણી જ મોટી આશા રાખીને આવ્યો છુ, પણ જે વસ્તુ સાધ્યાતીત અને કલ્પનાતીત હોય, તેની પ્રાપ્તિમાટે અધિક ચેષ્ટા કરવી વ્યર્થ છે, એમ હવે મને સ્પષ્ટ જણાય છે' મારા પિતાશ્રીએ સૂચક નિરાશાનુ દર્શન કરાવ્યુ.

'મેં તો આ વાર્તા તમને આગળથી જ જણાવી દીધી છે એટલે હવે વધારે કહેવાનું કાઈ રહેતુ જ નથી.' હરવલ્લભે કહ્યું

'છતા પણ જણાવશો કે તે ઓછામા ઓછી રકમ કેટલી છે?' મારા પિતાએ બળાત્કારે આશાને ખેંચી લાવીને પૂછ્યુ

'ચાર હજાર રૂપિયા રોકડા, સોનાના ઘરેણા, સોનાનુ ઘડિયાળ, સોનાની ગાર્ડ ચેન, હીરાની વીંટી, ચાદીના વાસણ અને ઉત્તમ જરીના તથા રેશમના વસ્ત્રો તેમ જ પર્યંકશય્યા ઇત્યાદિ' હરવલ્લભે ઓછામા ઓછી રકમ અને તે સાથેની બીજી વસ્તુઓની સૂચી સભળાવી દીધી

મારા પિતાએ એક દીર્ઘ નિશ્વાસ નાખ્યો અને કહ્યુ 'ત્યારે હવે ત્રણ વાગ્યાની રેલ્વે ટ્રેનમા બેસીને ઘેર ચાલ્યા જવુ, એ વિના મારામાટે બીજો કોઇ ઉપાય રહ્યો નથી'

મારા પિતાને જવાની અણીપર આવી ગયેલા જોઇને કુશળ વ્યાપારી હરવલ્લભે ફેરવી બાધ્યું અને મારા પિતાને રોકવાનો તથા પોતાના હાથમા આવેલા શિકારને છટકી ન જવા દેવાનો આડકતરો પ્રયત્ન કરીને કહ્યુ "વિદ્યાનિધિ મહાશય! આમ નિરાશ થવાથી શો લાભ થવાનો હતો વારુ? પુત્રીને પરણાવ્યા વિના તો કોઈ પણ પ્રકારે ચાલી શકે તેમ છે જ નહિ, કારણ કે, નહિ તો જાતિભ્રષ્ટ થવુ પડે તેમ છે પુત્ર હોય તો તેના લગ્નની આટલી ચિંતા રાખવી પડતી નથી, કારણ કે, તે મોડો પરણે કે ન પરણે તો પણ તેથી જાતિભ્રષ્ટ થવાનો પ્રસગ આવતો નથી, પણ પુત્રીના લગ્નનો વિષય તેથી સર્વથા વિરુદ્ધ પ્રકારનો હોવાથી એ વિષયમા ચિંતા રાખ્યા વિના તારણનો ઉપાય ભાગ્યે જ મળી શકે છે"

'પુત્રીને પરણાવ્યા વિના તો કોઇ પણ પ્રકારે ચાલી શકે તેમ છે જ નહિ, એવો ઉપદેશ આપવાને તો સર્વ કોઈ તૈયાર થઈ જાય છે, પરતુ પુત્રીને પરણાવવી કેવી રીતે, એ વિષે કોઈ કાઈ પણ કહી શકતું નથી જેને પરમાત્માએ પુત્ર આપવાની કૃપા કરેલી છે, તે પુરુષ સમક્ષ હુ હસ્તદ્વય જોડીને કહુ છુ કે મારી પરિસ્થિતિનો વિચાર કરીને તમારા પુત્રનુ મૂલ્ય મારી પાસેથી લ્યો અને તે

* સાથે અમારી જાતિને તથા અમારા ધર્મને બચાવવાના પુણ્યને પ્રાપ્ત કરીને કન્યાના ભારથી આક્રાંત થયેલા આ અધમાધમ પુરુષના શિરપરના પાષાણને ઊતારીને ભારમુક્ત કરી દ્યો, પરંતુ મારી આ પ્રાર્થનાને કોઈ પણ સાંભળતું નથી અને કોઈ પણ આ હતભાગીના દુ:ખને જોતું નથી, એટલે પછી મારે શું કરવું વારૂ? હજી પણ મારાથી બની શકશે ત્યાં સુધી પુત્રીને ઠેકાણે પડવામાટેનો પ્રયત્ન કરીશ અને આપણી જાતિના જે જે પુત્રવાન પિતાઓ છે તેમની પાસે જઈને તેમનાં ચરણોને અશ્રુજળથી ભીંજાવીને મારી કન્યાને સ્વીકારવામાટેની અભ્યર્થના કરીશ! આટઆટલા પ્રયત્નો છતાં પણ જો મારી કન્યા અવિવાહિતા જ રહી જશે, તો પછી કા તો જાતિનો ત્યાગ કરી દઈશ અને કા તો પછી આત્મહત્યા કરીને યમરાજના શરણમાં જઈશ! કારણ કે, પછી એ બે માર્ગો વિના મારા ઉદ્ધારનો ત્રીજો કોઈ માર્ગ મને દેખાતો જ નથી!' મારા પિતાએ હરવલ્લભના હૃદયમા દયાને ઉપજાવવાનો પ્રયત્ન કરીને કહ્યું.

જાણે મારા પિતાના કરુણોત્પાદક ભાષણના શ્રવણથી પોતાના હૃદયસમુદ્રમાં કરુણાની પ્રબળ લહરી ઉછળી આવી હોયની, તેવા ભાવને દર્શાવતા હરવલ્લભ બાબૂ સદ્ગદિત સ્વરથી કહેવા લાગ્યા "ભાઈ! તમારા આ નિરાશાદર્શક વાક્યો સાંભળીને મારા હૃદયમા અસહ્ય આઘાત થયો છે અને તેથી મારા હસ્તથી જો તમારૂં કાંઈ પણ કલ્યાણ થવાની સંભાવના હોય, તો તે તમારું કલ્યાણ કરવાને હું પ્રસ્તુત છું આજે તો કલકત્તા જેવા રાજનગરમા ઈશ્વરની દયાથી મારા પોતાના ઘરબાર થઈ ગયાં છે જૂદી જૂદી કંપનીઓના શેરોની સંખ્યા પણ મારી પાસે સારી છે અને પરમાત્માએ જેટલું જોઈએ તેટલું ઐશ્વર્યસુખ પણ આપ્યું છે; છતાં અદ્યાપિ આપણા દેશને અને તમારી ભાયાણુતાને હું ભૂલી ગયો નથી. ત્યારે હવે સત્વર બોલી નાખો કે તમારાથી વધારેમા વધારે કેટલી રકમ આપી શકાય તેમ છે?"

મારા પિતાશ્રી વિષાદદર્શક મુદ્રા અને કરુણાજનક સ્વરથી બોલ્યા. 'તમારી જો ખરેખર જ મારી ઉપર દયા અને કૃપા થઈ હોય, તો તો મને આ ચિંતાના સમુદ્રમાંથી તારીને પાર પહોંચાડી દ્યો હું એક હજાર રૂપિયા રોકડા અને મારી રૂપસુંદરી તથા સુશિક્ષિતા કન્યા માયાદેવીને તમારા સુપુત્રના ચરણોમા સમર્પવાને તૈયાર છું પોતાના જાતિબંધુના કલ્યાણમાટે, પોતાના દેશબાંધવના ઉદ્ધારમાટે અને એક દરિદ્ર બ્રાહ્મણના સુખમાટે આ આટલી ઉદારતા દર્શાવો અને કન્યાદાનના ભારથી મને મુક્ત કરો! પરમાત્મા તમારૂં સર્વ પ્રકારે કલ્યાણ કરશે.'

એક હજાર રૂપિયા જેટલી તુચ્છ રકમનું નામ સાંભળતાં જ હરવલ્લભ હાહા કરીને એકદમ હસી પડ્યા, તેમની કરુણાલહરી કોણ જાણે ક્યાંય શમાઈ ગઈ અને તેમની અનુકંપાનો અંત આવી ગયો જ્યારે તેમના હાસ્યનો વેગ કાંઈક ઓછો થયો એટલે તેઓ બળાત્કારે ગંભીરતા દર્શાવતા કહેવા લાગ્યા 'મારા એન્ટ્રેન્સની પરીક્ષામાં પાસ થયેલા પુત્રને, મારા કવિ પુત્રને અને મારા સભાસમિતિઓના ઉજ્જ્વલ નક્ષત્રરૂપ પુત્રને તમો એક હજારની તુચ્છ કીમત આપીને ખરીદી લેવા માગો છો, એથી જણાય છે કે, તમો પાગલ થઈ ગયા છો અને તમારી બુદ્ધિ સ્થાનભ્રષ્ટા થઈ ગઈ છે!'

'જેને પરમેશ્વરે કન્યાઓના પિતાની પદવી આપેલી છે, તેને તમો પાગલ, ઉન્મત્ત, વિક્ષિપ્ત, ગાંડો, મૂર્ખ, બુદ્ધિહીન જે કાંઈ પણ વિશેષણ આપો તે સર્વથા યોગ્ય જ છે અસ્તુ મારી કન્યા એક સર્વાંગસુન્દરી અને ગૃહકાર્યમા લક્ષ્મી-સ્વરૂપા હોવાથી જો એક હજાર રૂપિયા લઇને તેને પોતાની સ્નુષા તરીકે સ્વીકારવામા આપ સમત થશો, તો મેં આપના ઉપકારનુ હુ નિરતર સ્મરણ કરતો રહીશ' મારા પિતાશ્રીએ વળી પણ પ્રાર્થના કરીને કહ્યું

'મારા કૃપાળુ બધુ! એક હજાર રૂપિયાથી આ કાર્યની વ્યવસ્થા થઈ શકે તેમ નથી અને તેથી આ તમારી પ્રાર્થનાઓ અને આ તમારા સર્વ અનુયોગ સર્વથા વ્યર્થ છે' હરવલ્લભે ચોખ્ખી ચણોઠી જેવી ના પાડી દીધી

મારા પિતાશ્રી પોતાના આર્જવને આગળ લબાવતા કહેવા લાગ્યા 'હું દરિદ્ર હોવાથી મારી ઉપર ઉપકાર કરીને હજાર રૂપિયા લ્યો અને મારી કન્યાનો પણ સ્વીકાર કરો હજાર રૂપિયા લેવા છતા તમારે એમ સમજવાનું છે કે જાણે એક પાઇ પણ લીધી નથી અને હું પણ એમ જ માનીશ કે મેં એક રાતી બદામ પણ આપી નથી મારી કન્યા તમારી પુત્રવધૂ થઇને તમારા ગૃહને શોભાવશે અને આજન્મ તમારી તથા તમારા પત્નીશ્રીની સેવા કરતી રહેશે આ એક હજાર રૂપિયા આપવા ઉપરાત બીજું પણ ખર્ચ તો મારે કરવુ જ પડશે અને તેમાં ઓછામા ઓછા બીજા પાચ સો રૂપિયા પેસી જશે, એટલે એ રકમ કાં તો મારે ભીખ માગીને ભેગી કરવી પડશે અને કા તો કર્જે કાઢવી પડશે એટલે આમા વધારે તાણી ઝાલવા જેવુ નથી'

'વિદ્યાનિધિ! હુ તમને એક ઉપદેશ આપવા ઇચ્છું છુ તે સાભળી લ્યો; હાહાહા, મારા તે ઉપદેશ અનુસાર વર્તવાથી જ તમારા કલ્યાણનો સભવ છે! હાહાહા!' હરવલ્લભે ચેષ્ટા તથા ઉપહાસનો આરંભ કરી દીધો

'મહાશય! જે ઉપદેશ આપવાનો હોય તે આનદથી આપો, કારણ કે, હું કન્યાદાનગ્રસ્ત થઇને જગત્‌ને અધકારમય દેખતો હોવાથી આવા આપત્તિના અવસરમા ઉત્તમ ઉપદેશ પણ મારામાટે શાન્તિબિન્દુ સમાન થઇ પડવાનો સપૂર્ણ સભવ છે' મારા પિતાશ્રીએ ગભીરતાથી જ એ વાક્ય ઉચ્ચાર્યું

'તો મારો ઉપદેશ એ જ છે કે, તમો આપણા દેશમા ગ્રામે ગ્રામે ભ્રમણ કરીને કોઈ માબાપ વગરના, ચરિત્રહીન, રખડતા રઝળતા અને અશિક્ષિત યુવકને ખોળી કાઢો અને તેની સાથે તમારી કન્યાને પરણાવી દ્યો એટલે કન્યાના લગ્નનું કાર્ય એક હજાર કરતા પણ ઓછી રકમમા પતી જશે અને તમારે કોઇનુ કર્જ પણ નહિ કાઢવુ પડે!' હરવલ્લભે અત્યત ઉત્તમ અને લાગણીભરેલો (?) ઉપદેશ આપ્યો

'એવા વરને શોધવાની ચેષ્ટા પણ મેં નથી કરી, તેમ તો નથી જ અનેક સ્થાનોમાં ભ્રમીને મે અનેક પ્રકારના અનુસધાનો કરી જોયા છે; પરતુ મારા દુર્ભાગ્યના યોગે એવો કોઈ યુવક પણ ક્યાંય મને મળી શક્યો નથી. મારા જેવા એક દરિદ્ર ગૃહસ્થની કન્યાનો લગ્નસબધ એવા વર સાથે જ થવો ઉચિત છે, એ હું પોતે પણ સારી રીતે જાણુ છું, એટલે એ વિષે નવીનતાથી ઉપદેશ આપવાની વિશેષ આવશ્યક્તા નથી' મારા પિતાશ્રીએ માર્મિકતાથી ઉપાલભ આપવાનો આરભ કર્યો

'એમ કરવુ ઉચિત પણ છે અને અનુચિત પણ છે,' હરવલ્લભ વળી પાછા પોતાના ભાષણના પ્રવાહને બીજી દિશામા વાળીને બોલવા લાગ્યા. 'કારણ કે, લોકોમાં એક એવી ઉક્તિ પ્રચલિત છે કે જો કન્યાનો સબધ યોગ્ય પાત્ર સાથે થઈ જાય, તો એક કન્યા દશ પુત્રસમાન થઈ પડે છે, એટલે દશ પુત્રસમાન કન્યાને પાષાણ ઉપર પછાડી દેવી અને તેનો અવતાર બગાડી નાખવો, એ કોઇ પણ રીતે ઉચિત કાર્ય તો ન જ કહી શકાય અસ્તુ એક પુત્રને ઉચ્ચ શિક્ષણ આપવા જતા આજકાલ ઓછામા ઓછા દશ હજાર રૂપયાની હોળી કરવી પડે છે, એટલે સાધારણ વધારે રકમ આપીને એવા સુપાત્ર સુશિક્ષિત યુવક સાથે કન્યાનો હસ્તમેળાપ કરાવી દેવાય તો તેના કરતાં અધિક આનદનો વિષય બીજો કયો હોઈ શકે વારુ? જેવો પુત્ર તેવી પુત્રી! કારણ કે, જ્યારે એકનો પુત્ર અને બીજાની પુત્રી, પતિ તથા પત્નીના સબધથી એકબીજા સાથે બધાય છે, તે વેળાયે પુત્રને દશ હજાર રૂપિયા ખર્ચીને અપાયલા ઉચ્ચ શિક્ષણના લાભને ભોગવવાનો અવસર તો પત્નીને જ પ્રાપ્ત થાય છે સર્વ રહસ્ય તમને જણાવવામાટે જ મારે આટલુ બોલવુ પડે છે, પછી તો જેવી તમારી પરિસ્થિતિ અને જેવી તમારી ભાવના હોય તદનુસાર વર્તવાને તમો સપૂર્ણ સ્વતત્ર છો'

'હુ બધુય જાણુ છુ, પણ 'ક્યા કરે નર બકડા કે થેલીકા મુહ સકડા!' આમ બાબત હોવાથી લાચાર છું બહુ બહુ તો હજારથી ઉપરાત સો બસો વધારે લ્યો અને કરી શકાય તો મારો ઉદ્ધાર કરો!' મારા પિતાશ્રીએ લાબી રકઝક પછી બસેં રૂપિયા વધારે આપવાની ઇચ્છા દર્શાવી.

'ભાઈ બારસેં રૂપિયામા મારો પુત્ર તમારી કન્યાનો પતિ થઇ શકે તેમ નથી અને તેથી આ તમારી સર્વ ચેષ્ટા વ્યર્થ છે' હરવલ્લભે મારા પિતાને વધતા જોઇને તાણી પકડવાનો યત્ન કર્યો.

'જાઓ ત્યારે વધારેમાં વધારે હું દોઢ હજાર આપવાને સમત છું. એથી વધારે એક પાઈ પણ મારાથી આપી શકાય તેમ નથી' મારા પિતાશ્રીએ ત્રણુસેંનો બીજો વધારો કર્યો

'તમારી જ્યારે તમારી કન્યાનો શરીરસબંધ મારા પુત્ર સાથે જ કરવાની દૃઢ ઇચ્છા છે, તો જાઓ તમારી પાસેથી અમો બે હજાર રૂપિયા રોકડા લઇશુ અને બીજુ જે કાઈ આપવુ હોય, તે તમારી ઇચ્છા પ્રમાણે આપજો કેવળ તમારૂ માન જાળવવામાટે અને તમારી ચિન્તાને દૂર કરવામાટે હુ બીજા મોટા અને સારા લાભને તિલાજલિ આપુ છુ, એ તમારે કદાપિ ભૂલી જવાનુ નથી.' હરવલ્લભે હવે વધારે તાણવાથી તૂટી જવાનો રગ જોઇને ટુકામા આટોપી દીધુ.

એક દીર્ઘ નિ શ્વાસ નાખીને મારા પિતાશ્રીએ કહ્યુ કે 'ભલે ત્યારે બે હજાર તો બે હજાર આપવાની શર્ત મને કબૂલ મજૂર છે હું ઘેર જઇને જો એટલી રકમની વ્યવસ્થા કરી શકીશ, તો એક પત્ર લખીને તમને એ વાર્તા જણાવીશ અને મારૂ પત્ર આવે એટલે તમો આ દીન બ્રાહ્મણની પર્ણકુટીમાં પધારીને કન્યાને જોઈ જજો.'

'બે હજારની વ્યવસ્થા થઈ જશે, તો જ આ કાર્ય થઈ શકશે પત્ર અવશ્ય લખજો અને તે સાથે એટલુ સ્મરણમા રાખી લેજો કે જો બે હજારમાંથી

એક પાઈ પણ ઓછી લેવાનુ પત્રમા લખશો, તો હુ તે પત્રનું સંતોષકારક ઉત્તર લખી શકીશ નહિ ' હરવલ્લભે ચોખ્ખુ મારવાડીપણુ બતાવી દીધુ

આ વાર્તાલાપ ચાલતો હતો એટલામા બેઠકખાનાની બાજૂનો એક દરવાજો અચાનક ઉઘડયો અને તેમાથી એક દાસી નીકળી આવીને હરવલ્લભને સબોધીને કહેવા લાગી 'ઠાકુરાણીએ બાજૂના ઓરડામા ઉભાં રહીને આપનો સમસ્ત વાર્તાલાપ સાભળ્યો છે અને તેઓ કહે છે કે, આ આપ શું કરી રહ્યા છો? આટલા બધા સ્થાનો આપણા પુત્રમાટે તૈયાર હોવા છતા અને ત્યાથી નાણાની મોટી રકમ અને ઘરેણાગાઠા મળવાનો સભવ હોવા છતા, આ બે હજાર રૂપરડીમા સાટુ નક્કી કરવાનુ કારણ શું છે, તે સમજી શકાતું નથી.'

'શુ કરીએ ઝી*? કૈલાસનાથ વિદ્યાનિધિ અમારા પુરાતન કુટુબી હોવાથી એમનું મોઢું આપણે રાખવું જ જોઇએ, નહિ તો એમને ખોટુ લાગી જાય!' હરવલ્લભે ઓપચારિક ઉદારતાનો આડબર દર્શાવ્યો

'વારૂ આપ જરા અત પુરમા પધારશો?' દાસી અથવા ઝીએ હરવલ્લભ બાબૂને અત પુરમા પધારવાની સૂચના આપી

હરવલ્લભ બાબૂ બેઠકખાનામાથી ઉઠીને અત પુરમા ગયા અને મારા પિતાશ્રી વિચારમગ્ન થઇને બેસી રહ્યા પંદરથી વીસ મિનિટ પછી હરવલ્લભ બાબૂ અત-પુરમાથી પાછા બેઠકમા આવ્યા એટલે મારા પિતાશ્રીએ આતુરતાથી પૂછ્યુ 'કેમ કાઇ વાધો તો નથી આવ્યોને?'

'ના ના, તેવુ કાઈ પણ નથી કમલેશની માતા અને બીજી કેટલીક સંબધિની સ્રીઓ આવેલી છે, તેમનો આટલી થોડી રકમ લેવાનો વિચાર નથી, પરંતુ મારા મુખમાથી મેં જે વચન ઉચ્ચાર્યું છે તેને ફેરવવાનો મારો મનોભાવ નથી, એટલે તમારે કોઇ પણ પ્રકારની ભીતિ રાખવાની નથી મારો પિતા પણ એક છે અને મારૂ વચન પણ એક છે' હરવલ્લભે આશ્વાસન આપ્યુ

એ પછી બીજી પણ કેટલીક વાતો ચાલી અને એટલામા કમલેશ આવી લાગવાથી તેના દર્શનનો લાભ પણ અમને મળ્યો કમલેશને જોતા તે વયમા અને બાહ્ય સૌન્દર્યમા એક મનોજ્ઞ તથા મનોહર યુવક હતો, એવો મારા પિતાશ્રીનો નિશ્ચય થઈ ગયો, અને તે કૉલેજમા અભ્યાસ કરતો હતો, એટલે તેના શિક્ષણ તથા સદ્‌ગુણ વિશે તો વિચાર કરવા જેવુ કાઇ હતુ જ નહિ પાત્રને જોઇને મારા પિતાશ્રીના આનદનો અવધિ થયો અમો હરવલ્લભ બાબૂની આજ્ઞા લઇને ચાપાતલામાના લૉજમા જવાને ત્યાંથી રવાના થયા, કારણ કે, રેલ્વે ટ્રેનનો ટાઇમ વીતી ગયેલો હોવાથી તે દિવસની ટ્રેન મળવાનો સભવ ન હોતો અને તેથી ઇચ્છા ન હોવા છતા પણ તે દિવસ અને રાત્રિનો સમય અમારે કલકત્તામાજ વીતાડવો પડયો બીજા દિવસના પ્રભાતમાં ઉપડતી ટ્રેનમા અમો અમારે ગામ જવાને નીકળ્યા અને સધ્યાકાળે સુખરૂપ પાછા ઘેર આવી પહોચ્યા

---

* બગાળમાં પુત્રીને 'ઝિ' અથવા 'ઝી' કહીને બોલાવવામા આવે છે, અને જે દાસી અતિશય પ્રિય થઈ પડેલી હોય છે તે દુહિતાસ્થાનીયા દાસી અથવા પરિચારિકાને પણ 'ઝી' કહીને બોલાવાય છે

ઘેર આવીને પિતાશ્રીએ કલકત્તામા હરવલ્લભ બાબૂ સાથે થયેલા સાટાની સઘળી હકીકત મારા માતુશ્રીને કહી સભળાવી મારા માતુશ્રી વરના રૂપ તથા ગુણુની કથા સાભળીને સતુષ્ટ થયાં, પરતુ બે હજાર રૂપિયાનું નામ સાભળતા જ તેમના પ્રાણુ કઠમા આવી ગયા અને તેથી પોતાના પૂર્વ પ્રસ્તાવ તથા આગ્રહથી સર્વથા વિરુદ્ધ અભિપ્રાયને દર્શાવતા તેઓ કહેવા લાગ્યાં· ‘આપણી પાસે નાણાંની એટલી રકમ ક્યા છે વારૂ કે જેના યોગે એવા ઉત્તમ વરને આપણે આપણી કન્યા દાનમા આપી શકીએ ?’

એના ઉત્તરમાં મારા પિતાશ્રીએ જણાવ્યું ‘પ્રાણેશ્વરી ! એ વિષયનો અત્યારે વિચાર કરવાનો નથી, કારણુ કે, વર અત્યત ઉત્તમ હોવાથી મેં મારા મનમાં એવો દૃઢ નિશ્ચય કરી લીધો છે કે મારૂ સર્વસ્વ ભલે ચાલ્યું જાય, પણુ મારે તો આપણી માયાદેવીનો શરીરસબધ એ વર સાથેજ કરવાનો છે જો આપણી કન્યા સુખિની થતી હોય, તો આપણે ભીખારી થઇ જઇએ તેની ચિન્તા નથી’

“પરંતુ જો આપણું સર્વસ્વ ચાલ્યું જશે, તો આપણે ખાઇશું શું અને બીજી બે કન્યાઓને કેવી રીતે પરણાવી શકીશું, એનો પણુ આપે કાઇ વિચાર કર્યો છે ખરો કે?” મારા માતુશ્રીએ ભવિષ્યની વ્યવસ્થાને આગળ ધરીને કહ્યું

‘એ તો જેમ આપણા ભાગ્યમા લખ્યુ હશે તેમ થશે પરમેશ્વર આપણને ભૂખ્યા તો નહિ જ રાખે’ મારા પિતા બોલ્યા

‘આ ઘર અને એક હજાર રૂપિયા રોકડા એટલી જ આપણી પુજી છે અને એના આધારે જ આપણે નિશ્ચિન્તતાથી આપણો સસાર ચલાવ્યા કરીએ છીએ; અર્થાત્ આટલી પુજી પણુ જો ચાલી જશે, તો આપણી અતિશય દુર્દશા થઈ જશે, એટલામાટે આપણી સસારયાત્રાના માર્ગને બધ કરીને પુત્રીના લગ્ન કરી આપવાં, એ આપણુ કર્તવ્ય નથી’ મારા માતુશ્રીએ પોતાના વાદને દૃઢતાથી વળગી રહીને એ પ્રમાણેના શબ્દો ઉચ્ચાર્યાં

મારા માતુશ્રીના આ વિવાદથી મારા પિતાશ્રી કટાળી ગયા અને તેથી કટાળો બતાવીને કહેવા લાગ્યા. ‘હૃદયેશ્વરી, પ્રથમ જ્યારે આ સાહસ કરવાની હું ના પાડતો હતો, ત્યારે તેં આગ્રહ કરીને મને કલકત્તા મોકલ્યો હતો અને હવે જ્યારે હું સાટુ નક્કી કરી આવ્યો છું, ત્યારે તુ પોતાનો વિરુદ્ધ અભિપ્રાય દર્શાવે છે, એ તારૂ વર્તન યોગ્ય નથી તુ જો મને તારા કરતા ઓછી બુદ્ધિનો ધારતી હોય, તો એમ ધારવામા તારી ભૂલ થાય છે નાણાંની સારી રકમ આપ્યા વિના સારા વર સાથે કન્યાનો લગ્નસંબધ થવાની આશા આપણા સમાજમાં આકાશપુષ્પસમાન છે, કારણુ કે, આજકાલ આપણી જાતિમા અને બગાળાની કેટલીક અન્ય ઉચ્ચ હિન્દુ જાતિઓમાં વરરાજાઓ તેમના શરીરના વજનના ભાવથી વેચાય છે જો બસેં પાચસેંનો લોભ કરીને કન્યા આપીશું, તો નાણું પણુ જશે અને કન્યા પણુ દુખિની થશે, એમ વિચારીને જ મેં આ સાહસ કર્યું છે’

‘આપ પુરુષ હોવાથી વિશેષ બુદ્ધિમાન્ હો, એ સ્વાભાવિક છે અમો બૈરાની મતિ તો પાનિયે હોય છે એટલે જો કાઇ પણુ અવિનય થયો હોય તો તેની ક્ષમા કરશો જેમ આપને યોગ્ય લાગે તેમ કરો; છતાં મારી એટલી પ્રાર્થના છે કે જેમ બને તેમ સારૂ પણુ દેખાય અને પ્રસંગ ટુંકા ખર્ચમાં પતી જાય,

એવી વ્યવસ્થા કરજો' મારા માતુશ્રીએ છેવટે પોતાના હઠને ત્યાગીને અધીનતાનો સ્વીકાર કરી લીધો

"એ પછી મારા પિતાશ્રીએ પોતાના ઘર તથા કેટલાક ઘરેણાને ગિરવી ઠરાવીને એક હજાર રૂપિયા એક શાહુકાર પાસેથી ઉપાડ્યા અને ચદ્રશેખર બાબૂએ પણ પોતાના વચન પ્રમાણે રૂપિયા પાચસેંની રકમ મારા પિતાશ્રીને સહાયતા તરીકે કાઢી આપી પદરસેંની એ રકમ આવી અને રૂપિયા એક હજાર તો ઘરમા હતા જ એટલે અઢી હજારનો મેળ થતા મારા પિતાશ્રીએ હરવલ્લભ બાબૂને પત્ર લખીને અમારા ગામમા કન્યાને જોવામાટે આવી જવાની પ્રાર્થના કરી બે દિવસ પછી હરવલ્લભ બાબૂ બીજા બે ભદ્ર પુરુષોને તથા કમલેશચદ્રના એક સહાધ્યાયીને પોતા સાથે લઇને અમારે ઘેર આવ્યા કન્યાને એટલે કે મારી જ્યેષ્ઠા ભગિની માયાદેવીને જોઇને તેઓ સર્વ પ્રસન્ન થયા, બે હજાર રૂપિયા હરવલ્લભ બાબૂને આપવામા આવ્યા અને ત્યાર પછી લગ્નનો દિવસ નિયત કરીને અમારા તે અતિથિઓ પાછા કલકત્તા ચાલ્યા ગયા

"પુત્રના પિતાની પીડા અને વરના વેચાણને આટલા વિસ્તારથી ચર્ચવામા મારો એ ઉદ્દેશ હતો કે અમારા બગાળાની કેટલીક ઉચ્ચ હિન્દુ જાતિઓમા ચાલતી કેટલીક ભયકર જીર્ણ રૂઢિઓની આપના મસ્તિષ્કમા કાઇક કલ્પના આવી શકે હવે મારી સહોદરાના લગ્નના વિષયને વિસ્તારથી વર્ણવવાની આવશ્યકતા ન હોવાથી માત્ર એટલું કહેવુ જ સપૂર્ણ થશે કે યથાસમય હરવલ્લભ બાબૂના ચિરજીવી કમલેશચદ્ર સાથે મારી જ્યેષ્ઠા ભગિની માયાદેવીનો શરીરસબધ વિધિપૂર્વક થઈ ગયો અને તે પરણીને શ્વસુરગૃહવાસિની થવાના ભાગ્યને પ્રાપ્ત કરી શકી મારા પિતાશ્રીના અઢી હજાર રૂપિયાનુ પાણી થઇ ગયુ અને અમારા ઘરમા એક દિવસ ચાલે તેટલુ ધાન્ય પણ ખાવામાટે ન રહ્યુ મારી ભગિનીને મારા માતાપિતાએ પરણાવી તો ખરી, પણ તળિયાઝાટક થઈને અને તેઓ એક ચિન્તામાથી તેમની માન્યતા પ્રમાણે મુક્ત તો થયા, પરતુ તેના કરતા એક બીજી મહાભયકર નિર્વાહ વિષયક ચિન્તાના ભારને પોતાના શિરપર વોહોરી લઇને, એ નવીનતાથી કહેવાની આવશ્યકતા હોય, એવી મારી માન્યતા નથી

"મારી જ્યેષ્ઠા ભગિની માયાદેવીને થોડા દિવસ પછી મારા પિતાશ્રી કલકત્તે જઇને પાછી નિયમ પ્રમાણે અમારે ઘેર લઈ આવ્યા એ સમય પર્યન્ત કમલેશચદ્ર એટલે કે મારો ભગિનીપતિ અમારા અધિક પરિચયમા આવેલો ન હોવાથી મારા માતાપિતા અને અમો સર્વ તેને દેવતુલ્ય માનતાં હતા અને માયાદેવીને પૂર્વજન્મના કોઈ મહાપ્રબળ પુણ્યકર્મના પ્રભાવથી જ આવા યોગ્ય પતિની પ્રાપ્તિ થયેલી છે, એવી જ અમારી ધારણા હતી પરતુ હરવલ્લભે મારા પિતાશ્રી સમક્ષ કલકત્તામાના તેમના આગારના બેઠકખાનામા પોતાના પુત્રની, તેની બની શકે તેટલી વધારે કીમત ઉપજાવવાના ઉદ્દેશથી, જે કાંઇ પણ પ્રશસા કરી હતી અને જે પ્રશસા કરતા અતિશયોક્તિ કિંવા અસત્યનો લેશમાત્ર પણ વિચાર કર્યો ન હતો, તે સર્વ પ્રશસા સર્વથા અસત્ય, અતિશયોક્તિપૂર્ણ, મિથ્યા અને કૃત્રિમ હતી, એ જ્યારે માયાદેવીનો કમલેશચદ્ર સાથે લગ્નસબધ થઈ ગયો અને કમલેશચદ્ર એક જામાતા તરીકે અમારા ગૃહમા આવીને સાત દિવસ

સુધી રહ્યો ત્યારે જ અમારા જાણવામા આવ્યુ હરવલ્લભ બાબૂ કેવળ પોતાની પત્નીના વચન પ્રમાણે વર્તનારા સ્ત્રીજિત પુરુષ હોવાથી અને તેમની પત્ની એક કર્કશા અને પુત્રને ગમે તેમ વર્તવા દેવાની ઉદારતાને જ પોતાનો માતૃધર્મ માનનારી હોવાથી માતાના ખોટા ઉપરાણાં તથા લાડથી કમલેશચન્દ્ર અતિશય દુરાચારી, મદિરાભક્ત અને આજ્ઞાભંજક તથા સનાતન આર્યધર્મનો વિરોધી થઇ ગયો હતો અને તેથી મારી ગરીબ ગાય જેવી ભગિની માયાદેવીનો અવતાર પરણ્યા પછી સુધરવાને બદલે સર્વથા બગડી જ ગયો હતો, એમ કહેવામાં લેશમાત્ર પણ અતિશયોક્તિનો સભવ નથી મને તથા મારી ભગિની પદ્માવતીને વેશ્યાવૃત્તિના માર્ગમા ઘસડી જનાર પણ એ જ મારો બનેવી હતો, એ કથા આગળ જતા આપના જાણવામા આવી શકશે "

* * * * *

કાચનમાલાએ એક કરુણાજનક નવલકથા સમાન પોતાની કર્મકથાનો આટલો અલ્પ ભાગ કહી સભળાવ્યો, તે વેળાયે મધ્યરાત્રિનો સમય વીતી ગયો હતો અને એક વાગવા આવ્યો હતો મહાશય કુંજવિહારીએ ચાહ તૈયાર કરાવેલી હોવાથી ચાહ પીવાના કાર્યનો આરભ થયો અને તેથી કાચનમાલાની કર્મકથા આટલેથી જ અટકી ગઇ ત્યાર પછી કાચનમાલાની આત્મકથાને સાભળવાના કાર્યને બીજા દિવસની રાતપર મુલ્તવી રાખવામા આવ્યુ, અને તેથી મહાશય કુંજવિહારીના અનુચરને સાથે લઇને હું મારા ગૃહ પ્રતિ જવાને ત્યાથી ચાલી ગઇ ઘેર જઇને હુ શય્યામા તો પડી, પરતુ વરવિક્રયની રાક્ષસી દુર્દિના વિચારોએ મારી નિદ્રાનો નાશ કરી નાખ્યો, અને આખી રાત મેં જાગરણમા જ વીતાડી.

કાચનમાલાની પોતાની કર્મકથાને એક ઉત્તમ નવલકથાકાર પ્રમાણે રસિકતાથી વર્ણવવાની પદ્ધતિ તથા પોતાની કર્મકથામા આવતાં અન્ય પાત્રોના સભાષણોને યોગ્ય હાવભાવ સહિત ઉચ્ચારવાની એક કુશળ નટી સમાન અભિનયકળાને જોઇને હું એવી તો મોહમુગ્ધા થઈ ગઈ હતી કે દિવસે મારા વ્યવસાયમા નિમગ્ન હોવા છતાં પણ મારા હૃદયચક્ષુ સમક્ષ હું નિરતર કાચનમાલાને જ ઉભેલી, બેઠેલી અથવા તો પોતાની કર્મકથાને વર્ણવતી જોયા કરતી હતી તેની કથા અને તેની મધુર વાણીના શ્રવણમાટે મારુ અત કરણ એટલું બધુ અધીર થઈ રહ્યું હતુ કે મારા મનમા ક્યારે રાત પડે, ક્યારે હું મહાશય કુંજવિહારીને ઘેર જાઉં અને ક્યારે પાછી કાચનમાલાની સુધાવાણીને સાભળું એમ જ થયા કરતું હતુ આજનો દિવસ એ આતુરતાના પરિણામે વીતેલા બીજા દિવસો કરતા ઘણો જ લાબો દેખાયો, પરતુ અતે એ દીર્ઘ દિવસનો પણ અત આવી ગયો અને રાત પડતા નિશાભોજન કર્યા પછી સત્વર જ હુ મહાશય કુંજવિહારીને ત્યાં જઈ પહોચી

આજે કાચનમાલાએ આખી લીલા રગની સાડીથી પોતાના શરીરને આચ્છાદિત કરેલુ હોવાથી તે નીલવસના સુન્દરી 'ઇન્દ્રસભા' નાટકમાંની નીલમપરી જેવી જ જણાતી હતી. કોણ જાણે શા કારણથી કાચનમાલાની સુદરતા, પ્રકૃતિ અને વાણી આદિ મને એટલી બધી ગમી ગઇ હતી કે હું તેને જોતાં જ મંત્રમુગ્ધવત્ થઇ જતી હતી અને જાણે તેને જોયા જ કરૂ, એવી જ મારી ઇચ્છા

થયા કરતી હતી ફરહાદ જેવા પુરુષનો શીરીન જેવી સુન્દરીમા જેવો અનુરાગ બંધાયો હતો, તેવો જ હું સ્ત્રી હોવા છતા પણ મારો કાચનમાલામા અનુરાગ બધાઈ ગયો હતો અને એ કોઈ અજ્ઞેય આકર્ષણનુ જ પરિણામ હતુ આજે પણ પ્રથમ અહીંતહીંની કેટલીક સાધારણ વાતચીત થયા પછી કાચનમાલાને મેં સત્વર તેની કર્મકથાના વિષયમા આગળ વધવાની પ્રાર્થના કરી અને મારી તે પ્રાર્થનાને માન આપીને કાચનમાલાએ પોતાની કર્મકથાના અનુસધાનમા આગળ વધીને મૃદુ, મન્જુલ તથા વીણા વિનિન્દિત સ્વરથી કહેવા માંડ્યું કે —

* * * * *

—❊—

## પ્રકરણ ૮ મું

## કાંચનમાલાની કર્મકથા-૩ અમારા કુટુંબના સર્વનાશનો આરંભ!

“મારી જ્યેષ્ઠા ભગિની માયાદેવી પરણીને સાસરે ગયા પછી થોડા દિવસમાં મારા પિતાશ્રી કલકત્તે જઇને તેને પાછી અમારે ત્યાં લઈ આવ્યા હતા, એ તો મેં આપને જણાવેલુ જ છે, અર્થાત્ મારી ભગિનીના આવ્યા પછી ત્રણચાર દિવસમા જ મારા બનેવીની પણ અમારા ગ્રામમા અને અમારા ગૃહમા પધરામણી થઈ મારો બનેવી શરીરે દેખાવડો અને ભણેલોગણેલો તો હતો, પરંતુ માતાના ખોટા લાડ, નઠારી સોબત અને પૈસાની છૂટને લીધે મદિરાના સેવનમા એટલી સીમા પર્યન્ત આગળ વધી ગયો હતો કે શ્વસુરગૃહમા પણ તે વિલાયતી મદિરા—બ્રાન્ડી—ની ત્રણચાર બાટલીઓ પોતાના પોર્ટમેન્ટોમા નાખીને સાથે લેતો આવ્યો હતો જે દિવસે તે અમારે ત્યા આવ્યો તે દિવસની સંધ્યા થતા જ ઉપરના ભાગમાના ઓરડામાં બેસીને તેણે મદિરા-પાનનો આરભ કરી દીધો અડધી કે પોણી બાટલી બે કલાકમા જ તે ખાલી કરી ગયેલો હોવાથી જ્યારે રાતે આઠ સાડાઆઠ વાગે અમો તેને ભોજનમાટે બોલાવવાને ઉપર ગયા, તે વેળાએ તેને પોતાના શરીરનુ, વસ્ત્રનુ કે સસારનુ કાંઈ પણ જ્ઞાન કે ભાન હતુ નહિ તે ચત્તોપાટ ચટાઇપર પડ્યો હતો, ધોતિયું આડુ અવળું થઇ જવાથી બહુધા તે નગ્ન અવસ્થામાં જ હતો, પેશાબ અને ઝાડો નીકળી જવાથી જાણે અત્યારે જ તે નરકમા પડ્યો હોયની! એવું જ દૃશ્ય દૃષ્ટિગોચર થતુ હતુ અને તેના મુખમાથી ઉચ્છ્વાસ સાથે ફીણ અદર જતા હતા અને નિ શ્વાસ સાથે તે જ ફીણ પાછા બહાર નીકળતા હતાં હું અને પદ્માવતી તેને બોલાવવાને ઉપર ગઈ હતી એટલે તેની આવી અવસ્થાને જોઇને ગભરાઈ જવાથી અમોએ અમારા માતાપિતાને કમલેશચદ્રની આવી અવસ્થાના સમાચાર આપ્યા અને તે સાભળીને મારા પિતાશ્રી ગભરાટમાં પડીને ઝટ ઉપર દોડી ગયા હું, પદ્માવતી અને મારા માતુશ્રી પણ તેમની પાછળ ઉપર જઈ પહોંચ્યા મારા પિતાએ બ્રાન્ડીની બાટલી, ગ્લાસ અને પોતાના જમાઇની સ્થિતિને જોઇને પોતાના કપાળને કૂટવા માડ્યુ અને ત્યાર પછી મારાં માતુશ્રીને ઉદ્દેશીને તેઓ નિરાશાદર્શક સ્વરથી કહેવા લાગ્યા.

"પ્રાણેશ્વરી, કેવળ વરના પિતાની સારી સ્થિતિ, વરના બાહ્ય રૂપરંગ અને મિથ્યા શિક્ષણ આદિને જોઇને હું મુગ્ધ થઇ ગયો અને વરના આંતરિક સદ્ગુણોની પરીક્ષાનો પ્રયત્ન ન કર્યો, એ મારા પ્રમાદનું જ આ પરિણામ છે જે પુત્રીના સુખમાટે આપણે ભીખારી થઈ ગયા છીએ અને આગળ પાછળનો કાંઇ પણ વિચાર કર્યો નથી, તે કન્યા સુખિની થઈ નથી, કિંતુ તેનો અવતાર બગડી ગયો છે, એમ જ આપણે આજથી માની લેવાનું છે દારૂડિયા ધણીની ધણિયાણી કોઈ દિવસ સુખિની થઈ નથી અને થવાની પણ નથી આપણા ભાગ્ય જ ફૂટેલા છે, તો પછી આપણા ગૃહમા જન્મ લેનારી કન્યાના ભાગ્ય સારા કયાથી જ હોઈ શકે વારૂ ? જો કન્યાના ભાગ્ય સારા હોય, તો તે આપણા જેવા દીન, હીન અને દરિદ્ર માતાપિતાના ગૃહમા જન્મ લે જ શામાટે ? જે હસ્તોને મદિરાનો કદાપિ સ્પર્શમાત્ર પણ થયો નથી, તે મદિરાના ઉપાસકના મલમૂત્ર આદિ આજે આપણે આપણા હસ્તથી જ ઉપાડવા પડશે, કારણ કે, જો એ કાર્ય આપણે નહિ કરીએ અને આપણા જમાઇનો આ ભેદ લોકોના જાણવામા આવશે, તો ગ્રામમા સર્વત્ર આપણી નિન્દા થશે અને આપણે કોઇને મોઢું પણ નહિ દેખાડી શકીએ નીચે કેટલાક લોકો આપણા જમાઇને મળવા તથા જોવામાટે આવ્યા છે, તેમને એમ જ કહી દે કે 'જમાઈ બાબૂની પ્રકૃતિ અસ્વસ્થ હોવાથી તેઓ અત્યારે નીચે આવી શકે તેમ નથી, આવતી કાલે જો તેમની પ્રકૃતિ સ્વસ્થ હશે, તો તમને મળવામાટે બોલાવીશુ' ગ્રામ્ય કન્યાઓને અશિક્ષિત કહીને તથા અસભ્ય કહીને નિન્દનારા મોટા શહેરોના આર્ય યુવકો બહુધા આવા પ્રકારના જ હોય છે, એનો આજે મને સંપૂર્ણ સાક્ષાત્કાર થયો ! આના કરતા તો કોઈ ગામડિયા, પરંતુ સદાચારી યુવક સાથે આપણી કન્યાને પરણાવી હોત, તો અવશ્ય આપણી કન્યા સુખિની થાત ! પણ હવે શોક કરવો વ્યર્થ છે; કારણ કે, આ ભૂલ એવી છે કે જેને સુધારવાનો ઉપાય છે જ નહિ !'

"મારા માતાપિતાએ જમાઇના મળમૂત્ર ઉપાડીને ઓરડાને સ્વચ્છ કરી નાખ્યો અને શય્યા તૈયાર કરી તેમા જમાઇને સુવાડી દીધો. મારા પિતાને મદિરાની બાટલીઓ વિષના કુંભ સમાન ભાસવાથી જેટલી બાટલીઓ તથા ગ્લાસ હતા તે સર્વને એક કોથળામા નાખીને તેઓ ગ્રામના બાહ્ય ભાગમા લઈ ગયા અને ત્યા તેમના ભાગીને ભૂકા કરી નાખ્યા! પ્રભાતમા કમલેશચન્દ્ર બાબૂ જ્યારે જાગ્યા ત્યારે તેમનું માથું ભમવા લાગ્યું અને તેઓ મદિરાની બાટલીને શોધવા લાગ્યા; કારણ કે જે મનુષ્ય રાત્રિના સમયમા અત્યંત મદિરાપાન કરીને બેભાન થઈ જાય છે, તેને પ્રભાતમાં જ્યારે જાગે ત્યારે ઉતાર તરીકે થોડીક મદિરા અવશ્ય પીવી પડે છે અને જો પ્રભાતમા થોડી મદિરા ન મળે, તો તેની પ્રકૃતિ વિશેષ અસ્વસ્થ થઈ જાય છે કમલેશચન્દ્રને બ્રાન્ડીની બાટલી ન મળવાથી ગભરાટ થવા માડયો અને તેથી તેણે મારા પિતાશ્રીને બોલાવીને પૂછ્યુ કે. 'મારી દવાની બાટલીઓ અહીં હતી તે ક્યા છે ? જો તમોએ તે રાખી હોય, તો સત્વર લાવી આપો, કારણ કે, એ ઔષધ વિના મારા મસ્તિષ્કમાં ભ્રમણ થયા કરે છે અને તેટલામાટે આ ક્ષણે જ ઔષધ લેવાની આવશ્યકતા છે'

મારા પિતાશ્રીએ કહ્યું. 'તમારા તે મદિરા નામક ઔષધનો તો મેં રાત્રે જ

નાશ કરી નાખ્યો છે, એટલે અત્યારે હવે તે ઔષધ અહીં મળી શકે તેમ નથી. જો તમારા મસ્તિષ્કમા ભ્રમણ થતુ હોય, તો ઔષધ લાવી આપુ ? હું વૈદ્ય હોવાથી ઔષધોની મારા ગૃહમા ન્યૂનતા નથી કહો તો ચૂર્ણ લાવી આપુ અને કહો તો અવલેહ લાવી આપુ '

'ડૅમ યૉર ચૂરન ઍન્ડ ડૅમ યૉર અવલેહ !" જમાઈ બાબૂએ પગ પછાડીને બોલવા માડ્યુ 'આઈ વૉન્ટ સ્ટિમ્યુલટ ! મને મારી સ્ફૂર્તિદાયિની ઔષધિ લાવી આપો. જો આનાકાની કરશો, તો, આ ક્ષણે જ હું અહીંથી ચાલ્યો જઈશ અને મારા જવાની સાથે જ આપણા પરસ્પર સબધનો અત સદાને માટે આવી જશે. મારી ખાનગી બાબતોમા માથુ મારવાનો તમને અધિકાર શો છે?'

"મારી પુત્રીના ભાગ્યને મેં તમારા ભાગ્ય સાથે જોડેલુ હોવાથી જો તમારામાં દુરાચારનો સચાર થયેલો મારા જોવામા આવે, તો તમને યોગ્ય ઉપદેશ આપવાનો એક શ્વસુર તરીકે મને સપૂર્ણ અધિકાર છે તમો આવા દુરાચારી, ઉચ્છૃખલ અને દારૂડિયા છો, એ વાર્તા જો પ્રથમથી મારા જાણવામા આવી હોત, તો હું આવા દારૂડિયા સાથે મારી કન્યાને પરણાવીને મારી કન્યાના અવતારને બગાડી નાખવાનુ કુસાહસ કદાપિ કરત નહિ ! ધિક્કાર છે તમારા જેવા કુલાંગારોને કે જેઓ દુરાચાર કરતા તો નથી લજાતા, પરંતુ પોતાના વડિલો સમક્ષ આવી ઉચ્છૃખલતાથી બોલતા પણ નથી શર્માતા !' મારા પિતાશ્રીનો પિત્તો ઉકળી આવવાથી તેઓ પોતાના ક્રોધને શમાવી શકયા નહિ, અને ક્રોધના આવેશમાં તેમણે આ ઉદ્ગારો પોતાના મુખમાથી બહાર કાઢી નાખ્યા

"મારા પિતાશ્રીના આ ઉદ્ગારથી અમારા કુટુબના સર્વનાશનો પાયો રોપાયો; કારણ કે, તે ક્ષણે જ કમલેશચદ્ર અમારા ઘરમાથી ચાલ્યો ગયો અને કલકત્તે પહોંચીને તેણે પોતાના અપમાનની કથા એવા રૂપમા કહી સભળાવી કે તેના પરિણામે તેની માતાએ પોતાના પતિના કાન ભરીને મારી જ્યેષ્ઠા ભગિની માયાદેવીને કદાપિ પોતાના ગૃહમા ન બોલાવવાનો કઠિન પ્રબધ કરી દીધો મારા પિતાશ્રીએ કમલેશચદ્રની દુરાચારશીલતા તથા ઉચ્છૃખલતાની કથા એક પત્ર લખીને હરવલ્લભ બાબૂને જણાવી હતી, પરતુ તેનું પરિણામ કાંઈ પણ ન થયું અને તેનુ ઉત્તર પણ ન આવ્યુ એ ઘટના પછી લગભગ બે વર્ષનો કાળ વીતી ગયો, પરતુ મારી સહોદરા માયાદેવીને તેના શ્વસુરને ત્યાથી કોઈ પણ તેડવામાટે આવ્યુ નહિ માયાદેવીની અવસ્થા પદર વર્ષથી પણ કાઇક વધારે થયેલી હોવાથી અને એક વર્ષથી તે સ્ત્રીધર્મમા આવી ગયેલી હોવાથી ગ્રામની સ્ત્રીઓમાં કેટલીક ચર્ચા ચાલવા લાગી અને તેથી મારા પિતાશ્રી માયાદેવીને લઈને પોતે જ કલકત્તે ગયા. ત્યા હરવલ્લભ બાબૂ તથા તેમના પત્નીશ્રીએ મારા વૃદ્ધ પિતાશ્રીની યથેચ્છ નિર્ભર્ત્સના કરી, પરતુ અપરાધની ક્ષમા માગીને બળાત્કારે મારા પિતાશ્રી મારી ભગિનીને તેના શ્વસુરગૃહમા મૂકી આવ્યા માયાદેવીનો શ્વસુરગૃહમાં પ્રવેશ તો થયો, પરતુ તેની કર્કશા સાસૂએ ત્યા તેનાપર એવા એવા અત્યાચારો કરવા માડયા કે માયાદેવીના તે અત્યાચારોનાં વર્ણનથી ભરેલા પત્રો જ્યારે અમો વાચતા હતા ત્યારે અમો સર્વનાં નેત્રોમાથી અશ્રુની ધારાઓ વહી નીકળતી હતી. આવી સ્થિતિ હોવા છતાં પણ તેને એ

અત્યાચારોમાંથી બચાવવાનો મારા માતા પિતા પાસે એક પણ ઉપાય ન હોવાથી મારા માતાપિતાએ તેને તેના ભાગ્યના આધારપર મૂકી દીધી.

"લગ્ન થયા પછી મારી જ્યેષ્ઠા ભગિની માયાદેવીની જે દુર્દશા થઈ તે આરંભથી ઇતિ પર્યંત મારા જોવામાં આવી હતી અને તેથી અગિયાર વર્ષની અવસ્થામાં જ મારા મનમાં એવા પ્રશ્નનો ઉદ્ભવ થયો હતો, 'આવા પ્રકારના લગ્નના બંધનથી બંધાઇને સદાને માટે દુઃખની ગર્તામાં પડવું તેના કરતાં કૌમારમાં જ અવતાર કાઢી નાખવો, એ શું ખોટું છે વારૂ ?' પરંતુ મારા આ ભાવને મેં મારા હૃદયમાં ગુપ્ત જ રહેવા દીધો હતો અને જ્યારે મારા લગ્નનો પ્રસંગ આવે તે વેળાયે જ મારા એ વિચારને વ્યવહારમાં યોજવાનો મેં નિશ્ચય કર્યો હતો. અસ્તુ આ વેળાયે મારી મધ્યા ભગિની પદ્માવતીની અવસ્થા તેર વર્ષની થવા આવી હતી અને તેથી મારા માતાપિતાના મનમાં પદ્માવતીને પરણાવવાની નવીન ચિન્તાનો ઉદ્ભવ થયો. પૈસા તો નામમાત્રને માટે પણ હવે ઘરમાં હતા નહિ એટલે પદ્માવતીને કેવી રીતે પરણાવવી, એનો મોટો વિચાર થઈ પડ્યો. કદાચિત્ ચંદ્રશેખર બાબૂ કાંઈક સહાયતા આપત, પણ મારા માતાપિતાના દુર્ભાગ્યથી છ માસ પૂર્વે ચંદ્રશેખર બાબૂ કલકત્તામાં પ્લેગથી સ્વર્ગવાસી થયા હતા અને તેમની સમસ્ત સંપત્તિ ટ્રસ્ટીઓના અધિકારમાં હોવાથી તેમની વિધવા પણ અમને કાંઈ આપી શકે તેવી સ્થિતિમાં ન હોતી જ્યારે અવદશાનો આરંભ થાય છે ત્યારે મનુષ્યના શિરપર સર્વ દુઃખોની એકત્ર વૃષ્ટિ થવા માંડે છે એવો એક નિયમ હોવાથી મારા પિતાનો વ્યવસાય એવો મંદ પડી ગયો હતો કે પૂર્વે આસપાસના પચીસ ગ્રામોના લોકો ઔષધોપચારમાટે મારા પિતાશ્રી પાસે આવતા હતા અને તેથી અમારા કુટુંબનો નિર્વાહ સુખરૂપ ચાલ્યા કરતો હતો; પણ એ વેળાયે સ્થિતિ એવી થઇ પડી હતી કે ગ્રાહકો ન આવવાથી મારા પિતાશ્રી પોતે વારાફરતી બીજા ગ્રામોમાં જતા હતા અને રોજ છ સાત ગાઉનો પથ કરતા હતા તો પણ ભાગ્યે જ કોઈ રોગી તેમની પાસેથી ઔષધ લેતો હતો અને તેના પરિણામે ઘણીક વાર અમને પેટ ભરીને ખાવાનું પણ મળી શકતું ન હોતું વિચારમાં ને વિચારમાં એક વર્ષનો કાળ વીતી ગયો, પદ્માવતીને ચોદમું વર્ષ પૂરૂં થવા આવ્યું, અચાનક તે રજસ્વલા થઈ અને એ વાર્તા અમારા જાતિબાંધવોના જાણવામાં આવતા જ્ઞાતિના અગ્રેસરોએ જ્ઞાતિની એક સભા કરીને અમારા કુટુંબને, પદ્માવતીને રજસ્વલા થવા પૂર્વે ન પરણાવવાના ભયાનક (!) અપરાધમાટે આજન્મ જાતિબહિષ્કારની શિક્ષા આપીને અમારી સાથેનો સર્વ વ્યવહાર બંધ કરી દીધો જ્ઞાતિબહિષ્કારની ઘટનાથી મારા પિતાશ્રીના હૃદયમાં એવો ભયંકર આઘાત થયો કે તે આઘાતે તેમના માનસિક બળને ઘટાડવાનો અને તેમના મસ્તિષ્કમાં ચિન્તાજન્ય ઉન્માદને વધારવાનો આરંભ કરી દીધો મારા પિતાશ્રીનાં આહાર અને નિદ્રાનો લોપ થયો, વ્યવસાયને તેમણે તિલાંજલિ આપી દીધી, આખો દિવસ અને આખી રાત ઘરના ઉપરના ભાગમાં બેસીને કોઇની સાથે કાંઈ પણ બોલ્યાચાલ્યા વિના વિચારમાં ને વિચારમાં જ વીતાડવા લાગ્યા મારા માતુશ્રી કોઇના ઘરમાં પાણી ભરીને, કોઇનું લુગડું સીવીને તથા કોઇ કાયસ્થના ઘરમાં રાંધીને જે થોડા ઘણા પૈસા લાવતાં હતાં તેથી જ અમારા કુટુંબને લુખુસૂકું અન્ન એક વાર ખાવાને મળી શકતું હતું. આવી

દુર્દશામા છ મહિના વીત્યા અને મારા પિતાશ્રીને અસાધ્ય ક્ષયરોગની બાધા થતા તેઓ ખાટલામા પડ્યા મારા પિતાશ્રી ખાટલામા પડ્યા અને એક સપ્તાહ-મા જ કલકત્તેથી મારી ભગિની માયાદેવી તથા તેની નણંદનો એક એવો તો વિલક્ષણ કાગળ આવ્યો કે તેણે મારા પિતાશ્રીના આયુષ્યસૂત્રને તત્કાળ તોડી નાખ્યુ તે પત્રમા જે સમાચાર આવ્યા હતા તે આ પ્રમાણેના હતા —

"પૂજ્ય વડિલ શ્રી કૈલાસનાથ વિદ્યાનિધિની પવિત્ર સેવામા

"આજથી એક માસ પૂર્વે મારા પૂજ્ય પિતા અને આપની પુત્રી માયા-દેવીના પૂજ્ય શ્વસુર હરવલ્લભ બાબૂ અચાનક હૃદય બંધ પડી જવાથી સ્વર્ગવાસી થયા હતા, પરતુ કેટલાક અનિવાર્ય કારણોથી અમો તત્કાળ તેમના સ્વર્ગવાસના અશુભ સમાચાર તાર કે પત્રદ્વારા આપને આપી શક્યા ન હોતા, એમાટે અમો આપની ક્ષમા માગીએ છીએ. આપનો જમાઇ કમલેશચદ્ર મારી માતાનો ઘણો જ લાડકવાયો પુત્ર હોવાથી દુરાચારમા એટલો બધો આગળ વધી ગયો છે કે જ્યારે મારા પિતાશ્રીએ દેહનો ત્યાગ કર્યો, તે વેળાયે તે પોતાની રાખેલી એક વેશ્યાના ઘરમા મદિરાપાનથી ઉન્મત્ત થઇને પડ્યો હતો અને તેથી પુત્ર હોવા છતા પિતાના મૃત દેહને તેના હસ્તથી અગ્નિસંસ્કારનો લાભ મળી શક્યો ન હોતો, માત્ર એટલુ જ નહિ, પણ અગિયારમા બારમાની ક્રિયા કરવા-માટે પણ તે ઘેર આવ્યો ન હોતો અને તેથી પુત્રના અભાવે મેં પુત્રીએ જ અગીયારમા બારમાની ક્રિયા કરી હતી મારા સ્વર્ગીય પિતાની ઉત્તરક્રિયા થઇ ગયા પછી અચાનક કેટલાક વ્યાજખાઉ લેણદારોની અને બીજા માગનારાની ડિક્રિઓ તથા જપ્તીઓ અમારા ઘરપર આવતા અમારા જાણવામા આવ્યું કે પિતાશ્રીના જીવનકાળમા જ કમલેશચદ્રે મદિરાપાન તથા વેશ્યાગમન જેવા દુરા-ચારોમા પડીને એવા ઘણાક લોકો પાસેથી બે હજાર લઇને પાચ હજાર લખી આપવાનો અને પાચ હજાર લઇને પદર હજાર લખી આપવાનો વ્યવસાય આરભ્યો હતો, અને પિતાશ્રીના પરલોકવાસ પછી તેમની સપત્તિનો ઉત્તરાધિકારી કમલે-ચદ્ર હોવાથી મારા પિતાનુ મરણ થતા જ તેઓ પોતાના નાણાને વસૂલ કરવાને તૈયાર થઈ ગયા હતા મારા પિતાની સમસ્ત જગમ સપત્તિ ચાલી ગઇ છે અને જે ઘર છે તે પણ બે ચાર દિવસમા લીલામથી વેચાઈ જવાનુ છે એટલે હવે આપની પુત્રી તથા મારા માતુશ્રીને ઘરમાથી પણ નીકળવુ પડશે મારાં માતુશ્રી હવે બહુ પસ્તાય છે અને આપની પુત્રીપર કરેલા અત્યાચારોના સ્મરણથી તેમનુ કાળજુ કોરાઈ જાય છે, પણ હવે એ રાડ્યા પછીના ડહાપણથી કાંઈ પણ લાભ થવાની આશા નથી. પિતા જેવી અમૂલ્ય વસ્તુ આ સસારમાથી સદાને માટે ચાલી જવા છતા પણ કમલેશ અદ્યાપિ ગૃહમા આવ્યો નથી અને આવશે કે નહિ એ વિષેનો કશો નિશ્ચય પણ નથી હાલ તરત તો મારા માતુશ્રીને તથા મારા ભાભીશ્રી માયાદેવીને મારા ઘરમા લઇ જઇને રાખવાનો મેં પ્રબંધ કર્યો છે, પરતુ મારા પતિદેવની આર્થિક સ્થિતિ બહુ સારી ન હોવાથી વધારે વખત સુધી અમારાથી ખર્ચનો ભાર ઉપાડી શકાય તેમ નથી, એટલામાટે જો આપ કલકત્તામા આવીને આપની પુત્રી માયાદેવીને લઇ જશો અને પોતાની છાયામા સુરક્ષિત રાખશો, તો આપનો અમારાપર અત્યત આભાર થશે જે કાંઈ પણ શુભાશુભ બની ગયુ છે તેમાટે શોક કરવો વ્યર્થ છે અને કમલેશને સુધારવાની

આશા વંધ્યાપુત્રસમાન છે એટલે પુત્રીના નિર્વાહના ભારને પોતાના શિરપર ઉપાડી લીધા વિના આપનો છૂટકો છે જ નહિ આપ સુજ્ઞ, વિદ્વાન્, વિચારશીલ અને અનુભવી વૃદ્ધ પુરુષ હોવાથી આપને આ વિષયમા વિશેષ લખવાની આવશ્યકતા હોય, એવી મારી માન્યતા નથી આશા છે કે, બેચાર દિવસમાં જ આપ કલકત્તામા પધારીને મારી પર્ણકુટીને પાવન કરશો નિરતર શુભેચ્છિણી શ્રીદેવીના સવિનય પ્રણામ સ્વીકારશો અને પત્રોત્તર સત્વર લખવાની કૃપા કરશો."

"એ જ કાગળમા તાજેકલમ લખીને મારી ભગિની માયાદેવીએ જણાવ્યુ હતું કે "મારા નણદ શ્રીદેવીએ જે કાંઇ લખ્યુ છે તે અક્ષરેઅક્ષર સત્ય છે, હવે મારો તમારા વિના અને જગદાધાર ઈશ્વર વિના અન્ય કોઇ પણ આધાર ન હોવાથી મારા ઉદ્ધારનો જે યોગ્ય લાગે તે ઉપાય યોજશો અને જો મારો ઉદ્ધાર તમારાથી ન જ કરી શકાય, તો મને આત્મહત્યા કરીને મરી જવાની આજ્ઞા આપશો, કારણ કે, મારા માટે તમોને બહુ બહુ કષ્ટો સહન કરવા પડ્યા છે અને અત્યારે તમો સર્વથા દરિદ્રાવસ્થામા આવી પડયા છો તેનુ મૂળ કારણ પણ હુ જ છું એટલે જો તમારી સ્થિતિ સારી ન હોય, તો તમને અધિક ચિન્તામા નાખવાનો મારો વિચાર નથી મારી પરમાત્માના ચરણોમા માત્ર એટલી જ પ્રાર્થના છે કે, આ બગાળા દેશમાની ઉચ્ચ હિન્દુ જાતિના દરિદ્ર દપતીઓના ગૃહમા કન્યા કદાપિ ન અવતરશો! તમારા 'હ'કારાત્મક અથવા 'ન'કારાત્મક પત્રની આતુર દૃષ્ટિથી પ્રતીક્ષા કરતી તમારી જન્મદુખિની દુહિતા માયાદેવીનાં સવિચન પ્રણામ તથા ચરણવદન સ્વીકારશો."

"મારા પિતાશ્રીને ક્ષયરોગથી પૂર્વે જ ઉન્માદની બાધા તો હતી જ અને તેવામા આવા પ્રકારનો કાગળ આવ્યો એટલે તેમના ઉન્માદને ઉત્તેજન મળ્યુ, અને એ દિવસમા તો તે ઉન્માદે સન્નિપાતનુ સ્વરૂપ ધારણ કરી લીધુ યોગ્ય આહાર, ઔષધોપચાર તથા અન્ય સાધનોનો અભાવ અને સન્નિપાત જેવો રોગ એટલે મારા પિતાશ્રીના જીવનની આશા વ્યર્થ હોવાથી અમોએ તાર કરીને મારા બધુને જે દિવસે કલકત્તેથી બોલાવ્યો તે જ દિવસે મારા પૂજ્ય પિતાશ્રીએ રામનામના જાપને બદલે 'હાય બગાળી સમાજ, હાય ગરીબની કન્યાઓ અને કન્યાઓના દરિદ્ર પિતાઓ!' એ પ્રમાણેનો લવારો કરતા કરતા જ પોતાના પ્રાણને ત્યાગીને યમરાજના શરણનો સ્વીકાર કરી લીધો! જે થવાનુ હતુ તે થઇ ગયુ, પરતુ વળી પાછો મારા પિતાના શબને સ્મશાનમા લઈ જઇને અગ્નિસસ્કાર કરવાનો પ્રશ્ન અમારા સમક્ષ ભયંકર સ્વરૂપમા આવીને ઊભો રહ્યો, કારણ કે, અમારી જ્ઞાતિએ અમોને જ્ઞાતિથી બહિષ્કૃત કરેલા હોવાથી અમારા જ્ઞાતિબધુઓ મારા પિતાની સ્મશાનયાત્રામા આવીને અમારા સહાયક થવાની ઉદારતા દર્શાવે, એ સર્વથા અશક્ય હતુ અને તેટલામાટે અતે મારા માતુશ્રી, મારા બંધુ તથા અમો બન્ને બહેનોએ જ શબને સ્મશાનમા પહોંચાડવાનો નિશ્ચય કરી લીધો

"કલિયુગના હિંદુઓ અને તેમા પણ બ્રાહ્મણ, ક્ષત્રિય તથા વૈશ્ય જેવી ઉત્તમ જ્ઞાતિના હિંદુઓ પશુપક્ષીઓ પ્રતિ દયા દર્શાવીને પોતાના સમભાવને પ્રકાશમાં લાવવાનો નિરતર આડબર કર્યા કરે છે, પરતુ મનુષ્ય અને તેમા પણ પોતાના જ્ઞાતિબધુ અને ધર્મબધુ મનુષ્ય સાથેના પોતાના વિષમ ભાવ અથવા વૈરભાવને તેના મરી ગયા પછી પણ ત્યાગતા નથી અને તેના મૃત દેહને પણ

રખડાવવાની આવી રીતે ઘૃણાકારક ચેષ્ટા કરે છે, એ તેમના હિંન્દુત્વને શોભાવનારૂ વર્તન છે ખરૂ કે? અસ્તુ મારા પિતાએ રાત્રિનો એક પ્રહર વીત્યા પછી પ્રાણત્યાગ કર્યો હતો એટલે પ્રભાત પૂર્વે તો તેમની સ્મશાનયાત્રાની તૈયારી કરી શકાય તેમ હતુ જ નહિ, તેમ જ રડવાકૂટવામાટે કોઈ પણ આવેલુ ન હોવાથી પ્રભાતમાં સ્મશાનયાત્રાની તૈયારી કરવાની હતી, પરતુ ચિતા ખડકવાને જોઇતા કાષ્ઠ તથા કફની અને કફન જેટલા પૈસા પણ અમારા ઘરમાં ન હોતા. આ વિષયની ચર્ચા ચાલવા લાગી, પણ પરમાત્માની પ્રેરણાથી મારા બધુને તેના કલકત્તામાના આશ્રયદાતાએ પદર રૂપિયા આપેલા હોવાથી એ ચિંતાનો તો અત આવી ગયો પ્રભાતમાં મારો બધુ પ્રથમ સ્મશાનમા જઇને કાષ્ઠ આદિની વ્યવસ્થા કરી આવ્યો અને ત્યાર પછી લગભગ નવ સાડા નવ વાગે અમોએ શબને સ્મશાનમા લઇ જવામાટે ઉપાડ્યું અમારા ગામમા સ્ત્રીઓએ શબને સ્મશાનમા લઈ જવાનો આ પ્રસગ અશ્રુતપૂર્વ હોવાથી આ આશ્ચર્યકારિણી ઘટનાને જોવામાટે આખા ગામનાં સ્ત્રીપુરુષો માર્ગમા આવીને ઊભા હતા. છતા આશ્ચર્ય એ જ કે અમારા એ દુ ખમા ભાગ લેવાની અને અમારા સહાયક થવાની ઉદારતા કોઇએ પણ ન દર્શાવી અમો શબને સ્મશાનમા લઇ ગયા અને ત્યાં યથાવિધિ મારા પિતાશ્રીના મૃત દેહને અગ્નિસસ્કાર કરી રક્ષાને નદીના જળમાં પધરાવીને સાઝે છ વાગે પાછાં ઘેર આવ્યા અત્યાર સુધી તો મારા માતુશ્રીએ પોતાના હૃદયની દૃઢતાને અપૂર્વ સાહસથી અવિચળ રાખી હતી, પરતુ મારા પિતાના મૃત દેહને ભસ્મીભૂત કરીને ઘેર આવ્યા પછી મારા માતુશ્રીની કષ્ટસાધ્ય દૃઢતાનો દુર્ગ એકદમ ધસી પડ્યો અને મહર્ષિ જમદગ્નિના દેહાત સમયે તેમની પત્ની સતી સાધ્વી રેણુકાએ એકવીસ વાર છાતી કૂટીને જેવો કરુણોત્પાદક કલ્પાત કર્યો હતો, તેવો જ કલ્પાંત મારા માતુશ્રીએ આરભી દીધો અને તેમના મુખમાથી એવો અભિશાપ નીકળ્યો "આપણી જાતિના અને આપણા સમાજના જે નિર્દય મનુષ્યોએ આપણાપર અન્યાયયુક્ત અત્યાચાર કરીને આપણને જ્ઞાતિબહિષ્કાર આપ્યો છે અને જે જ્ઞાતિબહિષ્કારના પરિણામે વિદ્યાનિધિ જેવા મહાત્મા પુરુષના શબને અગ્નિદાહ આપવાનુ કાર્ય તેની પત્ની તથા તેની સુકુમારી કન્યાઓને કરવું પડયુ છે, તે નિર્દય જ્ઞાતિબધુઓ નિર્વંશ થજો અને પરમાત્મા તેમને સ્વર્ગસુખ તથા મોક્ષસુખથી સદાને માટે વચિત રાખજો, એવો આ નિરાધાર અબળાનો અભિશાપ છે અને તે અક્ષરશ સત્ય સિદ્ધ થવાનો છે।" મારા પિતાની ઉત્તરક્રિયા થઈ રહેતા જે શાહુકારને ત્યા માયાદેવીના લગ્નના સમયમાં મારા પિતાશ્રીએ ઘરનાં ખતપત્ર ગિરવી રાખીને રૂપિયા એક હજાર લીધા હતા, તે શાહુકારે કા તો રૂપિયા આપવાનો અને કા તો ઘર ખાલી કરીને તેને સોંપી દેવામાટેનો તકાજો કરવા માડયો ઘરની કીમત પદરસોની અકાતી હતી, એટલે તે શાહુકાર પાચસો રૂપિયાની રકમ આપે, તો ઘર તેને સોંપીને અમોએ કલકત્તામા જઇ ત્યા કોઇ ધનાઢય કુટુબોમા નોકરી કરીને જીવનને વીતાડવાનો નિર્ધાર કર્યો તે શાહુકારે પાચ સો રૂપિયા આપવાની હા પાડી, પણ ધીરેલા એક હજાર રૂપિયાના વ્યાજના રૂપિયા બસેં કાપી લઇને બાકીના ત્રણ સેં રૂપિયા જ અમારા હાથમા આપ્યા આ કાર્યની સમાપ્તિ થતા બીજે જ દિવસે અમારા વંશના લગભગ પાચ સો વર્ષના નિવાસસ્થાનને ત્યાગીને અમો કલકત્તા

જવામાટે રવાના થઇ ગયા મારા માતુશ્રીએ અને પદ્માવતીએ તો કલકત્તા જોયું જ ન હોતું અને મેં એક વાર મારા પિતાશ્રી સાથે જવાથી કલકત્તા જોયુ હતુ, એટલે માત્ર મારો બધુ જ કલકત્તાનો ભાવા હતો પ્રથમ તો કલકત્તામા જઇને અમો મારી ભગિની માયાદેવીની નણુદ શ્રીદેવીને ત્યાં જ ઊતર્યાં અને ત્યાર પછી અમોએ કોઇ એક સાધારણ જગ્યા ભાડે લઇને તેમા રહેવા જવાનો અમારો વિચાર શ્રીદેવી તથા તેના પતિને જણાવ્યો શ્રીદેવીનો પતિ બીજે દિવસે માસિક પાંચ રૂપિયાના ભાડાની એક કોટડી અમારા માટે ભાડે રાખી આવ્યો અને તેમા જોઇતા સરસામાનની વ્યવસ્થા કરીને ત્રીજે દિવસે અમો અમારી તે કોટડીમા રહેવામાટે ગયા. માયાદેવી પણ અમારી સાથે હોવાથી અમો ત્રણ બહેનો તથા મારા માતુશ્રી એ કોટડીમા રહેવા લાગ્યા અને મારો બધુ તો પૂર્વ પ્રમાણે પોતાના આશ્રયદાતાને ત્યાં રહેવામાટે ચાલ્યો ગયો, પરતુ તે નિત્ય એક વાર અમારી પાસે આવતો હતો અને અમને જોઇતી વસ્તુ લાવી આપતો હતો

"કલકત્તા નગર બે ભાગમાં વિભક્ત થયેલું છે અને તે બે ભાગો ઉત્તર ભાગ તથા દક્ષિણ ભાગના નામોથી ઓળખાય છે સર્ક્યુલર રોડથી પશ્ચિમ હુગલી નદી પર્યન્ત બેઠકખાનું, બહુ બાજાર સ્ટ્રીટ તથા લાલબાજાર સ્ટ્રીટ છે એટલે એ પશ્ચિમ ભાગથી દક્ષિણમા જે ભાગ છે તે દક્ષિણ ભાગ કહેવાય છે અને જે ભાગ ઉત્તરમા છે તે ઉત્તર ભાગ કહેવાય છે ઉત્તર ભાગમાં ડલ્હાઉસી સ્કવેરના પશ્ચિમોત્તર કારોબારી ભાગને બાદ કરતાં બાકીના સમસ્ત ભાગમા બહુધા હિન્દુસ્તાની લોકો જ રહે છે એ ભાગના માર્ગો વિશાળ ન હોવાથી થોડાંક સ્થાનોમાં જ ઉંચા મકાનો બાંધેલા છે અને બાકીની સમસ્ત ભૂમિમાં ગામડાના ઘરો જેવા સાધારણ પ્રકારનાં ઘરો જ જોવામા આવ્યા કરે છે ચિતપુર રોડ નામક રાજમાર્ગ એ ઉત્તર વિભાગમા જ આવેલો છે અને એ ચિતપુર રોડના મકાનોની પાછળની બાજૂએ આવેલા એક સકુચિત માર્ગ અથવા ગલીમાના એક સાધારણ બાંધણીના મકાનમા જ અમો રહેતા હતા અમારા ઘરની પાસેથી એક ગલી ચિતપુર રોડપર નીકળતી હતી અને તે ગલીના નાકાપર જ રામકિસનદાસ અને ગિરિધારીમલ્લની વિશાળ ધર્મશાળા આવેલી હતી કે જે હેરીસન રોડ (નવીન માર્ગ) અને ચિતપુર રોડના સંગમ પર્યન્ત લંબાયલી છે અને જેનો નબર ૧૬૫ છે. એ ધર્મશાળાના વિશાળ આગણામા ત્રણ ત્રણ મજલાનાં મકાનો બનાવેલા છે અને તેમાના ઓરડાઓમા રસોઈ બનાવવામાટેના ચોકા નથી, પણ તેમાટેની જૂદી ઓરડીઓ રાખવામા આવી છે અને પાયખાના, નળ તથા કૂવાની સગવડ પણ ઘણી જ સારી છે એ ઉપરાત કલકત્તામા એ ઉપર્યુક્ત ધર્મશાળાની પાસે જ હેરીસન રોડની દક્ષિણે રામદેવ બનિયા—વાણીઆ—ની એક નાની ત્રણ માળની ધર્મશાળા છે અને ત્રીજી ધર્મશાળા એ ઉભય ધર્મશાળાઓથી પશ્ચિમ—દક્ષિણ મલ્લિક સ્ટ્રીટના પૂર્વ ભાગમાં રાય સૂરજમલ બહાદુરની છે. એ ધર્મશાળાઓ પણ ત્રણ ત્રણ મજલાની છે અને સગવડમા પ્રથમ ધર્મશાળા જેવી જ છે એ બે ધર્મશાળાઓના નંબર અનુક્રમે ૧૫૦ અને ૫૪૩ છે એ સર્વ ધર્મશાળાઓમાં પ્રવાસીઓને ત્રણ દિવસ રહેવાની છૂટ છે અને જો કોઇ પ્રવાસીની વધારે દિવસ રહેવાની ઇચ્છા હોય, તો તેમાટે ધર્મશાળાના વ્યવસ્થાપકોની ખાસ પરવાનગી મેળવવી પડે છે કલકત્તામાંની હિન્દુ ધનાઢ્ય ગૃહસ્થોએ બંધાવેલી એ ધર્મશાળાઓનું

આટલું વર્ણન કરી સંભળાવવાનું કારણ એ છે કે કલકત્તામા નિવાસ કર્યાં પછી એ ધર્મશાળાઓમા આવીને વસતા પ્રવાસીઓની ઉદારતાથી કેટલાક દિવસ પર્યન્ત અમારો નિર્વાહ થતો રહ્યો હતો અને મારા મનમા ચચળતાનો ઉદ્ભવ પણ પ્રથમ એમાની એક રામકિસનદાસ તથા ગિરિધારીમલની ધર્મશાળામા જ થયો હતો

"કલકત્તામા આવ્યા પછી અત્યત શોક તથા દુખના આઘાતથી મારા માતુશ્રીની પ્રકૃતિ બગડવા લાગી અને પ્રથમ ઝીણો ઝીણો તાવ તથા ઉધરસ દેખાયા કેટલાક સાધારણ ઉપચારો કર્યાં, પણ રોગ ધીમે ધીમે મારા માતુશ્રીના શરીરમા ઘર કરતો ગયો અને બે મહિનામા તો ક્ષયરોગના સર્વ ચિહ્નો સ્પષ્ટ દેખાવા લાગ્યા આ બે માસમા અમારામાથી કોઇએ કાઇ પણ વ્યવસાય કરેલો ન હોવાથી, ઘરમા ચાર માણુસ ખાનાર હોવાથી અને મહિને વીસ પચીસ રૂપિયાનો મારા માતુશ્રીના ઔષધ આદિમા ખર્ચ થતો હોવાથી લગભગ સવા સોથી દોઢ સો રૂપિયા તો ખલાસ થઈ ચૂક્યા હતા અને બીજા બે મહિના જો એવી જ રીતે વીતી જાય તો બાકીની સો સવા સોની પુજી પણ તળિયાઝાટક થતા ભૂખે મરવાનો પ્રસગ આવે તેવો રગ સ્પષ્ટ દેખાતો હતો, ટુકમા હવે કોઇ પણ પ્રકારનો ધધો કરીને પાચ પૈસા પેદા કર્યાં વિના અમારો છૂટકો જ ન હોતો ત્યારે હવે ધધો શો કરવો, એ પ્રશ્ન આવીને ઊભો રહ્યો અમો અબળાઓ કોઇ ધનાઢ્ય ગૃહસ્થના ગૃહમા અનુચરા અથવા પરિચારિકા તરીકે રહેવા વિના બીજો શો ધધો કરી શકીએ તેમ હતુ ? અર્થાત્ માયાદેવી તથા પદ્માવતીએ મને ગૃહમા માતુશ્રીની સભાળમાટે રાખીને પોતે કોઇ ધનાઢ્ય ગૃહસ્થના ગૃહમા પરિચારિકા અથવા 'ઝિ' તરીકે રહેવાનો નિશ્ચય કર્યો અને તેઓ નોકરીની તપાસ કરવા લાગી એવામા બનાવ એવો બન્યો કે શેઠ રામકિસનદાસ તથા ગિરિધારીમલની ધર્મશાળામા નોકરી કરનારી અને અમારા પાડોશમા રહેતી કાયસ્થ જાતિની એક પ્રૌઢા સ્ત્રી હતી તે અચાનક માદી પડી ગઈ અને તેની એક તરુણ વિધવા પુત્રી હતી તે માતાની સારવારમા રહી એટલે ધર્મશાળામા બે ચાકરડીઓની જગ્યા જ્યા સુધી તે બાઈ માદી રહે ત્યા સુધીને માટે ખાલી પડી અમારો તે બાઈ સાથે સાધારણ પાડોશી તરીકેનો પરિચય થયેલો હોવાથી તેણે માયાદેવીને પોતાની પાસે બોલાવીને કહ્યુ કે 'તમો નોકરીની તપાસમા છો અને હુ માદી હોવાથી ધર્મશાળામાની મારી તથા મારી દીકરીની જગ્યા ખાલી છે હુ બે મહિના નોકરીપર ચઢવાની નથી એટલે જો તમારી ઇચ્છા હોય, તો તમો બન્ને બહેનો હાલ તરત ધર્મશાળામા નોકરી રહી જાઓ તમને દશ દશ રૂપિયાનો પગાર મળશે અને ધર્મશાળામા આવીને ઊતરનારા પ્રવાસીઓ પાસેથી પણ ઓછામા ઓછા મહિને પદર પદર રૂપિયાની તમને પ્રાપ્તિ થતી રહેશે એટલે મહિને પચાસની આવક તો થવાની જ બે મહિના પછી હું જ તમને બીજી સારી નોકરી શોધી આપીશ કેમ છે વિચાર ?'

'ધર્મશાળામા કાર્ય શું કરવાનું હોય છે વારુ ?' મારી ભગિની માયાદેવીએ અમુક ઉદ્દેશપૂર્વક પૂછ્યુ

'આખી ધર્મશાળાને વાળી ઝાડીને સાફ રાખવી, ધર્મશાળાના રક્ષકને પાણીના બે બેડા ભરી આપવા, તેના વાસણ ઉટકી આપવા, ફાનૂસમાં તેલ

ભરીને ફાનૂસને તૈયાર રાખવા અને જે ઓરડામા પ્રવાસીઓ ઉતરેલા હોય તે ઓરડામા ફાનૂસ મૂકી આવવુ, જો પ્રવાસીને અગત્ય પડે તો તેને પણ પાણી ભરીને લાવી આપવુ અને એવુ જ કાંઈ વસ્તુ વગેરે લાવવાનુ કામ હોય તો કરી આપવું એ ઉપરાત બીજું કાંઈ કામ હોતુ નથી માત્ર મુશ્કેલી એક જ છે અને તે એ કે બેમાથી એક જણીને રાતે પણ ધર્મશાળામા જ રહેવુ પડે છે, કારણ કે, પ્રવાસીઓ રાત્રિના સમયમા પણ આવે છે એટલે તેમને રાત્રે પણ સગવડ કરી આપવી પડે છે જો એક જણીને ત્યા રાત્રે રહેવામા વાધો ન હોય, તો ત્યાં જૂદી ઓરડી તમને સૂવા બેસવામાટે મળશે જો તમારી હા હોય, તો આવતી કાલે જ તમો બન્ને બહેનો નોકરીપર ચઢી જાઓ, તેવો પ્રબધ હુ કરી આપવાને તૈયાર છુ' તે બાઇએ કામકાજની વિગત કહી સભળાવી

"અમારી તાત્કાલિક પરિસ્થિતિનો વિચાર કરીને માયાદેવીએ તે બાઇના પ્રસ્તાવનો સ્વીકાર કરી લીધો તે બાઇએ ધર્મશાળાના રક્ષકને પોતા પાસે બોલાવ્યો અને માયાદેવી તથા પદ્માવતીની નોકરીની વાત નક્કી થઇ ગઇ વળતે દિવસે તેઓ નોકરીપર ચઢી ગઈ.

"મારાથી મોટી મારી બન્ને બહેનોએ નોકરીમા દાખલ થયા પછી એવો નિયમ બાધી લીધો કે, એક દિવસ માયાદેવી દિવસના સમયમા નોકરી કરવાને જાય અને પદ્માવતી રાત્રિના સમયમા નોકરીમાટે ધર્મશાળામા રહે, અને બીજે દિવસે પદ્માવતી દિવસે નોકરી કરી આવીને રાત્રે ઘરમા રહે એટલે રાત્રિના સમયમા માયાદેવી ધર્મશાળામા નિવાસ કરે, એ સાથે બીજો એવો નિયમ પણ કરવામા આવ્યો કે માયાદેવી અથવા પદ્માવતી જે કોઇ પણ જ્યારે રાત્રિના સમયમા ધર્મશાળામા રહેવાની હોય, ત્યારે તેણે મને પોતાની સાથે રાખવી કે જેથી ત્યા તેને એકલા રહેવુ ન પડે અને રાત્રિના એકાત સમયમા કામ ઓછુ હોવાથી જો ઉંઘ ન આવે, તો બે કલાક વાર્તાલાપમા પણ વીતાડી શકાય, તેમ જ જો ઓરડીમા બે જણી હોય, તો કોઇ આલતૂફાલતૂ પુરુષ કુદૃષ્ટિથી તેમની ઓરડીમા પેસવાની હિમ્મત ન કરી શકે એ વળી મને રાત્રિના સમયમા ધર્મશાળામા રાખવાનો મારી બહેનોનો એક બીજો વિશિષ્ટ ઉદ્દેશ હતો

"ધર્મશાળાનો રક્ષક ધર્મશાળામા પોતાના કુટુબ સહિત વસતો હતો તે જાતિનો કાન્યકુબ્જ બ્રાહ્મણ હતો અને લખનૌ તરફનો નિવાસી હતો, એટલે તેની જન્મભાષા હિન્દુસ્તાની હતી, તો પણ બગાળાના રાજનગર કલકત્તામા ઘણા વર્ષોથી તે વસતો હોવાથી બગાળી ભાષા સારી રીતે સમજી શકતો હતો તથા બોલી પણ શકતો હતો તેનુ વય ચાળીસ કે બેતાળીસ વર્ષનું હતુ, તેનુ નામ શિવસહાય હતુ અને તેના કુટુમ્બમા તેની ત્રીસ વર્ષના વયની જાનકી નામની સ્ત્રી અને તેની આઠેક વર્ષના વયની એક કન્યા મળીને કુલ ત્રણ મનુષ્યો જ હતા શિવસહાય તથા તેની પત્ની બન્ને માણસ બોલવાચાલવામા ઘણા જ મીઠડા, લટૂડાપટૂડા અને નમ્ર હોવાથી ધર્મશાળાનાં નોકરો તેમ જ ધર્મશાળામા આવનાર પ્રવાસીઓ તેમનાથી કદાપિ અપ્રસન્ન થતા ન હોતાં અને મધુરભાષિતાના ગુણના પરિણામે માસિક વીસ રૂપિયાના પગાર ઉપરાત પ્રવાસીઓ પાસેથી તેને મહિને પચાસ સાઠ રૂપિયાની બીજી પણ ચાલૂ આવક થયા કરતી હતી માણસને ઓળખવાની શિવસહાયમા અદ્‌ભુત શક્તિ

હોવાથી તે પ્રવાસી જેવા પ્રકારનો હોય તેવા જ પ્રકારથી તેની સાથે વર્તતો હતો અને કોઇ જમીનદાર, ધનાઢ્ય અથવા પદવીધર પ્રવાસી આવ્યો હોય, તો તેની આજ્ઞા થતા ભડવાઇનો ધધો કરવાને પણ તે તૈયાર થઇ જતો હતો અને એવા વિલાસી પુરુષો પાસેથી તો વળી તેને ઘણી જ સારી કમાણી થતી હતી તેનો આ ભેદ પછીથી અમારા જાણવામા આવ્યો હતો, પરન્તુ પ્રારંભમા તેનો આ ભેદ અમારા જાણવામા ન હોવાથી તેના અમારી સાથેના સદ્વર્તન તથા સદ્વ્યવહારથી અમો ત્રણે બહેનો તેને એક બહુ જ ઉત્તમ સ્વભાવના અને કુલીન પુરુષ તરીકે જ માનતી હતી અને તેને પ્રારભમા કોઈ પણ બહુ જ સભ્ય ગૃહસ્થ ધારી લે એ સર્વથા સ્વાભાવિક હતું

“મારી બન્ને બહેનો—માયાદેવી અને પદ્માવતી—અનુક્રમે પૂર્ણયૌવના તથા નવયૌવના હોવા સાથે રૂપ તથા લાવણ્યમા રભા તથા ઉર્વશીની સ્પર્ધા કરી શકે તેવી હોવાથી તેમ જ કાર્ય કરવામા પણ ચપળ તથા બુદ્ધિમતી હોવાથી ધર્મશાળાના રક્ષક શિવસહાયને તેમ જ પ્રવાસી જનોને એટલી બધી પ્રિય થઈ પડી કે પ્રારભના પદર દિવસમા જ કેવળ પ્રવાસી જનો પાસેથી ઇનામ તરીકે પચાસ રૂપિયા જેટલી રકમ તેમણે મેળવી લીધી અને બીજા પદર દિવસમા ત્રીસ રૂપિયા આવ્યા એટલે એકદર એંસી રૂપિયા ઇનામના અને વીસ રૂપિયા પગારના મળીને પ્રથમ માસમા જ સો રૂપિયાની આવક થઇ પરતુ મહિનો પૂરો થતા જ મારા રુગ્ણ માતુશ્રીનો સ્વર્ગવાસ થયો અને તેમની ઉત્તરક્રિયા આદિમા બે સો રૂપિયાની રકમ ખર્ચાઇ ગઇ માતા અને પિતા ઉભયનો પરલોકવાસ થવાથી જો કે અમો ત્રણે સહોદરાઓના શોકનો અવધિ થયો હતો, પરતુ મૃત્યુને અટકાવવાનુ સામર્થ્ય મનુષ્યમા ન હોવાથી અને મરણ શરીરધારીની પ્રકૃતિ હોવાથી શોક કરવો વ્યર્થ હતો ધર્મશાળાની નોકરીમાથી સારી આવક હોવાથી ભૂખે મરવાની ભીતિ અમારા હૃદયમા ન હોતી અને એથી અમારા શોકમા અમને એક પ્રકારનુ પરમેશ્વરે જ સાત્વન આપ્યુ હતુ, એમ જ અમો માનતા હતા બીજા માસમા પણ ધર્મશાળાની નોકરીથી અમને સો રૂપિયાની આવક થઈ, પરતુ બીજો જાણવા યોગ્ય બનાવ કાઇ પણ ન બન્યો. બે મહિના પૂરા થતા એક વિલક્ષણ ઘટના બની અને તેણે મારી ભગિની પદ્માવતીના જીવનમા વિલક્ષણ પરિવર્તન કરી નાખ્યુ તે ઘટના આ હતી –

## પ્રકરણ ૯ મું

### કાંચનમાલાની કર્મકથા (ચાલૂ)-૪. પદ્માવતીની વેશ્યાવૃત્તિ

“અમારી ધર્મશાળામા ગુજરાત તરફનો એક બાવો આવીને ઊતર્યો હતો અને તે આઠ દિવસ કલકત્તામા રહેવાનો હતો તે નામનો બાવો એટલે કે સાધુ હતો, એટલુ જ માફ, કારણ કે, ખરી રીતે તો તે સારા ધનાઢ્ય ગૃહસ્થને પણ શર્માવે તેવા વિલાસ તથા આડબરમા રહેતો હતો અને પોતાના મગજમા રાવણ કરતા પણ વધારે અભિમાનનો મદ રાખતો હતો તે બાવાનું નામ વ્યકટાદ્રિ હતુ, તેની અવસ્થા લગભગ બત્રીસથી તેંત્રીસ વર્ષની હતી શરીરે તે હૃષ્ટપુષ્ટ તથા ઘઉંલા વર્ણનો હતો, અને શુઝ, મોજા, રેશમી કિનારનુ ધોતિયુ,

અંગ્રખાં, ખમીસ, જેકેટ, પારસી ફૅશનનો લાંબો અલ્પાકાનો કોટ, ખેસ અને જરીનો ભરેલો ફેંટો એ તેનો વેશ હતો તેની સાથે ચાર તરુણી સ્ત્રીઓ હતી, બે નોકર હતા અને સામાન પણ એક મોટું ગાડું ભરાય તેટલો હતો જ્યારે તે પ્રથમ ધર્મશાળામા આવ્યો ત્યારે તો અમોએ તેને કોઈ ધનાઢ્ય વ્યાપારી જ ધારી લીધો હતો અને પછી જ અમારા જાણવામા આવ્યુ હતુ કે તે કોઈ ધનાઢ્ય વ્યાપારી નહિ, પણ ધનાઢ્ય બાવો હતો, અને તેના ગામમા તેનું એક મદિર હતુ તેમા સારી આવક થતી હોવાથી તેમજ જમીન તથા મકાનોનાં ભાડા સારા પ્રમાણમા આવતા હોવાથી તે ધનાઢ્ય હોય એ સ્વાભાવિક જ હતુ, પરતુ તેની અત્યત ધનાઢ્યતાનુ એક બીજું ગુપ્ત કારણ હતું, અને તે બહુ મોડું અમારા જાણવામા આવ્યું હતુ. તે કારણનો મારી કર્મકથાના હવે પછીના ભાગમા પોતાની મેળે જ યોગ્ય સ્ફોટ થવાનો હોવાથી અહીં તેના ભિન્ન વિવેચનની આવશ્યકતા નથી

"સસારવિલાસી સાધુ વ્યકટાદ્રિ પૈસાને કાકરા પ્રમાણે ઉડાવનારો, ઉદાર, હાથનો છૂટો અને પોતાની વાચાળતાથી જ સર્વને વશ કરી લેવાનુ સામર્થ્ય ધરાવનારો હોવાથી ધર્મશાળાનો વ્યવસ્થાપક તેનો દાસાનુદાસ થઇ ગયેલો દેખાતો હતો આગળ પણ વ્યકટાદ્રિ બે ત્રણ વાર કલકત્તામા આવીને એ ધર્મશાળામાં રહી ગયેલો હોવાથી તે રક્ષક તેના સ્વભાવને સારી રીતે જાણતો હતો અને તેથી તેણે તેને ઊતારો પણ ઠેઠ ઉપરના માળપર એવા તો એકાત ભાગમાના બે ઓરડામા આપ્યો હતો કે જ્યા ભાગ્યે જ બીજા કોઇ સાધારણ પ્રવાસી અથવા યાત્રાળુને ઊતારો આપવામા આવતો હતો વ્યકટાદ્રિ જો કે આઠ દિવસ જ ધર્મશાળાંમાં રહેવાનો હતો, તો પણ તેણે પોતાના શયનમાટે એક ઉત્તમ પલગ, મોટા ગાદલા, આરામકુરસી, ટેબલ, બીજી કુરસીઓ અને સુખવિલાસની એવી કેટલીક અન્ય વસ્તુઓ ભાડાથી મગાવી લીધી હતી અને આઠ દિવસને માટે પોતાનુ એક નવુ ઘર વસાવી લીધુ હતું એક વિશાળ ઓરડાને તેણે પોતાનુ શયનમદિર બનાવ્યું હતું અને બીજા ઓરડામા તેની સાથે આવેલી ચાર તરુણી સ્ત્રીઓનો નિવાસ હતો તેના નોકરો બહારના ભાગમાં સૂઇ રહેતા હતા અને રસોડું જુદુ હોવાથી રાધવાનું કાર્ય ઓરડામાં કરવાનું ન હોતુ અને તેથી આવશ્યકતા વિના નોકરોને પણ બન્ને ઓરડામાં આવવાની મનાઇ હતી બન્ને ઓરડાની વચ્ચે એક દ્વાર હતું અને તેથી જો દ્વારને ઉઘાડી નાખવામા આવે તો એક ઓરડામાનાં મનુષ્યોથી બીજા ઓરડામાં જઇ આવી શકાય તેમ હતુ, એ વિષે વિશેષ કહેવાની આવશ્યકતા નથી. વ્યકટાદ્રિ જે બે ઓરડામા ઊતર્યો હતો તે બન્ને ઓરડાને વાળીઝાડીને સાફ રાખવાનુ અને પાણી ભરી લાવવાનું કાર્ય મને તથા મારી ભગિની પદ્માવતીને સોંપવામા આવ્યુ હતુ અને તેથી જ્યારથી એ નામમાત્રના સાધુ મહાશયની ધર્મશાળામા પધરામણી થઈ હતી ત્યારથી જ તેના નિવાસસ્થાનમા અમારાં ચરણોનો પ્રવેશ હતો અને એ સમાગમના પરિણામે જ મારી ભગિનીના જીવનમા એક પ્રકારનું અકલ્પનીય પરિવર્તન થયુ હતું, પરંતુ મારી ભગિનીના જીવનમા થયેલા એ પરિવર્તનના પ્રસગને વર્ણવવા પૂર્વે વ્યકટાદ્રિની સાથે જે ચાર તરુણીઓ આવેલી હતી તેમનો તમને હું કિંચિત્ પરિચય કરાવવા ઇચ્છું

છુ, કારણ કે, મારી ભગિનીના જીવનનુ પરિવર્તન કરનારી એ ચાર તરુણીઓ જ હતી અને તેથી તેમના પરિચયની પણ આવશ્યક્તા છે

"એ ચાર તરુણીઓમાની જે સર્વથી મોટી અબળા હતી તેની અવસ્થા છવીસથી સત્તાવીસ વર્ષની હોવી જોઇએ એવુ સાધારણ અનુમાન કરી શકાતુ હતુ અને તેનુ નામ ચચળા હતુ ચચળા એક ગૌરવર્ણ અને સર્વાંગસુંદરી મનોહારિણી લલના હોવા છતા દુર્ભાગ્યવશાત્ ચૌદ વર્ષની અવસ્થામા જ વિધવા થવાથી અને ત્યાર પછી બે વર્ષે વ્યકટાદ્રિના સમાગમમા આવવાથી આડે માર્ગે ઊતરી ગઇ હતી અને અને પોતાની વિકારલાલસાને તૃપ્ત કરવામાટે પોતાની જાતને, પોતાના સાસરિયાને તથા પોતાના માતાપિતાને ત્યજી ખુલ્લી રીતે વ્યકટાદ્રિ બાવાના મદિરમા સાધુડી તરીકે રહેવા લાગી હતી બહારથી તો સસારને ત્યાગીને સાધ્વી થવાનો દભ તેણે દેખાડયો હતો, પરતુ અદરખાનેથી તો સસારને ત્યાગીને તે નરકની ગર્તામા જ પડી હતી. એક વાર શીયળનો ભગ થતા સતીત્વની મહત્તા તેના હૃદયમાથી નીકળી ગઈ હતી અને તેથી વ્યકટાદ્રિના અખાડામા રહીને તે એક ગુપ્ત વેશ્યા તરીકેનુ જીવન વીતાડતી હતી એમ કહેવામા લેશમાત્ર પણ અતિશયોક્તિનો સભવ નથી

"બીજી નવયૌવનાની અવસ્થા લગભગ ત્રેવીસ વર્ષની હતી અને તેનું નામ તેની ફોઇએ તો ગમે તે પાડ્યુ હોય, પણ વ્યકટાદ્રિ તથા તેની ત્રણ સખીઓ તો તેનો રગ કિંચિત્ શ્યામ હોવાથી તેને મેઘમાલિનીના નામથી જ બોલાવતા હતા મેઘમાલિનીના શરીરનો રગ જો કે કિંચિત્ શ્યામ હતો, પરતુ તેના શરીરના સર્વ અવયવો એવા તો ઘાટીલા, પુષ્ટ અને મનોહર હતા કે તે અવયવોની સમતોલતાના યોગે અનેક ગૌરવર્ણ નવયૌવનાઓ કરતા તેનું સૌન્દર્ય અધિક આકર્ષક થઈ પડતું હતુ, અને તેમા પણ તેનો નિતબ પર્યન્ત વિસ્તરતો લબ અને કૃષ્ણ કેશકલાપ તથા તેના ચાચલ્યપરિપૂર્ણ નેત્રો, એ બે વસ્તુઓ તો કામિજનોના હૃદયોને વીંધી નાખવામાટે કામદેવના બાણનુ જ કાર્ય કરતા હતા મેઘમાલિનીના વાર્તાલાપ કરતી વેળાના હાવભાવો, તેની ભ્રૂભગિમા થતા વિકારો, તેની વાણીમા વસેલુ માધુર્ય અને તેની ચાલવાની છટાને જોઇને જો કોઇ સહૃદય પુરુષ તેનામા મુગ્ધ ન થાય, તો તે અવશ્ય કોઇ સત્ય ત્યાગી પુરુષ હોવો જોઇએ, એમ જ મારે કહેવુ પડે છે મેઘમાલિની ગુજરાતીઓના સહવાસમા ઘણા કાળથી રહેતી હોવાથી ગુજરાતી ભાષા સારી રીતે બોલી શકતી હતી, પરતુ મૂળ તે ઉત્તરહિન્દુસ્થાનની નિવાસિની અને કાન્યકુબ્જ બ્રાહ્મણ જાતિની અબળા હોવાથી હિન્દી ભાષા પણ તે અત્યત ઉત્તમતાથી બોલતી હતી મેઘમાલિની સુશિક્ષિતા હોવા સાથે સગીત વિદ્યા તથા સિતાર વગાડવાનુ પણ સારૂ જ્ઞાન ધરાવતી હતી અને વ્યકટાદ્રિની એક સન્માનિતા સેવિકા અથવા પ્રિયતમાની પદવી તેણે પોતાના એ ગુણોના પરિણામે જ મેળવી હતી, એમ તેના પોતાના મુખથી જ અમારા સાભળવામા આવ્યુ હતું. ધર્મશાળામા તે રાત્રિના સમયમા થોડીક વાર સિતાર વગાડી પોતાના વીણાવિનિન્દિત સ્વરવડે સગીતનો આલાપ કરીને વ્યકટાદ્રિના મનને રીઝવતી હતી અને તેથી તેની એ સગીતકળાનો અમને પણ સાક્ષાત્કાર થયો હતો મેઘમાલિની બ્રાહ્મણકન્યા અને બ્રાહ્મણકુલવધૂ હોવા છતા અત્યત વિષયલપટા હોવાથી પરપુરુષા

પછી તરત જ વ્યભિચારિણી થઈ ગઇ હતી અને તેના એ દુરાચારના પરિણામે તેના પતિએ તેને પોતાના ગૃહમાથી કાઢી મૂકેલી હોવાથી તે વિદેશમા ભ્રમણ કરી કોઇ વાર પોતાની સગીતવિદ્યાના બળથી તો કોઇ વાર વ્યભિચારથી પોતાનો ઉદર નિર્વાહ ચલાવ્યા કરતી હતી તે ફરતી ફરતી એક વાર ગુજરાતના એક મોટા નગરમા જઇ ચડી અને વ્યકટાદ્રિના મદિરમા જઇને પોતાના મધુર કઠથી ભજન ગાવાનો તેણે આરભ કરી દીધો તેના ઉત્તમ સગીત અને તેના ઉછળતા યૌવનને જોતા જ યૌવનકુસુમના રસનો લોભી ભ્રમર વ્યકટાદ્રિ તેનામા મોહ્યો અને તેને પોતાના મદિરમા જ રહેવાનો પ્રબધ કરી આપ્યો તે દિવસથી મેઘમાલિ-ની વ્યકટાદ્રિના આશ્રમમા રહેવા લાગી જે વેળાયે તેની સાથે અમારો પ્રથમ પરિચય થયો તે વેળાયે વ્યકટાદ્રિ સાથે રહ્યાને તેને લગભગ ૭ વર્ષ થવા આવ્યા હતાં વ્યકટાદ્રિ સાથે રહ્યા પછી તેનો કાઇ એકલા વ્યંકટાદ્રિના પ્રેમપર જ આધાર ન હોતો, કિન્તુ તે અનેક પ્રેમિજનોના પ્રેમનો આસ્વાદ લીધા કરતી હતી અને વ્યકટાદ્રિનો એમાટે કશો વાધો પણ ન હોતો, પુરુષ અનેક સ્ત્રીઓ પરણે, રાખે તો સ્ત્રીઓને પણ તેવી છૂટ, સ્વતત્રતા શામાટે જીવતે ધણીએ કે મૂવે ધણીએ હોવી ન જોઇએ, એ મુગ્ધ મત્રના નિત્ય શ્રવણથી એ મત્રના જાપને જપવામા જ તે પોતાના જીવનની ઇતિકર્તવ્યતા માનનારી હતી એથી વ્યકટાદ્રિને ધનનો સારો લાભ થતો હતો અને મેઘમાલિનીનો પ્રેમસમાગમ તો વ્યાજમા જ મળી શકતો હતો

"ત્રીજી યુવતીનું વય એકવીસ વર્ષથી વધારે નહિ કિન્તુ કાઇક ઓછું જ હતું અને તેનું નામ માલતી હતુ માલતી પણ એક પૂર્ણયૌવના તથા રૂપસુદરી સ્ત્રી હતી અને સ્ત્રીજાતિની અલકારસ્વરૂપા લજ્જાનો તેના નયનોમા સપૂર્ણ નિવાસ હતો તેના વર્તન, તેના વિચાર અને તેના ગાભીર્યને જોતા વ્યભિચાર તથા વિષયલપટતાને તે હૃદયપૂર્વક ધિક્કારતી હોવી જોઇએ એમ સ્પષ્ટ દેખાઈ આવતુ હતુ પરંતુ બાલ્યાવસ્થામાં જ વૈધવ્યની પ્રાપ્તિ થવાથી, કોઈ આપ્તગોત્ર કે બધુજનની સહાયતા ન મળવાથી અને તે નિરાધાર અવસ્થામા વ્યંકટાદ્રિએ તેને પોતાના ગૃહમાં આશ્રય આપવાથી તેના તે સમયના ઉપકારને સ્મરીને તે પોતાની અનિચ્છા છતા પણ વ્યકટાદ્રિની ઇચ્છા અનુસાર ભ્રષ્ટતાના માર્ગમા વિચરતી હતી અને વ્યકટાદ્રિને માલતીના યોગે ધનની સારી કમાણી થયા કરતી હતી

"ચતુર્થ નારીને બાળા મટીને યુવતી થયાને થોડો જ વખત થયો હતો; એટલે કે તેને સત્તરમુ વર્ષ ચાલતુ હતુ એ સપ્તદશવર્ષીયા નવયૌવનાના મૂળ નામની કોઇને કશી ખબર જ ન હોતી, કારણ કે, બાલિકાઓને ચોરીને લઈ જનારી મકરાણી જાતિના એક સ્ત્રીપુરુષ પાસેથી કેવળ ૪૦૦ રૂપિયાની કીમતે એ બાલિકાને જ્યારે તે સાત વર્ષના વયની હતી ત્યારે વ્યકટાદ્રિએ વેચાતી લીધી હતી અને તેનું નામ મદિરાક્ષી રાખ્યુ હતું મદિરાક્ષી મૂળ ક્યા દેશની નિવાસિની અને કઈ જાતિમાં ઉત્પન્ન થયેલી હતી એ જો કે કોઈ પણ જાણતુ ન હોતું, તો પણ તેના સૌન્દર્ય, તેની કાંતિ, તેની સભ્યતા અને તેની વાણીથી અવશ્ય તે કોઈ ઉચ્ચ જાતિની અને ઉચ્ચ કુળની કન્યા હોવી જોઇએ એવું સાધારણ અનુમાન કરી શકાતું હતું. તે લોકોની દૃષ્ટિમા તો જો કે અદ્યાપિ કુમારિકા જ હતી; પરંતુ

ચૌદ વર્ષની અવસ્થામાં વ્યકટાદ્રિના હસ્તથી તેના કૌમારભગનુ મગળાચરણ થયા પછી તે પણ વ્યભિચારના માર્ગમા આગળ વધેલી હતી અને વ્યકટાદ્રિના ધન-ભંડારને વધારે ભરવાનું એક સાધન થઈ પડી હતી, એ નવીનતાથી કહેવાની આવશ્યકતા હોય, એવી મારી માન્યતા નથી

“આવી રીતે વ્યકટાદ્રિ સાધુ પણ ન હોતો અને પ્રતિષ્ઠિત ગૃહસ્થ પણ ન હોતો; કિંતુ ગુજરાતના એક સારા અને મોટા નગરમાં મદિરના નામથી વ્યભિચારના વ્યવસાયને ચલાવનાર એક ભયાનક ‘પિમ્પ’ અથવા સ્ત્રીઓનો દલાલ હતો અને પોતાની માલિકીની સ્ત્રીઓ ઉપરાત પોતાના મંદિરમા દેવદર્શનમાટે આવતી જતી અન્ય સારાં અને પ્રતિષ્ઠિત કુટુંબોની નવયૌવના કુમારી કન્યાઓ તથા કુલવધૂઓને જો તેમની વ્યભિચારના માર્ગમા ગમન કરવાની ઇચ્છા હોય તો પોતાના ગૃહમાં તેમની વિકારવાલસાને પૂર્ણ કરવાના સાધનો તે મેળવી આપતો હતો અને બહારથી ધર્મિષ્ઠમાં ખપતા પણ અતરથી વિલાસી જનો પાસેથી મોઢે માગ્યાં નાણાં ઓકાવતો હતો તેની પાસે પૈસાનું પૂરૂ બળ હોવાથી સત્તાધારીઓની સત્તાને પણ તે તૃણ સમાન માનતો હતો અને કેટલાક સારા સારા ગૃહસ્થો તેના હાથ તળે એક કે બીજી રીતે દબાયલા હોવાથી તેઓ પણ તેના અપરાધને પ્રકાશમાં લાવતા અચકાતા હતા અને આખ આડા કાન કરી જતા હતા પરંતુ તે વેળાયે અમને વ્યકટાદ્રિના આ ભેદની ખબર ન હોવાથી એક સાધુરાજને એક ગૃહસ્થના વેષમા અને ચાર ચાર યુવતીઓના સમાગમમા રહેતો જોઇને અમો ઉભય ભગિનીઓને વારવાર આશ્ચર્ય થયા કરતું હતું

“વ્યંકટાદ્રિએ પ્રથમ દિવસથી જ અમારા પ્રતિ કૃપાભાવ દર્શાવવા માડ્યો હતો અને તે એટલે સૂધી કે અમને રોજ તે અમારા પરિશ્રમના બદલામા બે રૂપિયા આપતો હતો. પ્રથમના બે દિવસ તો અમો અમારૂ કામ કરીને ચાલી જતી હતી અને તે જે રૂપિયા આપતો હતો તે લઈ લેતી હતી એવી રીતે કોઈ પણ પ્રકારની જાણવા યોગ્ય ઘટના વિના જ તે બે દિવસ તો વીતી ગયા. ત્રીજા દિવસની સંધ્યાની વેળાયે હું અને મારી ભગિની પાણી ભરી આવીને જવામાટે તૈયાર થઈ તે; વેળાયે વ્યકટાદ્રિ પોતાના ઓરડામા એક ઈજીચેરમા એક નવલકથા વાચતો પડ્યો હતો અમોએ તેની પાસે જઇને કહ્યું ‘મહારાજ, અમારૂં કામ પૂરૂં થયુ છે એટલે જો બીજું કાઈ કામ ન હોય તો અમો હવે જવાની રજા માગીએ છીએ’ બે દિવસ સૂધી તો અમો જ્યારે આવી રીતે રજા માગવા જતી ત્યારે તે અમોને બે રૂપિયા આપીને તત્કાળ વિદાય કરી દેતો હતો, પરંતુ આજે તેમ ન કરતા પોતાના હાથમાની નવલકથાને ટેબલપર રાખીને તેણે મારી ભગિની પદ્માવતી સાથે નીચે પ્રમાણેના વાર્તાલાપનો આરભ કરતા મંગળાચરણ આ પ્રમાણે કર્યું —

‘પદ્માવતી! તમો રાત્રિના સમયમા પણ ધર્મશાળામાં જ રહો છો એ વાર્તા તો આજે મારા જાણવામા આવી શું તમારા ઘરબાર નથી?’

‘ઘર તો છે; પણ આ પાપી પેટના ખાડાને પૂરવામાટે આ ધર્મશાળાની નોકરી કરવી પડે છે અને તે કારણથી રાતે પણ અમારે અહીં એક ઓરડીમાં પડી રહેવું પડે છે કોઈ વાર રાતે હું અહીં રહું છું અને કોઈ વાર મારા મોટાં

બહેન માયાદેવી અહીં રહે છે અને એકલા ન પડીએ એટલામાટે અમારામાંની જે કોઈ પણ મોટી બહેન રાતે અહીં રહેવાની હોય તે આ અમારી સૌથી નાની બહેન કાંચનમાળાને, એ ધર્મશાળાની અનુચરા ન હોવા છતાં, પોતાની સગવડમાટે પોતાની સાથે જ રાખે છે. આપ જેવા કોઈ સારા ઉદાર પુરુષો આવી જાય છે તો વળી પાંચ પૈસા મળી જાય છે અને તેથી અમારો નિર્વાહ નિશ્ચિન્તતાપૂર્વક ચાલ્યા કરે છે.' મારી ભગિની પદ્માવતીએ અમારી પરિસ્થિતિને દર્શાવનારૂ ઉત્તર આપ્યું

'પદ્માવતી, તમારો લગ્નસંબંધ કોઈ પુરુષ સાથે થયો છે કે નહિ?' વ્યંકટાદ્રિએ ગંભીરતાથી પૂછ્યું.

'જી નહિ, હું અદ્યાપિ કુમારિકા જ છું અને આ અવતારમા કોઈ પુરુષ સાથે મારો લગ્નસંબંધ થવાની સંભાવના ન હોવાથી હું આજન્મ કુમારિકા જ રહેવાની છું, માત્ર એટલું જ નહિ, પણ મારી આ ભગિની કાંચનમાલાના ભાગ્યમાં પણ એવી જ રીતે આજન્મ બ્રહ્મચારિણી કુમારિકા રહેવાનો જ યોગ લખાયલો છે' પદ્માવતીએ પોતાની મુખમુદ્રામા મલિનતા દર્શાવીને એક દીર્ઘ નિઃશ્વાસપૂર્વક આ પ્રમાણેના શબ્દો ઉચ્ચાર્યા

'તમારા આ ઉત્તરના શ્રવણથી મને અતિશય આશ્ચર્ય થાય છે. એક બ્રાહ્મણકન્યા આટલા વયમા પણ કુમારિકા હોય અને આજન્મ કુમારિકા રહેવાનું જણાવે, એ કાંઈ જેવા તેવા આશ્ચર્યનો વિષય તો ન જ કહી શકાય. હું, પણ તમો પોતાની ઇચ્છાથી જ કુમારિકા રહ્યા છો અને બ્રહ્મચર્યમા જ જીવન વીતાડવા માગો છો કે અન્ય કોઈ કારણથી તમારે આ માર્ગનું અવલંબન કરવું પડ્યું છે, એ જો હરકત ન હોય તો જણાવશો? કારણ કે, આ ધર્મશાળાના રક્ષકના મુખથી તમારો કેટલોક વૃત્તાંત મારા સાભળવામા આવ્યો છે અને તેથી સ્વાભાવિક જ તમારા માટે મારૂ કોમળ હૃદય અનુકંપિત થયા કરે છે' વ્યંકટાદ્રિએ અત્યંત મૃદુ શબ્દોથી પોતાની અનુકંપા અથવા સહાનુભૂતિને વ્યક્ત કરી બતાવી.

'મારી સહોદરા પદ્માવતીએ લજ્જાથી પોતાના નેત્રોને નીચા ઢાળીને ઉત્તર આપતા કહેવા માંડ્યું કે "મહાશય, યથાસમય સ્ત્રી કિંવા પુરુષ સર્વના મનમાં અમુક પ્રકારના લગ્નસંબંધી વિચારોનો ઉદ્ભવ તો થાય છે જ, પરંતુ કેટલાકોને તે વિકારતૃપ્તિના લગ્નરૂપ સાધનની યથાસમય પ્રાપ્તિ થઈ જાય છે અને કેટલાક સ્ત્રીપુરુષ એવા દુર્ભાગી હોય છે કે તેમને મરણ પર્યંત 'લગ્ન'ની આશા રાખવાનો અધિકાર પ્રાપ્ત નથી થતો અને તેથી તેમને ઇચ્છાપૂર્વક કે બળાત્કારે પણ પોતાનું સમસ્ત જીવન બ્રહ્મચર્ય, મન સંયમ અથવા કૌમારમાં જ વીતાડી દેવું પડે છે. હું અને મારી ભગિની એવી દુર્ભાગિની સ્ત્રીઓમાની જ બે સ્ત્રીઓ છીએ અને તેથી અમારા માટે હવે એ બ્રહ્મચર્યના અવલંબન વિના આ સંસારમાં સુખનો બીજો કોઇ પણ માર્ગ રહ્યો જ નથી.'

'પરંતુ આવી પરિસ્થિતિમા આવી પડવાનું કારણ?' વ્યંકટાદ્રિએ સમસ્ત વાર્તા મારી ભગિનીના મુખમાથી બહાર કઢાવવામાટે પ્રશ્નની પરંપરાને આગળ લંબાવી.

"એના ઉત્તરમા મારી ભગિની પદ્માવતીએ અમારા કૌમારવ્રતના કારણને દર્શાવતા અમારો અને અમારી પરિસ્થિતિનો સમસ્ત વૃત્તાંત આદ્યથી ઇતિ પર્યંત વ્યંકટાદ્રને કહી સંભળાવ્યો

"મારી સહોદરા પદ્માવતીના મુખથી અમારી દુર્દશાનો ઇત્થભૂત વૃત્તાંત શાંત તથા એકાગ્ર ચિત્તથી સાભળી લીધા પછી વ્યકટાદ્રિએ, થોડી વાર તો જાણે તે કોઈ મહા ગભીર વિચારમા પડી ગયો હોયની, તેવા પ્રકારની છટા પોતાના મુખમડળમા દર્શાવી અને ત્યાર પછી તે ગભીર વાણી તથા ગભીર મુદ્રાથી પદ્માવતીને સબોધીને કહેવા લાગ્યો 'મારૂ હૃદય અતિશય કોમળ હોવાથી અને અબળા જાતિ પ્રતિ પ્રથમથી જ મારી વિશેષ અનુકપા હોવાથી તમારા માતા-પિતાનો પરલોકવાસ કેવળ તમો ત્રણ પુત્રીઓની ચિંતાથી જ થયો છે અને અત્યારે તમો ત્રણે ભગિનીઓ આવું કષ્ટમય જીવન વીતાડો છો એ જાણવાથી મારા હૃદયમા અસહ્ય આઘાત થયો છે ત્યારે શું તમારા ઉદ્ધારનો કોઇ પણ માર્ગ નથી ?'

'અમારા આ બગાળા દેશમા જે ઉચ્ચ જાતિની કુમારિકાઓ અને વિધવાઓ અમારા જેવી દુર્દશામા આવી પડે છે તેમના માટે જીવનનિર્વાહના માત્ર બે માર્ગો જ હોય છે, તેમાનો પ્રથમ માર્ગ એ છે કે, પોતામા વિષયલાલસાને રોકવાનુ સામર્થ્ય હોય તો કોઇને ત્યા નોકરી અથવા મજૂરી કરીને પોતાની આજીવિકાના સાધનો મેળવવા અને બ્રહ્મચર્યમા જ જીવન વીતાડીને અતે મરણને વશ થઇ જવુ, અથવા તો જો પોતામા વિષયલાલસાને અટકાવવાનુ સામર્થ્ય ન હોય, તો કોઈ પણ એક સારા પુરુષને પોતાના પ્રેમી તરીકે સ્વીકારી લેવો, તે પુરુષ જે કાઈ પણ આપે તેથી નિર્વાહ કરવો અને એક કુલીન વેશ્યા અથવા કોઇની રાખેલી તરીકે આ સસારયાત્રાની પરિસમાપ્તિ કરવી અમોએ અત્યારે તો આજન્મ બ્રહ્મચર્ય પાળવાના ઉદ્દેશથી આ ધર્મશાળાની નોકરીનો સ્વીકાર કરી લીધો છે, પરતુ મન ચચળ હોવાથી ભવિષ્યમા અમારૂ ભાગ્ય અમને ક્યા અને કેવા માર્ગમા ઘસડી જશે અને અમારા એ વિચારમા કોણ જાણે કેવા પ્રકારનુ પરિવર્તન થઈ જશે, એ વિષે અત્યારે મારાથી નિશ્ચયાત્મક કાઈ પણ કહી શકાય તેમ નથી પવિત્રતાને જાળવવાની અમારી ઇચ્છા છે અને પરમેશ્વર જો અમારી એ ઇચ્છાને સફળ કરે, તો પણ તેનો અમારાપર મોટો ઉપકાર !' પદ્માવતીએ કોઇ પણ પ્રકારના કપટ વિના પોતાના હૃદયના ભાવોને દર્શાવી દીધા.

'પદ્માવતી, તારા અને તારી આ ભગિની કાચનમાલાના લાવણ્ય તથા સૌન્દર્યને જોઇને કોઈ તપસ્વી યોગીનુ મન પણ ચળી જવાનો સભવ છે, છતા તમારી જ્ઞાતિના અવિવાહિત યુવકોમાનો કોઇની પણ તમારા પાણિગ્રહણની ઇચ્છા નથી થતી એથી સ્પષ્ટ જણાય છે કે તમારા દેશમા તમારી જ્ઞાતિમા રસિક યુવકોનો સર્વથા અભાવ જ હોવો જોઇએ મારો તો તને અને તારી ભગિનીને એ જ ઉપદેશ છે કે જે દેશમા તમારો આવો ભીષણ તિરસ્કાર કરવામા આવ્યો છે તે દેશને ત્યાગી દો, કોઈ અન્ય ઉત્તમ દેશમા જઈને નિવાસ કરો અને ત્યાં પોતાના નારીજન્મની સાર્થકતા તથા આત્મોન્નતિનો પ્રયત્ન કરો, કારણ કે, પ્રયત્ન વિના કદાપિ ભાગ્યોદય થતો જ નથી પરમેશ્વરે આટલી સીમાપર્યંત તમને બુદ્ધિબળ તથા સૌન્દર્યસપત્તિ આપવાની ઉદારતા દર્શાવેલી હોવા છતા જો તમો પ્રયત્ન-હીન રહીને દુ ખમા અને બળાત્કારજન્ય બ્રહ્મચર્યમા જ પોતાના આયુષ્યને વીતાડી દો, તો તો પછી તમારી મૂર્ખતાની પરિસીમા થયેલી જ કહેવાય ' વ્યકટાદ્રિએ પોતાની માન્યતા પ્રમાણે મારી સહોદરાને કલ્યાણવર્ધક ઉપદેશ આપ્યો.

'પરંતુ આ કલકત્તા અમારો દેશ હોવા છતા અહીં પણ અમને કોઇ દિશા નથી સૂઝતી, તો પછી અન્ય દેશમા જવાની દિશા તો અમને ક્યાથી અને કેવી રીતે જ સૂઝી શકે, એની આપ પોતે જ કલ્પના કરી શકો તેમ છે એક સ્ત્રી અને તેમા પણ પરમાત્માએ જેને અલ્પ સ્વલ્પ સુદરતા આપવાની ઉદારતા દર્શાવેલી હોય તેવી નવયૌવના અબળાને કોઈ પણ અજ્ઞાત સ્થાનમા વિચરતા હૃદયમાં અનેક પ્રકારના ભય તથા સશય રહ્યા કરે છે અને તે ભય તથા સશયના દુર્ગને ભેદીને કદાચિત્ એક વાર કોઈ અજ્ઞાત સ્થાનમા જવાનું સાહસ કરીએ, તો પણ ત્યા કોઇ પણ પ્રકારે હૃદયની શાતિ તથા ભાગ્યોદયની પ્રાપ્તિનો સભવ ન હોવાથી એવા વિચારને હૃદયમા સ્થાન આપવુ, એ પણ મને તો એક પ્રકારની મૂર્ખતા જ જણાય છે સારાશ એટલો જ કે અમો ત્રણે બહેનોના ભાગ્યમાં સસારસુખ અને શાતિનો ઉપભોગ લખાયલો જ નથી અને એટલામાટે અમો અમારી પ્રાપ્ત અવસ્થામા સતોષ માનીને અમારા દુ ખમય આયુષ્યના દિવસો વીતાડીએ છીએ આજે આવી સ્થિતિ છે અને આવતી કાલે શું થવાનુ છે તે પરમાત્મા વિના અન્ય કોઇ પણ જાણતુ નથી ' પદ્માવતીએ સર્વથા નિરાશાનુ દર્શન કરાવ્યું

"આટલો વાર્તાલાપ થયો ત્યા સુધી પદ્માવતી અને હું ઊભી જ હતી, પરતુ પદ્માવતીના ઉદ્ગારોથી ચાલાક વ્યકટાદ્રિએ જાણી લીધુ કે, જો અનુકૂલતાથી સસારસુખોપભોગનો પ્રસગ પ્રાપ્ત થઇ જાય, તો સસારસુખને ભોગવવાની પદ્માવતીની લાલસા તો હતી જ અને જેના હૃદયમા સસારસુખની અનિવાર્ય લાલસા રમી રહેલી હોય છે તે નવયૌવના અને યૌવનમદોન્મત્તા નારી મધુરભાષી વિલાસી પુરુષના જાળમા તત્કાળ સપડાઇ જાય છે, એ રહસ્યને વ્યકટાદ્રિ સારી રીતે જાણતો હોવાથી તેણે પદ્માવતીને પોતાના સ્વાર્થના જાળમા સપડાવવામાટે આગ્રહ કરીને ગાલીચાપર બેસી જવાનુ કહ્યું અને પોતાના એક નોકરને બોલાવીને અમારામાટે સદેશ, રસગુલ્લા તથા પેંડા આદિ મિષ્ટ ખાદ્ય પદાર્થો લાવવાને બજારમા મોકલી આપ્યો નોકરના ગયા પછી વ્યકટાદ્રિ પદ્માવતીને સબોધીને કહેવા લાગ્યો

'નવયૌવના સુદરી પદ્માવતી, હું × × × આચાર્યના સ્થાપેલા શ્રી × × સમ્પ્રદાયનો એક સાધુ અથવા આચાર્ય છુ, મારા ગુરુ મૂળ કર્ણાટકના નિવાસી અને અત્યત પવિત્ર તથા પ્રભાવશાળી પુરુષ હતા, તેમણે ગુજરાતના એક પુરાતન વિશાળ નગરમા આવી નગરના બાહ્ય ભાગમા એક મદિર બનાવી ત્યાં જ પોતાનો નિવાસ રાખ્યો હતો અને હું ત્યાં જ તેમનો શિષ્ય થયો હતો હું ગુજરાતનો નિવાસી અને જાતિનો લુહાર છુ અને મારૂ મૂળ નામ બીજું હોવા છતા અત્યારે મારા ગુરુના આપેલા વ્યકટાદ્રિ નામથી જ સર્વત્ર મારી પ્રસિદ્ધિ છે. મારા ગુરુના સ્વર્ગવાસ પછી તેમની ગાદી મને મળી છે અને તેમની સમસ્ત સપત્તિનો હું ઉત્તરાધિકારી થયો છું, પરંતુ અમારા સમ્પ્રદાયમા સાધુઓમાટે ગૃહસ્થાશ્રમ વર્જ્ય હોવાથી મારાથી લગ્નસબધ કરી શકાયો નથી અને તેથી અદ્યાપિ હું કુવારો જ છું. અમારા સંપ્રદાયના સાધુઓમાટે આજન્મ બ્રહ્મચારી રહેવાનો કઠિન નિયમ હોવા છતાં આ કલિકાળમાં સાધનસંપન્ન તથા નવયુવા સાધુઓ ભાગ્યે જ એ નિયમનું પાલન

કરી શકે છે અને તેટલામાટે ભ્રષ્ટાચારને અટકાવવાના ઉદ્દેશથી અમારામાંના કેટલાક વયોવૃદ્ધ સાધુઓએ પોતાના શિષ્યોને ઉત્તમ કન્યાઓ સાથે પરણાવીને ગૃહસ્થાશ્રમી સાધુ કરવામાટેના પ્રયત્નો ચલાવવા માંડયા છે અને તેના પરિણામે જેમના પૂર્વજોમાના કોઇએ કદાપિ લગ્નસંબંધ કર્યો ન હોતો તેવા બેક સાધુઓએ લગ્નસંબંધ કરીને ગૃહસ્થાશ્રમમા પ્રવેશ પણ કર્યો છે પરંતુ યોગ્ય અને કુલીન કન્યાઓના અભાવે બીજા કેટલાક સ્વરૂપસુંદર, નવયુવક અને સાધનસંપન્ન સાધુઓ અવિવાહિત અવસ્થામાં જ બેસી રહ્યા છે, કારણ કે, નીચ કુળની કન્યાઓ સાથે લગ્ન કરવાનો તેમનો વિચાર નથી અને ઉચ્ચ કુળની સારી કન્યાઓ તેમને મળી શકતી નથી ત્યા અમારા દેશમા આવી પરિસ્થિતિ છે અને અહીં તમારી પરિસ્થિતિ એવી છે કે તમારા જેવી કુલીન તથા સ્વરૂપસુંદરી કન્યાઓને વર ન મળી શકવાથી પોતાનું સમસ્ત જીવન બળાત્કારે જ કૌમારમા વીતાડી દેવુ પડે છે આ કારણથી જો તમો ત્રણે ભગિનીઓ મારી સાથે અમારા દેશમા આવો, તો ત્યાં તમારા માટે યોગ્ય સ્થળો શોધીને યોગ્ય વરો સાથે હું તમારો ગૃહસ્થાશ્રમ મંડાવી આપવાને તૈયાર છુ. જો ભવિષ્યમા ચચળ મનને વશ રાખી ન શકાય અને ક્યાક આડો અવળો પગ પડી જાય તેના કરતા આવા પ્રકારના લગ્નબંધનથી બંધાઇને કોઇ પણ પ્રકારના પ્રતિબંધ વિના જ સસારસુખનો ઉપભોગ લેવો અને ઉત્તમ પ્રજાની ઉત્પત્તિ કરવી એ કુલીન આર્ય કન્યામાટે વિશેષ શોભાસ્પદ અને યોગ્ય નથી કે શું ?'

'પરંતુ મારી જ્યેષ્ઠા ભગિની માયાદેવી કુમારી કન્યા નથી' પદ્માવતીએ કહ્યું

'તેની ચિન્તા નહિ, કારણ કે, જો તેની સંસારમાં પડવાની ઇચ્છા હશે, તો તેના માટે કોઈ અન્ય વ્યવસ્થા કરી આપવામા આવશે અને જો તેની એવી ઇચ્છા નહિ હોય, તો તેને મારા મંદિરમા રહેવામાટેની અને આનંદથી પ્રભુભજનમા જીવન વીતાડવામાટેની હું વ્યવસ્થા કરી આપીશ, કારણ કે, ઈશ્વરની કૃપાથી મારા મંદિરમા નિર્વાહના સાધનોની અતિશય વિપુલતા છે' વ્યકટાદ્રિએ એ વાંધાનો પણ સાંધો કરી નાખ્યો

"ખરેખર વ્યકટાદ્રિએ અમારા સમક્ષ અમારા સુખનો એવો તો યોગ્ય, મધુર અને આકર્ષક પ્રસ્તાવ રજૂ કર્યો હતો કે અમારા જેવી પરિસ્થિતિમા આવી પડેલી કોઈ પણ અબળા જો એ પ્રસ્તાવને અમાન્ય કરે, તો તે અબળા જેવી મૂર્ખ, બુદ્ધિહીન અને અવિચારશીલ અન્ય કોઈ પણ અબળા હોઈ શકે જ નહિ- પ્રસ્તાવ અત્યત ઉત્તમ હોવાથી તે પ્રસ્તાવને માન્ય કરવા પ્રતિ પદ્માવતીનું મન આકર્ષાય એ સર્વથા સ્વાભાવિક હતુ, છતાં પણ તે કાંઈક વિચારમા પડી ગઈ અને તત્કાળ તેણે પોતાના મુખથી કાંઈ પણ ઉત્તર ન આપ્યું વિચારમા કેટલોક સમય વીતાવ્યા પછી પદ્માવતીએ કહ્યું. 'આપશ્રીનો આ પ્રસ્તાવ અત્યત ઉત્તમ છે એ સર્વથા નિર્વિવાદ હોવા છતા પણ મારી જ્યેષ્ઠા ભગિની માયાદેવીની અનુમતિ વિના મારાથી અત્યારે અને આ ક્ષણે જ આપના આ પ્રસ્તાવનો સ્વીકાર કરી શકાય તેમ નથી આપની અમો રક અબળાઓ પ્રતિ જે આટલી બધી લાગણી છે તેમાટે હું અત કરણપૂર્વક આપનો આભાર માનુ છુ અને આપને વચન આપુ છું કે માયાદેવી સાથે આ વિષયનો ઊહાપોહ કરીને આવતી કાલે હું 'હા' અથવા 'ના'નો જવાબ આપીશ'

'માયાદેવી સાથે તું આ વિષયનો ઊહાપોહ કરજે અને તે છતા પણ જો તે ન સમજે, તો આવતી કાલે તેને મારી પાસે લઇ આવજે એટલે હું તેને બરાબર સમજાવી દઇશ અને અવશ્ય આ બાબતની હા પડાવીશ ' વ્યંકટાદ્રિએ આગ્રહપૂર્વક કહ્યું

'વ્યંકટાદ્રિ સાથેની ચાર યુવતીઓએ પણ પદ્માવતીને વ્યંકટાદ્રિના પ્રસ્તાવને સ્વીકારીને ગુજરાતમા આવવામાટેનો અતિશય આગ્રહ કર્યો અને પોતાના સુખ તથા આનંદોપભોગનું એવુ તો મનોહર શાબ્દિક ચિત્ર આલેખી બતાવ્યું કે તેના પરિણામે નવ્વાણૂ ટકા જેટલા પ્રમાણમા તો પદ્માવતીનું હૃદય ગુજરાતમા જવા-માટે પીગળી ગયુ, માત્ર એટલુ જ નહિ, પણ મારા મનમા પણ એમ જ થવા લાગ્યું કે, જો ગુજરાતમા જઇએ તો સારૂ, કારણ કે, આપણામાટે સ્વર્ગ તો ત્યા જ નિર્માણ થયેલુ છે'

"ત્યાર પછી થોડી વારમાં જ વ્યંકટાદ્રિનો અનુચર અમારા માટે મિષ્ટ ખાદ્ય પદાર્થો લઇને આવી લાગ્યો અને અમોએ તે ખાઇને જળપાન કર્યા પછી વ્યંકટાદ્રિની આજ્ઞા લઇને ગૃહપ્રતિ જવામાટે પ્રયાણ કર્યું ઘેર જઈને પદ્માવતીએ વ્યંકટાદ્રિનો સમસ્ત પ્રસ્તાવ માયાદેવીને કહી સભળાવ્યો અને ત્યાર પછી માયા-દેવીનો એ વિષે શો અભિપ્રાય બધાયો હતો તે જાણવામાટેની પોતાની દૃઢ ઇચ્છા વ્યક્ત કરી

"માયાદેવીએ પ્રારભમા જ પોતાના અભિપ્રાયને વાણીદ્વારા વ્યક્ત કરવાને બદલે પદ્માવતીના પોતાના મનોભાવને જાણી લેવાના ઉદ્દેશથી પૂછ્યુ કે 'પદ્મા-વતી, કુમારી કન્યા તું છે અને આ પ્રસ્તાવ મુખ્યત તારા તથા કાચનમાલાના લાભનો હોવાથી આ વિષયમા તારો પોતાનો શો અભિપ્રાય છે તે તું કહે એટલે તારા અભિપ્રાયને જાણ્યા પછી હું મારો અનુકૂલ કે પ્રતિકૂલ જે અભિપ્રાય હશે તે દર્શાવીશ '

"પદ્માવતીએ પોતાનો અભિપ્રાય દર્શાવતા કિંચિત્ લજ્જાયુક્ત ભાવથી કહ્યુ કે 'મોટી બહેન, આપણો અબળાનો અવતાર એવા પ્રકારનો છે કે, જો પતિ, પુત્ર, પિતા કિંવા ભ્રાતા આદિ કોઇ પણ પુરુષ આપણો રક્ષક ન હોય તો યૌવન-કાળમાં આપણી પવિત્રતાને રક્ષવાનું કાર્ય આપણામાટે અત્યત કષ્ટમય અને કઠિન થઈ પડે છે; કારણ કે જે સ્ત્રીનો એક પતિ નથી હોતો તેના પર સર્વ જનો નજર દોડાવે છે અને નિરાધાર સ્ત્રીની પોતાની પવિત્ર રહેવાની ઇચ્છા હોય, તો પણ દુષ્ટજનો બળાત્કારે તેને ભ્રષ્ટ કરી નાખે છે. આપણી અત્યારે એવી જ અવસ્થા છે, કારણ કે, આપણને કોઇનો આધાર નથી; તું પરણવા છતાં પણ દુ ખિની જ રહી છે અને હું તથા કાંચનમાલા પતિરૂપ આધારને મેળવી શકીશું, એવી આશા છે જ નહિ એટલે આજે કે ચાર દિવસ પછી કેટલીક અન્ય કુલીન વેશ્યાઓ પ્રમાણે આપણામાટે પણ કુલીન વેશ્યા થવાનો પ્રસગ આવવાનો જ છે; તો વેશ્યા તરીકે પરપુરુષના અને અન્ય જાતિના પુરુષના સમાગમમા આવવા કરતાં આવી રીતે અન્ય જાતિના અને અન્ય દેશના સાધનસપન્ન પુરુષો સાથે હું અને કાંચનમાલા લગ્નસબધ કરીને સુખમાં પડીએ, તો તે શું ખોટુ છે વારૂ? આપણા ભાગ્યોદયનો આ માર્ગ વિના બીજો એક પણ માર્ગ હોય એવી મારી માન્યતા નથી '

"પદ્માવતીના આવા પ્રકારના અભિપ્રાયને જાણી લીધા પછી કેટલીક વાર સુધી વિચારમાં તલ્લીન રહીને મારી જ્યેષ્ઠા ભગિની માયાદેવીએ પદ્માવતીને સંબોધીને કહેવા માડયું 'બ્હેન પદ્માવતી, આ માર્ગ વિના આપણા ભાગ્યોદયનો બીજો એક પણ માર્ગ નથી, એ તારૂ કથન જો કે સત્ય છે, તથાપિ એ અજ્ઞાત પ્રવાસીની સહાયતાથી જ આપણો ભાગ્યોદય થશે, એમ અત્યારે જ આપણાથી નિશ્ચયપૂર્વક કેમ કરીને માની શકાય વારૂ? અહીં આપણે ગમે તેવી દુઃખમય અવસ્થામાં હોવા છતાં આપણા પોતાના દેશમાં હોવાથી આપણા હૃદયમાં આપણા પર કોઇ પણ પ્રકારનો બળાત્કાર કિંવા અત્યાચાર થવાનો ભય નથી એટલા પ્રમાણમાં આપણે નિર્ભય છીએ, પરંતુ જો એ અજ્ઞાત પ્રવાસી આપણને પોતાના દેશમાં એટલે કે આપણા પરદેશમાં લઇ જઇને પોતાના ઘરમાં રાખીને આપણી સાથે દુર્વર્તન કરે, આપણા પર બળાત્કાર કરે અથવા તો પોતાની વિકારલાલસાને તૃપ્ત કર્યા પછી કરમાયલા કુસુમ પ્રમાણે આપણો ત્યાગ કરી દે, તો તે વળાયે આપણી કેવી અને કેટલી દુર્દશા થાય, એનો પણ તેં કાંઇ વિચાર કર્યો છે ખરો કે? એ પ્રવાસીની વાણી જેવી મધુર અને મોહક છે, તેવુંજ એનું હૃદય પણ શુદ્ધ તથા નિષ્કપટ હશે, એમ આપણાથી શા આધારે માની શકાય તેમ છે વારૂ? જો આપણો એવી રીતે લગ્નસબંધ કરીને સંસારસુખને મેળવવાનો નિશ્ચય થશે, તો ભવિષ્યમાં આપણે સંપૂર્ણ વિચાર કરીને એવી કોઇ વ્યવસ્થા કરી લઇશું, અત્યારે પરમેશ્વર આપણને દાળ ને રોટલો આપ્યા કરે છે, અને તેટલામાટે અત્યારેજ આવા પ્રકારનું કુસાહસ કરવાનો મારો અભિપ્રાય નથી જો મોટી બહેનના વચનની કાંઇ પણ મહત્તા તું માનતી હોય, તો મારા વિચારને માન આપ અને જો મારા વચનની તારા સમક્ષ વિશેષ મહત્તા ન હોય, તો તારી ઇચ્છા પ્રમાણે વર્તવાનો તને સંપૂર્ણ અધિકાર છે, કારણ કે, પ્રત્યેક મનુષ્ય વાળ્યુ વળતું નથી, પણ હાર્યું જ પાછું વળે છે'

"મારી મોટી બ્હેન માયાદેવીનો આ ઉપદેશ જો કે હૃદયમાં સુવર્ણના અક્ષરથી લખી રાખવા યોગ્ય હતો તો પણ મારી વચેટ બ્હેન પદ્માવતીને તેનો એ ઉપદેશ વિશેષ રુચ્યો ન હોતો, એમ તેની મુખમુદ્રાને જોતા જણાઇ આવતુ હતુ માયાદેવીને તો તેણે એમ જ જણાવ્યુ કે 'આ વિષયનો હુ પણ વિચાર કરીશ અને તું પણ વિચાર કરજે અને ત્યાર પછી આપણે અમુક પ્રકારના નિશ્ચય પર આવીશું' પરંતુ તેના મનનો ભાવ એથી સર્વથા ભિન્ન પ્રકારનો હતો એમ બીજે દિવસે તેના વાર્તાલાપથી મારા જાણવામાં આવી શક્યું જો માયાદેવી પોતે ન આવે તેમ જ તેને વ્યકટાદ્રિ સાથે જવાની આજ્ઞા કિંવા અનુમતિ ન આપે, તો તેનો વ્યકટાદ્રિ સાથે પલાયન કરી જવાનો વિચાર હતો અને તેથી પદ્માવતીએ મને જણાવ્યું કે 'કાચનમાલા! આવા પ્રકારનુ જીવન વીતાડવાની અને સંસારસુખથી સદાને માટે વંચિત રહેવાની મારી ઇચ્છા ન હોવાથી જો માયાદેવી આજ્ઞા આપશે તો ઠીક છે; નહિ તો તેની અનુમતિ વિના પણ અહીંથી પલાયન કરી જવાનો મારો દૃઢ નિશ્ચય થઇ ચૂકયો છે. જો મારી સાથે આવવાની અને સુખિની થવાની તારી ઇચ્છા હોય, તો હું તને મારી સાથે લઇ જવાને તૈયાર છુ અને જો તારી તેવી ઇચ્છા ન હોય, તો કૃપા કરીને તું મારા પલાયનની વાર્તા મોટી બ્હેનને જણાવીશ નહિ અને મારા સુખના માર્ગમાં

વિઘ્નરૂપ થઇશ નહિ હિન્દુસમાજે કોઇ પણ પ્રકારના આપણા દોષ વિના આપણો ત્યાગ કર્યો છે, તો આપણે તે સમાજના બંધનને શામાટે વળગી રહેવુ ?”

“પદ્માવતીના પલાયન વિષયક વિચારોને જાણીને હું તો પ્રથમ દિગ્મૂઢ જ થઇ ગઇ અને પોતાની મોટી બેહેન માયાદેવીને, પોતાના સહોદરને તથા મને તેમ જ પોતાની જન્મભૂમિને ત્યાગીને અને બંધુભગિનીના સ્નેહબંધનને તોડી નાખીને પદ્માવતી સદાને માટે અન્ય અજ્ઞાત દેશમા જવાના અને ત્યા આતર્જાતીય લગ્ન કરીને સુખિની થવાના નિશ્ચયપર કેમ અને કેવી રીતે આવી શકી હશે, એ વિષે વિચાર તથા તર્કવિતર્ક કરતી હું આશ્ચર્યને આધીન થવા લાગી આજે રાત્રે ધર્મશાળામા માયાદેવીએ અને મારે રહેવાનુ હોવાથી જમ્યા પછી પદ્માવતીને ગૃહમા મૂકીને માયાદેવી અને હું ધર્મશાળામા આવીને અમારી ઓરડીમાં આમતેમની વાતો કરતી ઉંઘ ન આવે ત્યા સુધીનો સમય વીતાડવા લાગી, કારણ કે, તત્કાળ ધર્મશાળામા કાંઇ પણ કામ હતુ નહિ. અમો જ્યેષ્ઠા તથા કનિષ્ઠા ભગિનીદ્વય આવી રીતે વાર્તાલાપમા નિમગ્ન હતી એટલામા અચાનક ધર્મશાળાના રક્ષક અને વ્યવસ્થાપક શિવસહાયની પત્ની અમારી પાસે આવી અને તેણે અમને પૂછ્યુ કે ‘કેમ આજે પદ્માવતીનો ઘેર રહેવાનો વારો છે કે શુ ?’ માયાદેવીએ ઉત્તર આપ્યુ કે ‘હા, પદ્માવતીનો આજે ઘેર રહેવાનો વારો છે, કેમ કાંઇ કામ હતુ ? જો કાંઇ ખાસ કામ હોય તો કાઞ્ચનમાલાને મોકલીને તેને બોલાવી મગાવુ’ શિવસહાયની સ્ત્રીએ જણાવ્યુ કે ‘હા જરાક કામ તો છે; જો તેને બોલાવી મગાવો તો મોટી મેહરબાની’ શિવસહાયની સ્ત્રી તે લગભગ અમારી શેઠાણી હોવાથી તેની આજ્ઞાનો અનાદર અમારાથી કરી શકાય તેમ ન હોતુ અને તેથી માયાદેવાએ મને પદ્માવતીને બોલાવી લાવવામાટે રવાના કરી દીધી આ વેળાયે રાત્રિના લગભગ અગિયાર વાગ્યાનો સમય હતો અને રાત્રિ કૃષ્ણ પક્ષની હતી એટલે હાથમા ડિટ્‌જ લૅમ્પ લઇને હુ ધર્મશાળામાથી ઘરભણી જવાને રવાના થઇ આગળ હુ ઘણીક વાર રાતે મોડી કાંઇ કાર્યમાટે ઘેર જતી હતી ત્યારે જો પદ્માવતી ઘરમા હોય તો તે નિદ્રાધીન થયેલી જ મારા જોવામાં આવતી હતી અને ગૃહમા દીપકનો પ્રકાશ ભાગ્યે જ દૃષ્ટિગોચર થતો હતો, પરતુ આજે તેથી સર્વથા વિપરીત પ્રકાર મારા જોવામા આવ્યો, એટલે કે, અમારા ગૃહમા સાધારણ દીપકનો નહિ, પણ ડિટ્‌જ લૅમ્પનો પ્રકાશ વિસ્તરેલો હતો મારી ભગિની પદ્માવતી જાગતી બેઠેલી હતી, માત્ર એટલુ જ નહિ, પણ સાવુ વ્યકટાદ્રિ સાથેની ચાર યુવતીઓમાની બીજી શ્યામા તથા સંગીતવિદ્યાપ્રવીણા મેઘમાલિની નામક યુવતી અને અન્ય એક અજ્ઞાત તરુણ પુરુષ એવી રીતે બે બીજી વ્યક્તિઓ પણ ત્યા હતી અને પદ્માવતી તેમની સાથે અત્યત આનદ તથા હર્ષપૂર્વક હસીહસીને વાર્તાલાપ કરતી હતી, એવુ દૃશ્ય મારા જોવામા આવ્યું. અમારા ગૃહની એક બારી આગણામા પડતી હતી અને તે અત્યારે અડધી ઉઘાડી હતી એટલે તે અડધી ઉઘાડી બારીમાથી આ વિલક્ષણ દૃશ્ય મારી દૃષ્ટિએ પડ્યું અને તેથી તેમના વાર્તાલાપને સાભળવાની તથા તેમના મનોગત ભાવોને જાણવાની મારા મનમા પ્રબળ જિજ્ઞાસા થવાથી પદ્માવતીને બોલાવવાને બદલે મારા હાથમાના ફાનૂસના પ્રકાસને અત્યત મદ કરી નાખીને હું અમારા ગૃહમા ચાલતા વાર્તાલાપને સાંભળતી તથા ત્યા ચાલતી

અન્ય ચેષ્ટાઓને જોતી તે અડધી ઉઘાડી બારી પાસે જ પાષાણપ્રતિમા સમાન સ્થિર થઇને ઊભી રહી

"જે તરુણ પુરુષ ત્યાં ઉપસ્થિત હતો, તેની અવસ્થા ભાગ્યે જ વીસ વર્ષની હશે, એવું અનુમાન કરી શકાતું હતુ તેણે રેશમી કિનારનુ ધોતિયું, રેશમનું ખમીસ, મખમલનુ જેકેટ, રેશમનો પારસી ફેશનનો લાબો કોટ, માથાપર જરીનો ઝગમગતો સાફો, એક હાથમા રત્નજડિત કકણ (પહોંચી), બન્ને હાથની આંગળીઓમા ચાર હીરાની વીંટીઓ, ગળામા સોનાનો કઠો અને કાનોમાં હીરાજડેલી મુરકીઓ ઇત્યાદિ વસ્ત્રાલકારો ધારણ કરેલા હતા અને પોતાના રેશમી રૂમાલમા તેણે બહુ જ ઉંચી કીમતનુ અતર છાટેલુ હોવાથી અને વાળોમા સૌગધિક તેલ નાખેલુ હોવાથી તે અતર તથા તેલનો સુગંધ સર્વત્ર વિસ્તરી રહ્યો હતો. તે યુવકના વસ્ત્રાલકારો જેવા સુંદર તથા આકર્ષક હતા તેવુ જ તેનું સૌન્દર્ય તથી યૌવન પણ અત્યત મનોહર તથા આકર્ષક હતા, એટલે કે, તે યુવક મારા માન્યતા પ્રમાણે તો રતિપતિ કામદેવની સાક્ષાત્ સજીવન પ્રતિમા સમાન હતો અને તેથી જો કોઇ પણ નવયૌવના અને તારુણ્યના વસતકાળમા વિહરતી યુવતીનુ મન તેના સૌન્દર્યને જોઇને ચચળ તથા વિકારવશ થઇ જાય તો તે સર્વથા સ્વાભાવિક જ હતું તે યુવકને જોવાથી મારા પોતાના મનમા જ ચચળતાનો સચાર થવા લાગ્યો હતો, તો પછી નવયૌવના અને ચચળા પદ્માવતીના મનમા ચચળતાનો આવિર્ભાવ થાય, એ તો એક સ્વાભાવિક અને નૈસર્ગિક ઘટના જ કહી શકાય. અસ્તુ તેમનો પરસ્પર નિમ્ન વાર્તાલાપ મારા સાભળવામા આવ્યો —

"બહેન મેઘમાલિની, આ મહાશય કોણ છે અને તમો એમને અહીં અમારી પર્ણકુટીમા શા ઉદ્દેશથી લઈ આવ્યા છો? વળી અમારી આ પર્ણકુટી તમને બતાવી કોણે, એ પ્રશ્ન પણ મારા મનમા ક્યારનો ઘોળાયા કરે છે" મારી ભગિની પદ્માવતીએ નીચે ચટાઇપર પોતાના પડખામા બેઠેલી મેઘમાલિનીને ઉદ્દેશીને આ પ્રમાણેનો પ્રશ્ન પૂછ્યો, પરતુ એ પ્રશ્ન પૂછતા તે તિર્યક્ દૃષ્ટિથી ઢોલિયાપર બેઠેલા મનોહર યુવકના મુખમડળને જોતી હતી અને તેની એ ચેષ્ટા તત્કાળ મારા જાણવામા આવી ગઈ

"આ મહાશય અમારા ગુરુમહારાજની જાતિના એક સાધુ છે, એમનુ નામ પ્રભુદાસજી છે, એમના ગુરુવર્યનો આજથી છ મહિનાપર સ્વર્ગવાસ થતા તેમની વિશાળ સ્થાવર તથા જગમ સપત્તિના તથા તેમના ગુરુપદના ઉત્તરાધિકારી એઓ થયા છે અને આ પ્રદેશમા યાત્રા કરવાને પધાર્યા છે એઓ જગન્નાથપુરીમા અમારી સાથે જ હતા, પણ અમો વેહેલા નીકળ્યા અને એઓ ત્યાં કાંઈ કાર્યપ્રસગે રોકાયા હતા તે ત્રણ દિવસ મોડા કલકત્તામા આવ્યા આ સાધુવર્ય જેવા સ્વરૂપસુંદર, ધનાઢ્ય અને વિદ્વાન્ છે તેવા જ ઉદારાત્મા, શૌકીન તથા વિલાસી પુરુષ પણ છે એમના ગુરુઓમાના કોઇએ પણ અત્યાર સુધીમાં લગ્નસંબધ કર્યો નથી અને તેથી એમના મદિરની ગાદીના શિષ્યો જ ઉત્તરાધિકારી થતા આવ્યા છે; પરતુ આ પ્રભુદાસજીનો લગ્નસંબધ કરી બ્રહ્મચારી સાધુને બદલે ગૃહસ્થ સાધુ થવાનો દૃઢ નિશ્ચય થયેલો છે અને તે એટલી સીમાપર્યન્ત કે માત્ર યોગ્ય કન્યા મળવાનો જ વિલબ છે આજે સધ્યાકાળે અમારા ગુરુજીએ જે કેટલાક પરણવાની ઇચ્છા ધરાવનારા ગુજરાતના સાધનસપન્ન અને ગાદીપતિ

સાધુઓની વાર્ત્તા તમને કહી હતી, તેમનામાંના આ સાધુ પણ એક છે અને તમને આ મદનમૂર્ત્તિના દર્શનનો લાભ આપવામાટે જ અત્યારે હું એમને અહીં લઇ આવી છું તમારી ધર્મશાળાના રક્ષક શિવસહાયની છોકરી અમને તમારૂ ઘર બતાવવા અમારી સાથે આવી હતી અને તેથી અમને તમારા ઘરને શોધવાનો પરિશ્રમ વેઠવો પડ્યો ન હોતો આજે રાત્રે ધર્મશાળામા તમારા મોટા બ્હેન માયાદેવી રહેવાના છે અને કાંચનમાળા પણ ત્યા જ સૂવાની છે એ વાર્ત્તા અમારા જાણવામા હોવાથી અહીં એકાતમા તમો ઉભયને પરસ્પર દર્શનનો તથા પરિચયનો તેમ જ જો ઇચ્છા હશે તો વાર્તાલાપનો પણ યોગ્ય અવસર મળી શકશે, એમ ધારીને ગુરુજીએ જ અમો ઉભયને અહીં મોકલ્યા છે" મેઘમાલિનીએ મારી ભગિનીના પ્રશ્નનું વિસ્તૃત ઉત્તર આપીને તે યુવકનો યથોચિત પરિચય કરાવ્યો અને તે સાથે તેના (પદ્માવતીના) હૃદયમા વિકારને ઉપજાવવાનો પણ ચાતુર્યયુક્ત પ્રયત્ન કર્યો

"અહીં આસપાસમા અમારી ધર્મશાળાની જૂની ચાકરડી વિના બીજુ કોઇ રહેતું નથી એટલી ઇશ્વરની કૃપા છે અને તે પણ અત્યારે માદી છે એટલે તમો આવ્યા અને મારાથી તમોને અડધી રાતે અહીં બેસાડી શકાયા છે; નહિ તો આ મહાશયને મારાથી અહીં બેસવાની અનુમતિ પણ આપી શકાત કે નહિ, એની શકા જ હતી અસ્તુ મારા અહોભાગ્ય કે આવા એક સર્વ પ્રકારની યોગ્યતા ધરાવનારા પુરૂષ પોતાની દાસી કરવા પણ ઊતરતી મારા જેવી એક હીન અને દરિદ્રા નારીને પોતાના દર્શનનો લાભ આપવામાટે આ પર્ણકુટીમા પધાર્યા છે અને અમારી પર્ણકુટીને પવિત્ર કરવાની ઉદારતા દર્શાવી છે આવા એક મોંઘેરા મેહમાનને તમો અહીં લઇ આવ્યાં છો, એટલામાટે મેઘમાલિની બ્હેન, તમારો પણ આ કિંકરીપર કાઇ જેવો તેવો આભાર તો નથી જ થયો. પરતુ આ અત્યત યોગ્યતાવાન્ અતિથિનો હું શો આદરસત્કાર કરૂ વારૂ?" પદ્માવતીએ વિવેકને દર્શાવવામા અને ગર્ભિત રીતે પ્રભુદાસજીના હૃદયને પોતા પ્રતિ આકર્ષવાના પ્રયત્નમા લેશમાત્ર પણ ન્યૂનતા ન રાખી.

આટલી વાર સુધી મૌનનુ અવલબન કરીને બેઠેલા સાધુમહારાજ પ્રભુદાસજીને પદ્માવતીના અતિમ શબ્દોથી બોલવાનો પ્રસગ મળ્યો અને [illegible] તેઓ અત્યન્ત સભ્યતાનો આડબર દર્શાવીને કહેવા લાગ્યા કે "સુભગે! તમા[illegible] હૃદયનો જે સદ્ભાવ તે જ અમારો સંપૂર્ણ આદરસત્કાર છે એટલે બાહ્ય ઔપચારિક આદરસત્કારની કશી પણ આવશ્યકતા નથી તમો પોતાને દીન, હીન તથા દરિદ્રા માનો છો, પરતુ પરમાત્માએ તમને જે અપૂર્વ તથા અલૌકિક સૌન્દર્યધન આપવાની ઉદારતા દર્શાવી છે તે સૌન્દર્યધનના સાધનથી તમો મોટા મોટા રાજમહારાજાઓને પણ પોતાના દાસાનુદાસ કરી લેવાને સમર્થ છો, તો પછી મારા જેવા એક સાધારણ પુરુષ તમારા ચરણોનો દાસ કેમ ન થઇ જાય વારૂ? મારા અહોભાગ્ય કે મને આજે તમારા જેવી એક ઉચ્ચ કુળની કુલીન, વિદ્યાવતી, લાવણ્યમયી તથા વિવેકશીલા યુવતીના દર્શનનો લાભ મળ્યો અને મારાં ચર્મચક્ષુઓની સાર્થકતા થઈ હવે માત્ર મારા મનમાં એ જ વિચાર થયા કરે છે કે મારા હૃદયનો ભાવ આરે તમને કેવી રીતે દર્શાવવો?"

"આપના હૃદયનો શો ભાવ છે?" પદ્માવતીએ લજ્જાથી મુખને નીચું નમાવી ભૂમિને કોતરતા એ શબ્દો ઉચ્ચાર્યા

"શ્રીમાન્ મહાશય, આપના હૃદયનો જે કાંઇ પણ ભાવ હોય તે સ્પષ્ટ શબ્દોમાં પદ્માવતીને દર્શાવી દ્યો, કારણ કે, અત્યારે અહીં એ, આપ અને હું એ ત્રણ વિના ચતુર્થ કોઈ પણ વ્યક્તિ ન હોવાથી સંકોચને હૃદયમાં સ્થાન આપવાનું કાંઈ પણ પ્રયોજન નથી" મેઘમાલિનીએ પ્રભુદાસ બાવાને સંકોચને ત્યાગી દેવાનો મધુર વાણીથી ઉપદેશ આપ્યો

પદ્માવતી તથા મેઘમાલિનીના એ શબ્દોથી ઉત્તેજિત થઇને પ્રભુદાસ ધૃષ્ટતાને ધારણ કરીને પોતાના હૃદયગત ભાવને વ્યક્ત કરતો કહેવા લાગ્યો કે "સુંદરીસમુદાયરૂપ તારાપતિના મધ્યમાં ચંદ્રદેવના સ્થાને વિરાજતી રાજસુંદરી રાધિકાની પ્રતિમા પદ્માવતી, મારો બ્રહ્મચારી મટીને ગૃહસ્થ થવાનો મનોભાવ તો તારા જાણવામાં આવી ચૂક્યો છે અને મારા લગ્નમાં વિલંબ થાય છે તેનું કારણ એ જ છે કે અત્યાર સુધી મને મારી ઇચ્છા પ્રમાણેની યોગ્ય કન્યા મળી શકી નથી જો મારી સાથે શરીરસંબંધથી સદાને માટે બંધાવાની તમારી ઇચ્છા હોય અને અદ્યાપિ તમારા કૌમારનો ભંગ ન થયો હોય તો હું તમારું પાણિગ્રહણ કરીને તમને મારી પ્રાણેશ્વરી, હૃદયેશ્વરી કિંવા અર્ધાંગનાની પદવીથી વિભૂષિત કરવાને આ સ્થળે અને આ પળે જ તૈયાર છું, કારણ કે, તમારા કરતા વિશેષ કુલીન, વિદ્યાવિભૂષિતા અને લાવણ્યમયી ગૃહલક્ષ્મી મને આ વિશ્વમાં અન્યત્ર ક્યાંય પણ મળી શકશે કે નહિ, એની શંકા જ છે અને તેથી જો તમારી અનુમતિ હોય, તો મારે હવે કોઇ પણ પ્રકારનો વિચાર કરવાનો નથી મારા હૃદયનો ભાવ આ પ્રમાણેનો છે અને મારા તે ભાવની સફળતા કિંવા નિષ્ફળતાનો આધાર તમારી 'હા' અથવા 'ના' ઉપર જ અવલંબી રહેલો છે, એ તો તમો પોતે પણ જાણી શકો તેમ છે એટલે અધિક ઊહાપોહની આવશ્યકતા નથી"

પદ્માવતીના મનને સંધ્યાકાળથી જ ચંચળતાનો સ્પર્શ તો થયેલો જ હતો અને અલ્પ સમયમાં જ અલૌકિક તથા અકલ્પનીય આકર્ષણ તેના નેત્રો સમક્ષ આવીને ઊભું રહ્યું એટલે પછી તેનું ચંચળ મન સંયમ કિંવા દૃઢતાને દૃઢતાથી વળગી રહી શકે એ સર્વથા અશક્ય અને અસંભવનીય હતું મારી માન્યતા પ્રમાણે પદ્માવતીનું હૃદય તો પ્રભુદાસના એ પરિણયપ્રસ્તાવને ક્યારનુંય સ્વીકારી ચૂક્યું હતું, પરંતુ સ્ત્રીજાતિની સ્વાભાવિક લજ્જા 'હું આપના આ પ્રસ્તાવનો સાભાર સ્વીકાર કરું છું!' એ સ્પષ્ટ શબ્દોને તેના મુખમાથી તત્કાળ બહાર નીકળવા દેતી ન હોતી અને એ જ કારણથી પદ્માવતી તત્કાળ કાંઇ પણ ઉત્તર ન આપતા જાણે કોઈ ગહન વિચારમાં નિમગ્ન થઇ ગઇ હોયની! તેવી રીતે મૌનનું અવલંબન કરીને બેસી રહી

પદ્માવતીને આવી રીતે મૌનમુગ્ધા થયેલી જોઇને મેઘમાલિનીએ કહ્યું કે "પદ્માવતી, અત્યારે આવી વ્યર્થ લજ્જાને ધારણ કરવાનો પ્રસંગ નથી, કારણ કે, સમય અલ્પ છે અને કાર્ય અધિક છે લજ્જા દર્શાવવી હોય તો કાન્તકેલીના પ્રસંગે જેટલા પરિમાણમાં દર્શાવી શકાય તેટલા પરિમાણમાં દર્શાવજો અને થઈ શકાય તેટલા મોંઘા થજો"

"મેઘમાલિનીનુ કથન યથાર્થ છે" પ્રભુદાસ બોલ્યો.

"બસ્યું, મારી લજ્જાને તો તમોએ સાવ મૂકાવી દીધી" આ શબ્દો ઉચ્ચારીને પદ્માવતી બળાત્કારે લજ્જાને ત્યાગીને અચકાતી અચકાતી કહેવા લાગી કે "હું પરમેશ્વર અને ધર્મની સાક્ષીથી કહુ છુ કે અદ્યાપિ મારા પવિત્ર કૌમારનો ભગ થયો નથી, પરતુ હવે પછી જો હું દીર્ઘ સમય પર્યન્ત કુમારિકા જ રહીશ, તો મારૂ કૌમાર અખડ રહી શકશે કે નહિ એ વિશેની શકાનો અત્યારથી જ મારા હૃદયમાં સચાર થવા માડયો છે જો આપ મહાશયની આ દીન દાસીને ધર્મવિધિથી પોતાની અર્ધાંગનાની પદવીથી વિભૂષિત કરવાની દૃઢ ઇચ્છા હોય, તો આપના એ પરિણયપ્રસ્તાવને હું આનદ તથા પ્રસન્નતાપૂર્વક સ્વીકારૂં છું અને આપની મને જ્યા પણુ લઇ જવાની ઇચ્છા હોય ત્યા હું આપની સાથે આવવાને તૈયાર છુ મને પોતાની અર્ધાંગના તરીકે સ્વીકારવાથી ભવિષ્યમાં આપને કદાપિ પશ્ચાત્તાપ થવાનો નથી, એ નિશ્ચયપૂર્વક આપે જાણી લેવાનું છે. એથી વિશેષ હું બીજું કાંઇ પણ કહી શકતી નથી."

"તો પછી તમારે અત્યારથી જ એમ માની લેવાનુ છે કે હું તમારો પતિ છું અને તમો મારા ધર્મપત્ની છો માત્ર લગ્નનો જે વિધિ કરવાનો છે તે ઘેર પહોંચ્યા પછી કરી લેવાશે" આમ પ્રભુદાસે કહ્યું

એટલામા મેઘમાલિની "હું જરા બહાર જઈ આવુ છું" એમ કહીને બહાર જવામાટે ઊઠી, ચાલતા ચાલતાં જાણે પોતાનો હાથ અચાનક લાગી જવાથી દીવો પડી ગયો હોયની તેવી રીતે તેણે દીવાને હેઠળ પાડી નાખ્યો અને તેથી દીવો બુઝાઇ જતાં ઘરમા કાળો અધકાર વ્યાપી ગયો ગૃહમા અધકારનું સામ્રાજ્ય થવાથી ત્યાર પછીની ઘટના મારાથી જોઈ શકાઈ નહિ અને મેઘમાલિની બહાર નીકળીને મને જોઇ લેશે તો ત્યાની મારી ઉપસ્થિતિનો ભેદ તેના મુખથી પદ્માવતી તથા પ્રભુદાસના જાણવામા આવી જશે, એ વિચારથી હું પાછી બહાર ચાલી આવી અને આગણાના રસ્તાપર પડતા દરવાજા પાસે ઊભી રહી લગભગ વીસથી પચ્ચીસ મિનિટ પછી અદરની અડધી ઉઘાડી બારીમાથી પ્રકાશનાં કિરણો બહાર પડવા માડ્યા એટલે હું જાણે હમણાં જ આવી હોઉંની! તેવો દેખાવ કરીને અંદર ગઇ અને જોયુ તો પદ્માવતીની સ્થિતિમાં મને કાંઇક વિલક્ષણ પરિવર્તન થયેલુ દેખાયું મેં જતાની સાથે જ પદ્માવતીને કહ્યું કે "બહેન, શિવસહાયના પત્નીને તારૂ કાંઇ કામ હોવાથી હુ તને બોલાવવામાટે જ આવી છું; માટે ચાલ સત્વર મારી સાથે ધર્મશાળામા" મને અચાનક આવેલી જોઇને પ્રભુદાસ તથા મેઘમાલિનીના મુખમંડળમા પ્રથમ તો કાંઇક લજ્જાજન્ય કાલિમા પ્રસરી ગઇ, પરતુ તત્કાલ ધૃષ્ટતાને ધારણ કરીને પ્રભુદાસે પોતાના ગજવામાથી એક ગીની કાઢીને મારા હાથમા આપી અને કહ્યું કે. "જો બાળા, હું અને મેઘમાલિની અત્યારે અહીં બેઠાં છીએ એ વાર્તા તારી જ્યેષ્ઠા ભગિનીને જણાવીશ નહિ તેમ જ બીજા કોઇને પણ કહીશ નહિ આજે તને આટલુ ઇનામ આપું છું અને આવતી કાલે તને એક સારૂ ઘરેણું ઘડાવી આપીશ" મેં "બહુ સારૂં" કહીને તે ગીની લઇ લીધી, મેઘમાલિની તથા પ્રભુદાસ ચાલતાં થઇ ગયાં અને ત્યાર પછી પોતાનાં વસ્ત્રોને વ્યવસ્થિત કરીને પદ્માવતી ઘરને તાળું વાસી મારી

સાથે ધર્મશાળામાં આવવામાટે નીકળી જો કે આ સંસારમાં ચાલતી માનવ પ્રાણીઓની કેટલીક રમણીય ભયંકરતારૂપ વિલક્ષણ ચેષ્ટાઓનો મને અધિક અનુભવ તો ન હોતો જ, છતાં પણ સ્ત્રીઓ 'निसर्गादेव पाटिता' હોવાથી અને હું પણ એક સ્ત્રી હોવાથી એટલી કલ્પના તો હું અવશ્ય કરી જ શકી કે જે પદ્માવતી સંધ્યાકાળે હતી તે પદ્માવતી અત્યારે ન હોતી

હું અને પદ્માવતી જ્યારે ધર્મશાળામાં આવી તે વેળાયે માયાદેવી અમારી ઓરડીમાં ન હોતી, માત્ર શિવસહાયની પત્ની અમારી વાટ જોતી પોતાની ઓરડીના દ્વારમાં જ બેઠી હતી અને તેણે અમને જણાવ્યું કે "મહાત્મા વ્યંકટાદ્રિએ માયાદેવીને કાંઇ કાર્યમાટે પોતા પાસે બોલાવી છે એટલે તે તો બે કલાકથી ઉપરથી નીચે આવી જ નથી અને હવે મારે પણ પદ્માવતીનું કાંઇ કામ નથી; કારણ કે, તમોને આવતા વાર થવાથી મારું કામ મેં પોતે જ કરી નાખ્યું છે એટલે હવે પદ્માવતીને સૂઈ રહેવું હોય તો ભલે ઘેર જઇને સૂઇ રહે માયાદેવીને હું કહીશ કે પદ્માવતી તારા ઉપર ગયા પછી તરત આવી હતી, પણ કામ ન હોવાથી મેં તેને પાછી ઘેર મોકલી દીધી છે"

શિવસહાયની પત્નીના આ ભાષણથી તત્કાળ મારા જાણવામાં આવી ગયું કે, મેઘમાલિની તથા પ્રભુદાસ રાત્રિના સમયમાં અમારે ઘેર ગયા હતા, તેમને ઘર દેખાડવામાટે શિવસહાયની પુત્રી ગઇ હતી, ત્યાર પછી શિવસહાયની પત્નીએ પદ્માવતીને બોલાવી લાવવામાટે મને ઘેર મોકલી હતી અને મારા ગયા પછી માયાદેવીને વ્યંકટાદ્રિએ ઉપર બોલાવી હતી; માત્ર એટલું જ નહિ, પણ હું અને પદ્માવતી આવી એટલે શિવસહાયની પત્નીએ મોડા આવવામાટે ઠપકો આપવાને બદલે "માયાદેવીને હું કહીશ કે પદ્માવતી તારા ઉપર ગયા પછી તરત આવી હતી, પણ કામ ન હોવાથી મેં તેને પાછી ઘેર મોકલી દીધી છે" એમ કહીને અમારા મોડા આવવાની ઘટનાપર ઢાંકપિછોડો કરવાની કૃપા દર્શાવી હતી; એટલે આ સર્વ કારસ્થાન શિવસહાય અને તેની પત્નીની મધ્યસ્થતાથી જ રચાયલું હોવું જોઇએ, એ નિર્વિવાદ હતું શિવસહાયની સ્ત્રીના ચાતુર્યને જાણી જવા છતાં હું કાંઈ પણ બોલી નહિ અને મેં પદ્માવતીને કહ્યું કે: "બહેન, તું અહીં આવી છે તો હું એકલી હોવાથી માયાદેવી આવે ત્યાં સૂધી મારી સાથે વાતો કરતી અહીં જ બેસ અને પછી અહીં જ સૂઈ રહેજે, કારણ કે, આજે હવે તને ઘેર એકલાં સૂવાનું ગમશે નહિ અને મનમાં કાંઇ કાંઇ વિચારો આવ્યા કરશે." પદ્માવતી મારી પ્રાર્થનાને માન આપીને મારી પાસે બેઠી અને અમો બન્ને બહેનો બિછાનાં તૈયાર કરી સૂવાને બદલે બિછાનાપર બેસીને ધીમા સ્વરથી વ્યંકટાદ્રિ, મેઘમાલિની અને પ્રભુદાસના સંબંધમાં કેટલીક વાતચીત કરવા લાગી. વાતોમાં ને વાતોમાં લગભગ ત્રણ વાગવા આવ્યા અને તે વેળાયે માયાદેવી પાછી આવતાં અમારા તે વાર્તાલાપનો અંત આવી ગયો. માયાદેવીએ પદ્માવતીને જોઇને આશ્ચર્યથી પૂછ્યું કે "પદ્માવતી, તું પાછી ઘેર નથી ગઇ કે શું? શું હજી અહીંના કાર્યનો અંત નથી આવ્યો?" માયાદેવીના એ પ્રશ્નના ઉત્તરમાં પદ્માવતીએ જણાવ્યું કે: "અહીં કાંઇ વધારે કાર્ય ન હોતું, પરંતુ પછીથી એકલી ઘેર જવાનો કંટાળો આવવાથી અને કાંચનમાળા અહીં એકલી હતી એટલે બેના

આગ્રહથી મેં પણ અહીં જ સુઇ રહેવાનો વિચાર કર્યો, પરંતુ ઊંઘ ન આવવાથી હું અને કાંચનમાળા વાતો કરતા તારી વાટ જોતા બેઠા છીએ. હં, પણ આટલી વાર સુધી ઉપર શું કામ હતુ તે જણાવીશ ?"

"તેં જે બાબતમાટે મારો અભિપ્રાય પૂછયો હતો તે જ બાબતનો વિચાર ચલાવવામાટે વ્યકટાદ્રિએ મને બોલાવી હતી અને અત્યાર સુધી હું એ જ વિષયનો ઊહાપોહ કરતી તેમની પાસે બેઠી હતી." માયાદેવીએ પદ્માવતીના પ્રશ્નનુ સક્ષિપ્ત ઉત્તર આપ્યું

પરંતુ માયાદેવીના એ ઉત્તરથી પદ્માવતીની જિજ્ઞાસા વૃદ્ધિગત થવાથી કિંબહુના પદ્માવતી અધીર થવાથી આતુરતા દર્શાવીને પૂછવા લાગી કે: "તેં વિષયના ઊહાપોહનું પરિણામ શું આવ્યું વારૂ? વ્યકટાદ્રિ વિષે તારો શો અભિપ્રાય બધાયો? મારી તો એવી જ માન્યતા છે કે મહાત્મા વ્યકટાદ્રિના સભાષણથી અવશ્ય તને સતોષ થયો હશે અને તારા આજની સધ્યા વેળાના વિચારોનું અવશ્ય પરિવર્તન થઇ ગયું હશે કેમ ખરૂ કે નહિ?"

"પદ્માવતી, તારી ધારણા બહુ અંશે સત્ય છે, કારણ કે, વ્યકટાદ્રિની વાણી એટલી બધી મધુર અને મનોહારિણી છે કે આપણી પરિસ્થિતિમાંની ગમે તેવી અને ગમે તેટલી દૃઢહૃદયા અબળા પણ તેની વાણીથી મુગ્ધ થઇ જાય, એ સર્વથા સ્વાભાવિક જ છે આપણા દેશમા આપણાથી આપણી જાતિમાં રહીને સુખ મેળવી શકાય તેમ છે જ નહિ તેમ જ આપણાં હૃદયો એટલા પરિમાણમા દૃઢ તથા અવિચળ નથી કે જેના યોગે મરણપર્યંત અખડ બ્રહ્મચર્યને પાળવાની આપણાથી પ્રતિજ્ઞા કરી શકાય આવી પરિસ્થિતિમાં વિદેશમા જઇ અન્ય જાતિના પુરૂષો સાથે લગ્નસબધથી જોડાઈ ગૃહસસાર માડ્યા વિના આપણા ભાગ્યનો ઉદય અશક્ય છે અને તેટલામાટે વ્યકટાદ્રિના આગ્રહ તથા તેના દર્શાવેલા પ્રલોભનોથી લોભા-ઇને તને તથા કાંચનમાલાને સાથે લઇને મેં અહીંથી તેની સાથે પ્રયાણ કરવાનો નિશ્ચય કર્યો છે, પરતુ કદાચિત્ આમાં કાંઈ દગો ફટકો હોય અને આપણી આશા ત્યાં આપણી ધારણા અનુસાર સફળ ન થાય, તો આપણે પરદેશમાં રખડી ન પડીએ અને દયાજનક અવસ્થામા આવી ન પડીએ એટલામાટે વ્યકટાદ્રિ પાસેથી મેં પંદર સો રૂપિયાની માગણી કરી છે અને તે રકમ આવતી કાલે આપવાનું તેણે વચન પણ આપ્યું છે એ પદર સો રૂપિયા અને આપણી પાસે જે કાંઈ રોકડ હોય તે આપણાં ત્રણ ભગિનીઓના નામથી પોસ્ટ ઑફિસમાંની સેવિંગ્સ બેંકમાં રાખી દેવા, અને ત્યાર પછી આપણી જ્યા સ્થિરતા થાય ત્યાંની પોસ્ટ ઑફિસમાં ખાતું બદલાવી લેવું, એવો મારો વિચાર છે વ્યકટાદ્રિની સાથે આપણે માત્ર આપણા ત્રણ ત્રણ વસ્ત્રો પહેરીને જ જવાનુ છે, અન્ય જે કાંઇ પણ આપણને જોઇશે તે સર્વ વસ્તુઓ તેના તરફથી આપણને મળી શકશે એટલે અન્ય વસ્તુઓની ચિન્તા આપણે રાખવાની નથી. જો કે મારો પતિ જીવતો છે છતા વ્યકટાદ્રિ સમક્ષ તેં મને વિધવા તરીકે ઓળખાવી છે એ ઠીક જ કર્યું છે, મેં પણ તેમ જ જણાવ્યું છે અને વ્યકટાદ્રિનો તો મને પણ કોઈ યોગ્ય વર સાથે કુમારિકા તરીકે જ પરણાવી દેવાનો વિચાર છે જો એમ થાય તો તેથી આપણી કશી પણ હાનિ નથી અને તેથી આપણે એ વિષયનો વિશેષ વિચાર કરવાનો નથી.

હજી આપણે ત્રણ દિવસ પછી અહીંથી નીકળવાનુ છે અને તેટલા સમયમાં આપણા ઘરના સામાનનો આપણે વેચી સાટીને નિકાલ કરી નાખવાનો છે, કારણ કે, હવે તે સામાનની આપણને કશી પણ અગત્ય નથી. આપણા બધુને પણ આપણે આપણા આ દેશત્યાગની વાર્તા અત્યારે જણાવવાની નથી, ત્યા જઇને ઠેકાણે પડીશું એટલે પછી એક સવિસ્તર પત્ર લખીને તેને સર્વ વૃત્તાત જણાવીશું કદાચિત્ આપણને અહીં પાછા આવવુ પડે, તો અત્યારે જણાવેલો આ વૃત્તાત ભવિષ્યમા આપણામાટે ભયકર થઇ પડે એટલામાટે અત્યારે તો આ ઘટનાને ગુપ્ત રાખવામા જ લાભ છે સામાન જો કાલે જ વેચાઇ જાય તો બે દિવસ આપણાથી આ ધર્મશાળામા પણ વીતાડી શકાશે" માયાદેવીએ પોતાના પરિવર્ત્તિત વિચારો અને તે વિચારોના પરિણામને સવિસ્તર વ્યક્ત કરી સંભળાવ્યા

માયાદેવી પણ મોહમુગ્ધા થવાથી અમો ત્રણે ભગિનીઓના પ્રયાણનો નિશ્ચય થઈ ચૂક્યો અને તેથી મારા હૃદયમા પણ એક પ્રકારનો આનદ થવા લાગ્યો જો કે, એક વાર મેં મારા મનમા આજન્મ કુમારિકા રહેવાનો વિચાર કર્યો હતો, પરંતુ યૌવનનુ આગમન થતા મારા હૃદયમા પણ લગ્નની વાસનાનો ઉદ્ભવ થયો હતો અને તે વાસનાની તૃપ્તિમાટે આવા પ્રકારનો પ્રસગ અનુકૂલ હોવાથી મારા અત કરણમાં આનદનો આવિર્ભાવ થાય એમા નવાઈ જેવુ કશું ન હતુ અસ્તુ બીજે દિવસે બપોર પછી વ્યકટાદ્રિએ માયાદેવીને પદરસો રૂપિયાની રકમ આપી દીધી અને સામાનને વેચવાની વાત નીકળી એટલે શિવસહાયે અમારો સામાન વેચાતો લઇને તેની કીમતના રૂપિયા એક સો અમને રોકડા આપી દીધા જો કે સામાન તો પચાસ સાઠ રૂપિયાનો જ હતો અને વેચવા જઇએ તો તેના ત્રીસ રૂપિયા ભાગ્યે જ આવે તેમ હતુ છતા શિવસહાયે સો રૂપિયા ગણી આપ્યા એટલે એમા પણ કાઇક ભેદ જ હતો માયાદેવીએ કુલ અઢાર સો રૂપિયા ત્રણ ભાગમા વિભક્ત કરી ૬૦૦ પોતાના નામથી ૬૦૦ પદ્માવતીના નામથી અને ૬૦૦ મારા નામથી સેવિંગ્સ બેંકમા રાખવાની વ્યવસ્થા કરી દીધી અને ઘર ખાલી કરીને અમો કલકત્તાને ત્યાગવામાટે તૈયાર થઇ રહ્યા જે દિવસે અમો રવાના થવાનાં હતા તેને આગલે દિવસે શીલર સાહેબ મહાત્મા વ્યકટાદ્રિને મળવામાટે આવ્યો હતો અને વ્યકટાદ્રિએ તેને હુગલીથી દિલ્લી સુધીના પ્રવાસમાટે સેકન્ડ ક્લાસનો એક આખો ડબ્બો રિઝર્વ્ડ કરાવવાની સૂચના આપી દીધી હતી શીલર જે વેળાયે વ્યકટાદ્રિ પાસે આવ્યો તે વેળાયે અમો ત્રણે બહેનો ત્યા બેઠલી હોવાથી અમોએ તેને જોયો હતો અને તેણે અમોને જોઇ હતી એટલુ જ, અમારો પરસ્પર વિશેષ પરિચય કિંવા વાર્તાલાપ થયો ન હોતો બીજો દિવસ થયો અને અમારે રાતની ટ્રેનમા ઉપડવાનું હોવાથી વ્યંકટાદ્રિએ સધ્યાકાળે જ પોતાના બન્ને અનુચરોને સામાન લઇને 'હાવડા' સ્ટેશનપર મોકલી દીધા અને ત્યાર પછી ભોજન આદિના કાર્યથી નિવૃત્ત થયા પછી લગભગ સાત વાગે એક ગાડીમાં વ્યકટાદ્રિ તથા અમો ત્રણ ભગિનીઓ તથા બીજી ગાડીમા ચચળા, મેઘમાલિની, માલતી તથા મદિરાક્ષી અને ત્રીજી ગાડીમા પ્રભુદાસ તથા શીલર સાહેબ એવી રીતે અમો દશ સ્ત્રીપુરુષોનો સમુદાય ત્રણ ગાડીઓમા બેસીને 'હાવડા' સ્ટેશનપર જવાને નીકળ્યા 'હાવડા' સ્ટેશનપર

અમો પહોંચ્યા તે વેળાયે નોકરોએ અમારા રિઝર્વ્ડ ડબ્બામા સામાન ગોઠવીને રાખી દીધો હતો, બિસ્તરા છોડીને બીછાવી દીધા હતા અને ટ્રેનના ઉપડવામા માત્ર વીસ મિનિટનો જ અવકાશ હતો. સેકન્ડ ક્લાસનો અમારો રિઝર્વ્ડ ડબ્બો બે કમ્પાર્ટમેંટમા વિભક્ત થયેલો હતો અને તે પ્રત્યેક કમ્પાર્ટમેંટમા ઉપર અને નીચેના બર્થની સખ્યા ૭ ની હોવાથી આખા ડબ્બામા બાર મનુષ્યો સૂઇ શકે તેમ હતું. એક કમ્પાર્ટમેંટમા વ્યંકટાદ્રિ, માયાદેવી, મેઘમાલિની, મદિરાક્ષી અને એક અનુચર મળીને પાંચ વ્યક્તિઓના શયનની વ્યવસ્થા કરવામા આવી હતી અને તેમાની ત્રણ વ્યક્તિઓ વ્યંકટાદ્રિ, માયાદેવી તથા મેઘમાલિની નીચેની સીટ્પર સૂવાના હતા અને મદિરાક્ષી તથા અનુચર ઉપરના બર્થપર સૂવાનાં હતા બીજા કમ્પાર્ટમેંટમા પ્રભુદાસ, પદ્માવતી, ચચળા, માલિની, હુ અને એક અનુચર મળીને ૭ વ્યક્તિઓ પ્રવાસ કરવાની હતી એટલે કે નીચેની ત્રણ બેઠકો પ્રભુદાસ, પદ્માવતી તથા મારામાટે રખાયલી હોવાથી ઉપરનાં ત્રણ બર્થ ચચળા, માલતી તથા અનુચરને સોંપાયા હતાં બન્ને કમ્પાર્ટમેંટમા સડાસમાથી જવા આવવાનું દ્વાર હોવાથી તે દ્વારને ઉઘાડી નાખવામા આવ્યુ હતુ અને તેથી શયનનો સમય થાય ત્યા સુધી અમો એક જ કમ્પાર્ટમેંટમા બેસવાના હતાં; કારણ કે, વાર્તાલાપના આનદમા કેટલોક સમય વીતાડવાનો અમારો મનોભાવ હતો ટ્રેન ઉપડી અને શીલર અમને વિદાય કરીને પાછો કલકત્તા ભણી ચાલતો થઇ ગયો

વ્યંકટાદ્રિએ ગ્રીન ફ્રૂટ તથા ડ્રાય ફ્રૂટ, એટલે કે લીલો મેવો તથા સૂકો મેવો, કેક, બિસ્કીટ, મિઠાઇ, કેટલાક આમિષ ખાદ્ય પદાર્થો અને બેચાર જાતિની મદિરા તથા સોડા, લેમન આદિ ખાનપાનની વસ્તુઓ સારા પ્રમાણમા સાથે લીધી હતી એટલે ગાડી ઉપડ્યા પછી વાર્તાલાપમા જ્યારે લગભગ અગિયાર વાગ્યા ત્યારે વ્યંકટાદ્રિએ પોતાના અનુચરોને આજ્ઞા કરી કે "મને તથા પ્રભુદાસને અમારી ખાસ દવા આપો અને આ સ્ત્રીવર્ગને દ્રાક્ષાસવ આપીને પછી નાસ્તો રકાબીઓમા કાઢો એટલે નાસ્તો પાણી કરીને પછી નિદ્રાનો આસ્વાદ લઇએ, કારણ કે, નાસ્તો કરી લઇશુ ત્યા તો બાર સાડાબાર થવા આવશે " અનુચરોએ વ્યંકટાદ્રિ તથા પ્રભુદાસને આપવામાટેની દવાની જે બાટલી કાઢી તે બાટલી 'બ્રાન્ડી' નામક અપૂર્વ દવાની હતી અને અમો સ્ત્રીવર્ગને જે દ્રાક્ષાસવ આપવામા આવ્યો તે પોર્ટુગાલનો તીવ્ર પોર્ટવાઇન હતો, માત્ર એટલુ જ નહિ, પણ તે પોર્ટવાઇનમા બ્રાન્ડીનુ પણ થોડુંઘણુ મિશ્રણ હોવું જોઇએ એમ તેનો કાઇક વધારે નિશો ચઢયા પછી મને તથા માયાદેવીને શકા થવા માડી એવી રીતે નાસ્તો પાણી કર્યાં પછી અમો સર્વ પોતપોતાના બર્થપર જઇને પડ્યા અને વીજળીની બત્તીને ઓલવી નાખીને બારીઓને ચઢાવી દેવાથી ડબ્બામાં અધકાર વ્યાપી ગયો

મને બ્રાન્ડીમિશ્રિત પોર્ટવાઇનના મદથી તત્કાળ ઊંઘ આવી ગઈ અને તેથી રાત્રિનો સમય કેમ પસાર થયો તે મારા જેવા કે જાણવામા આવી શક્યું નહિ જે કોઈ પણ અબળા વેશ્યાવૃત્તિના દ્વારમા પ્રથમ પ્રવેશ કરે છે તેના ધાર્મિક તથા જાતીય આચાર વિચારોની પ્રથમ ભ્રષ્ટતા થાય છે એવો એક નિયમ હોવાથી વેશ્યાવૃત્તિના માર્ગમા જવાની સાથે જ અમારા ઉદરોને મદિરાનો સ્પર્શ

થઇ ચૂકયો હતો અને ભવિષ્યમાં અમારી જે અન્ય પ્રકારની પ્રગતિ થવાની હતી તેની યથાર્થ કલ્પનાનો તે વેળાએ અમારા મસ્તિષ્કમાં લેશમાત્ર પણ આવિર્ભાવ થઇ શકયો ન હોતો ”

કાંચનમાલા પોતાની કર્મકથાના આટલા ભાગ પર્યંત આવ્યા પછી મને સંબોધીને કહેવા લાગી કે “ચપા બહેન, ગઈ કાલ કરતાં પણ આજે મોડું થયું છે; લગભગ અઢી વાગવા આવ્યા છે એટલે હવે દિલ્હીમા અમો હશ્મતજાનની હવેલીમાં ઊતર્યાં હતા ત્યાં શી શી ઘટનાઓ મારા જોવામા આવી હતી અને ત્યાંથી વ્યંકટાદ્રિના નિવાસસ્થાનમા પહોંચ્યા પછી આજકાલના સુધારાની રમણીય ભયંકરતાના જે જે દૃશ્યો મેં જોયા હતા તે સર્વ વૃત્તાંત હું આવતી કાલે સભળાવીશ ”

કાંચનમાલાની કથામા અમને એવો રસ પડવા માંડ્યો હતો કે અઢી વાગવા આવ્યા હતા એનુ અમારામાથી કોઇને કાંઈ ભાન હતુ જ નહિ, એટલે પછી અઢી વાગ્યાની વાત સાભળતા અમારે કાંચનમાલાની ઇચ્છાને માન આપીને અમારી ઇચ્છાની તૃપ્તિના કાર્યને બીજા દિવસની રાતપર મુલ્તવી રાખવુ જ પડ્યું કુંજવિહારીએ નોકરને ચાહ મૂકવાની આજ્ઞા આપી, પરંતુ આટલી મોડી રાતે ચાહ પીવાથી બે કલાક ઊંઘ આવવાની હશે તે પણ નહિ આવે અને આખી રાતનો અખંડ ઉજાગરો થઇ પડશે, એવુ કારણ દર્શાવીને મેં ચાહની ના પાડી અને તેમના નોકરને સાથે લઇને મારા ઘર ભણી જવાને હુ ચાલતી થઇ.

કાંચનમાલાના મુખથી તેના અને તેની બે ભગિનીઓના જન્મભૂમિત્યાગની કથા સાભળીને જામનગરમાથી એક વાર લફંગા લોકો સાથે મેં કરેલા પલાયનની ઘટનાનું મને સ્મરણ થઈ આવ્યું અને તે ઘટના તથા આ ભગિનીત્રયના પલાયનની ઘટનાની પરસ્પર તુલના કરીને શય્યામા પડી પડી હું મનોગત કહેવા લાગી કે “જામનગરમાથી તે વેળાએ પલાયન કરવાની અને માતાની છાયાથી દૂર થવાની મારામાટે એવી કશી પણ આવશ્યકતા ન હોવા છતા માત્ર એક સાધારણ આકર્ષણથી આકર્ષાઇને મેં ગૃહત્યાગનું સાહસ કર્યું હતું અને લફંગાઓની વાણીથી હું લુબ્ધ થઇ ગઈ હતી, તો પછી જે દુઃખદ પરિસ્થિતિમા માયાદેવી, પદ્માવતી અને કાંચનમાલા આવી પડી હતી તે દુઃખદ પરિસ્થિતિમા વ્યંકટાદ્રિ અને પ્રભુદાસ જેવા ચાલાક અને વાચાળ પુરુષોના વાગ્જાળમાં ફસાઇ લોભ તથા મોહને વશ થઇને તે ત્રણે ભગિનીઓએ પોતાના દેશત્યાગનો જે અપરાધ કર્યો હતો તે તેમનો અપરાધ મારી માન્યતા પ્રમાણે સર્વથા ક્ષમ્ય હતો, કારણ કે, ખરી રીતે એ અપરાધ તે અબળાઓનો નહિ, પણ જે સમાજે તેમને આવી પરિસ્થિતિમાં લાવી મૂકી હતી તે નિર્દય સમાજનો જ હતો ભલે સ્ત્રીઓના ચરિત્રોને લોકો દેવોથી પણ જાણી ન શકાય તેવાં અગમ્ય માનતા હોય, પરતુ મારી તો એવી જ માન્યતા છે કે, જે સ્ત્રીઓ કોઈ પણ આત્મીય પુરુષના રક્ષણ વિનાની અને કોઈ પણ કારણવશાત્ અન્ય પુરુષોના સમાગમમાં આવનારી હોય છે, તે સ્ત્રીઓ ગમે તેવી અને ગમે તેટલી બુદ્ધિમતી, વિચારશીલા અને પવિત્રહૃદયા હોવા છતાં પણ ધનલાલસા, સુખલાલસા, વિકારલાલસા અને એવી જ અન્ય સ્વાભાવિક લાલસાઓની તૃપ્તિની આશાથી વિષયી, કામી અને લંપટ પુરુષોના કિંવા એવી નિરાશ્રિત અબળાઓના યૌવન તથા સૌંદર્યનો પોતાના અન્ય પ્રકારના સ્વાર્થની સિદ્ધિમાટે

અન્ય પ્રકારનો ઉપયોગ કરનારા સૌન્દર્યવિક્રેતા ચાલાક પુરુષોના વિસ્તારેલા લોભ-જાળ, મોહજાળ તથા વાગ્જાળમાં તત્કાળ સપડાઈ જાય છે અને તેમના એ નાનાવિધ જાળોમાં સપડાતા અંતે તેમની એવી દુર્દશા થાય છે કે કાં તો તેઓ ભૂંડે હાલે મરી જાય છે અને કાં તો એવી અવસ્થામાં જીવે છે કે ક્યાયની રહી શક્તી નથી દુષ્ટ પુરુષોના પ્રસારેલા એ નાનાવિધ જાળમાંથી જો વેળાસર ચેતીને કોઇ ચપળા નીકળી જાય છે તો તે બચી જાય છે, પણ જેઓ નથી ચેતતી તેમના માટે તો અધોગતિની ગહન ગર્તામાં પડ્યા વિના બીજો કોઈ માર્ગ રહેતો જ નથી કાંચનમાલા તો અદ્યાપિ કાંઇક સારી સ્થિતિમા હતી, પણ માયાદેવી અને પદ્માવતીના જીવનની શી સ્થિતિ થઈ હતી તે જાણવામાટે મારૂં અંતઃકરણ અતિશય આતુર હોવાથી મને સાડાચાર વાગ્યા સુધી ઊંઘ ન આવી સાડાચાર વાગ્યા પછી મારી આંખ લાગી ગઈ અને સાડા સાત વાગે મારી માતાએ મને જગાડી ત્યારે જ હું જાગી રાતે પાછી યથાસમય હું કુંજવિહારીને ઘેર ગઇ અને કાંચન-માલાએ પોતાની કર્મકથાને નીચે પ્રમાણે આગળ લબાવી —

## પ્રકરણ ૧૦ મું

### કાંચનમાલાની કર્મકથા (ચાલૂ)–૫ મારો પોતાનો અધઃપાત !

"અમો જે વેળાયે આર્યાવર્તની પુરાતન રાજધાની ઇન્દ્રપ્રસ્થ અથવા દિલ્હીના સ્ટેશનપર પહોંચ્યા તે વેળાયે, ચ્વેતાગ શીલરે હશ્મતજાનને અમારા પ્રસ્થાનના સમાચાર તારદ્વારા આપી દીધેલા હોવાથી હશ્મતજાન પોતાના ચાર નોકરોને સાથે લઇને અમને ઊતારવામાટે સ્ટેશનના પ્લૅટફૉર્મપર અમારી પ્રતીક્ષા કરતી તૈયાર ઊભી હતી અને અમને પોતાની હવેલીમા લઇ જવામાટે બબ્બે ઘોડાની ત્રણ ગાડીઓ પણ તેણે તૈયાર રખાવી હતી અમો સર્વ અતિથિઓ ક્ષેમકુશળતા તથા આનંદપૂર્વક હશ્મતજાનની હવેલીમા પહોંચી ગયા અને તે હવેલીમાના તુર્કસ્તાનના સુલ્તાનના જનાનખાના જેવા ઠાઠ તથા ત્યાનાં અશ્રુતપૂર્વ વિલાસનાં સાધનોને જોઇને અમો ત્રણે ભગિનીઓના આશ્ચર્યનો અવધિ થઈ ગયો, કારણ કે, આવા પ્રકારના વિલાસવૈભવોનું પ્રદર્શન અમોએ અમારા જીવનકાળમા સાભળ્યુ પણ ન હોતુ, તો પછી જોવાની સભાવના તો ક્યાથી જ હોય વારૂ? * * * * * *

અહીં કાંચનમાલાએ 'હશ્મતજાનની હવેલીનું જે વર્ણન આપ્યું હતુ તે મારી આત્મકથાના પ્રથમ દૃશ્યમાં આવી ગયેલુ હોવાથી અહીં તેની પુનરુક્તિ કરવાનું ઉચિત ધાર્યું નથી જુઓ 'ચુડેલનો વરસો,' પ્રથમ દૃશ્ય "હશ્મતજાનની હવેલી" શીર્ષક પ્રકરણ, પૃષ્ઠ ૧૫૫.

આવા પ્રકારના વિલાસવૈભવનાં સાધનોથી મંડિત મહાલયમાં હશ્મતજાન જેવી વિખ્યાત નર્તકી તથા ગાયિકાના હસ્તથી અમારો પોતાનો અપૂર્વ અતિ-થિસત્કાર થતો જોઇને જાણે અમો સ્વર્ગમાં વિહરતાં હોઇએની! એવો જ અમારા ધ્યાનમાં ભાસ થાય એ સર્વથા સ્વાભાવિક જ હતું ચંદ્રકાન્ત, મણુદાસ, તેમની સાથેની ચાર યુવતીઓ તથા તેમના અનુચરોને તો કોઈ પણ જાતિના મનુષ્યના

હસ્તથી રંધાયલું અને કોઈ પણ પ્રકારનું–આમિષ આદિ–ભોજન લેવામાં કોઈ પણ પ્રકારનો પ્રત્યવાય ન હોતો, પરંતુ અમારા જીવનપરિવર્તનની આ અદ્યાપિ પ્રથમ ઘટિકા હોવાથી વિજાતીય તથા વિધર્મીય મનુષ્યના હસ્તથી રંધાયલું ભોજન ન લેવાનો અમોએ અમારો વિચાર દર્શાવ્યો અને હશમતજાને અમારા-માટે બ્રાહ્મણના હસ્તથી રંધાયલા ભોજનની વ્યવસ્થા કરી આપી

"દિલ્હીમાં દશથી પંદર દિવસ વીતાડવાનો અને હશમતજાનની હવેલીમાં રહીને ત્યાંની બાદશાહી મેહમાનદારી તથા ત્યાંના રાજભોગવિલાસનો સંપૂર્ણ ઉપભોગ કરવાનો વ્યંકટાદ્રિનો મનોભાવ હોવાથી હશમતજાને અમો સર્વ અતિથિ-ઓને ગૃહ સમાન ભિન્ન ભિન્ન ખંડો કાઢી આપીને અમારા નિવાસમાટેની ઘણી જ સારી વ્યવસ્થા કરી આપી ચપળા, મેઘમાલિની, માલતી અને મદિરાક્ષીના નિવાસમાટે સર્વ પ્રકારના સુખસાધનોથી મંડિત એક વિશાળ ઓરડો કાઢી આપવામાં આવ્યો હતો, અમો ત્રણ ભગિનીઓના નિવાસમાટે તેના કરતાં પણ અધિક ઉત્તમ એક બીજો ઓરડો કાઢી આપવામાં આવ્યો હતો અને વ્યંકટાદ્રિ તથા પ્રભુદાસને તો વળી ઉત્તમોત્તમ બે ભિન્ન ભિન્ન ખંડ અપાયા હતા કે જેથી તેમના એકાંત પ્રસંગમાં કોઇ પણ પ્રકારની બાધા ન કરી શકાય અને તેમના ગુપ્ત કૃત્યો કોઇના જોવા કે જાણવામાં ન આવી શકે હશમતજાનની હવેલીમાં આ પૃથ્વીપટપરના હિન્દુસ્તાન, ચીન, જાપાન, અરબસ્તાન, ઇરાન, તુર્કસ્તાન, રૂમાનિયા, પૂર્વ રશિયા અને તાતાર આદિ પૂર્વના દેશોની ભિન્ન ભિન્ન જાતિની નવયૌવના તથા રૂપસુંદરી રમણીઓની જોઇએ તેટલી વિપુલતા હોવાથી અને તો ત્યાં 'બહારે પરસ્તાન'નો જ સાક્ષાત્કાર થવા લાગ્યો અને તેમાંની જ કેટલીક યુવતીઓ અમારી સેવામાટે નિયુક્ત કરાયલી હોવાથી અમારી દુર્દશાને ભૂલીને અમો ત્રણે બહેનો આનંદસુખના સમુદ્રમાં નિમજ્જન કરવા લાગી મરીયમ પણ તે વેળાયે ત્યાં જ હતી અને તેથી તેની સાથે મારો તથા મારી ઉભય ભગિનીઓનો પ્રથમ પરિચય પણ ત્યાં જ થયો હતો, કારણ કે મરીયમને અને બીજી એક રાહતુન્નિસા નામની મુસલ્માન રમણીને અમો ત્રણ ભગિનીઓની સેવામાટે નિયુક્ત કરવામાં આવી હતી અને તેથી તેમની સાથે વાર્તાલાપનો નિત્ય અમને વિપુલ પ્રસંગ મળતો હોવાથી તેમની સાથે અમારો ગાઢ પરિચય થયો હતો અને તેમાં પણ મરીયમનો સ્વભાવ ઘણો જ મળતાવડો નમ્ર તથા વિનોદી હોવાથી મરીયમનો અને મારો તો બે દિવસમાં જ એવો અને એટલો બધો ગાઢ મૈત્રીસંબંધ બંધાઇ ગયો કે તેના પરિણામે તેણે પોતાના હૃદયની કેટલીક ગુપ્ત વાર્તાઓ પણ મને જણાવવા માંડી અને તેથી હશમતજાનની હવેલીનો અને હશમતજાનની ધનાઢ્ય-તાનો કેટલોક ભેદ મારા જાણવામાં આવી ગયો તે ભેદ એ જ કે, તે બીજા દેશો-માંની નવયુવતી તથા રૂપસુંદરી સ્ત્રીઓને દિલ્હીમાં લાવતી હતી અને હિન્દુસ્તાનના ભિન્ન ભિન્ન ભાગોમાંની રૂપાળી રમણીઓને હિન્દુસ્તાન બહારના અન્ય દેશોમાં મોકલતી હતી એ વ્યવસાયથી તેને ઘરમાં બેઠાં હજારો રૂપિયાની આવક થતી હોવાથી તે છેલ્લાં થોડાં વર્ષોના કાલાવધિમાં આટલી બધી ધનાઢ્ય અને લાગ-વગવાળી થઇ ગઈ હતી, કારણ કે, દિલ્હી, લખનૌ, મેરઠ, રામપુર અને પશ્ચિમોત્તર વિભાગના અન્યાન્ય નગરોના કેટલાક અત્યંત ધનાઢ્ય વિલાસી રઇસો, જાગીરદારો

તથા જમીનદારો તેના ગ્રાહક હોવાથી અને કેટલાક અધિકારીઓનો પણ તેની સાથે સંબંધ હોવાથી તેની સામે કોઈ આંગળી પણ ચીંધી શકતું ન હોતું અને તે વનિતાવિક્રયના પોતાના વ્યાપારને નિર્ભયતાથી ધમધોકાર ચલાવ્યા કરતી હતી મરીયમ પોતે કોણ, ક્યા દેશની નિવાસિની તથા કેવી સ્થિતિની અબળા હતી અને કેવા સંયોગોમા સપડાઇને તે હરમતજાનની હવેલીમાં આવી હતી એ વિષેનો સંક્ષિપ્ત વૃત્તાંત તેણે મને કહી સંભળાવ્યો હતો, પરંતુ તેનો વૃત્તાંત તેના પોતાના મુખથી તમારા સાંભળવામા આવવાનો છે એટલે મારા વૃત્તાંત સાથે તેના વૃત્તાંતને વર્ણવવાની હું કાંઈ પણ આવશ્યકતા જોતી નથી

દિલ્લીમા જે દિવસે અમો પહોંચ્યા તે દિવસ અને રાત તો અમોએ ખાનપાન તથા વિશ્રામમા જ વીતાડી દીધા અને બીજે દિવસે મેં તથા પદ્માવતીએ વ્યંકટાદ્રિને દિલ્લીના કેટલાક પુરાતન તથા ઐતિહાસિક સ્થળોને જોવામાટેની ઇચ્છા દર્શાવવાથી તેણે હરમતજાનને કહીને અમને તે સ્થળો બતાવવામાટેની વ્યવસ્થા કરાવી આપી અમારામાટે એક સારી ધૂમ ગાડી મગાવવામા આવી અને તેમાં બેસીને અમોએ દિલ્લીના પુરાતન તથા ઐતિહાસિક કુતુબમીનાર, દીવાનેખાસ, દીવાનેઆમ, જુમ્મા મસ્જિદ, કુતુબુદ્દીન બખ્તિયાર કાકીની કબ્ર, શમ્સુદ્દીન અલ્તમશની કબ્ર, જગત્પ્રસિદ્ધ લોહસ્તંભ, કુવ્વતુલ ઇસ્લામ, અલાઉદ્દીનનો દરવાજો, તઘલખશાહની કબ્ર, નિજામુદ્દીન ઓલિયા અને જહાનઆરાનો મકબિરો, નિજામુદ્દીન ઓલિયાની કબ્ર આગળનો કૂવો, પુરાતન દિલ્લી અથવા ઇંદ્રપ્રસ્થનો દુર્ગ, શેરશાહની કબ્ર, હુમાયૂનનો મકબિરો, વેધશાળા, ચોસઠ ખમ્બા, લાહોરી દરવાજા, તુલામંદિર, રંગમહાલ, ફુવ્વારએ ગુલાબ, મોતી મસ્જિદ, શ્રાવણ ભાદરવો અને નવ્વાબ સફદર જંગનો મકબરો* આદિ સ્થળો જોયા અને તે જોતાં અમારા ત્રણ દિવસ વીતી ગયા એ સ્થાનનિરીક્ષણના પ્રથમ દિવસે પ્રભુદાસ બનીઠનીને અમારી સાથે આવ્યો હતો, બીજે દિવસે પ્રભુદાસને બદલે વ્યંકટાદ્રિ પોતે આવ્યો હતો અને ત્રીજે દિવસે માત્ર એક અનુચર જ અમારી સાથે આવ્યો હતો; કારણ કે, તે દિવસે શ્વેતાંગ શીલર કલકત્તેથી દિલ્લીમા આવેલો હોવાથી અને તે વ્યંકટાદ્રિ, પ્રભુદાસ તથા હરમતજાનને મળવામાટે આવવાનો હોવાથી વ્યંકટાદ્રિ તેમ જ પ્રભુદાસથી અમારી સાથે આવી શકાય તેમ ન હોતું અમો સાંજે છ વાગ્યા પછી હરમતજાનની હવેલીમા પાછા આવ્યાં તે વેળાએ પાછળના ભાગમાના નીચેના મોટા સુસજ્જિત ખંડમા વ્યંકટાદ્રિ, પ્રભુદાસ, હરમતજાન તથા શીલર કાંઇક ગુપ્ત વાર્તાલાપ અથવા ગુપ્ત પરામર્શ કરતાં બેઠા હતા એટલે અમો ત્રણે ભગિનીઓ તેમને સાંકેતિક નમન કરીને અમારા ખંડમા ચાલી ગઇ અને અમને શ્રમ થયેલો હોવાથી બેસીને જળપાન કરી વિશ્રાંતિ લેવા લાગી આઠ વાગે અમો જમી રહી અને સત્વર જ નિદ્રાધીન થવાની તૈયારી કરવા લાગી. પરંતુ એટલામાં મરીયમે આવીને મને એવો સંદેશો સંભળાવ્યો "બહેન કાંચનમાલા, તમને હરમતજાન જરા પોતાના ઓરડામા બોલાવે છે, માટે ત્યાં પધારશો?" મને આ

* આ સર્વ સ્થળોનાં ચિત્રો જોવામાટે અને તેમના ઐતિહાસિક વૃત્તાંતો વાંચવામાટે 'પુરાતન દિલ્હી' નામક સચિત્ર પુસ્તક જોવું, 'ગુજરાતી' પ્રેસ દ્વારા પ્રકાશિત, મુંબઈ

પ્રમાણે કહીને મારી ભગિની માયાદેવી તથા પદ્માવતીને તેણે જણાવ્યુ "કાચન-માલાને આવતા કદાચિત્ વિલબ થાય તો તમો આનદથી નિદ્રાધીન થઇ જજો; હું પોતે કાચનમાલાને પાછા અહીં પહોંચાડી જઇશ " હું મરીયમ સાથે હશ્મતજાન પાસે જવાને મારા ઓરડામાથી નીકળી માર્ગમા જતા જતા મરીયમે અત્યત ધીમા સ્વરથી મને જણાવ્યુ. "કાચનમાલા, અત્યારે તમારા સમક્ષ એક વિલક્ષણ પ્રસ્તાવ મૂકાવાનો છે, પણ જો મારૂ માનો તો તે પ્રસ્તાવને સ્વીકારશો નહિ અને વ્યકટાદ્રિ સાથે ગુજરાતમા જવાની જ તમારી દૃઢ ઇચ્છા દર્શાવજો, નહિ તો, આ પ્રસ્તાવને સ્વીકારતા તમો અધોગતિની ભયાનક ગર્તામા જઇ પડશો અને વ્યકટાદ્રિ સાથે જવાથી કાઇક પણ પ્રતિષ્ઠા જળવાશે પછી તો જેવો તમારો વિચાર " મેં મરીયમને જણાવ્યુ "હુ તમારા ઉપદેશ પ્રમાણે જ વર્તીશ " અમો જે વેળાયે હશ્મતજાનના ઓરડામા જઈ પહોંચ્યા તે વેળાયે ત્યા હશ્મતજાન એકલી જ બેઠી હતી એક મખમલના મઢેલા વિશાળ કોચપર હુક્કાની નળીને મોઢામા લઈ ધુમાડાના ગોટેગોટ કાઢતી તુર્કસ્તાનની સુલ્તાના પ્રમાણે મોટા તકિયાને અઢેલિને બેઠલી હશ્મતજાને મને આવેલી જોતા જ મારો આદર કર્યો અને મને પોતાની પાસે બેસાડીને મારામાટે સ્ટ્રૉંગ કૉફીનો એક કપ મગાવવાની મરીયમને આજ્ઞા આપી દીધી. મરીયમના ગયા પછી હશ્મતજાન અત્યત માયાળુતાથી અને સ્નેહાર્દ્રતાથી મને સબોધીને કહેવા લાગી કે —

"કાચનમાલા, તારી ઉમ્ર કેટલાક સાલની થઈ હશે વારૂ ? મારો અદાજ છે કે, તારી ઉમ્ર સોળથી સત્તર સાલની તો જરૂર હોવી જ જોઇએ, અને તેથી –

"બરસ સોલાકા યા તો સતરાકા સિન,
જવાનીકી રાતેં મુરાદોં કે દિન!"

"નહિ, શ્રીમતી, મારી ભગિની પદ્માવતીનુ વય સોળ વર્ષનુ થઇ ગયુ છે, પરતુ મને તો હજી ચોદમું વર્ષ ઊતરવા આવ્યું છે અને ત્રણેક મહિના પછી જ મારો પદરમા વર્ષમા પ્રવેશ થવાનો છે" મેં મારા વય વિષે હશ્મતજાનની થતી ભૂલને અથવા તો ખોટી અટકળને સુધારીને કહ્યુ

"અહો ! ચૌદ સાલની ઉમ્ર અને આવી ઉભરાતી જવાની !" હશ્મતજાને મારા યૌવનના નિરીક્ષણથી આશ્ચર્યચકિત થઇને મારી શ્લાઘાને આરભતાં કહેવા માડ્યું "માશાઅલ્લાહ ! આવા ઉભરાઈ જતા જોબનને જોવાથી કુદરતી રીતે જ એવો ક્યાસ કરી શકાય છે કે તુ સિન્ને બલોગતને પહોંચી ચૂકી હઇશ; કેમ ખરૂ કે નહિ ?"

"સિન્ને બલોગત એટલે શું તે હું સમજતી નથી" મેં તેના ફારસી અથવા અરબી શબ્દના અર્થને ન સમજવાથી કહ્યુ

"જે કુમારિકા સ્ત્રીધર્મમા આવેલી હોય છે તે કુમારિકાને અમો 'સિન્ને-બલોગત'ને પહોંચેલી અથવા તો 'બાલિગ' કહીએ છીએ" હશ્મતજાને મને તે શબ્દનો અર્થ કરી સમજાવ્યો

તે શબ્દના અર્થને જાણવા પછી મેં લજ્જાથી નીચા ઢળેલાં નેત્રોવડે અને લજ્જાના ભારથી જણાવ્યું કે "જી, નહિ, અદ્યાપિ હુ સ્ત્રીધર્મમાં આવી નથી,

પરંતુ મારા શરીરમાં હવે કાંઇક એવાં ચિ ો દેખાવા માંડ્યાં છે કે જેથી સત્વર જ સ્ત્રીધર્મમાં આવવાની કલ્પના કરી શકાય છે"

"ત્યારે મારી અટકળ બિલ્કુલ ખોટી તો નથી જ, કારણ કે, સ્ત્રીધર્મમાં આવવાની તૈયારી વિના કુમારિકાના શરીરમા આવા સપૂર્ણ યૌવનનો વિકાસ થાય જ નહિ ખરેખર કાચનમાલા, તારા વિકસિત યૌવનને જોતાં કોઇ પણ તને ષોડષવર્ષીયા અથવા તો અઢાર વર્ષની નવયૌવના નારી જ માની લે તેમ છે. અરે, હું પણ ભૂલ ખાઇ ગઈ, તો પછી કોઇ સાધારણ માણસ ભૂલ ખાઈ જાય તો તેમા અજાયબી શાની વાત?" હુરમતજાને બળાત્કારે ચાવી ચાવીને કેટલાક સસ્કૃત શબ્દોના મિશ્રણવાળી ભાષા બોલવાનો યત્ન કરીને કહ્યું.

"એમા આશ્ચર્ય જેવુ કાંઈ પણ નથી, કારણ કે, કોઈ કન્યાના શરીરનું બધારણ સારૂ હોય અને આરોગ્ય જળવાયલુ હોય તો તેના શરીરમાં યૌવનનાં ચિહ્નો સત્વર પ્રકટી નીકળતા તેનુ વય હોય તેના કરતા બે ચાર વર્ષ મોટું દેખાય છે, અને જો કોઈ ગળેલા હાડવાળી બાળા હોય છે તો તે અઢાર વર્ષની હોવા છતા તેર વર્ષની દેખાય છે, કારણ કે, તેના યૌવનનો વિકાસ થયેલો જ નથી હોતો આ સર્વ વિષયો નૈસર્ગિક હોવાથી આ વિષયોમાં મનુષ્યની બુદ્ધિ ભાગ્યે જ યોગ્ય કલ્પના કરી શકે છે મારૂ શરીર સુદૃઢ અને નીરોગ છે એમાટે હું ઈશ્વરનો આભાર માનું છું; કારણ કે, જો મારૂં શરીર રોગિષ્ટ અને દુર્બળ હોત, તો દરિદ્રાવસ્થામા મારા દુ ખની પરમ સીમા જ થઈ જાત!" મેં અત્યંત નમ્રતા દર્શાવીને આ પ્રમાણેના ઉદ્ગાર કાઢ્યા

"ઇશ્વર અથવા ખુદાતાલાનો એહસાન તો જે બખ્તાવર મર્દને, જે લાયક નવજવાન દૂલ્હાને તારા જેવી નવજવાન, હુસ્નઆરા, તાલીમયાફ્તા અને આલી-ખાન્દાન દૂલ્હન મળી જાય તે દૂલ્હાએ જ માનવાનો છે, કારણ કે, તારા જેવી સઘળી ખૂબિયોથી ભરપૂર બીબી કોઈ નસીબદાર મર્દના ઘરને જ શોભાવે છે. ખરેખર કાચનમાલા, મેં મારી જિન્દગીમા બેશુમાર હસીન નાજનીનોને જોઇ છે, મારી સોહબતમાં રાખી છે અને કેળવી છે; પણ તારા હુસ્નની રંગત અને તારી અદા તો તારી પોતાની જ છે; તારા જેવી કોઇ પણ આલમની હસીના અદ્યાપિ મારા જોવામાં આવી નથી અને આઇન્દા પણ તારા જેવી કોઇ ખુબ-સૂરત ઔરત મારા જોવામાં આવશે કે નહિ, એનો પણ મારા દિલમાં શક જ રહ્યા કરે છે ખયર હવે તને મેં અત્યારે અહીં એકાતમા મારી પાસે શામાટે બોલાવી છે, એ હું તને કહી સભળાવીશ"

આ પ્રમાણે મારા યૌવન, સૌન્દર્ય, સુશિક્ષિતત્વ અને શાલીનત્વની પ્રશસાથી મારા મનને જીતી લેવાનો યોગ્ય પ્રયત્ન કરીને જમાનાની ખાધેલી ચાલાક અને બેબાક હુરમતજાન પોતાના મતલબની વાતપર આવી લાગી અને મીઠા-મધ જેવા શબ્દોમાં મને ઉદ્દેશીને ગભીરતાથી કહેવા લાગી: "કાંચનમાલા, તને જ્યારથી મેં જોઇ છે ત્યારથી મારી પોતાની દુખ્તર તરીકે તને મારા ઘરમાં રાખી તારી કોઇ સારા નવજવાન, ખુબસૂરત, આલીખાન્દાન, તથા તવંગર મર્દ સાથે શાદી રચાવી દુખ્તર તથા દામાદને મારી દોલત આપી દેવાનો અને ખુદાની યાદમા બાકીની જિંદગીને વીતાડી દેવાનો મારો વિચાર થયા કરે છે.

જો તુ મારી વાતને માની લેવાને તૈયાર હોય તો મારા જરોમાલની તું જ આજથી માલિક છે એમ જ તારે સમજી લેવાનુ છે પરવરદિગારે મને ફર્જન્દથી બેનસીબ રાખેલી હોવાથી આટલી બધી દૌલત હોવા છતા પણ મારા જિગરમાં રાહત, ચયન કે આરામ નથી બોલ, છે તારો મારી દુખ્તર થવાનો વિચાર ?"

હશ્મતજાને મને લોભ તો એવો બતાવ્યો કે, તેના એ પ્રસ્તાવને અસ્વીકારવાનું કાર્ય પ્રથમ દૃષ્ટિએ તો મને મૂર્ખતાભરેલુ જ દેખાયુ, પરન્તુ મરીયમના શબ્દોનુ સ્મરણ થતા હશ્મતજાન જેવી ચાલાક ઔરતની આ ઉદારતામા પણ અવશ્ય કાઇક ભેદ હોવો જ જોઇએ, એમ મારી મનોદેવતા મને કહેવા લાગી અને તેથી તેના પ્રસ્તાવને ન સ્વીકારવાનો મનમા દૃઢ નિશ્ચય કરીને અત્યંત મધુર વાણીથી હું તેના એ પ્રસ્તાવનું ઉત્તર આપતા કહેવા લાગી. "શ્રીમતી, મારા જેવી એક કગાલ કુમારિકાપર આપની આટલી બધી કૃપાદૃષ્ટિ થયેલી અને પસંદગી ઊતરેલી જોઇને મારા હૃદયમા અતિશય આનદ થાય છે અને હું આપનો અત કરણપૂર્વક આભાર માનું છું, છતા જણાવતા મને શોક થાય છે કે આપના આ પ્રસ્તાવનો મારાથી આ જન્મમા તો સ્વીકાર કરી શકાય તેમ છે જ નહિ; કારણ કે, હું એક બ્રાહ્મણ કુમારિકા છુ અને આપ મુસલ્માન છો, એટલે જો હુ આપની પુત્રી થાઉં તો મારે પણ ઇસ્લામધર્મને સ્વીકારવો જોઇએ, એ તો નિર્વિવાદ છે અને પ્રાણ જતા પણ મારો ધર્મપરિવર્તન કરવાનો લેશમાત્ર પણ વિચાર નથી, તો આ બાબત બનવાનો સભવ જ ક્યા હોય ? અમારા દુર્ભાગ્યની પ્રબળતાથી અમારે અમારી જાતિનો, અમારા સમાજનો અને અમારા દેશનો તો ત્યાગ કરવો પડ્યો છે પણ ધર્મને ત્યાગવાની અમારી ઇચ્છા નથી કોઈ કગાલ હિન્દુ પતિ સાથે અમારાથી લગ્ન કરી શકાય, પણ ધનલાલસામાટે અમારાથી મુસલ્માન તો ન જ થઇ શકાય વળી અમો ત્રણ બહેનોનો એક બીજાથી છૂટા પડી જવાનો મનોભાવ નથી અને ગુજરાતમા અમારામાટે એવી કોઇ વ્યવસ્થા થવાની છે કે જેના યોગે અમારો મનોભાવ સિદ્ધ થવામાં અડચણ આવે તેમ નથી"

મારૂ આ પ્રમાણેનુ સ્પષ્ટ નકારાત્મક ઉત્તર સાભળીને હશ્મતજાનના મુખમડળમા કાઇક નિરાશાની છટા વ્યાપી ગઇ અને તે હુક્કાના દમ ખેંચતી કાઇક વિચારમા પડી ગઇ તે હજી કાઈ બોલી ન હોતી એટલામા એક હિન્દુ જેવી દેખાતી અને વીસથી બાવીસ વર્ષના વયની કિંચિત્ શ્યામવર્ણી પરન્તુ સલુણી રમણી મારા માટે કૉફીનો કપ લઇને ત્યા આવી પહોંચી અને તેણે મને સબોધીને મૃદુ સ્વરથી અમારી બગાળી ભાષામા જ કહ્યું "કૉફીને ન્યાય આપશો કે શ્રીમતી ?"

તે રમણીને આવેલી જોઇને હશ્મતજાને અમો ઉભયને સબોધીને કિંચિત્ હસિત મુદ્રાથી કહ્યું "શ્યામા, હું આજે અહીં જ સૂવાની છું એટલે તમો બન્ને સમાન વયની, એક જ ધર્મની અને એક જ દેશની સખીઓ આજે મારા બાગબગીચામા જઇને વાર્તાલાપ તથા આનન્દવિનોદ કરો અને પછી ત્યાં જ સૂઇ રહેજો આ હશ્મતજાનની હવેલીમા ભોગવિલાસના કેવાં કેવાં સાધનો અસ્તિત્વ ધરાવે છે એનો થોડો ઘણો પરિચય તો આ કાંચનમાલાને કરાવવો જ જોઇએ;

કારણ કે, કાંચનમાલા અહીં હવે બે ચાર દિવસની મેહમાન હોવાથી અહીંથી ગયા પછી પાછો એને અહીંના એ સાધનોના અનુભવનો પ્રસંગ મળવાનો નથી."

"જેવી શ્રીમતીની ઇચ્છા," શ્યામાએ વિનીત ભાવથી કહ્યું.

"પરંતુ માયાદેવી અને પદ્માવતી મારી વાટ જોશે તેનું કેમ?" મેં એક વાંધો રજૂ કર્યો.

"પદ્માવતી તો અત્યારે તેના ભાવિ પતિના શયનમંદિરમાં જ હશે અને માયાદેવી મહાત્મા વ્યંકટાદ્રિ પાસે બેઠી હશે એટલે તેને હું આ વાર્તા કહેવડાવી દઉં છું. પ્રભાતમાં ત્રણે બહેનો મળજો, ભેટજો અને આનંદ કરજો." હશ્મતજાને મારા વાંધાને સાંધો મારી દીધો.

કૉફી પીધા પછી શ્યામા સાથે હું હશ્મતજાનના શયનમંદિરમાં ગઈ, ત્યાંની બાદશાહી રચનાને જોતાં મારી આંખો અંજાઇ ગઇ અને હું આશ્ચર્યના સમુદ્રમાં ગોથાં ખાવા લાગી. હશ્મતજાનનું શયનમંદિર તે એક સાધારણ નહિ, કિન્તુ ચાળીસ ફીટની લંબાઇ અને ચાળીસ ફીટની પહોળાઇનો ચોરસ ઓરડો હતો અને તે ચારે તરફથી ખુલ્લો તથા બારીઓવાળો હોવાથી દિવસના સમયમાં તેમાં પ્રકાશ સંપૂર્ણ પરિમાણમાં રહેતો હતો અને રાતે તથા દિવસે જે દિશાની હવા હોય તે દિશાની હવા ત્યાં કોઇ પણ પ્રકારના અવરોધ વિના આવી શકતી હતી. નીચે જમીનપર તુર્કસ્તાનનો એવો તો મૃદુ ગાલીચો પાથરેલો હતો કે તેપર ચાલતાં બબ્બે ચાર ચાર આંગળ જેટલા પગ ઉંડા ઊતરી જતા હતા અને પગમાં ગમે તેવા ચીચાટિયા બૂટ પહેરેલા હોય તો પણ તેમનો ધ્વનિ તે ગાલીચાનો સ્પર્શ થતાં જ મરી જતો હતો. ઓરડાની પશ્ચિમાભિમુખ બારી પાસે પીતળનો એક વિશાળ છત્રીપલંગ ગોઠવેલો હતો અને તેનાપર મખમલની મૃદુશય્યા શયનમાટે અષ્ટૌપ્રહર તૈયાર રહેતી હતી. એ પલંગ એટલો બધો વિશાળ હતો કે તેપર ચાર મનુષ્યો કોઇ પણ પ્રકારના સંકોચ વિના નિદ્રાધીન થઈ શકે તેમ હતું. ઓરડાના મધ્યભાગમાં એક ખરા આરસના પથ્થરવાળું વિશાળ ગોળ ટેબલ ગોઠવેલું હતું અને તેની ઉપર છતમાં ટાંગેલો દીવો પોતાના એક સો મીણબત્તી જેટલા પ્રકાશને ઓરડામાં વિસ્તારી રહ્યો હતો. ટેબલની અડોઅડ મખમલની મઢેલી કમાનવાળી આઠ કુરસીઓ પડેલી હતી અને તે કુરસીઓથી થોડાક અંતરપર મખમલ કરતાં પણ વિશેષ મૃદુ ચામડાથી મઢેલા અને મોંઘી કમાન-વાળા ત્રણ કોચોને ત્રણ બાજૂએ ગોઠવી દેવામાં આવ્યા હતા. તે કોચો એટલા બધા મૃદુ હતા કે એક વાર બેઠા પછી તેપરથી ઉઠવાનું ભાગ્યે જ મન થતું હતું. પલંગની સામે એક દર્પણયુક્ત 'મહોગની' કાષ્ઠનું સુંદર કારીગરીનું મુખ અને શિર શણગારનું ટેબલ ગોઠવેલું હતું અને તેની બાજૂમાં છાતી સુધીની દીવાલ-વાળી વિશાળ મોરીમાં ગરમ પાણી તથા ઠંડા પાણીના નળો રાખીને સ્નાન તથા શરીરક્ષાલનમાટેની વ્યવસ્થા કરેલી હતી. આરસના ટેબલપર વચ્ચે ચીનીના કુંડામાં સુગંધ વિનાના પુષ્પોનો એક રોપો રાખવામાં આવ્યો હતો અને તે કુંડાની આસપાસ ભિન્નભિન્ન જાતિની ઉત્તમ મદિરાની ચારપાંચ બાટ-લીઓ તથા પ્યાલાઓ તેમ જ મેવા મીઠાઇથી ભરેલી ચાંદીની એક તાસક પડેલી હતી. એ ઓરડાની છતમાં તેલિયા રંગથી ચીતરેલાં કેટલાંક સુંદર પ્રેમમગ્ન

સ્ત્રીપુરુષોનાં ચિત્રો ચિત્રેલાં હતા અને ભીંતોપર મધ્યમા એક વિશાળ આરીસો અને તેની આસપાસ બબ્બે સુંદરીઓની અર્ધનગ્ન વિશાળ છબીઓને સુંદર તથા કીમતી ફ્રેમોમાં મઢાવીને રાખવામા આવી હતી એક ખૂણામાંની એક ટિપાઇપર વીજળીનો પંખો એટલામાટે રાખવામા આવ્યો હતો કે જો હવા ન હોય તો તેનો ઉપયોગ કરી શકાય તે પખો તેની નીચેની બત્તીના જોરથી ચાલનારો હતો, કારણ કે, તે સમયમા દિલ્લી મા ઇલેક્ટ્રિસિટીના સામાન્ય પ્રવાહનું અસ્તિત્વ ન હોતું. આજે કોણ જાણે ત્યા સેન્ટ તથા લવડરની બે પાચ બાટલીઓ ઢોળી દેવામાં આવી હતી કે કેમ, એટલે મેં શ્યામા સાથે હરમતજાનના શયનમંદિરમાં પ્રવેશ કરતા જ ત્યા પ્રસરેલા મધુર અને મનોહર સુગંધનો મારા નાસિકારધ્રોમાં પ્રવેશ થવા માડ્યો અને તેના યોગે મારા શરીર તથા મનમા એક પ્રકારની અગમ્ય પ્રફુલ્લતા તથા પ્રસન્નતાનો સ્વાભાવિક જ આવિર્ભાવ થવા લાગ્યો સંક્ષે-પમાં કહેવાનું એટલું જ કે હરમતજાનના એ શયનમંદિરમા નવયુવક તથા નવ-યુવતીની ચિત્તવૃત્તિને સર્વ પ્રકારે ચચળ કરી દેનારા સાધનોનું જ સામ્રાજ્ય વ્યાપેલું હતું, એટલે કે, ચિત્તની સ્થિરતાને વધારનારા સાધનોને ત્યા પ્રવેશતા સર્વથા અટકાવી દેવામા આવ્યાં હતા

"શયનમંદિરમાં પ્રવેશ કરીને શ્યામાએ દ્વારને અંદરથી વાસી, ચાવી ચઢા-વીને ચાવી પોતાની પાસે રાખી લીધી અને ત્યાર પછી આનંદથી કોચપર બેસીને મને પણ પોતાની સાથે કોચપર બેસાડી લીધી. કોચપર બેઠા પછી મેં શ્યામાને સંબોધીને પૂછ્યું કે "સખી શ્યામા, મારા જેવી કુમારિકામાટે પરણ્યા પૂર્વે આવા પ્રકારના વિકાર તથા ચચળતાને વધારનાર વિલાસભવનમા નિદ્રા-ધીન થવું તો દૂર રહ્યું, પણ કેવળ આવવુ પણ સારૂ નથી, એવો મારો અભિ-પ્રાય છે, પણ તારો શો અભિપ્રાય છે તે જાણવાની મારી ઇચ્છા છે"

"સખી કાચનમાલા, મારો તો એવો જ અભિપ્રાય છે કે આ સસાર ક્ષણભંગુર અને માનવજન્મ દુર્લભ હોવાથી તેમ જ કલિયુગમા મનુષ્યનુ આયુષ્ય પણ બહુધા અલ્પ હોવાથી જે કાઇ જોયુ, જાણ્યુ અને માણ્યું તે જ આપણું છે; કાલે જીવતા હઇશું કે નહિ હોઇએ તેની કોને ખબર છે વારૂ? 'કોણે દીઠી કાલ?' એ કહેવત તો તારા સાંભળવામાં પણ આવી હશે જ તને પરમાત્માએ આવું અપ્સરાતુલ્ય લાવણ્ય તથા યૌવન આપ્યુ છે તો કોઈ પ્રેમી, સમાનવયસ્ક, વિલાસી અને સુંદર પુરુષના સમાગમથી જેમ બને તેમ સત્વર જ પોતાના એ લાવણ્ય તથા યૌવનની સાર્થકતા કરી લેવી, એ જ સ્ત્રી જન્મની સફળતાનો યોગ્ય માર્ગ છે જીવનની અનિશ્ચિતતા વિષે એક ઉર્દૂ કવિના ઉદ્ગાર ખરેખર મનન કરવા યોગ્ય છે" આ પ્રમાણે પોતાનો મારાથી સર્વથા વિરુદ્ધ અભિ-પ્રાય દર્શાવીને શ્યામાએ નીચેની કવિતાનો દેહલવી લહજાથી ઉચ્ચાર કર્યો.—

"ઉમ્ર કરતી હુઈ ક્યા દાવ ચલી જાતી હય,
સરપે ધૂપ આતી હય ઔર છાંવ ચલી જાતી હય,
વક્તકી કદ્ર કિસિકો નહીં હોતી એહસન,
જિન્દગી છુપ કે દબે પાંવ ચલી જાતી હય!"



"વિષમતા આ સસારનુ બીજું નામ હોવાથી સંસારમા વસતાં સ્ત્રીપુરુષોના વિચારની આ વિષમતા પણ સ્વાભાવિક જ છે અસ્તુ પણ સખી શ્યામા, તુ જો બગાળાની જ નિવાસિની હોય, તો અહીં તારૂ આગમન શા કારણથી અને કેટલા દિવસથી થયુ છે તેમ જ તુ પોતાનુ જીવન અહીં કેવા સ્વરૂપમાં વીતાડે છે એ કથા જો તુ મને કહી સભળાવીશ, તો તેથી મારો સમય પણ વીતશે અને જો તારા જીવનમાં કાંઈ પણ કરુણાજનક ભાગ હશે તો તેથી મને આશ્વાસન મળશે" મેં શ્યામાના વિકારમય વાર્તાલાપની દિશાને બદલી નાખવામાટે આવા પ્રકારની માગણી કરી

પરતુ શ્યામા એટલી બધી સરળહૃદયા ન હોતી કે મારા આવા સાધારણ પ્રસ્તાવથી પોતાના વાર્તાલાપની દિશાને બદલી નાખે અને પોતાનો વૃત્તાંત મને કહી સભળાવે, તેમ જ વળી વિકારવર્ધક વાર્તાલાપને લબાવવામા તેનો એક વિશિષ્ટ ઉદ્દેશ પણ સમાયલો હતો અને તેથી તે મારા પ્રસ્તાવને વાયુમાં ઉડાવી દેવાનો પ્રયત્ન કરતી કહેવા લાગી. "કાચનમાલા, મારા જીવનમા એક અદ્ભુત ભેદ સમાયલો છે અને તે ભેદ પ્રભાતમા પોતાની મેળે જ તારા જાણવામા આવી જશે અત્યારે આ ઇન્દ્રભવનતુલ્ય શયનાગારમા શયન કરવાનો અને અહીંની વસ્તુઓના ઉપભોગનો અપ્રાપ્ય પ્રસંગ અચાનક અને અનાયાસ આપણને પ્રાપ્ત થયો છે એટલે મારી તો એવી જ ઇચ્છા છે કે કિંચિત્ મદિરાપાન કરી મેવા મીઠાઇ આરોગી લીધા પછી થોડીક ગમ્મત કરીને આપણા બળતાં હૃદયોને આપણે કાઇક શાતિનો સ્પર્શ કરાવીએ અને મનને રમાડી લઇએ, કારણ કે, આપણે વારંવાર આવી રીતે એકાતમા મળવાના નથી અને આવો દુર્લભ પ્રસંગ આપણને વારવાર પ્રાપ્ત થવાનો નથી, એટલામાટે 'જો ઘડી ગઇ આનદમેં જીવનકા ફલ સોય' એ કહેવત પ્રમાણે વર્તવામા જ જીવનનુ ફળ સમાયલું છે."

શ્યામાના આ પ્રસ્તાવને માન્ય કરવામા અને તદનુસાર વર્તવામાં મને કોઈ પણ પ્રકારનો પ્રત્યવાય ન દેખાયો, કારણ કે, હું પણ સ્ત્રી હતી અને તે પણ સ્ત્રી હતી, તો સ્ત્રી સાથે થોડીક રમત રમવામાં શો વાંધો હોય વારૂ ? માત્ર મદિરાપાનમાટે મારો કાઇક વિરુદ્ધ ભાવ હતો, પરતુ શ્યામાએ દ્રાક્ષાસવ અથવા પોર્ટવાઇન લેવાનું કહેવાથી અને તેમા વધારે નશા જેવું ન હોવાથી તેના આગ્રહને વશ થઇને મેં બે વાઇનગ્લાસ ભરીને પોર્ટવાઇન પીધો અને શ્યામા તો પુરુષ કરતા પણ વિશેષ ત્વરાથી અડધા કલાકમા બાંડીના ત્રણ પેગ ચઢાવી ગઇ. ઉદરમાં મદિરાનો પ્રવેશ થવાથી ક્ષુધા પ્રદીપ્ત થતાં ચાંદીની તાસકમાના મેવા મીઠાઇને પણ અમોએ યોગ્ય ન્યાય આપ્યો અને ત્યાર પછી પોતાના પોલકાના ખીસામાથી 'કસ્તૂરીની દવાની ગોળી'ની શીશી કાઢી પાનની બીડી સાથે તેની બે ગોળીઓ મને ખવડાવીને શ્યામાએ એક પતિ પોતાની પ્રિયતમાને જેવી રીતે બાહુપાશમા બદ્ધ કરીને ચુબનસુધાનું પાન કરાવે છે તેવી રીતે મને પોતાના પરિરભણમા બદ્ધ કરીને મારા કપોલોને ચુંબનવડે આર્દ્ર કરવાનો આરભ કરી દીધો અને મેં પણ તેને મારા બાહુપાશમાં બદ્ધ કરી લીધી, માત્ર એટલું જ નહિ, પણ તેના ચુંબનનુ ઉત્તર હું ચુબનથી જ આપવા લાગી. લગભગ બાર વાગ્યા સુધી આવી વ્યર્થ ચેષ્ટાઓ કર્યા પછી અમો

બન્ને સખીઓ દીવાના પ્રકાશને અત્યત મદ કરીને વિશાળ પર્યંકની મૃદુતમ શય્યામા નિદ્રા લેવામાટે પડી અને તે શય્યામા પડતા જ થોડી વારમા હું નિદ્રાધીન થઈ ગઈ પછી પ્રભાતમા જાગ્રત થઇ ત્યારે મને મારામા કાઇક ફેરફાર થયેલો જણાયો જે શ્યામાને હું સ્ત્રી ધારતી હતી તે શ્યામા ખરી સ્ત્રી નહિ, પણ એક વેષધારિણી સ્ત્રી હતી, એટલે કે તે દિલ્લીના એક આબરૂદાર અને પૈસાદાર હિન્દુ રઇસનો વિલાસી પુત્ર હતો અને 'દીવાને આમ'મા તેણે મને જોઇ હતી ત્યારથી તે મારામા આસક્ત થયો હતો હશ્મતજાનના ગાડીખાનને તે સારી રીતે ઓળખતો હોવાથી અને હશ્મતજાનનો તે એક સારો ગ્રાહક હોવાથી હશ્મત-જાનને હજાર રૂપિયા આપીને કોઇ એક નવલકથામાની અદ્ભુત ઘટના પ્રમાણે મારા પ્રેમને મેળવવાની તેણે વ્યવસ્થા કરી હતી તે પોતે બગાળી ભણેલો હોવાથી અને કલકત્તામા કેટલોક સમય રહેલો હોવાથી બગાળી ભાષા સાધારણ ઠીક બોલી શકતો હતો અને અદ્યાપિ તેને દાઢી મૂછો ન આવેલી હોવાથી તેમ જ તેના શિરપરનો કેશકલાપ પણ સ્ત્રીસમાન હોવાથી ઠેઠ સુધી એક સ્ત્રીની ભૂમિકા ભજવી બતાવવાના કાર્યમા તે સપૂર્ણ વિજયી થઈ શક્યો હતો અને તે એટલે સુધી કે મને તેના પુરુષત્વની કલ્પનામાત્ર પણ અત પર્યન્ત આવી શકી ન હોતી તેનુ નામ લાલા શ્યામલાલ હતુ અને તેનું સ્ત્રીજાતિવાચક નામ શ્યામા કરી નાખવામા આવ્યું હતું શ્યામલાલે એક હજાર રૂપિયા હશ્મતજાનને આપ્યાની વાર્તા મને કહી અને મને એક હજારની બીજી નોટ આપવા માડી, પરતુ મેં તે હજારની નોટનો અસ્વીકાર કરીને શ્યામલાલને કહ્યું "લાલા શ્યામ-લાલ તમારા મનથી તો આ એક રમત થઇ હશે, પણ મારા મનથી આજે મારો અવતાર રદ થયો છે હવે જો મારા અવતારને સુધારવાની આપની ઇચ્છા હોય અને મારા હૃદયની લાગણીને આપ થોડેઘણે અશે પણ જાણી શકતા હો, તો મને હવે સદાનેમાટે પોતાની કિંકરી કરીને અહીં દિલ્લીમા જ રાખી લ્યો, કા તો મારી સાથે લગ્ન કરી લ્યો અને લગ્ન ન જ કરી શકાય તો એક રાખેલી તરીકે રાખો, પણ હવે મારે અન્ય પુરુષનુ મુખ જોવુ પડે એવા અધમ માર્ગમા મને ન જવા દો એક જ પુરુષના પ્રેમમા જીવનને વીતાડવાની મારી પ્રબળ આકાક્ષા છે અને મારી એ આકાક્ષાની સિદ્ધિનો આધાર હવે આપની ઉદારતાપર જ રહેલો છે હું બ્રાહ્મણ કુમારિકા છુ એટલે મને સ્વીકા-રવાથી આપની અપ્રતિષ્ઠા થવાની નથી, પછી તો જેવી આપની ઇચ્છા" આ શબ્દો ઉચ્ચારતા મારા નેત્રોમાથી અશ્રુની અવિરલ ધારા વહી નીકળી

મારા આ પ્રમાણેના કરુણાજનક અને નમ્ર પવિત્ર પ્રસ્તાવને સાભળીને શ્યામલાલના હૃદયમા કરુણા તથા પ્રસન્નતાનો મિશ્ર ભાવ ઉદ્ભવેલો દેખાયો અને તેથી તે પોતાની પ્રસન્નતા તથા કરુણાને દર્શાવતો કહેવા લાગ્યો "કાચનમાલા, મારાથી તારૂ પાણિગ્રહણ કરી શકાય તેમ ન હોવાથી મારા હૃદયમા અત્યત શોક થાય છે, છતા તારા હૃદયની પવિત્રતાનો મને, તારા હશ્મતજાનસાથેના મેં છુપાઇને સાભળેલા વાર્તાલાપથી જ, સપૂર્ણ સાક્ષાત્કાર થયેલો છે, તારા હૃદયની પરીક્ષામાટે એ વાર્તાલાપ મેં જ કરાવેલો હોવાથી તારામા મારો અનન્ય અનુરાગ બધાયો છે અને તું વિશુદ્ધચરિત્રા તથા અપ્રતિમ લાવણ્યવતી

હોવાથી તારા પ્રતિ મારો તિરસ્કાર થવાનો સંભવ પણ નથી હુ તને મારી કાન્તા તરીકે મારી પોતાની હવેલીના એક ભાગમા રાખવાને અને તારા જીવન-નિર્વાહના સર્વ યોગ્ય સાધનો તથા વસ્ત્રાલંકાર આદિની યોગ્ય વ્યવસ્થા કરી આપવાને આ ક્ષણે જ તૈયાર છું જો તું અત્યારે મારી સાથે આવવાને તૈયાર હોય, તો મારી ગાડી નીચે ઉભી છે તેમા બેસી જા અને ચાલ મારી સાથે”

શ્યામલાલના ચરણોમાં તેની આ ઉદારતા અને કૃતજ્ઞતામાટે મેં મારૂ મસ્તક નમાવ્યુ અને ત્યાર પછી રાત્રિની ઘટનાનો સમસ્ત વૃત્તાંત મારી ઉભય ભગિનીઓને કહી સભળાવી મેં તેમનાથી ભિન્ન થઈને શ્યામલાલ સાથે જવાની આજ્ઞા આપવાની તેમને નમ્રતાપૂર્વક પ્રાર્થના કરી માયાદેવી તથા પદ્માવતીનો મને પોતાથી વિયુક્ત કરવાનો લેશમાત્ર પણ વિચાર ન હોવાથી તેમણે મને પોતા સાથે રહેવાનો બહુ આગ્રહ કર્યો, પરંતુ મારા બળવાન્ આગ્રહ સમક્ષ તેમનો આગ્રહ ટકી ન શક્યો અને તેમને વારંવાર પત્ર લખવાનું વચન તેમ જ કોઈ વાર તેમને મળવા જવામાટેનું આશ્વાસન આપીને હું મારા ભાગ્યમા લખાયલા મારા મનના માન્યા સ્વામી શ્યામલાલ સાથે તેની હવેલીમા જવા-માટે ત્યાંથી રવાના થઈ ગઈ આ ઘટનાને ત્રણ દિવસ વીત્યા પછી વ્યંકટાદ્રિ ગુજરાતમા જવામાટે દિલ્લીમાથી નીકળ્યો અને તેની સાથે મારી બન્ને ભગિનીઓ પણ રવાના થઈ ગઈ હું તેમને વળાવવા પ્રિયતમ સાથે ગઇ હતી અને હવે દીર્ઘ સમયને માટે જૂદા પડવાનો પ્રસંગ આવતા અમો ત્રણે બહેનોના નેત્રો-માથી શ્રાવણ ભાદ્રપદની જળવૃષ્ટિ વર્ષવા માડી હતી શ્યામલાલની હવેલીમા એક કુલીન કાન્તા તરીકે હું કેવી રીતે રહેતી હતી, તે કથા હવે હું વર્ણવીશ

## પ્રકરણ ૧૧ મું

### કાંચનમાલાની કર્મકથા (ચાલુ)–૬ મારી કુલીનતા અને શ્યામલાલની સુધારણા

લાલા શ્યામલાલે પોતાના વચન પ્રમાણે પોતાની વિશાળ મહાલય તુલ્ય હવેલીમા ચાર ઓરડા મારા નિવાસમાટે કાઢી આપ્યા તેમાના એક ઓરડામા મારા શયનની વ્યવસ્થા કરી આપી, બીજા ઓરડાનો દિવસે બેસવા ઉઠવાના કાર્યમા ઉપયોગ કરવાનું કહ્યું, ત્રીજો નાનો ઓરડો સ્નાનગૃહ તરીકે ઉપયોગમા લેવાનો હતો અને ચોથો ઓરડો પાકશાળા તથા ભોજનગૃહ તરીકે વાપરવાનો હતો તે ઓરડામાં એક ધનાઢ્ય ગૃહસ્થની પ્રિયતમાને યોગ્ય સર્વ આવશ્યકીય ઉત્તમોત્તમ વસ્તુઓ શ્યામલાલના પ્રબંધથી સંધ્યાકાળ પૂર્વે જ ગોઠવાઈ ગઈ અને મારી સેવામાટે બે દાસીઓ તથા એક વૃદ્ધ અનુચરને પણ નિયત કરી દેવામાં આવ્યા બીજે દિવસે લગભગ પાચ હજાર રૂપિયાની કીમતના વસ્ત્રાલંકારો મારા પ્રિયતમે મને પ્રેમપૂર્વક આપ્યા અને એક હજાર રૂપિયા મારા ખાનગી ખર્ચ-માટે રોકડા આપીને જ્યારે આવશ્યકતા પડે ત્યારે બીજા રૂપીઆ માગી લેવાનું જણાવી દીધુ આવી રીતે હું તો સર્વ પ્રકારે સુખિની થઇ, છતા એક વિચાર મારા મનને અસ્વસ્થ રાખ્યા કરતો હતો અને તે આ વિચાર હતો ‘આવી રીતે આ હવેલીમા હું આવી વસવાથી શ્યામલાલની પત્નીના હૃદયમા અવશ્ય

અસહ્ય આઘાત થયો હશે અને તે મને અભિશાપ આપ્યા કરતી હશે, માટે જો બની શકે તો તેની પત્ની સાથે મૈત્રીસબંધ કરી લેવો અને તેની સમતિથી જ અહીં રહીને ધીમે ધીમે શ્યામલાલના ચારિત્ર્યને સુધારવુ।' આ વિચાર હુ હવેલીમા રહેવાને ગઇ તે દિવસથી જ મારા મનમા ઉદ્ભવેલો હોવાથી હુ બે દિવસ પછી મધ્યાહ્નકાળે મારી એક દાસીને લઇને શ્યામલાલની પત્નીને મળવામાટે તે જ હવેલીના બીજા છેડાપર આવેલા તેના નિવાસાલયમા ગઈ શ્યામલાલની પત્નીનું નામ ચિન્તામણી હતું અત્યારે ચિન્તામણી, તેની પ્રકૃતિ કાઇક અસ્વસ્થ હોવાથી, પોતાની પર્યંકશય્યામાં પડી હતી અને એક દાસી તેના ચરણ ચાપતી બેઠી હતી તથા બીજી દાસી નીચે ઊભી ઊભી તેનું મસ્તક દબાવતી હતી મને આવેલી જોતા જ ચિન્તામણી તરત શય્યામા ઉઠીને બેઠી થઈ ગઈ અને મને બહુ જ માનપૂર્વક બોલાવી પર્યંક પાસેના કોચપર બેસવાનુ કહી દાસીને મારા માટે સુરભ્ભો, શીતલ જલ તથા તાબૂલ લાવવાની આજ્ઞા આપી દીધી તેના આવા સહિષ્ણુ સ્વભાવને જોઇને હું આશ્ચર્યચકિત તથા દિગ્મૂઢ જ થઈ ગઈ

ચિન્તામણીના આતિથ્ય સત્કારનો સ્વીકાર કર્યા પછી મેં તેને ઉદ્દેશીને ગભીરતાથી કહ્યું "શ્રીમતી, તમારા પતિ મને પોતાની કાન્તા તરીકે આ હવેલીમા લાવેલા હોવાથી મને પોતાની પ્રતિસ્પર્ધિની કિંવા સપત્ની ધારીને તમો મારો તિરસ્કાર જ કરશો અથવા તો શીતલ સત્કાર કરશો, એવી મારી ધારણા હતી, પરતુ તમોએ મારા પ્રતિ લેશમાત્ર પણ દ્વેષભાવ ન દર્શાવવાની અને એક અભિજાતા આર્યનારીને શોભાવે તેવા પ્રકારે મારો આદરસત્કાર કરવાની જે ઉદારતા તથા અનસૂયાનો પરિચય કરાવ્યો છે તેથી મારા મનમા અતિશય આશ્ચર્ય થયા કરે છે અને તે સાથે અદ્યાપિ ભારતવર્ષમા આવી અભિજાતા, સહિષ્ણુ અને પતિપરાયણ પ્રમદાઓ અસ્તિત્વ ધરાવે છે એ જોઇને કાઇક સંતોષ પણ થાય છે"

"ભગિની કાચનમાલા, મારા પતિ એક ધનાઢ્ય તથા વિલાસી પુરુષ છે એ સમસ્ત દિલ્લી જાણે છે, એટલે તેઓ તમારા પ્રેમમા લુબ્ધ થયા છે એ કાઈ તેમનામાટે નવીન ઘટના નથી અને તેમના આ સ્વભાવને હું સારી રીતે જાણી ગયેલી હોવાથી એ વિષયના વિચારથી હૃદયને નિરતર દુ ખી રાખવાનુ મને પણ ઉચિત લાગતુ નથી વિલાસી પુરુષો કેવળ બાહ્ય સૌન્દર્યમા મુગ્ધ થઇને કોઈ નીચ જાતિ, નીચ કુળ તથા નીચ સ્વભાવની સ્રીનાં ચરણોમા પણ પોતાનો પ્રેમ સમર્પી દે છે, તો તમે તો ઉચ્ચ જાતિ, ઉચ્ચ કુળ અને ઉત્તમ સ્વભાવનાં એક સ્રીરત્ન છો એટલે મારા પતિના તમારી સાથેના પ્રેમસબધથી તો મને એક પ્રકારનો સતોષ જ થયો છે તમને આ હવેલીમા કેવા સયોગોમા લાવવામાં આવ્યા છે, એ વિષેનો સર્વ વૃત્તાત મારા પ્રાણેશે મને કહી સભળાવ્યો છે અને તેટલામાટે તમારા આ હવેલીમાના મારા પતિની કાન્તા તરીકેના નિવાસથી મને તો એક પ્રકારનો આનદ જ થયો છે મારા પતિ વિલાસી હોવા છતાં પોતાની કોઇ પણ વિલાસચેષ્ટાને મારાથી છુપાવતા નથી અને તેમની એ ઉદારતા તથા નિષ્કપટતામાટે હું તેમને નિરતર ધન્યવાદ આપ્યા કરૂ છું. જો તમારો મારામા અવિશ્વાસ ન હોય, તો હું તમને મારી સાથે મારા કક્ષમ

રાખવાને અને એક ભગિની કરતાં પણ અધિક સ્નેહથી તમારી સાથે વર્તવાને તૈયાર છું; કારણ કે, મારા પ્રિયતમની પ્રિયતમાને સહોદરા સમાન માનવી એ એક અભિન્નતા આર્યનારી તરીકેનો મારો સર્વથી પ્રથમ અને પ્રમુખ ધર્મ છે." ચિન્તામણીએ પોતાના સરલ, શુદ્ધ, સસ્કૃત અને સાત્વિક સ્વભાવનો સંપૂર્ણ સાક્ષાત્કાર કરાવી દીધો

"જ્યારે આપ મને 'ભગિની' સંબોધનથી બોલાવીને મારા માનમા વૃદ્ધિ કરો છો તો હવે હું પણ આપને 'જ્યેષ્ઠા ભગિની'ના સબોધનથી બોલાવીશ, અને આશા રાખુ છું કે મને આપ મારી એ ધૃષ્ટતામાટે અવશ્ય ક્ષમા આપશો." મેં તેની સાથેના મારા સ્નેહસબધને ઘનિષ્ઠ કરવાના ઉદ્દેશથી કહ્યુ

"હું તમારી ભગિની જ છું એટલે મને 'ભગિની' સબોધનથી તમો બોલાવો એ તમારો અધિકાર જ છે અને તેથી એમાટે આટલો બધો વિવેક દર્શાવવાની આવશ્યકતા છે જ નહિ માત્ર મારી એટલી પ્રાર્થના છે કે, પ્રેમદર્શક "તુ" તાંથી મને બોલાવવામા જો તમને સકોચ થતો હોય, તો 'તમે' શબ્દનો જ પ્રયોગ કરો, બહુ માનદર્શક 'આપ' શબ્દને આપણા વાર્તાલાપમા કદાપિ સ્થાન આપશો નહિ, કારણ કે, 'આપ' શબ્દથી સ્નેહની ન્યૂનતા અને આડબર કિંવા દભની મહત્તા વિના અન્ય કાંઈ પણ વ્યક્ત થતુ નથી" ચિન્તામણીએ એક ઉચિત તથા માર્મિક સૂચના બહુ જ વિવેકપૂર્ણ શબ્દોમાં આપી દીધી.

"વારૂ, તમારી એવી જ ઇચ્છા છે તો હું આપણા વાર્તાલાપમાથી સદાને માટે 'આપ' શબ્દને દેશવટો આપવાની પ્રતિજ્ઞા કરૂ છુ અસ્તુ તો હું હવે તમને એ પૂછવા માગુ છું કે, પોતાના પતિને તમારા પોતાના હિતમાટે નહિ, તો તેમના હિતમાટે પણ આ વ્યભિચાર તથા અયોગ્ય વિલાસના માર્ગમાથી પાછા વાળવાની ચેષ્ટા તમો શા કારણથી નથી કરતાં? આવા પ્રકારની વ્યભિચાર-પ્રિયતા તથા વિલાસપ્રિયતાથી કેવળ ધનની જ નહિ, પણ તે સાથે શરીરબળ, આરોગ્ય અને પ્રતિષ્ઠાની પણ હાનિ થાય છે, એ તમો નથી જાણતા કે શું?" મેં ચિન્તામણીના પ્રસ્તાવને સ્વીકારી લઇને મારા વાર્તાલાપને આગળ લબાવ્યો, અને વધારામાં જણાવ્યું કે "આપણે સ્ત્રીઓ પતિનિષ્ઠ રહીને તેમના પ્રેમની માળા ફેરવી ગૃહના ખૂણામા બેસી રહીએ અને પતિદેવ આવી વિલાસચેષ્ટાઓ કરતા ફરે, એ મને તો કોઈ પણ રીતે ઉચિત દેખાતુ નથી"

"ભગિની કાંચનમાલા, મારા પતિને સરળ માર્ગમા લાવવામાટેના પ્રયત્ન મેં નહિ જ કર્યા હોય અને તેમને યોગ્ય ઉપદેશ નહિ જ આપ્યા હોય, એમ જો તમો ધારતાં હો તો તમારી એ ભૂલ થાય છે પરતુ જ્યારે મારા ઉપદેશોનુ કાંઈ પણ પરિણામ ન થયું એટલે પછી પરમાત્માએ આપેલા એક પુત્રના મુખને જોઈ પ્રાપ્ત સ્થિતિમા સંતોષ માની આનંદમા જીવન વીતાડવાનો અને ઉપદેશોથી પતિના હૃદયને ત્રાસ ન આપવાનો જ મેં નિશ્ચય કરી લીધો જ્યારથી મારો એ નિશ્ચય થયો છે ત્યારથી મારા હૃદયમા અપૂર્વ શાતિનો આવિર્ભાવ થવાથી મારા હૃદયમા દ્વેષજન્ય કિંવા અસૂયાજન્ય વેદનાનો સચાર થતો અટકી ગયો છે અને હું અખંડ આનદને અનુભવ્યા કરૂં છુ વ્યભિચારથી થતી અનેક પ્રકારની હાનિઓથી હું અજ્ઞ નથી, પરતુ જેનો ઉપાય ન હોય તેની અષ્ટોપ્રહર

ચિન્તા રાખવાથી શો લાભ? હવે તમે કહો છો કે, 'આપણે સ્ત્રીઓ પતિનિષ્ઠ રહીને તેમના પ્રેમની માળા ફેરવી ગૃહના ખૂણામા બેસી રહીએ અને પતિદેવ આવી વિલાસચેષ્ટાઓ કરતા ફરે, એ મને તો કોઈ પણ રીતે ઉચિત દેખાતું નથી' પરતુ મારી માન્યતા પ્રમાણે તમારા આ ઉદ્‌ગારો તમારી અપરિપક્વ બુદ્ધિના પરિણામરૂપ છે, કારણ કે, આ વિશ્વનો કોઈ એવો નિયમ નથી કે, એક થાય તેવા બીજાએ પણ થવુ જ જોઇએ શું પતિ વિલાસચેષ્ટા કરતો ફર્યા કરતો હોય તો પત્નીએ પણ તેમ કરવુ અને પતિ પદર સ્ત્રીઓ સાથે પ્રેમ રાખતો હોય તો સ્ત્રીએ પણ દશ જાર (યાર) કરવા? નહિ આવી રીતે વર્તવામા સ્ત્રીની મહત્તા કિંવા પ્રતિષ્ઠા કાઈ પણ નથી, એથી વિરુદ્ધ પતિ મદિરાભક્ત હોય, તો પત્નીએ મદિરાના સ્પર્શમાત્રથી પણ અલિપ્ત રહેવુ પતિ જુગારી હોય, તો પત્નીએ 'જુગાર'ના નામમાત્રને પણ ન ઉચ્ચારવુ, પતિ નિરતર બાહ્ય-સચારી હોય તો પત્નીએ ગૃહમાથી દેવદર્શનના નિમિત્તથી પણ બહાર પગ ન મૂકવો, અને પતિ વ્યભિચારી હોય તો પત્નીએ અખડસદાચારિણી થઇને સતીત્વસરક્ષણ તથા પવિત્રતાપાલનમા જ પોતાનુ જીવન વીતાડી દેવુ, એમા જ સ્ત્રીની મહત્તા તથા પ્રતિષ્ઠા સમાયલી છે પુરુષના દુષ્ટ આચારથી સર્વથા સમ નહિ, કિંતુ એવા વિશુદ્ધ વિષમ આચારના પાલનથી જ સ્ત્રી પુરુષની સમાનાધિકારિણીની તુચ્છ પદવીને નહિ, કિંતુ પુરુષની પૂજ્ય તથા ઉપાસ્ય દેવીની ગૌરવપૂર્ણ પદવીને પ્રાપ્ત કરી શકે છે; એ વિશુદ્ધ વિષમ વર્તનના પરિણામે જ આ પવિત્ર પુણ્યશીલા ભરતભૂમિની એક નહિ, પણ અનેક આર્યદુહિતાઓ ભારતવર્ષના ઇતિહાસમા 'પ્રાતઃસ્મરણીયા દેવી' તરીકે પ્રસિદ્ધ થઈ ચૂકી છે અને ભરતભૂમિના સતાનો આજે પણ તે દેવીઓની પૂજ્યભાવથી ઉપાસના કરવામા તથા તેમના પવિત્ર નામોને ઉચ્ચારવામા પોતાનુ એક પ્રકારનું અસીમ ગૌરવ માને છે ભારતવર્ષમા શક્તિપૂજાનો જે પ્રચાર જોવામા આવે છે તેનુ મૂળ સ્વરૂપ નારીપૂજા છે અથવા તો નારીપૂજાનુ અન્ય સ્વરૂપ શક્તિપૂજા છે અને એ માન નારીજાતિને કેવળ તેના પુરુષના વર્તનથી સર્વથા વિષમ પરતુ વિશુદ્ધ વર્તનના કારણથી જ મળી શક્યુ છે, એ નવીનતાથી કહેવાની આવશ્યકતા નથી હુ સ્ત્રીઓ પુરુષજાતિની સમાનાધિકારિણી થાય અને પુરુષ સમાન વર્તન રાખવા જતા પુરુષત્વની પ્રાપ્તિ અશક્ય હોવાથી પોતાના નિસર્ગમનોહર સૌન્દર્યપૂર્ણ, લાવણ્યમય, લાલિત્યયુક્ત, માધુર્યમડિત તથા કોમલતાવિભૂષિત વિશ્વરજક સ્ત્રીત્વને સદાને માટે ખોઇને સર્વથા જાતિવિહીન થઇ જાય અને કયાયની પણ ન રહે, એ વાદની સમર્થિકા નથી અને તેટલામાટે પરમાત્માએ આપેલા સ્ત્રીત્વને કેવી રીતે દીપાવવુ અને પૂજ્યનાના સ્થાનને કેવી રીતે પ્રાપ્ત કરવુ એ જ મારી એકમાત્ર મહત્વાકાક્ષા છે કારણ કે –

> 'ન સીતા કે ન સાવિત્રી ન દમયન્તી ય દેખાતી,
> નથી તારામતી કે દ્રૌપદીની ઝાંખીઓ થાતી,
> છતા એ પૂજ્ય સતીઓના ગુણો સૃષ્ટિ સકળ ગાતી,
> સતી સસારમા નિજ ધર્મ નીતિથી જ વખણાતી;

ગયા નશ્વર શરીરો પણ રહ્યા છે કામ સતીઓના;
અમર રહેશે ભરતભૂમિ વિશે શુભ નામ સતીઓના !'

સતી ચિન્તામણીના આવા પ્રગલ્ભ અને આદર્શ ઉદ્ગારો સાભળીને મારા મુખમાથી સ્વાભાવિક જ એવા ઉદ્ગાર નીકળી ગયા કે –

"હે વીર દુહિતા વીર નારી આર્ય કુલની, છે તને;
શત ધન્ય તેમ જ ધન્યવાદ અનેક તારી માતને,
તું શ્વસુર તેમ જ તાત બન્ને કુલ તણી શોભા ખરી,
તુ વીર નારી રે ખરી સસારમા છે અવતરી,
તારી નિહાળી નીતિ આ મન હર્ષથી મલકાય છે,
જેને મળે આવી જની તે નર સુભાગી થાય છે!"

"હું મને પોતાને અદ્યાપિ આવા ધન્યવાદને પાત્ર થયેલી માનતી નથી, છતાં પણ તમારા ઉદ્ગારોને શિરસાવદ્ય કરીને હું પરમાત્માના ચરણોમાં અનન્ય ભાવથી પ્રાર્થના કરૂ છું કે તે દયાળુ પરમાત્મા પોતાની આ દીન દુહિતાને એવા ધન્યવાદને ભાજન કરી બતાવે અને મારા મરણ પછી લોકોના મુખમાથી મારા માટે આવા ધન્યવાદદર્શક ઉદ્ગારો નીકળતા મારા પ્રાણનાથના સાંભળવામાં આવે!" ચિન્તામણીએ નમ્રતા સહિત પતિના કલ્યાણ વિષયક ચિન્તનને પણ માર્મિકતાથી વ્યક્ત કરી દીધુ

"તથાસ્તુ!' કહીને ચિન્તામણીને મેં મારા આતરિક વિચારોને દર્શાવતા કહ્યું "ભગિની ચિન્તામણી, મારા દુર્ભાગ્યવશાત્ મારાથી તમારા પતિની ધર્મપત્ની તો થઇ શકાય તેમ નથી જ છતા મારા ભાગ્યને જ્યારે પરમાત્માએ તમારા પતિના ભાગ્ય સાથે અદ્ભુત રીતિથી જોડી દીધું છે, તો હવે તમારા પતિની એક આદર્શ કાન્તા થઇને આપણા સ્વામીને સુધારવાનો ઉદ્યોગ કરવો અને તેમના કલ્યાણ સાથે આપણા કલ્યાણને પણ સિદ્ધ કરવુ, એ મારો પરમ ધર્મ અને એ જ મારૂ પરમ કર્તવ્ય છે મારી પ્રાર્થનાથી પીગળીને લાલાજીએ મને પોતાના ગૃહમા રાખવાની ઉદારતા દર્શાવી છે એથી એટલું તો અવસ્ય જણાઇ આવે છે કે તેઓ સર્વથા હૃદયહીન, નિર્લજ્જ અને કેવળ કામલોલુપ નીચ પુરુષ નથી, કિન્તુ તેમનામા સહૃદયતા, લજ્જા, અનુકપા તથા ક્ષમતાનો સપૂર્ણ નિવાસ છે અને તેથી જો હું પ્રયત્ન કરીશ તો તેઓ અવશ્ય કેટલાક સમય પશ્ચાત પોતાના પ્રમાદને ઓળખી શકશે અને સરળ માર્ગમાં આવી જશે આજથી જ હું સ્રીચરિત્રનો તેમને સરળ માર્ગમા લાવવાના કાર્યમા ઉપયોગ કરીશ અને મારો દૃઢ નિશ્ચય છે કે અલ્પ સમયમા જ હું તેમને એવા સીધા દોર બનાવી દઇશ કે તેઓ નિરતર તમારા અને મારા પ્રેમપાશમા જ બધાયલા રહેશે અને વ્યભિચારના માર્ગમા ભૂલે ચૂકે પણ પદસચાર નહિ કરે જો ઈશ્વરની કૃપાથી મારી ધારણામાં હું વિજયિની થઇશ, તો એ નિશ્ચયપૂર્વક માનજો કે પતિપ્રેમના સુખનો પ્રથમ ભાગ હું આનદથી તમને જ આપીશ અને તમારી કનિષ્ઠા ભગિની તરીકે તમારા ઉચ્છિષ્ટ સુખને જ હુ ભોગવીશ તથા તમારી આજ્ઞા અનુસાર જ વર્તતી રહીશ."

"ઈશ્વર તમારી ધારણામાં તમને પૂર્ણ વિજય તથા યશ આપે એ જ મારો તમને આશીર્વાદ છે!" ચિન્તામણીએ શુભ વાસના દર્શાવી

પ્રથમ દિવસના ચિન્તામણી સાથેના મારા સમેલન તથા વાર્તાલાપનો આટલેથી જ અંત આવી ગયો અને ત્યાર પછી ધીમે ધીમે ચિન્તામણીને સમજાવીને રાંધવાનું કાર્ય મેં મારા હાથમાં લઈ લીધું, કારણ કે, શ્યામલાલ ક્ષત્રિય જાતિનો હતો અને હું બ્રાહ્મણી હતી એટલે મારા હાથનું તેમને ખપે તેમ હતું અને એ કાર્યને મારા હાથમાં લેવામાં મારો બીજો ઉદ્દેશ એ હતો કે એ નિમિત્તથી વ્યાયામ પણ થાય અને ઉત્તમ ભોજન પણ જિહ્વારસદ્વારા પુરુષને વશ કરવાનું એક સાધન હોવાથી તે સાધનનો પ્રયોગ પણ મારા કાન્તપર થતો રહે ચિન્તામણીનો શનૈ શનૈ મારી સાથે એવો તો ગાઢ સ્નેહ થતો ગયો કે તે પોતે પણ વારવાર મારા કક્ષમાં આવીને કલાકોના કલાક બેસી રહેવા લાગી, માત્ર એટલું જ નહિ, પણ તેનો પુત્ર પણ મને 'માસીબા' કહીને બોલાવવા લાગ્યો અને પોતાની માતા કરતા પણ મારામાં અધિક મમતા તથા સ્નેહ રાખવા લાગ્યો.

લાલા શ્યામલાલના પૂર્વજો મૂળ પંજાબના પાટનગર લાહોરના નિવાસી હતા અને શ્યમલાલનો પિતામહ વ્યાપારમાટે દિલ્હીમા આવીને વસ્યો હતો ત્યારથી દિલ્હીમાં તેની ચાર પેઢી થઈ હતી. શ્યામલાલ મૂળ પંજાબનો નિવાસી અને સિખ્ખધર્મીય હોવાથી તેમ જ વળી આજકાલની ફૅશનમા ભળીને 'ફ્રી થિંકર' થયેલો હોવાથી મદિરા તથા આમિષભોજનનો ઉપાસક હતો અને ચિન્તામણી રામાનુજાચાર્યના શ્રીવૈષ્ણવ ધર્મની અનુયાયિની હોવાથી આમિષભોજન તથા મદિરાના નામશ્રવણથી પણ તેને વમન થઈ જતું હતું આવી રીતે ખાનપાનના વિષયમાં જ પતિપત્નીની મતભિન્નતા તથા રુચિભિન્નતા હોવાથી ગૃહમા આમિષભોજન તથા મદિરાનો પ્રવેશ થઈ શકતો ન હોતો અને તેથી શ્યામલાલ નિત્ય રાત્રિભોજન તો બહાર જ કરતો હતો અને પછી ગમે ત્યા રખડી રઝળીને મોડી રાતે પાછો ઘેર આવતો હતો આ કારણથી મેં તેના ચિત્તને ગૃહમા સંલગ્ન કરવામાટે મારા જુદા રસોડામા તેના માટે આમિષભોજન તૈયાર કરવાનો અને તેને મારા હસ્તથી જ નિયત પરિમાણમા મદિરા પાવાનો આરંભ કરી દીધો મારા હસ્તનું ભોજન એક બે દિવસમા એવું તો તેની દાઢમા બેસી ગયું કે આઠેક દિવસમા જ તેણે બહાર ખાવાની ટેવને છોડી દીધી અને તેથી કેટલીક વાર રાતે બહાર જવાનું પણ તે માંડી વાળવા લાગ્યો બે મહિનાના કાલાવધિમાં તો તેના સ્વભાવ અનુસાર વર્તીને તથા નીતિશાસ્ત્ર વેત્તાઓના –

" कार्येषु मन्त्री करणेषु दासी भोज्येषु माता शयनेषु रंभा ।
धर्मानुकूला क्षमया धरित्री भार्या च षाड्गुण्यवतीह दुर्लभा " ॥

"કાર્યમા જે મંત્રી સમાન, ગૃહકાર્યમા દાસી સમાન, ભોજનના સમયમાં માતા સમાન મમતાથી જમાડનારી, શયનના સમયમા રંભા જેવી, ધર્મને અનુકૂળ રહીને વર્તનારી અને ક્ષમા અથવા સહનશીલતામા પૃથ્વી સ્વરૂપા હોય છે તેવી એ છ ગુણોવાળી સ્ત્રી અત્યંત દુર્લભા છે" એ ઉક્તિને અનુસરી એ છ ગુણોથી મંડિત થઈને તેને મેં એવો તો વશ કરી લીધો કે તેના સમસ્ત જીવનનું એકાએક પરિવર્તન થઈ ગયું અને શયતાનચરિત્ર શ્યામલાલ સાધુચરિત ગૃહસ્થ

બની ગયો તે પોતાના ગત પ્રમાદોનો અંતઃકરણપૂર્વક વારવાર પશ્ચાત્તાપ કરવા લાગ્યો અને 'परस्त्रीषु वृथा सुखम्' એ તત્ત્વનો તેને સંપૂર્ણ સાક્ષાત્કાર થઈ ગયો તેના આટલી સીમા પર્યન્તના જીવનપરિવર્તનને જોઇને સર્વ લોકો આશ્ચર્યમુગ્ધ થઈ ગયા અને તેના જીવનને પોતાની કુલીનતા તથા કળાથી સુધારનારી આ સેવિકાની સમસ્ત દિલ્લી નગરમા પ્રશસા થવા લાગી

શ્યામલાલને આવી રીતે સરળ માર્ગમાં લાવવાના યત્ન સાથે કેટલીક વાર પોતાના અમુક પ્રકારના સ્વભાવને ત્યાગીને પતિના સ્વભાવને સહિષ્ણુતાપૂર્વક અનુસરવાની પત્નીમાટે કેટલી બધી આવશ્યકતા છે એ તત્ત્વનુ મેં ચિન્તામણીને પણ શિક્ષણ આપવા માડ્યુ હતું અને મારા તે શિક્ષણના પરિણામે ચિન્તામણી પોતે જ પોતાના પતિને પ્રેમપૂર્વક મદિરાપાત્ર ભરી આપતી હતી તેમ જ આમિષ-ભોજનને જોઇને ઘૃણા દર્શાવતી ન હોતી ચિન્તામણીએ પણ આટલા પરિમાણમાં પોતાના સ્વભાવપર વિજય મેળવ્યાથી તે પતિને પ્રિય લાગવા માડી હતી અને તે સાથે ધર્મપત્નીની હાય ન લેવાનો અને તેને સર્વ પ્રકારે સતુષ્ટ તથા સુખિની રાખવામાટેનો શ્યામલાલને હું સતત ઉપદેશ આપ્યા કરતી હતી એટલે ચિન્તા-મણીને પતિપ્રેમરૂપ પીયૂષના પાનનો સપૂર્ણ લાભ મળતો હતો. પતિ તથા પત્ની ઉભયના સુખનુ કારણ હું થવાથી પતિ તથા પત્ની બન્ને મને દેવી સમાન માનતા હતા અને તેથી ચાર મહિનામા તો એવો અવસર આવીને ઊભો રહ્યો કે હું, ચિન્તામણી અને અમો ઉભયનો પ્રિયતમ શ્યામલાલ એક જ ભોજનશાળામાં બેસીને જમવા લાગ્યા અને એક જ શયનગૃહમાં શયન કરવા લાગ્યા હવે ચિન્તાનું કોઇ પણ કારણ અવશિષ્ટ ન રહેવાથી હું મારા સુખની સીમા થયેલી માનવા લાગી એ પછી બીજો પણ બે મહિનાનો સમય વીતી ગયો અને મારી સહોદરાઓ સાથેના વિયોગ તથા દિલ્લી નિવાસને ખાસો મજાનો ૭ માસ જેટલો કાળ થવા આવ્યો

દિલ્લીથી ગુજરાતમા જવામાટે રવાના થયા પછી માયાદેવી તથા પદ્મા-વતીનો કુશળસમાચારાત્મક માત્ર એક જ કાગળ આવ્યો હતો અને ત્યાર પછીના સાડા પાચ મહિનાના કાલાવધિમાં તેમના કાંઈ પણ સમાચાર મારા જાણવામાં ન આવેલા હોવાથી મારા મનમા તેમના સબંધમા બહુ જ ચિન્તા થયા કરતી હતી, કારણ કે, મારા પત્રોના ઉત્તરો પણ મને મળતા ન હોતા. અંતે હૃદયની વેદના અસહ્ય થવાથી મારા કાન્ત શ્યામલાલને મેં એક દિવસ જણાવ્યુ "પ્રાણેશ, હું તો અહીં પરમેશ્વરની કૃપાથી આપના આશ્રયમા અને આપની છાયામાં આવીને રહ્યા પછી મારા આયુષ્યના દિવસોને પરમ સુખમા વીતાડું છું; પરતુ મારી જે બે જ્યેષ્ઠા ભગિનીઓ વ્યકટાદિ સાથે ગુજરાતમા ગયેલી છે તેમના આજે સાડા પાચ મહિનાથી કાંઈ પણ સમાચાર ન હોવાથી મારા મનમાં દિવસ અને રાત બહુ જ ચિન્તા થયા કરે છે; માત્ર એટલું જ નહિ, પણ તેઓ ત્યા જઇને સુખિની થઈ નથી એવી શકા મને વારંવાર થાય છે અને તેથી તેમને જોવા તથા મળવામાટે ઘણીક વાર મારું ચિત્ત અધીર અને આતુર થઈ દેખાય છે અર્થાત્ મારી આ ચિન્તાની નિવૃત્તિનો અને મારા હૃદયની શાંતિનો જો સત્વર કાંઇ પણ ઉપાય કરશો, તો મારાપર આપના જે અનેક ઉપકારો છે તેમા એક મહાન્ ઉપકારની વૃદ્ધિ થશે."

હશ્મતજાન પાસેથી કદાચિત્ મારી ભગિનીઓના કાઇક સમાચાર મળી શકશે એવી ધારણાથી શ્યામલાલ તેની પાસે ગયો અને મારી ભગિનીઓ વિષે પૃચ્છા કરી પરતુ હશ્મતજાને કાઈ પણ સમાચાર ન આપવાથી અમોએ વ્યકટાદ્રિપર તાકીદનો તાર કર્યો અને તત્કાળ ઉત્તર મળે એટલામાટે ઉત્તરના પૈસા પણ સાથે જ ભરી દીધા તાર સવારમા દશ વાગે કર્યો હતો તેનો સાઝે ચાર વાગે એટલો જવાબ આવ્યો "કાગળ આજે ટપાલમા નાખ્યો છે તે વાચો" હૃદયને કાઇક શાતિનો સ્પર્શ થયો તે દિવસ વીત્યો, બીજો દિવસ પણ વીત્યો અને ત્રીજે દિવસે વ્યકટાદ્રિનો હિન્દી ભાષામા લખેલો એક કાગળ મને મળ્યો તાર મળતા મને જે આનદ થયો હતો તે કાગળને વાચ્યા પછી શોકના સ્વરૂપમા પરિણત થઈ ગયો અને મારા નેત્રોમાથી અશ્રુની ધારાનુ વહન થવા લાગ્યુ તે કાગળમા એમ જણાવેલુ હતુ "તમારી ભગિની માયાદેવીનો અહીં આવીને એક મહિના પછી 'ટાઇફાઇડ' નામક જ્વરની બાધાથી સ્વર્ગવાસ થઈ ગયો છે અને તમારી ભગિની પદ્માવતીનો પ્રભુદાસ સાથે લગ્નસબધ થઈ ગયા પછી તે તેના પતિના ગૃહમા રહેતી હોવાથી તેના વિષે અમો વધારે કાઈ પણ જાણતા નથી, છતા એટલુ જાણીએ છીએ કે આજે ત્રણેક મહિનાથી તે પોતાના પતિ સાથે રંગૂન અને સિંગાપોર તરફ ગયેલી છે, તે પાછી ગુજરાતમા આવશે ત્યારે તમને ખબર આપીશું" કોણ જાણે શા કારણથી આ કાગળમા લખેલી વિગત વિષે મારા મનમા પ્રબળ શકા ઉદ્ભવવા લાગી અને તેથી એક વાર વ્યંકટાદ્રિને રૂબરૂમા મળી આવવાનો અને ત્યા મારી ભગિનીઓની સ્થિતિના યથાર્થ સમાચાર મેળવવાનો મેં મારા કાન્તને પ્રબળ આગ્રહ કરવા માડ્યો આજકાલ કરતાં એક મહિનો બીજો નીકળી ગયો અને ત્યાર પછી મારા કાન્તે ગુજરાતમા જવાની તૈયારી કરવા માડી

## પ્રકરણ ૧૨ મું

### કાંચનમાલાની કર્મકથા (ચાલૂ)–૭ વ્યંકટાદ્રિમદિરના ભયાનક ભેદો!

બે દિવસ અમારા પ્રવાસની તૈયારીમા વીતી ગયા અને ત્યાર પછી ત્રીજે દિવસે રાજપૂતાના માલવા રેલ્વેના એક પેહેલા વર્ગનુ ખાનુ રિઝર્વર્ડ કરાવી બે દાસ અને એક દાસીને સાથે લઇને હુ તથા મારા કાત શ્યામલાલ ગુજરાતના પ્રવાસે નીકળ્યા. દિલ્લીના સ્ટેશનપરથી અમદાવાદ જનારી મેલ ટ્રેન બપોરે સાડાબાર વાગે ઉપડતી હોવાથી ઘેરથી અમો ખાઇપીને જ નીકળ્યા હતા અને માર્ગમા મારા કાતને તથા મને જે જે વસ્તુઓની આવશ્યકતા હતી તે સર્વ વસ્તુઓ અમોએ સાથે લઈ લીધી હતી કલકત્તાથી નીકળ્યા પૂર્વે મારા આચાર વિચારની જેવી અને જેટલી શુદ્ધતા હતી તેવી અને તેટલી શુદ્ધતા ત્યાર પછી રહી શકી ન હોતી, અને તેમા પણ શ્યામલાલના સંસર્ગમા આવ્યા પછી સગતિના ફળરૂપ કહો કે પછી તેને મેં મારો પતિ જ માની લીધેલો હોવાથી તેના ચારિત્ર્યને સુધારવાના ઉદ્દેશથી કેટલેક અશે તદ્રૂપ થવામાટેની આવશ્યકતાવિષયક મારી માન્યતાથી કહો, પણ મારા આચારવિ-

ચારનાં બંધનો બહુ જ શિથિલ થઈ ગયાં હતાં એટલે શ્યામલાલના મનને પ્રસન્ન રાખવામાટે હું કોઈ વાર મદિરાના પાત્રને પણ મુખમાં ધરતી હતી અને કોઈ વાર આમિષભોજનનો પણ મારે અલ્પ પરિમાણમાં સ્વીકાર કરવો પડતો હતો છતા પણ એ વસ્તુઓમા મારો આતરિક પ્રેમ ન હોતો, અદ્યાપિ નથી અને ભવિષ્યમાં થવાનો પણ નથી મદિરાની બે બાટલી તો અમારી સાથે જ હતી અને યૂરોપીયન પ્રવાસી તથા પ્રવાસિનીઓ પ્રમાણે ચાહ, નાસ્તો, મધ્યાહ્નભોજન તથા રાત્રિભોજન અમારે માર્ગમા આવતા મોટા સ્ટેશનોપરનાં રિફ્રેશમેન્ટ રૂમ્સમા લેવાના હોવાથી ખાનપાનમાટે વધારે આચરકૂચરને સાથે રાખવાની આવશ્યકતા ન હોવા છતા પણ લીલો મેવો, બિસ્કીટ, થોડી ઘણી મીઠાઈ અને સૂકો મેવો આદિ કેટલાક પદાર્થો અમોએ સાથે રાખ્યા હતા. દિલ્લીથી અમદાવાદ સુધીના પ્રવાસમા વચ્ચે જયપુર, અજમેર અને આબૂ જેવા ઉત્તમ સ્થળો આવતા હોવા છતા અમોને ગુજરાતમાં પહોંચવાની ઉતાવળ હોવાથી અમારે ક્યાય પણ ઉતરવાનુ ન હોતુ જો ત્યાથી વળતી વેળાયે અનુકૂળતા હોય તો એ સ્થાનો જોવામાટે અમારો માર્ગમાં રોકાવાનો વિચાર હતો માર્ગમાં કેવળ વાર્તાલાપમા સમય વીતાડવા વિના બીજું કાંઈ કાર્ય તો હતુ જ નહિ એટલે અમારી બહુબોલકણી અને ચાલાક દાસીને પણ અમોએ સર્વન્ટ્સ કમ્પાર્ટમેન્ટ (નોકરોને બેસાડવાના ખાના)માં બેસાડવાને બદલે અમારી સાથે જ બેસાડી હતી, કારણ કે, પોતાના વિનોદાત્મક તથા મધુર વાર્તાલાપથી અમોને આનન્દ આપવાનો તેનામાં અદ્ભુત ચમત્કારિક ગુણ રહેલો હતો દિલ્લીથી નીકળ્યા પછી દિવસ તથા રાત્રિનો સમય એવા પ્રકારના વિનોદાત્મક વાર્તાલાપ, ખાનપાન તથા નિદ્રાસેવન આદિમા વીતી ગયો અને બીજા દિવસનો પ્રભાત પણ થઈ ગયો આખો બીજો દિવસ પણ અમારે પ્રવાસમા જ વીતાડવાનો હતો, કારણ કે, અમદાવાદ અમો તે દિવસે સાંજે સાત કે સાડાસાત વાગે પહોચવાના હતા. બીજે દિવસે વાર્તાલાપના પ્રસગમા અચાનક એવો પ્રશ્ન ઉપસ્થિત થયો કે, અમદાવાદમા જઇને ઉતરવુ ક્યા અને ત્યા ઉતર્યાં પછી તત્કાળ વ્યકટાદ્રિને મળવુ કે પ્રથમ પદ્માવતીના સમાચાર ગુપ્ત રીતે મેળવ્યા પછી પ્રસિદ્ધ થવુ? આ પ્રશ્ન સાધારણ હોવા છતાં પણ કાઇક અસાધારણ અથવા જટિલ હતો અને તેથી એના ઊહાપોહની થોડી ઘણી આવશ્યકતા તો હતી જ મારો વિચાર ત્યાં તત્કાળ પ્રસિદ્ધ ન થવાનો હોવાથી હુ મારા અભિપ્રાયને દર્શાવતી કહેવા લાગી—

"જ્યારે આપણા મનમા વ્યકટાદ્રિનાં વાણી, વચન તથા તેના લખેલા ઉત્તરના વિષયમાં સંપૂર્ણ સશય છે અને આપણે માયાદેવી તથા પદ્માવતીની સ્થિતિના ભેદને જાણવા માગીએ છીએ ત્યારે વ્યકટાદ્રિને ત્યાં ઉતરવું કિંવા તત્કાળ તેના સમક્ષ ઉપસ્થિત થવું એ કોઇ પણ પ્રકારે ઉચિત નથી, કારણ કે, જો તે આપણા ઉદ્દેશને જાણી જાય, તો પોતાના કથનને સત્ય કરી બતાવવાનાં જોઇએ તેટલા બનાવટી પ્રમાણો ઉભા કરવાનો યથેચ્છ પ્રસગ તેને મળી જાય અને આપણે ત્યાં અજાણ્યા એટલે આધળા જેવા હોવાથી સત્ય રહસ્ય અંત પર્યન્ત આપણા જાણવામાં ન આવી શકે, એ સ્વાભાવિક છે આ કારણથી અમદાવાદમા પ્રથમ તો આપણા ગુપ્ત નિવાસની જ આવશ્યકતા છે અને ત્યાર પછી યોગ્ય પ્રસંગ આવતાં આપણે તેની આગળ પ્રકટ થઇશું."

"ચિન્તા નહિ, અમદાવાદમાં એક બે નાગર તરુણો મારા ઓળખીતા છે અને તેઓ આ કાર્યમા આપણને જોઇએ તેવી અને જોઇએ તેટલી સહાયતા આપશે. તેઓ એક વાર દિલ્હીમાં આવ્યા હતા તે વેળાયે તેમની સાથે પરિચય થતાં તેમનું મેં યોગ્ય આદરાતિથ્ય કર્યું હતુ અને તેમણે જો મારુ અમદાવાદ આવવાનું થાય તો અવશ્ય તેમને તારથી ખબર આપવાનો આગ્રહ કર્યો હતો. મારી ડાયરીમાં તેમના નામ તથા ઠેકાણા પણ લખેલા છે એટલે મારો વિચાર છે કે મારવાડ જંક્શનથી તેમનામાના એકના નામનો તાર કરી દઇએ અને તેમને સ્ટેશનપર બોલાવીએ એટલે સત્વર જ આ વિષયની યોગ્ય વ્યવસ્થા થઈ જશે અને ઉતરવામાટેની સગવડ પણ તેઓ કરી આપશે ત્યાંનાં માણસોની સહાયતા વિના આપણો ઉદ્દેશ નિર્વિઘ્ન સિદ્ધ થાય તેમ નથી" મારા કાન્ત શ્યામલાલે કહ્યું

તેમની આ વાર્તા મને પણ યોગ્ય જણાઈ અને અમારી દાસીએ પણ એ વિષે પોતાની અનુમતિ દર્શાવી એટલે મારવાડ જંક્શનપર ટ્રેન પહોચતા જ શ્યામલાલે અમદાવાદ તાર કરી દીધો તે દિવસે ગાડી કાઇક મોડી હોવાથી અમો રાતે આઠ વાગે અમદાવાદના સ્ટેશનપર પહોંચ્યા ત્યા શ્યામલાલના બે નાગર તરુણ મિત્રો અમારી વાટ જોતા જ ઊભા હતા એટલે પોર્ટરને બોલાવી તેમણે અમારો સામાન ડબ્બામાથી બહાર કઢાવ્યો અને બહાર અમારા માટે તૈયાર રખાવેલી ગાડીમાં મૂકાવી દીધો એક ગાડીમા અમારા બે દાસ તથા અમારી દાસીને બેસાડીને અમો દપતી તથા મારા પતિ–કાત–ના તે બે મિત્રો દીનબન્ધુ તથા રમણલાલ બીજી ગાડીમા બેઠા અને ગાડીઓ અમને અમારા સ્થાને પહોંચાડવામાટે ચાલવા લાગી.

અમદાવાદના સ્ટેશનપર એક વિલક્ષણ દૃશ્ય મારા જોવામા આવ્યું તે દૃશ્ય એ હતું કે કેટલીક નવ યુવતી તથા પ્રૌઢા, સુદર વસ્ત્રપરિધાના તથા વિપુલ આભૂષણસુસજ્જિતા સ્ત્રીઓ પોતાના શિરપર બબ્બે અને ત્રણ ત્રણ મણનો ભાર એટલે કે ટ્રન્ક, બિસ્તર અને એવી જ પ્રવાસની અન્ય વસ્તુઓને ઉપાડીને જતી આવતી અમારા જોવામા આવી આવા દૃશ્યને જોઇને કાઇક આશ્ચર્ય તથા કુતૂહલ થવાથી મેં મારા કાન્તને પૂછ્યુ "જુઓ તો ખરા, આ સ્ત્રીઓ સારી સ્થિતિની હોવા છતાં પણ મજૂરી કરે છે એટલે એથી સ્પષ્ટ જણાઇ આવે છે કે અહીંનો મજૂર વર્ગ પણ સાધનસપન્ન કિંબહુના ધનાઢ્ય હોવો જોઇએ કેમ મારી કલ્પના ખરી છે કે નહિ?"

મારા આ પ્રશ્નનું મારા કાત કાઇ પણ ઉત્તર આપે તે પૂર્વે દીનબન્ધુએ મારા પ્રશ્નનું ઉત્તર આપતા કહેવા માંડ્યું. "બહેન! જે સ્ત્રીઓ આટલો ભાર ઉપાડીને જતી આવતી આપના જોવામા આવે છે તે મજૂરી કરનારી સ્ત્રીઓ નથી; કિન્તુ સાધનસપન્ન કુટુબની ગૃહસ્થ સ્ત્રીઓ છે, પરતુ અમારા આ અમદાવાદ નગરની એવી એક રૂઢિ છે કે કેટલીક ઉચ્ચ જાતિના જૂના વિચારના લોકો જ્યારે પણ પ્રવાસે જવા નીકળે છે અથવા તો પ્રવાસ કરીને પાછા આવે છે ત્યારે મજૂરીનો ખર્ચ બચાવવામાટે બબ્બે ત્રણ ત્રણ મણનો બોજો પોતાની સ્ત્રીઓ પાસે જ ઉચકાવે છે અને ગાડીભાડાનો ખર્ચ બચાવવામાટે સ્ટેશનથી

ભલે ઘર બે માઇલપર આવેલું હોય તો પણ ત્યાંથી ચાલતા જ સ્ટેશનપર આવે છે અને સ્ટેશનપરથી ઘેર પણ ચાલતા જ જાય છે જેવી રીતે ઉડાઉપણું, વિલાસપ્રિયતા અને ઉદારતા દિલ્હી, લખનૌની ‘સ્પેશિયાલિટી’ છે, તેવી જ રીતે અમારા અમદાવાદ નગરની ‘સ્પેશિયાલિટી’ કરકસર, કંજુસાઈ અને ધનસંચય છે બંગાળામા જેમ ટોપીવાળાની કમાણી ઓછી છે તેમ અમદાવાદમાં મોચીની કમાણી સાધારણ છે, કારણ કે, બંગાળીઓ જેમ ઉઘાડે માથે ગમે ત્યાં ફર્યા કરે છે તેમ અમદાવાદીઓએ જોડા પેહેરવાની જન્મથી જ બાધા લીધેલી છે. વસ્તુસ્થિતિ આવી હોવાથી ઘણુંક વિદેશીય પ્રવાસીઓ ભાર ઉપાડીને જતી સાધનસંપન્ન સ્ત્રીઓને મજૂર વર્ગની સ્ત્રીઓ ધારી લે છે અને ઉઘાડે પગે રખડતા પૈસાદાર અમદાવાદીઓને કંગાલ માની લે છે એક અંગ્રેજ પ્રવાસીએ આપની પેઠે જ ભ્રમમા પડીને અમદાવાદ વિષયક પોતાના એક લેખમા એમ લખી માર્યું હતુ ‘અમદાવાદની મજુર સ્ત્રીઓ પણ એટલી બધી પૈસાદાર હોય છે કે જ્યારે તેઓ સ્ટેશનપર મજૂરી કરવાને આવે છે તે વેળાયે પણ કીમતી વસ્ત્રો અને બબ્બે ત્રણ ત્રણ હજારની કીમતના ઘરેણા તેમના શરીરપર જોવામા આવે છે હિન્દુસ્તાનના હિતૈષીઓ કહે છે કે હિન્દુસ્તાન ગરીબ દેશ છે; પણ જ્યાના મજૂરો આવા ધનાઢ્ય હોય તે દેશને ગરીબ કેમ કહી શકાય વારૂ?’ પરંતુ આ તે લેખકનો ભ્રમ હતો. મજૂર સ્ત્રીઓની દશા કેવી હોય છે એ આપ અહીં રહેશો એટલે પોતાની મેળે જ આપના જોવા તથા જાણવામા આવી જશે.”

“પણ ભાઈ! તમારા પગમા તો વિલાયતી બૂટ દેખાય છે અને તમારો પોશાક પણ સારો છે, તો પછી તમને અમદાવાદી કહેવા કે બીજા કોઈ દેશના નિવાસી તરીકે ઓળખવા?” મેં એક શકા દર્શાવી.

“હવે જેમ જેમ નવીન તરુણ પ્રજા વિશેષ સુશિક્ષિત થતી જાય છે અને બીજા દેશના લોકોના સસર્ગમા આવતી જાય છે, તેમ તેમ અમદાવાદની કરકસર તથા કંજૂસાઇમા ઘટાડો થતો જાય છે અને કેટલીક જાતિઓમાં તો હવે સારી ઉદારતા પણ આવવા માડી છે, કારણ કે, પરિવર્તન એ સૃષ્ટિનો નિયમ છે અને અમદાવાદ પણ સૃષ્ટિની સીમામા જ હોવાથી અમદાવાદનુ પણ હવે પરિવર્તન થવા માડ્યું છે” દીનબન્ધુએ મારી શકાનું સમાધાન કર્યું

“પરતુ મારો એવો અભિપ્રાય છે કે, દિલ્હી લખનૌની અતિશય ઉડાઉ પ્રકૃતિ જેમ સારી નથી તેમ જ અમદાવાદની અતિશય કંજૂસાઇ પણ સારી નથી; જો એ ઉભયના મધ્યમા રહીને યથાશક્તિ ઉદારતા અને સમતોલતાથી જીવનને વીતાડવાની પદ્ધતિને સર્વત્ર સ્વીકારવામા આવે, તો તે વિશેષ સુખકારક તથા કલ્યાણકારક થવાનો સભવ છે” મેં મારો અભિપ્રાય દર્શાવ્યો.

“તારો આ અભિપ્રાય સુવર્ણના અક્ષરથી લખી રાખવા યોગ્ય છે.” મારા કાન્તે મારા અભિપ્રાયને અનુમોદન આપ્યું

આટલી વાતચીત થઇ રહી એટલામા તો અમારા ઉતારા તરીકે આસ્ટોડિયાની સડકપર ખમાસાની ગેટ પાસેના જે મકાનની દીનબન્ધુ તથા રમણલાલે વ્યવસ્થા કરી રાખી હતી તે મકાન આગળ અમારી ગાડીઓ પહોંચી ગઈ અને ઊભી રહી ગઇ તે મકાનની નીચેના ભાગમાં એક તબેલો હતો અને ઉપરના

ભાગમા બહુ જ સારી સગવડવાળા ચાર ઓરડા, રાંધણિયું, નળ તથા જાજરૂ હતા અને તેમા જોઇતો કેટલોક સામાન પણ ગોઠવેલો હતો એટલે અમને કશી પણ અવગડ વેઠવી પડે તેમ ન હોતુ એ મકાનમા દીનબન્ધુ તથા રમણલાલનો એક પૈસાદાર દોસ્ત રહેતો હતો અને તે એ વેળાયે પોતાના વ્યાપારના કામમાટે રગૂન ગયેલો હોવાથી અને તેની સ્ત્રી સુવાવડમાટે પોતાને પિયર ગયેલી હોવાથી ઘરની સભાળમાટે તે ઘરની ચાવી દીનબન્ધુ તથા રમણલાલને સોંપતો ગયો હતો અને તેમણે અમને ત્યાં જ ઊતારો આપ્યો હતો જો ઊતારાની આ વ્યવસ્થા ન થઇ હોત તો કા તો તત્કાળ અમારે ધર્મશાળામા રહેવુ પડત અને કા તો કોઇ મકાન ભાડે રાખવુ પડત, કારણ કે, દીનબન્ધુ તથા રમણલાલના રહેવાનાં ઘરોમા અમારાથી રહી શકાય તેમ ન હોતુ તેમનો તે દોસ્ત અને તેનું કુટુબ બે માહના પહેલા આવે તેમ ન હોવાથી અમારાથી ત્યાં તેટલો સમય તો કોઇ પણ પ્રકારની ચિન્તા વિના રહી શકાય તેમ હતું અને તેથી વધારે સમય અમદાવાદમા વીતાડવાની અમને આવશ્યકતા પણ ન હોતી; કિબહુના મારી માન્યતા પ્રમાણે તો અમારા કાર્યની બહુ બહુ તો આઠ કે પદર દિવસમા જ સમાપ્તિ થઇ જવાનો સંભવ હતો દીનબન્ધુ તથા રમણલાલે ઔદિચ્ય જાતિની ત્રીસેક વર્ષના વયની એક વિધવા બ્રાહ્મણીને આગળથી જ બોલાવીને રસોઇ તૈયાર કરાવી રાખી હતી એટલે નવ સવા નવ વાગ્યામા તો અમો ભોજનના કાર્યથી પણ નિવૃત્ત થઈ ગયા. તે વિધવા બ્રાહ્મણી સવારમાં આવવાનુ કહીને પોતાને ઘેર જવામાટે ચાલી ગઈ અને દીનબન્ધુ તથા રમણલાલ અમારી સાથે જ જમેલા હોવાથી અમારા અચાનક આગમન અને અમારા આગમનના પ્રયોજન આદિને જાણી લેવામાટે અમારી સાથે વાર્તાલાપ કરતા અમારી પાસે જ બેસી રહ્યા અહીં હું વચ્ચે દીનબન્ધુ તથા રમણલાલના સ્વરૂપ તથા સ્વભાવ આદિનું કેટલુંક વર્ણન આપીશ તો તે અવશ્ય પ્રાસગિક જ ગણાશે, કારણ કે, વ્યકટાદ્રિના મદિરના ભયંકર ભેદોને જાણવાનો અમારો ઉદ્દેશ કેવળ તેમના અગાધ પરિશ્રમ, બુદ્ધિકૌશલ્ય તથા સાહાય્યથી જ સફળ થયો હતો, એમ કહેવામા લેશમાત્ર પણ અતિશયોક્તિ થવાનો સભવ નથી

દીનબન્ધુ સાધારણ ઉંચાઇનો ગોરવર્ણો, ટુંકી ગર્દન તથા વિશાળ પૃષ્ઠવાળો, બોલવા ચાલવામા સભ્ય, સાધનસપન્ન તથા આંગ્લશિક્ષામડિત હોવાથી પહેરવા ઓઢવામાં ટાપટીપ રાખનારો હતો તેનો સ્વભાવ જો કે સાધારણ રીતે શાત હતો અને કારણ વિના તે કોઇની સાથે વધારે બોલતો પણ ન હોતો, તથાપિ જો તેવો જ પ્રસગ આવ્યો હોય તો તેનો સ્વભાવ એટલી સીમા પર્યન્ત ઉગ્રતાને ધારણ કરી લેતો હતો કે તે ઉગ્રતાના પરિણામે તે મારામારી પણ કરી બેસતો હતો તે જેમ ઉડાઉ પણ ન હોતો તેમ જ કજૂસ પણ ન હોતો અને સાધારણ ગુજરાતીઓ કરતા આદરાતિથ્યના વિષયમા તો તે ઉદાર જ હતો. તેનો સ્વભાવ શાત હોવા સાથે મળતાવડો પણ હતો અને તેથી સર્વ પ્રકારના—સભ્ય તથા અસભ્ય—લોકો સાથે તેનો સમાન સબધ અથવા મેળ હોવાથી અમદાવાદના સર્વ રહસ્યો અને સર્વ શુભ તથા અશુભ સ્થાનોથી તે સપૂર્ણ વિજ્ઞ હતો સાધનસપન્ન હોવા છતા પણ અદ્યાપિ, તેની પચીશ વર્ષની અવસ્થામા, તે અવિવાહિત હતો, કારણ કે, તેની જ્ઞાતિમા કન્યાની અછત હતી અને જે કન્યાઓ

મળી શકે તેમ હતુ તે કન્યાઓ માંની એક પણ કન્યા તેને પસંદ ન હોતી. દીનબન્ધુ સાઠોદરો નાગર હતો.

બીજો રમણલાલ વીસનગરા નાગર જ્ઞાતિનો લગભગ બાવીસથી ત્રેવીસ વર્ષનો યુવક હતો તે શરીરે કિંચિત્ કૃશ, ઉંચા કદનો, ઘઉંવર્ણું, કસાયલા શરીર-વાળો અને મેટ્રિકમા નાપાસ થયેલો પરંતુ સાંસારિક અનુભવમા ઘડાયલો અને હાથમા લીધેલા કાર્યને ચપળતાથી કરી નાખ્યા પછી જ જંપીને બેસનારા ખંતીલા સ્વભાવનો મનુષ્ય હતો રમણલાલની આર્થિક સ્થિતિ એવી ન હોતી કે જેના યોગે તેને ધનાઢ્ય કિંવા સાધનસંપન્ન કહી શકાય, તો પણ તેના પિતાશ્રી ખાધે પીધે સુખી હતા અને તે પોતે પણ મહિને પચાસ સાઠ રૂપિયા કમાતો હતો તેનુ સગપણ થયુ હતુ, પણ હજી તે પરણ્યો ન હોતો રમણલાલનો સ્વભાવ પણ 'લીંબુના રસ જેવો' સર્વમાં ભળી જાય તેવો મિલનસાર હોવાથી તેમ જ તેનો હાથ છૂટો હોવાથી અમદાવાદમા સર્વ પ્રકારના અને નાનાવિધ સ્વભાવના લોકો સાથે તેનો મૈત્રીસબંધ કિંવા પરિચય હતો અને તેથી અમદાવાદનું એવું એક પણ સારૂ કે નઠારૂ રહસ્ય ન હોતું કે જે તેના જાણવામા ન હોય અમદાવાદના વિષયમા કેટલાક લોકો તો રમણલાલને 'સર્વજ્ઞ' તરીકે જ ઓળખતા હતા તેની અમદાવાદ વિષયક એ 'સર્વજ્ઞતા' અમારા માટે અતિશય ઉપયોગિની થઇ પડી હતી કે જેનો વૃત્તાન્ત હવે પછી તમારા જાણવામા આવવાનો છે.

કેટલીક આમ તેમની વાતો થયા પછી દીનબન્ધુએ મારા કાન્ત શ્યામલાલને સંબોધીને પૂછ્યુ "બાબૂ સાહેબ, આપનુ આજે અચાનક કુટુમ્બ સહિત અમારા આ અમદાવાદ નગરમા આગમન થયું છે તે શા કારણથી વારૂ ! મુબઈ જતા વચ્ચે વિશ્રામ લેવામાટે તો અમદાવાદમા નથી રોકાયા ને ? કારણ કે, આપનો તાર મારવાડ જંક્શનથી કરેલો હોવાથી દિલ્લીથી નીકળતી વખતે આપનો અમદાવાદમા ઉતરવાનો વિચાર ન હોતો, પણ પછીથી તે વિચાર થયેલ હોય એવી કલ્પના કરી શકાય છે."

"નહિ, અમો મુબઇ જવામાટે નથી નીકળ્યાં, કિન્તુ એક અગત્યના કાર્યમાટે અમદાવાદ આવવામાટે જ દિલ્લીથી નીકળ્યા છીએ. અમો ત્યાથી ઉતાવળમાં નીકળેલા હોવાથી પ્રથમ તો અમદાવાદમા ક્યા જવું અને ક્યા ઉતરવુ એનો અમોએ કશો વિચાર કર્યો જ ન હોતો એટલે પછી તમો ભાઇઓનુ સ્મરણ થતા અને ડાયરીમાંથી તમારા સરનામા મળી આવતા મારવાડ જંક્શનથી જ તમારાપર અર્જન્ટ તાર કર્યો હતો " મારા કાંતે સત્ય સ્થિતિ જણાવી દીધી

"અમદાવાદમાં આપનું અગત્યનું કાર્ય શું છે તે જો અડચણ ન હોય, તો કૃપા કરીને જણાવશો ?' રમણલાલે આતુરતાથી પૂછ્યુ.

"એ અગત્યના કાર્ય સાથે મારા કરતા આ મારી પ્રિયતમા કાંચનમાલાનો અધિક નિકટનો સબંધ હોવાથી એ કાર્યના સબંધમાં એ પોતે જ તમારી સાથે વાર્તાલાપ કરશે " મારા કાન્તે મને તેમની સાથે યોગ્ય વાર્તાલાપ કરવાનો માર્મિક આદેશ આપી દીધો.

મેં દીનબન્ધુ તથા રમણલાલને ઉદ્દેશીને પૂછ્યું. "અહીં અમદાવાદમાં એક મોટા મંદિરનો અધિષ્ઠાતા, પોતાને 'મહંત'ના ઉપાધિથી ઓળખાવનાર, ધનાઢ્ય

અને રામાનુજ સમ્પ્રદાયનો શ્રીવૈષ્ણવ વ્યંકટાદ્રિ નામક કોઈ સાધુ રહે છે, એ આપ જાણો છો ખરા કે?"

"જી હા, એ વ્યંકટાદ્રિ બાવાને આખું અમદાવાદ જાણે છે અને સારી રીતે પિછાને છે; કારણ કે, એ બાવાજી એવા વિલક્ષણ પ્રકારના સાધુ છે કે એવા સાધુને એક જ ગામમાં રહેવા છતાં કોઈ ન ઓળખે એમ કદાપિ બની શકે જ નહિ. પરંતુ તમારે એ વિલક્ષણ સાધુની પૃચ્છા શા કારણથી કરવી પડે છે વારૂ?" દીનબન્ધુએ ઉત્તર આપીને જિજ્ઞાસા દર્શાવી.

"કારણ વિના કાર્ય સંભવતું જ નથી એટલે એ વિલક્ષણ સાધુની પૃચ્છા કરવાનું પણ કારણ તો હશે જ અને તે ધીમે ધીમે આપના જાણવામાં આવી જશે હાલ તરત તો કૃપા કરીને મારા પ્રશ્નોના જ યથાર્થ ઉત્તર આપશો તો આપનો મારાપર મોટો ઉપકાર થશે" મેં દીનબન્ધુને ધૈર્ય રાખવાની માર્મિક સૂચના આપી.

"ભલે ત્યારે જે કાંઈ પણ પૂછવાનું હોય તે આપ કોઈ પણ પ્રકારના સંકોચ વિના આનન્દથી પૂછી લ્યો, આપના પ્રશ્નોનાં અમો જાણતા હઈશું તદનુસાર યથાર્થ ઉત્તરો આપીશું." દીનબન્ધુએ મારી સૂચનાનો સ્વીકાર કરી લીધો

"આપ બન્નેએ અથવા તો બેમાના એકે વ્યંકટાદ્રિનું મન્દિર જોયું છે, આપને તે મન્દિરનો પ્રત્યક્ષ અનુભવ છે, વ્યંકટાદ્રિના ચારિત્ર્ય વિષે આપનો શો અભિપ્રાય છે અને તેના મન્દિરમાં તેની સાથે કેટલીક તરુણી તથા સુંદરી સ્ત્રીઓ પણ રહે છે એ વાર્તા સત્ય છે કે કેમ, એ સર્વ જણાવશો કે?" મેં ગભીર-વાણીથી પૂછ્યું

"અમો બન્નેએ વ્યંકટાદ્રિનું મન્દિર બાહ્ય ભાગમાં જોયું છે, ત્યાં અનેક વાર અમો દેવદર્શનમાટે ગયેલા છીએ એટલે અમને ત્યાનો પ્રત્યક્ષ અનુભવ છે, વ્યંકટાદ્રિના ચારિત્ર્ય વિષે અમારો લેશમાત્ર પણ સારો અભિપ્રાય નથી, કારણ કે, તેનું મંદિર તે મન્દિરના સ્વરૂપમાં પૅરિસની પદ્ધતિનું એક ગુપ્ત 'બ્રોથેલ'– **Brothel** અથવા 'કુટ્ટિનીગૃહ', વેશ્યાગૃહ કિંવા છીનાળવાડો છે એમ કહેવામાં કોઈ પણ પ્રકારનો પ્રત્યવાય નથી એટલે તેના એ છીનાળવાડામાં તેની સાથે કેટલીક તરુણી તથા સુંદરી સ્ત્રીઓ રહેતી હોય એ તો સ્વાભાવિક જ છે તેના મન્દિરમાં કેટલીક નવયૌવના, રૂપસુંદરી અને મનોહારિણી રમણીઓ સ્થાયિ ભાવથી રહ્યા કરે છે તેમ જ આ વિશાળ નગરમાંની અન્ય પણ અનેક કુમારિકાઓ, સૌભાગ્યવતીઓ તથા વિધવાઓ ત્યાં પોતાની અશુભ વિકારલાલસાની તૃપ્તિમાટે નિરંતર આવતી હોવાથી તેનું મન્દિર જોનારને નિરંતર 'બહારે પરસ્તાન' જેવું જ દેખાયા કરે છે કોણ જાણે વ્યંકટાદ્રિ કેટલીક જૂદા જૂદા દેશની યૌવનના વસંતમાં વિહરતી અને અત્યંત રૂપવતી યુવતીઓને ક્યાંથી અને કેવી રીતે લઈ આવે છે કે તેથી જ્યારે જુઓ ત્યારે તેના દેવમન્દિર નામક વિલાસમન્દિરમાં વિલાસી પુરુષોની ભીડ જામેલી જ રહ્યા કરે છે અને તેના યોગે તે દિવસે દિવસે ન કલ્પી શકાય તેટલા પરિમાણમાં ધનાઢ્ય થતો જાય છે હમણાં છ મહિનાની વાતપર તે માયાદેવી અને પદ્માવતી નામની બે અદ્વિતીય લાવણ્યવતી બંગાળી બાળાઓને લઈ આવ્યો હતો અને તેમની સૌન્દર્યછટાએ આખા અમદાવાદના વિલાસી પુરુષોને ઉન્મત્ત બનાવી દીધા હતા અમોએ જો કે વ્યંકટાદ્રિના મન્દિરના

કહેવાતા કેટલાક ગુપ્ત ભાગો જોયા નથી, પરતુ અમારા કેટલાક ધનાઢ્ય મિત્રો કે જેઓ એ વિલાસમંદિરનો લાભ લઈ આવ્યા છે તેઓ એમ કહે છે કે એ મંદિરના ઉપરના માળપર કેટલાક એવા ઓરડા છે કે જેમા અમુક ગ્રાહકો તથા ગ્રાહિકાઓ વિના અન્ય કોઈ પુરુષ કે સ્ત્રીને જવાની આજ્ઞા મળી શકતી નથી અને તે ઓરડામા વિલાસના સર્વ સાધનો અષ્ટોપ્રહર ઉપસ્થિત તથા તૈયાર રાખવામાં આવે છે તે ઉપરાંત મંદિરના નીચેના ભાગમા ભૂમિના ગર્ભમા પણ કેટલાક એવા ગુપ્ત ખંડો કરેલા છે કે જો ત્યા કોઈ સ્ત્રી કિંવા પુરુષને બાર ને બાર ચોવીસ વર્ષ સુધી છુપાવી રાખવામા આવે તો પણ તેનો કોઇને કશો પણ પત્તો મળી શકે નહિ પરતુ આ વાર્તા સત્ય છે કે અતિશયોક્તિરૂપ છે, એ અમારાથી નિશ્ચયાત્મક કહી શકાય તેમ નથી” રમણલાલે વ્યંકટાદ્રિના મંદિર વિષયક પોતાના સમસ્ત જ્ઞાનના ભંડારને ખાલી કરી દીધો

માયાદેવી તથા પદ્માવતીના નામો સાંભળીને તેમના સમાચાર પૂછવાની મારી પ્રબળ ઉત્કંઠા થઈ આવી, પરતુ મારે હજી કેટલાક પ્રશ્નો પૂછવાના હોવાથી મારી તે ઉત્કંઠાને દબાવીને હું પૂછવા લાગી “એ તો ઠીક, પણ જો વ્યંકટાદ્રિના મંદિરના સર્વ ભેદોને જાણવાની અને તેના પ્રપંચજાળમા સપડાયલી કોઈ નિર્દોષ તથા અજ્ઞાન અબળાઓની સ્થિતિના સમાચાર મેળવવાની આપણી ઈચ્છા હોય તો તે ઈચ્છા કોઈ પણ ઉપાયે ફળીભૂત થઈ શકે તેમ છે ખરૂ કે કેમ ?”

રમણલાલ પ્રથમ કાઈક વિચારમાં પડી ગયો અને કેટલીક વાર સુધી વિચારમાં નિમગ્ન રહ્યા પછી મારા પ્રશ્નનું ઉત્તર આપતો કહેવા લાગ્યો “અત્યારે અહીં જે વિધવા બ્રાહ્મણીને રાધવામાટે બોલાવવામા આવી હતી તે વ્યંકટાદ્રિના મંદિરમા નિત્ય જતી આવતી હોવાથી ત્યાના ભેદોને સારી રીતે જાણતી હોવી જોઈએ અને ત્યાના સર્વ સ્ત્રીપુરુષોને ઓળખતી હોવી જોઇએ, એટલે જો આપણે અમુક પ્રકારના પ્રલોભનમાં નાખીને એ બ્રાહ્મણીને આપણા પક્ષમા લઈ લઈશું, તો એની મધ્યસ્થતાથી અવશ્ય આપણી તે ઈચ્છાને ફળીભૂત કરી શકીશું, એવી મારી માન્યતા છે, તેમ જ જીવણ નામનો એક ગાડીવાળો—ભાડાની ગાડી હાકનારો—વ્યંકટાદ્રિના અત્યત ગુપ્ત ભેદોનો પણ જ્ઞાતા છે અને તેની સાથે મારો પણ સારો પરિચય છે એટલે તે જીવણદ્વારા પણ ઘણીક જાણવા યોગ્ય બાબતો આપણા જાણવામા આવી શકશે, એવો મારો સોળે સોળ આના નિશ્ચય છે અસ્તુ આજની રાત્રિ તો આપ નિદ્રા તથા વિશ્રાંતિમા વીતાડો અને ચિન્તાને ત્યાગી દો આવતી કાલે જ આપણે આપણી કાર્યસિદ્ધિના પ્રયત્નને આરંભીશું અને પરમેશ્વરની કૃપાથી તે પ્રયત્નમાં વિજય મેળવીશું પરતુ વ્યંકટાદ્રિના પ્રપચજાળમા સપડાયલી એવી તે કઈ નિર્દોષ તથા અજ્ઞાન અબળાઓ છે કે જેમની સ્થિતિના સમાચારને મેળવવાની તીવ્ર આકાંક્ષા આપને ઠેઠ અમદાવાદ સુધી ખેંચી લાવી છે અને જેની ચિન્તાએ આપને આટલી સીમા પર્યન્ત વિહ્વળ બનાવી દીધા છે, તે જો હરકત ન હોય તો જણાવવાની કૃપા કરશો કે બહેન ?”

“ભાઈ, તે અબળાઓ અન્ય કોઈ નહિ, પણ જેમનાં નામોનો હમણાં જ આપે ઉચ્ચાર કર્યો હતો તે માયાદેવી અને પદ્માવતી નામની બગાળી બાળાઓ

જ છે; કારણ કે, તે બન્ને મારી ભગિનીઓ થાય છે અને તેઓ વ્યંકટાદ્રિના પ્રપંચ જાળમા સપડાઈ ગઈ છે અમારા પત્રો તથા તારના ઉત્તરમા વ્યંકટાદ્રિએ અમને એમ જણાવ્યું છે કે, 'માયાદેવી સ્વર્ગવાસિની થઈ છે અને પદ્માવતી તેના પતિ પ્રભુદાસ સાથે ક્યાંક દૂરના દેશમા ગયેલી હોવાથી અહીં નથી.' વ્યંકટાદ્રિના આ ઉત્તરમા અમારો વિશ્વાસ ન બધાયાથી અમો તે બન્ને બાળાઓની સ્થિતિના સમાચાર મેળવવામાટે જ અહીં આવ્યા છીએ અને તેથી જો અમને તેમની સત્ય સ્થિતિના સમાચાર મળી જાય, તો પછી અમારે અહીં રહેવાનું અન્ય કાંઈ પણ કારણ નથી આ વાર્તામા કાંઈ પણ ભેદ છે એવો અમારા મનમાં સંશય ઉદ્ભવવાથી વ્યંકટાદ્રિ પાસે જવાના અથવા તો તેના ગૃહમાં અતિથિ તરીકે રહેવાના કાર્યને અમોએ વ્યાજબી ધાર્યું ન હોતું અને તેથી તે અમારો પરિચિત હોવા છતા અમોએ આપને આ પરિશ્રમ આપ્યો છે, કારણ કે, જો અમો તેના ગૃહમા જઈને રહીએ તો તે અમને સત્ય સ્થિતિની જાણ ન થવા દે અને આમતેમ ફરવા હરવાના તથા ખાનપાન અને આદરાતિથ્યના આડંબરથી રીઝવીને અમને પાછા વિદાય કરી દે, તો અમારી આતરિક ઇચ્છા અફળ થઈ જાય એ સ્વાભાવિક છે અસ્તુ અમારી સાથે દાસ તથા દાસી હોવાથી આવતી કાલે એ વિધવા બ્રાહ્મણીને રાધવાના કાર્યમાટે બોલાવવાનો અમારો વિચાર ન હોતો, પરંતુ હવે જ્યારે એમ જાણવામા આવ્યું છે કે તે આપણા ઉપયોગમાં આવી શકે તેમ છે એટલે તેને આવતી અટકાવવાની આવશ્યકતા નથી તેને આપ પણ પ્રલોભનમા લપટાવજો અને હું પણ સારી રીતે પ્રલોભનમાં લપટાવીશ તેમ જ ભીખણ ગાડીવાળાને પણ અવશ્ય મળજો જો આવશ્યકતા હોય તો પાચ સો હજારનો ખર્ચ કરી નાખતા અમો ગભરાઇએ તેમ નથી આ કાર્યને પોતાનું કાર્ય જાણીને જ આપે કરવાનું છે; કારણ કે, આપે મને બહેન કહીને બોલાવી છે તો હવે બહેનનુ કાર્ય કરી આપવુ તે ભાઇનું સર્વથી પ્રથમ કર્તવ્ય છે દાતને જીભની ભલામણ આપવાની આવશ્યકતા ન હોવાથી હુ વિશેષ કાંઈ પણ કહેવા ઇચ્છતી નથી" અને મેં અમારા અમદાવાદમાના આગમનનુ સત્ય કારણ દર્શાવી દીધુ

એ વેળાયે રાત્રિના બાર સાડાબાર વાગવા આવ્યા હતા એટલે દીનબધુ અને રમણલાલ સવારમા આઠ સાડાઆઠ વાગ્યામા આવવાનુ કહીને પોતાને ઘેર જવાને ચાલતા થઈ ગયા, કારણ કે, આજે કેવળ વાર્તાલાપથી વિશેષ કાઈ પણ કરવાનુ ન હોવાથી નિદ્રાસેવનની આવશ્યકતા હતી તેઓ ગયા એટલે અમો સર્વ નિદ્રાધીન થઈ ગયા

* * * * *

બીજે દિવસે પ્રભાતમા હજી તો અમો શય્યામાથી ઉઠવાની તૈયારી કરતા હતા ત્યા તો રાધનારી વિધવા બ્રાહ્મણી છ સવા છ વાગ્યામા જ આવી લાગી અને 'મને આવતા જરા મોડું થયુ તેની ક્ષમા કરજો' એમ કહીને ઝટ ચૂલો સળગાવી અમારા સ્નાનમાટે પાણી ચૂલાપર મૂકી દીધુ પરતુ શ્યામલાલને સ્નાન પૂર્વે ચાહ પીવાની ટેવ હોવાથી મેં તેને પ્રથમ ચાહ તૈયાર કરી લેવાનું જણાવ્યુ અને દાતણ કરતી હું રસોડાના ઉંબરામાં બેસીને તેની સાથે વાતો કરવા લાગી

તે વિધવા બ્રાહ્મણીનું વય ત્રીસથી બત્રીસ વર્ષનું હતું અને તેનું નામ દીવાળી હતું દીવાળી ઔદિચ્ય જાતિના એક સારી સ્થિતિના કુટુમ્બમા જન્મેલી કુલીન કન્યા હતી અને વીરમગામ તથા અમદાવાદની ઔદિચ્ય જાતિમા બગાળાની કેટલીક બ્રાહ્મણ જાતિઓ પ્રમાણે કુલીનતાનો ભયકર વળગાડ હોવાથી તેને દશ વર્ષની અવસ્થામા ચાળીસ વર્ષના અને ત્રણ બાયડીઓવાળા એક કુલીન વર સાથે પરણાવવામા આવી હતી પરણ્યા પછી એક વર્ષમા જ તેના માતાપિતાનો પ્લેગથી સ્વર્ગવાસ થવાથી અને પતિના ગૃહમા કુલીનતા વિના બીજું કાંઈ પણ ધન ન હોવાથી ચૌદ કે પદર વર્ષની અવસ્થામાં તો વિધવા થતા નિરાધાર અવસ્થામા આવી પડી હતી એક પતિના મરણથી ચાર સ્ત્રીઓ વિધવા થઈ હતી. તેમાની પ્રથમ સ્ત્રીની અવસ્થા તેના પતિ જેવડી જ હતી અને તે પતિના મરણ પછી એક વર્ષે મરી ગઈ હતી અને બાકીની ત્રણ વિધવા લગભગ સમાન વયની હોવાથી અને તેમના આચાર વિચાર પણ સમાન હોવાથી ગમે તેમ વર્તી સાથે રહી હળીમળીને પોતાના આયુષ્યના દિવસો વીતાડતી હતી દીવાળીની અવસ્થા એ વેળાયે ત્રીસથી બત્રીસ વર્ષની હોવા છતા તેના શરીરનુ બધન દૃઢ, તેના શરીરની પુષ્ટતા સમાન પરિમાણાત્મક, તેનો વર્ણ ગૌર, તેનો કેશકલાપ કૃષ્ણવર્ણ તથા દીર્ઘ, તેના નેત્રો વિશાળ અને તેની મુખાકૃતિ મનોહારિણી હોવાથી તેની અવસ્થા પચીસ વર્ષ કરતા વધારે કોઈ પણ ધારી શકે તેમ નહોતું દીવાળી જોવામા જેવી સુદર હતી તેવી જ બુદ્ધિમતી તથા મધુરભાષિણી પણ હતી એટલે એ ગુણોના કારણથી તે જે કોઇ પણ સ્ત્રી કિંવા પુરુષના સમાગમમાં આવતી હતી તે સર્વના મનોને આકર્ષતી હતી અને રજિત કરતી હતી. દીવાળી સાથે વાર્તાલાપમા જાણી જોઇને વિશેષ સમય વીતાડવાનો મારો ઉદ્દેશ હોવાથી દાતણ કરવામાં મેં નિત્ય કરતા વધારે સમય વીતાડ્યો અને ચાહ પણ ત્યા જ બેસીને પી લીધી, માત્ર એટલું જ નહિ, પણ દીવાળીને ચાહ પીવાની વધારે ટેવ ન હોવાથી આગ્રહ કરીને તેને પણ ચાહ પીવડાવી કહેવાની આવશ્યકતા નથી કે મધ્યાહ્નભોજનનો સમય થયો ત્યા સુધીમાં તો કેટલાંક પ્રલોભનો બતાવીને અને અત્યત મધુર વાર્તાલાપ કરીને જાણે અમો કેટલાક વર્ષની મૈત્રિણીઓ હોઇએની! એવો ગાઢ સબધ મેં દીવાળી સાથે કરી લીધો જ્યારે મેં વ્યકટાદ્રિની વાત તેની આગળ કાઢી એટલે દીવાળીએ મને જણાવ્યુ.—

“આજે સવારમા ચાર વાગતામા જ હુ નદીએ નાવા ગઇ’તી ત્યાં દીનબધુ તથા રમણલાલ મને મળ્યા હતા અને તેમણે તમો અહીં શા કાર્યમાટે આવ્યા છો એ વિષેની બધી વાત મને કહી સભળાવી હતી મળસકામાં મને તેઓ નદીપર આવીને મળ્યા તેનું કારણ એ હતુ કે ઘેર મારી બે સોક્યો હાજર હોય તો આ વાત તેમના જાણવામા આવી જાય અને તેથી જો વાત બહાર પડી જાય તો કદાચિત્ માઠુ પરિણામ પણ આવે અહીં તેઓ વાત કરી શકત, પણ જો તેઓ અહીં બધી વાત મારી સાથે કરવા બેસે, તો તમને મારી સાથે વાત કરવાનો જોઇએ તેટલો અવસર ન મળી શકે અને હું નિત્ય મળસકે ચાર વાગે ઉઠીને નદીએ નાવા જાઉં છું એ તેઓ જાણતા હોવાથી તેમણે ત્યા જ મને મળીને આ વાત જણાવી દેવાનુ યોગ્ય ધાર્યું હતું.”

*

"ત્યારે તો તે બિચારાએ ઘેર બે ત્રણ કલાક પણ ઉંઘ નહિ કરી હોય" મેં કરુણા દર્શાવી

"તેઓ અહીંથી ઘેર ગયા જ ન હોતા, અહીંથી નાટકમા ગયા હતા અને નાટકમાંથી અઢી વાગે છૂટયા પછી આમ તેમ ચક્કર લગાવતા એલિસ બ્રિજપર ફરીને બરાબર ચાર વાગે મારી આગળ નદીતીરે આવી પહોંચ્યા હતા" હીવાળીએ ખુલાસો કર્યો.

"અસ્તુ ત્યારે આ કાર્યમા તમો અમને શી સહાયતા આપવાની શક્તિ ધરાવો છો તે કૃપા કરીને જણાવશો?" મેં મૂળ વિષયપર આવીને પૂછ્યું

"અત્યારે હવે ભોજનનો સમય થયો છે એટલે જમ્યા પછી આપણે સર્વ સાથે બેસીને એ વિષયનો નિર્ણય કરીશું" હીવાળીએ કહ્યું

બરાબર બાર વાગે અમારા ભોજનકાર્યની સમાપ્તિ થઈ ગઈ હીનબધુ તથા રમણલાલ નવ વાગ્યાના આવ્યા હતા અને અમારી સાથે જ જમ્યા હતા* એટલે તરત જ બહારના મોટા ઓરડામા અમારી મીટીંગ ભરાઈ અને તે મીટીંગના કાર્યનો તામ્બૂલભક્ષણના કાર્ય સાથે આરભ કરવામા આવ્યો મીટીંગમા મારા કાન્ત શ્યામલાલ, હીનબધુ, રમણલાલ, હીવાળી અને હું પોતે એવી રીતે સ્રીપુરુષ મળીને પાચ મેમ્બરો હતા, કારણ કે, અમારા દાસ તથા દાસી એ વેળાયે જમીને વાસણ માજવાના તથા રસોડાને ધોઇને સાફ કરવાના કાર્યમા રોકાયલા હતા મેં હીવાળીને જમ્યા પૂર્વે જે પ્રશ્ન પૂછયો હતો તે જ પ્રશ્નની પુનરુક્તિ કરીને કહ્યું "ત્યારે હીવાળી બહેન, આ કાર્યમા તમો અમને શી સહાયતા આપવાની શક્તિ ધરાવો છો તે હવે કૃપા કરીને જણાવશો? કારણ કે, હવે આપણે ભોજનના કાર્યથી નિવૃત્ત થઈ ગયા છીએ એટલે કેવળ આ વિષયના વિચાર વિના અત્યારે હવે આપણે બીજું કોઈ પણ કાર્ય કરવાનુ નથી"

મારા આ પ્રશ્નને સાભળીને હીવાળી કાઇક ગભીર તથા કાઈક વિનોદાત્મક ભાવથી કહેવા લાગી "તમો વ્યક્ટાદ્રિના મદિરના ગુપ્ત ભેદોને જાણવામાટે જ આવ્યા છો અને ત્યાની અમુક અબળાઓની સ્થિતિને જાણવાનો જ તમારો ઉદ્દેશ છે એ વાર્તા જો વ્યકટાદ્રિ અથવા તો તેના મદિરના અસખ્ય રક્ષકોના જાણવામાં આવી જાય, તો તો કદાચિત્ તમારા જીવપર પણ આવી બને; એટલામાટે આ કાર્યમા શક્તિનો નહિ, કિન્તુ બુદ્ધિ તથા કળાનો જ આપણે ઉપયોગ કરવાનો છે જેવી રીતે અન્ય સ્રીઓ ત્યા પોતાની વિકારલાલસાની તૃપ્તિમાટે આવે છે, તેવી રીતે તમને પણ ત્યા મારે એક વિલાસિની વિદેશીય વનિતા તરીકે લઈ જવાં પડશે, એટલે એમા તમને કશો પણ વાધો ન હોય, તો જ ત્યાના ભેદો

---

* નાગરો ઔદિચ્ય આદિ અન્ય જાતિના બ્રાહ્મણોનું રાધેલુ ખાતા નથી, પરતુ આજકાલ હવે એ બધન શિથિલ થતા જાય છે તેનુ જ આ પરિણામ છે. મુસલ્માનોના અમલમા રાજસેવા કરનારા કેટલાક બ્રાહ્મણાદિએ મુસલ્માનો સાથે ખાવાપીવા આદિનો વ્યવહાર રાખ્યો હતો આજે ખ્રિસ્તી અમલમાં ઉચ્ચ વર્ણના હિન્દુ રાજસેવકો ખ્રિસ્તી રાજ્યકર્તાને ખુશ કરી પોતાનો સ્વાર્થ સાધવાને તેમની સાથે ભોજન કરવાનો આરભ કરેલો અધારામા નથી જગતનો નિયમ છે કે યથા રાજા તથા પ્રજા, તો પછી શોક શામાટે?

તમારા જાણવામા આવી શકે તેમ છે, અન્યથા તમારી ઇચ્છા ફલીભૂત થવાનો સભવ નથી કારણ કે, એક સાધારણ વ્યક્તિ તરીકે ભલે તમો ત્યા દેવદર્શન કરવામાટે જાઓ અને દેવદર્શન કરીને પાછા ચાલ્યા આવો, એ વિના મદિરના અન્ય ભાગોમા તમને કોઈ પણ જવા દે તેમ નથી ”

“પરતુ વ્યકટાદ્રિની સાથે વસતી ચચળા, મેઘમાલિની, માલતી અને મદિરાક્ષી નામની ચાર યુવતીઓ તેમ જ કલકત્તામા તેની સાથે આવેલા તેના બે નોકરો મને સારી રીતે ઓળખે છે તેનું કેમ?” મેં એક વિઘ્નનું દર્શન કરાવ્યું

“ચચળા, મેઘમાલિની, માલતી અને મદિરાક્ષીને હું સારી રીતે ઓળખુ છુ અને વ્યકટાદ્રિ સાથે જે બે નોકરો કલકત્તે આવ્યા હતા તેઓ પણ મારાથી અજાણ્યા નથી, પરતુ આજે ચાર દિવસથી વ્યકટાદ્રિ, ચચળા, મેઘમાલિની, મદિરાક્ષી તથા તે બન્ને નોકરોને પોતા સાથે લઇને વ્યકટાદ્રિ કર્ણાટક નામક દક્ષિણમાના એક દેશમાં પ્રવાસ કરવાને ચાલ્યો ગયો છે એટલે તે વ્યક્તિઓમાંની માત્ર એક માલતી જ અહીં છે; કારણ કે, તે મહિના દોઢ મહિનામાં જ પ્રસૂતા થવાની હોવાથી વ્યકટાદ્રિ સાથે પ્રવાસમા જઈ શકી નથી પરંતુ માલતીની ચિન્તા નથી, કારણ કે, તે હૃદયમાં વ્યકટાદ્રિને તથા તેના અનીતિયુક્ત વ્યવસાયને ધિક્કારતી હોવાથી તેમ જ મારી સાથે તેનો બહુ જ ગાઢ સખીસબધ હોવાથી તે આપણા માર્ગમાં કટકરૂપ થાય તેમ નથી; સામી તે તો આપણી મદદગાર જ થશે માત્ર આપણી વાર્તા તેને પ્રથમથી જણાવી દેવાની આવશ્યકતા છે કે જેથી તે આપણને યોગ્ય સહાયતા આપવાની જોઇતી તૈયારી કરી રાખે.” દીવાળીએ મારી એક ચિન્તાને તો સર્વથા દૂર કરી દીધી

“આ વિઘ્નને તો જાણે દૂર કરી શકાય તેમ છે એટલે હવે બીજો પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે, હું તમારી સાથે ત્યા એક વિલાસિની વનિતા તરીકે આવું તો મારી સાથે કોઈ વિલાસી પુરુષ પણ હોવો જોઇએ, તેની શી વ્યવસ્થા કરવી? કારણ કે, આ એક મહાભયકર પ્રશ્ન છે” મેં બીજા વિઘ્નનો પરિચય કરાવ્યો

“વાય, વાય આ તે વળી ભયકર પ્રશ્ન શાનો? તમારા વરજીને અહીં કોઈ પણ ઓળખતું નથી એટલે એમને તમારા ગુપ્ત પ્રેમી તરીકે ઓળખાવતાંની સાથે જ એ વિઘ્નનુ નિવારણ થઇ જશે હું અત્યારે જ માલતી પાસે જાઉં છું અને સર્વ વ્યવસ્થા કરી આવુ છું ત્યાં જોવા જેવો જલ્સો બપોર પછી બે વાગ્યાથી સાઝે ૭, સાડા ૭ કે સાત વાગ્યા સુધી જામેલો હોય છે એટલે આવતી કાલે બપોરે જમી લીધા પછી આપણે ત્યા જઇશું જો બની શકશે તો આજે રાતે માલતી અહીં આવીને આપને મળી જાય એવો પ્રબંધ હું કરતી આવીશ.” દીવાળીએ બીજા વિઘ્નનું પણ ચુટકી બજાવતાંની સાથે જ નિવારણ કરી નાખ્યું

“આ બાબૂ સાહેબ અને તેમના પત્ની તો જાણે વ્યકટાદ્રિમદિરના ગુપ્ત ભેદોને જાણી શકશે, પરતુ અમો પણ ત્યાંના તે ભેદોને જાણી શકીશું કે કેમ?” દીનબધુએ તે ભેદોને જાણવામાટેની પોતાની આકાંક્ષાને વ્યક્ત કરી બતાવી.

“ખરેખર અમો અમદાવાદના નિવાસી હોવા છતાં પણ અમદાવાદમાંના એ મદિરના ભેદોને ન જાણી શકીએ તો અમારા માટે એ લજ્જાનો વિષય નહિ કહી શકાય કે શું?” રમણલાલે દીનબધુના કથનને પુષ્ટિ આપી.

"જો એ વિલાસમંદિરના ગ્રાહક તરીકે ત્યાં આવવાની અને પંદર વીસ રૂપિયાની હોળી કરવાની તમારી ઇચ્છા હશે તો કેટલાક ભેદો તમારા જાણવામાં પણ આવી શકશે. જો તમારી પોતાની કોઈ પ્રેમિકાઓ નહિ હોય, તો ત્યાં તમને તમારી ઇચ્છા પ્રમાણેની પ્રમદાઓ મળી શકશે, એટલે એ વિષેની તમારે ચિન્તા રાખવાની નથી." દીવાળીએ વિલક્ષણ હાસ્ય તથા કટાક્ષપાત સહિત આ વિનોદપૂર્ણ શબ્દો ઉચ્ચાર્યા.

"મારી બનાવટી પ્રેમિકા તમો જ થઇ જાઓ અને દીનબંધુ મારા મિત્ર તરીકે ત્યાં આવે તો ન ચાલે? કારણ કે, વ્યભિચારના માર્ગમાં પ્રવેશ કરવાનો અમારો મનોભાવ નથી, માત્ર ત્યાંના ભેદોને જાણવામાટે આ એક નાટક જ ભજવવાનું છે." રમણલાલે વિનોદાત્મક પ્રસ્તાવ કર્યો.

"ભલે, તમારી ઇચ્છા એવી જ હોય તો આપણી ના નથી, કારણ કે, આપણે કાંઈ સતીનો જામો પહેરી લીધો નથી. પરંતુ મને પોતાની બનાવટી પ્રેમિકા બનાવવાની પણ વ્યાજબી ફી તો તમારે આપવી જ પડશે અને ત્યાંનું ભાડું પણ ચૂકવવું પડશે. તમારા મિત્રમાટે એવી જ બીજી વ્યવસ્થા કરી લઈશું." દીવાળીએ લજ્જાને સર્વથા તિલાંજલિ આપીને આ વાક્યો ઉચ્ચાર્યા.

"તમારી ફી અને ત્યાંનું ભાડું ખુશીથી આપીશું." રમણલાલે કહ્યું.

ત્યાર પછી ચાહ તૈયાર કરી દીવાળી અમો બધાને ચાહ પીવડાવીને અને પોતે પણ ચાહ પીને વ્યંકટાદ્રિના મંદિર ભણી જવાને ચાલતી થઈ અને મારા કાન્ત શ્યામલાલ પોતાના બે મિત્રો સાથે ગાડીમાં બેસીને અમદાવાદના કેટલાક જૂનાં ઐતિહાસિક સ્થળોને જોવા તથા ફરવામાટે ચાલ્યા ગયા. હું મારી સાથે ચાર પાંચ બંગાળી પુસ્તકો લેતી આવી હતી તેમાંના 'માધવીકંકણ' નામક એક ઐતિહાસિક નવલકથાના પુસ્તકના વાચનમાં મારો સમય વીતાડવા લાગી અને તે નવલકથાની આદર્શચરિત નાયિકા હેમલતા તથા તે નવલકથાના આદર્શચરિત અને ધર્મભીરુ નાયક નરેન્દ્રના અદ્ભુત સ્વાર્થત્યાગ તથા તેમના પ્રણયના આદર્શ બંધુપ્રેમમાં થયેલા અપૂર્વ પરિવર્તનને જોઇને હેમલતા જેવી આદર્શ આર્ય દુહિતાઓને હું અંતઃકરણપૂર્વક ધન્યવાદ આપવા લાગી. ત્રણ વાગે ગયેલી દીવાળી ત્રણ કલાક પછી એટલે કે છ વાગ્યા પછી પાછી આવી અને તેણે મને જણાવ્યું "માલતીથી અહીં આવી શકાય તેમ નથી, પરંતુ બીજી સર્વ વ્યવસ્થા આપણી ઇચ્છાનુસાર થઇ ગઇ છે એટલે આવતી કાલે બપોર પછી બે વાગે આપણે ત્યાં જઇશું અને તે વેળાયે ત્યાંની સર્વ પરિસ્થિતિ તમારા જોવા તથા જાણવામાં આવી જશે."

"તમારા આ પરિશ્રમમાટે હું તમારો અંતઃકરણપૂર્વક આભાર માનું છું." આવી રીતે શિષ્ટતા દર્શાવીને મેં દીવાળીને પૂછ્યું "પરંતુ દીવાળી બહેન, વ્યંકટાદ્રિના મંદિર સાથે તમારો આટલો બધો સંબંધ છે એટલે માયાદેવી અને પદ્માવતી નામની જે બે બંગાળી બાળાઓ આજથી છ માસ પૂર્વે વ્યંકટાદ્રિ સાથે કલકત્તેથી અહીં આવી હતી તેમના સંબંધમાં પણ તમો કાંઈ જાણતાં જ હશો. તે બે બાળાઓની અહીં આવ્યા પછી શી સ્થિતિ થઇ હતી, તેઓ અત્યારે ક્યાં છે અને કેવી અવસ્થામાં છે એ સર્વ જો તમો મને જણાવશો તો

હું તમારી મરણ પર્યન્ત ઋણિની રહીશ અને તમારા પરિશ્રમનો યોગ્ય બદલો પણ આપીશ, કારણ કે, ઈશ્વરની કૃપાથી અમારી પાસે ધનની ન્યૂનતા નથી”

“બહેન, માયાદેવી અને પદ્માવતીને તેઓ અહીં આવી ત્યારે મેં જોઇ હતી તેઓ તમારા જેવી જ રૂપાળી અને સુશીલા હતી તેમને વ્યંકટાદ્રિએ ત્રણ મહિના સુધી પોતાના મંદિરમા રાખી હતી, પરતુ તે બન્ને બહેનોનો વ્યંકટાદ્રિ સાથે બનાવ ન હોતો અને કેટલીક વાર કલેશ થયા કરતો હતો, એટલું હુ જાણુ છું આજે ત્રણ મહિનાથી તેઓ મંદિરમા દેખાતી નથી અને તેથી તેઓ અત્યારે ક્યા છે તથા કેવી અવસ્થામા છે, એ વિષે હું વિશેષ કાંઈ પણ જાણતી નથી, કારણ કે, એ વિષય સાથે મારો કાંઈ સબધ ન હોવાથી એ વિષયને જાણવાનો મેં કદીય પ્રયત્ન કર્યો જ નથી કદાચિત્ માલતી તેમના કાંઇક વિશેષ સમાચાર તમને આપી શકશે” દીવાળીએ જેટલી વાત તે જાણતી હતી તેટલી વાત મને જણાવી દીધી

દીવાળીના ઉત્તરથી મેં એટલુ અનુમાન તો કરી લીધુ કે અમદાવાદમા આવ્યા પછી માયાદેવીનું મરણ થયુ ન હોઈ અને પદ્માવતીનો પ્રભુદાસ સાથે લગ્નસબધ પણ થયો ન હોતો એટલે વ્યંકટાદ્રિનુ એ તો હડહડતુ જૂઠાણું જ હતું અને એ જૂઠાણાના આધારે વ્યંકટાદ્રિની અન્ય વિશ્વાસઘાતકતાઓની પણ કલ્પના કરી શકાતી હતી હવે માલતી વિના મારી ભગિનીઓની સ્થિતિના સમાચાર આપનાર અન્ય કોઇ પણ ન હોવાથી ક્યારે બીજો દિવસ થાય અને ક્યારે માલતીને મળીને મારી ભગિનીઓના સમાચાર મારાથી મેળવી શકાય, એમ મને થવા લાગ્યુ અને એ અધીરતા તથા આતુરતાએ મારી ક્ષુધા તથા નિદ્રાનો પણ ક્ષય કરી નાખ્યો શ્યામલાલ, દીનબધુ તથા રમણલાલ આઠ વાગે ઘેર આવ્યા, સાડાનવ વાગે અમો જમી રહ્યા અને ત્યાર પછી વળતે દિવસે વ્યંકટાદ્રિમંદિરમા જવામાટેના પ્રોગ્રામને નક્કી કરીને દીવાળી, દીનબધુ તથા રમણલાલ પોતપોતાને ઘેર ગયાં અને અમો શય્યામા પડ્યા મારી આખી રાત જાગરણમા જ વીતી ગઈ.

* * * * * *

બીજે દિવસે દીવાળીએ અગિયાર વાગ્યામાં તો રસોઈ તૈયાર કરીને અમો સર્વને જમાડી દીધા અને બાર વાગે બે ગાડી વરદી પ્રમાણે આવીને ઉભી રહી. હું, દીવાળી અને દીવાળીની એક સૉક્ય એવી રીતે ત્રણ સ્ત્રીઓ એક ગાડીમા બેસીને વ્યંકટાદ્રિ બાવાના મંદિર ભણી જવાને લગભગ સાડા બાર વાગે રવાના થઇ. મારા કાન્ત શ્યામલાલ તથા તેમના મિત્રો દીનબધુ અને રમણલાલ એકાદ કલાક પછી આવવાના હોવાથી પાછળ રહી ગયા. અમો પદર મિનિટમા જ બાવાજીના ભેદભરેલા મંદિરના મોટા દરવાજા આગળ પહોંચી ગયા વ્યંકટાદ્રિ બાવાનું એ મંદિર ગામના × × × × નામક દરવાજાની બહાર થોડા જ અતર પર આવેલું હતું. આગળના મોટા રસ્તાપર એક ચાલ બાંધેલી હતી અને તે ભાડે આપવામા આવી હતી અને જમણા હાથપરના કાંકરિયા તથા શાહ આલમના રોજા તરફ જતા રસ્તાપર ડાબી બાજૂએ મંદિરમા પ્રવેશવાનું સિંહદ્વાર હતું. એ સિંહદ્વાર ડેલા જેવુ જ હતું, ત્યાં ‘હિન્દુ વિના બીજા કોઇએ અદર જવું નહિં’ એવા અક્ષરોવાળું એક પાટિયુ પણ ચોડેલું હતું અને એક દ્વારપાલ

પણ બેઠેલો હતો. દ્વારપાલ દીવાળીને સારી રીતે ઓળખતો હોવાથી અમને તેણે કાંઈ પણ પૂછ્યું નહિ અને તેથી દ્વારમાંથી અંદરના વિશાળ આંગણાને ઓળંગીને અમોએ સામે જ દેખાતી એક માળની ઈમારતના નીચેના—ભોંયતળિયાના—એક ઓરડામાં ઓટલાપર ચઢીને પ્રવેશ કર્યો. એ ઓરડામાં ભીંતને અડકાડીને હારબંધ કુરસીઓ ગોઠવેલી હતી, એક બારી પાસે એક ટેબલ હતું, તે ટેબલની અડોઅડ એક સુંદર કોચ રાખવામાં આવ્યો હતો અને ઓરડાના મધ્યભાગમાં એક 'ઇઝી ચેર' પણ પડેલી હતી ઓરડાની જમીનપર જેલમાં બનેલો ગાલીચો પાથરેલો હતો અને ચારે તરફની ભીંતોપર વ્યંકટાદ્રિના ગુરુની, બીજા બે ત્રણ સાધુઓની તથા વ્યંકટાદ્રિની પોતાની મોટી મોટી ઑઇલપેન્ટિંગ છબીઓ સુંદર તથા કીમતી ફ્રેમોમાં જડાવીને રાખવામાં આવી હતી માલતી સુંદર વસ્ત્રો પરિધાન કરીને એ ઓરડામાં કોચપર અમારી વાટ જોતી જ બેઠી હતી એટલે અમોને આવતી જોતાં જ તે ઉઠીને ઓટલાપર અમને લેવામાટે સામી આવી અને તેણે અમને ઓરડામાં લઇ જઇને માનપૂર્વક બેસાડ્યાં હું કોચપર બેઠી, દીવાળી 'ઇઝી ચેર'માં પડી અને તેની સૉકય એક કુરસીપર બેસી ગઈ માલતી એક દાસીને અમારા સત્કારની વસ્તુઓ લાવવાનું કહીને મારી સાથે કોચપર બેસી આગ તેમની વાતો કરવા લાગી દશ મિનિટમાં જ દાસી આઇસ્ક્રીમ સોડાના બાઇસથી ઠંડા કરેલા ચાર ગ્લાસ લઇને આવી અને તે શીતલ પેયને અમોએ ઈન્સાફ આપ્યો એટલામાં તો તાંબૂલ પણ આવી ગયાં

"માલતી બહેન! આ ઓરડાનો ઠાઠ તો એક ઑફિસ જેવો જ દેખાય છે ને શું! આજના સમયમાં બાવા સાધુઓને પણ ફૅશનનો વળગાડ લાગ્યા વિના રહ્યો નથી, એમ આ ઓરડાને જોતાં સ્પષ્ટ જણાઈ આવે છે" મેં તાંબૂલને મુખમાં પધરાવીને આ પ્રમાણેના ઉદ્‌ગાર કાઢ્યા

"જ્યાં અમુક પ્રકારનો વ્યાપાર ચાલતો હોય ત્યાં આવતા જતા વ્યાપારીઓને બેસાડવામાટે, તેમના સત્કારમાટે અને તેમની સાથેના સાટા નક્કી કરવામાટે આવી એક ઑફિસની આવશ્યકતા હોય, એ સ્વાભાવિક જ છે ખરેખર આ એક ઑફિસ જ છે અને આ ઑફિસમાં અહીં પ્રેમવ્યાપારમાટે આવનારાં પ્રેમવ્યાપારીઓ તથા પ્રેમવ્યાપારિણીઓના આગમનની તારીખ, નામો, કોનું સાટું કોની સાથે થયું હતું તે અને તેમની પાસેથી પ્રાપ્ત થયેલા કમીશન આદિની એક મોટી ચોપડીમાં કાયદાસર નોંધ રાખવામાં આવે છે, પ્રતિષ્ઠિત ગ્રાહકો તથા ગ્રાહિકાઓ પાસેથી કમીશનના નાણાં તત્કાળ ન મળ્યાં હોય તો તેમના ખાતામાં તે રકમ ઉધારવામાં આવે છે, જો કોઇએ અમુક વસ્તુની સ્પેશિયલ માગણી કરી એડવાન્સ નાણાં મોકલ્યાં હોય તો તે નાણાં તેમના ખાતામાં જમે થાય છે, કોઈ પૈસાદાર ગ્રાહકોને અથવા ગ્રાહિકાઓને કોઈ વાર રોકડાં નાણાંની જરૂર પડે તો તે પણ તેમની સહી લઇને તેમને વ્યાજે આપવામાં આવે છે, બહારગામથી કાગળ અથવા તારથી આવતા ઑર્ડરોને નોંધી તેમના પર પૂરતું ધ્યાન આપવામાં આવે છે અને ઑર્ડર આપનાર જે વેળાએ આવે છે તે વેળાએ તેની માગણી પ્રમાણેનો માલ તેના માટે તૈયાર જ હોય છે બીજાં દેવમંદિરોમાં ભાવિક સ્ત્રીપુરુષોને કેવળ પારલૌકિક સુખની જ પ્રાપ્તિનો દેવદર્શનના યોગે સંભવ હોય છે, પરંતુ આ દેવમંદિરમાં જે સ્ત્રીપુરુષોની આ

લોકના ભોગવિલાસોને ભોગવવાની ઇચ્છા હોય છે તેમને ઐહિક ભોગવિલાસનાં પણ સર્વ સાધનો મળી શકે છે અને જે સ્ત્રીપુરુષો કેવળ દેવદર્શનથી પવિત્ર થવાની આકાંક્ષાથી આવે છે તેઓ પોતાની તે આકાંક્ષાને પણ પૂરી કરી શકે છે. કેટલાક સ્ત્રીપુરુષો આ દેવમંદિરને 'એક પથ ને દો કાજ'ના સ્વરૂપમાં પણ માને છે અને તેમની એ માન્યતા સર્વાંશે સત્ય પણ છે અસ્તુ: ત્યારે આપ શ્રીમતીઓ શયનમંદિરના ક્યા વર્ગમા રહેવા માગો છો તે કૃપા કરીને જણાવશો? કારણ કે, રેલ્વે, ટ્રેન, સ્ટીમર અને ઇંગ્લિશ હોટેલો પ્રમાણે અહીં પણ શયનમંદિરના ફર્સ્ટ ક્લાસ, સેકંડ ક્લાસ અને થર્ડ ક્લાસ એવી રીતે ત્રણ ક્લાસ અથવા વર્ગ રાખવામા આવ્યા છે ચાલો હુ આપને તે ત્રણે વર્ગના શયનમંદિરોનાં દર્શન કરાવુ, કારણ કે, તે વર્ગોના દર્શન પછી વર્ગની પસંદગી તમારાથી વધારે સારી રીતે કરી શકાશે." માલતી આ પ્રમાણેનુ લાંબુ ભાષણ કરીને આસનપરથી ઉઠીને ઉભી થઈ

મેં દીવાળીને કહ્યું "દીવાળી બહેન! આપણા પ્રેમીઓ આવે તેમને લઈને તમો પછીથી અમારી પાછળ આવજો અથવા તો અહીં જ બેસજો; એટલામાં આ માલતી બહેન સાથે જઈને હું જુદા જુદા વર્ગનાં શયનમંદિરોને જોઈ આવું છું"

"ભલે જોઇ આવો, અમો અહીં જ બેઠા છીએ" દીવાળીએ મારા મનો-ભાવને સમજી જઈને તત્કાળ પોતાની અનુમતિ આપી દીધી.

માલતી ચાવીઓનો એક ઝૂડો લઈને આગળ ચાલી અને હું તેની પાછળ ચાલવા લાગી. મંદિરના પાછળના ભાગમા એક બીજું મકાન હતું ત્યાં અમો ગયા અને ભોંયતળિયાના એક ઓરડાનું તાળું ઉઘાડીને અમોએ તેમાં પ્રવેશ કર્યો એ ઓરડામા આગળના અડધા ભાગમાં એક મોટી શતરંજી પાથરેલી હતી, એક ઢોલિયાને મૃદુ શય્યાથી સુસજ્જિત કરીને રાખવામા આવ્યો હતો; ઢોલિયાની સામે બે ખુરસીઓ પડેલી હતી, ખૂણામાની મોરીપર પાણીનો નળ પણ જોવામા આવતો હતો અને નળના ઉપરના ભાગમા ખીંટીપર બે સ્વચ્છ ટુવાલ લટકતા હતા. ભીંતપર શૃંગાર રસનો ભાસ કરાવતાં બે સાધારણ પ્રકારનાં ચિત્રો રાખેલા હતાં અને એક ટિપાઇપર એક લૅમ્પ પણ હતો એ ઓરડામાં આવીને માલતીએ કહ્યું—

"આ ત્રીજા વર્ગનુ શયનમંદિર છે અને જે પ્રેમી જોડાં આ ત્રીજા વર્ગના આવી જ સગવડવાળા છ ઓરડામાના કોઇ પણ ઓરડાનો કલાક કે બે કલાક-માટે ઉપયોગ કરે છે તેમની પાસેથી આ ઓરડાના કલાક કે બે કલાકના ભાડા તરીકે રૂપિયા બે લેવામા આવે છે અને જો આખો દિવસ અથવા આખી રાત આ ઓરડો રાખવામા આવે તો તેમાટે દિવસના કે રાતના ભાડા તરીકે રૂપિયા પાચ લેવાય છે આ ત્રીજા વર્ગના ત્રણ ઓરડા નીચે છે અને ત્રણ ઓરડા ઉપર છે ઉપરના ઓરડા પણ આવા જ છે અને તેમાં વસ્તુઓ પણ આ ઓરડા પ્રમાણેની જ છે જો ઇચ્છા હોય તો ઉપરનો એક ઓરડો પણ બતાવું."

મેં તે ઉપરના ત્રીજા વર્ગના ઓરડાને જોવાની અનિચ્છા દર્શાવવાથી માલતી તે ઓરડાને તાળું વાસીને મંદિરના ઉપરના માળપર જવાને આગળ

વધી અને એક સારા પહોળા દાદરાપર ચઢીને અમો મદિરના ઉપરના માળપર આવ્યા માળપર આગળના ભાગમાં એક અગાસી હતી અને ત્યાર પછી એક લાબો ઓરડો હતો તે ઓરડાની લબાઇ લગભગ પચાસ ફીટની અને પહોળાઇ માત્ર પદર ફીટની હતી એટલે તેમા વચ્ચે પાકા સાગનુ સુદર પાર્ટિશન ભરી લઇને લબ ચોરસ ઓરડાને બે ભાગમા વિભક્ત કરી નાખવામા આવ્યો હતો અને તે બે ભાગો બીજા વર્ગના શયનમદિરના બે ઓરડા તરીકે વપરાતા હતા. એ બે ઓરડાઓમાથી અપૂ ર્વુ ડેટ વ્યવસ્થાને જોઇને હુ ઘડીભર તો ચકિત જ થઇ ગઇ. એ બીજા વર્ગના શયનમદિરના પ્રત્યેક ઓરડામા જમીનપર જાજમ પાથરેલી હતી, બે બાજૂએ બે પર્યંકશય્યાઓ જાણે પુષ્પશય્યાઓની સ્પર્ધા કરતી હોયની તેવા સ્વરૂપમાં તૈયાર રાખેલી હતી, એક ખૂણામા એક ડ્રેસિંગ ટેબલ પડેલું હતુ અને તેના ખાનામા હેર ઓઇલ, કાસ્મેટિક, સાબૂ, દાતિયા, બ્રશ અને એવા જ બીજા સાધનો હોવા ઉપરાત નીચેના કબાટ જેવા ખાનામા ઉચી કીમતના બે બારીક સાલ્લા, બે ધોતિયા, બે ઝીણાં પહેરણ, બે પોલકાં, યૂરોપીયન લેડીઓ રાતે પહેરે છે તેવા બે નાઇટ ડ્રેસ, ચાર ટુવાલ, ચાર રૂમાલ અને હેઅર પિન્સ આદિ સાધનો પણ રાખેલા જોવામાં આવ્યા ડ્રેસિંગ ટેબલપર જે આરીસો હતો તે પણ મોટો અને સારો હતો, છતા બે પર્યંકશય્યાઓની સમરેખામા દીવાલપર બે મોટા તખ્તા ચોડવામા આવ્યા હતા કે જેમા પર્યંક પરની પ્રત્યેક વસ્તુનો સ્પષ્ટ પ્રતિબિંબ પડતો હતો ત્રણ રોમન સુદરીઓનાં અર્ધદિગબર ચિત્રો શયનમદિરના ઉદ્દેશને વ્યક્ત કરતા દીવાલને શોભાવતા હતા. એક ખૂણામાના એક બુકસ્ટૅન્ડ જેવા સ્ટૅન્ડપર છ ગ્લાસ, આઇસ રાખવાની એક મોટી રકાબી, કૉર્કસ્ક્રુ, વિસ્કી, બ્રાન્ડી અને પોર્ટવાઇનની અક્કેકી બાટલી, સોડાની છ બાટલીઓ, ચાર સુંદર ટીકપ્સ ઍન્ડ સૉસર્સ, કીટલી, શુગરપૉટ, મિલ્કપૉટ અને ડિકેન્ટર ઇત્યાદિ ગોઠવીને રાખવામા આવ્યા હતા તેમ જ ઉચી જાતના શર્બતની ત્રણ ચાર બાટલીઓ પણ જોવામાં આવતી હતી એ ઉપરાત બે વિશાળ સોફા, ચાર સુદર કારીગરીની કુરસીઓ, બે ઇઝીચેઅર્સ, એક રાઉન્ડ ટેબલ અને એક ટિપાઈ ઇત્યાદિ ફર્નિચર પણ ઓરડાની શોભામા વૃદ્ધિ કરતું હતું ઉપર છતમા હિન્કસનો લગભગ પોણોસો રૂપિયાની કીમતનો હૅંગિંગ લૅમ્પ લટકાવવામા આવ્યો હતો અને ખૂણામાની મોટી મોરીના પાણિયારાપર પાણીના ભરેલા ચીનીના ફિલ્ટર્સ પડ્યા હતા અને તે ઉપરાત મોરીમા નળની વ્યવસ્થા પણ હતી બારીઓમા સુંદર ચક પણ લગાડેલા હતા, બાહ્ય ભાગમા ઉન્હાળાના દિવસોમા વાળાના પડદા રાખવાની પણ વ્યવસ્થા કરેલી હતી અને તે ઉપરાત મોતીના ભરેલા રેશમી બે પખા પણ ટેબલપર રખાયલા હતા. એ બીજા વર્ગના શયનમદિરની આવી રાજસી રચનાને જોઇને હું તદ્વિષયક જ્ઞાન મેળવવાના ઉદ્દેશથી માલતીને મૃદુ સ્વરથી પૂછવા લાગી. "માલતી બહેન ! આ શયનમદિરની રચના કોઈ પણ ચચળચિત્ત અને તરુણ નરનારીના હૃદયમાં વિકારલાલસાને ઉપજાવે, એ સર્વથા સ્વાભાવિક છે પરતુ આ એક ઓરડામા બે પર્યંકશય્યાઓ શા કારણથી રાખવામા આવી છે વારુ ?"

માલતી મારા એ પ્રશ્નને સાભળી કાંઈક હસતી હસતી કહેવા લાગી. "કેટ-લીક વાર એવા પ્રેમી જોડા પણ અહીં આવી ચઢે છે કે જેઓ બે જોડામાટે

એક જ ઓરડાની માગણી કરે છે અને તેનું કારણ એ હોય છે કે તેમની વચ્ચેનો શર્મનો પડદો ઉઠાઇ ગયેલો હોય છે, એટલે તેમને નિર્લજ્જ વિલાસોપભોગમાં વિશેષ આનંદનો સાક્ષાત્કાર થાય છે; માત્ર એટલું જ નહિં, પણ એવા નિર્લજ્જ વિલાસી સ્ત્રીપુરુષો જો ઉષ્ણતા વિશેષ હોય છે તો એક દાસીને પંખાવતી વાયુ ઢોળવાને પણ પોતાની પાસે ઉભી રાખે છે"

"નિર્લજ્જતાની પરિસીમા!" આ પ્રમાણેનો ઉદ્ગાર કાઢીને મેં બીજો એ પ્રશ્ન રજૂ કર્યો "આ ડ્રેસિંગ ટેબલના કબાટ જેવા ખાનામાં આ વસ્ત્રો શામાટે રાખવામાં આવ્યા છે તે સમજી શકાતું નથી તો એના કારણને દર્શાવશો?"

"આ એક સાધારણ વિષયના રહસ્યને પણ આપ સમજી નથી શકતા, એથી મને આશ્ચર્ય થાય છે આ સ્થાનમાં હિન્દુ, મુસલ્માન, પારસી, યહૂદી અને યૂરોપીયન આદિ સર્વ દેશના, સર્વ જાતિના અને સર્વ ધર્મના વિલાસી સ્ત્રીપુરુષો આવે છે અને તેમના વસ્ત્રો ચોળાઇને બગડી ન જાય તેટલામાટે આ જૂદાં વસ્ત્રો તેમના માટે હમેશા તૈયાર રખાય છે. અહીં જે એક બીજી બાબત આપે ખાસ કરીને ધ્યાનમાં રાખવાની છે તે એ છે કે અહીં આવનારાં પ્રેમી જોડલાં અથવા વિકારવશ સ્ત્રીપુરુષો એક જ જાતિના અને એક જ ધર્મના પણ હોય છે તેમ જ ઘણીક વાર સ્ત્રી મુસલ્માન જાતિની હોય તો પુરુષ યૂરોપિયન હોય છે, સ્ત્રી ક્રિશ્ચિયન હોય છે તો પુરુષ હિન્દુ જાતિનો હોય છે, અને સ્ત્રી પારસી જાતિની હોય તો તેનો યાર હિન્દુ, મુસલ્માન કે યૂરોપીયન પણ હોઇ શકે છે; અરે એક નાગર ગૃહસ્થ એક ઢેઢડીને લઇને અહીં આવ્યો હતો અને એક લાડ વાણિયાણી એક ઢેઢને લઈ આવી હતી, પરન્તુ તેમને અમારા ગુરુજીએ જગ્યા આપવાની સાફ ના પાડી હતી; કારણ કે, મંદિરમાં ઢેઢનો પ્રવેશ થાય તો મંદિર અભડાઇ જવાનો સંભવ હતો."

"ત્યારે આ વિલાયતી દારૂના બાટલા અહીં રાખવામાં આવ્યા છે તેથી દેવમંદિરની શુદ્ધતામાં વૃદ્ધિ થાય છે કે શું?" મેં પૂછ્યું.

"અરે દારૂના બાટલા તો જાણે ઠીક, પરન્તુ માંસ તથા મત્સ્ય આદિ આમિષ પદાર્થોનો પણ આ દેવમંદિરના નામથી ઓળખાતા શાક્તમંદિર, મન્મથમંદિર અથવા વેશ્યામંદિરમાં વારવાર છૂટથી ઉપયોગ થાય છે, કારણ કે, અમારા ગુરુજી પોતે પણ એ વસ્તુઓના પરમોપાસક હોવાથી અહીં આવતા વિલાસેચ્છુ સ્ત્રીપુરુષોને પણ, જો તેમની ઇચ્છા હોય તો, એ વસ્તુઓ પૂરી પાડવામાં આવે છે અને તેથી ચાર ગણો કે આઠ ગણો નફો મળે છે. અહીંની પ્રત્યેક ચેષ્ટા રહસ્યમયી હોવાથી ન બોલ્યામાં જ નવ ગુણ છે, સમજ્યા?" માલતીએ કટાક્ષપૂર્ણ ઉદ્ગાર કાઢ્યા.

હું અને માલતી આ પ્રમાણે વાર્તાલાપ કરતી સેકંડ ક્લાસ શયનમંદિરમાં ઉભી હતી એટલામાં બે હિન્દુ તરુણીઓ ત્યાં આવી લાગી. એ ઉભય તરુણીઓની અવસ્થા પંદર પંદર કે સોળ સોળ વર્ષની હતી અને તેમના સૌંદર્ય તથા ઉત્તમ વસ્ત્રાલંકાર આદિને જોતાં તેઓ કોઇ ઉચ્ચ જાતિની તથા ધનાઢ્ય કુટુમ્બની કન્યાઓ હોવી જોઇએ, એવું સ્પષ્ટ અનુમાન કરી શકાતું હતું તેમ જ તેમના હસ્તમાં ચામડાના પટાથી બાંધેલાં પુસ્તકોના બંડલ હોવાથી તેઓ વિદ્યાર્થિની-

સ્કૂલમાં અભ્યાસ કરતી-બાળાઓ હોવી જોઇએ, એમ પણ મને ભાસ્યું તેમને જોતાંજ માલતીએ કહ્યું: "આવો, રમાગોરી અને ક્ષમાગોરી, આવો ! હું હમણાં-જ તમારા આગમનનો સમય થયેલો હોવાથી નીચે આવવાનો વિચાર કરતી હતી એટલામા તો તમોજ અહીં આવી લાગ્યાં "

"ઓહ, થેંક્યૂ (મેહરબાની થઇ); પણ અમારી ચિઠ્ઠી પ્રમાણેની સર્વ વ્યવસ્થા કરી રાખી છે કે કેમ?" રમાગોરીએ ઉપકાર માનીને એ પ્રમાણેનો પ્રશ્ન આતુરતાથી પૂછ્યો અને જણાવ્યું· "જો વ્યવસ્થા થઇ ગઈ હોય તો ઠીક; નહિ તો અમારે નિરાશ થઇને પાછાં ફરવું પડશે; કારણ કે, અત્યારે અમારી પાસે એક કલાક કરતાં વધારે સમય નથી અને અમારે પાછા સ્કૂલમાં જવાનું છે "

"તમારા મિત્રોને મેં તત્કાળ સંદેશો કહાવી દીધો છે; પણ તેઓ હજી આવ્યા નથી આ રૂમ (ઓરડો) તમારો જ છે એટલે અહીં બેસો અને સોડા કે લેમન પીઓ એટલામાં તેઓ આવી લાગશે " માલતીએ ઉત્તર આપ્યુ

"અને તેઓ થોડી વારમાં ન આવે તો?" ક્ષમાગોરીએ પૂછ્યું

"તો પછી સાંઝે પાંચ વાગે સ્કૂલ બન્ધ થાય એટલે આવજો અને સાત વાગ્યા સુધી આનંદ કરજો. જો તમારા મિત્રો નહિ આવે અને તમારી ઇચ્છા હશે તો હું બીજા બે યુવકોને તમારા આનન્દમાટે બોલાવી આપીશ " માલ-તીએ તેમના મનોભાવને જાણી લઇને યોગ્ય આશાજનક ઉત્તર આપ્યું

"ઠીક છે; અમો અહીં બેસીએ છીએ અને દશ મિનિટ વાટ જોઇએ છીએ; એટલામાં તેઓ આવે તો ભલે અને ન આવે તો તમો જરા પાછા અમારી પાસે આવી જજો " રમાગોરીએ એમ કહીને કોચપર લંબાવી દીધું

હું અને માલતી નીચે જવાની તૈયારીમાં હતી એટલામા ક્ષમાગોરીએ કહ્યું "તમારી ચાકરડીને જરા બે લેમન અને બરફ પહોંચાડવાનુ કહી દેજો, માલતી બહેન !"

"વારૂજી" કહીને માલતી ચાલતી થઇ અને હું પણ તેની પાછળ ચાલવા લાગી

અમો બન્ને પાછી નીચેના ઑફિસરૂમમા આવી પહોંચી તે વેળાયે મારા કાન્ત શ્યામલાલ અને તેમના બે મિત્રો દીનબંધુ તથા રમણલાલ ઑફિસરૂમમા અમારી વાટ જોતા અને દીવાળી તથા તેની સૉંકય સાથે વાતો કરતા બેઠા હતા. માલતીએ એક ચાકરડીને બે લેમન તથા બરફ ઉપર સેકન્ડ ક્લાસમા લઇ જવાની આજ્ઞા આપી દીધી અને તે ચાકરડીના જવા પછી મને ઉદ્દેશીને કહ્યું "શ્રીમતી આપ તો ફર્સ્ટ ક્લાસનાં ગ્રાહિકા છો એટલે દશ મિનિટ પછી હુ પોતે જ આપને તથા આપના કાંતને ફર્સ્ટ ક્લાસના શયનગૃહમા લઇ જઇશ અને જે વ્યવસ્થા છે તેથી વધારે કોઈ પણ વસ્તુની વ્યવસ્થા કરવાની હશે તો કરી આપીશ." આ પ્રમાણે કહીને માલતીએ બીજા એક નોકરને બોલાવી આઇસ-ક્રીમ, સોડા અને બરફ તેમજ તાંબૂલ તથા સિગારેટ આદિથી મારા કાંત તથા તેમના બે મિત્રોનો યોગ્ય સત્કાર કર્યો અને એ સત્કારમા દશને બદલે વીસ મિનિટનો વખત થવા છતા પણ રમાગૌરી તથા ક્ષમાગોરીના બે મિત્રો ન આવ્યા એટલે માલતી ઉપર તેમની પાસે જવામાટે ઉઠી. તે ઉઠી એટલે હું પણ તેની અનુમતિ લઇને તેની સાથે ઉપર ગઇ.

માલતીને જોતા જ ક્ષમાગૌરીએ પૂછ્યું "કેમ, શા સમાચાર છે? તેઓ આવ્યા કે નહિ?"

"ના, હજી તો તેઓ નથી આવ્યા." માલતીએ ઉત્તર આપ્યું

"અઢી વાગવા આવ્યા તો પણ તેમનો પત્તો નથી?" રમાગૌરીએ પોતાના ડાબા હાથના નાજુક કાંડાપર વિરાજતા નાજુક ગોલ્ડન રિસ્ટ વૉચ (કાંડાપર બાંગડી કે કડાની જગ્યાએ પેહેરવામાં આવતા સોનાના ઘડિયાલ)મા ટાઈમ જોઈને કહેવા માંડ્યુ "આહ, ધે આર અટર્લી હિન્દુસ્તાની, ધે હેવ નો વેલ્યુ ઓફ ટાઈમ–Ah, they are utterly Hindustani, they have no value of time–(તેઓ બિલ્કુલ હિન્દુસ્તાની છે અને તેઓ વખતની કીમતને જાણતા જ નથી") આ પ્રમાણેના ઉદ્ગાર કાઢીને તેણે ક્ષમાગૌરીને પૂછ્યુ "ત્યારે આપણે હવે જઇશું? કારણ કે, અડધા કલાકમાં તો આપણે સ્કૂલમાં પહોંચવાનું છે."

"નહિ, આજે હવે સ્કૂલમા જવાનો મારો વિચાર નથી આપણે ચિઠ્ઠી લખીને મોકલીશું એટલે રજા પૂરાઈ જશે અને સાઝ સૂધીનો સમય અહીં વીતાડીને સાત વાગ્યા પછી ઘેર જઇશું જો આપણા મિત્રો નહિ જ આવે તો અડધા કલાકમા બીજા નવા બે મિત્રોને બોલાવીશું?" ક્ષમાગૌરીએ સ્કૂલમાં ન જવા માટેનો પોતાનો અભિપ્રાય દર્શાવ્યો અને તરત પોલકાના ખીસામાથી ફાઉન્ટેન પેન કાઢી એક્સરસાઈજની ચોપડીમાથી એક કોરૂં પાનું ફાડીને સ્કૂલમાના પોતાના ક્લાસના માસ્તરપર એક ચિઠ્ઠી લખીને તે માલતીના હાથમાં આપતાં કહ્યું કે-"બહાર અમારી ગાડી ઊભેલી છે એટલે ગાડીવાળાને આ ચિઠ્ઠી માસ્તરને આપી આવવાનું કહો, અને કોઇ ગૃહસ્થ આવે, તો લાવજો અને અહીં જુઓ, નહિ તો અમારા ગાડીવાળાને જ મોકલજો"

"જેવી આજ્ઞા." કહીને માલતી ત્યાંથી પાછી વળી અને હું પણ તેની સાથે નીકળી માલતીએ ચિઠ્ઠી આપીને ગાડીવાળાને રવાના કરી દીધો અને ત્યાર પછી દીવાળીને પૂછ્યુ કે "જો તમારા આ મિત્રોની નવીન મૈત્રિણીઓ સાથે પરિચય કરવાની ઇચ્છા હોય, તો એમને ઉપર મોકલી આપો"

"દીનબન્ધુ તથા રમણલાલે અમારી લજ્જાથી કે પછી બીજા કોઇ કારણથી રમાગૌરી તથા ક્ષમાગૌરી પાસે જવાની અનિચ્છા દર્શાવવાથી ગાડી પાછી આવે એટલે ગાડી સભાળવાનુ અને ગાડીવાળાને ઉપર મોકલી આપવાનું એક નોકરને કહીને માલતી મને તથા મારા કાન્તને પ્રથમ વર્ગના શયનમદિરમા લઇ જવાને તૈયાર થઇ, પરન્તુ જતાં જતા કાઈક યાદ આવવાથી તેણે દીવાળીને કહ્યું કે: "તમો આ ગૃહસ્થોને ત્રીજા વર્ગ તથા બીજા વર્ગના શયનમદિરો બતાવો અને જો તે પસંદ ન પડે તો પછી પ્રથમ વર્ગના શયનમદિરમા આવો, કારણ કે, અમો ત્યાં જ જઇએ છીએ"

"દીવાળી તેની સોક, દીનબન્ધુ અને રમણલાલ ત્રીજા વર્ગના શયન-મદિર પ્રતિ જવાને નીકળ્યા અને હું તથા મારા કાન્ત માલતી સાથે પ્રથમ વર્ગના શયનમદિર ભણી જવાને રવાના થયાં બીજા વર્ગનાં શયનમંદિરો દેવ-મંદિરના ઉપરિ ભાગમાં હતા એ તો આપણે જાણી ચૂક્યા છીએ અને પ્રથમ

વર્ગનાં શયનમંદિર તલભાગમાં એટલે કે ભૂમિમાં આવેલાં હતાં એ વાર્તા માલતીના મુખથી જાણીને અમો કાંત અને કાંતા આશ્ચર્યચકિત થઇ ગયાં કારણ કે, ભૂગર્ભમાંનાં નિવાસસ્થાનોની કેવળ કાલ્પનિક કથાઓમાં જ વિપુલતા હોય છે, એવી જ અમારી તે દિવસ સુધી માન્યતા હતી અને આજે અમારી તે માન્યતા જ કાલ્પનિક સિદ્ધ થવાની હતી મુંબઇના કોટ નામક લત્તામાંની આધુનિક સમયની રાજપ્રાસાદતુલ્ય નવીન ઇમારતોના તલભાગમાંના ઇલેકટ્રિક લાઇટથી ઝગમગતા મોટા મોટા ઓરડા અને તે ઓરડામાંની રચના જેમણે જોઇ છે તેઓ આ ભૂગર્ભમાંના શયનમંદિરોની તત્કાળ કલ્પના કરી શકે તેમ છે દેવમંદિરના પૃષ્ઠભાગમાં ઓટલાપરના એક પાષાણ સમાન દેખાતા કાષ્ઠના દ્વારને ઉઘાડતાં નીચે ઊતરવાની નિ:સરણી અમારા જોવામાં આવી અને તે નિ સરણીના વીસ પગથિયાપરથી ઊતરીને અમો પાકી બાંધણીની એક ચાલમાં આવીને ઊભા રહ્યા એ ચાલમાં ઝગમગાટ કરતો એક લૅમ્પ બળતો હતો અને તેના પ્રકાશમાં એક જ લાઇનમાં ત્રણ દરવાજા વીસ વીસ ફીટના અંતરે દૃષ્ટિગોચર થતા હતા તેમાંના મધ્યદ્વારને માલતીએ કુંચી લગાડીને ઉઘાડી નાખ્યું અને તે દ્વાર ઉઘડતા જ તેમાં બળતા લૅમ્પનો પ્રકાશ તથા બહુ જ ઉંચી કીમતના અતરનો મગજને તર કરી નાખનારો સુવાસ એકદમ બહાર આવવા માંડ્યો અને તે સુવાસના યોગે અમારાં શુદ્ધ હૃદયો પણ ક્ષણભર વિકારને વશ થઇ ગયાં ત્યાર પછી તે ઓરડાના ઉંબરામાં પગ મૂકતા જ જે અત્યંત આકર્ષક, મનોહર, વિકારવર્ધક તેમ જ બહુ અંશે અદ્ભુત શૃંગારમય તથા બીભત્સ દૃશ્ય અમારા જોવામાં આવ્યું તેણે અને તજ્જન્ય નિ સ્તબ્ધતાએ અમારાં હૃદયોને એટલી સીમા પર્યન્ત અધિકૃત કરી લીધાં કે કેટલીક વાર સુધી તો અમારા મુખમાંથી એક પણ શબ્દ કિંવા ઉદ્ગાર બહાર નીકળી શક્યો નહિ

તે પ્રથમ વર્ગના ભૂગર્ભસ્થ શયનમંદિરની રચના બહુ અંશે દ્વિતીય વર્ગના શયનમંદિર જેવી જ હોવા છતાં એટલો ભેદ અવશ્ય હતો કે એ પ્રથમ વર્ગના શયનમંદિરમાંની સર્વ વસ્તુઓ વધારે સારી કારીગરીની અને વધારે કીમતી હતી પલંગ પીતળના અને બહુ જ સારી કમાનવાળા હતા, કોચ પણ મખમલથી મઢેલા, મૃદુ અને એવી સારી કમાનવાળા હતા કે તેપર બેસતા જ ગદ્દબદિયા થતાં હતા અને તેપર બેસનાર માણુસ ત્રણથી ચાર ઇંચ તેમાં નીચે ઊતરી જતું હતુ પલંગપરના ગાદલાં રેશમના હતા, તેપર લીલા રંગની મખમલની ચાદરો પાથરેલી હતી અને તે ચાદરોપર પાછી સફેદ સુતરાઉ ચાદરો પણ નાખેલી હતી એ પર્યંકશય્યાઓમાં અત્યારે મુક્ત હસ્તથી અત્તર છાંટવામાં આવ્યું હતુ અને તેનો સુગંધ ચારે તરફ પ્રસરી રહ્યો હતો જમીનપર તુર્કસ્તાનની બનાવટનો લગભગ આઠસોથી એક હજાર રૂપિયાની કીમતનો એક એવો તો સુંવાળો ગાલીચો પાથરેલો હતો કે તેમાં ચરણો ત્રણ ત્રણ ઇંચ ઉંડા ઊતરી જતા હતા અને જ્યાંથી ચરણ ઉપડી જાય ત્યાંનો દબાયલો ભાગ કમાન પ્રમાણે પાછો ઉપર ઉપસી આવતો હતો ચાર તરફની ચાર દીવાલોમાં લીલા રંગના ગ્લોબવાળા ચાર ઉત્તમ 'વૉલલૅમ્પ્સ' બળતા હતા અને ઉપરની છતમાં રેતીનો ભરેલો કાપડનો લાંબો પંખો ચાલતો જોવામાં આવતો હતો કે જેની દોરી ઉપરના ભાગમાંથી અદૃશ્ય રીતે તણાતી હતી એ ઉપરાંત છતના મધ્યભાગમાં

કેટલાક છિદ્રો પાડેલા હતા તેમાથી પણ પવન આવ્યા કરતો હતો અર્થાત્ ગ્રીષ્મઋતુ હોવા છતા ભૂમિના ગર્ભમાંની સ્વાભાવિક શીતળતા, પખાનો પવન અને છતમાં પાડેલા છિદ્રોમાથી આવતો વાયુ, એ ત્રણનું મિશ્રણ થતાં ઉષ્ણતા જાણે ત્યાથી ત્રાસીને પલાયન કરી ગઈ હોયની! એવી શીતળતા ત્યા વ્યાપેલી હતી દીવાલો-પર જે ચિત્રો ટાંગેલા હતાં તે અતિશય કીમતી અને એટલી સીમાપર્યન્ત પ્રાકૃતિક હતાં કે, તેમને જોતા સાધ્વી સ્ત્રી તથા સાધુ પુરુષનુ મન પણ ચળી જવાનો સભવ હતો, તો પછી સાસારિક સ્ત્રીપુરુષોના ચચળ મન એ ચિત્રોના નિરીક્ષણથી ચળી જાય, એ તો સર્વથા સ્વાભાવિક જ કહી શકાય એક ખૂણામાંની ઓરડીના આકારની આઠ ફીટ લાબી અને આઠ ફીટ પહોળી મોરીની ઉંચી પાળપર મુખક્ષાલન આદિ કાર્યમાટે કાચના મોટા કૂજાઓમાં ઉત્તમ ગુલાબજળ ભરીને રાખવામા આવ્યું હતુ અને મોરીમા નળ ઉપરાંત ઉપર છતમા 'શાવર બાથ'(વૃષ્ટિસ્નાન)ની પણ વ્યવસ્થા કરાયલી હતી બીજા વર્ગના શયનમદિર પ્રમાણે જ એ પ્રથમ વર્ગના શયનમંદિરમા પણ એક ટેબલપર ચારપાંચ પ્રકારની મદિરાની બાટલીઓ, સોડા અને લેમનની બાટલીઓ, બિસ્કીટના બે ડબ્બા અને ગ્લાસ આદિ વસ્તુઓ અમારા જોવામા આવી મારા કાન્ત શ્યામલાલ અને હું એક કોચપર બેઠા અને માલતી અમારી સામેની એક તેવી જ પહોળી હાથા-વાળી કુરસીમા બેસી ગઈ કોચપર બેઠા પછી મેં ઉદ્ગાર કાઢ્યો કે—

"ખરેખર આ શયનમદિરની રચના તો હશ્મતજાનની હવેલીને પણ ભૂલા-વનારી છે!"

"અને આ દેવમંદિરના નામથી ઓળખાતા પિશાચમંદિરના ભયાનક ભેદો પણ હશ્મતજાનની હવેલીના ભેદોને ભૂલાવનારા છે!" માલતીએ એક નિ શ્વાસ નાખીને આ શબ્દો ઉચ્ચાર્યા

"માલતી બહેન, જો સત્ય પૂછો તો અમો કાઈ આ પિશાચમદિરમાંના આવા શયનમદિરમાં પૈશાચિક વિલાસ ભોગવવાની ઇચ્છાથી નથી આવ્યાં, કિન્તુ આ પિશાચમંદિરના ભયાનક ભેદોને જાણવાની ઇચ્છાથી અને મારી ભગિની માયાદેવી તથા પદ્માવતીના જીવનનુ શું પરિણામ થયું છે તે જાણી લેવાની ઉત્કંઠાથી જ આવ્યા છીએ, એ વાર્તા દીવાળીના મુખથી તમારા જાણવામા આવેલી હોવાથી તમને નવેસરથી જણાવવાની આવશ્યકતા નથી, તો શું અમારી એ ઇચ્છા અને એ ઉત્કંઠા પૂર્ણ થઈ શકશે?" મેં અમારા ત્યાના આગમનના સત્ય કારણને સ્પષ્ટ શબ્દોમા દર્શાવી દીધુ

"તમારી એ ઇચ્છા તથા ઉત્કંઠાને પરિપૂર્ણ કરવામાટે જ હું અત્યારે તમને આ પિશાચમદિરમાના આ અત્યત ગુપ્ત ભાગમાં લઈ આવી છું, જો મારી તમારી ઇચ્છાને પૂર્ણ કરવાની ઇચ્છા ન હોત, તો હું તમને આ સ્થાનમા કદાપિ લાવત નહિ, કારણ કે, આ સ્થાનને જો કે પ્રથમ વર્ગના શયનમદિરના નામથી ઓળ-ખવામા આવે છે, પરતુ આ શયનમદિરના ઉપયોગનો અધિકાર અમારા ગુરુ મહારાજ વિના અન્ય કોઈ પણ પુરુષને ભાગ્યે જ પ્રાપ્ત થાય છે અને તેનુ કારણ એ છે કે જો આ શયનમંદિરની ભયકરતાનો ભેદ કોઈ બાહ્ય મનુષ્યના જાણ-વામાં આવી જાય તો તેનું કદાચિત્ ગુરુ મહારાજને ભયકર પરિણામ ભોગવવું

પડે એવી તેમના મનમા ભીતિ રહ્યા કરે છે" માલતીએ ભયાનક ગ્રન્થની પ્રસ્તાવના તરીકે આ શબ્દો સભળાવ્યા

"પરતુ તમારા ગુરુ મહારાજના આ મદિરના ભયાનક ભેદોને જાણવાની મારી સાથે આવેલા દીનબધુ અને રમણુલાલ નામક મારા બે મિત્રોની પણ અતિશય ઉત્કંઠા છે તો જો તેમને પણ અહીં બોલાવીએ તો કાંઈ વાધા જેવુ તો નથી?" મારા કાત શ્યામલાલે માલતીને ઉદ્દેશીને એ પ્રશ્ન પૂછ્યો

"મેં દીવાળીને સૂચના આપી છે એટલે તે તમારા તે મિત્રોને લઇને હમણા જ અહીં આવી લાગશે અને તેમના આવ્યા પછી જ હું અહીંના ભયાનક ભેદોના પ્રકાશનો આરભ કરીશ." માલતીએ એ પ્રમાણે કહીને અમને તેના સત્કારને સ્વીકારવાનો આગ્રહ કરતા કહ્યું: "તેઓ આવે ત્યા સુધી આ મદિરાને ન્યાય આપો અને આ દીન અબળાના આતિથ્યને સ્વીકારો"

"હું તો મદિરાપાન કરતી જ નથી, જો એમની ઇચ્છા હોય તો એઓ ભલે તમારા આતિથ્યને સ્વીકારે, મારી ના નથી" મેં એ આતિથ્યને અંગીકારવાની અનિચ્છા દર્શાવી

"જો કે મારી પણ અત્યારે મદિરાને સ્પર્શ કરવાની ઇચ્છા નથી, છતા તમારા માનમાટે હું અલ્પ પરિમાણમાં તેને સ્વીકારીશ" મારા કાન્ત બોલ્યા

માલતીએ મારા કાન્તની ઇચ્છા પ્રમાણે એક ગ્લાસમા વિલાયતી મદિરા નાખી તેમાં સોડા તથા બરફ મેળવીને તે ગ્લાસ તેમની આગળ મૂક્યો અને એક રકાબીમા બિસ્કીટ તથા ચીજ પણ કાઢીને આગળ રાખ્યા

શ્યામલાલ ધીમે ધીમે મદિરાનું પાન કરવા લાગ્યા અને માલતી તથા મારા વચ્ચે આમતેમની બીજી કેટલીક વાતો થવા લાગી. લગભગ પોણા કલાક જેટલો સમય વીતી ગયો અને તે શયનમદિરમાના ફ્રાન્સની બનાવટના ઉત્તમ ટાઇમપીસ (ઘડિયાલ)મા સાડા ત્રણ વાગેલા દેખાયા એ વેળાયે દીવાળી પોતાની સાથે દીનબધુ, રમણુલાલ તથા પોતાની સૉકને લઇને આવી પહોંચી તેમને આવેલા જોઇને માલતીએ દીવાળીને પૂછ્યુ "કેમ, તમને આવતા આટલી બધી વાર થઇ વારુ?"

"આ બે સદ્‌ગૃહસ્થો દીનબધુ અને રમણુલાલ રમાગૌરી તથા ક્ષમાગૌરીના મોહજાળમા સપડાયા તે જ્યારે છૂટે ત્યારે અમારાથી અહીં આવી શકાયને?" દીવાળીએ દીનબધુ તથા રમણુલાલનો ફજેતો કરી નાખ્યો તેઓ નીચુ જોઇ ગયા અને થોડી વાર ત્યા શાતિનુ સામ્રાજ્ય વ્યાપી ગયું

દીનબધુ તથા રમણુલાલને લજ્જિત તથા અધોવદન થયેલા જોઇને માલતી તેમને ઉદ્દેશીને ગભીર મુખમુદ્રા તથા ગભીર વાણીથી કહેવા લાગી —

'પાપથી લેપાયા પછી અધોવદન અને લજ્જિત થવું એના કરતા પાપથી અલિપ્ત રહેવુ એ જ વધારે સારૂ છે કે જેથી આવી રીતે લજ્જિત થવાનો પ્રસગ જ ન આવે! પરતુ આમા તમારો દોષ નથી, આ દોષ તમારા યૌવનનો, આ પિશાચમદિરનો અને અહીંના પાપમય વિકૃત વાતાવરણનો જ છે! કાજળની કોટડીમા પ્રવેશ કર્યો છતા કાલિમાથી અલિપ્ત રહીને શુદ્ધ સ્વરૂપમા તો કોઈ મહાભાગ્યશાળી પુરુષ કિંવા કોઈ મહાભાગ્યશાલિની સ્ત્રી જ બહાર આવી શકે

છે. આ કારણથી જ પ્રતિષ્ઠિત સ્ત્રીપુરુષોના આવા સ્થાનમાંના ગમનનો નિષેધ કરવામા આવ્યો છે અને એ નિષેધના રહસ્યનો આજે તમોને સપૂર્ણ સાક્ષાત્કાર થયેલો હોવાથી ભવિષ્યમાં પણ જો મનને દૃઢ રાખીને પાપમાર્ગમાંની ગતિને આરંભથી જ અટકાવી દેશો, તો પણ તમારી શુદ્ધ પુરુષોમા ગણના થઇ શકશે મનુષ્ય માત્ર ભૂલને પાત્ર છે, પરતુ ભૂલને સુધારવી એ પણ મનુષ્યનો ધર્મ છે અને જે એ ધર્મને ભૂલીને વારંવાર ભૂલ્યા કરે છે તે મનુષ્ય પશુકોટિનો જ મનાય છે, એ તમારે નિરતર સ્મરણમા રાખવાનું છે હું અત્યારે આ પાપસ્થાનની અધિષ્ઠાત્રી હોવાથી તમને અથવા કોઇને પણ આવો ઉપદેશ આપવાનો મારો અધિકાર નથી, છતા પણ સાહસ કરીને હું આ ઉપદેશ એટલામાટે આપુ છું કે તમો પાપમાર્ગમા આગળ વધતા અટકો અને તમારૂ કલ્યાણ થાય. મારા આ ઉપદેશને સ્વીકારવો કે ન સ્વીકારવો એનો આપની ઇચ્છાપર આધાર છે ”

“આવો સ્પષ્ટ ઉપદેશ આપવામાટે અમો આપનો આભાર માનીએ છીએ અને ભવિષ્યમા આવા પાપમાર્ગમા ન જવામાટેની પ્રતિજ્ઞા કરીએ છીએ.” દીનબન્ધુ તથા રમણલાલે નિસ્તેજ મુદ્રાથી આ શબ્દો ઉચ્ચાર્યા.

“પરમાત્મા સર્વને સદ્‌બુદ્ધિ આપો !” માલતીએ કહ્યુ

“ત્યારે હવે આપણે આપણા મૂળ વિષયપર આવીશું ?” મેં માલતીને મૂળ વિષયપર આવવાનુ સ્મરણ કરાવ્યુ

“હા, હું પણ મૂળ વિષયપર આવવાની તૈયારીમાં જ છું, કારણ કે, સમય સરિતાના પ્રવાહ સમાન ચાલ્યો જાય છે એટલે હવે વિલબની આવશ્યક્તા નથી.” એમ કહીને માલતીએ વ્યકટાદ્રિમહિરના ભયાનક ભેદોને દર્શાવવાનો આરભ કરતાં કહેવા માડ્યુ “આ સસારની રચના એવી તો વિલક્ષણ છે કે, તે વિલક્ષણતાના યોગે આ સસાર સુધામય છે કે વિષમય છે એનો નિર્વિવાદ નિર્ણય અદ્યાપિ કોઇથી કરી શકાયો નથી અને ભવિષ્યમા કોઇથી કરી શકાય તેમ છે પણ નહિ, ઉદાહરણ તરીકે આ સસારમાં દુર્ગુણોની સર્વત્ર નિદા થતી સભળાય છે અને સદ્‌ગુણોની જ્યા જુઓ ત્યા પ્રશસા જ થાય છે; પરતુ આશ્ચર્ય તો એ છે કે કેવળ નિંદ્ય દુર્ગુણોથી જ મનુષ્ય કિંવા અન્ય પ્રાણીનો સર્વનાશ થાય છે એમ નથી, કિંતુ બહુધા સર્વત્ર પ્રશસનીય સદ્‌ગુણોના પરિણામે જ આ સસારમાં મનુષ્ય કિંવા અન્ય પ્રાણીઓનો સર્વનાશ થઈ જાય છે અને તેટલામાટે સદ્‌ગુણો પણ દુષ્પરિણામના સપર્કથી સર્વથા મુક્ત તો નથી જ પોપટ અને મેના તેમનામા રહેલા ગુણોના કારણથી જ પાંજરામા પૂરાય છે; નિર્જન વનના નિવાસી કસ્તુરી મૃગોની હત્યા તેમનામા રહેલા કસ્તૂરીના ગુણથી જ થાય છે; ઉત્તમ દાંતોના ગુણથી હજારો હાથીઓ હણાય છે, ઉત્તમ સુગધના ગુણથી ગુલાબ અને ડોલરની કળીઓ અણખીલી ચુટાય છે, માળામાટે વીંધાય છે અને અર્કમાટે ઉકાળાય છે એ ઘટનાઓ વિશ્વવિખ્યાત છે, અને એ જ નિયમ જો સ્ત્રીજાતિને લાગૂ પાડવામાં આવે, તો સ્ત્રીજાતિમાં રહેલા અનુપમ સૌન્દર્યના ગુણથી જ સ્ત્રીજાતિનો અનેક પ્રકારે સર્વનાશ થઈ જાય છે, એમ કહેવામા કોઈ પણ પ્રકારનો પ્રત્યવાય નથી અને એટલામાટે જ નીતિશાસ્ત્રવેત્તાઓએ સૌન્દર્ય એક ઉત્તમ વસ્તુ હોવા

છતાં પણ સૌન્દર્યને સ્ત્રીજાતિના શત્રુ તરીકે ઓળખાવેલું છે અને તે સર્વથા યથાર્થ છે સૃષ્ટિના આરંભથી અત્યાર સુધીના ઇતિહાસનું અવલોકન કરવામા આવે તો એમ જ દેખાશે કે જ્યારે જ્યારે પણ સ્ત્રીજાતિના શિરપર સંકટો આવ્યાં છે ત્યારે ત્યારે તે કેવળ સૌન્દર્યના કારણથી જ આવ્યા છે, પરતુ સતી સ્ત્રીઓ સકટમા પણ પોતાના સતીત્વને નષ્ટ થવા નથી દેતી અને અસતી સ્ત્રીઓ સકટથી મુક્ત થવામાટે ભ્રષ્ટ થાય છે, એટલુ જ નહિ, પણ ઘણીક વાર અન્ય અનેક કારણોથી પોતાની ઇચ્છાથી જ ભ્રષ્ટતાના માર્ગમા આગળ વધીને પોતાના અમૂલ્ય સતીત્વ રત્નને સદાને માટે ખોઈ નાખે છે અને ઉભય લોકના સુખથી વંચિતા થઈ જાય છે અત્યારનો કાળ તો વળી એવો ભયાનક છે કે ચચળ-હૃદયા સ્ત્રીજાતિ એક સાધારણમાં સાધારણ કારણ મળતા અથવા તો તેને ચળાવવાનો સાધારણ પ્રયત્ન કરતા જ તે પથભ્રષ્ટા તથા પતિતા થઈ જાય છે અને તેથી જ આવા પિશાચમદિરો આજકાલના હિન્દુસ્તાનમા ઉન્નતિના શિખરે વિહરતા દૃષ્ટિગોચર થાય છે તમો કહેશો કે કદાચિત્ અમુક જાતિમા અને અમુક પ્રકારની પરિસ્થિતિમા જ સ્ત્રીઓ વિશેષ વ્યભિચારિણી થતી હશે, પરંતુ એ ધારણા યથાર્થ નથી, કારણ કે, મારા પ્રત્યક્ષ અનુભવથી હુ કહી શકુ છું કે, આજકાલ ઉચ્ચતમ મનાતી નાગરજાતિથી આરભીને નીચતમ અત્યજ જાતિપર્યન્તની એવી કોઈ પણ જાતિ નથી કે જે જાતિની સ્ત્રીઓમા વ્યભિચારનો વિકાર, અપવાદોને બાદ કરતા, ભયકરતાથી ન વ્યાપેલો હોય ! કોટિપતિથી માર્ગમા ભટકતા ભિક્ષુકો પર્યન્તના વર્ગોમા એવો કોઇ વર્ગ નથી કે જેમા ન્યૂન કે અધિક પરિમાણમા વ્યભિચારની જ્વાળાથી સ્ત્રીજાતિ દગ્ધ થયેલી ન હોય ! અને મુબઈ તથા કલકત્તા અને અમદાવાદ જેવા વિશાળ નગરોથી આરભીને કોચરબપાલડી જેવા ક્ષુદ્ર ગ્રામો પર્યન્ત ફરી વળતા એવુ કોઈ નગર કે ગ્રામ છે જ નહિ કે, જ્યાની સ્ત્રીજાતિમા એ વ્યભિચાર નામક ગુપ્ત વેશ્યાવૃત્તિનો ઓછો કે વધારે અધિકાર ન જામેલો હોય ! આજકાલના સ્ત્રીશિક્ષણથી સુશિક્ષિતા તથા અત્યત વિદુષી વનિતાથી લઇને કાળા અક્ષરને કૂટી મારનારી અને અત્યત અપૂર્ણ તથા અશુદ્ધ ભાષા બોલનારી ગ્રામ્ય નારી પર્યન્ત જોઇ જશો તો ભાગ્યે જ સેંકડે પાચ દશ કે પદર ટકા જેટલી સ્ત્રીઓ શુદ્ધચરિત્રા અને અવ્યભિચારિણી તમારા જોવામા આવી શકશે એટલે એથી એ તો નિર્વિવાદ સિદ્ધ થઇ શકે છે કે આજકાલના સ્ત્રીશિક્ષણનું સ્ત્રીજાતિની નૈતિકતાના વિષયમા તો જોઇએ તેવું લેશમાત્ર પણ યોગ્ય પરિણામ થઈ શક્યું નથી પરતુ વ્યભિચાર સ્ત્રી તથા પુરુષ ઉભયના સયોગથી થાય છે એટલે એ દૃષ્ટિથી વિચાર કરતા સ્ત્રીજાતિની એ વ્યભિચારપ્રવૃત્તિ પુરુષજાતિની નીતિહીનતાને પણ સિદ્ધ કરનારી છે એટલે પુરુષજાતિ પણ વર્તમાનકાળમા ચારિત્ર્યશુદ્ધિના વિષયમા વિશેષ પ્રશસાપાત્ર તો નથી જ આ અનાચારવૃદ્ધિનો મૂળ હેતુ આજકાલનો મહાભયાનક સક્રાંતિકાળ, (Time of transition) છે, એ નવેસરથી કહેવાની અગત્ય નથી, કારણ કે, સક્રાતિકાળ અથવા સક્રમણકાળ મહાભયાનક જ હોય છે અને તે દેશની પ્રત્યેક વસ્તુને એક નવીન સ્વરૂપમા ફેરવી નાખે છે તો પછી જો તેણે ભારતવર્ષની નીતિને એક નવીન પરતુ વિઘાતક સ્વરૂપમા ફેરવી નાખી હોય, તો તેમા આશ્ચર્ય જેવુ શું છે વારૂ ? અત્યારે પાશ્ચાત્યોના શિક્ષણ, ધર્મ તથા નીતિ-

રીતિનુ આપણા પૌરસ્ત્યોના શિક્ષણ, ધર્મ તથા નીતિરીતિ સાથે સમિશ્રણ થતા જે સ્થિત્યતર થવા માડ્યું છે તેનું જ એ પરિણામ છે અને એ પરિણામ જો ન થાય તો જ તે આશ્ચર્યકારક કહી શકાય આ સ્થિત્યતરને અમારા ગુરુ મહારાજ સારી રીતે જાણતા હોવાથી સ્ત્રીજાતિની નીતિના સ્થિત્યતરના યોગે તેમણે કોટિપતિ થવાના વ્યવસાયને આરભી દીધો છે અને એ દિશામાના તેમના પ્રયત્નો સચોટ હોવાથી લક્ષાધીશ તો તેઓ થઈ ચૂક્યા છે અને વખત આવતા કદાચિત્ કોટિપતિ પણ થઇ જશે, એવો રગ સ્પષ્ટ દેખાયા કરે છે અસ્તુ. હવે નાના પ્રકારની ભિન્ન ભિન્ન પરિસ્થિતિમા વસનારી સ્ત્રીઓ વ્યભિચારના માર્ગમાં કયા કયા ભિન્ન ભિન્ન કારણોથી આકર્ષાય છે તે હું તમને જણાવીશ આપણા ઉષ્ણકટિબધ દેશમા જો કન્યાને રજસ્વલા થવા પૂર્વે લગ્નના બધનથી બાધી દેવામા ન આવે અને તે સાથે સ્કૂલમા તથા કૉલેજમા ભણવા માટે સ્વતત્રતાપૂર્વક જવા દેવામા આવે, તો તેમના શરીર તથા મનમા સ્વાભાવિક કામવિકારની જાગ્રતિ તો થયેલી જ હોય છે, સ્વતત્રતા પણ હોય છે, સમય પણ હોય છે અને તરુણ વિદ્યાર્થીઓ તથા નોકર ચાકરોનો સમાગમ પણ હોય છે એટલે તેઓ વિકારના પ્રથમ આવેશમા અનિષ્ટ પરિણામનો લેશમાત્ર પણ વિચાર ન કરતા અવળે માર્ગે ચઢી જાય છે અને સુધારકો જે કન્યાને સોળ વર્ષની અવસ્થામા પરણાવવા યોગ્ય થયેલી માને છે તે કન્યા સોળ વર્ષની અવસ્થામા બે વાર તો ગર્ભવતી થઇ જાય છે અને તેનાં માતાપિતાને પ્રતિષ્ઠા જાળવવામાટે પૈસાની હોળી સાથે ગર્ભપાતના પાતકને પણ શિરપર વ્હોરી લેવુ પડે છે અત્યારે તમારા જોવામા આવેલી અને આ દીનબધુ તથા રમણલાલની પ્રિયતમા થયેલી રમાગૌરી તથા ક્ષમાગૌરી એનાં સજીવન ઉદાહરણરૂપ છે આવી અનેક વિદ્યાર્થિનીઓ આ મન્મથમદિરની ગ્રાહિકાઓ છે અને તેઓ ધનાઢ્ય કુટુબની કન્યાઓ હોવાથી ધનની લાલસાથી નહિ, કિંતુ કેવળ વિકારતૃપ્તિની લાલસાથી જ અહીં આવે છે અને તેથી જે ગ્રાહકો એવી અલ્પવયસ્ક અને સુદરી બાળાઓના ભોક્તા હોય છે તેઓ નાણાની જે સારી રકમો આપી જાય છે તે સઘળા નાણા અમારા ગુરુ મહારાજના ધનભડારમા જ આવે છે અને તે ઉપરાત એ બાળાઓ પાસેથી પણ, તેમની ઇચ્છાને તૃપ્ત કરવાના સાધનો મેળવી આપવાના અને તેમના ભેદને ગુપ્ત રાખવાના પરિશ્રમના બદલામા તેમની શક્તિનો વિચાર કરીને સારી રકમો લેવાય છે આવી બે પાચ વિદ્યાર્થિનીઓ લગ્ન થતા આવતી અટકી જાય છે તો બીજી સાત આઠ નવીન વિદ્યાર્થિનીઓ વચમા આવતા આવવા માડે છે તેઓ કદાપિ ઓછી તો થતી જ નથી, કિન્તુ તેમા બે પાચનો જ્યારે જુઓ ત્યારે વધારો અને વધારો જ જોવામા આવ્યા કરે છે જો એવી કોઇ નવયૌવના અને રૂપસુદરી બાળા સાધારણ સ્થિતિની હોય અને તેને નાણાની આવશ્યકતા હોય, તો તેનાથી થતી કમાણીમાથી સેંકડે દશ, પદર, વીસ કે પચીસ ટકા પરિસ્થિતિના પ્રમાણમાં તેને આપવામા આવે છે, પરતુ તે નાણાની પહોંચ એવી રીતે લખાવી લેવામા આવે છે કે, જેથી ભવિષ્યમા જો તે અહીં આવતી અટકી જાય તો કોર્ટ માર્ફત નાણા પણ તેની પાસેથી વસૂલ કરી શકાય અને તેનો ફજેતો પણ થાય એટલે તેની અગત્ય હોય ત્યારે તેનો અહીં આવ્યા વિના છૂટકો થતો જ નથી. કેટલીક વાર ગર્લ્સ સ્કૂલ અથવા કન્યાશાળામા ભણતી આવી

વિદ્યાર્થિની બાળાઓને પોતાના એક કે બીજા પ્રકારના સ્વાર્થમાટે આડે રસ્તે ઉતારી દેવામા સ્કૂલની મિસ્ટ્રેસો તથા કન્યાશાળાની શિક્ષિકાઓ, મેહતીજીઓનો પણ હાથ હોય છે, એ વળી અત્યંત શોચનીય ઘટના છે !"

કાચનમાલાના મુખથી માલતીના એ ઉદ્‌ગારોનું પુનરુચ્ચારણ સાભળીને કુંજવિહારી મહાશય તેના મતનું સમર્થન કરતા કહેવા લાગ્યા "શ્રીમતી કાંચન-માલા! કન્યાશાળા, ગર્લ્સ સ્કૂલ કે કૉલેજમા અભ્યાસ કરતી વિદ્યાર્થિની બાળા-ઓની આજકાલના આપણા હિન્દુસ્તાનમા જ આવી નૈતિક અધોગતિ થવા માડી છે, એમ નથી, કિન્તુ શીતકટિબધ અને સભ્ય કિંવા સુધરેલા અમેરિકા અને યૂરોપ આદિ દેશોમા વિદ્યાર્થિની બાળાઓનું જીવન આના કરતા પણ અધમતર અને ભ્રષ્ટતર થતુ જાય છે અને તેમની એ ભ્રષ્ટતાની સીમા એટલી બધી આગળ વધી ગઇ છે કે અમેરિકાના એક સારા પ્રતિષ્ઠિત અને એ વિષયના પૂર્ણ અનુ-ભવી ડૉક્ટર ઈ બી લોરીને 'False Modesty' 'કૃત્રિમ લજ્જાશીલતા'અથવા 'ખોટી શર્મ' નામક એક પુસ્તક લખીને તેમા એ વિષયનો વિશિષ્ટતાથી પ્રકાશ કરવાની આવશ્યકતા જણાઇ છે એ પુસ્તક મારા એક મિત્રે મને વાચવામાટે આપ્યું છે અને અત્યારે તે મારા ટેબલપર આપણી આંખોની સામે જ પડેલું છે" એમ કહીને કુજવિહારીએ તે પુસ્તક પોતાના હાથમાં ઉપાડી લીધું અને તે પુસ્તક ઉઘાડીને કહ્યું "આ પુસ્તકના પ્રથમ પૃષ્ઠમા જ લેખકે અમેરિકાની વિદ્યાર્થિની બાળાઓના અધ પાતનો ઉલ્લેખ કરેલો છે તમો તેમ જ ચપાબાઇ સાધારણ અગ્રેજી સમજી શકો છો એટલે પ્રથમ હુ મૂળ અગ્રેજી લેખ તમને વાચી સભળાવીશ અને પછી એનો ગુજરાતીમા અનુવાદ પણ કરીશ." આમ જણાવી તેમણે તે ગ્રન્થમાનો તે અગ્રેજી લેખ આ પ્રમાણે વાચ્યો –

"The superintendent of The Bedford Reformatory for women, in an address before the Women's Medical Association of New York city, said, "In a considerable number of cases girls have confessed to me that while they were twelve or fourteen years old they had immoral relations with the boys or young men on their way to or from school Of course their parents and teachers were ignorant of this Afterwards when the temptataion came, knowing that they had not been chaste, they felt it did not so much matter A girl of ten or twelve knows enough to know that she is doing wrong, but not enough to realize what the consequences of her actions may be "

"The majority of women would be indignant at the suggestion that their sons or daughters even thought of such things, but in many cases investigation would reveal unpleasant surprises This condition

seems to be about as prevalent in the country districts as it is in the cities It is met with everywhere. In a small farming community of California containing about forty children of school age, it was discovered that immoral practices had been carried on for years among the older children. The school house is situated between two hills and at noon and recess children dispersed at will on the hills. The situation was revealed through a little girl, a new comer to the neighbourhood, who did not understand the things she saw and so inquired of her mother concerning them.

"A short time ago a certain aristocratic city neighborhood was aroused by the investigations of the juvenile court. One undeveloped girl had immoral relations with eighteen boys in her neighborhood and there were other girls involved. Nearly every neighborhood could reveal some instances of a like nature Every year girls are taken out of the grammer and high schools because they soon are to become mothers.

"The extent of such practices can be realized, in a measure, by the great numbers, who seek the various rescue homes Nearly every city of any size has at least one of these homes and they almost always are full On a recent visit to one of these homes I saw a girl of fourteen, wearing her dresses to her shoe tops and her hair in curls That girl was to become a mother in a few weeks In this same home were several girls not much elder"*

ડૉક્ટર લોરીની અંગ્રેજી ભાષા અતિશય સરળ હોવાથી તેના એ લેખનો આશય તત્કાળ કાંચનમાલાના અને મારા સમજવામાં આવી ગયો અને તેથી મહાશય કુંજવિહારીને તેનો ગુજરાતી અનુવાદ ન કરવો પડ્યો તે લેખના શ્રવણથી અમારા શરીરમાં રોમાંચ ખડા થઇ ગયા અને અમારાં હૃદય એક પ્રકારના શોકના આઘાતથી ધડકવા લાગ્યાં કેટલાક સાધારણ બુદ્ધિના લોકો કેટલીક વાર કહે છે કે, "કલિયુગમાં એક સમય એવો આવશે કે એક નરની પાછળ નવ નવ નારીઓ ફરતી રહેશે" પણ આ તો એથી પણ ભયંકર સમય

* જુઓ Fr. E. B. Lowry કૃત "False Modesty" પૃષ્ઠ ૧૩, ૧૪, ૧૫ અને ૧૬.

આવેલો કહી શકાય, કારણ કે, આ લેખમાં તો, અઢાર નરની પાછળ એક બાર વર્ષની બાળા ફરતી હતી, એવો ભયંકર ઉલ્લેખ કરાયલો હતો મારી આત્મકથાના સર્વ પાઠક તથા પાઠિકાઓ અંગ્રેજી ભાષાભિજ્ઞ ન હોવાથી તેમના માટે તેનો ગુજરાતી અનુવાદ પછીથી મહાશય કુંજવિહારી પાસે મેં કરાવી લીધો હતો તે અનુવાદ આ પ્રમાણે છે –

"ધિ બેડફર્ડ રિફર્મેટરી" ફોર વિમનના સુપરિન્ટેન્ડેન્ટે ન્યૂયોર્ક સિટીના ધિ વિમન્સ મેડિકલ એસોસિએશન સમક્ષ એક ભાષણ આપતા વચ્ચે જણાવ્યું હતું "બાળાઓની એક સારી સખ્યાએ એટલે કે અનેક બાળાઓએ મારા સમક્ષ એમ સ્વીકાર્યું છે કે જ્યારે તેઓ બાર અથવા ચૌદ વર્ષના વયની હતી ત્યારે ઘેરથી શાળામા જતી વેળાયે અને શાળામાંથી ઘેર આવતી વેળાયે વચ્ચે મળતા સમયમા તેમનો કેટલાક બાળકો અથવા તરુણો સાથે અનૈતિક વ્યવહાર થયા કરતો હતો તે બાળાઓના માતાપિતા અને શિક્ષકો તેમની આ કુચેષ્ટાઓથી સર્વથા અજ્ઞ હતા જ્યારે તેમના આકર્ષણનો યોગ્ય સમય આવી લાગ્યો ત્યારે તેમના જાણવામા આવ્યુ કે, તેઓ પવિત્ર ન હતી, છતા તેમને એમ જ લાગ્યું કે એમાટે કાઇ પણ વિશેષ ચિન્તા રાખવા જેવુ નથી એક દશ અથવા બાર વર્ષના વયની બાલિકા એવી ચેષ્ટાઓ કરે છે ત્યારે તે અયોગ્ય ચેષ્ટાઓ છે એમ જાણે છે, તથાપિ તેની એ ચેષ્ટાઓના કેવા અને કેટલા અનિષ્ટ પરિણામો થવાનો સભવ છે એ વાર્તાને જાણવા જેટલી વિચારશક્તિ તેનામા હોતી નથી

"સ્ત્રીઓની વિશેષ સખ્યા તો તેમના પુત્રો અથવા તેમની પુત્રીઓ આવી આવી ચેષ્ટાઓના વિચારમાત્રને પણ પોતાના હૃદયમા સ્થાન આપી શકે છે એટલી વાર્તાથી જ ક્રોધાવિષ્ટ અથવા સતપ્ત થઇ જાય તેમ છે, પરતુ જો તેઓ તપાસ કરે તો તે તપાસના પરિણામે અનેક આશ્ચર્યકારિણી તથા ઘૃણાકારક ઘટનાઓ તેમના જોવા તથા જાણવામા આવી શકે તેમ છે આ સ્થિતિ કેવળ મોટા નગરોની જ છે એમ નથી, કિંતુ ગામડામા પણ એ સ્થિતિ તેટલા જ પરિમાણમા વિસ્તરેલી દૃષ્ટિગોચર થાય છે કેલિફોર્નિયાની એક લઘુ કૃષિકાર જાતિ કે જે જાતિમા શાળામા ભણવા જઇ શકે તેટલી અવસ્થાના લગભગ ચાળીસ છોકરા છોકરી હતા ત્યા એવો ભેદ પ્રકાશમા આવ્યો હતો કે, કાઇક મોટી અવસ્થાનાં છોકરા છોકરીઓમા વર્ષોથી પરસ્પર અનીતિમય અથવા ભ્રષ્ટ વ્યવહાર ચાલ્યા કરતો હતો ત્યાનું શાળાગૃહ બે ટેકરીઓની વચ્ચે આવેલુ હોવાથી બપોરની વેળાયે અને છૂટીના સમયમા ટેકરીઓપર પોતપોતાની ઇચ્છા પ્રમાણે છોકરા છોકરીઓ ગમે તેમ વિખરાઇ જતા હતા તે છોકરા છોકરીઓના આ ભ્રષ્ટાચારનો ભેદ એક અલ્પવયસ્ક છોકરી દ્વારા પ્રકાશમા આવ્યો હતો અને તે એવી રીતે કે, તે છોકરી ત્યા નવી જ આવેલી હોવાથી ત્યાના છોકરાછોકરીઓની જે ચેષ્ટાઓ તેણે જોઈ તે ચેષ્ટાઓના તાત્પર્યને તે સમજી શકી નહિ અને તેથી તે ચેષ્ટાઓનું પોતાની માતા સમક્ષ વર્ણન કરીને તેણે તે વિષે પૃચ્છા કરી અને તેના પરિણામે તે છોકરાછોકરીઓની કુચેષ્ટાઓનો ભડો અચાનક ફૂટી ગયો

"અલ્પ સમય પૂર્વે અમુક એક મોટા સપન્ન નગરની આસપાસના અથવા નિકટના પ્રદેશમા 'જુવેનાઈલ' કોર્ટની તપાસ દ્વારા પ્રકાશમા આવેલી એક

ભયાનક ઘટનાના યોગે એક પ્રકારે જાગ્રતિ થયેલી હતી જે ઘટનાએ ત્યાના લોકોને પ્રમાદની નિદ્રામાથી જગાડ્યા હતા તે ઘટના એ હતી કે જેના શરીરનો અદ્યાપિ પૂર્ણ વિકાસ પણ થયો ન હોતો તેવી એક બાલિકા પોતાની પાડોશમાના અઢાર છોકરાઓ સાથે અનીતિનો સબધ ધરાવતી હતી અને તેની સાથે એ કાર્યમા બીજી પણ કેટલીક છોકરીઓ સડોવાયલી હતી જો તપાસ કરવામા આવે તો પ્રત્યેક નગરના નિકટના ભાગમા આવા જ પ્રકારની અનેક ઘટનાઓ પ્રકાશમા આવી શકે તેમ છે પ્રતિવર્ષ અનેક છોકરીઓને ગ્રામર સ્કૂલ્સ અને હાઈ સ્કૂલ્સમાથી ઉઠાડી લેવામા આવે છે તેનું કારણ એ હોય છે કે તેઓ સત્વર જ માતૃપદને મેળવવાની તૈયારીમા હોય છે.

"આ ભ્રષ્ટતામય ચેષ્ટાઓનો કેટલી સીમા પર્યન્ત વિસ્તાર થયેલો છે એ વળી ભિન્નભિન્ન 'રેસ્કયુ હોમ્સ' (ઉદ્ધારગૃહો)ના નિરીક્ષકો બહુ જ વિશેષ પરિમાણમા જાણી શકે છે બહુધા નાના કે મોટા પ્રત્યેક નગરમા (યૂરોપ અને અમેરિકાના પ્રત્યેક નગરમા) ઓછામા ઓછુ આવુ એક 'ઉદ્ધારગૃહ' તો અવશ્ય હોય છે જ અને એવા સર્વ 'ઉદ્ધારગૃહો' જ્યારે જુઓ ત્યારે ભરેલા અને ભરેલા જ જોવામા આવ્યા કરે છે થોડા જ વખત પહેલા એવા એક 'ઉદ્ધારગૃહ'ની મુલાકાત લેતા ચૌદ વર્ષના વયની એક બાળા મારા જોવામા આવી કે જેણે ગળાથી પગના બૂટના ઉપરના ભાગ સુધી લબાયલા વસ્ત્રો પહેર્યાં હતા અને તેના કેશોના ગુચ્છા વાળેલા હતા થોડા જ અઠવાડિયામા તે બાળા માતા થવાની તૈયારીમા હતી એ જ 'ઉદ્ધારગૃહ'મા બીજી પણ કેટલીક બાળાઓ હતી અને તેઓ પણ અવસ્થામા એ બાળા કરતા કાંઈ વધારે મોટી ન હોતી"

મહાશય કુંજવિહારીના મુખથી અમેરિકા તથા યૂરોપની વિદ્યાર્થિની તથા અલ્પવયસ્ક બાલિકાઓને આવા ભ્રષ્ટાચારના થયેલા સપર્કની વાર્તાથી હું સતપ્ત થઈને કહેવા લાગી "બાળકો અને બાલિકાઓ ગમે તેટલા અલ્પવયસ્ક હોય તો પણ તેમને એક જ શાળામા ભણવામાટે સાથે બેસાડવા અને પરસ્પર એકાત સમાગમમા આવવા દેવા, એ હાથે કરીને જ તેમને ભ્રષ્ટતાના માર્ગમાં ધકેલવા જેવુ છે એ આવા પ્રકારના ભેદોનો પ્રકાશ થવાથી નિર્વિવાદ સિદ્ધ થાય છે એટલે હવે એ વિષેના નવીન પ્રમાણોને શોધવાની આવશ્યકતા નથી. જ્યારે અલ્પવયસ્ક બાળક અને બાલિકાઓના એક જ શાળામા એકત્ર ભણવાથી આવા ફણગા ફૂટે છે ત્યારે તારુણ્યમા પ્રવેશ કરી ચૂકેલા નવયુવકો તથા નવયુવતીઓના કૉલેજ આદિમા એકત્ર રહીને ભણવાથી કેવા ભયાનક ફણગા ફૂટવાનો અને ભયકર પરિણામો આવવાનો સભવ છે, એની કોઇ પણ સહજ કલ્પના કરી શકે એમ છે. અરે એવી રીતે નવયુવકો તથા નવયુવતીઓના અભ્યાસના કારણથી થતા નિત્યના પરસ્પર સહવાસ તથા નિ સકોચ સભાષણના અનેક ભારતીભવનોમા એવા ભયકર પરિણામો આવી પણ ચૂક્યા છે અને તેથી જે કેટલાક સુધારકો કેટલાક સમયપૂર્વે ઉભય જાતિના વિદ્યાર્થી તથા વિદ્યાર્થિનીઓને એકત્ર બેસાડીને એક જ વર્ગમાં શિક્ષણ આપવાનું સમર્થન કરતા હતા, તે જ સુધારકો હવે વિદ્યાર્થી તથા વિદ્યાર્થિનીઓને એક જ વર્ગમા ન બેસાડવાનુ, એકત્ર શિક્ષણ ન આપવાનું અને તેમનો પરસ્પર ગાઢ સબધ ન થવા દેવાનું બળ તથા આગ્રહપૂર્વક સમર્થન કરવા લાગ્યા છે, એ જ દર્શાવી આપે છે કે, આજકાલના વયસ્ક વિદ્યાર્થી તથા

વયસ્કા વિદ્યાર્થિનીઓના કોઇ પણ કારણવશાત્ થતા દીર્ઘ અને ગાઢ સહવાસનું કદાપિ સારૂ પરિણામ આવતું જ નથી. સારાંશ કે, અત્યારની શિક્ષણપદ્ધતિમાં યોગ્ય પરિવર્તન નહિ થાય, બાળાઓને પ્રચલિત શિક્ષણ સાથે ધાર્મિક, નૈતિક તથા વ્યાવહારિક શિક્ષણ આપવાનો પ્રબંધ નહિ કરાય, તેમ જ ઉચ્ચ શિક્ષણ પણ બાળાઓ તથા યુવતીઓને ભિન્ન કૉલેજોમા અને સ્ત્રી શિક્ષિકાઓદ્વારા જ નહિ અપાય, ત્યાં સુધી સ્ત્રીઓ કદાચિત્ ઉચ્ચ શિક્ષણદ્વારા બી એ, એમ એ, એલ એલ. બી, મિડવાઇફ, ડૉક્ટર, પ્લીડર, ઍડવોકેટ, બૅરિસ્ટર કે સિવિલિયન્ પણ થશે, છતાં તેઓ સીતા, સાવિત્રી, દમયતી, ચિંતા દેવી, પદ્મિની અને જોધાબાઈ જેવી આદર્શકન્યા, આદર્શપત્ની, આદર્શમાતા, આદર્શગૃહસ્થા, આદર્શ-પતિવ્રતા, પવિત્રચરિત્રા, ગૃહકાર્યદક્ષા અને પ્રાત સ્મરણીયા પૂજ્યા દેવી થવાના ભાગ્યને તો કદાપિ પ્રાપ્ત કરી શકવાની નથી તે નથી જ મારા આ કથનમાં રહેલા સત્યાશને સિદ્ધ કરવામાટે એટલું જ પ્રમાણ સંપૂર્ણ છે કે આજકાલ આપણા દેશમા જે કેટલીક સુશિક્ષિતા સ્ત્રીઓ આજકાલની ઉચ્ચ શિક્ષા (વિદ્યા)થી મડિતા થઇને ઉત્તમ કવિતાઓ રચનારી કવયિત્રી, ઉત્તમ લેખિકા, સમાજ સુધારણાવાદિની, વર્તમાન રાજનૈતિક કાર્યક્રમમા અગ્ર ભાગ લેનારી, સ્વરાજ્ય-પક્ષવાદિની તથા મજૂરોના હક્કને રક્ષનારી દેશહિતૈષિણી તરીકે પ્રકાશમાં આવી છે અને પ્રશસાને પાત્ર થઈ છે, તે સુશિક્ષિતા સ્ત્રીઓ પોતાનાં સ્વીકારેલાં એ કર્યોમા અવશ્ય પ્રશંસનીયા હોવા છતા પણ સ્ત્રીજાતિને શોભાવનારા અને સ્ત્રીજાતિમા અવશ્ય હોવા જ જોઇએ તે ચારિત્ર્યશુદ્ધતા, મર્યાદાશીલતા, પતિભક્તિ કિંવા પતિપ્રેમ, અવ્યભિચારિતા, સતાનસ્નેહ, ગૃહકાર્યદક્ષતા, મધુરભાષિતા, વિનયશીલતા, સહિષ્ણુતા અને સરળતા આદિ સદ્ગુણો જો તેમનામા હોય છે તો બહુ જ અલ્પ પરિમાણમા હોય છે અને કા તો એ સર્વ સદ્ગુણોનો તેમ-નામા સર્વથા અભાવ હોય છે એટલે તેઓ સ્ત્રીજાતિના ધર્મથી વચિતા થાય છે, પુરુષજાતિ થઈ શકતી નથી અને તેથી સ્ત્રીપુરુષથી ભિન્ન એક તૃતીય જાતિ તુલ્ય જ થઈ પડે છે આજકાલની એવી સુશિક્ષિતા સ્ત્રીઓમાની કેટલીક સ્ત્રીઓ લગ્નના બધનને ધિક્કારીને મુક્ત પ્રેમ અથવા સ્વચ્છદતાના ક્ષેત્રમા પોતાના વિકારરૂપ અશ્વને દોડાવનારી છે તો કેટલીક સ્ત્રીઓ પરણવા છતા પતિના ગૃહને ન વસાવનારી, પતિને ધિક્કારની દૃષ્ટિથી જોનારી અને વ્યભિચારના માર્ગમા યથેચ્છ વિચરનારી છે એવી કેટલીક સ્ત્રીઓ સ્ત્રીમડળની સભામા સતીત્વનો ઉપદેશ આપવા છતા પોતાના પતિને બૂટની ઠોકરથી ઉડાવનારી છે અને કેટલીક સ્ત્રીઓ અમર્યાદાના વિષયમા પુરુષોને પણ કેટલીક વાર નીચુ જોવડાવનારી છે. અર્થાત્ તેમનું ચારિત્ર્ય ઉત્કૃષ્ટ તથા આદર્શતામય ન હોવાથી તેમની વાણીનો પડવો જોઇએ તેટલો પ્રભાવ પડી શકતો નથી અને કદાચિત્ કેટલાક લોકો વિશિષ્ટ સ્વાર્થના અગે તેમની અમુક પ્રસગે પ્રશસા કરતા હોય, તો પણ ગૃહસ્થ ગૃહોમા તો તેમની નિરંતર ગુપ્ત નિન્દા જ થયા કરે છે આ વસ્તુસ્થિતિને જોતા અત્યારના સમયમા બાળાઓને એવી પદ્ધતિથી શિક્ષણ આપીને સુશિક્ષિતા કરવાની આવ-શ્યકતા છે કે જેથી ભવિષ્યમા તેઓ આ સસારમા સ્ત્રીજાતિ તરીકેની પોતાની ભૂમિકાને યથાર્થ સ્વરૂપમા ભજવી શકે અને પોતાની ચારિત્ર્યશુદ્ધતા તથા

આદર્શતાના યોગે બાહ્ય તથા આભ્યંતર ઉભય પ્રકારની પ્રશંસાને એકસરખી રીતે પાત્ર થાય!"

"સ્ત્રીશિક્ષણના વિષયમા મારો પણ એવો જ અભિપ્રાય છે" મહાશય કુંજવિહારીએ મારા અભિપ્રાયને પુષ્ટિ આપી

"પવિત્ર ભરતભૂમિ અને પવિત્ર આર્યજાતિમાટે જેના હૃદયમા લેશ-માત્ર પણ અભિમાન અવશિષ્ટ છે તે આ વિષયમા તમારા અભિપ્રાયથી ભિન્ન અભિપ્રાય કદાપિ આપી શકે તેમ છે જ નહિ" કાંચનમાલાએ પણ મારા મતનુ સમર્થન કર્યું.

એ પછી મેં કાંચનમાલાને સંબોધીને કહ્યું. "ભગિની કાંચનમાલા, તમારી કથાનો આ વિષયાન્તરથી અવરોધ થયો છે એમાટે ક્ષમા કરશો અને આશા છે કે તમારી કથાના અનુસંધાનમા તમો પાછાં આગળ વધશો."

મારી પ્રાર્થનાને માન આપી કાંચનમાલા પોતાની કર્મકથાના અનુસંધા-નમાં આગળ વધતી કહેવા લાગી. "માલતીએ વિદ્યાર્થિનીઓની ભ્રષ્ટતાના સંબંધમાં પૂર્વોક્ત ઉદ્ગાર કાઢ્યા પછી સાધારણત ભિન્નભિન્ન પરિસ્થિતિમાની પ્રમદાઓ મુખ્યત. ક્યાં ક્યા કારણોથી વ્યભિચાર કિંવા વેશ્યાવૃત્તિના માર્ગમા ચઢી જાય છે અને જેઓ તેમની એ પરિસ્થિતિજન્ય કારણપરંપરાના રહસ્યના જ્ઞાતા હોય છે તેઓ તેમને પોતાના જાળમા સપડાવીને તેમનાથી કેવા લાભ મેળવી શકે છે અને માલામાલ થઈ જાય છે એ વિષયની ચર્ચા કરતાં કહ્યું· "જે તરુણી સ્ત્રીઓના પતિ ધનોપાર્જનમાટે પાંચ પાંચ વર્ષનો કાળ વિદેશમા જ વીતાડતા હોય છે અને સ્ત્રીઓને વિદેશમા પોતાની સાથે રાખતા નથી તેવા પતિઓની પત્નીઓ, શુદ્ધ રહેવાની તેમની ઇચ્છા હોવા છતા પણ, ઘણીક વાર કામવાસના અત્યંત પ્રબળ થવાથી વ્યભિચારના પ્રવાહમા ઘસડાઈ જાય છે; કેટલીક સ્ત્રીઓ તેર કે ચૌદ વર્ષની અવસ્થામા પરણેલી હોવા છતાં પચીસ વર્ષની અવસ્થા થતાં સુધી કોઈ પણ કારણથી જો સંતાનવતી નથી થતી તો પોતાના એ વન્ધ્યત્વને પોતાના પતિના શુક્રના દોષનુ પરિણામ માનીને સંતાનની અભિલાષાથી શુક્ર-પરિવર્તનાર્થ અન્ય પુરુષ સાથે વ્યભિચાર કરવાને તૈયાર થઈ જાય છે અને એક વાર એવી રીતે ભ્રષ્ટતાના માર્ગમા પદસંચાર થતા ધીમે ધીમે તેમની એ ભ્રષ્ટતા એટલી બધી વધી જાય છે કે પછી તેમનામાં અને બજારમા બેસીને પોતાના યૌવન તથા સૌન્દર્યનો વિક્રય કરનારી વારનારી અથવા વેશ્યાઓમા વાસ્તવિક કશો પણ ભેદ રહેતો નથી; કેટલીક સ્ત્રીઓ તેમના પતિ વેશ્યાવિહારી અથવા પરસ્ત્રીગામી હોવાથી દ્વેષ તથા અસહિષ્ણુતાના યોગે 'યાર તેવા થઇએ તો ગામ વચ્ચે રહીએ' એ તત્ત્વને મહત્ત્વ આપીને વ્યભિચારિણી અથવા જારિણી થઈ જાય છે અને પોતાના સતીત્વધનને કાંઈ પણ મૂલ્ય લીધા વિના સદાવ્રતમા અપાતા દાન પ્રમાણે ગમે તેવા નીચ પુરુષોના હસ્તમા સમર્પવાને પણ આનંદથી તૈયાર થઈ જાય છે; જે પુરુષની એકથી અધિક એટલે કે બે અથવા ત્રણ સ્ત્રીઓ હોય છે અને તેમાની એક જ સ્ત્રીમા પતિ આસક્ત રહીને બીજી સ્ત્રીને નથી બોલાવતો, તો એવા પતિની બીજી સ્ત્રી બહુધા દ્વેષ તથા ધિક્કારની જ્વાળાથી ભસ્મીભૂત થાય છે અને અનુકૂળ સાધન મળતાં તે જ્વાળાને શમાવવામાટે

વ્યભિચાર નામક મલિન જળથી ભરેલા તળાવમા જઈ પડે છે, કેટલીક વાર સ્વભાવભિન્નતા અથવા ક્લેશ આદિ કારણવશાત્ પતિવડે ત્યજાયલી અને પિયરિયામા રહીને પોતાના દિવસો વીતાડતી અભાગિની અબળાઓ જો કોઈ તેમને અવળા માર્ગમા ઘસડી જનાર મળી આવે છે તો બહુધા પરિણામના વિચાર વિના તત્કાળ અવળે માર્ગે ચઢી જાય છે, આજકાલ આપણી સ્ત્રીઓમા સારા વસ્ત્રો તથા કીમતી ઘરેણા પહેરવાની લાલસા વધતી જાય છે અને સઘળી સ્ત્રીઓના પતિઓ તેમની એ લાલસાને પૂરી કરી શકે તેવી સ્થિતિમા હોતા નથી એટલે સાધારણ સ્થિતિના પતિઓની એવી વસ્ત્રાલકારલોલુપા સ્ત્રીઓ ધનને મેળવવામાટે પણ વ્યભિચારિણી થાય છે અને આ કારણથી થતુ છીનાળુ આજકાલ બહુ જ વધી ગયેલુ દેખાય છે, અને એવા બીજા પણ કેટલાક કારણો છે કે જે કારણોના યોગે સારી સારી સ્ત્રીઓ પણ વ્યભિચારવિલાસિની થઈ જાય છે અમારા ગુરુમહારાજ આ વિશાળ નગરમા કયા કયા કુટુબની કઈ કઈ સ્ત્રીઓ વ્યભિચારિણી થવાની પરિસ્થિતિમા છે એનો સર્વ કુટુબોમા જતી આવતી ચાલાક ધાયજીઓ–હજામડીઓ–, માલણો, દળનારીઓ, બ્રાહ્મણીઓ અને સાધુડીઓદ્વારા બરાબર પત્તો મેળવી લે છે અને ત્યાર પછી યોગ્ય ઉપાયોને યોજીને આ મદિરની ભાવિક ઉપાસિકાઓ બનાવીને તેમનાપર પોતાનો એટલો બધો અધિકાર જમાવી લે છે કે પછીથી તે અભાગિની અબળાઓ અમારા ગુરુમહારાજના પજામાથી કદાપિ છટકી શકતી નથી... ”

માલતી આગળ બોલવા જતી હતી એટલામા મારા મનમા અમુક શકા થવાથી મેં (કાચનમાલાએ) વચ્ચે જ પૂછ્યુ “માલતી બહેન, કયા અને શા ભિન્નભિન્ન કારણોથી સ્ત્રીઓ વ્યભિચારના માર્ગે ચઢી જાય છે, એનુ તમોએ વિવેચન તો કર્યું, પરતુ આજકાલના સમાજસુધારકો અથવા સુધારાવાળા જે વૈધવ્યને વ્યભિચાર તથા ગર્ભપાત આદિ અનર્થોના મૂળ કારણ તરીકે ભીષણ ઘોષણા કરી કરીને ઓળખાવે છે, તે વૈધવ્યને તમો વ્યભિચારના એક કારણ તરીકે ઓળખાવતા ભૂલી ગયા હો એમ જ જણાય છે, કારણ કે, તરુણી વિધવાઓ પણ કામવાસના પ્રબળ થતા વ્યભિચારિણી થઈ જાય છે, એટલે કેટલીક વિધવાઓ પણ આ મદનમદિરની ઉપાસિકાઓ હોવી જ જોઇએ

“કાચનમાલા, તમારૂ આ વિધાન જો કે કેટલેક અશે સત્ય છે, છતા તમો ધારતા હશો તેટલા પરિમાણમા વિધવાઓ વ્યભિચારિણી નથી,” મારી શકાનુ સમાધાન કરતી માલતી અતિશય ગભીરતાથી કહેવા લાગી “અને તેનુ કારણ એ છે કે કુલીન કુટુબની વિધવાઓના હૃદયમા વ્યભિચારથી સગર્ભા થવાનો અને તેથી કુટુબમા, જાતિમા તથા સમાજમા પોતાની અપ્રતિષ્ઠા થવાનો અને ધર્મભ્રષ્ટ થવાનો ભય નિરતર રહ્યા કરતો હોવાથી કદાચિત્ તેમના મનમાં કામવાસના જાગ્રત થાય છે, તો પણ તે કામવાસનાને બહુધા તેઓ બળાત્કાર કરીને પણ મનમા જ શમાવી દે છે, અને કેટલીક વિધવાઓ વૈધવ્ય આવતા જ ધર્મધ્યાનમા લાગી જતા ધીમે ધીમે તેમની વિકારલાલસા શિથિલ થતી જાય છે, એટલે પછી તેઓ વ્યભિચારની ગર્તામા પડતી અટકી જાય છે પુરુષની દૃષ્ટિથી પુરુષ સાથે વિધુર ચાર ચાર વાર પરણે તો વિધવા પુન પુન શા માટે ન પરણે, એવી દલીલમા ભલે મહત્તા જણાતી હોય, પણ સ્ત્રીસ્વભાવની દૃષ્ટિથી

વિધવાવિવાહપુરાણનુ નિત્ય ઉઠીને ૧૦૮ પારાયણ કરનારા સમાજસુધારક વ્યાસજીઓનો એ ઉપદેશ ગ્લાનિ તથા કપને જ ઉપજાવનારો છે પરંતુ એથી સર્વથા એમ સમજી લેવાનું નથી કે સર્વ વિધવાઓ મરણ પર્યંત સર્વથા પવિત્ર જ રહે છે અને વિધવાઓ વ્યભિચારિણી થતી જ નથી, કિન્તુ વિધવાઓ પણ વ્યભિચારિણી થાય છે, છતા એટલું તો મારે કહેવુ જ જોઇએ કે આ મદિરમા પોતાના અશ્લીલ વિકારની તૃપ્તિમાટે જેટલી સ્ત્રીઓ આવે છે, તેમાની સેંકડે પચાસ ટકા અખડ–સૌભાગ્યવતીઓ હોય છે, ત્રીસ ટકા જેટલી કુમારિકા તથા વિદ્યાર્થિનીઓ હોય છે, પદર ટકા હલકી જાતિની સ્ત્રીઓનુ પરિમાણ હોય છે અને માત્ર પાચ ટકા જેટલી જ કુલીન વિધવાઓ હોય છે એટલે ખરૂ પૂછો તો વિધવાઓ કરતા અખડસૌભાગ્યવતીઓ તથા આજકાલની અઢાર કે વીસ વર્ષની અવસ્થા પર્યંત કુમારિકા રહેતી અને ભણવા જતી અવિવાહિતા કન્યાઓ-મા જ વ્યભિચારનો પ્રસાર વિશેષ પરિમાણમા વિસ્તરેલો દેખાય છે, અને તેથી સુધારકો, જો વૈધવ્યને જ વ્યભિચાર તથા ગર્ભપાત આદિ અનર્થોનું મૂળ કારણ દર્શાવતા હોય તો તે તેમનો ઉન્માદ છે અથવા તો દુરાગ્રહયુક્ત નિરર્થક પ્રલાપ છે, એમ ખેદપૂર્વક મારે કહેવું પડે છે ખરૂ પૂછો તો પોતાની વિકારલાલસાને શિથિલ કરી શાતિના માર્ગમા આગળ વધવાનો પ્રયત્ન કરતી પવિત્ર આર્ય વિધવાઓના મનમાં એ સુધારકો જ વિધવાપુનર્લગ્નની બીભત્સ ઘોષણાઓ કરીને વિકારને ઉપજાવવાનો આડકતરો પ્રયત્ન કરી રહ્યા છે અને તેથી જો આજ-કાલ કેટલીક વિધવાઓ વ્યભિચારિણી થતી હોય, તો તેમના તે દોષમાટે અમુક અશે એ કહેવાતા સુધારકો જ ઉત્તરદાતા છે, એમ જણાવતા મને લેશમાત્ર પણ સંકોચ થતો નથી પરમાત્મા તેમને સદ્બુદ્ધિ આપે અને તેઓ આવી ઘોષણાઓ કરતા અટકી જાય તો વધારે સારૂ ”

“ જો વાસ્તવિકતાથી જોવામા આવે તો વસ્તુસ્થિતિ આવી જ છે; તમારો અભિપ્રાય અક્ષરશ સત્ય છે ” મેં માલતીના અભિપ્રાયને સત્ય દર્શાવ્યો

“અસ્તુ અત્યાર સુધી આ મદિરમા આવીને પોતાની ઇચ્છાથી જ વ્યભિ-ચારમા પ્રવૃત્ત થતી સ્ત્રીઓનુ મેં વર્ણન કર્યું છે અને જો આ મદિરની ભયકરતા આટલેથી જ આવીને અટકતી હોત, તો પણ કાઇક ઠીક કહેવાત, પરતુ તેમ નથી, કારણ કે, આ મદિરમાં અન્યકારણવશાત્ આવતી કેટલીક પવિત્રચરિત્રા અબળાઓપર રાક્ષસી અત્યાચાર અથવા બળાત્કાર પણ કરાય છે અને અનેક સ્ત્રીઓને તેમની ઇચ્છા ન હોવા છતાં બળાત્કારે પણ ભ્રષ્ટ કરી નાખવામા આવે છે, અનેક સ્ત્રીઓને બીજા દેશોમાના આવા ‘બ્રૉથેલ્સ’મા મોકલવામાટે વેચી નાખવામાં આવે છે અને જો કોઈ સ્ત્રીએ વ્યભિચારના માર્ગમા પ્રવેશ કરતી વેળાયે વિશેષ ત્રાસ આપ્યો હોય તો તે સ્ત્રીને ગિરમિટિયા મજૂર તરીકે મોરિ-શિયસ, ફિજી કે એવા જ દૂરના બીજા કોઈ ટાપૂમા રવાના કરી દે છે એટલે ત્યા કાં તો તે પીડાઈ પીડાઇને મરી જાય છે, અને જીવતી રહે છે તો પણ ભારતવર્ષમા તે જીવતી ભાગ્યે જ પાછી આવી શકે છે, માત્ર એટલું જ નહિ, પણ તેના કશા સમાચાર પણ કોઇને કદાપિ મળી શકતા નથી ” માલતીએ નિ શ્વાસ નાખીને અને નેત્રોમાંથી અશ્રુના બે બિન્દુઓ વર્ષાવીને આ શબ્દો શોકદર્શક સ્વરથી ઉચ્ચાર્યા

"ત્યારે તો એ બધો ભેદ પણ અમને વિસ્તારથી સંભળાવો." મેં આતુરતા દર્શાવી

"જ્યારે મારી ઇચ્છાથી જ આજે હું તમને આ વ્યંકટાદ્રિમંદિરના સર્વ ભયાનક ભેદોનું વર્ણન સંભળાવવાને તૈયાર થઈ છું, તો પછી એ ભેદને ગુપ્ત રાખું, એમ તો કદાપિ બને જ નહિ. હું આ સ્થાનમાંના ભ્રષ્ટ તથા ઘોર પાપમય જીવનથી એટલી બધી કંટાળી ગઈ છુ કે કોઈ કોઇ વાર કાં તો આ સ્થાનને ત્યાગીને કોઈ તીર્થસ્થાનમા ચાલ્યા જવાની અને કાં તો આત્મહત્યા કરીને મરી જવાની જ મારી ઇચ્છા થયા કરે છે, અને મારી આ બેમાની એક ઇચ્છાને બે ચાર દિવસમા જ પાર પાડી દેવાના નિશ્ચયપર હું આવેલી હોવાથી મારા હૃદયના ભારને ઓછો કરવાના ઉદ્દેશથી જ આ સ્થાનના ભયાનક ભેદોને મેં તમારા સમક્ષ પ્રકાશિત કરવા માંડ્યા છે મારા જીવનથી સંસારને કશો પણ લાભ નથી અને તેથી મારૂ જીવન મને સર્વથા નિ સાર ભાસતા હું નિરાશ થઈ ગઈ છું" માલતીએ વચ્ચે અત્યન્ત નિરાશાદર્શક ઉદ્ગારો કાઢ્યા.

"જો તમારી આ સ્થાનને ત્યાગી દેવાની ઇચ્છા હશે તો અમો તમને અમારા ગૃહમાં આનન્દથી આશ્રય આપીશું અને તમારૂ પાલન પોષણ કરીશું એટલે આત્મહત્યાના સાહસની કશી પણ આવશ્યકતા નથી " મારા કાન્ત શ્યામલાલે માલતીને આશ્વાસન આપ્યું

"આ લાગણીમાટે હું આપનો આભાર માનું છું" માલતીએ ઉપકાર માન્યો

"ત્યારે માલતી બ્હેન ! મારી બ્હેનોપર ,આ પિશાચમંદિરમા કાંઈ પણ પૈશાચિક અત્યાચાર તો નથી થયા ? તેઓ અકાળ મરણને વશ તો નથી થઈ ?" જાણે પરમેશ્વરે જ પ્રેરણા કરીને મારા મુખમાથી આ શબ્દો કઢાવ્યા હોયની ! તેવી સ્વાભાવિકતાથી મેં આ પ્રશ્નો પૂછ્યા

એ પ્રશ્નના ઉત્તરમા માલતી કહેવા લાગી, " તમારી બ્હેનોની શી દશા થઈ છે તે જો હુ અત્યારે જ જણાવી દઇશ, તો પછી બીજી કેટલીક જાણવા જેવી બાબતો ધ્યાનપૂર્વક તમારાથી સાંભળી શકાશે નહિ, એટલામાટે હૃદયમાં જરા ધૈર્ય તથા શાંતિને સ્થાન આપો, અહીંના ભેદોને સંપૂર્ણતાથી જાણી લ્યો અને ત્યાર પછી તમારી બ્હેનો વિષે જે પૂછવાનું હોય તે પૂછો "

" જેવી તમારી ઇચ્છા " આવી રીતે મેં ઔપચારિક ધૈર્ય તો ધાર્યું, પણ માલતીના એ માર્મિક શબ્દોથી મારી ભગિનીઓની અવશ્ય કાં તો મહાદુર્દશા થયેલી હોવી જોઇએ અને કાં તો તેઓ અકાળ મરણને વશ થયેલી હોવી જોઇએ એવો મારો નિશ્ચય થઈ ગયો, અને તેથી હૃદયમા શોકની જ્વાળા પ્રકટતા મારી મુખમુદ્રા મલિન તથા શોકાચ્છન્ન થઈ ગઈ

માલતી ભેદપ્રકાશના પોતાના મૂળ વિષયપર આવીને ગંભીરતાથી કહેવા લાગી "મુંબઈ, કલકત્તા, મદ્રાસ, બનારસ, લખનૌ, કાનપુર, દિલ્લી અને આ અમદાવાદ આદિ બહુધા સર્વ મોટા નગરોમા એવી અસંખ્ય સ્ત્રીઓ હોય છે કે જેઓ વેશ્યાવૃત્તિ કરીને જ્યારે હારી જાય છે અને એમ જાણી લે છે કે, 'હવે વેશ્યા તરીકેનો વ્યવસાય ચલાવીને આપણાથી વધારે પૈસા મેળવી શકાય તેમ નથી અને વૃદ્ધાવસ્થા થવાથી હવે આપણો ગ્રાહક કોઇ પણ થાય તેમ નથી !'

તે વેળાયે એવી કેટલીક વૃદ્ધ વેશ્યાઓ નાકના જડાઉ કાંટા, કેટલીક વૃદ્ધા કુલટાઓ કપડાના કટકા (કટ પીસિસ), કેટલીક વૃદ્ધા વારાંગનાઓ સાડી સાલો અને કેટલીક ઉતરેલા ટ્રામના ઘોડા જેવી રાંડો કાચ તથા ચીનીના રમકડા, કપસોસર્સ (રકાબી પ્યાલા), બીજા વાસણો તથા બરણીઓ આદિ વેચવાના નિમિત્તથી ઘેરઘેર ભટક્યા કરે છે, અને અવસર હાથમા આવતા જ કુલીન કુલકામિનીઓને એટલી સીમા પર્યન્ત પોતાના પ્રપંચજાળમા ફસાવી લે છે કે તેનાં પરિણામે તે કુલવધૂઓ પવિત્ર પતિપ્રેમથી સર્વથા વચિંતા થઇને વ્યભિચાર અથવા વેશ્યાવૃત્તિ નામક નરકગર્તામાં ઉંધે માથે જઈ પછડાય છે આવી વૃદ્ધા કુલટાઓનો ઘણાં ગૃહોમાં પહસચાર અથવા પ્રવેશ થયેલો હોય છે અને તેઓ પોતાના વ્યવસાયના નિમિત્તથી એવા એવા અનર્થો કરી નાખે છે કે તે અનર્થોના વિચારમાત્રથી હૃદય તથા શરીર કંપી જાય છે આવી અનેક વૃદ્ધા કુલટાઓ અમારા ગુરુ મહારાજ વ્યંકટાદ્રિની સહાયક સેનામા મળેલી છે, માત્ર એટલુ જ નહિ, પણ ઘણીક વાર જે મેઘમાલિની કલકત્તા તથા દિલ્લીમા અમારી સાથે હતી તે પોતે પણ કુલવધૂ જેવો દેખાવ કરી જડાઉ ઘરેણા વેચવાના નિમિત્તથી શહેરમાં ચક્કર લગાવ્યા કરે છે, અને તે પોતાની વાક્ચાતુરીના યોગે ક્યાક સગીત શીખવવાના નિમિત્તથી અને ક્યાંક ગાવાના નિમિત્તથી અનેક ગૃહોમાં પ્રવેશીને ત્યા જવાઆવવાના પોતાના સબધને દૃઢ કરી દે છે આવી કુલટાઓ જે ગૃહમાં જાય છે તે ગૃહમા કલાકોના કલાક સુધી બેસી રહીને કુલીન સ્ત્રીઓ સાથે નાના પ્રકારની વાતો કર્યા કરે છે, તેમને પોતાનાં દુ ખડા ગાઈ સભળાવે છે અને તેમની દુ ખકથાઓ પોતે પણ સાભળે છે એ વાર્તાલાપમા જ્યાં પણ કાઇક એમ તેમના જાણવામા આવી જાય કે અમુક સ્ત્રીનો પતિ તેને ચાહતો નથી અને પતિપત્ની વચ્ચે કાઇક અણબનાવ રહ્યા કરે છે, એટલે પછી ત્યા તેઓ તત્કાળ પોતાના કાર્યનો આરભ કરી દે છે તેઓ તે સ્ત્રીને એવી ભભેરીને ભૂત બનાવે છે અને એવા ઉપદેશો આપવા માડે છે કે તેના પરિણામે તે સ્ત્રી અને તેના પતિનો કદાપિ મેળ થાય જ નહિ અને તે કુલટાઓનો ઉદ્દેશ અનાયાસ સિદ્ધ થઈ જાય તે દપતીના પરસ્પર કલહની માત્રા દિવસાનુદિવસ વધતી જાય છે અને તેમનું સ્નેહબધન શિથિલ થતુ જાય છે. ત્યાર પછી તે કુલટાઓ તે તે સ્ત્રીને અન્ય પુરુષોના તેમની પોતાની પત્નીઓમાના અપાર પ્રેમની કાલ્પનિક કથાઓ સભળાવે છે અને જ્યારે તે સ્ત્રીની રુચિ એ કથાઓના શ્રવણથી જરાક પણ બદલાયલી તેમના જોવામા આવે છે એટલે પછી તેઓ તે સ્ત્રીને પોતાના ધારેલા માર્ગમાં ચલાવવાની ચેષ્ટા કરી સ્વતત્ર તથા સ્વચ્છદ જીવનના આનદોની મનોહારિણી ઝાખીઓ કરાવે છે, અને અંતે લાગ ફાવતાં જ તે કુલીન કુલ-વધૂને તેના ગૃહમાથી નસાડીને આ પિશાચમદિરમા લઈ આવે છે બસ, થઈ ચૂક્યું, એક વાર એવી કુલવધૂ જ્યાં પોતાના ઘરમાથી પગ બહાર કાઢે છે એટલે પછી તેના માટે તે ગૃહમાં પુન પ્રવેશ કરવાનું સર્વથા અશક્ય તથા અસંભવનીય થઈ પડે છે, અને અહીં વ્યભિચારના માર્ગમાં આગળ વધવાની પણ તેમની ઇચ્છા હોતી નથી એટલે તેમની અવસ્થા ત્રિશકુ સમાન અત્યત શોચનીય થઈ પડે છે અને તેઓ ક્યાયની પણ નથી રહેતી આવી કોઈ પણ સ્ત્રી જો આ પિશાચમંદિરમાં આવ્યા પછી તત્કાળ અમારા ગુરુ મહારાજની

પિશાચવૃત્તિને આધીન ન થાય અને વેશ્યાવૃત્તિને સ્વીકારવામા આનાકાની કરે, તો તેને અત્યારે આપણે રાજભવનતુલ્ય જે ઓરડામા બેઠા છીએ તે ઓરડાની નીચેના ભૂગર્ભમાંના એક અધકારમય ખડમા પૂરીને આઠ આઠ દિવસ સુધી બળાત્કારે ક્ષુધાતુર તથા તૃષાતુર રાખવામા આવે છે, માત્ર તે મરી ન જાય એટલા પૂરતો અલ્પ આહાર જ તેને અપાય છે, અને આવા કષ્ટો અસહ્ય થવાથી તે નિરુપાય થઇને ગુરુ મહારાજની પ્રત્યેક આજ્ઞાને સ્વીકારવામાટે તૈયાર થઈ જાય છે અર્થાત્ જ્યા એક વાર બળાત્કારથી અથવા અસહ્ય કષ્ટોના કારણથી તે સ્ત્રી પરપુરુષનો સગ કરી લે છે એટલે પછી ધીમે ધીમે પરપુરુષસગ તેનો સ્વભાવ થતો જાય છે અને અલ્પ સમયમા જ તે એક વેશ્યાને પણ લજાવે તેવી નિર્લજ્જ નારી થતા ગુરુમહારાજના ધનોપાર્જનનું ઉત્તમ સાધન થઈ પડે છે દિલ્લીમા હશ્મતજાનનો પણ આવો જ વ્યવસાય હોવાથી અને અમારા ગુરુ મહારાજનો તેની સાથે વ્યવસાયવિષયક સબધ હોવાથી આવી રીતે ઘરમાથી કઢાયલી કોકની સ્ત્રીને થોડા દિવસ બહુ જ ગુપ્ત ભાવથી અહીં રાખ્યા પછી દિલ્લીમાની હશ્મતજાનની હવેલીમા મોકલી દેવામા આવે છે, અને તેના બદલામા કા તો ત્યાથી ત્રણથી ચાર હજાર રૂપીયાની હુંડી આવે છે અને કા તો તેવી જ સુદરી ત્યાની બીજી સ્ત્રીને હશ્મતજાન અહીં મોકલી આપે છે કે જેથી પોલિસ તપાસ કરે તો પણ અહીંની સ્ત્રી આ નગરમા ન મળે અને દિલ્લીની સ્ત્રી અહીં આવી જવાથી હશ્મતજાનની હવેલીમા તેનો પત્તો ન લાગે કેટલીક સ્ત્રીઓને બળાત્કારે તેમના ઘરોમાથી બહાર કાઢીને વેશ્યા બનાવવાની આ એક બીજી રીતિનુ હુ તમને દર્શન કરાવીશ કે જે રીતિ એ રીતિ કરતા પણ વળી વિશેષ નીચતા ભરેલી તથા ભયાનક છે, એમ તેને જાણ્યા પછી તમો પોતે જ કહી શકશો . . "

માલતીના આ અતિમ ભાષણનુ શ્રવણ કરતા મારા મનમા એક પ્રબળ જિજ્ઞાસા થઈ અને તે જિજ્ઞાસાને શમાવી ન શકવાથી તે સ્ત્રીઓને પ્રપચજાળમા ફસાવવાની અન્ય ભયાનક રીતિના વર્ણનમા આગળ વધે તે પૂર્વે જ મેં પૂછ્યુ "માલતી બહેન, અહીં આવ્યા પછી જો કોઈ સ્ત્રી તમારા ગુરુ મહારાજની પૈશાચિક ઇચ્છાને આધીન ન થાય અને પોતાની રાજીખુશીથી ભ્રષ્ટાચારને ન સ્વીકારે, તો તેને ભોંયરામા પૂરી રાખીને તથા ભૂખનુ દુ ખ દેખાડીને બળાત્કારે ભ્રષ્ટતાને સ્વીકારવાની ફરજ પાડવામા આવે છે, એમ તમોએ હમણા જ કહ્યું છે, પરતુ ધારો કે કોઈ એવી હઠીલી સ્ત્રી હોય કે જે એ દુ ખને પણ ન ગણકારે અને ભ્રષ્ટતાને ન સ્વીકારે, તો ?"

"તો પછી તેની હઠીલાઇનુ પરિણામ એ જ થાય છે કે, પાચ પુરુષો એકત્ર મળી, અત્યત નિર્લજ્જતાથી તેને પકડી રાખીને તેના સતીત્વનો ભગ કરે છે અને એ બળાત્કારનો તે સ્ત્રી અહીંથી છૂટ્યા પછી પોલિસ આગળ પ્રકાશ કરશે અથવા ફરિયાદ નોંધાવશે એવો જરા પણ સશય દેખાય તો તે અભાગિની અબળાની ભોંયરામા જ હત્યા કરી નાખવામા આવે છે અને તેની લાશને એવી રીતે ઠેકાણે પાડી દેવામા આવે છે કે તેનો કોઇને કદાપિ પત્તો મળી શકતો નથી, એમ મારા સાભળવામા આવ્યું છે મારા આવ્યા પછી મરણની ઘટિકા પર્યન્ત હઠ અથવા દૃઢતાને જાળવનારી કોઇ સ્ત્રી અહીં આવી નથી એટલે એ ખૂન-

ખરાબીનો કોઈ બનાવ મારા જોવામાં આવી શક્યો નથી" માલતીએ મારા પ્રશ્નનું સમાધાનકારક ઉત્તર આપ્યું કારણ કે, મેં પોતે પણ મારા પ્રશ્નનું આવું જ ઉત્તર મળવાની આશા રાખી હતી

"ઈશ્વર કદાપિ કોઈ પણ પ્રતિષ્ઠિત પ્રમદાનો આ પિશાચમંદિરના અંત-ર્ભાગમા પ્રવેશ ન કરાવે અને તેને પિશાચાત્માઓના સંપર્કથી બચાવે!" મેં ભયથી થરથરીને આ ઉદ્‌ગાર કાઢ્યા

"તથાસ્તુ" કહીને માલતી પોતાના વિષયના પ્રતિપાદનમા આગળ વધતી કહેવા લાગી "આ સંસારમાની સર્વ સૌભાગ્યવતી સ્ત્રીઓની એવી જ ઇચ્છા હોય છે કે, તેમના પતિદેવો તેમને વશ હોય અને તેમનામાં જ લુબ્ધ રહ્યા કરે તો સારૂ આ કારણથી જે ગૃહમાં પતિપત્ની વચ્ચે જરા પણ ખટપટ થાય છે અને તેના પરિણામે પતિ પોતાની પત્ની પ્રતિ થોડી ઘણી પણ વિરક્તિ દેખાડવા માંડે છે એટલે તે ગૃહમાથી કોઇ વૃદ્ધા સ્ત્રી તથા તે પુરુષની પત્નીની એવી ઇચ્છા થાય છે કે જો કોઈ એવો મંત્રતંત્રનો જ્ઞાતા મળી આવે તો તેના મંત્રતંત્ર અથવા ધાગા તાવીજથી પતિદેવને વશ કરી શકાય તેમના મનમા આવી ઇચ્છાનો ઉદ્ભવ થતા જ તેઓ પોતાના ગૃહની દાસીઓને અથવા તો વેષધારિણી વૃદ્ધા કુલટાઓ કે મેઘમાલિની જેવી પોતાના ગૃહમાં નિત્ય આવતીજતી બીજી સ્ત્રીઓને એવા કોઇ પુરુષને ખોળી લાવવાનું જણાવે છે કે જે પુરુષ જેના યોગે તે પતિ પોતાની પત્નીને વશ થઈ જાય એવો કોઈ ઉપાય કરવાનું સામર્થ્ય ધરાવતો હોય બસ, જે ગૃહના દ્વારમા એવા મંત્રતંત્ર અને જાદૂટોણા કરનાર પુરુષનો પ્રવેશ થાય છે તે ગૃહનો બહુ જ અલ્પ સમયમા સર્વનાશ થવાનો પ્રસંગ આવી લાગે છે. અમારા ગુરુ મહારાજની દૂતીઓમાની કોઈ પણ દૂતીને જ્યા ક્યાય પણ એવો સંધિ મળી જાય અને એવા તંત્રમંત્રવિશારદની આવશ્યક્તા જણાય ત્યાં આ મંદિરમા ખાસ એ જ કાર્યમાટે રખાતા બે ત્રણ હૃષ્ટપુષ્ટ દાંભિક માન્ત્રિકોમાના એક માન્ત્રિકને તત્કાળ મોકલી આપવામા આવે છે તે મનુષ્ય બે ચાર દિવસ તો સાચા જૂઠા મંત્રતંત્રનો આડંબર બતાવે છે અને મંત્રતંત્ર બીજાઓના દેખતાં કરી શકાય તેમ ન હોવાથી એ મંત્રપ્રયોગના નિમિત્તથી તે મંત્રતંત્ર કરાવનારી સ્ત્રી સાથે તેના પોતાના ગૃહમા જ એકાંતમા મળવાનો તે મનુષ્યને ઘણો જ સારો પ્રસંગ વારવાર મળ્યા કરે છે. અર્થાત્ એ વેષધારી માન્ત્રિકો પ્રથમ તો પોતે જ એવી સ્ત્રીઓને ભ્રષ્ટ કરી નાખે છે અને ત્યાર પછી ગમે તેવા ઉપાયોને યોજીને તેમને તેમના ગૃહમાથી બહાર કાઢવાની ચેષ્ટાઓ કરવા માંડે છે. તે એવી રીતે કે તે વેષધારી માન્ત્રિકો તેમને તે સ્થાનમા લઈ જનારી દૂતીઓને તે ગૃહની સ્ત્રીની ભ્રષ્ટતાનો ભેદ જણાવી દે છે, તે દૂતીઓ તે વાર્તા તે સ્ત્રીઓને કહી સંભળાવે છે અને ત્યાર પછી સમાજમા અપ્રતિષ્ઠા થવાના ભયથી તે પ્રતિ-ષ્ઠિત સ્ત્રીઓ દૂતીઓની ઇચ્છા અનુસાર વ્યભિચારની ગર્તામા ભૂસ્કો મારવાને લાચારીથી તૈયાર થઈ જાય છે. આવી રીતે પ્રતિદિવસ અનેક નિષ્કલંક નારીઓ કલંકિની થાય છે અને ત્યાર પછી જેમ જેમ તેઓ એ માર્ગમા આગળ અને આગળ વધતી જાય છે તેમ તેમ તેમનો વધારે અને વધારે સર્વનાશ થતો રહે છે," માલતીએ અંતિમ વાક્યની સમાપ્તિ કરીને તૃષાતુર થવાથી દીવાળીને શીતલ જળ લાવવાનું કહ્યું અને દીવાળી તે લઈ આવી એટલે તે શીતળ જળના પાનથી

તૃષાને શાંત કરીને તે કુલકામિનીઓને પ્રપંચજાળમાં લપટાવવાની તૃતીય પદ્ધતિનું વિવેચન કરતી કહેવા લાગી કે.—

"કેટલીક સ્ત્રીઓ સ્વાભાવિક વંધ્યા રહેવામાટે જ સુજાયલી હોય છે અને કેટલીક સ્ત્રીઓ રજ કિંવા વીર્યના દોષથી સંતાનવતી નથી થતી એટલે પ્રથમ એવી સંતાનહીન સ્ત્રીઓ અને તેમના ગૃહના અન્ય મનુષ્યો ઔષધોપચારથી વંધ્યત્વનિવારણનો પ્રયત્ન કરે છે, પરંતુ વીર્યહીનતાના કારણથી જ્યારે ઔષધોપચારથી કાંઇ પણ લાભ નથી થતો ત્યારે પછી મંત્રજંત્રની વાત આવીને ઉભી રહે છે ભોળી સ્ત્રીઓ એટલો વિચાર નથી કરી શકતી કે 'જો સંતાન આપવાની પરમાત્માની જ ઇચ્છા નહિ હોય, તો મંત્રજંત્રથી શું થવાનું હતું?' અર્થાત જ્યારે એવી સ્ત્રીઓના મનમાં મંત્રપ્રયોગની વાર્તા દૃઢ થઈ જાય છે એટલે પછી તેઓ કોઈ માંત્રિકને શોધવા મંડી જાય છે ધીમે ધીમે તેમની આ ચેષ્ટાનો ભેદ વેષધારિણી વૃદ્ધા કુલટાઓના જાણવામાં આવે છે અને તેઓ તે કુલવધૂઓને તેમની દાસી સાથે આ દેવમંદિરના નામથી ઓળખાતા પિશાચમંદિરમાં લઇ આવે છે. અહીંના વેષધારી ઉપચારકો તે સ્ત્રીઓને બે ચાર દિવસ મંત્રપ્રયોગનો આડંબર બતાવી મંત્રેલી ઔષધિઓ ખવડાવે છે અને ત્યાર પછી તેમને જણાવે છે 'સમાધિમાં મહામાયા જગદંબાએ મને જણાવ્યું છે કે તમારા પતિના સમાગમથી તમારા ભાગ્યમાં સંતાન લખાયલું જ નથી, એટલામાટે જો તમે તમારી પોતાની ઇચ્છાથી જ કોઇ પરપુરુષનો સંગ કરો તો જ તમને સંતાનસુખ મળવાની સંભાવના છે, કારણ કે, લક્ષ્મી સ્ત્રીના ભાગ્યની હોય છે અને સંતાન પુરુષના ભાગ્યના હોય છે તમારા પતિના ભાગ્યમાં સંતાન છે જ નહિ એટલે જો કોઈ સંતાનના યોગને ધરાવતા પુરુષનો તમારી સાથે સમાગમ થાય તો જ તેના ભાગ્યના સંતાનની તમને પ્રાપ્તિ થઈ શકે' ભોળી સ્ત્રીઓ તે દાંભિકોના આ ભાષણને વેદવાક્યતુલ્ય માની લે છે અને સંતાનના લોભથી તેમની સાથે જ વ્યભિચાર કરવાને તૈયાર થઈ જાય છે. પરંતુ એ પ્રસંગે તે વેષધારી માંત્રિકો મોંઘા થાય છે અને વ્યભિચારના પાપમાં પડવાની પોતાની ઔપચારિક અનિચ્છા દર્શાવે છે પછી તે સ્ત્રીઓ જ્યારે તેમને નાણાંની સારી રકમ આપવાની ઇચ્છા દર્શાવે છે ત્યારે જાણે તે સ્ત્રીઓપર ઉપકાર કરતા હોયની તેવી રીતે તેઓ તે સ્ત્રીઓના ધનને પણ હરે છે અને સતીત્વધનને પણ હરી લે છે એથી સંતાન તો ભાગ્યમાં હોય તો જ થાય છે, પણ એટલું તો સત્ય કે સંતાનના લોભથી કપટી મનુષ્યોના કપટજાળમાં સપડાઇને તે સતી સાધ્વીએ સદાને માટે અંધકૂપમાં પડી જાય છે એક વાર એવી રીતે તેમના સતીત્વનો ભંગ થયા પછી તેમને અનેક પ્રકારે દબાવવામાં આવે છે અને તેઓ જો ધનાઢ્ય કુટુંબની સ્ત્રીઓ હોય તો તેમના યૌવન તથા સૌન્દર્યના ઉપભોગ સાથે ધન પણ તેમની પાસેથી સારા પ્રમાણમાં કઢાવવામાં આવે છે અને જો કોઇ સાધારણ સ્થિતિની અથવા દીન કુટુંબની હોય, પરંતુ સુંદરી તથા તરુણી હોય તો તેના યૌવન તથા સૌન્દર્યના વિક્રયથી ધનનું ઉપાર્જન કરાય છે. આ પિશાચમંદિરના સ્વામી તથા તેના આશ્રિત સેવક અને સેવિકાઓનો આ નિત્યનો અને એક સાધારણ થઈ પડેલો વ્યવસાય છે અનેક સ્ત્રીઓનો આવી રીતે આ સ્થાનમાં નિત્ય સર્વનાશ થયા કરે છે અને તે સ્ત્રીઓના પતિઓ તેમની પોતાની

સ્ત્રીઓના એ સર્વનાશનો લેશમાત્ર પણ પ્રતિકાર કરી શકતા નથી, કારણ કે, આ સર્વનાશના ભેદો ભાગ્યે જ તેમના જાણવામા આવી શકે છે આ વાર્તામાં અતિશયોક્તિનો અંશમાત્ર પણ નથી, કિંતુ મારા આ ભાષણનો એક એક અક્ષર શાશ્વત સત્ય સમાન છે અને તેથી એ સ્પષ્ટ છે કે જ્યા સુધી સમાજના આ આંતરિક બગાડને કાઢી નાખવામા નહિ આવે ત્યા સુધી સમાજની સત્ય સુધારણા આકાશકુસુમ સમાન સર્વથા અશક્ય તથા અસભવનીય છે

“અસ્તુ અમારા ગુરુ મહારાજની ભિન્નભિન્નવેષધારિણી વૃદ્ધા દૂતીઓ જે જે ગૃહમા જાય છે તે તે ગૃહમાંનો કોઇ પણ પુરુષ વેશ્યાગામી છે ખરો કે નહિ, એ વાર્તાને જાણી લેવાનો સર્વથી પ્રથમ પ્રયત્ન કરે છે, કારણ કે, જે ગૃહમાંનો કોઇ પણ પુરુષ વેશ્યાગામી અથવા પરનારીનો પ્રેમી હોય છે તે ગૃહમાં તે દૂતીઓ પોતાના પ્રપચજાળને તૈકાળ પ્રસારી શકે છે અને તેમના ઉદ્દેશની સફળતા પણ સત્વર જ થઈ જાય છે એવુ ગૃહ મળતા તે દૂતીઓના આનદનો અવધિ થાય છે, કારણ કે, ત્યા કાર્યસિદ્ધિમાં વિશેષ વિઘ્ન કિંવા કષ્ટનો સભવ હોતો જ નથી પોતાના પતિને અન્ય અબળાના સસર્ગમાં જોવા છતા ઈર્ષ્યાનો અગ્નિથી ન બળનારી સહિષ્ણુ સ્ત્રીઓ બહુ જ ઓછી સખ્યામા મળી શકે છે; એટલે કે, અમુક એક સ્ત્રીનો પોતાના પતિમા ગમે તેટલો અગાધ પ્રેમ હોય તો પણ પતિને અન્ય સ્ત્રીના સસર્ગમા જોતા જ તેના હૃદયમા એક વાર તો ઇર્ષાનો પાવક અવશ્ય પ્રજ્વલિત થઈ જાય છે અને તેનું પરિણામ એ થાય છે કે તે સ્ત્રી નિજ કર્તવ્યના માર્ગથી ચ્યુત થતી જાય છે અને અંતે માર્ગભ્રષ્ટા થઇને પોતાના જીવનને પણ કુમાર્ગગામિ કરી નાખે છે।”

“માલતી બ્હેન, તમારાં આ વચનો અક્ષરશ. સત્ય છે; કારણ કે, પતિના પરસ્ત્રીગમનને અથવા વેશ્યાવિહારને જોઇને કેટલીક કુલીન કુલકામિનીઓ વ્યભિચારિણી થવાની ઘટનાઓ મારા જોવામા પણ આવી છે” મેં તેના વચનોને મારી સાક્ષીથી સત્ય સિદ્ધ કરી બતાવ્યા

“અર્થાત્ જ્યારે નાના પ્રકારના વેષ ધારીને અનેક ગૃહોમાં ભટકતી તે કુલટાઓને એવો પત્તો મળી જાય છે કે, અમુક સ્ત્રીનો પતિ વેશ્યાના મોહજાળમાં ફસાયલો છે કિંવા અમુક બીજી સ્ત્રી—પરસ્ત્રી—ના પ્રેમપાશમા જકડાયલો છે એટલે પછી જો તે સ્ત્રી તેના પોતાના પતિની એ ચેષ્ટાને જાણતી હોય તો તત્કાળ અને જો પતિની ચેષ્ટાથી અજ્ઞ હોય તો તેને તેના પતિના એ દુરાચારનો નિશ્ચય કરાવ્યા પછી તેના હૃદયને પતિપ્રેમથી સપૂર્ણ વિરક્ત કરવાના પરિશ્રમયુક્ત ઉદ્યોગને તેઓ આદરી દે છે અને અલ્પ પરિશ્રમમા જ તેમના એ ઉદ્યોગની સફળતા થઈ જાય છે; એટલે કે અત્યત વિરક્તિપૂર્વક તે વેશ્યાગામી અથવા પરસ્ત્રીપ્રેમી પુરુષની પત્ની કાં તો ભયાનક વ્યભિચારિણી થઈ જાય છે અને કાં તો ગૃહમાથી સદાને માટે બહાર નીકળીને બજારમા બેસનારી વેશ્યા જ થઈ જાય છે પરતુ આ પરિણામનું મૂળ કારણ શું છે વારુ? મારી માન્યતા અનુસાર એ પરિણામનું મૂળ કારણ સ્ત્રીઓનું નિજકર્તવ્ય, નિજધર્મ અને સંસારમા ચાલતી કુટિલતા-વિષયક ભયાનક અજ્ઞાન તેમ જ સશિક્ષણના અભાવ વિના અન્ય હોઈ શકે તેમ નથી; કારણ કે, નિજકર્તવ્ય, નિજધર્મ અને સસારમા ચાલતી કુટિલતા-વિષયક અજ્ઞાન તથા સશિક્ષણના અભાવથી પરિણામનો વિચાર ન કરતા એવી

સ્ત્રીઓ પોતાના ગૃહને ત્યાગીને બહાર નીકળી જાય છે, ઉભય કુળમાં કલંક લગાડી દે છે અને ત્યાર પછી નાના પ્રકારના દુ ખોને ભોગવતી પોતાના જીવનનાટકની સમાપ્તિ કરે છે ત્યારે જ તેમનો ભયાનક પ્રમાદ તેમના પોતાના જાણવામાં આવી શકે છે!" માલતીએ અવિચારિણી ગૃહત્યાગિની સ્ત્રીઓના જીવનના ભયાનક પરિણામનુ લાગણીપૂર્વક દર્શન કરાવ્યુ

"એવી કેટલીક અવિચારશીલા ગૃહત્યાગિની સ્ત્રીઓ અંતે ભીખ માગતી તથા ભયાનક રોગથી પીડાતી રસ્તામાં જ મરી જવાના અને તેમની લાશો ઢેઢોના હાથથી બળવાના કે દટાવાના બનાવો બનેલા મારી જાણમા છે" દીનબન્ધુએ માલતીના એ કથનને પુષ્ટિ આપનારા શબ્દો ગભીરતાથી ઉચ્ચાર્યા

"અસ્તુ હવે આ દેવમંદિર નામક પિશાચમંદિરમા પોતાની અયોગ્ય તથા પૈશાચિક વિકારલાલસાની તૃપ્તિમાટે વારવાર જે પુરુષો પધારે છે તે પુરુષોની કેટલા પ્રકારે અને કેટલા પરિમાણમાં ભયાનક હાનિઓ થાય છે એ હુ હવે તમને જણાવીશ આ, 'ઑફિસ'મા ગ્રાહક તરીકે આવનારા સાધનસંપન્ન તથા સદ્ગૃહસ્થ પુરુષો પાસેથી એક તો મનમાન્યાં નાણા કઢાવવામા આવે છે અને તે સર્વના નામ તથા નિવાસસ્થાનોની અહીંની નોંધબુકમા પાકી નોંધ રહેતી હોવાથી અમારા ગુરુ મહારાજ પોતાની ગુપ્ત દૂતીઓને તેમના ગૃહોમા પ્રવેશ કરી તેમની પત્નીઓ તથા પુત્રીઓ આદિને તે પુરુષોના દુરાચારના ભેદથી વિજ્ઞ કરવાનુ જણાવી દે છે અને તે દૂતીઓ તે પુરુષોના પરસ્ત્રીપ્રસગનો સાક્ષાત્કાર કરાવવાના નિમિત્તથી તેમની પત્નીઓને અહીં લઈ આવે છે અહીં લાવીને તેમને ઘણી જ ચાલાકીથી તેમના પતિઓની પાપમયી ચેષ્ટાઓનો સાક્ષાત્કાર કરાવવામા આવે છે અને તેનું પરિણામ એ થાય છે કે તેમાની ઘણી ખરી ગૃહસ્થ સ્ત્રીઓ પણ આ પિશાચમંદિરની ગ્રાહિકાઓ થતા ગુરુ મહારાજની કમાણીનો એક મોટો દરવાજો ખુલ્લો થાય છે આ પ્રપચરચનાના પરિણામે અહીં અનેક વાર એવી ઘટનાઓ બન્યા કરે છે કે, એક પ્રતિષ્ઠિત ગૃહસ્થ કોઈ અન્ય સ્ત્રી સાથે એક ઓરડામા આનદ પ્રમોદ કરતો હોય છે તો તેની જ પત્ની તેની બાજૂના બીજા ઓરડામા પોતાના કોઈ યાર સાથે પ્રેમચેષ્ટામા નિમગ્ન થયેલી હોય છે અને તેની તરુણી તથા અવિવાહિતા પુત્રી વળી ત્રીજા ઓરડામા આનદપૂર્વક કોઈ નવયુવકના હસ્તમા પોતાના કૌમારને સમર્પીને પવિત્રતાથી વચિતા થતી હોય છે પરતુ જ્યારે આવી ઘટનાઓ બને છે ત્યારે એક જ ગૃહના એ ત્રણ નરનારી આ સ્થાનમા એક બીજાનો કદાપિ સાક્ષાત્કાર ન કરી શકે અને કોઇની ચેષ્ટા કોઇના જોવામા ન આવી શકે એમાટેની પૂરી વ્યવસ્થા રાખવામા આવે છે પ્રારભમા પત્નીને પતિનો ભેદ કેવળ તે સ્ત્રીને ચળાવવાના ઉદ્દેશથી જ બતાવવામા આવે છે, પરતુ તે ઉદ્દેશની સિદ્ધિ થઈ ગયા પછી એ કાર્યની આવશ્યકતા રહેતી નથી અને તેથી એ કાર્યને ત્યાગી દેવાય છે આ પ્રપચપ્રયોગથી એક જ ગૃહમાંથી ત્રણ માર્ગે થઇને નાણુ આવવા માંડે છે અને તેથી અમારા ગુરુ મહારાજની તીજોરી દિવસાનુદિવસ વધારે અને વધારે તર થતી જાય છે, એ નવેસરથી કહેવાની લેશમાત્ર પણ આવશ્યકતા નથી" માલતીએ એક બીજા ભયાનક ભેદનો સ્ફોટ કર્યો

"હાય, ભારતવર્ષના આર્ય નરનારીઓની આ કેવી ભયાનક નૈતિક અધોગતિ! આ નૈતિક અધ.પાત અન્ય સર્વ પ્રકારના અધ પાતનો મૂળ ઉત્પાદક હેતુ

હોવાથી જો ભારતવર્ષની ધાર્મિક, સામાજિક તથા રાજનૈતિક અધોગતિ થાય, તો તેમાં આશ્ચર્ય જેવું કાંઇ પણ નથી પરમાત્મા ભારતવર્ષના આ નૈતિક અધઃપાતનો સત્વર અંત લાવે, ભારતીય સ્ત્રીપુરુષોમાં પ્રાચીનકાલિક નીતિબળ સમાન નીતિબળનો દૃઢતાથી વિસ્તાર થાય અને ભારતવર્ષની સર્વ પ્રકારે ઉન્નતિ થાય એ જ મારી પરમાત્માના પવિત્ર ચરણોમાં અનન્ય અભ્યર્થના છે." આ પ્રમાણેના ઉદ્‌ગારો કાઢીને મેં માલતીને કહ્યું કે "માલતી બહેન, આ પિશાચમંદિરના ભયાનક ભેદોનો આટલો વૃત્તાંત જ અમારામાટે સંપૂર્ણ છે અને તેટલામાટે હવે આ વૃત્તાંતને આટલેથી જ અટકાવીને જો મારી ભગિની માયાદેવી તથા પદ્માવતીના સમાચાર મને સંભળાવશો તો મારાપર તમારો બહુ જ મોટો ઉપકાર થશે; કારણ કે, મારી ભગિનીઓના સમાચાર મેળવવામાટે જ મારે મારા કાંત સહિત આ અમદાવાદમાં આવવું પડ્યું છે અને પ્રવાસના પરિશ્રમો વેઠવા પડ્યા છે તેમ જ મોટા ખર્ચમાં પણ ઉતરવું પડ્યું છે; એ તો તમો સારી રીતે જાણો જ છો આ પિશાચમંદિરના ભયાનક ભેદોના વૃત્તાંતને સાંભળ્યા પછી મારી ભગિનીઓ વિષે મારા મનમાં બહુ જ ચિન્તા થયા કરે છે અને તેથી તેમના સમાચાર સાંભળવામાટે મારૂં મન અતિશય અધીર થઈ રહ્યું છે"

"ભલે ત્યારે હું હવે આ વૃત્તાંતને આટલેથી જ અટકાવીને તમારી ભગિનીઓના સમાચાર તમને સંભળાવું છું, પરંતુ તે સમાચાર અતિશય ત્રાસજનક તથા શોકવર્ધક હોવાથી હૃદયને કઠિન કરી લેવાની હું તમને પ્રાર્થના કરૂં છું. કારણ કે, એ આઘાતને સહન કરી લેવા જેટલી કઠિનતા જો તમારા હૃદયમાં નહિ હોય, તો કદાચિત્ એ આઘાત ભયાનક પરિણામ નિપજાવશે, એવી મારા મનમાં ભીતિ રહ્યા કરે છે" માલતીએ યોગ્ય સૂચના આપી

"મારા હૃદયને મેં સંપૂર્ણ કઠિન કરી રાખ્યું છે" મેં કહ્યું

"ત્યારે સાંભળો તમારી ભગિનીઓના સમાચાર !" એમ કહીને માલતીએ મારી ભગિનીઓની દુર્દશાની કથાનો નીચે પ્રમાણે વિસ્તાર કરવા માંડ્યો.

---

## પ્રકરણ ૧૩ મું

## કાંચનમાલાની કર્મકથા (ચાલૂ)–૮ માયાદેવી અને પદ્માવતીની દુર્દશાનો વૃત્તાંત

"દિલ્હીમાં તમો અમારાથી છૂટા પડીને તમારા આ કાંતના ગૃહમાં ગયા પછી ત્રણ દિવસે અમારા ગુરુ મહારાજ તથા તેમની સેના સાથે તમારી ભગિનીઓ માયાદેવી અને પદ્માવતી પણ અહીં આવવાને નીકળી હતી એ તો તમો જાણો જ છો પદ્માવતીના લગ્નસંબંધનો તો પ્રભુદાસ સાથે નિશ્ચય થયેલો જ હતો, એટલે તેનો પ્રભુદાસની ધર્મપત્ની થવાનો અને માયાદેવીનો પણ એવી જ રીતે ઠેકાણે પડી જવાનો ઉદ્દેશ હતો, એ વાર્તા પણ તમારાથી અજાણી નથી. અર્થાત્ આવતાની સાથે જ માયાદેવીએ પ્રભુદાસને પદ્માવતી સાથે લગ્નસંબંધ કરી લેવામાટેનો બળપૂર્વક આગ્રહ કરવા માંડ્યો, પરંતુ અમારા ગુરુદેવની તથા પ્રભુદાસની કાંઇક બીજી જ ઇચ્છા હોવાથી પ્રભુદાસ અનેક પ્રકારનાં નિમિત્તો બતાવીને લગ્નની વાર્તાને લંબાવવા લાગ્યો. લગભગ દશ દિવસ એવી

રીતે વીતી ગયા અને ત્યાર પછી પ્રભુદાસ અચાનક અહીંથી અદૃશ્ય થઈ ગયો; કારણ કે, કલકત્તામા કેવળ પોતાની વિષયલાલસાની તૃપ્તિમાટે તથા તમો બન્ને ભગિનીઓને પોતાના જાળમા ફસાવીને ભવિષ્યમા તમારા યોગે ધનની પ્રાપ્તિ કરવામાટે જ તેણે પદ્માવતીને લગ્નનો લોભ બતાવ્યો હતો અને પદ્માવતીના કૌમારનો ભગ કર્યો હતો અમારા ગુરુ મહારાજની પ્રેરણાથી અને ધન મેળવવાની લાલસાથી પ્રભુદાસ પોતાના યૌવન તથા સૌન્દર્યનો આવા અશુભ હેતુઓની સિદ્ધિમા જ વ્યય કરે છે એટલે તે લેશમાત્ર પણ વિશ્વાસપાત્ર નથી એ રહસ્ય તમારી ભગિનીઓના જાણવામા ન હોવાથી જ તેઓ અમારા ગુરુ મહારાજ તથા પ્રભુદાસના વિસ્તારેલા કપટજાળમા ફસાઈ ગઈ હતી અને એક વાર ભ્રષ્ટ થયા પછી તેમના જાળમાથી છૂટવાનું કાર્ય તમારી ભગિનીઓમાટે અશક્ય હતું. પ્રભુદાસે દશ પદર દિવસમા પાછા આવવાની આશા આપેલી હોવાથી પદ્માવતીએ તેની વાટ જોવામા બીજા પદર દિવસ વીતાવ્યા, પરતુ જ્યારે પ્રભુદાસ પાછો ન જ આવ્યો એટલે તેના હૃદયમા નિરાશા થવા માડી અને તેથી એક દિવસ માયાદેવી તથા પદ્માવતી અમારા ગુરુ મહારાજ પાસે આ ઓરડામા જ આવીને કહેવા લાગી કે—

"હવે અમારી શી વ્યવસ્થા કરવાનો આપનો વિચાર છે તે જણાવશો?"

"બન્ને સાથે ન બોલો, પણ વારા ફરતી જે કહેવાનું હોય તે કહો એટલે મારાથી તમો ઉભયના મનનું ભિન્ન ભિન્ન સમાધાન કરી શકાય." આ પર્યંક-શય્યામા મદ્યપાનથી ઉન્મત્ત થઇને પડેલા અમારા ગુરુ મહારાજે ગભીરતાથી કહ્યું.

"તો હું મોટી બહેન હોવાથી પૂછું છુ કે, હવે અમારી શી વ્યવસ્થા કરવાનો આપનો વિચાર છે, તે કૃપા કરીને જણાવશો? કારણ કે, પ્રભુદાસે મારી આ પવિત્ર ભગિની પદ્માવતીની પવિત્રતાનો લગ્નનો લોભ બતાવીને ભગ કર્યો હતો અને અહીં આવ્યા પછી સત્વર લગ્ન કરી નાખવામાટેનું વચન આપ્યુ હતું; માત્ર એટલું જ નહિ, પણ મારો પણ કોઈ યોગ્ય પુરુષ સાથે લગ્નસબધ કરાવી આપવાનુ આપ શ્રીમાને પોતે જ જણાવ્યું હતું, પણ અહીં આવ્યા પછી સર્વ રગ બદલાયલો જ જોવામા આવે છે, કારણ કે, પ્રભુદાસ ક્યાક અદૃશ્ય થઈ ગયો છે અને આપ પણ શાંત થયેલા દેખાઓ છો એટલે હવે અમારા મનમાં સ્વાભાવિક જ ચિન્તા તથા અધીરતા ઉદ્ભવવા લાગી છે." માયાદેવીએ મધુર સ્વરથી પરતુ ગભીર ભાવથી એ વાક્યો ઉચ્ચાર્યાં

"માયાદેવી, આજે જ પ્રભુદાસનો એવો કાગળ આવ્યો છે કે જો તે લગ્ન કરે તો તેની સપત્તિપરથી તેનો અધિકાર ચાલ્યો જાય તેમ હોવાથી તેમ જ તેના જાતિ બહિષ્કારનો પણ સભવ હોવાથી તેનાથી કોઇ પણ પરિસ્થિતિમાં લગ્ન કરી શકાય તેમ નથી એટલે પદ્માવતીનો લગ્નસબધ પ્રભુદાસ સાથે થાય એ અશક્ય છે અને તારા વિવાહનો તો હજી મેં વિચાર જ કર્યો નથી" અમારા ગુરુમહારાજ વ્યંકટાદ્રિએ બેપરવાઈ ભરેલો જવાબ આપ્યો

"પરતુ પ્રભુદાસ અત્યારે ક્યાં છે અને તેણે કાગળ ક્યાંથી લખ્યો છે?" પદ્માવતીએ પ્રભુદાસની કૃતઘ્નતાની વાર્તા સાભળી લજ્જાને ત્યાગીને કિંચિત્ કોપ-દર્શક ભાવથી પૂછ્યું

"આ પ્રશ્ન શામાટે પૂછવો પડે છે? તે અત્યારે ક્યાં છે અને તેણે કાગળ ક્યાંથી લખ્યો છે, એ જાણવાથી તને શો લાભ થવાનો છે વારુ?" વ્યંકટાદ્રિએ માર્મિકતાથી સામો પ્રશ્ન પૂછ્યો.

"આ પ્રશ્ન શામાટે પૂછવો પડે છે એ જો આપ ન સમજી શકતા હો, તો એ પ્રશ્ન એટલામાટે પૂછવો પડે છે કે મારી પવિત્રતાનો નાશ કર્યા પછી જે દુષ્ટ પુરુષે પોતાના વચનથી ભ્રષ્ટ થઇને મારા અવતારને બગાડી નાખવાનો અને મારી સાથે ન પરણવાનો નિશ્ચય કર્યો છે; તે દુષ્ટ પુરુષ પાસે હું પોતે જઇશ, એક વાર તેને શાંતિથી સમજાવીશ, અને જો તે નહિ જ સમજે તો પછી તેના પાપનો પ્રકાશ કરીને તેની પાસેથી કાયદાની સહાયતાથી મારી આબરૂનો જવાબ માગીશ." પદ્માવતીએ ચંડિકાના સ્વરૂપને ધારણ કરીને આ પ્રમાણેનું ઉત્તર આપ્યુ

"પરન્તુ પ્રભુદાસ ક્યા છે અને તેણે ક્યાથી કાગળ લખ્યો છે એ તમો બન્ને બહેનોને જણાવવાની તેણે ના લખેલી હોવાથી મારાથી તેનુ ઠેકાણું તમને આપી શકાય તેમ નથી" વ્યંકટાદ્રિએ પ્રભુદાસનું ઠેકાણું આપવાની ચોખ્ખી ના પાડી દીધી.

"આ જવાબથી તો સ્પષ્ટ જણાય છે કે, પ્રભુદાસના આ પાપકર્મમાં આપનો પણ હસ્ત હોવો જ જોઇએ" માયાદેવીએ કહ્યું

"ચિન્તા નહિ. આપ ઠેકાણું નહિ આપો, તો અમો પોતે રખડી રઝળીને તેને ગમે ત્યાથી શોધી લઇશું આપ પણ આવા કુકર્મી છો એની જો અમને કલ્પના હોત, તો અમો આપના વચનમા વિશ્વાસ રાખીને પરદેશમા આવત નહિ, અને આવત નહિ તો અમારી આવી દુર્દશા પણ થાત નહિ" આમ કહીને પદ્માવતીએ માયાદેવીને સંબોધીને કહ્યું "બહેન, ચાલો, આપણે આ ઠગારા લોકોના હસ્તથી પૂરાં ઠગાયા છીએ એટલે આ પાપાત્મા પાસેથી કોઇ પણ પ્રકારની સહાયતા કિંવા સહાનુભૂતિને મેળવવાની આશા રાખવી એ આપણી બીજી મૂર્ખતા છે પોતે મુવા વિના સ્વર્ગમા જઈ શકાતુ નથી એટલે હવે આપણા ઉદ્ધારનો માર્ગ આપણે પોતે જ શોધી લઈશું."

"ચાલો, કારણ કે, મારો પણ હવે આ સ્થાનમા રહેવાનો વિચાર નથી. જ્યાં આપણું ભાગ્ય આપણને લઈ જશે ત્યા આપણે જઇશું અને મેહનત મજૂરી કરીને છેવટે ઇજ્જત આબરૂથી પેટ ભરીશું." માયાદેવીએ પણ જવાનો જ વિચાર દર્શાવ્યો.

અહીં જણાવવાની આવશ્યકતા છે કે જે વેળાએ આ ઘટના ઉપસ્થિત થઈ હતી તે વેળાએ આ ઓરડામાં વ્યંકટાદ્રિ સાથે ચપળા, મેઘમાલિની અને મદિરાક્ષી તેમ જ હુ પોતે મળીને ચાર યુવતીઓ પણ હાજર હતી અને બાહ્ય ભાગમા બે હૃષ્ટપુષ્ટ અનુચરો પણ ગુરુમહારાજની આજ્ઞાને માન આપવામાટે તૈયાર બેઠા હતા પદ્માવતીના હૃદયમા નિરાશા તથા કોપના વિકારની એટલી બધી પ્રબળતા થઈ ગઈ હતી કે તેના યોગે તેના મુખમંડળ તથા તેનાં નેત્રોમાં તીવ્ર લાલિમાનો અગ્નિની જ્વાળા સમાન આવિર્ભાવ થયેલો દેખાતો હતો, તેનો શ્વાસોચ્છ્વાસ અત્યત વેગપૂર્વક ચાલતો હતો અને તેના દેહમા કંપની બાધા

થયેલી પણ સ્પષ્ટ દેખાઈ આવતી હતી. માયાદેવીના હૃદયમાં પણ નિરાશા તથા કોપનો ઉદ્ભવ તો થયો હતો; પરંતુ પ્રથમથી જ તેની પ્રકૃતિ કાંઈક શાંત હોવાથી અને તેને આ સંદિગ્ધ સંસારની સદિગ્ધતાનો કાંઈક અધિક અનુભવ હોવાથી તેણે નિરાશા અને કોપનાં ચિહ્નોને પોતાના નેત્રો તથા મુખમંડળમાં વ્યક્ત થવા દીધા ન હોતા અને તેથી જાણે તે શાંતિની સાક્ષાત્ પ્રતિમા જ હોયની ! એવો જ જોનારને ભાસ થયા કરતો હતો. પદ્માવતીને છેલ્લા પાટલાપર આવી ગયેલી જોઇને અને તેના ભવિષ્યમા પોતામાટે વિઘાતક થઈ પડનારા ઉદ્ગારોને સાભળીને વ્યકટાદ્રિએ પોતાના મનમાં પોતાના સત્ય સ્વરૂપને વ્યક્ત કરવાનો, તમારી ઉભય ભગિનીઓને કાં તો પોતાની આજ્ઞાનુવર્તિની બનાવવાનો અને કા તો તેમના અવતારને સદાને માટે બગાડી નાખવાનો પોતાના મનમાં નિશ્ચય કરી લીધો, અને તેથી તે અતિશય ગંભીરતાને દર્શાવતો ગંભીર સ્વરથી પદ્માવતીને ઉદ્દેશીને કહેવા લાગ્યો.–

"પદ્માવતી, આ શબ્દો તું કોના સમક્ષ ઉચ્ચારે છે અને અત્યારે કોનું અપમાન કરી રહી છે એનું તને કાંઈ પણ જ્ઞાન કે ભાન છે ખરું કે ? ના, તને એવું જ્ઞાન કે ભાન નથી, અને તેથી અજ્ઞાનતાથી તારા હસ્તે થયેલા આ પ્રથમ અપરાધની હું ઉદારતાથી તને ક્ષમા આપીને જણાવું છું કે, લગ્ન આદિ વિષયોને ભૂલી જા અને જેવી રીતે આ ચચળા, મેઘમાલિની, માલતી અને મદિરાક્ષી આદિ યુવતીઓ મારી આજ્ઞામા રહીને આનદથી પોતાનાં જીવન વીતાડે છે તેવી જ રીતે તુ પણ મારી આજ્ઞાનુવર્તિની થઇને આનદથી પોતાના જીવનને વીતાડતી રહે લગ્નના પરિણામે જે સુખ તને મળવાનો સંભવ છે તે જ સુખ તને અહીં લગ્નના બધનમા બધાયા વિના જ સ્વતંત્રતાથી મળી શકે તેમ છે તો પછી પોતાને લગ્નના બધનથી પરતત્ર કરી દેવાની શી આવશ્યકતા છે વારુ ? પરણેલી સ્રીને તો માત્ર એક જ પતિના સમાગમનો આનદ મળી શકે છે; પરંતુ આ સ્થાનમા સ્વતંત્ર જીવન વીતાડવાથી તને અનેક મનમાન્યા તરુણ, સુંદર તથા વિલાસી પુરુષોના સમાગમનો આનદ મળી શકશે, અને તે સાથે ધન પણ એટલું બધું મળશે કે અલ્પ સમયમા જ તું ધનાઢ્ય થઇ જઇશ અને ધનાઢ્ય-તાના યોગે સમાજમાં પણ તને પ્રતિષ્ઠા મળી શકશે અને માયાદેવી ! તને તો હું ખાસ મારી સેવિકા તરીકે જ રાખવા માગુ છું, કારણ કે, પ્રથમથી જ તારા સૌંદર્ય તથા શાત સ્વભાવથી મારુ મન તારામા મુગ્ધ થયેલું છે."

"ત્યારે શું આપ અમને વેશ્યાઓ બનાવવામાટે જ અહીં લઈ આવ્યા છો ? જો એમ જ હોય, તો વેશ્યાવૃત્તિને સ્વીકારવાની અમારી લેશમાત્ર પણ ઇચ્છા નથી. અમો મેહનત મજૂરી કરીને પેટ ભરીશું અથવા છેવટે ભીખ માગીને પેટનુ પૂરુ કરીશું, પરતુ પવિત્રતાને વેચીને વૈભવવિલાસ નહિ ભોગવીએ તે નહિ જ ભોગવીએ અમને બીજું કાંઈ નહિ, તો અહીંથી ચાલ્યા જવા દેશો, તો પણ આપનો અમારાપર મોટો ઉપકાર થશે અમો આપની પાસેથી પૈસા કે બીજું કાંઈ પણ માગતા નથી" માયાદેવીએ શાતિથી આ પ્રાર્થના કરી અને તેના ઉત્તરની તે આતુરતાથી પ્રતીક્ષા કરવા લાગી

"માયાદેવી, મને સપૂર્ણ આશા હતી કે, અહીં આવ્યા પછી તમો અહીંના રગને જોઇને અમારા મડળમા ભળી જશો અને મારી આજ્ઞા પ્રમાણે વર્તશો;

અને તેટલામાટે જ આ મંદિરમાંના સર્વ ભેદોને તમો બન્ને બહેનોથી ગુપ્ત રાખવાનો મેં પ્રબંધ કર્યો ન હોતો; પરંતુ અહીંના સર્વ ભેદોને જાણી લીધા પછી તમો અહીંથી અલિપ્ત અવસ્થામાં છટકી જવા માગો છો એ બાબતને જાણીને મારી ધારણા ભૂલભરેલી હતી એમ મને સ્પષ્ટ જણાઈ આવ્યું છે. અસ્તુ હવે તો પ્રસંગ એવો આવી લાગ્યો છે કે કાં તો તમો પોતાની ઇચ્છાથી આ સ્થાનમાના જીવનને સ્વીકારી લ્યો અને સુખ ભોગવો, અને કાં તો બળાત્કારથી ભ્રષ્ટ થઇને દુઃખોને ભોગવવામાટે તૈયાર થઈ જાઓ! કારણ કે, તમને અલિપ્ત અવસ્થામાં અહીંથી છટકી જવા દેવાં અને પોતાના નાશનો પોતે જ પ્રયત્ન કરવો એ ઉભય કૃતિઓ સમાન હોવાથી તમને અહીંથી ચાલ્યાં જવાની હું અનુમતિ આપું, એ સર્વથા અશક્ય છે. બોલો, ત્યારે શો વિચાર છે?" વ્યંકટાદ્રિએ પોતાના નિશ્ચયનો પ્રકાશ કરીને જણાવ્યું

"અમારો જે વિચાર છે તે અમોએ સ્પષ્ટ શબ્દોમા એકથી વિશેષ વાર દર્શાવી દીધો છે એટલે તમારે પોતાના જે અત્યાચારમય વિચારને વ્યવહારમાં યોજવો હોય તે વિચારને વ્યવહારમાં યોજી લ્યો, કારણ કે, જો અમો પોતે પોતાની ઇચ્છાથી જ પાપમાર્ગને સ્વીકારીશું તો તે પાપમાટેનું ઉત્તરદાયિત્વ અમારા શિરપર રહેશે અને બળાત્કારથી અમારી ભ્રષ્ટતા થશે તો તે પાપનું કડુ ફળ પરલોકમા તમારે ભોગવવુ પડશે એટલામાટે આપને પરમેશ્વરના અપરાધી બનાવ્યા વિના અમો આપની દુષ્ટ ઇચ્છાને કદાપિ સ્વીકારવાના નથી તે નથી જ!" માયાદેવીએ પોતાનો અંતિમ નિશ્ચય દૃઢતાપૂર્વક જણાવી દીધો.

"તમારી બળાત્કારથી જ વશ થવાની ઇચ્છા છે તો બળાત્કાર કરવામા પણ મને વાંધો નથી, કારણ કે, પરલોકના અસ્તિત્વને હું માનતો જ નથી સ્વાર્થપરાયણ બ્રાહ્મણોએ પુરાણોમા સ્વાર્થની સિદ્ધિમાટે સ્વર્ગ આદિના ગમે તેવા ગપોડા ચીતરી માર્યા છે અને તેથી ભોળા જનો જ ભરમાય છે વિચારશીલ મનુષ્યો તો આ લોકમાં અને આ શરીરથી ભોગવાતાં સુખોને જ સત્ય સુખ માને છે અને એટલામાટે જ ચાર્વાક જેવા મહાજ્ઞાની પંડિતોએ કહેલું છે કે 'જ્યા સુધી જીવવુ ત્યા સુધી સુખમા જીવવુ અને ઋણ કરીને પણ ઘૃત પીવુ! કારણ કે, આ દેહ ભસ્મીભૂત થયા પછી એનો પુનર્જન્મ થતો જ નથી!!' સ્વામી મહારાજ કૃપાનંદનો ઉપદેશ છે કે, 'આત્મા બધાનો એક છે અને સમાન છે એટલે સ્ત્રીના પતિ એકથી અગિયાર હોય તોય શું અને હજાર હોય તોય શું?' તમો લોકોને ભાન નથી કે સતીત્વ એ તો ભ્રમણા જ છે" આવી રીતે વ્યંકટાદ્રિએ પોતાની નાસ્તિકતાને વ્યક્ત કરીને અમોને આજ્ઞા આપી "ચંચળા, મેઘમાલિની, માલતી અને મદિરાક્ષી! હું થોડી વારમા જ પાછો આવું છું, પરંતુ મારા આવતાં સુધી આ માયાદેવી તથા પદ્માવતીને આ ઓરડામાંથી બહાર નીકળવા દેશો નહિ, અને જો એઓ બળાત્કારથી નીકળવાનો પ્રયત્ન કરે તો મારીને પણ એમને અહીં બેસાડી રાખજો જો મારી આજ્ઞાનો અનાદર થશે, તો તમારા પ્રાણુપર આવી બનશે; માટે સાવધ રહેજો"

"એ વિશેની આપ લેશમાત્ર પણ ચિન્તા રાખશો નહિ, કારણ કે, અમારા મંડળમાં રહીને એ બે બહેનો પવિત્રતાનો દાવો રાખ્યા કરે છે એ અમારાથી

પણ જોઈ નથી શકાતુ અને તેથી અમો પણ એમને અમારી પક્તિમાં આવી ગયેલી જોવામાટે અત્યત અધીર તથા આતુર થઈ રહ્યા છીએ” હૃદયશૂન્ય મેઘમાલિનીએ વ્યંકટાદ્રિની આજ્ઞાને શિરસાવદ્ય કરતા કહ્યું

“ધન્ય છે તમારી ગુરુભક્તિને !” એટલા શબ્દો ઉચ્ચારીને વ્યકટાદ્રિ ઓરડામાથી બહાર ચાલ્યો ગયો મારી માન્યતા પ્રમાણે તે ઉપરના ભાગમા ગયો હતો અને જે બે અનુચરો બાહ્ય ભાગમા બેઠા હતા તેઓ પણ તેની પાછળ ઉપરના ભાગમા ગયા હતા, એવો મને ભાસ થયો

આટલી ઘટનાને વર્ણવીને માલતીએ તે સમયના પોતાના મનોભાવોને વર્ણવતા કહ્યું “શ્રીમતી કાચનમાલા, જે સમયે વ્યંકટાદ્રિએ અમોને તમારી ભગિનીઓને ઓરડામાથી બહાર ન નીકળવા દેવાની અને તેમને મારીને પણ કાબૂમા રાખવામાટેની આજ્ઞા આપી અને ચાડાલકન્યા મેઘમાલિનીએ તે આજ્ઞાને સ્વીકારતા જે ઉદ્ગારો કાઢ્યા તે સાંભળીને મારા હૃદયમા કોપનો મહાભયાનક અગ્નિ પ્રજળી ઉઠ્યો અને જાણે વ્યકટાદ્રિ પિશાચ તથા મેઘમાલિની પિશાચિકાને હું હમણા જ મારી નાખુ ! એવો વિચાર મારા મનમા આવ્યો; પરતુ તમારી ભગિનીઓના પક્ષમા હું એકલી જ હોવાથી મારાથી તેમને કશી પણ સહાયતા આપી શકાય તેમ ન હોતુ અને તેથી મારા નિરુપયોગી જીવનને હું અંત કરણપૂર્વક ધિક્કારવા લાગી માયાદેવી તથા પદ્માવતીએ પોતાની અસહાયાવસ્થાને જાણીને બળપૂર્વક આ ઓરડામાથી બહાર નીકળવાનો પ્રયત્ન ન કર્યો અને તેથી મેઘમાલિનીને તેમને મારવાકૂટવાની આવશ્યક્તા પણ ન પડી લગભગ પોણા કલાક જેટલો સમય વીતી ગયા પછી વ્યંકટાદ્રિ પાછો આ ઓરડામા આવી લાગ્યો એ વેળાયે તેની પ્રત્યેક શિરામા જાણે કોપનો સંચાર થયેલો હોયની ! એવો તે ઉસ્કેરાયલો દેખાતો હતો તેના નેત્રોમાથી અગ્નિના કણ ઝરતા હતા અને તેનું મુખમંડળ લાલ હીંગળા જેવું થઈ ગયું હતુ આવતાની સાથે જ તેણે અમોને નાદિરી હુકમ ફર્માવ્યો:—

“ચચળા અને મેઘમાલિની ! તમો બન્ને મળીને આ માયાદેવીને સામેના પલગપર પછાડી નાખો અને પછી એને એવી રીતે પકડી રાખો કે એ જરા પણ હીલચાલ ન કરી શકે, અને માલતી તથા મદિરાક્ષી ! તમો આ પદ્માવતીને એવી રીતે કાબૂમા રાખો કે એનાથી એની બહેનની પવિત્રતાને બચાવવામાટે કશો પણ પ્રયત્ન ન કરી શકાય આજે હવે જોવાનું છે કે, એમની પવિત્રતાની રક્ષા કોણ કરી શકે છે અને અહીં કોણ આવી શકે છે ! !”

ચચળા તથા મેઘમાલિનીએ માયાદેવીને પકડીને પલગપર પછાડી નાખવાનો પ્રયત્ન કરવા માડ્યો, પરતુ માયાદેવીએ તે ઉભય કુલટાઓને અકકેકો તમાચો લગાવીને લત્તાપ્રહાર સાથે નીચે નાખી દીધી, અને પદ્માવતી સહાયતામાટે ‘કોઈ બચાવો, કોઈ બચાવો !’ એવી રીતે બૂમાબૂમ કરવા લાગી. તેની આ બૂમોને સાભળીને જે બે અનુચરો ઓરડાના બાહ્ય ભાગમા ઊભા હતા તેઓ એકદમ ઓરડામા ધસી આવ્યા અને અત્યાચારના એ બીભત્સ દૃશ્યને આશ્ચર્યદર્શક વિસ્ફારિત નયનોથી જોતા ઊભા રહ્યા વ્યકટાદ્રિએ તે ઉભયને સબોધીને આજ્ઞાના સ્વરૂપમા કહ્યું કે —

"મંગળગિરિ અને આનન્દગિરિ! તમો બન્ને વગર બોલાવ્યા આવ્યા એ બહુ જ સારુ કર્યું. આ બે તોફાની તરુણીઓ મારી આજ્ઞાનો અનાદર કરીને તોફાન કર્યા કરે છે અને બૂમાબૂમ કરીને શાંતિનો ભંગ કરે છે; માટે એમને સારી રીતે મેથીપાક જમાડો, એમને બોલતી બંધ કરો અને એમનાપર બળાત્કાર કરીને એમની પવિત્રતાનો ભંગ કરી નાખો. મારી પર્યંકશાયિની થવાની એમની ઇચ્છા નથી તો ભલે એઓ મારા અનુચરોની પર્યંકશાયિની થાય, અને એથી જ ભલે એમની પ્રતિષ્ઠા વધે!"

વ્યંકટાદ્રિની આ આજ્ઞાને સાંભળતા જ મંગળગિરિ તથા આનન્દગિરિના મુખમંડળમાં કોપની છટાનો આવિર્ભાવ થયેલો દેખાયો અને તેમના નેત્રો રક્તવર્ણ થઈ ગયાં. પ્રથમ મંગળગિરિ ગુરુ મહારાજની આજ્ઞાનું પાલન કરવાને બદલે તિરસ્કારદર્શક ભાવથી તેમની નિર્ભર્ત્સના કરતો કહેવા લાગ્યો. "ધિક્કાર છે તમારા જેવા બાયલાને કે જે પવિત્ર બાળાઓની પવિત્રતાનો બળાત્કારથી નાશ કરવા તથા કરાવવાની આવી ચેષ્ટામાં પ્રવૃત્ત થાય છે! આ પૈશાચિક અત્યાચાર અમારા હસ્તથી તો નથી જ થવાનો, પરંતુ બીજાના હસ્તથી પણ અમો આ અત્યાચાર થવા દેવાના નથી, અને તેટલામાટે અમો આપને સ્પષ્ટ શબ્દોમાં જણાવી દઇએ છીએ કે આ નિરાધાર અને અનાથિની પવિત્ર બાળાઓપર બળાત્કાર કરવાના વિચારને માંડી વાળો, એમને મુક્ત કરીને જ્યાં જવાની એમની ઇચ્છા હોય ત્યાં જવા દો અને એમને પ્રવાસમાટે જે કોઈ પણ સાધનોની આવશ્યકતા હોય તે સાધનો પણ આપી દો. જો અમારી આ સૂચનાનો અનાદર કરી જરા પણ આડા વર્તશો, તો અમો અમારા અનુચરધર્મને ભૂલી જઇશું અને આ ક્ષણે જ તમારાં પોતાના હાડકાં ખોખરાં કરીને હુકમાહુકમ આ પવિત્ર બાળાઓને આ પિશાચાલયમાંથી બહાર લઈ જઇશું, માત્ર એટલું જ નહિ, પણ તમારા અપરાધોને પ્રકાશમાં લાવી આ બાળાઓને ન્યાયદેવતાનો આશ્રય અપાવીશું અને તમારા વિરુદ્ધ સાક્ષી આપીને તમને વગરભાડાની કોટડીમાં પણ મોકલાવીશું" વ્યંકટાદ્રિને આ પ્રમાણે દબાવીને પછી તેણે માયાદેવી તથા પદ્માવતીને સંબોધીને કહેવા માંડ્યું "બહેનો, અમો તમોને અમારી સહોદરાઓ માનીએ છીએ અને તેથી જીવના જોખમને વેઠીને પણ અમો તમારી પવિત્રતાનું રક્ષણ કરીશું એટલે તમારે લેશમાત્ર પણ ભયભીત થવાનું નથી. આ નરપિશાચ વ્યંકટાદ્રિ તથા એની આ પિશાચિકા સહચરીઓથી તમારો એક વાળ પણ વાંકો કરી શકાય તેમ નથી. પરમેશ્વરમાં વિશ્વાસ રાખો અને શાંત થાઓ; કારણ કે, પરમેશ્વરે તમારા ઉદ્ધારમાટે જ અમને આવી સુબુદ્ધિ આપીને અહીં મોકલ્યા છે!"

"જો હવે તમારાપર આ રાક્ષસ લેશમાત્ર પણ અત્યાચાર કરશે, તો અમો એનું ખૂન જ કરી નાખીશું અને ભીમસેને જેવી રીતે દુઃશાસનના રક્તનું પાન કર્યું હતું તેવી રીતે અમો પણ આ વ્યંકટાદ્રિના રક્તના પાનથી સંતુષ્ટ થઇશું" આનન્દગિરિએ મંગળગિરિ કરતાં પણ બે ડગલાં આગળ વધીને આવા ઉદ્‌ગારો કાઢ્યા.

આવી રીતે અચાનક રંગને બદલાઈ ગયેલો જોઇને ચંચળા તથા મેઘમાલિની માયાદેવી તથા પદ્માવતીપર બીજી વાર આક્રમણ કરવાને બદલે એક ખૂણામાં

ભરાઇને ઊભી રહી અને થરથર કંપવા લાગી વ્યંકટાદ્રિના મુખમડળમાં પણ વિષાદ તથા નિરાશાની છટા વ્યાપેલી દેખાવા લાગી અને તેની ક્રૂરતા સૌમ્યતાના સ્વરૂપમા ફેરવાઈ ગઈ તે મગળગિરિ તથા આનન્દગિરિને સબોધીને નમ્રતા દર્શાવતો કહેવા લાગ્યો "મગળગિરિ અને આનન્દગિરિ, તમોએ મારુ લુણ ખાધેલુ હોવાથી આ બાબતની પોલિસને ખબર ન આપશો અને આગળ ન વધશો. હું તમારી ઇચ્છા પ્રમાણે આ બન્ને બાળાઓને અત્યારે જ અહીંથી મુક્ત કરીને એમની જવાની ઇચ્છા હોય ત્યા જવાની અનુમતિ આપું છું; માત્ર એટલુ જ નહિ, પણ તમારી પોતાની પણ એમની સાથે જઇને એમને એમના ઇચ્છિત સ્થાનમા પહોંચાડી આવવાની ઇચ્છા હોય, તો તમને પણ જવાની રજા સાથે પ્રવાસનો ખર્ચ આપવાને હું તૈયાર છુ"

"આ નિમિત્તથી તમો અમને તમારી નોકરીમાથી દૂર કરવા માગો છો એ અમો સારી રીતે સમજીએ છીએ, પરતુ એની અમને પરવા નથી શેઠને નોકર ઘણા અને નોકરને શેઠ ઘણા, તમારા જેવા નરપિશાચની નોકરીથી અમો પણ કંટાળી ગયા છીએ એટલે અમારી પણ નોકરી કરવાની ઇચ્છા નથી આ બાળાઓ વળી કોઇ બીજી આફતમા ન આવી પડે એટલામાટે એમની સાથે જવાની અમોને આવશ્યકતા જણાય છે, તો અમારા પગાર ચૂકવી આપો અને સો રૂપિયા પ્રવાસના ખર્ચમાટે આપો એટલે અમો પણ વિદાય થઈ જઇશું" મંગળગિરિએ નોકરી છૂટી જવામાટેની જરા પણ પરવા ન રાખીને એ શબ્દો ઉચ્ચાર્યા

વ્યંકટાદ્રિએ વધારે કાઇ પણ બોલ્યા ચાલ્યા વિના મગળગિરિ તથા આનન્દગિરિને તેમનો ચઢેલો પગાર તથા પ્રવાસના સો રૂપિયા આપી દીધા અને માયાદેવી તથા પદ્માવતીને સો રૂપિયા પ્રવાસના ખર્ચમાટે આપી ચારે જણને તે ક્ષણે જ અહીંથી વિદાય કરી દીધા

માલતી આગળ બોલવા જતી હતી એટલામા મેં—કાચનમાલાએ—વચ્ચે જ કહ્યું 'ધન્ય છે તે ધર્માત્મા અને પરમાર્થપરાયણ અનુચરોને કે જેમણે મારી ભગિનીઓનો સ્વાર્થના ભોગે પિશાચના પંજામાથી ઉદ્ધાર કર્યો !"

પરતુ મારા એ ઉદ્ગારને સાભળી વિશેષ ગભીરતાને ધારીને માલતી કહેવા લાગી 'ભગિની કાચનમાલા, ઉતાવળા ન થાઓ અને સમસ્ત કથા અત પર્યન્ત સાભળી લ્યો' એ અનુચરો ધર્માત્મા ન હોતા, પરતુ વ્યંકટાદ્રિની આજ્ઞા અનુસાર તમારી ભગિનીઓને દુ ખ તથા સંકટના અગાધ મહાસાગરમા નાખી દેવામાટે તેમણે ધર્માત્માનો આ એક બિલકુલ બનાવટી પાઠ જ ભજવી બતાવ્યો હતો 'માયાદેવી તથા પદ્માવતી કોઇ પણ રીતે પોતાની ઇચ્છાથી વેશ્યાવૃત્તિને સ્વીકારે તેમ નથી અને જો બળાત્કાર કરીશું તો કદાચિત્ ખૂનખરાબીનો પ્રસંગ આવી લાગશે,' એવો જ્યારે વ્યંકટાદ્રિનો દૃઢ નિશ્ચય થઈ ગયો એટલે તેણે બહાર જઇને પોતાના એ બે વિશ્વાસપાત્ર અનુચરોને એવો પાઠ ભણાવ્યો કે જેથી માયાદેવી તથા પદ્માવતીનો તેમનામા પૂર્ણ વિશ્વાસ બધાઈ જાય, અને તેથી તે અનુચરો દ્વારા તેમને જ્યાં પહોચાડવાની હતી ત્યા પહોંચાડી દેવામા કોઇ પણ પ્રકારનુ વિઘ્ન ન આવે તેનો આ ઉદ્દેશ સિદ્ધ થયો અને તમારી બન્ને બહેનો મંગળગિરિ તથા આનન્દગિરિ સાથે કલકત્તા જવાને અહીંથી તે જ રાતે રવાના થઈ

ગઈ. હવે હું તમારી ઉભય ભગિનીઓની ભયાનક દુર્દશાની કથાને વધારે લંબાવવા ઇચ્છતી નથી, અને તેથી અહીંથી તમારી ભગિનીઓના ગયાને લગભગ દોઢ મહિના જેટલો સમય વીત્યા પછી મંગળગિરિ તથા આનન્દગિરિએ જે એક રજિસ્ટર્ડ પત્ર અમારા ગુરુ વ્યંકટાદ્રિપર મોકલ્યું હતું તે પત્ર જ હું તમને વાંચી સંભળાવું છું એટલે અહીંથી નીકળ્યા પછી તમારી ભગિનીઓની થયેલી દુર્દશાનો સમસ્ત વૃત્તાન્ત તમારા જાણવામા આવી જશે” આમ કહીને માલતીએ પોતાના પોલકાના ખીસામાથી પરબીડિયામા બંધ કરેલું એક પત્ર કાઢ્યુ, તે પરબીડિયાપર ચાર આનાની ટિકિટ લગાડેલી હતી અને પરબીડિયું ફોડેલું હતું એટલે તેમાથી તત્કાળ પત્ર કાઢીને માલતીએ નીચે પ્રમાણે વાંચવા માંડ્યું

“ ... .. . .. કલકત્તા તા૦ ... .....

“પરમપૂજ્ય ગુરુ મહારાજ શ્રી વ્યંકટાદ્રિ મહાશયની પવિત્ર સેવામાં –

“આપશ્રી પાસેથી વિદાય થવા પછી માર્ગમાં એક દિવસ રોકાઇને અમો ચોથે દિવસે કલકત્તા પહોંચ્યા હતા કલકત્તાના કુલી ડિપોના મેનેજરપર પટના સ્ટેશનપરથી તાર કરેલો હોવાથી કુલી ડિપોના બે માણુસ હાવડા સ્ટેશનપર બે ગાડીઓ લઇને આવ્યા હતા એટલે કલકત્તામાં કશી પણ અડચણ આવી ન હોતી અમો માયાદેવી તથા પદ્માવતીને ડિપોમા લઈ ગયા અને ત્યા તેમને પૂરતા બંદોબસ્તમા રાખવામા આવી ત્યારે જ તેમને ખરી સ્થિતિનું જ્ઞાન થયું હતુ, પરંતુ ડિપોમાથી છૂટવાનો ઉપાય ન હોવાથી તેઓ શાંત થઈ ગઈ હતી, એ નવીનતાથી કહેવાની આવશ્યકતા નથી. જે દિવસે અમો ડિપોમાં પહોંચ્યા તે જ દિવસે રાત્રે અમો બન્નેએ તેમ જ ડિપોના બીજા બે માણુસોએ બળાત્કારથી માયાદેવી તથા પદ્માવતીની પવિત્રતાનો ભંગ કર્યો હતો, અને ‘અમારા ગુરુમહારાજનું તમોએ જે અપમાન કર્યું છે તેનુ જ આ ફળ છે’ એમ તેમને આપની આજ્ઞાનુસાર જણાવ્યુ હતુ ત્યાર પછી આરકાટીઓ–કુલી–દલાલો દ્વારા તેમને અત્યંત ભય બતાવી મૂક મુખથી કુલી તરીકે મોરીશિયસ જવામાટેનું અનુમતિપત્ર તેમની પાસેથી લખાવી લીધું હતુ, અને ત્રીજે દિવસે જ કુલીઓને લઇને મોરીશિયસ જનારી સ્ટીમર ઉપડવાની હોવાથી તે સ્ટીમરમા જ તેમને તેમનાં નવાં નામો સાથે મોરીશિયસ મોકલી દેવામા આવી હતી કે જેથી કદાચિત્ તપાસ થાય તો પણ ડિપોના રેકર્ડમા તેમના ખરા નામો ન હોવાથી કોઇને તેમનો પત્તો જ ન મળી શકે વધારે ખબરદારીમાટે તેમના નામો સાથે તેમની જાતિ પણ બીજી જ લખાવી છે અને તેમનો દેશ પણ બીજો જ લખાવ્યો છે, એ પણ અહીં ખાસ કરીને લક્ષમા રાખવાનુ છે માયાદેવીનું નામ મેના લખાવ્યું છે અને પદ્માવતીનુ નામ પ્રેમા લખાવ્યુ છે, તેમની જાતિ ખત્રીની લખાવી છે અને તેમનો દેશ પંજાબ લખાવ્યો છે. પ્રવાસ આદિમા આપણા જેટલા પૈસા ખર્ચાયા છે અને ખર્ચાવાના છે તેથી બમણા પૈસા ડિપોના મેનેજર પાસેથી લીધા છે કે જે તેમના પગારમાથી કપાઈ જશે. વ્યવસ્થા બધી એવી થઈ છે કે તેઓ હવે જીવતી હિન્દુસ્તાનમાં પાછી આવી શકે તેમ છે જ નહિ, કારણ કે, મોરીશિયસમાં કુલીઓને જે કષ્ટો ભોગવવાં પડે છે તે અસહ્ય હોવાથી એ કોમળાંગી બાળાઓ કાં તો મરી જશે, અને જીવતી રહેશે તો પણ લજ્જાના કારણથી પાછી અહીં

ન આવતાં ત્યાં જ કોઇની રાખેલી તરીકે રહીને, કોઈ કુલીઓ સાથે લગ્ન કરીને કે પછી વેશ્યાવૃત્તિ કરીને પોતાના જીવન વીતાડી દેશે  અમો અહીં ત્રણ ચાર નવા શિકારોને ફસાવવાના કાર્યમા રોકાયલા હોવાથી પત્ર લખવામા ઘણો જ વિલંબ થયો છે તેની ક્ષમા કરશો અને અમારી પાસેના પૈસા અમુક કાર્યમા ખર્ચાઈ ગયેલા હોવાથી અને ત્રણ નવી નાજુક નવેલીઓને અમોએ ત્યા લાવવામાટે જાળમા ફસાવેલી હોવાથી રૂપિયા એક સો ત્યા આવવાના ખર્ચમાટે તારથી મોકલવાની વ્યવસ્થા કરશો. આપ જે ધર્મશાળામા ઊતર્યાં હતા તે જ ધર્મશાળામા અમો અત્યારે રહીએ છીએ એટલે રૂપિયા તે જ ઠેકાણે મોકલશો  સવિસ્તર વાર્તાલાપ રૂબરૂમાં થશે  આજ્ઞાંકિત અનુચર મગળગિરિ તથા આનન્દગિરિના સવિનય ચરણવન્દન સ્વીકારશો"

"ચંપા બહેન ! હિન્દુસ્તાનમાથી ગિરમિટિયા મજૂરોને કેવા છળપ્રપચો તથા દગાબાજીઓથી દૂર દૂરના ફિજી, મલાયા અને મોરીશિયસ જેવા ટાપૂઓમા લઈ જવામાં આવે છે અને જ્યારથી તે મજૂરોનો ડિપોમાં પ્રવેશ થાય છે ત્યારથી તેમની નોકરીની ગિરમિટિયા મુદ્દતની સમાપ્તિ થતા સુધી અથવા તો તેમના જીવનની સમાપ્તિ થતા સુધી (કારણ કે, કેટલાક મજૂર પુરુષો અને કેટલીક મજૂર સ્ત્રીઓ તો ત્યાંનાં કષ્ટો અસહ્ય હોવાથી થોડા વખતમા જ મરણને શરણ થઈ જાય છે) તેમનાપર કેવા અને કેટલા અમાનુષી અત્યાચારો કરવામા આવે છે, તેમની પાસેથી ઢોરો કરતા પણ કેટલી બધી વધારે મેહનત કરાવવામા આવે છે, તેમના ધર્મ તથા આચાર વિચારોનો કેટલી સીમા પર્યન્ત નાશ કરી નાખવામા આવે છે અને ભારતવર્ષની દુર્ભાગ્યવશાત્ ત્યા જઈ પડેલી કેટલીક કુલીન અબળાઓના પવિત્ર જીવનને ત્યા કેવા કેવા અત્યાચારમય પ્રયત્નોથી ભ્રષ્ટ કરી નાખવામા આવે છે એ વિષેની અનેક વાર્તાઓ કલકત્તામા મેં સાભળેલી હોવાથી જ્યારે મારી ભગિનીઓના મોરીશિયસપ્રયાણની અને ગિરમિટિયા મજૂર થવાની ભયાનક વાર્તા મારા જાણવામા આવી તે વેળાયે શોક અને ખેદના આઘાતથી મારું હૃદય વિદીર્ણ થવા લાગ્યુ અને મારા નેત્રોમાથી અશ્રુનો અસ્ખલિત પ્રવાહ વહી નીકળ્યો; કારણ કે, મારી સહોદરાઓને તેમનુ દુર્ભાગ્ય એક એવા સ્થાનમા અને એટલા દૂરના પ્રદેશમાં ઘસડી ગયું હતું કે, હવે નિકટના સમયમા તેમના સમેલનની આશામાત્ર પણ રાખી શકાય તેમ ન હોતુ  હાય, નિર્દોષ અને નિરપરાધિની અબળાઓને આવી રીતે બળાત્કારે ભ્રષ્ટ કરી વેચી નાખીને તેમને તેમનાં આપ્તજનો તથા તેમની જન્મભૂમિથી સદાને માટે વિયુક્ત કરનાર મનુષ્યરૂપ નિર્દય રાક્ષસો પણ આજકાલના હિન્દુસ્તાનમા વસે છે અને હિન્દુસ્તાનના નિર્માલ્ય લોકો તે રાક્ષસોના આવા અત્યાચારોનો લેશમાત્ર પણ પ્રતિકાર કિવા અવરોધ કરી શકતા નથી, એથી વિશેષ શોકકારક અન્ય શો વિષય હોઈ શકે વારૂ ? મારી નિરાશાનો અવધિ થયો અને મારાથી કેટલીક વાર સુધી કાઇ પણ બોલી ન શકાયુ. લગભગ પંદર કે વીસ મિનિટ પછી હૃદયના ઉદ્વેગની કાઇક ન્યૂનતા થતાં મેં માલતીને પૂછ્યું કે "ત્યારે મોરીશિયસમાથી મારી ભગિનીઓને મુક્ત કરીને અહીં ભારતવર્ષમા  પાછી લાવવાનો કોઈ પણ  ઉપાય છે કે  એવો કોઈ ઉપાય છે જ નહિ ?"

"ગિરમિટિયા મજૂરો કદાચિત્ બહુ પ્રયત્ન કરવામાં આવે અને સારી રીતે

નાણાંની હોળી સાથે લાગવગ પણ લગાડી શકાય તો મુક્ત થઈ શકે છે એમ મારા સાંભળવામા આવ્યુ છે ખરૂં; પરતુ એ વિષયનું વિશેષ જ્ઞાન મને નથી અને તેથી હું આથી વિશેષ કાંઇ પણ જણાવી શકતી નથી." માલતીએ કહ્યું.

આટલી વાર સુધી મારા કાન્ત શ્યામલાલ મૌનનુ અવલબન કરીને એકાગ્રતાથી માલતીના મુખથી વર્ણવાતી કથાને સાભળતા બેસી રહ્યા હતા. તેઓ હવે બોલવાનો યોગ્ય પ્રસંગ આવતા માલતીને અનુલક્ષીને કહેવા લાગ્યા: "કાંચનમાલાની ભગિનીઓને મોરીશિયસમાથી મુક્ત કરાવવામાટેના હું મારાથી બનતા પ્રયત્નો તથા નાણાની હોળી કરવાને તેમ જ લાગવગ લગાડવાને સમર્થ છું એટલે એમાટે કાંઈ પણ ચિન્તા રાખવા જેવું નથી છતાં જો આ કાગળ અમારા કબ્જામા હોય તો આ કાગળની સહાયતાથી માયાદેવી તથા પદ્માવતીને બહુ જ સત્વર અહીં લાવવાનો પ્રબધ કરી શકાય તેવો સંભવ છે અને તેટલામાટે હું તમને પૂછવા માગુ છું કે આ કાગળ તમો અમને આપી શકશો? એના બદલામાં તમો જે માગો તે આપવાને અમો તૈયાર છીએ."

"આ કાગળ તમારી જ મિલ્કત છે; જો માયાદેવી તથા પદ્માવતીનો ઉદ્ધાર આ કાગળની સહાયતાથી થવાનો સભવ હોય, તો એ જ એ કાગળનો યોગ્ય બદલો હોવાથી બીજો કાંઈ પણ બદલો લેવાની મારી ઇચ્છા નથી." આમ બોલીને તે કાગળ માલતીએ મારા કાન્તના હાથમા આપી દીધો, માત્ર એટલું જ નહિ, પણ તે કાગળમાની મગળગિરિ તથા આનન્દગિરિની માગણીને અનુસરીને વ્યંકટાદ્રિએ તારથી સો રૂપિયાની જે રકમ તેમનાપર મોકલી હતી તેની રિસીટ અને મગળગિરિએ તે રૂપિયાની લખેલી પહોંચ તથા મનીઑર્ડર ફૉર્મની તેની સહીનું કૂપન ઇત્યાદિ બીજા સાધનો પણ એક ફાઇલમાંથી કાઢીને તેણે અમને સોંપી દેવા સાથે વ્યંકટાદ્રિના પોતાના હસ્તના અમુક એવા કાગળો પણ આપ્યા કે જે કાગળો અમુક પ્રસંગમાં અતિશય ઉપયોગી થઈ પડવાનો સંભવ હતો. અમોએ આ ઉદારતામાટે અંતઃકરણપૂર્વક માલતીનો આભાર માન્યો અને એ વેળાયે રાત્રિના આઠ વાગ્યાનો સમય થયેલો હોવાથી અમારે ઉતારે જવામાટેની માલતી પાસેથી રજા માગી. અમોને જવામાટે તૈયાર થયેલાં જોઇને માલતી ખિન્ન મુદ્રાથી કહેવા લાગી.—

"ભગિની કાંચનમાલા! જે પિશાચાત્મા સાધુ વ્યંકટાદ્રિના હસ્તથી તમારી પવિત્રચરિત્રા ભગિનીઓની આટલી સીમા પર્યન્ત દુર્દશા થયેલી છે તે પિશાચાત્માના અન્નથી તમારો સત્કાર કરવાની અને તમને ભોજનમાટેનો આગ્રહ કરવાની મારી ઇચ્છા ન હોવાથી હું આનન્દથી તમને તથા તમારા સ્વામીને જવામાટેની અનુમતિ આપું છું, પરતુ જ્યારે તમો અમદાવાદને ત્યાગવાને અને દિલ્લી જવાને તૈયાર થાઓ તે વેળાયે બાર કલાક પૂર્વે મને ખબર આપજો એટલે હું પણ આ નરકાલયને ત્યાગીને તમારી સાથે આવીશ અને તમારી ભગિનીઓને ભારતવર્ષમાં પાછી લાવવામાટેના તમારા પ્રયત્નમા મારાથી આપી શકાશે તેટલી સહાયતા આપીશ. મારો હવે આ સ્થાનમા રહેવાનો લેશમાત્ર પણ મનોભાવ નથી કે જે તમો એકથી વધારે વાર મારા મુખથી જાણી ચૂક્યા છો."

"અમો પરમ દિવસે સવારમાં મેલ ટ્રેનમા દિલ્લી જવા ધારીએ છીએ અને તેથી અત્યારે જ તમને કહી રાખીએ છીએ કે જો તમારો અમારી સાથે આવવાનો દૃઢ નિશ્ચય હોય તો પરમ દિવસે આઠ વાગતામા જ સ્ટેશનપર આવીને અમને મળજો અમો આનન્દથી તમને અમારી સાથે લઈ જઇશું અને તમારી સહાયતાને સ્વીકારી તમારા આભારી થઇશું." મારા કાન્ત શ્યામલાલે જ મારી વતી ઉત્તર આપી દીધુ.

હું, મારા કાન્ત શ્યામલાલ, દીનબંધુ, રમણુલાલ, દીવાળી અને તેની સોક બે ગાડીઓમાં બેસીને ત્યાંથી પાછા અમારા ઉતારામા આવ્યા દીવાળી ઉતારામા પહોચતાની સાથે તરત જ પોતાના રાધવાના કામમા લાગી ગઈ અને આજે મોડું થયેલુ હોવાથી તેની સોક પણુ તેને તેના કામમા મદદ આપવામાટે ત્યા જ રોકાઈ ગઈ તેઓ આવી રીતે પાકનિષ્પત્તિના કાર્યમાં રોકાયલી હતી એટલે હું, મારા કાન્ત, દીનબન્ધુ અને રમણુલાલ હવે માયાદેવી તથા પદ્માવતીના ઉદ્ધાર-માટેનો અને દુષ્ટ વ્યંકટાદ્રિના પાપોને પ્રકાશમા લાવીને ન્યાયદેવતાના હસ્તથી તેને ઉચિત દંડ અપાવવામાટેનો શો પ્રયત્ન કરવો અને તે પ્રયત્નને કેવી રીતે આરંભવો એ વિશેનો વિચાર અને વાર્તાલાપ કરવા લાગ્યા લગભગ અગિયારનો સમય થતા આવ્યો છતા અમો કોઈ પણુ પ્રકારના નિશ્ચયપર આવી ન શક્યા અને એટલામા રસોઈ તૈયાર થતાં દીવાળીએ થાળીઓ પીરસીને અમને જમવામાટે બોલાવવાથી અમારા વાર્તાલાપને અપૂર્ણ અવસ્થામા રાખીને અમો જમવાને બેઠા મારું હૃદય અત્યત ખિન્ન હોવાથી જો કે જમવાની રુચિ તો મને હતી જ નહિ, તો પણુ મારા કાન્તને પ્રસન્ન રાખવામાટે બળાત્કારે મેં અલ્પ આહાર કર્યો. જમીને ઉઠયા પછી તામ્બૂલભક્ષણુ કરતા બાર વાગ્યા એટલે પછી વિશેષ વાર્તાલાપને મુલ્તવી રાખી, દીવાળીને એક માણુસ સાથે તેને ઘેર મોકલી, દીનબન્ધુ તથા રમણુ-લાલને પણુ જવાની રજા આપી અને અમો નિદ્રાવશ થવામાટે શય્યામાં પડ્યાં. મારા કાન્તે મદિરાપાન કરેલુ હોવાથી તેમને તો તત્કાળ નિદ્રા આવી ગઈ, પરતુ મારી આખી રાત વિચારજન્ય અથવા તો ચિન્તાજન્ય જાગરણુમા જ વીતી ગઈ

બીજે દિવસે અમદાવાદમાથી કેટલીક ચીજો લેવાની હતી તે લઈને અમોએ દિલ્લી જવામાટેની તૈયારી કરવા માડી, એટલે કે સામાન બધો બંધાવીને તૈયાર કરાવી રાખ્યો અને સાઝે દીવાળી દ્વારા વળી પણુ માલતીને સમાચાર મોકલ્યા. "આવતી કાલે સવારમા અમો નક્કી નીકળવાના છીએ એટલે તમો અમારી સાથે આવવાના છો કે કેમ, તે જણુાવવાની કૃપા કરશો; કારણુ કે, તમો આવવાના હો તો સેકન્ડ ક્લાસનો એક કમ્પાર્ટમેન્ટ રિજર્વ્ડ કરાવી લેવાનો અમારો વિચાર છે" આના જવાબમા માલતીએ કહેવડાવ્યુ 'રાતે હું મારી એક ટ્રંક મોકલીશ તે તમો પોતાના સામાન સાથે સ્ટેશનપર લઈ જજો, અને હુ તમને સાબરમતી સ્ટેશનપર મળીશ કે જેથી અહીંના સ્ટેશનપર મને કોઈ જોઇ ન શકે અને હું તમારી સાથે દિલ્લી જવામાટે ઉપડી છું, એ વાર્તા કોઇના જાણુ-વામા આવી ન શકે રાતે નવ વાગે એક ગાડીમા દીવાળી તથા રમણુલાલને મારી ટ્રંક લેવામાટે અહીં મારી પાસે મોકલશો તો મોટો ઉપકાર થશે' માલતીની આજ્ઞાનુસાર રાતે નવ વાગે દીવાળી તથા રમણુલાલને અમોએ ત્યા મોકલ્યા અને અડધા કે પોણુા કલાકમા જ ગાડીમા એક મોટી અને બહુ જ

વજનદાર ટ્રંક લઇને તેઓ પાછાં આવી પહોચ્યાં. ટ્રંક વિલાયતી અને 'જૉન બ્રધર્સ'ની બનાવેલી હોવાથી કીમતી હતી અને તેમા ભરેલી ચીજોથી તે વળી એટલી બધી વજનદાર થઈ હતી કે તેને માળપર ચઢાવતા ઘણીજ મેહનત કરવી પડી. ટ્રંકમા એટલી વજનદાર તે શી ચીજો ભરેલી હશે એનો હું વિચાર કરવા લાગી, પરંતુ તત્કાળ મારાથી કશી પણ કલ્પના કરી શકાઈ નહિ

દીનબન્ધુ એજ દિવસે સાંઝે ચાર વાગે સ્ટેશનપર જઇને અમારામાટે સેકન્ડ ક્લાસનો એક કમ્પાર્ટમેન્ટ રિઝર્વ્ડ કરાવી આવેલા હોવાથી ત્રીજા દિવસના પ્રભાતમા અમો વહેલા ઉઠીને નિત્યકર્મથી મુક્ત થઈ ગયા અને ચાહ નાસ્તાના કાર્યને પણ સાત વાગતામાંજ આટોપી લીધું સાડા સાત વાગે બે ગાડીઓ લઇને દીનબન્ધુ તથા રમણુલાલ આવી લાગ્યા. એક ગાડીમા સામાન તથા દાસ દાસીને સ્ટેશનપર વિદાય કરી દીવાળીને પચીસ રૂપિયા તથા બે વસ્ત્રો બક્ષીસ તરીકે આપીને હું, મારા કાન્ત, દીનબન્ધુ તથા રમણુલાલ આઠ વાગે બીજી ગાડીમા બેસીને સ્ટેશનપર જવાને નીકળ્યા માણેકચોકમાં ફ્રૂટ વગેરે ખરીદીને સાડા આઠ અને પાંચ મિનિટે અમો સ્ટેશનપર પહોંચ્યા; કારણ કે, પોણા નવે દિલ્લી જનારી મેલ ટ્રેનનો ઉપડવાનો વખત હતો પરંતુ સ્ટેશનપર પહોંચ્યા પછી અમારા જાણુવામા આવ્યું કે મુંબઈથી આવતો ગુજરાતમેલ પોણો કલાક લેટ હોવાથી દિલ્લીનો મેલ પણ પોણા નવને બદલે સાડા નવ વાગે ઉપડવાનો છે પોણા કલાકનો સમય વીતાડવામાટે અમો બી બી સી આઈ રેલ્વેના પ્રૉડ–પોહોળા–ગેજના મોટા પ્લૅટફૉર્મપર જઇને વાતો કરતા આમતેમ આંટા મારવા લાગ્યાં અને મારા કાન્ત શ્યામલાલ તો વળી એક વાર રિફ્રેશમેન્ટ રૂમમા જઇને મદિરાદેવીની ઉપાસના પણ કરી આવ્યા. બરાબર નવ ને પંદર મિનિટે મુંબઇથી નીકળેલો ગુજરાતમેલ અમદાવાદના પ્લૅટફૉર્મપર આવી લાગ્યો અને એ વેળાયે અમો પ્લૅટફૉર્મના મધ્યભાગમા ઉભા હતા ત્યાં જ ફર્સ્ટ ક્લાસ તથા સેકન્ડ ક્લાસના ડબ્બા આવેલા હોવાથી ફર્સ્ટ ક્લાસમાથી ઉતરતા પેસેન્જરોમાં અમોએ વ્યંકટાદ્રિને પણ ઉતરતો જોયો મેં વ્યંકટાદ્રિની દૃષ્ટિને ચૂકવવાની ચેષ્ટા કરી, પરંતુ તેની તીવ્ર દૃષ્ટિ મારાપર પડી ચૂકેલી હોવાથી અને તેણે મને ઓળખી લીધેલી હોવાથી મારી તે ચેષ્ટા વ્યર્થ ગઈ મને અમદાવાદના સ્ટેશનપર જોઇને વ્યંકટાદ્રિ અમદાવાદમાના મારા આગમનના હેતુને જાણે જાણી ગયો હોયની! તેવી રીતે મને ગભીરતાથી પૂછવા લાગ્યો

"કેમ કાંચનમાલા! તમો અહીં ક્યાંથી? હું ધારું છુ કે તમો કદાચિત્ તમારી ભગિનીઓના સમાચાર મેળવવાના ઉદ્દેશથી ખાસ મને મળવામાટે જ અમદાવાદ આવ્યા હશો અને હું અત્યારે ગુજરાત મેલમાં આવવાનો છું એ વાર્તા તમારા જાણુવામા આવતા સ્ટેશનપર મને મળવામાટે જ પધાર્યા હશો, કેમ મારી ધારણા ખરી છે કે નહિ? હું નથી ધારતો કે મારી ધારણા ખોટી હોય."

આપની ધારણા એટલા અંશે સત્ય છે કે, હું અમદાવાદમા મારી ભગિનીઓના સમાચાર મેળવવામાટે અને આપને મળવામાટે જ આવી હતી; પરંતુ અહીં ત્રણ ચાર દિવસ રહ્યા છતાં જ્યારે આપ બહારગામથી પાછા ન આવ્યા એટલે આજે દિલ્લી જવામાટે જ હું સ્ટેશનપર આવી છું, આપ આજે આવવાના છો એ સમાચાર મને મળ્યા નથી અને તેથી સ્ટેશનપર આપને મળવામાટે

હું આવી નથી. ગુજરાત મેલ મોડો હોવાથી દિલ્હીનો મેલ પણ મોડો ઉપડવાનો હતો અને તેથી વખતને વીતાડવામાટે અમો આ પ્લૅટફૉર્મપર ફરતાં હતા એવામા અચાનક આપનો મેળાપ થઈ ગયો છે." મેં પણ ગભીરતાથી એ પ્રમાણેનું ઉત્તર આપ્યુ.

"ત્યારે તમો મદિરમા તો ગયાં હશો જ અને માલતી સાથે તમારો મેળાપ પણ થયો હશે; માત્ર એટલું જ નહિ, પણ તમોને માલતીએ તમારી ભગિની-ઓના સમાચાર પણ આપ્યા હશે." વ્યંકટાદ્રિએ જાણે તે મારા હૃદયના ભાવને મારા મુખમડળમાં થતા પરિવર્તનો દ્વારા વાચવાની ચેષ્ટા કરતો હોયની ! તેવી તીવ્ર દૃષ્ટિથી પૂછ્યું.

"હુ પરમ દિવસ આપના મંદિરમા ગઇ હતી, માલતી બાઇ સાથે મારો મેળાપ થયો હતો અને તેમણે મારી ભગિનીઓના જે સમાચાર આપ શ્રીમાને આપ્યા હતા તે જ સમાચાર સંભળાવ્યા હતા એટલે હવે વધારે કાંઈ પણ સમાચાર મળવાનો સભવ ન હોવાથી હું અત્યારે પાછી દિલ્હી જાઉં છુ" અમારી ટ્રેનને ઉપડવામા માત્ર પાચ મિનિટનો જ અવકાશ રહેલો હોવાથી મેં ટૂંકામા જ પતાવ્યુ અને "હવે અવકાશ નથી માટે મને ક્ષમા આપશો," એમ કહીને ઉતાવળથી હું મારા કાન્ત સાથે આર્. એમ્. રેલ્વેના પ્લૅટફૉર્મ ભણી જવાને ચાલતી થઈ

અમો અમારા રિઝર્વ્ડ કમ્પાર્ટમેન્ટમા બેઠા અને એક મિનિટમા જ ગાડી ચાલતી થઈ ગઈ દીનબંધુ તથા રમણલાલ પણ મેસાણા સુધી વળાવવા માટે આવવાના હોવાથી અમારી સાથે જ હતા સાબરમતી સ્ટેશનપર માલતી ટ્રેનની અને અમારી વાટ જોતી જ ઊભી હતી એટલે ટ્રેન ઊભી રહેતા જ તે ડબ્બામા આવી ગઈ અને આવતાની સાથે જ કહેવા લાગી "બહેન કાચનમાલા, જો તમો અહીંથી આ ટ્રેનમા ન નીકળ્યા હોત, તો આજે જ તમારી સાથે અહીંથી નીકળ-વાનો અવસર મને ભાગ્યે જ મળી શકત, કારણ કે —"

"તમારા ગુરુ મહારાજ વ્યંકટાદ્રિ આજના મેલમા મુબઈથી આવવાના હતા અને ગઈ કાલે તમને તેમનો તાર પણ મળી ચૂક્યો હતો, કેમ ખરુ કે નહિ ?" મેં માલતીના વાક્યને વચ્ચે જ અટકાવીને તે વાક્યની પૂર્ણાહુતિ કરીને પૂછ્યું

"પરતુ આ વાર્તા તમારા જાણવામા ક્યાથી અને કેવી રીતે આવી વારૂ ?" માલતીએ વિસ્ફારિત નયનોથી આશ્ચર્ય દર્શાવીને પૂછ્યું

એના ઉત્તરમા અમદાવાદના સ્ટેશનપર વ્યંકટાદ્રિ સાથે થયેલી મારી અચા-નક મુલાકાતનો વૃત્તાન્ત મેં માલતીને કહી સભળાવ્યો અને ત્યાર પછી પૂછ્યુ. "માલતી બહેન, તમો સાઝ સુધી પણ મદિરમા પાછા નહિ ફરો, તો વ્યંકટાદ્રિ તમારાપર ચોરીનો આરોપ મૂકીને તમને પકડાવવાની ચેષ્ટા તો નહિ કરે ને ? મને તો લાગે છે કે, કદાચિત્ તે એની ચેષ્ટા કર્યા વિના રહેશે નહિ"

"તે નરપિશાચ એવી કશી પણ પ્રકટચેષ્ટા તો કરી શકે તેમ છે જ નહિ, કારણ કે, તેનાં ભયાનક પાપકર્મોના પ્રકાશક એટલા બધાં સાધનોને મેં આ ટૂંકમા ભરી લીધા છે કે તે આવી કાઇ પણ ચેષ્ટા કરે તો તેથી તેનો પોતા-

નો જ સર્વનાશ થવાનો સંભવ છે છતાં પણ તે ભૂલથી એવી કાંઇ પણ ચેષ્ટા કરે તો તેને અટકાવવામાટે હું તેનાપર એક પત્ર લખીને ટપાલમાં નાખતી આવી છું, એટલે દશ કે અગિયાર વાગ્યાની ડિલીવરીમા તેને મારુ પત્ર મળી જશે અને તે વાચીને તે ખરફ જેવો ઠંડોગાર થઈ જશે, એવી મારી સોળે સોળ આના ખાત્રી છે. મારા તે પત્રની નકલ કરીને મેં મારી પાસે રાખી લીધી છે કે જે દિલ્લી પહોંચ્યા પછી હુ તમને વચાવીશ" માલતીએ એક પક્ષે એવી રીતે નિર્ભયતા દર્શાવીને પછી કાંઇક ભય દર્શાવતા કહ્યું. "આવી પરિસ્થિતિ હોવા છતા વ્યંકટાદ્રિ મારા નાશમાટેના ગુપ્ત પ્રયત્નો તો અવશ્ય કરશે જ, અને તે-માટે તેનાથી સાવધ રહેવાની આવશ્યકતા અનિવાર્ય છે"

અસ્તુ મેસાણામાં દીનબંધુ તથા રમણલાલ ઊતરી ગયા અને ત્યાર પછી પ્રવાસમા કશી પણ વર્ણનીય ઘટના ન થતા અમો અમદાવાદથી નીકળેલાં મેલ અઢી કલાક લેટ હોવાથી બીજે દિવસે બપોર પછી એક વાગે કોઈ પણ પ્રકારના વિઘ્ન વિના ક્ષેમકુશળ દિલ્લીમા આવી પહોંચ્યા.

## પ્રકરણ ૧૪ મું

### કાંચનમાલાની કર્મકથા (ચાલુ)-૯ શીલરના સકંજામાં!

દિલ્લીમા આવ્યા પછી અમોએ ચાર પાચ દિવસ વિશ્રાંતિમા વીતાવ્યા અને માલતીને અમારા આગારમા જ એક અતિથિ તરીકે રાખીને અમોએ તેનો બહુ જ સારો સત્કાર કર્યો માલતી પાચ દિવસ સુધી તો કાંઈ પણ બોલી નહિ, પરતુ ત્યાર પછી તેણે મને જણાવ્યું કે "ભગિની કાચનમાલા, તમો પોતે તેમ જ તમારા કાંત શ્યામલાલ ઉદારહૃદય હોવાથી મને પોતાના ગૃહમાથી ચાલ્યા જવાનું કહો અથવા તો મારી સાથે અયોગ્ય વર્તન કરો એ તો કદાપિ બની શકે તેમ છે જ નહિ, છતા પણ આવી રીતે દીર્ઘ સમય પર્યન્ત તમારા ગૃહમા રહેવાનો અને તમને ભારરૂપ થવાનો મારો મનોભાવ નથી; એટલે જો તમો આટલામા તમારા ગૃહની પાસે જ ક્યાક મને જૂદી જગ્યા ભાડાથી લઈ આપશો અને મને જોઇતી વસ્તુની વ્યવસ્થા કરી આપશો, તો તમારો મારાપર મોટો ઉપકાર થશે હાલ તરત સુખપૂર્વક મારાથી મારો નિર્વાહ કરી શકાય તેટલા સાધનો મારી પાસે છે અને ધીમે ધીમે હું મને આવડતી કેટલીક કળાઓ-દ્વારા પણ મારી આજીવિકાનાં સાધનોને મેળવી શકીશ, એવી મને સપૂર્ણ આશા પણ છે, તો પછી મારે મારા નિર્વાહનો ભાર તમારા શિરપર શામાટે નાખવો જોઇએ વારૂ? માત્ર મને તમારો નામમાત્રનો આશ્રય હશે, તોપણ તેથી મને યોગ્ય લાભ મળવાનો સંભવ છે એટલે મારા અન્ય પ્રકારના ભારને તમારા શિરપર નાખવાની મારી લેશમાત્ર પણ ઇચ્છા નથી" મેં માલતીને અમારી સાથે રહેવાનો બહુ આગ્રહ કર્યો, પરતુ એ આગ્રહથી તેનો નિશ્ચય ન ચળ્યો એટલે પછી અમારા આગારની પાસેનું એક ઘર ભાડે રાખીને અને તેમા જોઇતી સર્વ વસ્તુઓની વ્યવસ્થા કરીને અમોએ માલતીને તે ઘરમાં રહેવામાટે મોકલી આપી માલતી પોતાની ટ્રંક લઇને પોતાના જૂદા ઘરમાં ગઈ એટલે પછી મેં મારા કાન્ત શ્યામલાલને મારી ભગિનીઓના ઉદ્ધારમાટેનો આગ્રહ કરવા માંડ્યો અને મારા તે આગ્રહના પરિણામે મારા કાન્તે

દિલ્હીના એક સારામા સારા વખણાતા, પ્રતિષ્ઠિત, દેશભક્ત, ધર્મશીલ તથા બુદ્ધિમાન્ અને પરમ વિદ્વાન્ ધારાશાસ્ત્રી લુણીધારામને મારી ભગિનીઓનાં શિરપર આવી પડેલા સંકટોનો તથા તેમને કેવી દગાબાજીથી ગિરમિટિયા મજૂર તરીકે કલકત્તાના કુલી ડિપોમાથી બનાવટી નામો સાથે મોરીશિયસ મોકલી આપવામા આવી હતી ઇત્યાદિ ઘટનાઓનો ઇત્થમ્ભૂત વૃત્તાંત કહી સભળાવ્યો, અને તે સાથે મારી બન્ને સહોદરાઓને મોરીશિયસમાથી પાછી હિન્દુસ્તાનમા બોલાવી લેવામાટે કાયદાસર કોશિશ કરવાનુ જણાવી દીધું લુણીધારામે એ વિષે ગવર્નમેન્ટના જે અધિકારીઓ સાથે પત્રવ્યવહાર ચલાવવાની આવશ્યકતા હતી તે અધિકારીઓ સાથે પત્રવ્યવહાર ચલાવવા માડયો, અને એ પત્રવ્યવહાર હજી તો ચાલતો જ હતો ત્યા તો આઠ મહિનાનો સમય વીતી જવા આવ્યો એ આઠ મહિનાના કાલાવધિમા માલતીએ અમારી પાસેથી કોઈ વાર ધનની સહાયતા માગી ન હોતી અને પોતાનું જીવન તે સાધારણ રીતે સુખમા વીતાડતી હતી એટલે તેની પાસે નાણાંની સારી રકમ હોવી જોઇએ એ તો પોતાની મેળે જ સ્પષ્ટ થઈ જતું હતુ તે દિવસમા બે વાર તો અવશ્ય મારી પાસે આવતી હતી અને બે ત્રણ દિવસે એક વાર હું પણ તેના ઘરમા જઇને બે કલાક તેની સાથે વાતોમા વીતાડતી હતી માલતીએ પોતાના ઘરમા ઘરના કામકાજમાટે એક આધેડ કહારણ(કહાર જાતિની સ્ત્રી)ને નોકર તરીકે રાખી હતી અને તે કહારણ સારી, દેખાવડી તેમ જ વાચાળ અને ચાલાક હોવાથી તેના સહવાસમા માલતીનો સમય જો આનન્દપૂર્વક વીતી જતો હોય તો તે સર્વથા સ્વાભાવિક જ હતું. કોઈ કોઈ વાર હું અને માલતી ગાડીમા બેસીને બહાર ફરવા તથા હવા ખાવાને પણ જતા હતા અને તે વેળાયે જો મારી કોઈ દાસી મારી સાથે ન હોય તો માલતીની અનુચરા કહારણ અમારી સાથે આવતી હતી તે કહારણનું નામ લાલન હતુ

એક દિવસ હું અને માલતી દિલ્હીના રેલ્વે સ્ટેશન પાસે આવેલા મલકા બાગમા ફરવામાટે અને મ્યુઝીયમ જોવામાટે ગયા હતા અને લાલન પણ અમારી સાથે હતી અમો અજબ ઘરના જૂદા જૂદા વિભાગોમાની જૂદી જૂદી વસ્તુઓને જોતી અને વાતો કરતી ફરતી હતી તે વેળાયે ત્યા અન્ય પણ કેટલાક હિન્દુસ્તાની તેમ જ યૂરોપીયન પ્રેક્ષકો તથા પ્રેક્ષિકાઓ આવેલા હતા અને તેઓ પણ અમારી પેઠે જ ત્યાની પ્રેક્ષણીય વસ્તુઓનું અવલોકન કરતા ઇતસ્તત ભ્રમણ કરી રહ્યા હતા એવામા અચાનક મારી દૃષ્ટિ એક યૂરોપીયનપર પડી, અને તેના પર મારી દૃષ્ટિ પડતા જ કલકત્તેથી અમો ત્રણ બહેનો જ્યારે વ્યકટાદ્રિ સાથે દિલ્હી આવવાને નીકળી હતી ત્યારે જે યૂરોપીયન વ્યકટાદ્રિને વળાવવામાટે હાવડા સ્ટેશનપર આવ્યો હતો તેમ જ હું જ્યારે દિલ્હીમા હશ્મતજાનની હવેલીમા હતી ત્યારે જે યૂરોપીયન હશ્મતજાનની હવેલીમા પણ વ્યકટાદ્રિ તથા પ્રભુદાસને મળવામાટે આવ્યો હતો તે જ એ યૂરોપીયન એટલે કે શીલર હતો, એમ મારા જાણવામાં આવી ગયું મેં તેને તત્કાળ ઓળખી લીધો અને તેથી હું તેને એકાગ્ર દૃષ્ટિથી થોડીક વાર જોઈ રહી મારી દૃષ્ટિ જેમ શીલરપર પડી હતી તેમ તેની દૃષ્ટિ મારાપર પણ પડી હતી એટલે તેણે પણ મને ઓળખેલી હોવી જ જોઇએ, છતા પણ જાણે કાઇક વિચારમા પડીને તે કાઈ સ્મરણ કરતો હોયની ! એવા

પ્રકારના ભાવને દર્શાવવા લાગ્યો. મારો તેની સાથે વાર્તાલાપ કરવાનો મનોભાવ હતો જ નહિ એટલે તેને વિચારમાં પડેલો જોઇને 'અજબ ઘર' નિરીક્ષણના અમારા કાર્યની સમાપ્તિ થયેલી હોવાથી હું, માલતી અને લાલન વિશાળ નિસરણીપરથી નીચે ઊતરવા લાગી. કારણ કે, નીચે હજી અમારે બાગની સફર કરવાની હતી, પરંતુ અમો અર્ધે નિસરણી ઊતરી રહ્યા એટલામાં શીલર પણ અમારી પાછળ આવતો અમને દેખાયો. અમો ત્રણે જણી બાગમાં આગળ વધી એટલે શીલરે મારા નિકટમાં આવી ટોપી ઉતારી માન દર્શાવીને મને સભ્યતાથી અત્યંત શુદ્ધ ઉર્દૂ જબાનમાં પૂછ્યું "બાનો, આપ કોણ છો તે મેહરબાની કરીને મને જણાવશો? કારણ કે, ઉપર અજબ ઘરમાં આપ મને એકાગ્ર દૃષ્ટિથી જોઈ રહ્યાં હતા તેથી જણાય છે કે આપ મને કદાચિત્ ઓળખતા હશો. મેં પણ આપને ક્યાંક જોયાં છે એવો મને ભાસ થયા કરે છે; પણ આપને મેં ક્યાં જોયા છે અને ક્યારે જોયા છે એ બહુ કોશિશ કરવા છતાં પણ અત્યારે યાદ આવી શકતુ નથી."

"હું આપને ઓળખતી હોવાથી જ આપને એકાગ્ર દૃષ્ટિથી જોઈ રહી હતી એ આપની ધારણા સત્ય છે, અને આપે પણ મને અત્યાર પૂર્વે એક વાર હાવડાના સ્ટેશનપર અમદાવાદવાળા વ્યંકટાદ્રિ સાથે અને એક વાર અહીં દિલ્હીમાં હશ્મતજાનની હવેલીમાં જોયેલી છે કે જે પ્રસંગોનું આપને વિસ્મરણ થઈ ગયું છે. એ વિસ્મરણનું કારણ કદાચિત્ એ પણ હોઈ શકે કે આપણો વિશેષ પરિચય થયો નથી તેમ જ એકે વાર આપણો વાર્તાલાપ પણ નથી કર્યો." મેં પણ શુદ્ધ ઉર્દૂ ભાષામાં જ ઉત્તર આપ્યું.

"ઓહ, ધેટ બ્લડી રાસ્કલ વ્યંકટાદ્રિ!" (ઓહ! તે હરામખોર ધૂર્ત વ્યંકટાદ્રિ!) આવી રીતે વ્યંકટાદ્રિના સંબંધમાં સ્વસ્તિવાચક (?) શબ્દો ઉચ્ચારીને શીલર આગળ વધી કહેવા લાગ્યો. "હવે હું આપને બરાબર ઓળખી શકું છું; કારણ કે, કલકત્તામાંથી તે શયતાન જે ત્રણ બંગાળી બાળાઓને ભોળવીને ઉપાડી લાવ્યો હતો તે ત્રણ બાળાઓમાંની એક બાળા આપ છો, એમ મારી મનોદેવતા મને કહ્યા કરે છે. કેમ, મારી સ્મરણશક્તિએ મને ભ્રાંતિમાં તો નથી નાખ્યો ને?"

"નહિ, આપની સ્મરણશક્તિએ આપને લેશમાત્ર પણ ભ્રાન્તિમાં નથી નાખ્યા; કારણ કે, હું તે જ અભાગિની ત્રણ બાળાઓમાંની એક બાળા છું, પરંતુ પરમાત્માની કૃપાથી મારો તે શયતાનના પંજામાંથી છૂટકો થતાં અત્યારે હું સુખિની છું ..."

હું આગળ બોલવા જતી હતી એટલામાં અધીરતાનો ભાવ દર્શાવીને શીલરે કહ્યું: "તે શયતાનના પંજામાંથી આપ એકલા છૂટકીને સુખિની થયા છો તેથી સ્પષ્ટ જણાય છે કે બીજી બે બાળાઓ તે શયતાનના પંજામાં હજી સપડાયેલી છે અને તેથી તેમની અવશ્ય અકલ્પનીય દુર્દશા થયેલી હોવી જોઇએ; કારણ કે, વ્યંકટાદ્રિએ એવી અનેક નિરાધાર તથા નિર્દોષ યુવતીઓ, બાળાઓ તથા પ્રૌઢા નારીઓનાં જીવનની પોતાના યત્કિંચિત્ લાભમાટે દુર્દશા કરી નાખી છે, એ તેની શયતાનીયતને હું સારી રીતે જાણું છું અને તેથી તે બીજી બે બાળાઓ વિષે મારા હૃદયમાં ભય થયા કરે છે અને એટલામાટે જ હું આપને વચ્ચે જ બોલતાં અટકાવીને જાણવા માગુ છું કે તે અન્ય બે બાળાઓ કોણ હતી અને તેમની શી દશા થઈ છે?"

શીલરના આ વ્યકટાદ્રિના સબંધમા તિરસ્કારને દર્શાવનારા ઉદ્ગારોના શ્રવણથી અને તેના મુખમડળમા વ્યાપેલી કોપજન્ય લાલિમાના અવલોકનથી મારા મનમા એવી ભાવનાનો ઉદય થયો 'શીલર પોતે એક ઉત્તમ સદ્‌ગૃહસ્થ હોવો જોઇએ અને વ્યકટાદ્રિના દુશ્ચરિત્રોનો ભેદ તેના જાણવામા આવવાથી તે વ્યકટાદ્રિનો મિત્ર મટીને શત્રુ થયેલો હોવો જોઇએ, કારણ કે, જો એમ ન હોય, તો વ્યકટાદ્રિના-સબધમાં તેના મુખમાથી અચાનક આવા ઉદ્ગારો નીકળી શકે જ નહિ ' હૃદયમા આવી ભાવનાનો ઉદય થતા મારા અત કરણમા શીલર વિષે કાઇક પૂજ્યભાવ બધાયો અને તેથી તેના પ્રશ્નના ઉત્તરમા હુ એક દીર્ઘ નિ શ્વાસ નાખીને કહેવા લાગી "હાય, તે અન્ય બે બાળાઓ મારી સહોદરાઓ હતી અને વ્યકટાદ્રિએ તેમના જીવનની એવી અને એટલી બધી દુર્દશા કરી નાખી છે કે તે અભાગિની બાળાઓની દુર્દશાની કથા સાભળીને કોઈ વજ્રહૃદય પુરુષનાં નેત્રોમાથી પણ અશ્રુપાત થવાનો સભવ છે તો પછી આપ જેવા એક દયાળુ પુરુષનુ હૃદય તેમની દુર્દશાના વૃત્તાતના શ્રવણથી દ્રવી જાય એ તો સ્વાભાવિક ઘટના જ કહી શકાય " આ શબ્દો ઉચ્ચારતા મારા નેત્રોમાથી શોકજન્ય અશ્રુની ધારા વહી નીકળી અને મારા કઠનો અવરોધ થવાથી તત્કાળ મારાથી વધારે બોલી શકાયું નહિ સારુ થયું કે એ વેળાયે અમો બાગના એક એકાત ભાગમા હોવાથી અમારી આસપાસમા બીજા મનુષ્યો ન હોતા, નહિ તો અમારા આ વાર્તાલાપને સાભળીને અને મારા આ રોદનવ્યાપારને જોઇને કદાચિત્ ત્યાં લોકોની ભીડ પણ જામી જાત

મારી આવી અવસ્થાને જોઇને શીલર મને સબોધીને કહેવા લાગ્યો "બાનો, જરા શાત થાઓ અને અન્ત કરણમા ધૈર્ય તથા સહનશીલતાને સ્થાન આપો. વ્યકટાદ્રિ શયતાન છે તો હું શયતાનનો ઉસ્તાદ છું એટલે જો તમારી બન્ને બહેનો જીવતી હશે, તો તો હું તેમને વ્યકટાદ્રિના પંજામાથી છોડવીને અવશ્ય તમારી સાથે મેળવી આપીશ જો તેઓ મરી ગઈ હશે, તો પછી લાચાર! પરતુ હું નથી ધારતો કે તેઓ મરી ગઈ હોય અને તેથી તેમના ઉદ્ધારની આશાને ત્યાગવાનુ કાઈ પણ પ્રયોજન નથી."

"ના, તેઓ મરી ગઈ નથી, પણ મરણ કરતાં પણ વિશેષ કષ્ટદાયક સ્થિતિમા જઈ પડી છે, પિશાચાત્મા વ્યકટાદ્રિએ કપટકળાથી તેમને કલકત્તાના કુલિ ડિપોમા પહોંચાડી તેમના ખોટા નામો અને ખોટી જાત લખાવીને ગિરમિટિયા મજૂરણો તરીકે મોરીશિયસ મોકલી આપી છે કે જ્યાથી મરણ પર્યન્ત તેઓ છૂટી શકશે કે નહિ અને આ જીવનમાં પાછી હિન્દુસ્તાનના ઝાડોને જોઈ શકશે કે નહિ, એની શકા જ છે. મારા પતિએ તેમના ઉદ્ધારમાટેનો કાયદાસર પ્રયત્ન કરવા માડ્યો છે અને સરકારી અમલદારો સાથે એ વિષયનો અમારો પત્રવ્યવહાર આજે આઠ મહિનાથી ચાલ્યા કરે છે, પણ અદ્યાપિ કાઈ પણ સંતોષકારક પરિણામ આવ્યું નથી અને તેથી મારી આશા નિરાશાના રૂપમા પરિણત થતી જાય છે" મેં તેને સત્ય પરિસ્થિતિનુ દર્શન કરાવ્યું

શીલરે કિંચિત્ વિચાર કરીને કહેવા માડ્યુ "બાનો, આજે દિલ્હીના ક્વીન્સ ગાર્ડન્સ (મલ્કા બાગ)મા મારી સાથે આપનો આમ અચાનક મેળાપ

થઈ ગયો છે તેથી મને જણાય છે કે આપની બહેનો અતિશય ભાગ્યશાલિની છે; કારણ કે, મોરીશિયસ અને એવા જ દૂર દૂરના અન્ય ઉપનિવેશોમા હિન્દુસ્તાનના ગિરમિટિયા મજૂરોપર જે જે અમાનુષી અત્યાચારો થાય છે તે અત્યાચારોની તપાસમાટે આજથી બે મહિનાની અંદર એક કમીશન અહીંથી જવાનુ છે અને તે કમીશનનો હુ પણ એક મેમ્બર હોવાથી મારે પણ ત્યાં જવું પડશે એટલે મોરીશિયસમા જઇને હું પોતે જ આપની ભગિનીઓના ઉદ્ધારમાટેનો યથાસાધ્ય પ્રયત્ન કરીશ અને મને નવ્વાણુ ટકા ખાત્રી છે કે મારા પ્રયત્નમા મને અવશ્ય વિજય મળશે અને મારા હસ્તથી આપની ભગિનીઓનો ઉદ્ધાર થશે. અત્યારે હવે સમય ઘણો થયો છે અને સૂર્ય નારાયણ અસ્તાચલમાં જવાની તૈયારીમા છે એટલે આપ આનંદથી ઘેર પધારો અને મને આપનુ એડ્રેસ (સરનામું) આપતાં જાઓ. આવતી કાલે સાંઝે ચાર વાગે હું આપના આવાસમાં આવીશ અને આપના પતિ સાથે મુલાકાત કરીને આ વિષયનો વિશેષ ઊહાપોહ કરીશ મારુ એડ્રેસ (સરનામુ) આ છે, એટલે જો સાંઝે ચાર વાગ્યાનો ટાઇમ (વખત) આપના પતિને અનુકૂળ ન હોય તો જે ટાઇમ (વખત) અનુકૂળ હોય તે સવારમા દશ વાગતા સૂધીમા મને જણાવશો તો તે ટાઇમે (વખતે) હું આપ પાસે આવવાનો પ્રયત્ન કરીશ" આ પ્રમાણે મારા નિરાશારૂપ અંધકારથી વ્યાપેલા હૃદયમંદિરમા આશારૂપ જ્યોતિને પ્રકટાવીને શીલરે પોતાના નામ તથા એડ્રેસ (ઠેકાણા)નું એક છાપેલુ વિઝિટિંગ કાર્ડ મને આપ્યું અને તે લઇને મેં મારા પોલકાના ખીસામાં રાખી દીધું કાર્ડ આપ્યા પછી તેણે કહ્યું. "પણ બાનો, અત્યાર સૂધી હું આપના પોતાના તેમ જ આપના પતિના નામને જાણી શક્યો નથી તો તે જણાવવાની કૃપા કરશો કે?"

"મારુ નામ કાંચનમાલા છે અને મારા પતિનું નામ લાલા શ્યામલાલ છે" આ પ્રમાણે ઉત્તર આપી મેં મારા કાંતનું નામ અને ઠેકાણું શીલરને લખાવી દીધાં; કારણ કે એ વેળાયે મારી પાસે કાગળ અને પેન્સિલ આદિ લેખન-સાધનો હતા નહિ

શીલર અંગ્રેજી એટિકેટ (વિનય) પ્રમાણે મારી સાથે હસ્તચુંબન કરીને ચાલ્યો અને તેનાથી છૂટા પડ્યા પછી હું, માલતી અને લાલન બાગના જે ભાગમા ગાડીઓ ઊભી રહેતી હતી તે ભાગમા આવી મારી ગાડીમાં બેસીને ઘર તરફ જવાને રવાના થયા ઘેર આવીને શીલર સાથેના અચાનક સંમેલન તથા વાર્તાલાપનો વૃત્તાંત મેં મારા કાન્તને કહી સંભળાવ્યો તે દિવસની રાત વીતી ગઈ અને બીજા દિવસનો ઉદય થયો.

મારા કાંતને દિવસના ચાર વાગ્યાનો વખત પ્રતિકૂળ થાય તેમ હતું જ નહિ એટલે બરાબર ચાર વાગે હું અને મારા કાંત અમારા વિશાળ આગારના ડ્રોઇંગ રૂમમાં શીલરની વાટ જોતાં બેઠા અને મારા કાંતે દ્વારપાળને આજ્ઞા આપી રાખી. "જો શીલર નામના કોઇ સાહેબ લોક આવે, તો તેમને માનપૂર્વક અહીં લઈ આવજે; કારણ કે, અમો તેમને મળવામાટે જ અહીં આવીને બેઠાં છીએ." બરાબર સવાચાર વાગે શીલર સાહેબની સવારી આવી પહોંચી અને મેં મારા કાંતને શીલરનો તેમ જ શીલરને મારા કાંતનો પરિચય કરાવ્યા પછી શીલરે મારા કાંતને પોતાના મુખથી પોતાનો વિશેષ પરિચય કરાવતાં કહેવા માંડ્યું:–

"મિસ્ટર શ્યામલાલ, ગઈ કાલે ક્વીન્સ ગાર્ડન્સમાં અચાનક તમારાં પત્નીશ્રી સાથે મારો મેળાપ થતાં તેમના મુખથી તમારી બે સાળીઓની નીચ વ્યક્તિદ્વારા થયેલી દુર્દશાનો વૃત્તાંત સાંભળીને મારા કોમળ હૃદયમાં શોકનો એવો અને એટલો બધો પ્રબળ આઘાત થયો છે કે જેને હું મારા મુખથી વર્ણવી શકતો નથી. મારો જન્મ જો કે ગ્રેટબ્રિટનમાંના એક પ્રતિષ્ઠિત અંગ્રેજ કુટુંબમાં થયેલો છે, તથાપિ મારા પિતામહ જર્મન હોવાથી મારી શિરાઓમાં જર્મન રક્ત વહી રહ્યું છે. હું અત્યારે કલકત્તામાં એક બૅરિસ્ટર તરીકે વ્યવસાય કરું છું અને એક સારા બૅરિસ્ટર તરીકે મારી આખા હિન્દુસ્તાનમાં સારી નામના છે, તથાપિ અમારા કેટલાક ઓરિયન્ટલિસ્ટ જર્મન્સ પ્રમાણે ભારતવર્ષના ધર્મ, તત્ત્વજ્ઞાન અને પ્રાચીન ઇતિહાસ આદિનો પણ મેં યોગ્ય અભ્યાસ કરેલો છે અને તેથી પંડિત મૅક્સમૂલર પ્રમાણે ભારતવર્ષ અને ભારતીય લોકો વિષે મારો બહુ જ ઉચ્ચ અભિપ્રાય બંધાયલો છે, અને તેમાં પણ ભારતવર્ષની સતી, સાધ્વી, પતિપરાયણા, અત્યંત સહનશીલા અને દેવીસ્વરૂપા સ્ત્રીઓ વિષે તો મારા અંતઃકરણમાં એવી પૂજ્યભાવના વસી રહી છે કે ભારતીય સ્ત્રીઓ સાથે સરખાવતાં અન્ય દેશોની સ્ત્રીઓ મારી દૃષ્ટિમાં અત્યંત તુચ્છ તથા પ્રતિષ્ઠાહીન જ દેખાયા કરે છે. એ કારણથી અત્યાચારપીડિતા પવિત્ર ભારતીય સ્ત્રીઓના ઉદ્ધારનું મેં બીડું ઝડપ્યું છે, અને મારા એ કાર્યનો હું અહીંથી કેટલાક ઉપનિવેશોમાં બળાત્કારે મોકલાયલી અને મોકલાતી કુલી સ્ત્રીઓને અસહ્ય દુર્દશામાંથી ઉદ્ધારવાના પ્રયત્નવડે આરંભ કરવા માગું છું. આ કાર્યમાટે નીમાયલા કમીશનના એક અગ્રેસર સભ્ય તરીકે હું થોડા વખતમાં જ ઉપનિવેશોમાં જવામાટે ભારતવર્ષમાંથી પ્રયાણ કરવાનો છું."

અહીં વચ્ચે મારે આપને જણાવવું જોઇએ કે મેં શીલરને અંત પૂર્વે ત્રણેક વાર જોયેલો હોવાથી હું તેને દીઠે ઓળખતી હતી, પરંતુ તેની સાથે મારો વિશેષ કશો પણ સબંધ કિંવા પરિચય ન હોવાથી તે જર્મન હતો કે અંગ્રેજ હતો, શરીફ હતો કે બદમાશ હતો કિંવા બૅરિસ્ટર હતો કે ટ્રેટર હતો ઇત્યાદિ કશું પણ તેના સબંધમાં જાણતી ન હોતી. તેમ જ મારા કાંત શ્યામલાલે તો તેને આજે જ પ્રથમ વાર જોયો હતો એટલે તેઓ પણ તેનાથી અપરિચિત હોવાથી તે તેના પોતાના સબંધમાં જે કાંઈ પણ કહે તે હાલ તરત તો સત્ય તરીકે સ્વીકારી લીધા વિના અમારો છૂટકો જ ન હોતો, માત્ર એટલું જ નહિ, પણ તેની ભવ્ય આકૃતિ, તેના વાણીમાધુર્ય, તેની સર્વસાધારણ વિજ્ઞતા તથા તેના બાહ્ય આડંબર આદિને જોતાં કોઈ પણ મનુષ્ય તેને એક ઉત્તમ ચરિત્રના પ્રતિષ્ઠિત ગૃહસ્થ તરીકે માની લે, એ સર્વથા સ્વાભાવિક જ હતું. કલકત્તામાં શીલર નામક બૅરિસ્ટર એક અદ્વિતીય ધારાશાસ્ત્રી તરીકે પંકાતો હતો એ મારા કાંત જાણતા હતા, પરંતુ તે બૅરિસ્ટરને તેમણે પોતાની દૃષ્ટિથી કદાપિ જોયેલો ન હોવાથી અને આ શીલરની વાચાળતા તથા સમયસૂચકતા કોઈ સારા બૅરિસ્ટરને પણ શર્માવે તેવી હોવાથી મારા કાંતનો દૃઢ વિશ્વાસ બંધાઈ ગયો કે એ જ કલકત્તાનો વિખ્યાત બૅરિસ્ટર શીલર પોતે હોવો જોઇએ. આવા પ્રકારનો દૃઢ વિશ્વાસ બંધાઈ જવાથી મારા કાંતે શીલરને ઉદ્દેશીને કહ્યું —

"આપ શ્રીમાન્ કલકત્તામાના પોતાના લાખોની કમાણીવાળા ધીકતા રોજગારમા આ પરોપકારમાટે બાધા નાખવાને તૈયાર થયા છો એ જાણીને આપમાટે અમારા અતઃકરણોમા સ્વાભાવિક જ માનની લાગણી ઉત્પન્ન થાય છે અને અમો આપને ધન્યવાદ આપીને ઇચ્છીએ છીએ કે પરમાત્મા આપના આ શુભ પ્રયત્નમા આપને સપૂર્ણ યશ આપો અને ઉપનિવેશોમાની અભાગિની ભારતીય અબળાઓનો આપના હસ્તથી ઉદ્ધાર થાઓ અસ્તુ પરતુ હવે હું એ પૂછવા માગુ છુ કે મારા પત્નીની જે ભગિનીઓને કપટથી કુલી સ્ત્રીઓ તરીકે મોરીશિયસ મોકલી આપવામા આવી છે તે માયાદેવી તથા પદ્માવતીનો આપ ઉદ્ધાર કરી શકશો ખરા કે? જો આપ તેમના ઉદ્ધારક થવાને સમર્થ હો, તો એ કાર્યમાટે નાણાની જેટલી રકમની આવશ્યકતા હોય તેટલી રકમ ખર્ચવાને હું તૈયાર છું અને આપની જે આજ્ઞા મળે તે આજ્ઞા પ્રમાણે વર્તવાને તત્પર છું"

શીલર થોડીક વાર વિચારમગ્ન રહ્યા પછી પોતાના મુખમડળમા તથા સ્વરમાં ગભીરતાની છટાને લાવીને પ્રભાવદર્શક અભિનયથી કહેવા લાગ્યો "મહા-શય, તમારા પત્નીની બહેનોને મોરીશિયસમાથી મુક્ત કરાવવામાટે અત્યારે નાણાની જરૂર નથી, પણ તેમને કપટથી તથા બળાત્કારથી ભ્રષ્ટ કરીને તેમની ઇચ્છા ન હોવા છતા કુલી સ્ત્રીઓ તરીકે મોરીશિયસ નામક ઉપનિવેશમા મોકલી આપવામા આવી છે એ વિષેના કેટલાક સબળ પૂરાવાની પ્રથમ આવશ્યકતા છે અને જો તે પૂરાવા હોય, તો પછી તેમને ત્યાથી મુક્ત કરાવીને અહીં લાવવાના કાર્યમા વિશેષ પરિશ્રમ ભોગવવો પડે તેમ નથી"

"એમાટે કેવા પ્રકારના પૂરાવાની આવશ્યકતા છે તે કૃપા કરીને જણાવશો?" મેં વચ્ચે જ અધીરતા તથા આતુરતાથી પૂછ્યું

"પ્રથમ તો તે તમારી ભગિનીઓને અનીતિનો વ્યવસાય કરાવવામાટે કલકત્તામાથી ભોળવીને અમદાવાદ લઈ જનાર વ્યકટાદ્રિ હતો અને તેણે તમારી તે ભગિનીઓ તેની અયોગ્ય ઇચ્છાને આધીન ન થવાથી તેમને પોતાના અનુચરોદ્વારા કલકત્તાના કુલી ડિપોમા મોકલી ખોટા નામોથી કુલી તરીકે મોરીશિયસ મોકલી દીધી હતી, એ સર્વ રહસ્યને જાણનાર જો કોઈ સાક્ષી હોય તો તે સાક્ષીની તેમ જ એ વિષેના જો કાઈ લિખિત પૂરાવા હોય તો તે લિખિત પૂરાવાની પ્રથમ આવશ્યકતા છે" શીલરે પૂરાવાનુ સ્પષ્ટીકરણ કરી બતાવ્યુ.

મેં તત્કાળ જણાવ્યુ "આ ઘટનાને સાદ્યોપાન્ત જેનારી એક યુવતી જેવી સાક્ષી જોઇએ તેવી સાક્ષી આપવાને તૈયાર છે અને તે ઉપરાત એક લિખિત પૂરાવો પણ મારી પાસે મૌજૂદ છે" એમ કહીને હું મારા પોતાના ઓરડામાં ચાલી ગઈ મારા ઓરડામા જઇને પ્રથમ મેં મારી એક દાસીને માલતીને સત્વર બોલાવી લાવવામાટે રવાના કરી દીધી અને ત્યાર પછી માલતીએ વ્યકટાદ્રિપરનો આનદગિરિ તથા મગળગિરિનો જે કાગળ મને આપ્યો હતો તે કાગળને મારી તીજોરીમાથી કાઢી તે કાગળ લઇને હું પાછી ડ્રૅાઇંગ રૂમમા આવી લાગી. હું તે કાગળ વિષે કાઇક બોલવા જતી હતી એટલામા માલતી પણ ત્યા આવીને હાજર થઈ ગઈ એટલે શીલર સાથે માલતીનો પરિચય કરાવીને માલતીને મેં કહ્યું. "માલતી બહેન, મારી ભગિનીઓની દુર્દશાનો જે કઈ પણ વૃત્તાત તમો જાણો છો તે સમસ્ત વૃત્તાત કૃપા કરીને આ બૅરિસ્ટર સાહેબને કહી સંભળાવો."

"આ બાઈ ગઈ કાલે પણ ક્વીન્સ ગાર્ડન્સમા તમારી સાથે હતા ખરા નહિ વારુ?" શીલરે માલતીને જોઇને મને પૂછ્યું

"જી હા, જે બાઈ ગઈ કાલે રાણીના બગીચામા મારી સાથે હતાં તે જ આ બાઈ છે એઓ હમણાં અમારા ઘરની બાજુના ઘરમા જ રહે છે અને તેથી જ તત્કાળ અત્યારે અહીં આવી શક્યા છે" મેં સભ્યતાથી યથોચિત ઉત્તર આપ્યું.

માલતીએ મારી આજ્ઞાનુસાર મારી ભગિનીઓની દુર્દશાનો ઇત્થભૂત વૃત્તાત શીલરને કહી સભળાવ્યો અને ત્યાર પછી માલતીનો આપેલો કાગળ મેં તેની આગળ રજૂ કરી દીધો શીલર ગુજરાતી ભાષામા લખાયલો કાગળ સડસડાટ વાચી ગયો અને તેથી અમો કલ્પના કરી શક્યા કે શીલર હિન્દુસ્તાનમાની કેટલીક પ્રચલિત ભાષાઓ પણ સારી રીતે નહિ, તો પણ સાધારણ પરિમાણમા તો જાણતો હોવો જ જોઇએ માલતીના મુખથી મારી ભગિનીઓની દુર્દશાના વૃત્તાતને સાભળી લીધા પછી અને કાગળને વાચી લીધા પછી શીલર ગભીર ભાવથી કહેવા લાગ્યો.—

"આ બાઇની સાક્ષી અને આ કાગળ એ બે પૂરાવા ઘણા જ સજ્જડ અને સારા હોવાથી આપણને બહુ જ ઉપયોગી થઈ પડવાનો સભવ છે એમા તો કોઈ પણ પ્રકારનો સશય છે જ નહિ પરતુ આ પૂરાવા ઉપરાત તે બે અન્ફોર્ચ્યુનેટ ગર્લ્સ (કમનસીબ છોકરીઓ)ના તાત્કાલિક ઉદ્ધારમાટે તેમના છેલ્લામા છેલ્લા ફોટોગ્રાફ્સ્ હોય, તો તે ફોટોગ્રાફ્સની સર્વથી પ્રથમ આવશ્યકતા છે એટલામાટે એ તેમના ફોટો જો તમારી પાસે હોય, તો મને બતાવશો"

"મારી ભગિનીઓના ફોટા મારી પાસે નથી, કારણ કે, અમને અમારા ફોટો લેવડાવવાનો પ્રસગ કદાપિ પ્રાપ્ત થયો જ ન હોતો" મેં ફોટો ન હોવાનુ જણાવ્યું

શીલર મારો એ જવાબ સાભળીને કાઇક વિચારમા પડી ગયો અને તેના મુખમડળમા ગાભીર્યની ગાઢ સત્તા વિસ્તરેલી દેખાવા લાગી પાચેક મિનિટ પર્યન્ત મૌનનુ અવલબન કર્યા પછી શીલરે મને સબોધીને કહેવા માડ્યુ "જે પૂરાવા અત્યારે તમારી પાસે તૈયાર છે તે પૂરાવાનો આપણે અહીં હિન્દુસ્તાનમાં રહીને જ ઉપયોગ કરીશું, તો તમારી બહેનોને મુક્તિ અપાવતા કદાચિત્ બે વર્ષ વીતી જશે, કારણ કે, મારે થોડા દિવસમા જ પ્રવાસે નીકળવાનુ છે, પરંતુ જો મોરીશિયસમા તમો મારી સાથે આવો અને ત્યા જ આપણે આ સાક્ષી પૂરાવાના બળથી કાયદાસર લડત ચલાવીએ, તો તે લડતના પરિણામે આપણે તમારી બહેનોનો બહુ જ અલ્પ સમયમા ઉદ્ધાર કરી શકીએ તેમ છે એટલામાટે તમો પોતે અને તમારા પતિ આ માલતી બાઇને સાથે લઇને મારી સાથે મોરીશિયસ આવવાને તૈયાર હો, તો હું પ્રથમ તમારી સાથે મોરીશિયસ આવીશ, ત્યાં તમારી બહેનોના ઉદ્ધારમાટેની લડત કાયદાસર ચલાવીશ અને આ કાર્યની સિદ્ધિ થયા પછી કમીશનના મેમ્બરોને બીજા કોઈ ઉપનિવેશમાં જઇ મળીશ. મારી ફી તેમ જ મારા પ્રવાસનો ખર્ચ તમારે આપવાનો નથી, એ લક્ષમા રાખવાનું છે; કારણ કે, મારે તો આમે ત્યા જવાનુ તો છે જ એટલે આ કાર્ય કેવળ પરમાર્થબુદ્ધિથી અને એક દાખલો બેસાડવામાટે જ કરી બતાવવાની મારી અભિલાષા છે."

શીલરના આ અકલ્પનીય પ્રસ્તાવને સાભળીને મારા કાન્ત શ્યામલાલે કહ્યું: "માન્યવર મહાશય, આપની ફી અને આપના પ્રવાસનો ખર્ચ અમારે આપવો પડે, તો તે આપવાનુ સામર્થ્ય અમારામા છે અને તે આપવાને અમો આ ક્ષણે જ તૈયાર છીએ, પરતુ અમારાથી મોરીશિયસ જેવા દૂરના ઉપનિવેશમા સમુદ્રનો પ્રવાસ કરીને તમારી સાથે આવી શકાય તેમ નથી, કારણ કે, એક તો સમુદ્રનો પ્રવાસ મારી પ્રકૃતિને અનુકૂળ નથી અને બીજું ત્યાથી આવતા ચાર પાચ મહિનાનો સમય નીકળી જાય એટલે મારી એટલી લાબી ગેરહાજરીમા મારા ગૃહ આદિની દુર્વ્યવસ્થા થાય, અર્થાત્ જ્યા મારાથી ન આવી શકાય ત્યા મારા પત્ની એકલા ન આવી શકે એ સ્વાભાવિક જ છે, કારણ કે, સ્ત્રીઓને આટલા દૂરના પ્રવાસમાં એકલી મોકલવી એ કોઈ પણ રીતે યોગ્ય નથી એ તો આપ પોતે પણ જાણી શકો તેમ છે એટલે એ વિષેના અધિક ઊહાપોહની અગત્ય હોય એવી મારી માન્યતા નથી"

"તમો સ્ત્રીઓને એકલી મોરીશિયસ મોકલો એવા પ્રકારનો મારો આગ્રહ છે જ નહિ, કારણ કે, આ કાઈ મારા લાભનો વિષય નથી જો તમારાથી બની શકે તેમ હોય તો કોઈ બીજા વિશ્વાસપાત્ર એક અથવા બે પુરુષોની સાથે આ બન્ને બાઇઓને મોરીશિયસ મોકલવાનો વિચાર કરો અને એમ પણ જો ન જ બની શકે, તો પછી પૂરાવાનો આ કાગળ આજથી આઠ દિવસ પછી મારા મુબઈના એડ્રેસપર મોકલી આપજો એટલે મોરીશિયસમા તમારી બન્ને સાળી-ઓને છોડવવામાટેના હું મારાથી બનતા પ્રયત્નો કરીશ અને જો તેઓ ત્યાથી મુક્ત થશે તો તેમને મુબઈ રવાના કરી તમારાપર તાર કરી દઇશ એટલે તમો મુબઈ જઇને તેમને લઈ આવજો પરતુ જો મારા પ્રયત્નો સફળ નહિ થાય, તો પણ એટલુ તો હું અવશ્ય કરી શકીશ કે તમારી સાળીઓની સ્થિતિના સમાચાર તમને લખી જણાવીશ અને ત્યાથી છોડવવાના અન્ય પ્રયત્નો મારા અહીં આવ્યા પછી એટલે કે કલકત્તામા આવ્યા પછી કરી શકાશે આથી વિશેષ મારાથી બીજુ શું કરી શકાય?" શીલરે નિ સ્વાર્થ બુદ્ધિના દર્શન સાથે પોતાની શક્તિનો પણ પરિચય કરાવી દીધો.

આવી રીતે આ વિષયના વાર્તાલાપનો અત થતા થોડી વાર સુધી બીજી કેટલીક આડીઅવળી વાતો ચાલવા લાગી મારા કતે શીલરને વ્હિસ્કી અથવા બ્રાન્ડી લેવામાટે બહુ જ આગ્રહ કર્યો, પણ શીલરે કહ્યું "હું મદિરાને સ્પર્શ કરવામા મહાપાતક માનનારો હોવાથી મદિરાપાન કરુ, એ કદાપિ ન બની શકે તેવું કાર્ય છે આપની લાગણીમાટે હું આપનો આભાર માનુ છું; પરંતુ આપને પણ મારો એ જ ઉપદેશ છે કે આ દુષ્ટ મદિરાને સત્વર ત્યાગી દો; નહિ તો આ મદિરા કોઈ દિવસ મહાભયાનક પરિણામ લાવી બતાવશે, તે વેળાયે ભૂલને સુધારવા જેટલો સમય ન મળવાથી આપના હૃદયમા ઘોર પશ્ચાત્તાપ થશે, તે પશ્ચાત્તાપનુ કાઈ પણ પરિણામ થઈ શકશે નહિ અને તમારે અકાળ મરણને વશ થવુ પડશે. મેં મદિરાપાનના નિષેધ વિષે એક પુસ્તક અગ્રેજીમાં લખ્યુ છે તે હું તમારાપર મોકલી આપીશ એટલે તે પુસ્તક વાચજો અને આ વ્યસનને ત્યાગી દેવાનો કરી શકાય તેટલો પ્રયત્ન કરજો"

લગભગ ૭ વાગ્યાના સુમારે શીલર અમો સર્વની આજ્ઞા લઇને અને 'ગુડ-બાય' શબ્દના ઉચ્ચાર સહિત હસ્તધૂનન કરીને અમારી પાસેથી ચાલ્યો ગયો અને પોતે જવા છતા અમારા અંતઃકરણોમા તે પોતાના સબંધમા ઉત્તમ અભિપ્રાયને મૂકતો ગયો શીલરના જવા પછી થોડી વારમા જ મારા કાંત પણ કોઇ એક અગત્યના કાર્યમાટે ક્યાંક બહાર ચાલ્યા ગયા એટલે મને તથા માલતીને એકાંતમા શાંતિથી પરસ્પર વાર્તાલાપનો પ્રસંગ ન ધારેલી રીતે આવી મળ્યો શીલરના નિઃસ્વાર્થ ભાવવાળા આશાવર્ધક ઉદ્‌ગારોથી મારી ભગિનીઓના ઉદ્ધારની મારા હૃદયમા સંપૂર્ણ આશા બંધાયલી હોવાથી મેં માલતીને સંબોધીને પૂછ્યુ –

"કેમ માલતી બહેન, આ શીલર સાહેબ વિષે તમારો શો અભિપ્રાય છે? આ પ્રશ્ન હું તમને એટલામાટે પૂછુ છુ કે મારા કરતા આ વિશ્વની વિલક્ષણતાનો તમો બહુ જ સારો અને વિપુલ અનુભવ ધરાવો છો"

મારા આ પ્રશ્નને સાભળીને માલતી ગભીરતામિશ્રિત શાંત ભાવથી કહેવા લાગી કે "આ યૂરોપીયન ગૃહસ્થને મેં કલકત્તામા વ્યકટાદ્રિ પાસે ત્રણ ચાર વાર આવેલો જોયો હતો અને જ્યારે પણ એ આવતો હતો ત્યારે વ્યકટાદ્રિ અમો સર્વને બહાર કાઢીને એની સાથે એકાંતમા ગુપ્ત વાર્તાલાપ કરતો હતો તેમ જ હશ્મતજાનની હવેલીમા પણ એ મહાશયના દર્શન થયા હતા, એથી વિશેષ એ મહાશયનો મને વિશેષ પરિચય ન હોવાથી જો કે હુ એના વિશે વધારે કાંઇ પણ કહી શકતી નથી, તો પણ એ યૂરોપીયન ગૃહસ્થ બહારના દેખાવમા, બોલવા ચાલવામા અને સભ્યતાને દર્શાવવામા અત્યંત ઉત્કૃષ્ટ તથા આકર્ષક હોવા છતા એનો વ્યકટાદ્રિ જેવા પુરુષપિશાચો સાથે તેમ જ હશ્મતજાન જેવી કુટ્ટિનીઓ સાથે આટલો બધો ગાઢ સબધ હોવાથી એના આંતરિક ચારિત્ર્ય વિશે મારા મનમા તો સપૂર્ણ સંશય રહ્યા કરે છે અને તેથી એના સર્વ વચનોને સર્વથા નિર્વિવાદ સત્ય તરીકે માની લઇને એનામા સંપૂર્ણ વિશ્વાસ રાખવો અને એ જ્યા લઇ જાય ત્યા એની સાથે ચાલ્યા જવુ એ મને તો યોગ્ય લાગતું નથી, કારણ કે, 'તેલ જુઓ, તેલની ધાર જુઓ અને ત્યાર પછી જે કાંઈ કરવાનું હોય તે કરો' એવો નીતિતત્ત્વવેત્તાઓનો ઉપદેશ છે અને એ ઉપદેશ અનુસાર વર્ત્તવુ એમા જ મનુષ્યનુ કલ્યાણ છે"

મારા કાંતનો મને શીલર સાથે મોરીશિયસ મોકલવાનો વિચાર ન હોતો અને માલતીએ પણ શીલરને વિશ્વાસપાત્ર ન દર્શાવ્યો છતા પણ મારી દૃષ્ટિને તો તે વિશ્વાસપાત્ર અને દેવતુલ્ય જ દેખાયા કરતો હતો, કારણ કે, માનવસ્વભાવનો એક એવો નિયમ જ છે કે કોઈ પણ પુરુષ કિંવા સ્ત્રીના હૃદયમા પ્રસગવશાત્ કોઇ પણ વિષયની નિરાશા ઉત્પન્ન થાય છે તે વેળાયે સત્ય ઉપદેશથી તેની નિરાશાને વધારનાર મનુષ્ય તેને પ્રિય નથી લાગતુ અને અસત્ય ઉપદેશ કિંવા દભથી તેને આશાની ઝાંખી કરાવનાર મનુષ્ય સર્વથા કપટી અને અસત્યવાદી હોવા છતા પણ અતિશય પ્રિય ભાસવા માંડે છે મારી સહોદરાઓના ઉદ્ધારની મારા અંતઃકરણમા તીવ્ર આકાક્ષા ઉદ્‌ભવી હતી એટલે શીલરની આશ્વાસકતા મને વિશેષ પ્રિય થઇ પડે અને મારા કાંત તથા માલતીના વિચારો સ્વીકારને યોગ્ય ન જણાય તો તે સ્વાભાવિક જ હતુ સારાશ કે, હું શીલરના પક્ષની પ્રતિપાદિકા હોવાથી શીલરની વકીલાત કરતી માલતીને કહેવા લાગી કે –

"માલતી બહેન, સામાન્યત તમારા અનુમાનો સત્ય હોવા છતા પણ શીલરના સબધમા તમારુ અનુમાન અત્યારે મને યથાર્થ દેખાતુ નથી અને તેનાં કેટલાક સબળ કારણો પણ છે વ્યકટાદ્રિ જેવા પુરુષપિશાચ અને દુરમતજાન જેવી કુટ્ટિની સાથેના સબંધથી જ શીલરને સર્વથા અવિશ્વાસને પાત્ર અને તિરસ્કરણીય માની લેવા એ કાઇ પણ પ્રકારે યોગ્ય નથી, કારણ કે, વૈદ્ય કિંવા ડૉકટર તથા વકીલ અને બૅરિસ્ટરોનો વ્યવસાય જ એવા પ્રકારનો છે કે પોતાના વ્યવસાયના અગે તેમને સર્વ પ્રકારના મનુષ્યોના સબધમા આવવુ પડે છે, એટલામાટે વૈદ્ય, ડૉક્ટર, વકીલ કે બૅરિસ્ટર આદિના ગુપ્ત ચારિત્ર્યને જાણ્યા વિના કેવળ અમુક અધમ વ્યક્તિ સાથેના તેના બાહ્ય સબધને જોઇને જ તેને અધમ માની લેવો અને તેનામા અવિશ્વાસ રાખવો, એ મારા અભિપ્રાય પ્રમાણે તો યોગ્ય નથી શીલરની સ્વાભાવિક તેજસ્વિતા, સભ્યતા તથા રસનામાધુરીને જોતા તેમ જ ઉપનિવેશોમા મજૂરોની સ્થિતિની તપાસમાટે નીમાયલા કમીશનનો તે પણ એક સભ્ય નીમાયો છે એ વિષયનો વિચાર કરતા, શીલરના સબધમાં કોઈ પણ પ્રકારની શકા લાવવાનુ કારણ રહેતુ નથી આ અને આવા જ અન્ય કારણોનો વિચાર કરતા મને તો શીલર સર્વથા વિશ્વાસપાત્ર જ જણાય છે અને તેથી મારી સહોદરાઓના ઉદ્ધારમાટે તેની સાથે મોરીશિયસ જવાને મારુ અધીર મન બહુ જ લલચાય છે મારા કાતને કોઈ પણ પ્રકારે સમજાવીને અને તેમની અનુમતિને પ્રાપ્ત કરીને મારાથી મોરીશિયસ જઈ શકાય તો સારુ, આવી મારી પ્રબળ ઇચ્છા હોવાથી આજે રાતે હુ મારા કાતને સમજાવવાનો પ્રયત્ન કરવાની છું, અને તમને પણ તે વેળાયે મારી પાસે એટલામાટે રાખવાનો મારો મનોભાવ છે કે તમારાથી પણ મારા મતનુ સમર્થન કરી શકાય અને આપણા મત વધારે થતા આપણો વિજય થાય"

મારા આવા પ્રકારના આગ્રહને જોઇને સસારાટવીમા ઘણી ઠોકરો ખાઇને ઘડાયલી માલતીએ તત્કાળ મને અપ્રિય લાગે તેવુ મારી ઇચ્છાથી વિરુદ્ધ એક પણ વચન ન ઉચ્ચાર્યું અને 'વારુ ત્યારે હું ઘેર જઇને થોડી વારમા જ આવુ છું એટલે પછી જેવો તમારા કાતનો રગ હશે તેવી પદ્ધતિથી આપણે તમારા કાતને સમજાવવાનો પ્રયત્ન કરીશું' એવી રીતે મને આશ્વાસન આપીને તે પોતાને ઘેર જવામાટે ચાલતી થઈ ગઈ.

રાતે નવ વાગે મારા કાત નિત્યના નિયમ અનુસાર મદિરાપાન કરીને જમવા બેઠા હતા અને હું તથા ચિંતામણી તેમને જમાડવાના કાર્યમા રોકાયલી હતી તેવામા માલતી પણ આવી લાગી મારા કાત ભોજનના કાર્યથી નિવૃત્ત થયા પછી બેઠકમા જઇને બેઠા એટલે અમોએ—મેં અને ચિન્તામણીએ—માલતીને પણ આગ્રહ કરીને અમારી સાથે જમવા બેસાડી અને જમ્યા પછી અમો પણ બેઠકમા આવીને બેઠા મારા કાત કોચપર પડ્યા પડ્યા હુકકો પીતા હતા મેં પ્રથમ તેમને તામ્બૂલભક્ષણ કરાવ્યું અને ત્યાર પછી તેમને પ્રસન્ન જોઇને મારા હિતની વાર્તાને ચર્ચવાના ઉદ્દેશથી કહ્યું કે "પ્રાણેશ્વર, પોતાનું મરણ થયા વિના કાઇ પણ મનુષ્યથી સ્વર્ગની પ્રાપ્તિ કરી શકાતી નથી એ તો આપ જાણો જ છો, અને તેટલામાટે જો આપણે પોતે જ અમુક પ્રકારના પ્રયત્નો નહિ કરીએ અને

પરિશ્રમ નહિ વેઠીએ, તો મારી ભગિનીઓનો કોઈ પણ પ્રકારે ઉદ્ધાર થઈ શકે તેમ નથી આ કારણથી મારો આપને એવો આગ્રહ છે કે કા તો આપ પોતે મારી સાથે મોરીશિયસ આવો અને કા તો કોઈ વિશ્વાસપાત્ર મનુષ્ય સાથે મને ત્યા જવાનો પ્રબધ કરી આપો, કારણ કે, જ્યા સૂધી મારી ભગિનીઓનો ઉદ્ધાર થયેલો મારા જોવામા નહિ આવે, ત્યા સૂધી મારુ અત કરણ શાત થવાનું નથી અને સસારના કોઈ પણ વ્યવહારમા મારુ ચિત્ત ચોંટવાનુ નથી. આપના જેવા સર્વ પ્રકારે સમર્થ અને સાધનસપન્ન પુરુષ મારા શિરચ્છત્ર હોવા છતા જો મારાથી મારી વિપત્તિગ્રસ્તા સહોદરાઓના સકટનુ નિવારણ ન કરી શકાય, તો પછી હુ આપના ચરણોની અનન્ય ભાવથી અખડ સેવા કરુ છુ તેનુ ફળ શું વારુ? મારી ભગિનીઓ દુ ખિની હોય તેથી મારા ગૌરવની જ ક્ષતિ છે, એનો વિચાર અવશ્ય આપે કરવો ઘટે છે આપ બુદ્ધિમાન્ છો અને હુ આપની એક આજ્ઞાધારિણી અલ્પમતિ કિંકરી છું એટલે વિશેષ મારાથી કાઇ પણ કહી શકાય તેમ નથી અને તેથી મારી પ્રાર્થનાનો આપ અવશ્ય યોગ્ય વિચાર કરશો એટલી જ મારી નમ્ર પ્રાર્થના છે"

વિનયશીલતા તથા નમ્રતાથી કઠોરહૃદય પુરુષો પણ પીગળી જાય છે અને ક્રૂરાત્મા પુરુષો પણ દયાના પ્રવાહમા તણાવા માડે છે, તો પછી મારી આવી શાલીનતાથી મારા કાત જેવા એક દયાળુ અને અનુકપાશીલ પુરુષનું હૃદય ન દ્રવી જાય એમ તો કદાપિ બને જ નહિ મારા કાતનુ હૃદય કાઇક દ્રવીભૂત થતું દેખાયુ અને તેવામા વળી ચિંતામણી મારા ભણાવી રાખેલા પાઠ પ્રમાણે મારી પ્રાર્થનાને અનુમોદન આપતી પતિદેવને સબોધીને મૃદુ વાણીથી કહેવા લાગી કે –

"મારા સૌભાગ્યાધાર, આપણા ગૃહક્લેશને જડમૂળથી ઉખેડી નાખીને આપણા ગૃહને નદનવનનુ સ્વરૂપ આપનાર મારી ભગિનીતુલ્ય સપત્ની કાચ-નમાલાની આ યોગ્ય પ્રાર્થનાનો જો સ્વીકાર કરવામા નહિ આવે, તો એ આપની કૃતઘ્નતા જ ગણાશે અને એટલામાટે મારો આપને આગ્રહપૂર્વક અનુરોધ છે કે માયાદેવી તથા પદ્માવતીના ઉદ્ધારના આ હાથમા આવેલા પ્રસગને વ્યર્થ જવા ન દેશો પછી તો જેવી આપની ઇચ્છા"

"મારો પણ એ જ અભિપ્રાય છે કે જો માયાદેવી તથા પદ્માવતીના ઉદ્ધારનો સપૂર્ણ નિશ્ચય હોય, તો પછી આ પ્રસગને વ્યર્થ જવા દેવો એ આપણી મૂર્ખતા તથા કૃતઘ્નતા જ કહી શકાય" માલતીએ કાઇક સશયાત્મક પુષ્ટિ આપી

આવા પ્રકારના વાતાવરણને જોઇને મારા કાત શ્યામલાલ કાઇક ગભીર વિચારમા પડી ગયા અને થોડી વાર પછી મને સબોધીને અતિશય શાત તથા પ્રેમદર્શકભાવથી કહેવા લાગ્યા કે "મારી ગૃહલક્ષ્મી અને હૃદયેશ્વરી કાચનમાલા, તારા હૃદયના સતોષમાટે તારી ઇચ્છા અનુસાર વર્તવાને હુ નિરતર તત્પર છુ, છતા મોરીશિયસ જવામાટે મેં મારી અનિચ્છા દર્શાવી હતી તેનુ કારણ એ છે કે મારાથી તત્કાળ દિલ્લીને દીર્ઘ સમયને માટે ત્યાગી શકાય તેમ નથી અને તને એકલી કોઈ બીજા વિશ્વાસપાત્ર મનુષ્ય સાથે મોકલુ તો મારાથી તારો દીર્ઘ વિયોગ સહી શકાય તેમ નથી તેમ જ તને ત્યા મોકલવાથી તારા વિશે મારા મનમા નિરતર એક પ્રકારની ચિંતા રહ્યા કરે એ સ્વાભાવિક છે અને એવી

ચિંતાને ભાગવવાની મારી લેશમાત્ર પણ ઇચ્છા નથી. છતાં જ્યારે તારો, ચિંતામણિનો તેમ જ માલતીનો અત્યંત આગ્રહ છે, તો હવે હું તારા હૃદયને નિરાશ ન કરતાં તારી ઇચ્છાને આધીન થવાને જ વિશેષ ઉત્તમ માનું છું. આવતી કાલે શીલરને હું અહીં બોલાવીશ અને તેની સાથે કેટલીક વાતચીત કરીને તને તેની સાથે મોરીશિયસ મોકલવાનો સર્વ પ્રકારે યોગ્ય પ્રબંધ કરી આપીશ. જો બની શકશે તો હું પણ ત્યાં આવવાનો પ્રયત્ન કરીશ અને જો અત્યારે નહિ જ નીકળાય, તો હું પાછળથી ત્યાં આવી પહોંચીશ."

મારા કાંતે મારી ઇચ્છાને સ્વીકારી લેવાથી મારા અંતઃકરણમાં એટલો બધો સંતોષ થયો કે તેના યોગે મારો મારા કાંતમાંનો પ્રેમભાવ હજાર ગણો વધી ગયો અને હું તેમને દેવતુલ્ય માનવા લાગી. માલતી પોતાને ઘેર ગઈ, ચિંતામણી પોતાના શયનમંદિરમાં ચાલી ગઈ અને હું મારા શયનમંદિરમાં મારા કાંતની અનન્ય ભાવથી ચરણસેવા કરતી નિદ્રાને આધીન થઈ. નિદ્રામાં મને મારી ભગિનીઓનું સ્વપ્નદર્શન થવા લાગ્યું.

બીજે દિવસે એક અનુચરદ્વારા ચિઠ્ઠી મોકલીને મારા કાંતે શીલરને બોલાવ્યો અને શીલર આવ્યો. એટલે તેની સાથે કેટલીક વાતચીત કર્યા પછી એવો નિશ્ચય કરવામાં આવ્યો કે મારે આઠ દિવસ પછી દિલ્લીથી નીકળવું અને મુંબઈમાં શીલરને મળવું. શીલરે કહ્યું "જે દિવસે કાંચનમાલા મુંબઈ આવશે તે દિવસે તારથી એમના પ્રયાણના સમાચાર મળ્યા પ્રમાણે સ્ટેશનપર હું હાજર રહીશ અને એમના નિવાસ આદિની યોગ્ય વ્યવસ્થા કરી આપીશ. જો એઓ પોતે એમના નિવાસ આદિની વ્યવસ્થા કરી શકે તેમ હોય તો પણ મારી ના નથી." મારા કાંતે કહ્યું "નિવાસસ્થાનની વ્યવસ્થા આપ કરી આપજો અને ખાનપાન આદિની વ્યવસ્થા એઓ પોતે કરી લેશે, એમની સાથે એમની મૈત્રિણી માલતી તથા એક નોકર આવવાના છે એટલે ખાનપાનની વ્યવસ્થા કરી લેવામાં એમને અડચણ આવે તેમ નથી." આ પ્રમાણેનો નિશ્ચય થતાં શીલર ચાલ્યો ગયો અને તે દિવસથી જ હું તથા માલતી દિલ્લીથી મુંબઈ જવામાટેની તૈયારીઓ કરવા લાગી. આઠ દિવસ અગાઉથી તૈયારી કરવાનું કારણ એ હતું કે મુંબઈથી મોરીશિયસ સુધીનો સમુદ્રપ્રવાસ કરવાનો હોવાથી કેટલીક આવશ્યક વસ્તુઓ ખાસ યાદ કરી કરીને સાથે લઈ લેવાની આવશ્યકતા અનિવાર્ય હતી. માલતીની પોતાની મોરીશિયસ આવવાની એટલી બધી ઇચ્છા ન હોતી, પરંતુ મારા અને મારા કાંતના આગ્રહનો અનાદર ન કરી શકાયાથી મારી સાથે આવ્યા વિના તેનો છૂટકો ન હોતો. આઠ દિવસ જોતજોતામાં વીતી ગયા અને મુંબઈ જવામાટે અમારે જે દિવસે દિલ્લીની ભૂમિને ત્યાગવાની હતી તે અમારા પ્રયાણના દિવસનો સૂર્યદેવનો ગગનમંડળમાં નિત્ય પ્રમાણે ઉદય થયો.

મારા કાંતે રૂપિયા બે હજાર મને પ્રવાસના ખર્ચમાટે આપ્યા હતા અને માલતી ઉપરાંત ચાળીસેક વર્ષના વયના એક પ્રૌઢ તથા વિશ્વાસપાત્ર અનુચરને મારી સાથે મોકલવાની વ્યવસ્થા કરીને દિલ્લીથી મુંબઈ સુધી રેલ્વેમાં એક સેકન્ડ ક્લાસ કમ્પાર્ટમેન્ટ અમારામાટે રિઝર્વ્ડ કરાવી રાખ્યો હતો. તેમની તો જો કે ફર્સ્ટ ક્લાસ કમ્પાર્ટમેન્ટ રિઝર્વ્ડ કરાવવાની ઇચ્છા હતી, પરંતુ મારા આગ્રહથી તેમણે સેકન્ડ ક્લાસ કમ્પાર્ટમેન્ટ રખાવ્યો હતો. તેઓ પોતે પ્રવાસમાં સાથે ન

હોવાથી વિનાકારણ ફર્સ્ટ ક્લાસનું વધારે ભાડું ખર્ચી નાખવાની મારી ઇચ્છા ન હોતી ધનાઢ્ય કુટુમ્બની સ્ત્રીઓનો સ્વભાવ પણ સ્વાભાવિક જ પુરુષોના સ્વભાવ કરતા કરકસરિયો હોય છે સ્ટેશનપર અમને વળાવવામાટે મારા કાત સાથે મારી સુશીલા સપત્ની ચિંતામણી પણ આવી હતી અને તેનાથી મારો દીર્ઘ સમયનો વિયોગ થવાનો હોવાથી જેમ મારા નેત્રોમાથી અશ્રુ ખરી પડ્યા તેમ જ તેને પણ મારો દીર્ઘ વિયોગ થવાનો હોવાથી તેના નયનોમાથી અશ્રુધારાનુ વહન થવા લાગ્યુ મારા કાતે કહ્યું "હું બનતાં સુધી તો દશ બાર દિવસમા અહિંની વ્યવસ્થા કરી લઇને મુબઈ આવવામાટે નીકળીશ અને તેટલામા જો તમો સ્ટીમરમા મોરીશિયસ જવાને ઉપડી ગયા નહિ હો, તો આપણે સર્વ સાથે જ મોરીશિયસ જઇશું અને જો તમો રવાના થઇ ગયા હશો, તો હું બીજી સ્ટીમરમા ત્યા આવી પહોંચીશ મુબઇ પહોંચીને સરનામુ તથા અન્ય સમાચાર તરત લખી જણાવજે અને પ્રવાસમા સાવધ રહેજે જો પૈસાની જરૂર પડે તો તાર કરજે એટલે તારથી જ પૈસા મોકલવામા આવશે" મેં મારા કાતને ચિંતામણીની સભાળ રાખવાની ભલામણ આપી અને ત્યાર પછી થોડી વારમા જ અમારી ટ્રેન ઉપડી અમો એક બીજાથી જૂદા પડી ગયા મારા પતિએ શીલરપર અમારી રવાનગીનો તાર કરી દીધેલો હોવાથી અમો દિલ્લીથી નીકળેલા કોઇ પણ પ્રકારના વિઘ્ન વિના ત્રીજે દિવસે સવારમા ગ્રાન્ટરોડના સ્ટેશનપર આવી પહોંચ્યા તે વેળાએ શીલર અમને લેવામાટે સ્ટેશનપર ઊભેલો હતો

અમો પ્લેટફોર્મપર ઉતર્યા અને મેં તથા માલતીએ શીલર સાથે હસ્તધૂનન (શેકહેન્ડ) કરીને કુશળસમાચારાત્મક વાર્તાલાપ કરવા માડ્યો એટલામા મારા નોકર રામસહાયે કુલીઓદ્વારા અમારો સામાન બહાર કઢાવ્યો અને મને પૂછ્યુ કે "હવે આપણે ક્યા જવાનું છે ? ગાડી તૈયાર છે કે ભાડે કરી લેવાની છે ?"

એના જવાબમા મારા બદલે શીલરેજ રામસહાયને જણાવ્યુ કે "બહાર હું ભાડાની બે ગાડીઓ તૈયાર રખાવીને જ આવ્યો છું એટલે કુલીઓના માથા પર સામાન ઉચકાવીને મારી પાછળ ચાલ્યા આવો" રામસહાયને આટલું કહીને તેણે મને પૂછ્યુ કે "આ બાઈ તો દિલ્હીમા તે દિવસે તમારી સાથે ગાર્ડનમા હતા તે જ કે નહિ ?"

"જી હા, એ તે જ મારા મૈત્રિણી મિસ માલતી છે, અને મારા આગ્રહથી જ એઓ મારી સાથે પ્રવાસમા આવ્યા છે" મેં ઉત્તર આપ્યુ

"ત્યારે તો એ મિસ માલતી મુબઇથી જ પાછા દિલ્હી જવાના હશે, કેમ ખરુ કે નહિ ?" શીલરે કાઇક ગભીરતા તથા ઉદ્દેશપૂર્વક પૂછ્યુ

પરતુ મેં સરળતાથી જ જણાવ્યુ કે "નહિ, એઓ મારી સાથે મોરીશિયસ સુધી આવવાના છે અને મારા પ્રવાસના અતપર્યંત મારી સાથે જ રહેવાના છે

આ પ્રમાણે વાતો કરતા અમો પ્લેટફોર્મના દ્વારમાથી બહાર નીકળીને જ્યા શીલરની રાખેલી ગાડીઓ ઊભી હતી ત્યા આવી પહોચ્યા, એક ગાડીમા અમારો સામાન મૂકાવીને શીલરે તેમા મિસ માલતી તથા રામસહાયને બેસવાનું કહ્યુ અને બીજી ગાડીમા શીલર સાથે આવેલી એક ગૌરાગ રમણી બેઠેલી હતી એટલે તેની બાજૂમા પાછળની સીટપર હું બેઠી અને સામેની સીટપર

શીલર બેસી ગયો ગાડીઓ ચાલવા લાગી એટલે શીલરે પ્રથમ તે ગૌરાંગ રમણીને મારી ઓળખાણ કરાવી અને ત્યાર પછી મને તેનો પરિચય કરાવતા કહ્યુ કે "આ મારા એક મિત્રના પત્ની છે, મારા તે મિત્રનુ નામ મિસ્ટર ફર્ન્ છે, મિસ્ટર ફર્ન્ ગવર્નમેન્ટના ન્યાયખાતાના એક ઉચ્ચ અધિકારી છે, આ લેડીનુ ક્રિશ્ચિયન્ નામ એલન્ છે, પરંતુ અમારા સમાજની પદ્ધતિ પ્રમાણે અત્યારે એઓ શ્રીમતી મિસિસ ફર્નના નામથી ઓળખાય છે મિસ્ટર ફર્ન્ કોઈ અગત્યના કાર્યમાટે હાલમા એડન ગયેલા છે અને તેઓ એક મહિના પૂર્વે આવવાના નથી એટલામાટે એમના બગલામા જ મે તમારા નિવાસમાટેની વ્યવસ્થા કરેલી છે કારણ કે, અહીંથી મોરીશિયસ જવામાટે ઉપડવા પૂર્વે કદાચિત્ પદરથી વીસ દિવસનો સમય વીતી જાય એવો સભવ દેખાય છે"

"આવા એક પ્રતિષ્ઠિત આગ્લ અબળા સાથે આજે આમ અચાનક પરિચય થવાથી હું મને પોતાને અતિશય ભાગ્યશાલિની માનું છુ અને અમારા નિવાસમાટે એમણે પોતાના બગલામા વ્યવસ્થા કરી આપવાની જે ઉદારતા દર્શાવી છે તેમાટે હું એ શ્રીમતીનો આભાર માન્યા વિના રહી શકતી નથી" મેં સભ્યતાના વર્તમાનકાલિક નિયમ અનુસાર મારી કૃતજ્ઞતાનુ શબ્દોદ્વારા દર્શન કરાવ્યું

"હું પણ આપના જેવા એક કુલીન અને સભ્ય આર્ય અબળાના આદરાતિથ્યનો મને આજે આમ અચાનક પ્રસગ મળવાથી મારી ભાગ્યશાલિતાની સીમા થયેલી માનુ છું, કારણ કે, આર્યાવર્તની અબળાઓ વિષે મારા અતઃકરણમા એક પ્રકારનો પૂજ્યભાવ વસી રહ્યો છે અને મારા તે ભાવને વ્યવહારમાં યોજી બતાવવાનો આજે મને યોગ્ય પ્રસગ પ્રાપ્ત થયો છે" મિસીસ ફર્ને પોતાની ભાગી તૂટી અને અગ્રેજી મિશ્રિત હિન્દુસ્તાની ભાષામા આવા આશયના ઉદ્ગારો કાઢયા

આવા પ્રકારના વાર્તાલાપમા માર્ગ ઓછો થતો ગયો અને લગભગ પાત્રીસ કે ચાલીસ મિનિટ પછી અમારી ગાડીઓ પરેલની કાળી ચોકી પાસેની એક ગલીમાના એક બગલાના દરવાજા આગળ આવીને ઊભી રહી બગલામાથી ગાડીઓને ઊભી રહેલી જોતાની સાથે જ 'હોટલ બોયસ' જેવા દેખાતા બે નોકરો બહાર દોડી આવ્યા અને તેમણે અમારા સામાનને બગલાના માળપરના ઓરડામા જ્યા અમારા નિવાસની વ્યવસ્થા કરાયલી હતી ત્યા પહોંચાડી દીધો અમો ત્યા જઇને બેઠા એટલે શીલરે ચાહ અને નાસ્તો એક હિન્દુ હોટલમાથી મગાવ્યા અને પૂછ્યુ "હવે તમારામાટે ભોજન આદિની શી વ્યવસ્થા કરવી ?" એના ઉત્તરમા મેં જણાવ્યુ કે "ભોજનની વ્યવસ્થા અમો અમારા હાથે જ કરી લઇશું, માત્ર તમારુ માણસ મારા માણસને બજારમા લઈ જઇને કઈ ચીજ ક્યાં મળે છે એટલું બતાવી દેશે એટલે રામસહાય જે કાઈ પણ જોઇતું હશે તે લઈ આવશે" શીલરે એક નોકરને રામસહાય સાથે બજારમા જવાનો હુકમ ફરમાવી દીધો અને ત્યાર પછી મિસિસ ફર્નને અમારી બરાબર ખાતરબરદાસ્ત રાખવામાટેની ભલામણ આપીને તે પોતે સાંઝે આવવાનુ કહી ત્યાથી જવાને તૈયાર થયો, પરંતુ "આ રૂપીઆ બે લેતા જાઓ અને મારા હસ્બંડપર અમારા અહીં પહોંચ્યાનો તાર કરી દેજો," એમ કહીને મેં તેને અટકાવ્યો, તેણે તારમાં મોકલવાના શબ્દો કાગળપર લખી લીધા અને પછી તે તત્કાળ ચાલતો થઈ ગયો

જે બગલામા અમને ઊતારો આપવામા આવ્યો હતો તે બગલાની આસપાસ ચારે તરફ ત્રીસ ત્રીસ ફીટનો ફરતો કમ્પાઉંડ હતો અને કમ્પાઉન્ડને ફરતી સાત ફીટ ઉંચાઇની દીવાલ બાધી લેવામા આવી હતી બગલાના ભોયતળીયામા વચ્ચે એક મોટો ઓરડો, તેની આજુબાજૂ બે નાના ઓરડા, આગળ વરંડો અને પાછળના ભાગમા રાધણિયુ, ન્હાવાની ઓરડી, ડ્રેસિંગ રૂમ તથા જાજરૂની સગવડ કરાયલી હતી પાણીનો એક નળ બહાર કમ્પાઉંડમા, એક નળ સ્નાનગૃહમા અને એક નળ જાજરૂમા પણ હતો બગલાના ઉપરના માળપર પણ એ જ પ્રમાણેની વ્યવસ્થા હતી, માત્ર કમ્પાઉંડમાનો નળ ઉપર ન હોતો એટલી ન્યૂનતા હતી અને ઓરડાના આગળના ભાગમા વરંડાને બદલે ખુલ્લી અગાસી હતી એટલો તફાવત હતો કોચ, પલગ, કુરસી, ટેબ્લ, ડ્રેસિંગ, ગાલીચા અને બીજી આવશ્યકીય સર્વ વસ્તુઓ તેમ જ દીવાલપર પિકચરો, ઘડિયાળો અને ઉષ્ણતામાપક યત્ર આદિ શોભાને વધારનારી વસ્તુઓ પણ સામાન્યત સારા પરિમાણમા જોવામા આવતી હતી અને તે સર્વ વસ્તુઓ યૂરોપિયન પદ્ધતિ પ્રમાણે ગોઠવેલી હોવાથી એ કોઇ સારા યૂરોપિયનનો બગલો હોવો જોઇએ, એવો પ્રથમ દૃષ્ટિએ કોઇને પણ ભાસ થાય એ સર્વથા સ્વાભાવિક જ હતુ, અને જો એ બગલાનો સત્ય ભેદ સત્વર જ અમારા જાણવામા ન આવ્યો હોત, તો અમો પણ એને યૂરોપિયન ઑફિસરનો બગલો માની બેઠા હતા અને છેવટ સુધી માનત, એમા સશય જેવુ કાઈ હતુ જ નહિ પરતુ અચાનક ભેદનો સ્ફોટ થયો અને તેના યોગે અમારા એ ભ્રમનો નિરાસ થઈ ગયો એ ભેદનો સ્ફોટ કેવી રીતે થયો હતો તે હવે હું જણાવીશ

મિસિસ ફ્ર્નના નોકર સાથે બજારમા જઇને રામસહાય રસોઈમાટે જોઇતી સર્વ વસ્તુઓ લઈ આવ્યો હતો અને મેં તથા માલતીએ મળીને રસોઈ કરી નાખી હતી લગભગ એક વાગે અમો બધા જમીને તાબૂલભક્ષણ તથા વાર્તાલાપ કરતા બેઠા હતા એટલામા મિસિસ ફ્ર્ન ઉપર આવી અને તેણે મને સબોધીને કહ્યુ કે "બાનો કાચનમાલા, જો તમને કોઈ પણ પ્રકારની અડચણ થવાનો સભવ ન હોય, તો તમારી સાથે કેટલીક ખાનગી વાતચીત કરવાનો અને તમારો લગભગ એક કલાક જેટલો સમય લેવાનો મારો વિચાર છે" મેં જણાવ્યુ કે "અહીં હવે અમને બીજુ કામ પણ શું છે કે જેથી તમારી સાથે વાતચીત કરવામા અમને અડચણ થવાનો સભવ હોય? ખુશીથી બેસો અને એક કલાકને બદલે બે કલાક જેટલો અમારો સમય લ્યો તો પણ અમારો વાધો નથી" મિસિસ ફ્ર્ન, "ઓહ, તમારી આ ઉદારતામાટે હું તમારો ઘણો જ ઉપકાર માનુ છું," એમ કહીને એક કુરસીને ખસેડી લઇને મારા કોચની પાસે મારી સામે બેસી ગઈ, કારણ કે, હું એ વેળાયે કોચપર બેઠી હતી અને માલતી નીચે ગાલીચાપર બેસીને બીજી વારના ભક્ષણમાટે પાનના બીડા તૈયાર કરવાના કામમા રોકાયલી હતી

મારી સામે કુરસીપર બેઠા પછી મિસિસ ફ્ર્ને કાઇક અશુદ્ધ પરતુ સ્પષ્ટ સમજી શકાય તેવી હિન્દુસ્તાની ભાષામા પોતાના વાર્તાલાપનો આરભ કરીને કહ્યું કે "શ્રીમતી કાચનમાલા, અત્યારે એક પારધીના જાળમા સપડાયલી પક્ષિણી કિંવા સિંહના પંજામા સપડાયલી હરિણી જેવી તમારી અવસ્થા છે અને હું

અત્યારે તમને એ પારધીની જાળ અથવા સિંહના પંજામાંથી છટકવાના માર્ગને દર્શાવવામાટે જ તમારી પાસે આવી છું, કારણ કે, દુષ્ટાત્મા શીલરના કપટજાળમાં ફસાઈ જવાથી મારો અને મારા જેવી અન્ય પણ અનેક અબળાઓનો અવતાર બગડી ગયો છે, અને તેથી અમારી પેઠે મારી મધ્યસ્થતાથી બીજી નિર્દોષ નારીઓની અવતારલીલા ન બગડે તો સારું એવી સદ્ભાવનાનો મારા અંતઃકરણમાં આજે અચાનક ઉદ્ભવ થવાથી પ્રથમ તમને બચાવવાનો મેં દૃઢ નિશ્ચય કરી લીધો છે, અને મારો તે નિશ્ચય જ અત્યારે મને તમારી પાસે ખેંચી લાવ્યો છે. ગાડીમાં શીલરના દેખતાં જ મેં તમને ઉદ્દેશીને 'આર્યાવર્તની અબળાઓ વિષે મારા અંતઃકરણમાં એક પ્રકારનો પૂજ્યભાવ વસી રહ્યો છે અને મારા તે ભાવને વ્યવહારમાં યોજી બતાવવાનો આજે મને યોગ્ય પ્રસંગ પ્રાપ્ત થયો છે, આ પ્રમાણેના શબ્દો ઉચ્ચાર્યા હતા તે આ આશયથી જ ઉચ્ચાર્યા હતા, કારણ કે, હિન્દુસ્તાનમાંના મારા દશ વર્ષના નિવાસથી આર્યાવર્તની અબળાઓ જેવી સદાચારિણી, ધર્મશીલા, સહિષ્ણુ અને કપટહીના અબળાઓ અન્ય કોઈ પણ દેશમાં નથી એવો મારો દૃઢ નિશ્ચય થયો છે, અને તેથી પ્રેરાઇને જ આજે મેં આર્યાવર્તની અબળાઓના ઉદ્ધારનું બીડું ઝડપી લીધું છે"

શીલર વિશે મિસિસ ફર્નના આવા ઉદ્ગારોને સાંભળીને હું આશ્ચર્યચકિત થઈ ગઇ અને વિસ્ફારિત નયનોથી તેના મુખમંડળને જોવા લાગી કેટલીક વાર સુધી મૌનપૂર્વક તેના વદનમંડળનું અવલોકન કર્યા પછી મેં તેને સંબોધીને કહ્યું કે "મિસિસ ફર્ન, તમો શું કહેવા માગો છો તે હું બરાબર સમજી શકતી નથી, એટલામાટે જે કાંઇ પણ કહેવાનું હોય તે સ્પષ્ટ શબ્દોમાં કહેશો તો તમારો મારાપર મોટો ઉપકાર થશે"

"સ્પષ્ટ શબ્દોમાં કહેવાનું એ જ કે—" એમ કહીને મિસિસ ફર્ને જે કાંઈ કહેવાનું હતું તે સ્પષ્ટ શબ્દોમાં આ પ્રમાણે કહેવા માંડ્યું "હું મિસિસ ફર્ન નથી, મારો નથી તો એક પણ ધણી નથી અને છે તો હજાર ધણી છે, એટલે કે હું એક અધમમાં અધમ વેશ્યા નારી છું અને કેવળ તમને ફસાવવામાટે જ મેં આ મિસિસ ફર્નની ભૂમિકા શીલરની આજ્ઞાથી ભજવવા માડી છે, અર્થાત્ જે શીલરને તમો કલકત્તાના નામાંકિત શીલર બૅરિસ્ટર, ગિરમિટિયા મજૂરોની સ્થિતિની તપાસમાટે ઉપનિવેશોમાં જનારા કમીશનના એક મેમ્બર તથા તમારા પોતાના એક હિતૈષી મિત્ર અને એક પરોપકારી ગૃહસ્થ તરીકે માની બેઠાં છો, તે શીલર જર્મનીનો નિવાસી એક મહાભયંકર 'વ્હાઇટ–સ્લેવ–ટ્રૅફિકર' ગોરી ગુલામડીઓનો વેચનાર નીચ પાપી સૌદાગર—છે અને એ નીચ ધધામાં જ તેણે અત્યાર સુધીનું પોતાનું જીવન વીતાડીને સેંકડો આબરૂદાર ઓરતોની જિન્દગાનીને ધૂળધાણી કરી નાખી છે, અને હજી પણ જો તે કાયદાની ચુગાલમાં નહિ સપડાય અને જેલમાં નહિ જાય, તો કોણ જાણે કેટલીએ નિરપરાધિની શુદ્ધચરિત્રા કુમારિકાઓ, સૌભાગ્યવતીઓ તથા તરુણ વિધવાઓના જીવન તેના હસ્તથી વિષમય થઈ જશે, એની અત્યારે કલ્પના પણ કરી શકાય તેમ નથી તમારો તથા તમારી બે બહેનોનો વૃત્તાંત શીલરે મને સંભળાવ્યો છે એટલે તેના આધારે હું કહું છું કે, વ્યંકટાદ્રિએ જેવી રીતે તમારી બે બહેનોને ગિરમિટિયા મજૂરણો તરીકે વેચી નાખી છે તેવી જ રીતે શીલર તમને તમારી બહેનોના ઉદ્ધારની લાલચમાં લપટાવી

મોરીશિયસને બદલે સિંગાપોર લઈ જઇને ત્યા દિલ્લીની હરમતજાન જેવી જ મેડમ વી નામક એક ધનાઢ્ય પરતુ હરમતજાન કરતા અત્યત નિર્દય અને ભયાનક કુટ્ટિનીના હસ્તમા વેચી નાખવાનો છે અને તમારી સાથે આ તરુણી મિસ માલતીને આવેલા જોઇને તો તેનો આનદ વળી હજાર ગણો વધી ગયો છે. પરતુ જેવી રીતે મને લગ્નના લોભમા લપટાવીને આ લજ્જાહીનતાના વ્યવસાયમાં નાખી શીલરે એક પ્રતિષ્ઠિત પત્નીના પદને ભોગવવાની મારી સર્વ આશાઓને ધૂળમા મેળવી નાખી છે, તેવી જ રીતે મારા તે વૈરનો બદલો વાળી લેવામાટે તમને વેચી નાખવાની તેમ જ આ ધધાને આમને આમ આગળ ચલાવીને લક્ષાધીશ થવાની તેની સર્વ આશાઓને ધૂળમા મેળવી દેવાના, માત્ર એટલું જ નહિ, પણ તેનુ જીવન બહુધા જેલમા જ વીતી જાય અને તે મરતા સૂધી પશ્ચાત્તાપના પાવકથી બળ્યા કરે એમાટેના યોગ્ય ઉપાયો મેં પણ યોજી રાખ્યા છે એટલે તમારે કોઈ પણ પ્રકારનો ભય રાખવાનો નથી મારા વચનમા વિશ્વાસ રાખજો, શીલર જે કાઈ પણ કહે તે સાભળી લેજો, હાજી હા કરતા રહેજો, અને તેના ભેદને તમો જાણી ગયા છો એ વાર્તા તેને જણાવા દેશો નહિ, છેવટ સ્ટીમરપર જવાનો સમય આવે ત્યારે સ્ટીમરપર પણ જજો એટલે શીલરને છેવટ સૂધી કાઇ પણ સશય નહિ આવે, અને સ્ટીમરપર તે સઘળા માલમુદ્દા અથવા પૂરાવા સાથે પકડાશે ત્યારે જ તે મારી કળાને અને સ્ત્રીજાતિના વૈરની ભીષણતાને જાણી શકશે અત્યારે આટલી સૂચના સપૂર્ણ છે, જો આવશ્યકતા જણાશે તો હું વારવાર ઉચિત સૂચનાઓ આપતી રહીશ હવે મારા વ્યવસાયના સમયને સભાળવામાટે હુ જવાની આજ્ઞા લઉં છુ”

“ત્યારે તમારુ ગૃહ અન્યત્ર છે કે શું?” મેં આશ્ચર્ય દર્શાવીને પૂછ્યુ

“આ બગલો માત્ર તમોને ઊતારો આપવામાટે જ ભાડે રાખવામા આવ્યો છે અને આમાનો બધો સામાન પણ ભાડાનો જ છે આ લત્તામા કોઈ યૂરોપિયનનો નિવાસ છે જ નહિ તેમ જ હુ વેશ્યા હોવાથી જો પરેલ જેવા મીલ મજુરોના લત્તામા ઘર રાખીને રહુ તો ભૂખે મરવાનો પ્રસગ થોડા વખતમા જ આવી લાગે અમારા ધધાના બરની જગ્યાઓ વ્હાઇટ લેન, ગિલ્ડર સ્ટ્રીટ અને ફૉકલૅડ રોડ છે એટલે મારુ ઘર ફૉકલૅડ રોડ અથવા તારદેવપરની બાલીવાલા ગ્રાન્ડ થીએટરની સામે આવેલુ છે હું કોઇ વાર તમને દિવસની વેળાયે મારુ ઘર બતાવવાને લઈ જઇશ, કારણ કે, રાત્રિના સમયમા અમારા ઘરો પિશાચમદિરો થઇ જતા હોવાથી તમારા જેવી કુલકામિનીઓને તે અત્યત ભયાનક ભાસે એ સ્વાભાવિક જ છે” મિસિસ ફ્રર્ને બગલાના ભેદનો પ્રકાશ કરી દીધો,

“હ, પણ તમારા પોતાના કહેવા પ્રમાણે તમો મિસિસ ફ્રર્ન તો નથી તો પછી તમારુ સત્ય નામ શું છે વારુ?” મેં નામની પૃચ્છા કરી

“મારુ ખરુ નામ મિસ એન્જલીના છે, પરતુ તમો મને એ નામથી કદાપિ બોલાવશો નહિ, કારણ કે, નહિ તો શીલરના મનમા સશય આવશે અને બાજી બગડી જશે મને તો તમો મિસિસ ફ્રર્નના નામથી જ બોલાવજો” એન્જલીનાએ પોતાનુ ખરુ નામ જણાવીને સાથે તે નામને ન ઉચ્ચારવાની સૂચના પણ આપી દીધી.

આ પ્રમાણેનો વાર્તાલાપ કરીને પચવિંશવર્ષીયા, રૂપસુન્દરી, પ્રભાવવતી, ગભીરાકૃતિ, દયાશીલા અને અનુકપામડિતા હોવા છતા પૂર્વજન્મમા તેના હસ્તથી થયેલા કોઈ ઘોર અપરાધના કારણથી વેશ્યાવૃત્તિથી જીવનને વીતાડતી એન્જલીના મધુરસ્મિતસહિત હસ્તચૂનન કરીને ચાલી ગઇ અને મને તથા માલતીને ઘોર ચિન્તામા નાખી ગઈ

એન્જલીના અથવા મિસિસ ફર્નના ગયા પછી મેં માલતીને કિંચિત્ સશય દર્શાવીને પૂછ્યું "માલતી બહેન, હુ તમને અહીં મારી સાથે લેતી આવી છું એ મેં બહુ જ સારુ કર્યું છે એમ હવે મને સ્પષ્ટ જણાય છે, કારણ કે, નહિ તો આવા પ્રસગે મારી એકલીની કેવી સ્થિતિ થાત, એ અત્યારે કહી શકાય તેમ નથી અસ્તુ શીલર આવો દુષ્ટાત્મા હશે એની મને તો કલ્પનામાત્ર પણ ન હોતી, અને તેથી જ દિલ્લીમા તમોએ તત્કાળ કોઈ પણ મનુષ્યમા અધ થઇને વિશ્વાસ ન રાખવામાટેનો જે ઉપદેશ આપ્યો હતો તે ઉપદેશને મેં સ્વાર્થાન્ધ થઇને હસી કાઢ્યો હતો પરતુ અત્યારે હવે એન્જલીનાના કહેવાથી આપણે શીલરના સકજામા સપડાયા છીએ એ ભેદ સ્પષ્ટતાથી આપણા જાણવામા આવી ગયો છે, અને તેટલામાટે આપણે અતિશય સાવધાન રહેવાનું છે પણ બહેન, એન્જલીનાએ શીલરની જે પાપિષ્ઠતાઓનો આપણા સમક્ષ સ્ફોટ કર્યો છે તે સર્વ વાર્તા સત્ય હશે ખરી કે? કારણ કે, એ વિષે અદ્યાપિ મારા મનમા કાઇક સશય રહ્યા કરે છે, અને એન્જલીના તેના પોતાના કથન પ્રમાણે જ એક વેશ્યા હોવાથી તેના વચનમા મારો સપૂર્ણ વિશ્વાસ નથી બધાતો તમો મારા કરતા આ વિષયના ઉત્તમ અનુભવિની છો અને તેથી તમારો અભિપ્રાય વિશેષ પરિપકવ હોય એ સ્વાભાવિક હોવાથી તમારો અભિપ્રાય જણાવશો તો ઉપકાર થશે"

મારા એ સશયનુ સમાધાન કરતી માલતી સ્મિત કરીને કહેવા લાગી. "ભગિની કાચનમાલા, એન્જલીના અત્યારે દુર્ભાગ્યની પ્રબળતાથી વેશ્યા હોવા છતા પણ મૂળ કુલીન કુટુમ્બની કન્યા છે અને પોતાની કુલીનતાનુ તેને અદ્યાપિ વિસ્મરણ થયેલુ ન હોવાથી તેણે આપણા પ્રતિ ઈશ્વરની પ્રેરણાથી આવા પ્રકારની અનન્ય અનુકપા દર્શાવી છે, એમા લેશમાત્ર પણ સશય નથી વેશ્યાઓના સમુદાયમા અભિન્નતા અબળાઓ નથી જ હોતી, એમ માની લેવાનું કાઈ પણ કારણ નથી, કેટલીક સ્ત્રીઓ પોતાની ઇચ્છાથી વેશ્યાવૃત્તિને સ્વીકારી લે છે, અને કેટલીક સારી સ્ત્રીઓને અચાનક પ્રતિકૂલ પરિસ્થિતિમા આવી પડવાથી પોતાના અત કરણપર બળાત્કાર કરીને નિરુપાયવશાત્ વેશ્યાવૃત્તિનો સ્વીકાર કરવો પડે છે એન્જલીના આમાની બીજા પ્રકારની વેશ્યા છે અને તેથી તેના વચનમા સપૂર્ણ વિશ્વાસ રાખવાથી આપણું લેશમાત્ર પણ અકલ્યાણ થવાનું નથી, એવો મારો દૃઢ નિશ્ચય છે"

"પરતુ અદ્યાપિ આપણે કોઇના બધનમાં નથી અને સપૂર્ણ સ્વતત્ર છીએ એટલે જો આપણી ઇચ્છા હોય તો અત્યારે જ આપણે અહીંથી પાછા દિલ્લી જવાને રવાના થઈ શકીએ તેમ છે; તો પછી વિના કારણ અહીં રહીને અધિક ઉપાધિમા પડવાનુ શું કારણ છે વારુ? મારી બહેનોના ઉદ્ધારનો આપણે પછીથી વળી કોઈ અન્ય પ્રયત્ન કરીશું" મેં દિલ્લી જવાનો અભિપ્રાય દર્શાવ્યો

માલતી કાંઇક વિચારમાં પડી ગઈ અને કેટલીક વાર પછી અમુક પ્રકારના નિશ્ચયપર આવીને કહેવા લાગી કે “તમારા કથન અનુસાર કોઇ પણ પ્રકારના સંકટમાં પડ્યા વિના અત્યારે આપણે અહીંથી ગમે ત્યાં ચાલ્યા જવાની સ્વતંત્રતા ધરાવીએ છીએ, છતાં અત્યારે એ સ્વતંત્રતાનો ઉપયોગ ન કરવો અને અહીં જ રહેવું, એવી અનેક કારણોથી મારી ઇચ્છા છે, કારણ કે, એન્જલીનાએ શીલરનાં પાપોને પ્રકાશમાં લાવીને ન્યાયદેવતાના હસ્તથી તેને યોગ્ય દંડ અપાવવાનો પ્રયત્ન કરેલો છે અને તેના પ્રયત્નની સિદ્ધિનો સર્વ આધાર અત્યારે કેવળ આપણાપર જ રહેલો છે, અર્થાત્ જો આપણે ચાલ્યા જઇશું, તો અત્યારે શીલર ન્યાયદેવતાના હસ્તમાંથી છટકી જશે, એન્જલીનાનો પ્રયત્ન વ્યર્થ થશે અને શીલરને આવાં બીજાં પાપકર્મો કરવાનો વળી પાછો યથેચ્છ અવકાશ મળશે એથી વિરુદ્ધ જો શીલર ન્યાયદેવતાના હસ્તમાં પૂરાવા સાથે સપડાશે અને કેસ ચાલતાં તેનાં બીજાં સ્ત્રીપુરુષ સાથીઓનાં નામો પ્રકાશમાં આવશે, તો કદાચિત્ વ્યંકટાદ્રિ તથા હરમતજાનને પણ કાયદાની ચુંગાલમાં ફસાવવાનો આપણે પ્રયત્ન કરી શકીશું અને જો આપણો તે પ્રયત્ન સફળ થશે, તો શીલર તથા વ્યંકટાદ્રિ જેવા પિશાચો તથા હરમતજાન જેવી પિશાચિકા સમાજના મધ્યમાંથી દૂર થઇને કારાગૃહવાસી થઈ જશે અને તેના યોગે આપણા વૈરનો પ્રતિશોધ થવા સાથે અનેક નિર્દોષ નારીઓના ઉદ્ધારનું પુણ્ય પણ આપણને પ્રાપ્ત થશે કાંચનમાલા, તમારી બહેનો કરતાં તમો બહુ જ પ્રબળ તથા અનુકૂળ ભાગ્યબળને લઇને જન્મ્યાં છો અને તેથી જ તમોને જ્યાં જાઓ છો ત્યાં અનાયાસ અનુકૂળ સાધનો મળી આવે છે એટલે એ અનુકૂળ સાધનોનો યથોચિત ઉપયોગ કરી લેવો એ જ તમારું કર્તવ્ય છે મારી તો એવી જ માન્યતા છે કે તમારા ભાગ્યમાં દુ:ખ લખાયલું જ નથી, કિંબહુના તમારા હસ્તથી અન્ય દુ:ખી જનોનાં દુ:ખોનું નિવારણ થાય એવો જ તમારી ભાગ્યરેખાનો પ્રભાવ છે એટલામાટે પરમાત્મામાં વિશ્વાસ રાખો અને અચાનક પ્રાપ્ત થયેલા પરોપકારસિદ્ધિના આ પ્રસંગને હસ્તમાંથી ચાલ્યો ન જવા દ્યો. પછી તો જેવો તમારો મનોભાવ, કારણ કે, તમારી દિલ્લી જવાની જ ઇચ્છા હશે, તો મારાથી તમારી તે ઇચ્છાને બળાત્કારે અટકાવી શકાય તેમ નથી અને તેથી મારે પણ તમારી સાથે આવવું જ પડશે”

“ત્યારે આ સર્વ વૃત્તાન્ત અત્યારે આપણે મારા કાંતને લખી જણાવીએ તો કેમ?” મેં એક બીજી અગત્યની સલાહ માગી.

“હજી બે દિવસ જવા દઇને અહીં શો રંગ જામવા માંડે છે તે જોઈ લેવો, અને ત્યાર પછી જો આવશ્યકતા દેખાય તો આ વૃત્તાંત તેમને લખી જણાવવો, એવો મારો અભિપ્રાય છે” માલતીએ પોતાનો અભિપ્રાય દર્શાવ્યો.

રાતે શીલર અમને મળવામાટે આવ્યો અને અમોએ તેનો એવો તો સારો સત્કાર કર્યો કે એન્જલીના દ્વારા તેનો ભેદ અમારા જાણવામાં આવી ગયો છે એવી શંકામાત્ર પણ તેના મનમાં આવી શકે નહિ. તેણે કહ્યું કે “હું આવતી કાલે જ કલકત્તા જવાનો છું એટલે આઠ દિવસ પછી ત્યાંથી આવીશ ત્યારે તમને મળીશ મિસિસ ફર્ન તમારી ખાતરબરદાસ્ત કરશે એટલે તમને કાંઈ પણ અડચણ આવે તેમ નથી મિસિસ ફર્ન હમણાં રાતે પોતાની એક મૈત્રિણીને ત્યાં સૂવામાટે જાય છે અને જમવાનું પણ તેણે ત્યાં જ રાખ્યું છે એટલે જો તે

રાત્રિના સમયમા બગલામાં ન આવે તો તેથી ગભરાશો નહિ; કારણ કે, દિવસનો ઘણોખરો સમય તે અહીં જ ગાળશે, એમ મેં તેને કહી રાખ્યું છે.” શીલરે એન્જલીનાના ભેદને અમારાથી છુપાવવાનો આ ચાલાકી ભરેલો પ્રયત્ન કર્યો હતો એ અમો તરત સમજી ગયાં, છતા અમોએ હામા હા મેળવી દીધી, અને શીલર સંતોષ પામીને ત્યાંથી ચાલતો થઈ ગયો

બીજે દિવસે સવારમા અગિયાર વાગે એન્જલીના આવી અને તેણે અમોને જણાવ્યું કે “શીલર આજે બપોર પછી દોઢ વાગ્યાની ટ્રેનમાં પૂના જવામાટે ઉપડી જવાનો છે અને ત્યાથી બે દિવસ પછી કલકત્તા જઇને આઠ દિવસમા અહીં પાછો આવવાનો છે તમો જમી લ્યો એટલે અહીંથી એક વાગે હું તમને મારુ ઘર બતાવવામાટે અને ત્યાથી ક્રિમિનલ ઇન્વેસ્ટિગેશન ડિપાર્ટમેન્ટના (અપરાધ શોધક ખાતાના) એક ઑફિસર (અમલદાર) સાથે મુલાકાત કરાવવામાટે લઈ જવાની છુ કે જેથી શીલરને સપડાવવાના મારા શા પ્રયત્નો ચાલી રહ્યા છે અને હું કેટલી સાચી છું એ વાર્તા પણ તમારા જાણવામા આવી જાય અને મારા વિષે તમારા મનમાં કાંઈ પણ શકા ન રહે”

બાર વાગે અમો જમ્યાં અને એક વાગે હું, માલતી તથા રામસહાય એન્જલીના સાથે જવાને તૈયાર થયા. અમો ત્રણે સ્ત્રીઓ વિક્ટોરિયામા અદર બેઠી અને રામસહાય ગાડી હાકનારની બાજૂમા બેસી ગયો જ્યારે અમારી ગાડી બાલીવાળા ગ્રાન્ડ થીએટરની સામેના મકાન નીચે ઊભી રહી તે વેળાયે રસ્તાપર ચાલતા કેટલાક લોકો અમને–મને અને માલતીને–તાકી તાકીને જેવા લાગ્યા, અને તેથી અમો જાણી ગયા કે તેમણે કદાચિત્ અમને પણ વેશ્યાઓ જ ધારી લીધી હશે; કારણ કે, કલાલખાનામા જઇને દૂધ પીનાર પણ દારૂડિયામા જ ખપી જાય છે તેવી જ રીતે વેશ્યાના ગૃહમા જનારી ગૃહસ્થાઓને પણ જો લોકો વેશ્યા માની લે તો તેમા આશ્ચર્ય જેવુ કાઇ પણ નથી અમારી એ ધારણા તત્કાળ સત્ય સિદ્ધ થયેલી દેખાઇ અને તે એવી રીતે કે અમને એન્જલીનાના ઘરમા જતી જોઇને થોડી વાર પછી ધનાઢ્ય જેવા દેખાતા બે મુસલ્માન ગૃહસ્થો ઉપર ચઢી આવ્યા, અને તેમણે એન્જલીનાના નોકર અથવા દલાલ દ્વારા મારી અને માલતીની ફી પૂછાવી; પણ તેમને ‘ન’કારનો જવાબ મળવાથી તેઓ નિરાશ થઇને પાછા ચાલ્યા ગયા. વેશ્યાના ગૃહમા આવવાનું આ સ્વાભાવિક પરિણામ હોવાથી અમોએ એથી જરા પણ માઠુ લગાડ્યું નહિ, અને એન્જલીનાએ પણ ક્ષમા માગવાનો ખોટો વિવેક ન દર્શાવ્યો એક ગૌરાંગી વેશ્યાના ગૃહમા હોવા જોઇએ તેવા સર્વ વિલાસસાધનોવડે એન્જલીનાનુ ગૃહ ભરેલુ હતું, અને તેમાના ફર્નિચર આદિને જોઇને જાણે તે કોઇ મોટા ધનાઢ્ય યૂરોપિયનનુ ગૃહ હોયની ! એવો જ ભાસ થતો હતો, પરતુ એ સર્વ ફર્નિચર ભાડાનુ જ હતુ એમ એન્જલીનાના કહેવાથી અમારા જાણવામાં આવ્યું એન્જલીનાએ ગોખલેના હોટેલમાથી અમારામાટે ચાહ મંગાવી અને ચાહ પીધા પછી અમો ક્રૉફર્ડ માર્કેટ પાસે આવેલી પોલિસ કમિશનરની ઑફિસમા જવાને તૈયાર થયાં અમો જ્યારે ત્યાં પહોંચ્યા ત્યારે લગભગ ત્રણ વાગ્યાનો શુમાર થયો હતો

એન્જલીનાએ એક સિપાહી દ્વારા પોતાના નામનો વિઝિટિંગ કાર્ડ અંદર ઑફિસમા મોકલાવ્યો અને થોડી વારમાં સિપાહી પાછો આવીને અમને એક

નાના છૂટા મકાનમા માળ ઉપર આવેલી એક ઑફિસમા લઇ ગયો ઑફિસમાં મહાશય કુંજવિહારી પોતાના ટેબ્લપર કોણી ટેકવીને કુરસીપર બેઠા હતા અને તેમના કહેવાથી અમો ત્રણે જણી બીજી ત્રણ સામેની કુરસીઓપર બેસી ગઇ પ્રથમ એન્જલીનાએ તેમને અમારો પરિચય કરાવ્યો અને અમને તેમનો પરિચય કરાવ્યો અમોને શીલર કેવા ઉદ્દેશથી મુંબઇમા લાવ્યો હતો અને તેમણે અમારી સાથે કેવી ઠગબાજી કરી હતી એ સર્વ વૃત્તાન્ત તેમના જાણવામા હોવાથી તેમણે મને કેટલાક પ્રશ્નો પૂછ્યા અને મેં જે ઉત્તરો આપ્યા તે તેમણે એક ચોપડીમા લખી લીધા ત્યાર પછી તેમણે એક કાગળ લખીને મારા હાથમા આપ્યો અને મને સબોધીને કહ્યુ કે:–

"શ્રીમતી કાચનમાલા, આ કાગળ તમારી પાસે રાખો, કારણ કે, જો આવશ્યકતા પડે, તો કોઈ પણ પોલિસ અમલદારને આ કાગળ બતાવતા તત્કાળ તમને જોઇતી સહાયતા મળી શકશે તેમ જ તમારા બગલાની આસપાસ અમારા બે ત્રણ સિપાહીઓ હમેશા નજર રાખતા રહેશે એટલે તમારે કોઈ પણ પ્રકારનો ભય ન રાખવો તેમ જ દિલ્લી ચાલ્યા જવાનો પ્રયત્ન પણ ન કરવો, નહિ તો અમારા હાથમાથી પૂરાવો નીકળી જશે અને શીલરને કેદ કરતા અમારે બહુ જ પરિશ્રમ વેઠવો પડશે "

"સરકારનો અમને આશ્રય છે તો પછી અમારામાટે ભય રાખવાનું કે દિલ્લી ચાલ્યા જવાનું કાંઈ પણ કારણ અવશિષ્ટ રહેતુ જ નથી બદમાશ શીલર કાયદાની ચુગાલમા સપડાય એ જ અમારો પણ ઉદ્દેશ છે અને તેથી આપના પ્રસ્તાવને અમો પ્રસન્નતાથી સ્વીકારીએ છીએ" મેં નિષ્કપટ ભાવથી એ પ્રમાણેના શબ્દો ઉચ્ચાર્યા

"હુ તમારો આ ઉદારતામાટે ઉપકાર માનું છું" એમ કહીને કુંજવિહારીએ એન્જલીનાને પૂછ્યુ કે "વારુ, પણ હુરમતજાન મરીયમ નામની એક મુસલ્માન તરુણીને લઇને શીલર સાથે સિંગાપોર જવાને અહીં આવવાની હતી તે આવી કે નહિ ?"

"તે એક બે દિવસમાં જ આવવાની છે અને મારા ઘરમા જ ઊતરવાની છે એટલે તે આવશે કે તરત હુ આપને ખબર આપી દઇશ " એન્જલીનાએ કહ્યું.

"થૅંક્યૂ" કહીને કુંજવિહારીએ વાર્તાલાપની સમાપ્તિની સૂચના આપી, અને અમો ત્યાથી મહાશય કુંજવિહારીની આજ્ઞા લઇને પાછા ઘેર આવવાને ઉઠ્યા

અમો સર્વ પ્રથમ પરેલપરના બગલામા આવ્યા અને ત્યા અડધો કલાક અમારી સાથે વાર્તાલાપમા વીતાડીને એન્જલીના તેના પોતાના વ્યવસાયનો સમય થયેલો હોવાથી પોતાને ઘેર જવામાટે ચાલતી થઈ ગઈ

પોલિસખાતાનો આશ્રય મળવાથી અમારી ચિન્તાનો લોપ થયો અને તેથી અમો નિર્ભય થઇને કોઇ વાર સાઝે ચોપાટી, પાલવા બદર અથવા ઍન્ડસ્ટૅન્ડપર ફરવા જતા હતા, કોઇ વાર રવિવારે દિવસના નાટકમા અમારી પધરામણી થતી હતી તો કોઇ વાર બજારમા સારી સારી ચીજોની ખરીદીમાટે અમો નીકળી પડતા હતા એવી રીતે અમો અમારા દિવસો વીતાડવા લાગ્યા આઠ દિવસને બદલે દશ દિવસ પછી શીલર કલકત્તેથી પાછો મુબઈમાં આવ્યો અને આવતાં જ તેણે અમને જણાવી દીધું કે: "આઠ દિવસમા સ્ટીમર ઉપડવાની છે એટલે હવે

તૈયારીમાં જ રહેવાનુ છે” અમોએ તેની સૂચના અનુસાર પ્રવાસની તૈયારીનો ડોળ દેખાડવા માંડ્યો અને તેથી તેના મનમા સશયનો લેશમાત્ર પણ સચાર ન થઈ શક્યો. અહીં વચ્ચે જણાવવુ જોઇએ કે શીલર કલકત્તેથી પાછો આવ્યો તે પૂર્વે દિલ્હીવાળી હશ્મતજાન પણ મરીયમને લઇને મુબઇમા આવી પહોચી હતી અને તે આવી તે જ દિવસે એન્જલીનાએ તેના આગમનની વાર્તા મને જણાવી હતી મરીયમ સાથે મારો કાઇક પરિચય હોવાથી મેં તેને મળવાની ઇચ્છા દર્શાવતા એન્જલીના મરીયમને એક દિવસ હવા ખાવાના નિમિત્તથી ઍન્ડર્ઝૅન્ડપર લઈ આવી હતી અને આગળથી કરી રાખેલા સકેત અનુસાર મરીયમનો અને મારો ઍન્ડર્ઝૅન્ડપર મેળાપ થયો હતો. મરીયમ અનેક કારણોથી હશ્મતજાનને ધિક્કારનારી હોવાથી મારી પેઠે એન્જલીનાએ તેને પણ પોતાના પક્ષમા ખેંચી લીધી હતી અને શીલર તથા હશ્મતજાનના સર્વનાશની જેવી જોઇએ તેવી મજબૂત તૈયારી કરી રાખી હતી અન્તે સ્ટીમરમા બેસવાનો દિવસ આવી લાગ્યો અને તે જ દિવસે મેં શીલરને જણાવ્યુ કે. “માલતી મોરીશિયસ આવવાની ના પાડે છે એટલામાટે હું અને મારો નોકર જ આવવાના છીએ” શીલરને કાઇક નિરાશા તો થઈ, છતા તે નિરાશાને તેણે દબાવી રાખી માલતીને મેં એટલામાટે છૂટી રહેવા દીધી હતી કે કદાચિત્ પોલિસની ભૂલથી શીલર મને હિન્દુસ્તાન બહાર લઈ જવાના પોતાના ઉદ્દેશમા ફાવી જાય, તો માલતી તત્કાળ મારા કાન્તને બોલાવી તાર કરાવીને સ્ટીમરમા જ મને અટકાવવાનો પ્રયત્ન કરી શકે શીલરના કહેવાથી મેં અમેજ યુવતીનો પોશાક ધાર્યો હતો અને મારા નોકરને પણ ગોવાનિસ બટલર જેવો પોશાક પહેરાવવામા આવ્યો હતો અમો સ્ટીમરપર પહોંચ્યા ત્યારે સ્ટીમર ઉપડવામા પોણા કલાક જેટલો સમય બાકી હતો સ્ટીમરમા શીલરે સેકન્ડ ક્લાસની એક આખી કૅબિન રિઝર્વ્ડ કરાવી હતી, તેમા હશ્મતજાન તથા મરીયમ અગાઉથી બેઠેલા હતા અને હુ તથા શીલર બેસવાના હતા મને કૅબિનમા બેસાડીને શીલરે મારા નોકરને કિનારાપરથી એક ચીજ લાવવામાટે મછવામા બેસાડીને રવાના કરી દીધો, કારણ કે, સ્ટીમર ઉપડી જશે અને તે પહોંચી શકશે નહિ એટલે એ પીડા અહીં જ પતી જશે, એવો શીલરનો મનોભાવ હતો સ્ટીમર ચાલતી થવામા પદર મિનિટનો અવકાશ હતો તે વેળાયે સ્ટીમરે સીટી ફોડી અને હજી પોલિસના માણસો ન આવવાથી મારા મનમાં ધાસ્કો પડતા હું હવામા ફરવાના નિમિત્તથી બહાર નીકળી, અને કિનારા તરફ દૃષ્ટિપાત કરતા ‘વૉટર પોલિસ’ની એક સ્પેશિયલ લૉંચ પૂર ઝડપથી અમારી સ્ટીમર તરફ આવતી મારા જોવામા આવી પાચ મિનિટમા લૉંચ સ્ટીમરને લાગી ગઈ અને તત્કાળ તેમાથી કુજવિહારી, એક યૂરોપીયન ઑફિસર અને આઠ સિપાહીઓ સ્ટીમરપર ચઢી આવ્યા સ્ટીમરના કૅપ્ટન પાસેથી ફર્સ્ટ અને સેકન્ડ ક્લાસના પેસન્જરોના નામો આદિનુ લિષ્ટ લઇને તેમણે શીલર તથા હશ્મતજાનને તેમનાં નામના વૉરંટ બતાવીને કયદ કરી લીધા, મને તથા મરીયમને પણ પોતાના તાબામા લઈ લીધી અને અમારો બધો સામાન પણ પોતાની લૉંચમાં ઊતરાવી લીધો આ સરઘસ કિનારાપર આવ્યુ તે વેળાયે માલતી કિનારાપર અમારી વાટ જોતી ઊભી હતી, કારણ કે, કુંજવિહારીએ તેને ત્યાં ખોટી થવાનું કહ્યું હતું. ત્યાર પછી શું બન્યુ અને હું

મહાશય કુંજવિહારીની અતિથિ કેવી રીતે થઇ એ સર્વ ઘટનાઓ તમારા જાણવામાં હોવાથી તે ઘટનાઓના પુનરાવૃત્તિમય વિવરણની આવશ્યકતા નથી." આ અંતિમ શબ્દો સાથે કાંચનમાલાએ એક રસમયી નવલકથાસમાન પોતાની કર્મકથાની પરિસમાપ્તિ કરી દીધી.

અહીં મારે (ચંપાએ) જણાવવું જોઇએ કે, કાંચનમાલાની કર્મકથાના શ્રવણમાં ત્રણેક દિવસનો અનુક્રમ તો મેં આપેલો છે, પરંતુ તેના શ્રવણમાં અમારી સાત રાત્રિઓ વીતેલી હોવાથી કાંચનમાલાની કર્મકથાને એક રીતે 'સપ્તાહ' પણ કહી શકાય કાંચનમાલાની કર્મકથાના અંતને જાણી લીધા પછી હું કાંચનમાલાને સંબોધીને અતિશય મૃદુ ભાવથી કહેવા લાગી કે "બહેન કાંચનમાલા, જ્યારે હું તમને તમારી આત્મકથા અમને કહી સંભળાવવાનો આગ્રહ કરતી હતી ત્યારે તમારા મુખમાંથી એવા ઉદ્ગારો નીકળ્યા હતા કે '.. મારા વૃત્તાંતના શ્રવણથી પોતાના શ્રવણોને પવિત્ર કરવાની જો તમારી ધારણા હોય, તો તમો પોતાની એ ધારણામાં ઠગાઓ છો કારણ કે, એ કાંઇ રામાયણની કથા નથી, પણ એક સાધારણ મનુષ્યનું જીવનવૃત્ત છે અને તેથી માત્ર પ્રકૃતિના સ્વરૂપને જ દર્શાવનારું છે, એમ મારે સ્પષ્ટતાથી દર્શાવવું પડે છે, કારણ કે, મારી કર્મકથાના શ્રવણથી તો તમારા શ્રવણો અપવિત્ર જ થશે એ હું ડોંડી વગાડીને તમને કહી દઉં છું એટલે જો પોતાના શ્રવણોને મારી જીવનકથાના શ્રવણથી અપવિત્ર કરવાની તમારી ઇચ્છા હોય, તો જ મારી જીવનકથા સાંભળવાનું સાહસ કરજો અને નહિ તો પોતાની ઇચ્છાને આટલેથી જ દબાવી દેજો મારી કથા તે કાંઈ સતી સીતા અથવા સતી સાવિત્રીની કથા નથી, કિંતુ મારી કથા તે એક પતિત, ભ્રષ્ટ અને અધોગતિની ગહન ગર્તામાં પડેલી વેશ્યાવૃત્તિ કરનારી આર્ય અબળાની પાપકથા છે, એનું કદાપિ વિસ્મરણ થવા દેશો નહિ.' પરંતુ તમારી કર્મકથાને સાંભળતાં તો તમારામાં ભ્રષ્ટતાનો અંશમાત્ર પણ આવી શક્યો હોય એમ દેખાતું નથી અને મને તો તમો સતી સાવિત્રી જેવાં જ દેખાયા કરો છો, તો પછી આવા ઉદ્ગારો કાઢવાનું કારણ શું હતું વારુ? કારણ કે, આજકાલ કેટલીક પ્રતિષ્ઠિત કહેવાતી પ્રમદાઓના જીવન પણ તમારા જીવન જેટલાં શુદ્ધ તથા નિષ્કલંક નથી હોઇ શકતાં, તો પછી આવા શુદ્ધ તથા નિષ્કલંક જીવનને ભ્રષ્ટ જીવન તરીકે પોતાના મુખથી જ ઓળખાવવું એ તમારી ચેષ્ટા મને તો, બાઇ, બહુ જ આશ્ચર્યકારિણી ભાસ્યા કરે છે મારી આ શંકાના નિવારણનો તમારી પાસે કોઈ પણ ઉપાય છે ખરો કે?"

"ચંપા બહેન! માત્ર મારા કાન્ત શ્યામલાલ વિના અન્ય કોઈ પણ પુરુષના હસ્તનો મારા શરીરને સ્પર્શ થયો નથી એટલા કારણથી કદાચિત્ મારા જીવનને શુદ્ધ તથા નિષ્કલંક કહી શકાય તેમ છે, પરંતુ મારી પોતાની માન્યતા અનુસાર તો હું પોતે બ્રાહ્મણી હોવા છતાં મારો મારી જાતિ કરતાં ઉતરતી જાતિના પુરુષ સાથે શરીરસંબંધ થયેલો છે તેમ જ જે પુરુષ સાથે મારો શરીરસંબંધ થયેલો છે તે પુરુષની હું ધર્મવિધિથી પરણેલી સ્ત્રી ન હોવાથી મારું ચારિત્ર્ય ગમે તેટલું શુદ્ધ હોવા છતાં પણ લોકો મને તેની ધર્મપત્ની, સહધર્મિણી કિંવા ગૃહલક્ષ્મીના નામથી ઓળખવાના નથી, પરમાત્મા ભવિષ્યમાં મને પુત્ર તથા પુત્રી આદિ સંતાનોની માતાની પદવીથી વિભૂષિતા કરે, તો હિન્દુસમાજમાં

મારી તે પ્રજા શુદ્ધ પ્રજા તરીકે નહિ કિન્તુ વર્ણસંકર પ્રજા તરીકે જ ઓળખાશે અને તેનું પરિણામ એ થશે કે મારા સતાનોનો મારી પોતાની જાતિમા તેમ જ મારા પતિની જાતિમા શરીરસબધ થઈ શકશે નહિ, અને મારા દુર્ભાગ્યનુ પરિણામ મારા નિર્દોષ સતાનોને પણ ભોગવવુ પડશે અને લોકો કદાચિત્ મારા સતાનોને 'છીનાળના છોકરાં' કહીને પણ બોલાવશે આ સર્વ કારણોથી હું મને પોતાને જો એક પતિત, ભ્રષ્ટ અને અધોગતિની ગહન ગર્તામા પડેલી વેશ્યા જ માન્યા કરતી હોઉં, તો મારી એ માન્યતા કોઈ પણ પ્રકારે અકારણ કહી શકાય તેમ છે ખરુ કે?" કાચનમાલાએ મારા વાદનો એવો તો સપ્રમાણ પ્રતિવાદ કરી બતાવ્યો કે તેના એ ઉત્તરથી મારા મુખને કેટલીક વાર સુધી તાળુ જ વસાઈ ગયું અને મારાથી કાંઇ પણ બોલી શકાયું નહિ

કેટલીકવાર પછી હું કાચનમાલાને તેની આવી અત્યત વિશુદ્ધ ભાવનાઓ–માટે અત કરણપૂર્વક ધન્યવાદ આપતી કહેવા લાગી કે "ભગિની કાચનમાલા, તમો એવી પરિસ્થિતિમા આવી પડચા હતા કે તમારી પોતાની જાતિ કરતા ઉતરતી જાતિના પુરુષ શ્યામલાલની અર્ધાંગી થવા વિના તમારો છુટકો જ ન હોતો અને તેટલામાટે તમો તે પુરુષની ધર્મવિધિથી પરણેલી સ્ત્રી ન હોવા છતા પણ તેની ધર્મપત્ની છો, એવી મારી માન્યતા છે અને મારી એ માન્યતા સર્વથા સત્ય છે આમ હોવા છતા પણ લોકો તમારા સંતાનોને વર્ણસકર પ્રજા તરીકે ઓળખશે, સમાજમા તેમની પ્રતિષ્ઠા અલ્પ રહેશે, અને તેઓ માતા તથા પિતા ઉભયની જાતિઓમા શરીરસબધના પ્રસગને મેળવી શકશે નહિ, એ તમારુ કથન સર્વાંશે સત્ય છે અને એમાટે તમારા હૃદયમા જેટલો પણ શોક થાય તેટલો ઓછો જ છે છતા પણ હું તમને મુક્ત કઠથી અને અત કરણપૂર્વક એટલામાટે ધન્યવાદ આપુ છુ કે કર્મવિપાક અથવા દુર્ભાગ્યની પ્રબળતાએ તમને આવી પરિસ્થિતિમા લાવી મૂક્યા છે છતા પણ તમારા હૃદયમા પવિત્રતમ સનાતન આર્યધર્મની વિશુદ્ધ ભાવનાઓ સર્વથા અવિચળ છે અને આવી પરિસ્થિતિમા પણ તમો પોતાના સતીધર્મને દૃઢતાથી પાળી રહ્યાં છો આજકાલ કાળના પ્રભાવથી કહો, દેખાદેખીથી કહો, ધર્મભાવનાની શિથિલતાથી કહો, વિલક્ષણ સ્ત્રીશિક્ષણના પરિણામથી કહો કિંવા એવા જ અન્ય કારણોથી કહો, પણ ભારતવર્ષમાથી પ્રાચીન સતીધર્મનો ધીમે ધીમે લોપ થતો જાય છે અને વ્યભિચારની માત્રા ભયકરતાપૂર્વક વધતી જાય છે. અને તેનુ પરિણામ એ થાય છે કે અનેક સ્થળે ઉચ્ચ જાતિની સૌભાગ્યવતી અબળાઓ અત્યત નીચ જાતિના પુરુષોના સસર્ગમા આવતી હોવાથી વર્ણસકર પ્રજાની ઉત્પત્તિ તો આજના સમયનો એક સાધારણ વિષય થઈ પડ્યો છે, છતા એ વર્ણસકર સતાનોની માતાના શિરપર બાહ્યત પતિનુ છત્ર અવિચલ હોવાથી તેમના લગ્ન આદિમા કોઈ પણ પ્રકારનું વિઘ્ન આવતુ નથી, પરંતુ એવી પ્રતિષ્ઠિત છાની છીનાળો કરતા સમાજની દૃષ્ટિમા કિંચિત્ હીના હોવા છતા તમારા જેવી સત્ય સતી સાધ્વી સ્ત્રીઓ અને તેમના ઉદરમાંથી ઉત્પન્ન થયેલાં શુદ્ધ સંતાનો લક્ષાવધિવાર વિશેષ આદર તથા પૂજ્યતાને પાત્ર છે, એ એક નિર્વિવાદ સત્ય હોવાથી એ સત્યને અન્ય પ્રમાણોવડે સિદ્ધ કરવાની આવશ્યકતા છે જ નહિ. અર્થાત્

ઈશ્વર તથા ધર્મની દૃષ્ટિમા તમો અધિક શુદ્ધ હોવાથી તમારે નિરાશ થવાનું નથી કિન્તુ એક પ્રકારે સાભિમાન સંતોષ જ માનવાનો છે"

"ચપા બ્હેન, આ આશ્વાસનમાટે હુ તમારો જેટલો પણ આભાર માનુ તેટલો ઓછો જ છે, કારણ કે, તમારા આ આશ્વાસનથી અત્યારે ખરેખર જ મારા અત કરણમા શાતિનો આવિર્ભાવ થવા માડ્યો છે" કાચનમાલાએ કૃતજ્ઞતાનુ દર્શન કરાવ્યુ

"અસ્તુ પણ શીલરની દુષ્ટતાના અને અહીં તમો આમ અચાનક અટકી પડ્યા છો એ વિશેના સમાચાર તમોએ તમારા કાન્તને જણાવ્યા છે ખરા કે નહિ? આ પ્રશ્ન એટલામાટે મારે પૂછવો પડે છે કે તમારી આત્મકથાના અતમા આ વિષયનો તમારા મુખથી કશો પણ ઊહાપોહ થયો નથી તેમ જ તમારી સાથે તમારી મૈત્રિણી માલતી તથા તમારો અનુચર રામસહાય હતા તેઓ અત્યારે કયા છે અને કયા નહિ, એ વિષયનો પણ તમોએ કશો સ્ફોટ કર્યો નથી અને તેટલામાટે એ વિષયોને જાણવાની જો અમારા મનમા જિજ્ઞાસા થાય તો તે સ્વાભાવિક જ છે" કાચનમાલાના હૃદયને દગ્ધ કરનાર વિષયનું પરિવર્તન કરવાની તેમ જ મારી જિજ્ઞાસાને યથાર્થ તૃપ્ત કરવાની ઇચ્છાથી મેં વિષયાન્તર કરીને તેને આ પ્રમાણેના પ્રશ્નો પૂછ્યા

"મારા કાન્તને આ સર્વ સમાચાર મેં એક પત્રમા વિસ્તારપૂર્વક લખી જણાવ્યા છે અને તે પત્રના ઉત્તરમા તેમના બે પત્રો પણ આવી ગયા છે તે પત્રોમાં તેમણે મુબઇના ક્રિમિનલ ઇન્વેસ્ટિગેશન ડિપાર્ટમેન્ટનો અને તેથી પણ વિશેષત મહાશય કુજવિહારીનો અતિશય આભાર માન્યો છે અને લગભગ પદર દિવસ પછી ત્યાના કેટલાક અ વશ્યક કાર્યોને આટોપીને અહીં આવવાનું જણાવ્યુ છે માલતીને મેં મહાશય કુજ હારીની આજ્ઞા અનુસાર ડિટેક્ટિવ ખાતાના એક અમલદાર સાથે અમદાવાદ મોકલી છે, કારણ કે, ત્યા વ્યકટાદ્રિના અપરાધોના કેટલાક મજબૂત પૂરાવા મેળવવાના કાર્યમા માલતીની સહાયતાની અતિશય આવશ્યકતા છે અને મારા અનુચર રામસહાયને પણ માલતીની સેવામાટે તેની સાથે મોકલવામા આવ્યો છે" કાચનમાલાએ મારી શકાનું નિરાકરણ કરી નાખ્યું

"અસ્તુ. ત્યારે હવે મારે જણાવવુ જોઇએ કે હુ આજથી પદરેક દિવસ પૂર્વે જ કોઈ એક અગત્યના કાર્યમાટે દિલ્લી જવાની હતી, પરતુ શ્રીમતી રત્નગૌરીની અસ્વસ્થતાના કારણથી અને ત્યાર પછી તમારી આત્મકથાને સાભળવાની આકાક્ષાથી મેં પદર દિવસનો સમય અહીં જ વીતાડી દીધો છે એટલે હવે પરમ દિવસે મારો અહીંથી દિલ્લી જવામાટે ઉપડવાનો વિચાર છે અને માર્ગમા એક દિવસ મારો અમદાવાદમા રહેવાનો વિચાર હોવાથી જો એક ચિઠ્ઠી માલતી બ્હેનના નામની અને બીજી ચિઠ્ઠી તમારા સપત્ની ચિન્તામણી બ્હેનના નામની મને લખી આપશો, તો હું માલતી બ્હેનને અમદાવાદમા તથા ચિન્તામણી બ્હેનને દિલ્લીમા મળીશ અને એ ઉભય નારીરત્નોના દર્શનથી મારાં નેત્રોને પવિત્ર કરીશ" મેં એક પ્રાર્થના કરી

"હું આવતી કાલે એ બન્ને ચિઠ્ઠીઓ લખીને તમારે ઘેર મોકલી આપીશ અને જો દિલ્લીમા તમો અમારા ગરીબખાનામા ઉતરશો, તો તમારો ત્યાં સર્વ

પ્રકારે યોગ્ય આદરસત્કાર કરવામાં આવશે, કારણ કે, એ વિષેનો હું એક ભિન્ન પત્ર લખીને ચિન્તામણી બહેનને સૂચના આપી દેવાની છું” કાચનમાલાએ પોતાની નૈસર્ગિક ઉદારતાનો પરિચય કરાવ્યો.

આ ઉદારતામાટે મેં પુનઃ કાચનમાલાનો આભાર માન્યો તેમ જ મહાશય કુંજવિહારી પ્રતિ પણ કૃતજ્ઞતા દર્શાવી અને ત્યાર પછી કુંજવિહારીના અનુચરને સાથે લઇને હું મારા ઘરભણી જવાને ચાલતી થઈ એ વેળાયે રાત્રિના તૃતીય પ્રહરની સમાપ્તિ થવા આવેલી હોવાથી ઘેર પહોંચતા જ મેં શય્યાનો આશ્રય લીધો અને નિદ્રાદેવીની ઉપાસના કરવા માડી

---

## પ્રકરણ ૧૫ મું

### હું–ચંપા–અમદાવાદમાં

બીજે દિવસે પ્રવાસની માટે જે કાંઈ પણ તૈયારી કરવાની હતી તે મેં કરી લીધી, કાચનમાલાની બે ચિઠ્ઠીઓ પણ મને મળી ગઈ અને ‘હું આવતી કાલે અહીંથી રવાના થઈ બે દિવસ અમદાવાદમા રોકાઈ દિલ્લી આવું છું અને અમદાવાદથી નીકળતી વખતે બીજો તાર કરીશ’ એવા આશયનો તારનો એક સદેશો પણ મેં દેવકુમારીપર મોકલી દીધો જે રાત્રે મારે પ્રવાસ કરવાનો હતો તે દિવસે બપોરે જ હું કુલાબા સ્ટેશનપર જઇને લેડીજ કમ્પાર્ટમેન્ટ–સેકન્ડ–કલાસ–ના બે બર્થ રિજર્વ્ડ કરાવી આવી અને ટિકિટો પણ ખરીદી લાવી, કારણ કે, નહિ તો રાત્રે સેકન્ડ કલાસમા પણ ઘણીક વાર જગ્યા મળી શકતી નથી અને તેથી સેકન્ડ કલાસનું ભાડું ખર્ચવા છતા કષ્ટપૂર્વક પ્રવાસ કરવો પડે છે રાતે સ્ટેશનપર જવાનો સમય થયો એટલે મેં ભાડાની બે ગાડીઓ મગાવી, કારણ કે, મને સ્ટેશન સુધી મૂકવામાટે મારી સાથે મારા પતિ, મારા સાસૂ, મારી માતા તથા મારાં બન્ને બાળકો પણ આવવાના હતા એટલે હું, મારા સાસૂ, મારી માતા અને મારા બન્ને બાળકો મેનકા તથા અશ્વિનીકુમાર એક ગાડીમા બેઠા અને બીજી ગાડીમા મારા પતિ, દેવકુમારીનો પુત્ર મન્મથકુમાર તથા મારો અનુચર મળીને ત્રણ પુરુષો બેઠા અમો સ્ટેશનપર પહોચ્યા તે વેળાયે ગુજરાત મેલના ઉપડવામા માત્ર વીસ મિનિટ જ બાકી હતી સેકન્ડ કલાસ લેડીજ કમ્પાર્ટમેન્ટમા અન્ય કોઇ પ્રવાસિની અબળા ન હોતી એટલે હાલ તરત તો સમસ્ત કમ્પાર્ટમેન્ટનાં માલિક હું તથા મન્મથકુમાર જ હતા મારા આપ્તજનો કિંવા આત્મીયજનો સાથેના વાર્તાલાપમા વીસ મિનિટનો સમય વીતવા આવ્યો એટલે મારા બાળકોને ચુબન કરી તેમના હાથમા પાચ પાંચ રૂપિયા આપીને તેમને સભાળવાની મેં મારા સાસૂ તથા માતુશ્રીને ભલામણ આપી અને ટ્રેન ઉપડી એટલે અમો થોડા દિવસોને માટે જૂદા પડતા હતા તો પણ અમો સર્વના નેત્રોમાં આસૂ આવી ગયાં ટ્રેન ઉપડ્યા પછી મને એમ થવા લાગ્યું કે, ‘ગ્રાન્ટરોડ સ્ટેશન સુધી મારા બાળકોને સાથે લીધા હોત તો વધારે સારુ થાત !’ પણ હવે તેમ થવું અશક્ય હતું ચર્ચગેટ તથા ગ્રાન્ટરોડ સ્ટેશનપરથી પણ કોઇ પ્રવાસિની અબળા અમારા કમ્પાર્ટમેન્ટમા ન આવી એટલે ગ્રાન્ટરોડ સ્ટેશનપર મારો નોકર આવીને અમારાં બિછાના પાથરી ગયો અને તે જઇને થર્ડ કલાસમાં બેઠો એટલે

ટ્રેન ઉપડ્યા પછી મન્મથકુમારને ઉપરના બર્થપર સૂવાડીને હું નીચેના સામેના બર્થપર આડી થઇને ઇલેક્ટ્રિક લાઇટની સહાયતાથી વિશ્વવિખ્યાત નવલકથાકાર મહાશય જી ડબ્લ્યુ એમ રેનોલ્ડ્સ કૃત "Ellen Percy or the Memoirs of An Actress" ('એલન પર્સી અથવા એક નટીની આત્મકથા') નામક નવલકથા વાચવા લાગી આ નવલકથાના બે ભાગ મેં વાચી નાખ્યા હતા અને અત્યારે મેં ત્રીજો ભાગ વાચવામાટે હાથમા લીધો હતો આ નવલકથા મને એ કારણથી વિશેષ પ્રિય થઇ પડી હતી કે તેમા વિલાયતની મારા જેવી જ પરંતુ ચારિત્ર્યમા મારા કરતા અત્યત ઉચ્ચતમ આદર્શવતી નટીએ પોતાના જીવનમા પોતાને પ્રાપ્ત થયેલા અનુભવોના જે નાનાવિધ ચિત્રો આલેખ્યાં છે તે સર્વ ચિત્રો આ વિશ્વ "ચુડેલનો વાસો" છે એ જ તત્વને સિદ્ધ કરનારાં હોવાથી મારા અનુભવો સાથે તેના અનુભવોનું સ્થળે સ્થળે મને સામ્ય દેખાયા કર્તું હતુ, અને તેથી બહુધા સાધારણ માનવ સ્વભાવ સર્વત્ર સમાન જ હોય છે એ સિદ્ધાન્તની સત્યતાનો મને સાક્ષાત્કાર થયા કરતો હતો, માત્ર એટલુ જ નહિ, પણ જેમ વિલાયતમા વિદ્યા, કલા, જ્ઞાન, વિજ્ઞાન, એકપત્નીત્વ (મોનોગેમી), સભ્યતા તથા સસ્કૃતિ આદિની વિપુલતા છે, તેમ જ વિલાયતમા વિષયલોલુપતા, અત્યાચાર, કપટવિદ્યા, અસત્યવાદ, હાથીના દેખાડવાના દાત જૂદા અને ખાવાના જૂદા એવા પ્રકારની ભયાનક નીતિ અને ગુપ્ત વ્યભિચાર આદિની પણ કાંઈ ન્યૂનતા નથી અને તેમાં પણ ત્યાના કેટલાક ધનાઢ્ય પુરુષો તો એ દુર્ગુણોમાં એટલી સીમા પર્યન્ત આગળ વધી ગયેલા હોય છે કે તેમની સાથે સરખાવતાં ભારતવર્ષના ધનાઢ્ય પુરુષોના દુર્ગુણોની ભયકરતાને તો ક્દાચિત્ સૌમ્યતા જ કહી શકાય, કારણ કે, ભારતવર્ષના લોકોના હૃદયમા ધર્મની જેટલી ભીતિ હોય છે તેટલી ધર્મની ભીતિ અન્યદેશીય લોકોના હૃદયમા ભાગ્યે જ હોય છે, અને એ જ કારણથી અન્ય દેશો કરતા ભારતવર્ષમા ભયકર અપરાધો બહુ જ ઓછા પ્રમાણમા થાય છે, એમ મહાશય વિલિયમ ડગલાસ મોરિસને પોતાના "Crime and its Causes" (ગુન્હો અને તેના કારણો) નામક ગ્રન્થમાં સ્પષ્ટતાથી સ્વીકારેલુ છે નાનાવિધ દેશોના ઉત્તમ અનુત્તમ લોકચારિત્ર્ય અથવા જનવૃત્તિના તુલનાત્મક જ્ઞાનને મેળવવામાટે આવા પ્રકારના ગ્રન્થોના પઠનપાઠનની અનિવાર્ય આવશ્યકતા છે, એવો મારો અભિપ્રાય છે

એક તો મને પ્રવાસમા શાતિથી તથા નિર્ભયતાથી નિદ્રાધીન થવાની ટેવ જ નહોતી, બીજું નાટકની નોકરી અને મિડવાઈફના ધધામા ઉજાગરાને સહન કરવાનો લાબા વખતનો મારો સ્વભાવ જ થઇ ગયો હતો અને ત્રીજું અત્યારે નવલકથાના રસમય વાચનમા હું એટલી અને એવી તો રસબસ અથવા તલ્લીન થઇ ગઈ હતી કે ગ્રાન્ટરોડ સ્ટેશન છોડ્યા પછી સૂરત આવ્યું ત્યા સુધી વચ્ચેના કોઇ પણ સ્ટેશનપર મેં બારીમાથી મારુ ડોકુ બહાર કાઢ્યુ ન હોતું અને મારા વાચનમાં ભગ પડવા દીધો ન હોતો, તો પછી નિદ્રાધીન થવાનો તો સભવ જ ક્યા હોય વારુ? સૂરત આવતા શરીરમા કાંઈક સુસ્તી જણાયાથી ચાહ પીવાની અને ટ્રેન સૂરત છોડીને આગળ વધે એટલે વડોદરા સુધી ત્રણેક કલાક આડું પાસુ કરવાની મારી ઇચ્છા થઇ ટ્રેન ઊભી રહેતાં જ મેં રિફ્રેશમેન્ટ

રૂમના બોયને ચાહ અને બિસ્કીટ લાવવાનો મારા નોકરદ્વારા ઑર્ડર મોકલી દીધો; કારણ કે, મારો નોકર મારી સભાળ લેવા તત્કાળ મારી પાસે આવ્યો હતો અમારો ડબ્બો પ્લૅટફૉર્મપરથી બહાર જવાની પત્થરની સીડી સામે જ આવ્યો હતો અને હું બહાર પ્લૅટફૉર્મપર ચાહ લાવનાર બોયની વાટ જોતી ઊભી હતી એટલામા એક પેસેન્જરે પાસે જ ઊભેલા હિન્દુ જાતિના ડેપ્યુટી સ્ટેશન માસ્ટરને આવીને કહ્યું 'સાહેબ, મેં અહીંથી અમદાવાદ સુધીની સેકન્ડ ક્લાસની ટિકિટ લીધી છે, પરંતુ સેકન્ડ ક્લાસમા ક્યાય પણ જગ્યા નથી એટલે કા તો એક ફર્સ્ટ ક્લાસ કમ્પાર્ટમેન્ટ આખો ખાલી છે તેમા મને બેસવાની રજા આપો અને કા તો સેકન્ડ ક્લાસમા જગ્યા કરી આપો ' સ્ટેશન માસ્ટરે કહ્યું 'આ બેમાથી એકપણ સગવડ મારાથી કરી શકાય તેમ નથી અને એટલામાટે જો તમારી ઇચ્છા હોય તો વધારાના પૈસા પાછા લઈ લ્યો અને થર્ડ ક્લાસમા જ મુસાફરી કરો' પેસેન્જરે કહ્યું 'પરતુ થર્ડ ક્લાસમા પણ બકરાની પેઠે માણસો ભરેલાં છે એટલે થર્ડ ક્લાસમા પણ મારાથી આરામ કરી શકાશે નહિ અને મારી તબીયત બગડી જશે, છતા જો થર્ડ ક્લાસમા જ મને બેસાડવાનો તમારો વિચાર હોય, તો થર્ડ ક્લાસનો જે કમ્પાર્ટમેન્ટ યૂરોપિયનોમાટે રાખવામા આવ્યો છે તેમા કોઇ પણ પેસેન્જર ન હોવાથી હું ત્યાં બેસવાને ખુશ છું, વડોદરામાં સેકન્ડ ક્લાસમા જગ્યા થશે એટલે હું સેકન્ડ ક્લાસમાં ચાલ્યો જઈશ ' પરતુ સ્ટેશન માસ્ટરે અપૂર્વ સભ્યતા (?) દર્શાવીને જણાવ્યુ 'યૂરોપિયન કમ્પાર્ટમેન્ટમા બેસવામાટે યૂરોપમા જન્મ લેવો પડે છે અને તમો ઇંડિયામા જન્મ્યા છો એટલામાટે યૂરોપિયનોના એ કમ્પાર્ટમેન્ટમા બેસવાનો અધિકાર તમને પ્રાપ્ત થઇ શકે તેમ નથી જો જવુ હોય તો તમો પણ થર્ડ ક્લાસના બકરા બની જાઓ અને નહિ તો બીજી ગાડી આવે ત્યા સુધી તપશ્ચર્યા કરતા અથવા તો હવા ખાતા બેસી રહો.' અત્યાર સુધી તે પેસેન્જર સભ્યતાથીજ બોલતો હતો, પણ સ્ટેશન માસ્ટરની અસભ્યતાને હવે તે સહન કરી શક્યો નહિ અને તેથી તેણે આખો ફેરવીને સ્ટેશન માસ્ટરને કહ્યુ 'હું તો અહીં તપશ્ચર્યા કરતો અથવા હવા ખાતો બેસી રહીશ, પણ વખતસર અમદાવાદ ન પહોંચવાથી અને મારી તબીયત બગડવાથી મને જે કાઇ પણ નુકસાન થશે તેના જવાબદાર તમો છો એ ભૂલી જશો નહિ; કારણ કે, હું હમણા જ મુબઈ તમારા વરિષ્ઠ અધિકારીને તારથી તમારી આ ઉદ્ધતાઇના ખબર આપીશ અને ત્યાર પછી આ કેસ કોર્ટમા પણ જશે.' સ્ટેશન માસ્ટરનો આકડો નમ્યો નહિ, ટ્રેનના ડિપાર્ચરનો સમય થઇ ગયો અને તે પેસેન્જર સ્ટેશનપર જ રહી ગયો

સૂરતના સ્ટેશનપર રેલ્વેના અધિકારીના જગલીપણાનો જે આ દેખાવ; મારા જોવામાં આવ્યો હતો તે કાંઈ નવો ન હોતો, કારણ કે, રેલ્વેના અધિકારીઓની અસભ્યતા અને જોહાકીના આવા નમૂના આગળ પણ અનેક વાર મારા જોવામા આવ્યા હતા અને તેથી એ દેખાવને જોઇને મારા મનમા વિશેષ આશ્ચર્ય થયું ન હોતું, છતા પણ અહીં મારે એટલુ તો કહેવુ જ જોઇએ કે, બિલકુલ હલકી દરજ્જાના અને જેમની કીમત બહાર ત્રણ પૈસાની પણ ન અંકાય તેવા માણસો રેલ્વેમાં નોકર રહીને એવા તો ફાટી જાય છે કે કોઇને

કાઈ સમજતા જ નથી અને ગમે તેવા સારા અને પ્રતિષ્ઠિત માણસનુ જોત-જોતામા ગમે તેવુ અપમાન કરી નાખે છે. ઘણીક વાર તો રેલ્વેવાળાઓ આવા અપમાન પોતાના કોઈ અગત વેરના અથવા સ્વાર્થના કારણથી પણ કરે છે અને ઉપર્યુક્ત ગૃહસ્થની સુરતના ડેપ્યુટી સ્ટેશન માસ્ટરે જે નિર્ભર્ત્સના કરી હતી તેમા પણ એવુ જ એક અગત કારણ સમાયલુ હતું, એમ અમદાવાદ પહોંચ્યા પછી તે ગૃહસ્થનો મેળાપ થતા મારા જાણવામા આવ્યુ હતુ કે જે હું પછીથી જણાવીશ અકલેશ્વર આવી ગયા પછી મને જરાક ઉંઘ આવી ગઈ અને વડોદરા સુધી હું બિછાનામા પડી રહી વડોદરામા દિવસ ઉગ્યો, મેં મુખક્ષાલન કરીને મન્મથકુમારને જગાડ્યો અને અમોએ ચાહ તથા નાસ્તાનુ કાર્ય વડોદરાના સ્ટેશનપર જ આટોપી લીધું ત્યાર પછી જાણવા યોગ્ય કાઈ પણ બનાવ ન બન્યો અને અમો પોણાનવ વાગે રાઇટ ટાઇમે અમદાવાદના સ્ટેશનપર આવી પહોંચ્યા

અમદાવાદમા ઓછામા ઓછો બે દિવસ જેટલો સમય વીતાડવાનો મેં મુબઇથી નીકળ્યા પૂર્વે જ નિશ્ચય કર્યો હતો તેના બે કારણો હતા તેમાનુ એક કારણ એ હતુ કે જે નાટક મડળીમા એક સમયમા નોકરી કરીને હું એક ઉત્તમ નટી તરીકે પ્રકાશમા આવી હતી તે નાટક મડળી કેટલાક અનિવાર્ય કારણોથી એક વર્ષ બધ રહ્યા પછી મારા એક સમયના શેઠ પ્રમાદચન્દ્રે અનેક પ્રકારના પ્રયત્નો કરીને છેલ્લા ત્રણ મહિનાથી પોતાની નાટક મડળીને પાછી સજીવન કરી હતી અને અત્યારે તે નાટક મડળી અમદાવાદ ધીકાટે આવેલી 'આનન્દભુવન' નાટકશાળામા પોતાના નાટકો ભજવી બતાવતી હતી એક મહિનાની વાતપર નાટકમડળીમાટે કેટલોક સામાન ખરીદવાને મારા શેઠ પ્રમાદચન્દ્ર મુબઈમા પધાર્યા હતા અને તે વેળાયે એક વાર મારા ગૃહને પોતાના પગલાથી પવિત્ર કરીને તેમણે એક વાર અમદાવાદ આવી જવામાટેનો મને અતિશય આગ્રહ કર્યો હતો અને તેથી 'જો એવો કોઈ પ્રસંગ મળશે તો હું અવશ્ય એક વાર અમદાવાદ આવીશ ને આપના સત્કારને સ્વીકારીશ' એવુ મેં તેમને વચન આપ્યું હતું અર્થાત્ દિલ્લી જતા માર્ગમા અમદાવાદ આવતું હોવાથી મારા તે વચનને મારે પાળવાનુ હતુ, અને અમદાવાદના કેટલાક ઇતિહાસમા વર્ણવાયલા પુરાતન સ્થળોને જોવાની તેમ જ જો બની શકે તો વ્યકટાદ્રિ મહારાજના મન્દિરની ઝાખી કરીને 'ચુડેલના વાસા'ની એક નવીન ભયકરતાને નિહાળવાની આકાક્ષા, એ અમદાવાદમા ઊતરવાનુ બીજું કારણ હતું પરતુ એમાનુ આ બીજું કારણ વિશેષ પ્રબળ તથા મહત્ત્વનું હોવાથી તેમ જ માલતીને પણ મારે છુપી રીતે મળવાનું હોવાથી મારે નાટકશાળામા ઉતરીને પ્રમાદચન્દ્રની અતિથિ થવું કે ધર્મશાળામા જ છાવણી નાખવી, એ વિષેનો મારા મનમા વિચાર થઈ પડયો, કિન્તુ એવા પ્રકારના વિચારમા વીતાડવામાટે અત્યારે મારી પાસે વિશેષ સમય ન હોવાથી હાલ તરત તો સ્ટેશનની સામે જ આવેલી અને અમદાવાદનિવાસી સૉલિસિટર રા ભાઇશકર નાનાભાઇએ પોતાના સ્વર્ગ-વાસિની ધર્મપત્ની અખડ સૌ રેવાબાઇના સ્મરણાર્થે કિંવા પુણ્યાર્થે બધાવેલી વિશાળ તથા સર્વ પ્રકારની ઉત્તમ સગવડોવાળી ધર્મશાળામાં જ મુકામ કરવાના

નિશ્ચયપર હું આવી લાગી અને તેથી મજૂરોના માથાપર સામાન ઉચકાવીને હું, મન્મથકુમાર તથા મારો નોકર ધર્મશાળાના દરવાજામાં આવીને ઊભા રહ્યાં

ધર્મશાળાના સદર દરવાજામાં પેસતાં ડાબા હાથપરની એક ઓરડીના બહારના ઓટલાપર એક ગાદીપર ધર્મશાળાનો કારકૂન બેઠો હતો અને તેની આગળ એક બેઠુ ટેબ્લ્યુ પડેલું હતું તે કારકૂનને મેં પૂછ્યું કે "ભાઈ, આ ધર્મશાળામા પ્રવાસીઓને કેટલા દિવસ રહેવા દેવાનો કાયદો છે અને રહેવા-માટે જૂદા ઓરડા મળી શકે છે કે કેમ?"

મારા એ પ્રશ્નના ઉત્તરમા તે કારકૂને સભ્યતાથી જણાવ્યું કે "ભાઈ, આ ધર્મશાળામા પ્રવાસીઓને આઠ દિવસ સુધી રહેવા દેવાનો કાયદો છે અને જૂદા ઓરડા પણ મળી શકે છે; પરતુ તે ઓરડાઓનુ ભાડું આપવું પડે છે નીચેના દરેક ઓરડાનું એક દિવસનુ ભાડું છ આના છે અને ઉપરના દરેક ઓરડાનું ભાડું એક દિવસનું દશ આના છે પ્રવાસીઓ દિવસના ગમે તે ભાગમા આવ્યા હોય તો પણ એક દિવસના સવારના આઠ વાગ્યાથી બીજા દિવસના સવારના આઠ વાગ્યા સુધીના ચોવીસ કલાકનો એક દિવસ ગણાય છે, ભાડા ઉપરાંત એક રૂપિયો ડિપોઝિટનો લેવામા આવે છે કે જે પ્રવાસીઓને ધર્મશાળા છોડતી વેળાયે પાછો અપાય છે અને વાસણ કૂસણ, ગાદલાં ગોદડા તથા દીવા આદિનુ ભાડું જૂદુ લેવામા આવે છે આપ ઓરડા જોઈ લ્યો અને એક ઓરડો પસદ કરો એટલે હું ચિઠ્ઠી કરી આપીને આપને જોઇતી વ્યવસ્થા કરાવી આપુ."

ધર્મશાળામાં ભાડાની વાત સાભળીને મારા મનમા કાઇક આશ્ચર્ય તો અવશ્ય થયુ જ, પરંતુ કારકૂન સાથે વાદવિવાદ કરવો નિરર્થક હોવાથી ધર્મ-શાળાના એક નોકર સાથે જઇને હુ નીચે તથા ઉપરના બધા ઓરડા જોઈ આવી અને ધર્મશાળાના આગળના ભાગમા દૂકાનોની ઉપરના ભાગમાંના ઓરડા મને વધારે પસદ આવવાથી કારકૂનને મેં ચૌદમા નબરનો ઓરડો મને આપવામાટે જણાવ્યુ, કારણ કે, તે ઓરડો ખાલી જ હતો એ ઉપરના આગ-ળના ભાગમાના ઓરડામા અદર બે ભાગ, પાછળ રસોઈ કરી શકાય તેવો રવેસ જેવો થોડોક ભાગ અને મોરી આદિની સગવડ હોવાથી તેમ જ આગ-ળના ભાગમાં કઠેરો અને અગાસીનો ખુલ્લો ભાગ પણ રાખેલો હોવાથી રહેવાની સારી સગવડ છે અને ગૃહસ્થ સ્ત્રીઓનો મલાજો પણ સારી રીતે જળવાય તેવું છે એ ઓરડાઓનો આગળનો મુખડો સરિયામ રસ્તાપર સ્ટેશનની સામે પડે છે અને પાછળનો ભાગ ધર્મશાળાના વિશાળ ચૉકમા પડે છે એટલે હવા અને અજવાળુ પણ સારાં આવે છે કારકૂનને મેં એક રૂપિયો ડિપોઝિટનો, બે દિવસના ભાડાનો સવા રૂપિયો તેમ જ બે ફાનૂસ, હાંડો અને ગાગર, ત્રણ ગાદલાં, પાણીની એક બાલ્દી અને બે રજાઈ ઇત્યાદિ વસ્તુઓના બે દિવસના ભાડાના પૈસા આપી દીધા, તેણે ચિઠ્ઠી કરી આપી અને અમારો સામાન તેમ જ ધર્મ-શાળાની વસ્તુઓ ઓરડામા ગોઠવાઈ જતાં અમો ત્યાં બે દિવસનુ કામચલાઉ ઘર માંડીને બેઠાં. શૌચ, દંતધાવન તથા સ્નાન આદિના કાર્યથી નિવૃત્ત થઈને નીચેથી ચાહ મગાવી અમારી પાસે પૂરીઓ હતી તે કાઢીને અમોએ ચાહનાસ્તો કરી લીધાં, ત્યાર પછી ધર્મશાળાની પાછળ મસ્કતી માર્કેટના ટાવર પાસે બૅંકની

બિલ્ડીંગમાં આવેલા હિન્દુલોજમાંથી બરાબર બાર વાગે અમારા માટે ખાવાનું આવી જાય એવી વ્યવસ્થા મેં ધર્મશાળાના કારકૂનદ્વારા કરાવી લીધી અને ત્યાર પછી હું બહાર ઓટલામાં ઊભી રહીને માર્ગમા જતા આવતા નાનાવિધ લોકોનું તેમ જ સ્ટેશનનું નિરીક્ષણ કરવા લાગી મન્મથકુમાર ઓરડામા રમતો બેઠો હતો અને મારો નોકર નીચે હજામત કરાવવાને ગયો હતો.

થોડી વાર પછી મુંબઈથી ગુજરાત મેલ પછી ઉપડેલી ફાસ્ટ પેસેન્જર અથવા થર્ડક્લાસ એક્સપ્રેસ ટ્રેન અમદાવાદના સ્ટેશનપર આવી અને પેસેન્જરો ઊતર્યાં કે જેમાંના કેટલાક પેસેન્જરો ધર્મશાળામા પણ પેઠા એક પ્રવાસી ગૃહસ્થ અમારા ઓરડાની બાજૂના તેર નબરના ઓરડામા આવ્યો અને તેને સૂરત સ્ટેશનપર જેનો ડેપ્યુટી સ્ટેશન માસ્ટર સાથે ગુજરાત મેલના ટાઇમે ઝગડો થયો હતો તે ગૃહસ્થ તરીકે મેં તત્કાળ ઓળખી લીધો, માત્ર એટલું જ નહિ, પણ જેના ઉત્તમ ચારિત્ર્ય તથા એક ગ્રથકાર તરીકેના વ્યવસાયનો મેં મારી આત્મકથાના પ્રથમ દૃશ્યના ૪૧ મા પ્રકરણમા કેટલોક પરિચય પણ કરાવ્યો છે,* તે મહાશય લક્ષ્મીવલ્લભ જ અત્યારે મારા નેત્રો સમક્ષ ઊભા હતા, એમ તત્કાળ મારા જાણવામા આવી ગયુ અને સૂરતના સ્ટેશનપર હું તેમને કેમ ઓળખી ન શકી એનુ મને આશ્ચર્ય થવા લાગ્યુ, પરતુ વિચાર કરતા જણાયું કે શરદીના કારણથી લક્ષ્મીવલ્લભનો સ્વર કાંઈક બેસી ગયો હતો, નજીકમા જઈને મેં તેમને જોવાની કોશિશ કરી ન હોતી અને તેથી જ મેં તેમને લક્ષ્મીવલ્લભ તરીકે ઓળખ્યા ન હોતા, અત્યારે તેમના વસ્ત્રોથી મેં તેમને રાતવાળા ગૃહસ્થ તરીકે અને તે સાથે તેમની મુખમુદ્રા સ્પષ્ટ દેખાયાથી લક્ષ્મીવલ્લભ તરીકે ઓળખી લીધા હતા અને તેથી મેં તેમને સબોધીને પૂછ્યુ "લક્ષ્મીવલ્લભભાઈ, તમો અચાનક અહીં ક્યાથી? અને તેમાં પણ વળી ધર્મશાળામા? કારણ કે, મારી જાણ પ્રમાણે શહેરમાં તમારી ઘણી ઓળખાણ છે, છતાં તમો ધર્મશાળામા આવ્યા છો એ તો આશ્ચર્યકારક ઘટના જ કહી શકાય"

લક્ષ્મીવલ્લભનું ધ્યાન સામાન રખાવવામા અને ધર્મશાળાના નોકરને જોઈતી ચીજો લાવવાની સૂચના આપવામા હોવાથી તેમણે મને લક્ષપૂર્વક જોઈ ન હોતી, એટલે મેં તેમને બોલાવવાથી પ્રથમ તો આશ્ચર્યથી તેમણે મને જોઈ અને ત્યાર પછી ઓળખાણ પડતા જ કહ્યું "અહીં કેટલુંક અગત્યનુ કાર્ય હોવાથી આઠેક દિવસને માટે હું અહીં આવ્યો છું શહેરમા મારી ઘણી ઓળખાણ છે એ તમારી વાત ખરી છે પણ અહીં ધર્મશાળામાં બહુ સારી સગવડ હોવાથી હું જ્યારે અહીં આઠેક દિવસને માટે આવુ છું ત્યારે ધર્મશાળામા જ રહું છું અને મહિના કે બે મહિના કે વધારે રહેવું હોય છે તો કોઈ સારુ મકાન ભાડે રાખી લઉં છું. બનતાં સુધી કોઈ મિત્રના ગૃહમા અતિથિ તરીકે રહેવાનું હું પસંદ કરતો નથી, કારણ કે, તેથી આપણને પણ સકોચાવુ પડે છે, અને આપણે જેના ગૃહમાં રહીએ તે ગૃહના મનુષ્યોને પણ આપણા નિવાસથી કેટલીક અડચણ થઈ પડે છે. માત્ર ખાવાનું મારા એક મિત્રને ઘેરથી આવે છે; મેં તે

* જુઓ "ચુડેલનો વાસો" પ્રથમ દૃશ્ય, પ્રકરણ ૪૧ મુ, પૃષ્ઠ ૩૩૯ થી ૩૪૫.

મિત્રને ખબર આપ્યા છે એટલે મારા તે મિત્ર હમણા જ ખાવાનું મોકલી આપશે અને પોતે પણ આવી લાગશે”

“વારૂ, પણ રાતે સૂરતના સ્ટેશનપર ત્યાંના ડેપ્યુટી સ્ટેશન માસ્ટર સાથે તમારો ઝગડો થયો હતો અને ગુજરાત મેલમા સેકડ ક્લાસમાં જગ્યા ન મળવાથી તમો ટ્રેન ચૂકી ગયા હતા એટલે ત્યાર પછી ઝગડાનો નિકાલ શો થયો?” મેં રાતના ઝગડા વિષે સવાલ કર્યો

“ઝગડાનો નિકાલ શું ધૂળ આવે? ગુજરાત મેલ ઉપડી ગયા પછી મેં બી. બી. ઍન્ડ સી આઈ રેલ્વેના ટ્રાફિક સુપ્રિન્ટેન્ડેન્ટ ઉપર મુબઈ ચાર રૂપિયાનો તાર કરીને ડેપ્યુટી સ્ટેશન માસ્ટરના જગલીપણાના ખબર આપ્યા હતા અને તેમા નોટિસનો આશય પણ સમાયલો હતો પ્રથમ તો સિગ્નલર એ તાર જ લેતો ન હોતો, પણ બહુ દબાણુ કરવાથી તેણે તાર લીધો અને ત્યાર પછી ડેપ્યુટી સ્ટેશન માસ્ટરને જણાયું કે તેના હાથથી આ ભયકર ભૂલ થઈ હતી. સ્ટેશન માસ્ટરે કાચુ કાપ્યું હતુ તેનુ કારણુ એ હતુ કે સૂરતમા અત્યારે એક નાટક કપનીનો મુકામ છે; તે નાટક કપનીમાં એ માસ્ટર સાહેબે પોતાના આઠ કે દશ માણસોને નાટક જોવા એક વાર મોકલ્યા હતા, પણ નાટક કપનીના મેનેજરે તે માણસોને બેસાડ્યા ન હોતા અને તેથી માસ્ટર સાહેબે પોતાનુ ભયકર અપ-માન થયેલુ માની લીધું હતું ગઈ કાલે બનાવ એવો બન્યો કે હું તે જ નાટક કંપનીના ડાયરેક્ટરનો મેહમાન હોવાથી મને સ્ટેશનપર મૂકવામાટે નાટક કપ-નીના ડાયરેક્ટર અને મેનેજર મારી સાથે આવ્યા હતા, અને તેથી મને પણ નાટક કપનીનો માણુસ ધારી લઈને ડેપ્યુટી સ્ટેશન માસ્ટરે મેનેજર સાથેના વેરનો મારી પાસેથી બદલો લીધો હતો, કારણુ કે, નહિ તો જ્યારે સેકડ ક્લા-સમાં જગ્યા નથી હોતી ત્યારે સેકડ ક્લાસ પેસેંજરને જ્યા સુધી સેકંડ ક્લાસમાં જગ્યા ન મળે ત્યા સુધી ફર્સ્ટ ક્લાસમા બેસવામાટેની પરવાનગી આપવામાં આવે છે; અરે પરમ દિવસે રાતે છેલ્લી ટ્રેનમાં ગ્રાંટરોડથી હું સૂરત આવવાને નીકળ્યો તે વેળાયે સેકંડ ક્લાસમા બિલકુલ જગ્યા ન હોવાથી મને ફર્સ્ટ ક્લા-સમા જગ્યા આપવામા આવી હતી અને સૂરત સુધી હું ફર્સ્ટ ક્લાસમા જ આવ્યો હતો ગુજરાત મેલ છૂટી ગયા પછી અને મેં તાર કરી દીધા પછી કેટલાક માણુસોએ માસ્ટર સાહેબને મારી ઓળખાણુ આપીને ‘આ બાબત અવશ્ય આગળ વધશે’, એમ જણાવ્યુ અને માસ્ટર સાહેબે દિલગીરી પણ બતાવી; પણ તેનો એ પશ્ચાત્તાપ મોડો હોવાથી નકામો હતો. ત્યાર પછીની ટ્રેનમાં પણ સેકન્ડ ક્લાસમા જગ્યા ન હોવાથી ટિકિટની પાછળ મેં થર્ડ ક્લાસમાં પ્રવાસ કર્યો છે એમ તે માસ્ટરના હાથથી લખાવી લઈને મારે થર્ડ ક્લાસમાં જ આવવું પડ્યું છે અને આખી રાતના ઉજાગરાથી મારી તબીયત પણ ઘણી જ ખરાબ થઈ ગઈ છે આજે ડૉક્ટરનું સર્ટિફિકેટ લઈ રેલ્વે કપનીપર વકીલદ્વારા નોટિસ મોકલવાનો અને ત્યાર પછી કાયદાસર કેસ માડવાનો મારો દૃઢ વિચાર છે કે જેથી રેલ્વે કપનીને અને રેલ્વે કપનીના અધિકારીઓને કાઇક ધડો મળે અને તેમના આવા જુલ્મની માત્રા કાઇક ઓછી થઈ જાય.”

“લક્ષ્મીવલ્લભભાઈ, નાટક કંપનીઓવાળાપર રેલ્વેવાળાઓ કેટલીક વાર તો એટલો બધો ત્રાસ વર્તાવે છે કે પરમેશ્વર જ બચાવે અને નાટક કંપનીના

માલિકોને રેલ્વેવાળા સાથે વારવાર કામ પડતું હોવાથી તેમના એ ત્રાસને મુગે મોઢે સહન કરી લીધા વિના તેમનો બીજો ઉપાય પણ નથી હોતો; કારણ કે, રેલ્વેના ગાર્ડો, સ્ટેશનના દેશી સ્ટેશન માસ્ટરો, બુકિંગ ક્લાર્કો અને લગેજ ક્લાર્કો તેમ જ ગુડ્સ ક્લાર્કો ઇત્યાદિ કોઈ પણ રેલ્વેવાળા-ઓને નાટકમા અને તે પણ ઑર્ચેસ્ટ્રામા માનપૂર્વક ન બેસાડો અને ચાહપા-ણીનો જોગ ન કરો, તો મુસાફરીની વેળાયે ગાડી વખતસર મળી શકતી નથી, એકએક માણુસની ટિકિટ ત્રણ ત્રણ વાર તપાસીને તથા સામાન તોળાવીને પૂરતો કંટાળો આપવામા આવે છે અને કેટલીક વાર તો નાટકના પડદા અને સીનસીનરી બીજા સ્ટેશનપર ફાટેલી તૂટેલી હાલતમા મળવાથી પાચ સો કે હજારની જોતજોતામા હોળી થઈ જાય છે પરન્તુ આશ્ચર્ય તો એ છે કે જ્યારે સેકન્ડ ક્લાસ અને ફર્સ્ટ ક્લાસ પેસેંજરોને પણ તેઓ આવી રીતે પજવતા અચકાતા નથી, તો પછી થર્ડ ક્લાસ પેસેંજરોપર તેઓ શું જુલમ નહિ કરતા હોય? છતા તેઓ બહુધા પોતાના દેશી ભાઇઓને જ આવી રીતે પજવે છે અને યૂરોપિયનો આગળ તો પાળેલા કૂતરા જેવા થઈ જાય છે, એ વળી એક બીજી નવાઈ છે મારો એમ કહેવાનો આશય નથી કે રેલ્વેના દેશી અમલદારો યૂરોપિયનોને પણ પજવે, કિન્તુ મારો આશય એ જ છે કે રેલ્વેના સર્વ અધિકારીઓ ફર્સ્ટ અને સેકન્ડ ક્લાસના યૂરોપિયન પેસેન્જરો પ્રમાણે જ દેશી પેસેન્જરોનુ માન જાળવવાને અને તેમને કાયદાસર સઘળી સગવડો કરી આપવાને બધાયલા છે, માત્ર એટલુ જ નહિ, પણ થર્ડ ક્લાસ પેસેન્જરો સાથે પણ સભ્યતાથી વર્તવુ એ પણ તેમનું કર્તવ્ય છે અને તેથી જે રેલ્વે અધિકારીઓ પોતાના એ કર્તવ્યને ભૂલીને દેશી પેસેન્જરો સાથે અસભ્યતાથી વર્તતા હોય અને રેલ્વેના અધિકારને સ્વર્ગના અધિકાર સમાન માનીને ગમે તેવી જોહાકી ચલા-વતા હોય તેમને રેલ્વેના વરિષ્ઠ અધિકારીઓએ ઉચિત શિક્ષા આપવાની અથવા તો નોકરીપરથી બરતર્ફ કરવાની હિંમત અવશ્ય બતાવવી જ જોઇએ, કારણ કે, નહિ તો તે વરિષ્ઠ અધિકારીઓ પણ કર્તવ્યવિમુખતાના દોષને પાત્ર થાય તેમ છે અને એ તેમના અધિકારને શોભાવનારી ઘટના તો ન જ કહી શકાય" મેં રેલ્વેવાળાની આપખુદી વિષે એક નાનકડું ભાષણ કરી સભળાવ્યુ અને તે સાથે રેલ્વેના અધિકારીઓના કર્તવ્યનું પણ સક્ષેપમા નિરૂપણ કરી દીધુ.

એટલામા ધર્મશાળાનો નોકર લક્ષ્મીવલ્લભમાટે નાવાનુ પાણી લઈ આવ્યો અને તેઓ મારી રજા લઇને નાવામાટે પોતાના રૂમમા ચાલ્યા ગયા બરાબર પોણા બાર વાગે અમારુ જમવાનું આવી ગયુ અને સાડા બાર વાગે તો અમો ભોજનના કાર્યથી નિવૃત્ત પણ થઈ ગયા મહાશય લક્ષ્મીવલ્લભના મિત્રને ઘરથી લગભગ એક વાગે ટિફિન બાસ્કેટમા ખાવાનું આવ્યુ અને તેમણે મને જમવા-માટેનો આગ્રહ પણ કર્યો, પરન્તુ અમોએ જમી લીધેલુ હોવાથી મેં તેમના આગ્રહ-માટે ઉપકાર માનીને તેમને જમી લેવાનુ જણાવ્યુ અને, ત્યાર પછી મને લગભગ આખી રાતનો ઉજાગરો હોવાથી બે કલાક ઉંઘવાની ઇચ્છાથી મેં શય્યાનો આશય લીધો ચાર વાગે મારી નિદ્રાનો ભગ થયો અને ત્યાર પછી કપડા બદલી ચાહ પીને ઓરડાને તાળું વાસી હું, મન્મથકુમાર અને મારો અનુચર ભાડાની ગાડી કરીને આનદભુવન થીએટરમાં જવાને રવાના થઈ ગયા.

અમો નાટકશાળામાં પહોંચ્યાં તે વેળાએ મારા એક સમયના શેઠ પ્રમોદચંદ્ર નાટકશાળાની રંગભૂમિની પાછળના ચૉકમા ઇજીચેરમા પડ્યા હતા અને તેમના બે ચાર મિત્રો સામેની કુરસીઓપર બેઠા હતા મેં મારા આવવાની તેમને તારે અથવા કાગળ માર્ફત ખબર આપી ન હોતી એટલે મને અચાનક આવેલી જોઇને તેઓ આશ્ચર્યચકિત થઈ ગયા અને આશ્ચર્યને દર્શાવતા જ બોલી ઉઠયા –

"ઓહો! ચંપાબાઈ, તમો અચાનક અહીં ક્યાંથી? મને તો તમોએ તમારા આવવાની ખબર પણ આપી ન હોતી, નહિ તો હું ગાડી લઇને અવશ્ય સ્ટેશન-પર સામો આવત ક્યારના આવ્યા છો અને ક્યા ઊતર્યાં છો?"

"હું મુબઇથી ગઈ કાલે દિલ્લી જવા ઘેરથી નીકળી ત્યાં સુધી અમદાવાદમાં ઊતરવાનો મારો વિચાર ન હોતો, પરતુ સ્ટેશનપર આવ્યા પછી તમને આપેલા વચનનુ સ્મરણ થયું અને તેથી બે દિવસ અમદાવાદમાં વીતાડવાની ઇચ્છા થતાં અમદાવાદ સુધીની જ ટિકિટો લઇને અમો આજે સવારમાં ગુજરાત મેલમા અહીં આવ્યાં છીએ અને રેવાબાઇની ધર્મશાળામા ઊતર્યાં છીએ ટ્રેનમા આખી રાતનો ઉજાગરો થવાથી બપોર પછીનો સમય મેં વિશ્રાતિમા વીતાવ્યો હતો અને તેથી અમારાથી વ્હેલા નાટકશાળામા ન આવી શકાયું તેની ક્ષમા કરશો" આવી રીતે તેમના પ્રશ્નનું સવિસ્તર ઉત્તર આપીને મેં પૂછ્યુ "આપ, આપના પત્ની અને આપના ચિરંજીવી આદિ સર્વ આનદમા તો છો ખરા ને? મારા શેઠાણી ક્યા છે? તેમને મળવામાટે મારુ મન અતિશય અધીર થઈ રહ્યું છે"

"ચપાબાઈ, ઇશ્વરની કૃપાથી તમારા શેઠાણી, હું પોતે અને અમારા બાળકો આદિ સર્વ આનન્દમા છીએ અને હું આશા રાખુ છું કે તમો તથા તમારા પતિ, તમારા સાસૂ, તમારા માતુશ્રી અને તમારા સતાનો આદિ સર્વ આનન્દમા જ હશો તમારા શેઠાણી અને બાળકો વીરમગામ લગ્નપ્રસગે ગયા છે અને બહુધા ત્યાથી આવતી કાલે પાછા આવવાના છે અસ્તુ પણ તમો કહો છો કે મને આપેલા વચનનુ સ્મરણ થવાથી તમો અમદાવાદમા આવ્યા છો અને ઊતર્યાં છો ધર્મશાળામા એટલે એનો મારે શો અર્થ સમજવો વારુ? શું અહીં રહેવાની જગ્યા ન હોતી અને ખાનપાન આદિનો અભાવ હતો કે જેથી તમારે રહેવા-માટે ધર્મશાળાનો અને ખાનપાનમાટે વીશી એટલે લૉજનો આશ્રય લેવો પડ્યો? આ તો જો એક રીતે વિચાર કરીને જોવામા આવે તો મારુ તમોએ અપમાન જ કર્યું છે, અને એટલામાટે મારો આગ્રહપૂર્વક ઉપદેશ છે કે અત્યારે જ ધર્મશાળા-માથી સામાન અહીં મગાવી લ્યો અને અહીં નિવાસ કરીને થયેલી ભૂલને સુધારી લ્યો એટલે મારા અત કરણમા સંતોષ થાય અને બે દિવસ એકત્ર નિવાસ, પરસ્પર સમાગમ તથા વાર્તાલાપ આદિનો આપણને યથેચ્છ આનન્દ મળી શકે કહો તો હું મારી ગાડી જોડાવુ અને તમારા અનુચરને સાથે મોકલો એટલે તેઓ જઇને સામાન હમણા જ લઈ આવશે" મારા શેઠજીએ અતિશય વિવેક દર્શાવીને મને પોતાને ત્યા ઊતરવાનો કરવો જોઇએ તેથી પણ વિશેષ આગ્રહ કરીને કહ્યું

એ વિવેકનુ વિવેકથી જ ઉત્તર આપતી હું વિનયપૂર્વક કહેવા લાગી. "આપ મારા એક સમયના અન્નદાતા છો અને તેથી આપનું ગૃહ તે મારુ જ ગૃહ છે પરતુ અત્યારે મારે માત્ર બે દિવસ અને એક રાત જેટલો જ સમય અહીં

વીતાડવાનો હોવાથી સામાનને લાવવાની અને લઈ જવાની તકલીફને ટાળવા-માટે મેં ધર્મશાળામા નિવાસ કર્યો છે એટલે એથી આપે લેશમાત્ર પણ માઠું લગાડવાનુ નથી અત્યારે અમો અહીં જમીશું અને આવતી કાલે પણ જમવાનું અહીં રાખીશું તેમ જ ઘણોખરો વખત પણ અમો અહીં જ વીતાડીશું એટલે પછી કેવળ સામાન ધર્મશાળામા પડ્યો રહે અને અમો ત્યા રાતે ચાર કલાક સૂવા-માટે જઇએ તેથી શી હાનિ થવાની છે વારુ? દિલ્લીથી વળતા જો અવકાશ હશે તો હું આઠેક દિવસને માટે અહીં ઊતરીશ અને તે વેળાયે અહીં નાટકશાળામાં જ રહીશ ”

અમારો આ વાર્તાલાપ ચાલતો હતો એટલામા ધર્મશાળામાં ઊતરેલા મહાશય લક્ષ્મીવલ્લભ પણ ત્યા આવી લાગ્યા અને તેમને જોતા જ પ્રમાદચન્દ્ર શેઠ બોલી ઉઠયા “લ્યો, આ વળી ધર્મશાળાના એક બીજા હમેશના ગ્રાહક આવી લાગ્યા! ખરેખર જો સર્વ પ્રવાસી તથા પ્રવાસિનીઓ તમારી પેઠે ધર્મ-શાળાનો જ લાભ લેતા થઈ જાય, તો અમારા જેવાના શિરપરથી અતિથિસત્કા-રનો ભાર સદાને માટે ઊતરી જાય, માત્ર એટલુ જ નહિ, પણ ગુજરાતી ભાષામા અતિથિ અને મેહમાન જેવા શબ્દોની આવશ્યકતા પણ ન રહે, એ સ્વાભા-વિક જ છે ”

“કેમ સાહેબ, અતિથિને જોતા જ આવા કટાક્ષ કરવા માંડ્યા છે, તો અતિ-થિઓને જમાડવા છે કે જમાડ્યા વિના જ પાછા મોકલવા છે? જો અતિથિઓનુ આદરાતિથ્ય ન કરવુ હોય, તો રીચી રોડપર હોટેલ્સ તથા વીશીઓની ઇશ્વર-કૃપાથી આજકાલ વિપુલતા છે એટલે અમદાવાદમા અતિથિઓ ભૂખ્યા રહે, તેમ તો છે જ નહિ કહો તો પૂરી, શાક અને પત્તરવેલિયા અહીં જ મગાવીએ અને તમારો સત્કાર પણ અમો જ કરી બતાવીએ!” લક્ષ્મીવલ્લભભાઇએ પણ વિનોદના વિષયમા પોતાનુ વર્ચસ્વ દેખાડી દીધુ.

આવી રીતે પ્રારંભિક વિનોદની સમાપ્તિ થતાં પ્રમાદચન્દ્રે પોતાના રસોઇયાને બોલાવીને અમો ચાર મેહમાન અને તેઓ પોતે મળી પાચ માણસમાટે જુદી રસોઈ કરવાનું કહી દીધુ, અને બીજા એક માણસને ચાહ લાવવામાટે મોકલી દીધો. એ પછી મેં નાટ્યવ્યવસાય વિષયક વાર્તાલાપનો આરંભ કરવાના ઉદ્દે-શથી પૂછ્યું –

“પરન્તુ શેઠજી, અમદાવાદમાં આપણી આ બીજી વાર ઊભી થયેલી કંપની કેવીક ચાલે છે, ઍકટરો અને ઍકટ્રેસિસનો સ્ટાફ કેવોક છે, સીનસીનરી ડ્રેસ આદિની કેવીક પ્રશંસા થાય છે અને નાટકો ગુજરાતી ભજવાય છે કે આગળની પેઠે ઉર્દૂ નાટકો જ રંગભૂમિપર રજૂ થાય છે?”

મારા એ પ્રશ્નના ઉત્તરમા પ્રમાદચન્દ્ર કાંઇક શિથિલતા કિંવા શીતલતાદર્શક સ્વરથી કહેવા લાગ્યા “ચપાબાઈ, અમદાવાદમા આપણી આ બીજી વાર ઊભી થયેલી નાટક કંપની બહુ સારી ચાલે છે એમ તો ન જ કહી શકાય, પણ ઠીકઠીક ચાલે છે, અને પોતાનો ખર્ચ કાઢે જાય છે એટલે વધારે ચિન્તા જેવું નથી, ઍકટ્રેસ તો અત્યારે એક પણ નથી, ઍકટર્સનો જે સ્ટાફ છે તે આપણા આગળના સ્ટાફ સાથે સરખાવતા સંખ્યામાં રૂપિયે દશ આના છે અને

ઉત્કૃષ્ટતાના વિષયમા તો રૂપિયે ચાર આના પણ નથી. આવતી કાલનું નાટક તમો જોશો એટલે એ સત્ય પોતાની મેળે જ તમારા જાણવામાં આવી જશે; તો પછી મારા અત્યારના સ્ટાફની ખોટી પ્રશંસા મારે શામાટે કરવી? આપણા સમાજમા જ્યારે કોઇની પહેલી વારની પત્ની પરલોકવાસિની થાય છે અને તેથી વિધુર પુરુષને બીજી વાર પરણવાનો કે પુનર્લગ્ન કરવાનો પ્રસગ આવે છે, તે વેળાયે એમ કહેવામા આવે છે કે 'ભાઈ સભાળજો, કારણ કે, બહુધા એમ જ થાય છે કે, ઠામ જાય છે અને ઠીકરુ જ આવે છે; એટલામાટે જે કાઈ પણ કરો તે જોઈ વિચારીને જ કરજો!' અર્થાત્ 'ઠામ જાય ને ઠીકરુ આવે,' એ કહેવત નાટક કંપનીઓના સંબધમાં પણ અક્ષરશઃ લાગૂ પડેલી અને સત્ય સિદ્ધ થયેલી દેખાય છે અને તેનાં અનેક ઉદાહરણો આપણા નેત્રો સમક્ષ વર્તમાન છે એમાથી પ્રથમ આપણે મુબઈ ગુજરાતી નાટક મડળીનું ઉદાહરણ લઇએ, તો સવત્ ૧૯૪૫ અથવા ઈ. સ ૧૮૮૯ માં જ્યારે ગેઇટી નાટકશાળામા મુબઈ ગુજરાતી નાટક મડળીએ 'કુલીન કાન્તા અથવા વનરાજ વિજય' નામક પોતાનું પ્રથમ નાટક ભજવી બતાવ્યું તે સમયથી લઇને એ નાટકમંડળીએ ક્રૉફર્ડ માર્કેટ સામેની નવી આલ્ફ્રેડ નાટકશાળામા કેટલાક વર્ષો વીતાડી ગેઇટી નાટકશાળા વેચાતી લઇને પાછા ત્યા આવીને પોતાનાં નાટકો ભજવવા માડ્યા અને તેનું 'કરણ ઘેલો' નામક નાટક બહાર પડ્યું, ત્યા સુધીનો મુબઈ ગુજરાતી નાટક મડળીના ઍક્ટર્સનો સ્ટાફ દિવસે દિવસે એટલો બધો સારો થતો ગયો હતો કે તે સમયના સ્ટાફ સાથે સરખાવતાં મુબઈ ગુજરાતી નાટક મંડળીનો આજનો સ્ટાફ આપણને કચરાપટ્ટી જેવો જ દેખાય છે, અપવાદરૂપ કદાચિત્ બે ચાર ઍક્ટર્સ સારા હોય, તો તેથી કાઈ આખો સ્ટાફ સારો છે એમ તો ન જ કહી શકાય જે મહાનુભાવ સત્પુરુષના નામથી અત્યાર સુધી પણ મુંબઈ ગુજરાતી નાટક મડળી 'દયાશકરની કપની'ના નામે ઓળખાય છે તે કપનીના ડાયરેક્ટર અને ભાગીદાર સ્વ દયાશંકર વસનજી પુરોહિત ઉર્ફે રસિકા, ભગવાનદાસ ભાણસાળી, લલ્લુખરામ નાયક, ભાટિયા કાળીદાસ કાકા, દામોદર ધીવાળા, ભાણજીભાઈ ઉર્ફે રામસેન, નન્નૂ ગુલાબ પાનવાળા, મયાશકર, વિહારીલાલ ગવેયા, ચતુર્ભુજ ઘાઘડીવાળા, સોરાબજી કાત્રક, દોરાબજી મેવાવાળા, જેઠાલાલ માલોસેલિયા, ચૂનીલાલ ઠાકોર, છોટાલાલ ઉર્ફે કનક, ગોપાળભાઈ ઉર્ફે તારા અથવા કુન્દબાલા, શિવલાલ કાનજી, પશા પી પશા ગી અને પશા ના એટલે કે પુરુષોત્તમ પીતાંબર, પુરુષોત્તમ ગિરધર અને પુરુષોત્તમ નાગર એ ત્રણે પુરુષોત્તમ, રણછોડ ઉર્ફે સીતા ઇત્યાદિ એક એકથી ચઢિયાતા દેખાવડા, કોઈ સગીતકુશળ તો કોઈ ઉત્તમ વક્તા તેમ જ અભિનયકલાભિજ્ઞ અને જેઓ રગભૂમિપર સાધારણ ભૂમિકા ભજવતા હોય તો પણ જેમનાથી રંગભૂમિ દીપી નીકળે એવો ઍક્ટરોનો એક-ત્રણો સમુદાય અત્યારે ક્યા છે? નવી આલ્ફ્રેડ નાટક મડળી ઇ સ ૧૯૧૧ માં 'ઇરૉસ થીએટરમા આગ લાગવાથી બંધ થઈ તે વેળાયે 'ખુબસૂરત બલા' અને શરીફ બદમાશ' સુધીનાં નાટકોમા ઍક્ટર્સનો જે અદ્વિતીય સ્ટાફ હતો તે સ્ટાફ અત્યારે તેના નવીન અવતારમાં છે ખરો કે? નહિ જ. સારાશ કે સારા ઍક્ટરોની સંખ્યા ઓછી જ હોય છે એટલે કેટલાક સારા ઍક્ટરોનો સ્વર્ગવાસ થઈ જાય છે અને કેટલાક ઍક્ટરો કોઈ કોઈ કારણવશાત્ બીજી કપનીમાં ચાલ્યા જાય છે;

તો પછી તેવા બીજા ઍક્ટરો ભાગ્યે જ મળી શકે છે, અને તેથી અત્યારનો આપણી કંપનીનો સ્ટાફ નબળો હોય તો તેમા આશ્ચર્ય જેવુ કાંઈ પણ નથી. જ્યારે તમો આપણી કંપનીમા આવ્યા ત્યારે લલિતા, તમો પોતે, યૂસુફ, લાલજી, મદનચન્દ્ર, અબ્દુલ રહેમાન અને એવા જ અન્ય ઍક્ટરોનો જે સ્ટાફ હતો, તેનું તો હવે સ્વપ્ન જ થઈ ગયું છે માત્ર સીનસીનરીનો ભપકો સારો રાખ્યો છે અને સીનસીનરી વખણાતા હોવાથી ગાડું ગબડ્યા કરે છે અહીં કોઈ કોઈ વાર ઉર્દુ નાટક ભજવીએ છીએ અને કેટલાક મુસલ્માનો તથા મુસલ્માન મીલ મજૂરોને તે પસંદ પડે છે, પરંતુ આ ગુજરાતનું રાજનગર હોવાથી વધારે સંખ્યામા તો ગુજરાતી નાટકો જ ભજવાય છે ખરી હકીકત આ પ્રમાણેની છે."

"મુંબઇ ગુજરાતી નાટક મંડળીની જાહોજલાલીનો જૂનો જમાનો મે પોતે જોયો નથી, છતા આવા જ ઉદ્ગારો મે બીજા કેટલાક લોકોના મુખથી પણ સાભળ્યા છે અને તેથી લગભગ આજથી પંદર સત્તર વર્ષ પૂર્વે એ નાટક મંડળીમા ઍક્ટરોનો સ્ટાફ ઘણો જ સારો હતો અને તેવો જ સારો સ્ટાફ પારસી નાટક મંડળીમા પણ હતો એમ માની લેવામા કોઇ પણ પ્રકારનો મને બાધ નથી પરંતુ અત્યારે તો મુંબઇ ગુજરાતી નાટક મંડળીનું જે નાટક જોઇએ તેમા અગ્રભાગે કેવળ જયશંકર–સુંદરી અને બાપુલાલ સૌભાગ્યભાઇ જ વિરાજેલા દેખાય છે અને તેથી જો જૂદા જૂદા નાટકોના જૂદા જૂદા નામોને બાદ કરીએ તો બહુધા નવાં સર્વ નાટકોની વસ્તુસંકલના, પાત્રવ્યવસ્થા અને અંતિમ સાર આદિ સર્વથા એકસરખા અને અભિન્ન જ હોય છે, એટલે એ નાટકોને જોઇને આનંદના સ્થાનમા અવસાદની જ આપત્તિ થયા કરે છે Charaoter અને actor નો જ્યા ભેદ ન હોય ત્યાં મજાહ જ પડતી નથી એમા પણ જયશંકર હજી પણ પોતાની ભૂમિકા જો કે સામાન્યત કાંઇક સમજીને ભજવે છે, પરંતુ બાપુલાલ ભાઇની અભિનયકળા તો જાણે મુંબઇની ટંકશાળનો કલદાર! પછી કોણ જાણે એમા મારી ભૂલ પણ થતી હોય" મેં મારો અભિપ્રાય દર્શાવ્યો

પ્રમાદચન્દ્રભાઇએ કહ્યું "આમા મને તમારી ભૂલ નથી દેખાતી, કારણ કે, બાપુલાલભાઇની અભિનયકળા વિષે મારી પોતાની પણ એવી જ માન્યતા છે"

"અને આપણે તમો ઉભયના એ અભિપ્રાયને મજબૂત ટેકો તથા થાભલો આપીએ છીએ" લક્ષ્મીવલ્લભે વિનોદ પૂર્વક પોતાનો અભિપ્રાય વ્યકત કરી બતાવ્યો.

"પરંતુ મજબૂત માચડાને ટેકાની કે થાભલાની અગત્ય હોતી જ નથી, એ આપ શ્રીમાન્ જાણો છો ખરા કે નહિ?" પ્રમાદચન્દ્રે વિનોદની વૃદ્ધિના ઉદ્દેશથી વિનોદાત્મક વાક્ય ઉચ્ચાર્યું

અમો આ વિનોદવાર્તામા તલ્લીન હતા એટલામા નોકર ચાહની કિટલી ભરીને લઇ આવ્યો અને શેઠની ઑફિસમાથી ખાલી કપ્સ તથા સૉસર્સ લાવીને તેણે અમને ચાહના કપ્સ ભરી આપ્યા ચાહ પીવામા અને પાનસોપારી ખાવામાં જેટલા સમયનો વ્યય થયો તેટલા સમયમા ચાહના ફાયદા અને ગેરફાયદાનો વિષય અલ્પ પરિમાણમા ચર્ચાયો. ત્યાર પછી પ્રમાદચન્દ્રે મને પૂછ્યુ –

"શ્રીમતી, તમોએ નાટકના વ્યવસાયને અત્યારે તો સર્વથા ત્યાગી દીધો છે એ હું સારી રીતે જાણુ છુ, છતા પણ પૂછવાનુ સાહસ કરું છું કે, કોઇ વાર

રે તમો નાટક જોવાને જાઓ છો ત્યારે તમારા મનમા પુન એક વેળા
ના અભિનયકૌશલ્યને દેખાડવાની અને રગભૂમિને દીપાવવાની ઇચ્છા થઈ
. છે ખરી કે નહિ ? મારો તો એવો દૃઢ નિશ્ચય છે કે આવી ઇચ્છાનો માત્ર
ક વાર જ નહિ, પણ કારણવશાત્ અનેક વાર તમારા મનમા ઉદ્ભવ થતો
. જ જોઇએ, કારણ કે, નાટકનો વ્યવસાય એવો છે કે જેણે એક વાર એ
સાય કરેલો હોય છે તેની વૃત્તિ એ વ્યવસાય પ્રતિ આકર્ષાયા વિના રહેતી
નથી મારૂ આ કથન સત્ય છે કે અસત્ય ?"

"આપનુ આ કથન અક્ષરશ સત્ય છે અને આ અનુમાન તે આપના
ય વ્યવસાય વિષયક દીર્ઘ સમયના અનુભવનું જ પરિણામ છે એટલુ તો
પ્રામાણિકતાથી સ્વીકારવુ જ જોઇએ કે કેટલાક સમય પર્યન્ત મેં નાટકનો
સાય કરેલો હોવાથી અને તેમા પરમાત્માની કૃપાથી મને ઉત્તમ વિજય મળેલો
ાથી જ્યારે પણ હું મનોરજનાર્થ કોઈ વાર નાટક જોવાને જાઉં છું અને તેમાં
રે કોઈ સ્ત્રીની ભૂમિકાની ધૂળધાણી થતી મારા જોવામા આવે છે ત્યારે અવશ્ય
ા મનમા એવા અભિમાનની ભાવનાનો ઉદ્ભવ થાય છે કે, 'અત્યારે જો
ભૂમિકા હુ ભજવતી હોત, તો ભૂમિકા એવી દીપી નીકળત કે પ્રેક્ષકોના
નદનો અવધિ થાત અને તેઓ કદાચિત્ પુષ્પોની મારા શિરપર વૃષ્ટિ કરીને
તાળીઓની ગર્જનાથી અનેક વાર વધાવી લેત !' પરતુ અચળ ચિત્તના એ
ળાને મેં અત્યાર સુધી તો દબાવી રાખ્યા છે અને જો પરમાત્મા મારી ટેકને
મગવા ન દે, તો ભવિષ્યમા પણ પુન નાટકના વ્યવસાયમા પડવાનો મારો
માત્ર પણ આતરિક ભાવ નથી પછી તો જેવી પરમાત્માની ઇચ્છા"
મારી અનુભૂતા હૃદયનિર્બળતા કિંવા ચિત્તચચળતાનો પ્રામાણિકતાથી સ્વીકાર
લીધો, અને ત્યાર પછી મેં શેઠજીને પોતાને પૂછ્યું "શેઠજી, મેં તો જાણે
રા હૃદયની નિર્બળતાને સ્વીકારી લીધી છે એટલે એ વિષે વધારે કાંઈ પણ
નવા જેવુ રહેવુ જ નથી, પરંતુ આપણી કપની જ્યારે રાયચૂર મુકામે હતી તે
ાયે દુષ્કાળ ફડના લાભમાટે ભજવાયલા 'અસીરે હિર્સ' નાટકમા આપણા એક
ક ઍક્ટરે બહુ દારૂ પીધેલો હોવાથી આપ શ્રીમાને ચગેજની ભૂમિકા ભજવી બતાવી
ો અને ત્યાર પછી રાયચૂરમા તેમ જ દક્ષિણ હૈદરાબાદમા પણ પાઠ કરવાનો
પને લાગૂ પડેલો એ ચેપ ચાલુ જ રહ્યો હતો,* તે ચેપ અત્યારે આપના
મા છે કે કેમ અને અહીં પણ આપ ઍક્ટરનુ કાર્ય કરો છો ખરા કે નહિ ?
ણ કે, મારો પણ એવો દૃઢ નિશ્ચય છે કે પોતાની ભૂમિકાથી રગભૂમિને
ાવવાનો કે પછી રંગભૂમિના સાધનોવડે પોતે દીપવાનો ચેપી રોગ આપને
ણ લાગૂ પડી ચૂક્યો છે અને તે રોગ અસાધ્ય હોવાથી આપ તે રોગથી સર્વથા
ત થઈ શક્યા હો, એ સર્વથા અશક્ય ઘટના છે કેમ, મારુ આ કથન પણ
ય છે ખરુ કે નહિ ?"

"જેવી રીતે તમારા સબંધમા મારુ કથન સત્ય નીવડ્યું છે તેવી જ રીતે
રા સબધમાં તમારુ આ કથન પણ સર્વથા સત્ય છે, એમ મારે સ્વીકારવું જ
ડે છે, કારણ કે, અહીં અમદાવાદમા નવેસરથી આપણી આ નાટક કપનીના

* જુઓ "ચુડેલનો વાસો" પ્રથમ દૃશ્ય પ્રકરણ ૪૪ મુ, પૃષ્ઠ ૩૬૭ અને ૩૬૮.

કામની મેં શરૂઆત કરી તે વેળાયે સર્વ નાટકોમા મારા લાયક પાર્ટ ભજવવાનો મારો દૃઢ વિચાર હતો, કારણ કે, એથી મારો શોક પણ પૂરો થાય તેમ હતું અને એક સારા ઍક્ટરના મોટા પગારનો પણ બચાવ થાય તેમ હતું અને તેથી પહેલાજ નાટકના હેંડબિલ્સમા મેં 'વીરમતીની ભૂમિકા નાટક મંડળીના માલિક પ્રમાદચન્દ્ર પોતે ભજવી બતાવશે' એવી રીતે મારુ નામ પણ છપાવી દીધુ હતું, પરતુ એ હેંડબિલ્સ વાચતાજ મારા કેટલાક પ્રતિષ્ઠિત મિત્રો અને મારી જાતિના કેટલાક અગ્રેસર ગૃહસ્થો મધ્યાહ્ન પછી મારી પાસે આવી લાગ્યા અને કહેવા લાગ્યા, 'પ્રમાદચન્દ્ર ભાઈ, તમોએ નાટકનો વ્યવસાય સ્વીકાર્યો છે એટલુજ બસ છે, રાયચૂરમા પાર્ટ ભજવવાની વાતને ભૂલી જાઓ અને અહીં નવેસરથી નાટકના તખ્તાપર નાચવાના વિચારને માડી વાળો, કારણ કે, નહિ તો અમો તમારી સાથે કોઈ પણ પ્રકારનો સબધ રાખીશું નહિ અને તમારા સતાનો કુવારા રહી જશે ' અગત મિત્રો તથા અગ્રેસરોની આવી પ્રતિકૂલતાના કારણથી મારે મારી ઇચ્છાને ત્યાગી દેવી પડી અને તત્કાળ મારો પાઠ કોઇને તૈયાર ન હોવાથી બીજા ઍક્ટરને પાઠ તૈયાર કરાવ્યા પછી ખેલ પણ એક ગુરૂવારથી બીજા ગુરૂવાર સૂધી લબાવીને આઠ દિવસે સ્ટેજપર રજુ કરી શકાયો હતો. અવશ્ય રંગભૂમિપર રજૂ થવાનો ચેપી રોગ મારામાથી ચાલ્યો ગયો નથી અને તેથી વળી પણ જ્યારે દિલ્લી, લખનૌ તરફ જવાનો પ્રસંગ આવશે ત્યારે હું ત્યા પાઠ કર્યા વિના રહી શકવાનો નથી, એ નિ:સશય છે બોલો ત્યારે હવે વધારે કાંઈ પણ કહેવા જેવુ છે ખરુ કે?"

વાર્તાલાપમા લગભગ નવ વાગવા આવ્યા અને તે વેળાયે રસોઈ તૈયાર થવાથી અમો જમવાને બેસી ગયા શીરો, પૂરી, ભજિયા, રાઇતુ, ચટણી, બે શાક અને દાળ ભાત આદિ પદાર્થો બહુજ સ્વાદિષ્ટ થયા હતા અને તેથી જમવામા અમને ઘણોજ આનદ થયો. જમ્યા પછી મેં ધર્મશાળામાં જવાની ઇચ્છા દર્શાવી, પ્રમાદચન્દ્રે માણસ મોકલીને માણેકચૉકમાથી ગાડી મગાવી, તેનું ભાડું પોતે આપ્યુ અને હું તે ગાડીમા બેસીને મન્મથકુમાર તથા મારા અનુચર સહિત પોણાદશ વાગે ધર્મશાળામા પાછા આવી પહોંચી અને ત્યા એક અતિશય વિલક્ષણ ઘટના મારા જોવામા આવી

ધર્મશાળા એક એવું સાર્વજનિક સ્થાન હોય છે કે, જે સ્થાનમા નિત્ય નાનાવિધ ભિન્ન ભિન્ન સ્વભાવના મનુષ્યોની આવજાવ ચાલ્યા કરે છે અને તેથી પરમાત્માએ જેને સૂક્ષ્મ નિરીક્ષણશક્તિ આપેલી હોય તેવો કોઈ પુરુષ અથવા તેવી કોઈ બુદ્ધિમતી સ્ત્રી ચાર કે આઠ દિવસ જો કોઈ સારી ધર્મશાળામાં વીતાડે, તો ત્યા તેને ભિન્ન ભિન્ન માનવસ્વભાવના નિરીક્ષણ તથા અભ્યાસનો બહુજ ઉત્તમ અવસર પ્રાપ્ત થઈ શકે છે, એમા તો લેશમાત્ર પણ સશય છેજ નહિ. અમદાવાદ રેલ્વેનુ એક મોટુ જકશન હોવાથી અને સ્ટેશન પાસે સર્વ પ્રકારની સગવડોવાળી તથા વિશાળ આ એકજ ધર્મશાળા હોવાથી આ ધર્મશાળા ચોવીસે કલાક નાનાવિધ જાતિ, નાનાવિધ ધર્મ, નાનાવિધ દેશ અને નાનાવિધ સ્વભાવના સ્ત્રીપુરુષ પ્રવાસીઓવડે ઉભરાયલી જ રહ્યા કરે છે, સવારમાં સો મુસાફર આવે છે, તો બીજા સો મુસાફર જાય છે અને બપોરે દોઢસો

આવે છે તો રાતે દોઢસો વિદાય થઈ જાય છે, એવી ધમાલ ચાલ્યા જ કરે છે અને તેથી ધર્મશાળાના કારકૂન તથા બીજા નોકરોને તેમની નોકરીના કલાકોમાં પળમાત્રની વિશ્રાંતિ પણ ભાગ્યે જ મળી શકે છે. અમો ધર્મશાળામાં પાછાં આવ્યાં તે વેળાયે દિવસના સમયમાં આવેલાં પ્રવાસી સ્ત્રીપુરુષો ભોજનાદિના કાર્યથી નિવૃત્ત થઇને નિદ્રાવશ થઈ ગયાં હતાં, રાતની છેલ્લી ટ્રેન હજી આવી ન હોતી અને તેથી ધર્મશાળાનો કારકૂન, પોલિસનો એક અધિકારી તથા ધર્મ-શાળાના બીજા બે રક્ષકો નીરાંતે ઑફિસ આગળ કાંઇક અગત્યનો વાર્તાલાપ કરતા બેઠા હતા. મેં એક નોકરને ફાનુસ લાવવાનું કહ્યું અને તે ફાનૂસ લાવી આપે ત્યાં સુધી અમો ત્યાં ઊભાં રહ્યા એટલામાં તેમના વાર્તાલાપમાં કોઈ પ્રવાસીએ ધર્મશાળામાં આવીને કાંઈ અયોગ્ય કૃત્ય કર્યાનો વિષય ચર્ચાતો હતો, એવો મને સાધારણ ભાસ થયો, પરંતુ તેમના વાર્તાલાપનો સંપૂર્ણ વિષય મારા જાણવામાં આવી શક્યો નહિ. ધર્મશાળાનો નોકર બે ફાનૂસ લઈ આવ્યો, મારા નોકરે તે ફાનુસ લઈ લીધા અને અમો તરત ઉપર અમારા ઓરડામાં ચાલ્યા ગયા. ઓરડામાં જઈ મન્મથકુમારને સૂવડાવી હું કપડાં બદલીને મારા કમરાની બહાર અગાસીમાં શતરંજી પાથરીને બેઠી અને વાયુની શીતલ લહરીઓનો શાંતિથી ઉપભોગ લેવા લાગી. થોડી વાર-માં જ લક્ષ્મીવલ્લભ પણ આવી લાગ્યા અને તેઓ પણ કપડાં બદલીને અગાસીમાં ટહેલવાને આવ્યા એટલામાં તો ધર્મશાળાનો કારકૂન તેમની પાસે આવી લાગ્યો અને તેમને અગાસીની પાળપર બેસાડીને કહેવા લાગ્યો. "લક્ષ્મીવલ્લભભાઈ, આપ આ ધર્મશાળામાં ઘણી વાર આવી ગયા છો અને અહીંના ઘણા રંગઢંગ આપે જોયા છે, પરંતુ આજે જે એક ઘટના ઘટી છે તેવી ઘટના અમારા જોવામાં પણ નથી આવી તો પછી આપના જોવા કે જાણવામાં તો ક્યાંથી જ આવી શકી હોય વારૂ? ખરેખર, આપણામાંના કેટલાક વૃદ્ધ પુરુષો કહે છે કે હવે ભયંકર કલિકાળ આવતો જાય છે, તે કથન આજની આ ભયંકર ઘટનાને જોતાં અક્ષરશઃ સત્ય હોય એમ જ અમને જણાય છે અને તેથી ધર્મનો લોપ થતો પ્રત્યક્ષ આપણા જોવામાં આવી શકે છે."

"હું ધારૂં છું કે એ ભયાનક ઘટનાનો વૃત્તાન્ત સંભળાવવામાટે જ તમો અત્યારે મારી પાસે આવ્યા છો અને તમારી નોકરી પૂરી થયેલી હોવા છતાં આ કારણથી જ અત્યાર સુધી તમો ધર્મશાળામાં રોકાઈ રહ્યા છો, કેમ ખરું કે નહિ?" અનુભવી લક્ષ્મીવલ્લભે વાર્તાલાપને આગળ લબાવવામાટેની તે કારકૂનને માર્મિક સૂચના આપતાં ગંભીરતાથી આ શબ્દો ઉચ્ચાર્યા.

"આપની આ ધારણા સત્ય છે; કારણ કે, એ વૃત્તાંત આપને સંભળાવવા-માટે જ અત્યારે હું આપની પાસે આવ્યો છું" એમ કહીને તેણે તે વૃત્તાંતને આરંભીને કહેવા માંડ્યું "વડોદરા તરફથી સાડા સાતની ટ્રેન આવી અને મુસાફરો ઉતર્યાં તે વેળાયે હું મારા કામપર હતો. એક તરુણ પ્રવાસી ત્યાં આવ્યો અને તેણે મારી પાસેથી એક સ્વતંત્ર ઓરડાની માગણી કરી; તેની સાથે એક તરુણી સ્ત્રી પણ હતી. તેની પાસેથી ડિપોઝિટનો એક રૂપિયો અને એક દિવસના ભાડાના છ આના લઇને નીચેનો આ અગાસીની સામે પડતો એક ઓરડો તેને આપ્યો

તથા બીજો શો સામાન જોઇશે તે પૂછ્યું તેણે બે બિછાના, પાણીનો એક ઘડો અને બત્તી મોકલવાનું કહ્યું અને તે વસ્તુઓ તત્કાળ તેના ઓરડામાં મોકલી આપવામા આવી અહીં વચ્ચે જણાવવાની આવશ્યકતા છે કે જે સ્ત્રી તેની સાથે હતી તે વિધવા હતી અને તેના વિષે પૂછતા તેણે તેને પોતાના કાકાની દીકરી બહેન તરીકે ઓળખાવી હતી, પરતુ મારા પ્રશ્નનુ ઉત્તર આપતા તે જરાક અચકાયો હતો અને તેથી પ્રારભમા જ મારા મનમા એક પ્રકારની વિપરીત શકાનો ઉદય થયો હતો, છતા સભ્યતાને જાળવવામાટે મારાથી કાઈ પણ વધારે બોલી શકાય તેમ તો હતુ જ નહિ. સાધારણ નિયમ એવો છે કે મુસાફરો ગાડીમાથી ઊતરીને અહીં આવ્યા પછી કોઈ બજારમાથી પૂરી શાક અથવા મીઠાઈ મગાવીને ખાય છે, કોઈ પોતા પાસેના ભાતાથી ગાડું ગબડાવીને ચાહ કૉફી મગાવે છે અને કોઈ વીશીમા જમવાને જાય છે એટલે કે બહુધા ઉદરપૂજા કર્યા પછી જ ઉંઘવાનો પ્રયત્ન કરે છે, પરતુ આ બાઈ ને ભાઈ તો બિછાના, બત્તી ને પાણીનો ઘડો આવી ગયા એટલે તરત જ—હજી તો બીજા મુસાફરો ઠામ પણ પડ્યા ન હોતા તેટલામા જ—દરવાજાને બધ કરી દીવાને ઝાંખો કરીને સુવાની તૈયારી કરતા દેખાયા એથી મારો સશય કાઇક વૃદ્ધિગત થયો અને એવામા વળી જે નોકર તેમના ઓરડામા બિછાના મૂકવાને ગયો હતો તે નોકરે આવીને મને કહ્યુ ‘એ બન્ને ભાઈ અને બહેન છે તો બે ગાદલા જુદા પથરાવવા જોઇએ, પણ તેમણે તેમ નથી કર્યું એટલે દાળમા કાઇક કાળું હોય એમ જણાય છે, કાઈ નવી તરાહના ભાઈ બહેન લાગે છે, તપાસ કરવી હોય તો કરજો’ એટલે એથી મારો સશય દૃઢ થઈ ગયો અને મેં એ વિષેની પૂરતી તપાસ કરવાનો નિશ્ચય કરી લીધો જે ઓરડો એ પ્રવાસીઓને આપવામા આવ્યો છે તેની પાસેના ઓરડામા ગાદલા ગોદડા અને બીજી ચીજો રખાતી હોવાથી તે બાજુનો ઓરડો અમારા તાબામા છે, મુસાફરોને અપાતો નથી અને તે ઓરડામા અડધી દીવાલના ઉપરના ભાગમા દીવાલની એવી રચના કરવામા આવી છે કે જો ત્યા સુધી ઉંચા ચઢીને જોવામા આવે તો જે ઓરડો તે પ્રવાસીઓને અપાયો છે તે ઓરડામાનુ સર્વ દૃશ્ય જો પ્રકાશ હોય તો સ્પષ્ટ જોવામા આવી શકે બીજો કારકૂન આવી ગયો હતો એટલે ઑફિસનું કામ તેને સોંપીને હું એક બીજા માણસને સાથે લઇને અમારા ભડારવાળા ઓરડામા ગયો અને ત્યા પડેલી ગાદલાની ઉંચી થડીપર ચઢીને અમોએ જોયું તો દીવો ઝાંખો ઝાંખો બળતો હતો, ઉપરાઉપરી પાથરેલા બે ગાદલાપર તે તરુણ તથા તરુણી સાથે જ બેઠા હતા, અને પતિ અને પત્ની સમાન પ્રેમચેષ્ટાઓ કરતા હતા તરુણી કાઇક શરમાતી હતી તેમના અપરાધને પ્રત્યક્ષ જોઈ લીધા પછી થોડી વારમા મેં તેમના ઓરડાના દરવાજા ઉઘડાવ્યા અને તે તરુણને સત્ય વાર્તા જણાવાનું કહ્યું, પરંતુ તે નાકબૂલ જાય છે અને માનતો નથી એટલા માટે આ કેસ પોલિસના હાથમા સોંપી દેવાનો મારો વિચાર છે અને એ વિષે આપનો શો અભિપ્રાય છે એ હું જાણવા માગું છું બન્ને અપરાધીઓ ધર્મશાળામાથી બહાર ન નીકળી શકે એવી રીતે મેં તેમને બદોબસ્તમાં રાખેલા છે અને પોલિસને ખબર આપતા જ તેઓ આફતમા આવી પડશે અને તેમની પૂરી ફજેતી થશે, એ વાત પણ નક્કી જ છે”

લક્ષ્મીવલ્લભે એ વિષે પોતાનો અભિપ્રાય દર્શાવતા કહ્યું "જો એ બન્ને ખરેખર જ ભાઇ અને બહેન હશે અને તેમના આ વ્યભિચારની વાર્તાનો પ્રકાશ થશે, તો કદાચિત્ કા તો બાઇ આત્મહત્યા કરી નાખશે અને કા તો અતિશય નિર્લજ્જ થઇને ક્યાક નાસી જઇ વેશ્યા થઇ જશે, તેમ જ જો તેઓ ભાઇબહેન નહિ હોય, તો બાઇ વિધવા હોવાથી કાયદાસર એડલ્ટરી અથવા વ્યભિચારનો અપરાધ કોઇ પર પણ આવી શકશે નહિ અને તેથી માત્ર ફજેતી વગર તેમની બીજી કશી પણ હાનિ થઇ શકે તેમ નથી, એટલામાટે મારો તો એ જ અભિપ્રાય છે કે તેમને ડરાવીને એવા દાબમા રાખવાનો યત્ન કરવો કે જેથી ભવિષ્યમા પણ તેઓ ડરતા રહે અને આવું કૃત્ય કરતા અચકાતા રહે"

"ભલે એવુ કાઇક થાય તો પણ ઠીક, કારણ કે, નહિ તો કોઇ વાર આ બાબત આ ધર્મશાળાના માલિક તેમ જ લોકલ બોર્ડના પ્રમુખ ઇત્યાદિના જાણવામા આવે અને તેઓ કદાચિત્ એમ ધારી લે કે ધર્મશાળાના કારકૂનો પૈસા ખાઇને આવી બાબતોને ઢાકી દેતા હશે, તો અમારો રોટલો ટળી જાય એટલામાટે આવા પ્રસંગોમા અમારે અમુક પગલા તો ભરવાજ જોઇએ" ધર્મશાળાના કારકૂને પોતાની સ્થિતિનુ દર્શન કરાવ્યુ

"ચિન્તા નહિ, આ ચૌદ નબરના રૂમમા જે બાઇ ઊતર્યા છે તે બાઇને સાથે લઇને આપણે નીચે જઇશુ અને તે બન્નેને અહીં ઉપર લઇ આવીને તેમની પાસેથી આ અપરાધની કબૂલાત લખાવી લઇશુ એટલે તમારો ભય ટળી જશે ચપા બહેનને જગાડવા તો પડશેજ." એમ કહીને લક્ષ્મીવલ્લભે મારા ઓરડાના દરવાજા ભણી નજર કરી અને દરવાજાને ખુલ્લો તથા દરવાજા પાસેજ મને બેઠેલી જોઇને તેઓ આશ્ચર્યથી બોલી ઊઠયા "ચપા બહેન, અમારા મોઢા રસ્તા ભણી હોવાથી તમો અહીં બેઠા છો એની અમને જરા પણ ખબર ન હોતી હું ધારું છું કે અમારી વાતો તમોએ સાભળી જ હશે"

"જી હા, આપનો વાર્તાલાપ મેં ધ્યાનપૂર્વક સાભળ્યો છે અને એ વાર્તાલાપના શ્રવણથી આ સસાર 'ચુડેલનો વાસો' છે, એ મારા સિદ્ધાતને પુષ્ટિ આપનારું એક નવીન પ્રમાણ મને અચાનક પ્રાપ્ત થયું છે આપની ઇચ્છા પ્રમાણે આપની સાથે નીચે આવવાને અને મારી જે સેવાની આવશ્યક્તા હોય તે સેવા સમર્પવાને હું તૈયાર છુ" મેં ઉત્તર આપ્યું અને તે સાથે એ કાર્યમા ભાગ લેવાની ઇચ્છા પણ દર્શાવી દીધી.

હું, લક્ષ્મીવલ્લભ અને ધર્મશાળાનો કારકૂન ત્રણે નીચે ગયા. લક્ષ્મીવલ્લભે તે તરુણને તેના ઓરડામાથી બહાર બોલાવ્યો અને તરુણ બહાર નીકળ્યો એટલે મેં ઓરડામા પ્રવેશ કર્યો અને નીચું મોઢું કરીને બેઠેલી તે બાઇને અનેક પ્રકારના આશ્વાસનો આપીને તથા સમજાવીને મારી સાથે ઉપર આવવાને તૈયાર કરી. અમો સર્વ પાછા ઉપર આવ્યા, લક્ષ્મીવલ્લભ, કારકૂન તથા તે તરુણને પોતાના ઓરડામા લઇ ગયા અને તે બાઇને હું મારા ઓરડામા લઇ આવી, માનપૂર્વક બેસાડી, તેના માટે ચાહ મગાવી તેના હૃદયને શાત કરવાના પ્રયત્નો કરવા લાગી અને ત્યાર પછી તેની સાથેના વાર્તાલાપનો મેં આવી રીતે આરંભ કર્યો—

"બહેન તમારું નામ શું છે વારુ?" મેં વિનયથી પૂછ્યું.

"મારુ નામ રભા છે" તે બાઇએ કપિત સ્વરથી ઉત્તર આપ્યુ.

"કૃપા કરીને ખોટુ નામ ન આપશો, નહિ તો એથી તમો વિશેષ સકટમાં આવી પડશો." મેં કાઇક ભીતિ બતાવી

"બહેન અમારા પાપનો તમારા સમક્ષ સપૂર્ણ પ્રકાશ થઈ ચૂક્યો છે એટલે હવે તમારી આગળ હું એક અક્ષર પણ અસત્ય બોલવાની નથી, મારી લજ્જા અત્યારે તમારા જ હાથમા છે જો મારાં પાપોને અત્યારે ઢાકી દેશો તો જ મારૂ જીવન રક્ષાશે અને જો મારા પાપની આ કથાનો અધિક પ્રકાશ થશે અને આ વાર્તા મારાં પિયરિયા તથા સાસરિયાના જાણવામા આવશે, તો પછી મારુ આ કાળું મોઢું તેમને બતાવવાને બદલે હું આત્મહત્યા કરીને મરી જવાનુ જ વધારે પસદ કરીશ. ઈશ્વર તમને જેવી બુદ્ધિ આપે તેવી રીતે મારી સાથે વર્તજો, અત્યારે તો મારનાર પણ તમો જ છો અને તારનાર પણ તમો જ છો તમારુ હૃદય દયાળુ દેખાય છે એટલે એથી વધારે હું તમને બીજું કાઇ પણ કહેવા માગતી નથી." રભાએ અત્યત નમ્રતા દર્શાવીને મારા હૃદયમા દયા તથા અનુકપાને ઉપજાવવાનો યત્ન કર્યો.

"રભા બહેન, જો તમો મારાથી પોતાના રહસ્યને ગુપ્ત નહિ રાખો અને અને પોતાનો સમસ્ત ગુપ્ત વૃત્તાત સત્ય જ કહી સભળાવશો, તો હુ તમને વચન આપું છું કે તમારો ભેદ સદાને માટે મારા હૃદયમા સુરક્ષિત રહેશે અને તમારા પાપનો પ્રકાશ નહિ થાય હુ પણ તમારા જેવી જ એક અબળા છુ અને મારા હસ્તથી પણ કદાચિત્ કોઇ વાર આવો પ્રમાદ થયો હશે એટલે અબળાની આપત્તિનાં કારણોને હું સારી રીતે જાણું છુ. આવી પરિસ્થિતિમા તમારે મારા તરફની કોઇ પણ પ્રકારની ભીતિ રાખવાની નથી" મેં રભાને અધિક આશ્વાસન આપ્યું

"આ અનુકપા તથા સહાનુભૂતિમાટે હું તમારો અત કરણપૂર્વક ઉપકાર માનું છું." રભાએ વિનીત ભાવથી કૃતજ્ઞતા દર્શાવી

રભા પોતાના નામ પ્રમાણે જો કે સૌંદર્યની સાક્ષાત્ પ્રતિમા તો ન હોતી; છતાં તે લાવણ્યમયી હતી એમ કહેવામા તો લેશમાત્ર પણ પ્રત્યવાય આવે તેમ નથી. તેનું વય વીસથી એકવીસ વર્ષનુ અનુમાની શકાતુ હતુ, તેના શરીરનો વર્ણ ગોધૂમવર્ણમિશ્રિત કિંચિત્ શ્યામ હોવાથી અને તેના શરીરના સર્વ અવયવો અતિશય ઘાટીલા તથા આકર્ષક હોવાથી તેને કોઇ પણ મનુષ્ય એક મનોહારિણી 'શ્યામસુંદરી' રમણી તરીકે ઓળખે એ સર્વથા સ્વાભાવિક હતું અત્યારે તેણે ગહુઆનો જરીદાર લાલ છેડા અને કોરવાળો કાળા રગનો સાલ્લો તથા લાલ રેશમની ચોળી આદિ વસ્ત્રો પહેરેલા હતા અને તેના શરીરપર અલંકારોનો સર્વથા અભાવ હતો; છતાં પણ તે સલુણી સુદરીની સ્વાભાવિક આકર્ષકતા પ્રકટ થયા વિના રહી શકતી ન હોતી અસ્તુ મેં તેના વૃત્તાતને જાણવાની આતુરતાથી પૂછ્યુ "જે તરુણ અત્યારે તમારી સાથે છે તે તમારો કોણ થાય છે અને તેનું નામ શું છે?"

"જે તરૂણ અત્યારે મારી સાથે છે તે તેણે જેમ કહ્યુ છે તેમ મારો કાકાનો દીકરો ભાઇ જ થાય છે અને તેનુ નામ ઉમયાશકર છે" રભાએ મારા પ્રશ્નનો સત્ય ઉત્તર આપ્યુ

"તમારી જાતિ શી છે, તમારું પિયર ક્યાં છે અને તમારું સાસરું ક્યાં આવેલું છે?" મેં એક પોલીસ ઓફીસર-પ્રમાણે પૂછવા માડ્યું.

"અમો ઔદીચ્ય બ્રાહ્મણ છીએ, મારું પિયર ગુજરાતની જૂની રાજધાની પાટણમાં છે અને મારું સાસરું વડોદરા રાજ્યમાંના ચાદોદ નામક ગામમાં છે" રંભાએ પૂછાયલા પ્રશ્નોના ઉચિત ઉત્તરો આપ્યા.

"હાય, કોળી વાઘરી જેવી હલકી હિન્દુ જાતિઓમાં પણ કાકાનો દીકરો અને કાકાની દીકરી સગા ભાઇ બહેન જેવા જ મનાતા હોવાથી તેમનો આવા પ્રકારનો સંબંધ થઈ શકતો નથી અને સર્વ જાતિઓથી શ્રેષ્ઠ બ્રાહ્મણ જાતિમાં આવા પ્રકારના અનાચારો થતા જોવામાં આવે છે એથી સ્પષ્ટ જણાય છે કે આર્યાવર્તમાંથી સનાતન આર્યધર્મના ઉત્કૃષ્ટ સુંદર તત્ત્વોનો ધીમે ધીમે લોપ થતો જાય છે અને ધર્મનાં તત્ત્વોનો એ લોપ આપણી અધોગતિને જ સૂચવનારો છે. અસ્તુ હવે તમારા પૈતૃક કુટુંબનો, તમારા લગ્નનો, તમારા વૈધવ્યનો અને તમારા આ ભ્રાતા સાથે આવો પાપમય સંબંધ કેવી રીતે અને કેવા સંયોગોમાં થયો હતો તે સમસ્ત વૃત્તાંત સ્પષ્ટતાપૂર્વક પરંતુ સંક્ષેપમાં કહી સંભળાવો." મેં ધર્મના લોપ વિષે શોક દર્શાવીને રંભાને તેનો પોતાનો વૃત્તાંત કહી સંભળાવવાની સૂચના આપી દીધી

મારી સૂચનાને માન આપીને રંભા પોતાના વૃત્તાંતને વર્ણવતી કહેવા લાગી: "પાટણ નિવાસી એક પ્રતિષ્ઠિત પરંતુ દરિદ્ર ઔદીચ્ય બ્રાહ્મણ કુટુંબમાં આજથી બાવીસ વર્ષ પૂર્વે મારો જન્મ થયો હતો અને હું મારા માતા પિતાની તૃતીય પુત્રી હતી અમો ત્રણે ભગિનીઓના વયમાં માત્ર બબ્બે વર્ષનો જ અંતર હતો અને મારા જન્મ પછી બે વર્ષે મારી માતાએ એક પુત્રને જન્મ આપ્યો હતો કે જે ભાઇ આજે ઓગણીસ વર્ષનો છે અને મુંબઇની વિલ્સન કોલેજમાં પ્રીવિયસ ક્લાસમાં અભ્યાસ કરે છે. મારા માતાપિતા દરિદ્ર હોવાથી મારી મોટી બહેનને પંદર વર્ષની કર્યાં પછી ચાર હજાર રૂપિયા લઇને તેમણે ચાળીસ વર્ષના એક પ્રૌઢ પુરુષ સાથે પરણાવી હતી, મારી બીજી બહેનનો તે સોળ વર્ષની થયા પછી પાંચ હજારની થેલીને પોતાના પટારામાં પધરાવીને પચાસ વર્ષના પુરુષ સાથે લગ્નસંબંધ કરી આપ્યો હતો અને ત્યાર પછી મારા વેવાણનો વારો આવતા હું સોળ વર્ષની થવા આવી હતી. તે વેળાયે એક સાધનસંપન્ન અને બાવીસ વર્ષના તરુણ બ્રાહ્મણ કુમારે રૂપિયા સાત હજાર આપીને મારા હસ્તની માગણી કરી અને મારાં માતાપિતાએ તેની એ માગણીને તરત સ્વીકારી લઇને મને કહ્યું 'રંભા, તારા જેવી ભાગ્યશાલિની તો તું જ છે હો! કારણ કે, તારા પતિએ આગળના બે જમાઇઓ કરતા અમને રૂપિયા પણ વધારે આપ્યા છે અને વળી તે તરુણ હોવાથી તારી જોડ છે એથી અમને અધિક આનંદ થાય છે.' એ સાધનસંપન્ન તથા તરુણ બ્રાહ્મણ કુમારે મારી સાથે પરણવામાટે નાણાંની જે આટલી મોટી રકમ આપી હતી તેનું કારણ એ હતું કે તેનું કુળ કાંઇક હલકું હતું અને તેથી કુલીન કુટુંબમાંથી તેને કન્યા મળવાનો સંભવ ન હોતો; પણ તેની પોતાની કુલીન કન્યા સાથે પરણવાની ઇચ્છા હતી અને હું કુલીન કુટુંબની હોવા સાથે સાધારણ ભણેલી ગણેલી કન્યા હોવાથી તેણે મારી કીમતના રૂપિયા સાત હજાર આપવા ઉપરાંત ત્રણ હજારનો લગ્નોત્સવમાં ખર્ચ કરીને એકંદર

રૂપિયા દશ હજારની મને મેળવવામાટે હોળી કરી નાખી હતી ઘરેણા અને લૂગડાં રૂપિયા પાચ હજારના કર્યાં હતા તે તો હુ ગણતી જ નથી, કારણ કે, તે માલ તેના જ ઘરમા રહેવાનો હતો એટલે ખર્ચ ખાતે એ રકમ ન ગણી શકાય એ સ્વાભાવિક છે મારા પતિ તરૂણ, બલિષ્ઠ, દેખાવડા, સાધનસપન્ન, વિદ્યા-વિલાસી તથા પ્રેમી પુરૂષ હતા અને મારામા તેમનો એટલો બધો પ્રેમ હતો કે તેમના સમાગમમા દિવસ અને રાત કયા તથા કયારે વીતી જતા હતા એનુ પણ મને જ્ઞાન કે ભાન રહેતુ ન હોતુ હું સર્વ પ્રકારે સુખિની હતી અને તેથી હું મને પોતાને પરમભાગ્યશાલિની માન્યા કરતી હતી પરતુ જાણે વૈરી વિધા-તાના મનમા મારા એ સુખને જોઇને દ્વેષ ઉત્પન્ન થયો હોયની ! તેવી રીતે હજી તો એ સુખમા મેં પૂરા બે વર્ષ પણ વીતાવ્યા ન હોતા એટલામા તો અચા-નક મારા પતિદેવ પ્લેગના પંજામાં પકડાઇને પરલોકવાસી થયા, મારા સૌભાગ્ય સૂર્યનો અસ્ત થતાં હું વિધવા થઇ અને જેટલા સુખમા હતી તેટલા જ દુ ખમા આવી પડી મારી બે મોટી બહેનો વૃદ્ધ પુરૂષો સાથે પરણેલી હોવા છતા તેમના પતિ જીવતા હોવાથી તેમનો ચાલ્લો ચૂડો અખડ હતો અને હુ તરૂણ પતિની પત્ની હોવા છતા મને વૈધવ્યની પ્રાપ્તિ થઇ એ ભાગ્યનો દોષ નહિ તો બીજું શું વારૂ ? મારા પતિદેવનો અચિન્ત્ય સ્વર્ગવાસ થયો તે વેળાયે હું ગર્ભવતી હતી અને તેમના નિધન પછી ચાર મહિને મેં એક પુત્રને જન્મ આપ્યો હતો કે જે પુત્ર અત્યારે લગભગ ચાર વર્ષનો થવા આવ્યો છે અને ઘેર તેના દાદા પાસે છે મારાં સાસુસસરો હજી હયાત છે અને તેમના એકમાત્ર સ્વર્ગવાસી પુત્રની હુ વધૂ હોવાથી તેમ જ વળી હુ પોતે પુત્રની માતા હોવાથી તેઓ અદ્યાપિ મને ગૃહ-લક્ષ્મી જ માને છે અને મારામા પોતાની પુત્રી કરતા પણ વિશેષ વાત્સલ્ય રાખે છે, માત્ર એટલું જ નહિ, પણ મારામા તેમનો એટલો બધો વિશ્વાસ બધાઇ ગયો છે કે ત્રીસથી ચાળીસ હજારની મિલ્કતનો વહીવટ તેમણે મારા હાથમા જ સોંપી દીધો છે અને તેમના એ પ્રેમ તથા વિશ્વાસથી મારા વૈધવ્યપીડિત હૃદયને દુ ખમા પણ એક પ્રકારનું આશ્વાસન મળ્યા કરે છે મારા પતિના અસ્તિત્વ-કાળમા મારા ચારિત્ર્ય વિષે લોકોનો ઘણો જ સારો અભિપ્રાય હોવાથી અને ગૃહમા મારી આવી ઉત્તમ પ્રતિષ્ઠા હોવાથી મારા પતિના પરલોકવાસની ઘટનાને લગભગ દોઢ વર્ષ જેટલો સમય થઇ ગયો, ત્યા સૂધી તો અનેક વાર અત કરણમા તારૂણ્યજન્ય વિકાર પ્રબળ થવા છતા તે વિકારને મેં દાબી રાખ્યો હતો અને અને પગને કયાય આડો પડવા દીધો ન હોતો, માત્ર એટલુ જ નહિ, પણ મરણ પર્યન્ત અખડ વૈધવ્યવ્રત અથવા તો બ્રહ્મચર્યને પાળવાની મારી દૃઢ આકાક્ષા હતી, પરતુ મારા દુર્ભાગ્યથી મારી એ પવિત્ર આકાક્ષાને પૂર્ણ થવા દેવાની દૈવની ઇચ્છા ન હોતી અને તેથી મારા દુર્ભાગ્યે મને એવી પરિસ્થિતિમા લાવી મૂકી કે તેના પરિણામે મારી પવિત્રતાનો ભગ થઇ ગયો, મારો એટલી સીમા પર્યન્ત અધ પાત થયો કે મારા કાકાના દીકરા ભાઇ સાથે જ હું વ્યભિચાર કરવાને તૈયાર થઇ ગઇ અને આજે મારા એ પાપની કથા મારા જ મુખથી તમને કહી સભ-ળાવવાનો અતિશય દુ ખદાયક પ્રસગ પણ મારા શિરપર આવી પડ્યો. મને ભ્રષ્ટતાની ગર્તામા ગબડાવી દેનારી તે પરિસ્થિતિ કેવી રીતે અને કેમ પ્રાપ્ત થઈ હતી તે હું હવે જણાવીશ મારા પતિના પરલોકવાસની ઘટનાને દોઢ વર્ષનો

સમય વીત્યા પછી મારો સગો ભાઇ મુંબઈમાં અભ્યાસ કરતો હોવાથી મારો આ કાકાનો દીકરો ભાઈ ઉમયાશંકર લગભગ એક મહિના પછી મારા સગા ભાઈના લગ્નનો પ્રસંગ આવતો હોવાથી મને પાટણ લઈ જવામાટે મારા સાસરિયામાં આવ્યો મારા સાસૂ સસરાએ તેને બે દિવસ ત્યાં જ અતિથિ તરીકે રહેવાનો આગ્રહ કર્યો અને તેનો બહુ જ સારો આદર સત્કાર કર્યો હું અને ઉમયાશંકર ત્રણ દિવસ પછી પાટણ જવાને નીકળવાના હતા એવામા બનાવ એવો બન્યો કે વડોદરામાના મારા સસરાના કોઈ પિત્રાઈના મરણના સમાચાર મળવાથી મારા સાસૂ સસરો 'અમો વડોદરે જઇને આવીએ એટલે પછી તમે પાટણ જજો,' એમ કહીને બે દિવસને માટે વડોદરે ગયા અને ઘરમા હુ, મારો સવા વર્ષના વયનો અર્ભક પુત્ર તથા મારો ભાઈ ઉમયાશંકર એવી રીતે ત્રણ જણ રહ્યા જો બાળકને ન ગણીએ તો ખરી રીતે અમો બે જણા જ રહ્યા, એમ કહેવામાં કોઇ પણ પ્રકારનો પ્રત્યવાય નથી દિવસ વીતી ગયો એટલે રાતે જમ્યા પછી ઉમયાશંકરને નીચેની બેઠકમાં ઢોલીઓ ઢાળી પથારી કરી આપીને હું મારા ઉપરના માળપરના ઓરડામા સૂવાને ચાલી ગઈ અને મારા પુત્રને સભાળથી પડખામા સુવાડીને લગભગ દશેક વાગે નિદ્રાવશ થઈ નિદ્રા અર્ધ મૃત્યુ સમાન મનાય છે તે વાત ખોટી નથી, ગાઢ નિદ્રાને આધીન થયા પછી બત્તી મંદ મદ બળતી હોવા છતા મારા ઓરડામા કોઈ પુરુષે ક્યારે પ્રવેશ કર્યો હતો અને તેણે બત્તી બુઝાવી મારા પુત્રને મારી પથારીમાથી ઉપાડીને ઘોડિયામા સૂવાડી મારાપર બળાત્કાર કરવાની ક્યારે અને કેવી રીતે તૈયારી કરી હતી, એમાનું કાઇ પણ મારા જાણુવામા આવી શક્યુ નહોતું જ્યારે મારી નિદ્રાનો ભગ થયો અને મેં મારા નેત્રોને ઉઘાડ્યાં તે વેળાયે મારા ઓરડામા સર્વત્ર અંધકાર પ્રસરેલો હતો અને કોઈ એક પુરુષે મારા શરીરપર એવા પ્રકારનો અધિકાર મેળવી લીધો હતો કે તેના અધિકારમાથી છૂટવાનુ કાર્ય મારા માટે સર્વથા અશક્ય હતુ એમ મારા જોવામા આવ્યું મેં તે પુરુષને કોઈ ચોર ધારીને બૂમ પાડવાનો પ્રયત્ન કર્યો, પરતુ તેણે મને ધીમા સ્વરથી કહ્યું 'હું તારા ઘરમા ચોરી કરવા નથી આવ્યો, માત્ર પ્રેમરસનુ પાન કરવામાટે જ આવ્યો છુ અને તેથી જો તુ ચુપચુપ મારી ઇચ્છાને આધીન નહિ થાય અને બૂમ મારવાનો પ્રયત્ન કરીશ, તો હુ તને અને તારા પુત્રને મારી નાખીશ, પછી મારૂ ભલે જે થવાનુ હોય તે થાય, એની મને પરવા નથી.' તેની આ વિભીષિકાથી હુ હેબતાઇ ગઈ મારા વૈધવ્યવ્રતનો ભગ કર્યા પછી તે પુરુષે દીવો પ્રકટાવ્યો અને દીવાના પ્રકાશમા મેં જોયુ તો મારી પવિત્રતાનો વિદારક અન્ય કોઈ નહિ, પણ મારો કાકાનો દીકરો ભાઇ ઉમયાશંકર જ હતો એમ મારા જાણુવામા આવ્યુ અને તેને મેં અનેક અપશબ્દો સભળાવીને તેનાપર ધિક્કારની વૃષ્ટિ વર્ષાવી, પરતુ એ સર્વ નિર્ભર્ત્સનાને સહન કરીને તેણે કહ્યું 'આપણામા આવો સબધ નથી થતો, પણ મુસલ્માન, પારસી અને બીજી કેટલીક જાતિઓમાં આવો સબધ થાય છે એટલે કે કાકાના દીકરા અને કાકાની દીકરીનો લગ્નસબધ થાય છે એટલે આમા પાપ જેવું કાંઈ પણ નથી, માત્ર એટલુ જ નહિ, પણ આપણામા આવો સબધ ન થતો હોવાથી આપણા આ સંબંધનો કોઇને સશય પણ નહિ આવે અને તેથી કોઈ પણ પ્રકારના વિઘ્ન વિના આપણી ઉભયની વિલાસવાસના તૃપ્ત થતી રહેશે.' બળાત્કારથી

તો બળાત્કારથી પરંતુ મારા શરીરને પુરુષના હસ્તનો સ્પર્શ થવાથી મારા હૃદયમાં પણ રાખથી ઢંકાયલા અગ્નિ પ્રમાણે દબાઈ રહેલી કામવાસના નવીનતાથી જાગ્રત થઈ અને તેથી હું તેના પ્રસ્તાવને સ્વીકારી તેની સાથે તેની ઇચ્છા અનુસાર વર્તવાને તૈયાર થઈ ગઇ ત્રીજે દિવસે મારાં સાસૂ સસરો આવ્યા અને ચોથે દિવસે ચાંદોદથી હું મારા પુત્રને સાથે લઇને ઉમયાશંકર સાથે પાટણ જવાને નીકળી પરંતુ અત્યારની પેઠે તે વેળાયે પણ ઉમયાશંકરે વચ્ચે અમદાવાદમાં બે દિવસનો મુકામ કર્યો અને ત્યાં અમારો એ ગુપ્ત પ્રેમસંબંધ દૃઢતર થયો પાટણમાં મારા સહોદર ભ્રાતાના લગ્નપ્રસંગના કારણથી હું બે મહિના રહીને તે બે મહિનાના ઉમયાશંકર સાથેના સતત સમાગમથી મારો તેનામાં એટલો બધો પ્રેમ બંધાઈ ગયો કે મારા અંતઃકરણમાં હું તેને મારો પતિ જ માનવા લાગી અને મારા વૈધવ્યને સર્વથા ભૂલી ગઈ ઇચ્છા ન હોવા છતાં પણ બે મહિના પછી મારે મારા સાસરિયાંમાં જવું પડ્યું અને તે વેળાયે પણ ઉમયાશંકર મને મૂકવામાટે મારી સાથે આવેલો હોવાથી જ્યારે તે પાછો પાટણ જવાને તૈયાર થયો ત્યારે હું આંખોમાંથી ચોધારાં આંસૂ વર્ષાવી ડૂસકાં ભરીભરીને રડવા લાગી તે સમયથી અત્યાર સુધી અમારો એ સંબંધ ચાલૂ છે બે ત્રણ મહિને કોઇ નિમિત્ત કાઢીને ઉમયાશંકર ચાંદોદ આવે છે, ત્રણ ત્રણ ચાર ચાર દિવસ ત્યાં રહી જાય છે અને કોઈ વાર મને પાટણ લઇ જવામાટે તે આવે છે ત્યારે અહીં અમદાવાદમાં એક સ્થળ તેણે શોધી રાખેલું હોવાથી ત્યાં અમો બે ચાર દિવસ રહીએ છીએ અને પછી જ પાટણ જઇએ છીએ અમો અહીં હમેશ અમારી જાતિની એક રાંડીરાંડ બાઈના ઘરમાં ઉતરીએ છીએ તે બાઈ તેની દીકરી પાસે વીરમગામ ગયેલી હોવાથી આજે અમારે ધર્મશાળામાં મુકામ કરવો પડ્યો હતો, અને જો આવતાં જ ભવાડો ન થયો હોત તો અહીં ત્રણેક દિવસ વીતાડવાનો અમારો વિચાર હતો, પણ હવે તો આવતી કાલની પહેલી ટ્રેનમાં જ ઉપડી જવાનો વિચાર છે ઉમયાશંકર સાથેના મારા આવા સંબંધની વાર્તા મારા પિયરીઆ કે સાસરિયાના ગામમાં કોઇના પણ જાણવામાં આવી શકી નથી અને તેથી તમો તથા આ ધર્મશાળાવાળા જો આ વાર્તાને ગુપ્ત રાખશો તો મારી આબરૂ જળવાશે અને નહિ તો મારી આબરૂના કાંકરા થતાં મારે ગળે ફાંસો ખાઇને, ઝેર ખાઇને કે પછી વાવ કે કૂવામાં પડીને આત્મહત્યા કરવી પડશે એ નક્કી છે ”

“ રંભા બ્હેન, તમારા પતિના મરણ પછી દોઢ વર્ષનો કાળ તમોએ પવિત્રતામાં વીતાવ્યો હતો અને ત્યાર પછી પણ પવિત્ર જીવન વીતાડવાની તમારી આકાંક્ષા હોવાથી જો તમારાપર બળાત્કાર ન થયો હોત અને એ નવીનતાથી મનમાં વિકારને ઉત્પન્ન કરનાર સાધનનો અભાવ જ રહ્યો હોત તો તમો તમારી ઇચ્છા અનુસાર પવિત્ર જીવન વીતાડીને બ્રહ્મચર્યને પાળી શકત, એ વાર્તા નિર્વિવાદ છે; તેમ જ ચાંદોદમાંથી તમારા સાસૂ સસરો વડોદરે ન ચાલ્યા ગયા હોત અને ઘરમાં તમો તથા ઉમયાશંકર એકલા જ ન રહ્યાં હોત, તો તમારા ઓરડામાં આવીને તમારાપર બળાત્કાર કરવાની ઉમયાશંકરની હિંમત કદાપિ ચાલી શકત નહિ, એ પણ એક નિર્વિવાદ સત્ય છે અને એટલામાટે જ આપણા ધર્મકારશાસ્ત્રકારોએ તથા નીતિશાસ્ત્રવેત્તાઓએ વિધવા સ્ત્રીઓને વિકારોત્પાદક સાધનોથી સર્વથા અલિપ્ત તથા દૂર રહેવાનો અને કોઇ પણ સ્ત્રીને આત્મીય

જન-વયમાં આવેલા પુત્ર કે માતા-સાથે પણ એકાંતવાસ ન કરવાનો ઉપદેશ આપેલો છે તેમના આ ઉપદેશમાં કેવું ઉત્તમ ગહન રહસ્ય સમાયલું છે, એ તમારી ભ્રષ્ટતાના ઉદાહરણથી સ્પષ્ટ દેખાઈ આવે છે. અસ્તુ: હવે જે કાંઈ થયું છે તે ન થયું થવાનું નથી, પરન્તુ એટલું તો સત્ય છે કે જ્યાં સુધી તમારાપર બળાત્કાર થયો ન હોતો અને તમારું પોતાનું મન વિકૃત થયું ન હોતું ત્યાં સુધી તમો પૂર્વ પ્રમાણે જ શુદ્ધ તથા નિર્દોષ હતાં; પરંતુ ત્યાર પછી તમારૂં મન પણ વિકારવશ થતાં તમો પોતે પણ અપરાધિની થયાં છો; એટલામાટે 'જાગ્યાં ત્યારથી સવાર' એ કહેવત પ્રમાણે હવે પછી આ પાપમાર્ગમાં આગળ ન વધવાનું, ભવિષ્યમા પવિત્ર જીવન ગાળવાનું અને થયેલા પાપને પશ્ચાત્તાપના પાવકમા બાળી નાખવાનું તમો મને શુદ્ધ મનથી વચન આપવાને તૈયાર હો તો માત્ર 'અમો ભાઇ બહેન હોવા છતાં આજે અમોએ ધર્મશાળામાં આ પાપકર્મ કર્યું છે અને તેમાટે અમો ધર્મશાળાના વ્યવસ્થાપકોની ક્ષમા માગીએ છીએ.' એટલી કબૂલાત તમારા હસ્તથી લખાવી લઇને અમો તમોને જવા દેવાને તૈયાર છીએ. રંભા બહેન, હું જમાનાની ખાધેલી એક ઘણી જ ચાલાક અમલા હોવાથી તમારૂં હવે પછીનું વર્તન કેવું છે એની હું પૂરી તપાસ રાખતી રહીશ અને જો તમારૂં વર્તન જરા પણ અસંતોષકારક જણાશે તો તમારી પોતાની કબૂલાતને છાપામા છપાવી તમારા પાપનો પ્રકાશ કરીશ, એ વાર્તાને સારી રીતે સ્મરણમાં રાખી લેજો અને પછી જ કબૂલાત લખી આપજો. જો તમો આવી કબૂલાત નહિ લખી આપો, તો અત્યારે જ તમારો ફજેતો થશે અને તેની જવાબદાર હું રહીશ નહિ " મેં રંભાના ભાવિ જીવનને સુધારવાના હેતુથી કિંચિત્ નિષ્ઠુરતા તથા વિલક્ષિકાનું દર્શન કરાવીને આ પ્રમાણેનાં કઠોર વચનો ઉચ્ચાર્યાં.

રંભા કાંઇક વિચારમા પડી ગઈ અને લગભગ પાંચ મિનિટ સુધી વિચારમાં તલ્લીન રહ્યા પછી તે કહેવા લાગી. "ચંપા બહેન, ભવિષ્યમાં મારૂં વર્તન સારૂં રહે તો તેથી તમને લાભ નથી અને મારૂં વર્તન નઠારૂં જ રહે તો તેથી તમારી કશી પણ હાનિ થવાની નથી; છતા તમો મારા વર્તનને સુધારવા માટેજ મારાપર દબાણ કરો છો એ માત્ર તમારી સાર્વજનિક હિતેચ્છુતાનુ જ પરિણામ છે અને તેથી મારા કલ્યાણનો વિચાર કરીને હું તમારા આ પ્રસ્તાવને સ્વીકારવાને તેમ જ તમારી ઇચ્છાનુસાર કબૂલાત લખી આપવાને તૈયાર છું; માત્ર એટલું જ નહિ, પણ ઉમયાશંકર પણ ઝખ મારીને આવી કબૂલાત લખી આપશે; કારણ કે, એમ કર્યા વિના અત્યારે તેનો છૂટકો જ નથી."

મેં લક્ષ્મીવલ્લભને બોલાવીને સર્વ વૃત્તાંત ટુંકામા સમજાવ્યો અને થોડી વારની રકઝક પછી ઉમયાશંકર પણ અમારી ઇચ્છાનુસાર કબૂલાત લખી આપવાને તેમ જ ભવિષ્યમા આ પાપથી અલિપ્ત રહેવાને સમ્મત તથા તૈયાર થઈ ગયો. ધર્મશાળાના ભાડાની જે પિઝીટ ઉમયાશંકરને આપવામા આવી હતી તેની બુકમાં રહેતી ડુપ્લીકેટના પાછળના કોરા ભાગમાં રંભા તથા ઉમયાશંકરની કબૂલાત લખાવી લેવામાં આવી. રંભાને રાતે મેં મારા ઓરડામાં જ સુવાડી અને ઉમયાશંકર લક્ષ્મીવલ્લભના ઓરડામાં રહ્યો કે જેથી રાત્રિના સમયમાં કશી પણ અવ્યવસ્થા કિંવા અશાન્તિજનક વ્યાપારો થવાનો સંભવ જ ન રહે. આ કેસમાં ન્યાયાધીશનું કાર્ય કરતા અને કેસનો છેલ્લો ફેંસલો આપતાં લગભગ એક વાગવા

આવ્યો હતો એટલે ધર્મશાળાનો કારકુન અમારી રજા લઇને તથા અમારો ઉપકાર માનીને ઘેર જવામાટે રવાના થયો, હું મારા ઓરડામા જઇને નિદ્રાધીન થઇ અને લક્ષ્મીવલ્લભે પણ નિદ્રાદેવીની ઉપાસનામાટે શય્યાનો આશ્રય લીધો. અમદાવાદમાંનો મારો પ્રથમ દિવસ તથા પ્રથમ રાત્રિનો સમય આવી રીતે વીત્યો.

બીજા દિવસના પ્રભાતમા પ્રાત કર્મથી નિવૃત્ત થયા પછી પાટણ તરફ જતી પહેલી ટ્રેનમા જ ગચ્છતી કરવાને રંભા તથા ઉમયાશંકર તૈયાર થઇ ગયા ધર્મશાળાનો કારકુન એ વેળાયે પાછો આવ્યો હતો અને ઉમયાશંકરે તેને પાચ રૂપિયા આપવા માડ્યા, પણ એ પાચ રૂપિયાનો ઉપકાર સહિત અસ્વીકાર કરીને તે ભલા કારકુને ગભીરતાથી કહ્યું “મહાશય, આ ધર્મશાળામા અપરાધીઓના અપરાધોપર ઢાકપિછોડો કરીને અમો રિશ્વત લેવાનો ધધો આદરી બેસીએ, તો થોડા દિવસમા જ માલામાલ થઇ જઇએ, એ નિશ્ચિત છે, પરતુ અમો આવા હરામના પૈસાને ઠોકરે ઉડાવીએ છીએ અને અમને અમારી મેહનતનો જે કાઈ પણ બદલો મળે છે તેમા આનદ માનીએ છીએ આ પાચ રૂપિયા કોઈ ધર્મેન અથવા તો પરમાર્થના કાર્યમા ખર્ચી નાખજો અને ભવિષ્યમા આવા કુકર્મ ન કરશો, એટલે અમો અમને અમારી ભલાઇનો પૂરો બદલો મળેલો માનીશુ ”

રંભા તથા ઉમયાશકર અમો સર્વનો મુક્ત કઠથી આભાર માનીને પ્રયાણ કરી ગયા * તેમના ગયા પછી લક્ષ્મીવલ્લભે ચાહ મગાવી અને અમો સર્વ મારા ઓરડાના આગલા રૂમમા ચાહ પીવાને બેઠા ચાહ પીતા પીતા મેં ધર્મશાળાના કારકૂનને પૂછ્યું “ભાઈ, આ મકાન ધર્મશાળાના નામથી ઓળખાય છે અને મુસાફરો પાસેથી આ ધર્મશાળામાના ઓરડાનુ રોજનુ દશ આના અને છ આના જેટલુ સખ્ત ભાડું લેવામા આવે છે, તો પછી આને ધર્મશાળા કહેવી કે ભાડાનું મકાન કહેવુ, એ સમજી શકાતુ નથી આ ભાડુ લેવાનુ કારણ શુ છે તે તમો કાઇ જાણો છો ખરા કે ?

“મારી જાણ પ્રમાણે આ ભાડું લેવાનું કારણ એ છે કે અહીંના ભાડાના જે નાણા એકઠા થાય તે નાણામાથી જ્યા જ્યા આવા બીજા સ્ટેશનોપર ધર્મશાળાની આવશ્યકતા હોય ત્યા ધર્મશાળાઓ બધાવવી, પ્રજાના પૈસાથી જ પ્રજાને સગવડ કરી આપવી એવો આ ધર્મશાળાના વિદ્વાન, અનુભવી અને અર્થશાસ્ત્રજ્ઞ માલિક અને અમારા શેઠ રા ભાઇશકરભાઈનો આશય છે અને આ શર્તથી જ તેમની ધર્મશાળાની વ્યવસ્થાનુ કાર્ય તેમણે સરકારના હાથમા સોંપી દીધું છે ” કારકૂને મારી શકાના સમાધાનનો યત્ન કર્યો

---

* રંભા તથા ઉમયાશકર પોતાની પ્રતિજ્ઞા અનુસાર પોતાના વર્તનને સુધારી શક્યા નહોતા અને રંભા ગર્ભવતી થતા તે બન્નેએ મુબઈમા જઇને સુધારાના પથમા ભળી ધામધૂમથી પુનર્લગ્ન કરી સુધારાના વિજયનો ડકો વગડાવ્યો હતો; પરતુ ખૂબી એ કે રંભાએ પોતાના પુત્રને ત્યાગ્યો હતો અને ઉમયાશકરે પણ પોતાની વિવાહિતા સ્ત્રી, પોતાની પુત્રી તથા પોતાના એક પુત્ર આદિનો પરિત્યાગ કર્યો હતો આ સર્વ ઘટના ધર્મશાળામાની ઉપર્યુક્ત ઘટનાથી બે વર્ષ પછી બની હતી અને તે હું યથાસમય વર્ણવીશ

ચંપા.

"જો આ ધર્મશાળાના બધાવનાર સદ્ગૃહસ્થ મહાશયનો આ ધર્મશાળાના ભાડામાથી જ બીજી ધર્મશાળાઓ બધાવવાનો વિચાર હોય, તો પણ મારા અભિપ્રાય અનુસાર તો તે વિચાર અયોગ્ય જ છે, કારણ કે, એથી અહીંની આ ધર્મશાળાનો હેતુ સિદ્ધ થઈ શકતો નથી અત્યારે તો અહીં જેની પાસે પૈસા હોય તેને જ આશ્રય મળી શકે છે અને જેની પાસે પૈસા ન હોય તેને આશ્રય મળી શકતો નથી, જે થોડીક ખુલ્લી જગ્યા નીચેના ભાગમા મફતિયા મુસાફરો-માટે રાખવામા આવી છે તે બાવા સાધુઓને જ લાયકની છે એટલે ગરીબ ગૃહસ્થોમાટે તો આ ધર્મશાળામાં સગવડ જેવુ કાઇ છે જ નહિ, એમ જ કહેવુ પડે છે ધર્મશાળાનો ખર્ચ ચલાવવામાટે દુકાનોનુ અને ગાદલા ગોદડા આદિનુ જે ભાડું આવે છે તે સપૂર્ણ છે અને તેથી મુસાફરો પાસેથી ભાડુ લેવાની પદ્ધતિને અર્ધચન્દ્ર આપવાની અતિશય આવશ્યકતા છે" મેં શુદ્ધ ભાવથી મારો પોતાનો અભિપ્રાય દર્શાવ્યો

"અનેક પ્રવાસીઓ પોતાનો એવો જ અભિપ્રાય દર્શાવે છે, પરતુ અદ્યાપિ આ વાર્તા અમારા શેઠ સાહેબના કાન સૂધી પહોંચી નથી અને તેથી જ આ પદ્ધતિ ચાલૂ છે. જો કોઈ મનુષ્ય આ વાર્તા તેમના કાન સૂધી પહોંચાડી દે અને તેમના મનમા ઠસાવી દે, તો તરત આ ત્રાસ નીકળી જાય તેમ છે, એવી મારી દૃઢ માન્યતા છે, કારણ કે, અમારા શેઠ પોતે દુરાગ્રહી નથી" કારકૂને યોગ્ય ઉત્તર આપ્યુ *

ચાહ પીવાના કાર્યથી મુક્ત થયા પછી કારકૂન પોતાની ડ્યૂટીપર ચાલ્યો ગયો, લક્ષ્મીવલ્લભ પોતાના ઓરડામા ગયા અને મારા નોકરને મન્મથકુમારને કપડાં પહેરાવવાનુ કહીને મેં પણ કપડા બદલવા માડ્યાં, કારણ કે, આજે પ્રથમ મારે કાચનમાલાની ચિઠ્ઠી લઈને માલતીને મળવામાટે જવાનુ હતુ અને ત્યાથી સાડા અગિયારથી બાર વાગ્યા સૂધીમા મારા શેઠ પ્રમાદચદ્ર સાથે જમવામાટે નાટકશાળામા પહોંચવાનું હતુ જમ્યા પછી જો સમય મળે તો નાટકશાળામાંથી કેટલાક ઐતિહાસિક સ્થળોને જોવા જવા માટેનો મારો વિચાર હતો.

બરાબર સાડા આઠ વાગે ધર્મશાળામાથી નીકળીને ભાડાની ગાડીમાં બેસી હું, મન્મથકુમાર અને મારો નોકર નવ વાગ્યાની લગભગમા દિલ્લી દરવાજા

---

* કારકૂન સાથે મારો આ વાર્તાલાપ થયા પછી એક નાટકમાના હાસ્યરસના પ્રવેશમા એ ધર્મશાળામા પ્રવાસીઓ પાસેથી લેવાતા ભાડા વિષે અમુક પ્રકારનો કટાક્ષ કરાયો હતો અને તે વાર્તા રા. રા ભાઈશકર નાનાભાઈ સૉલિસિટરના જાણવામા આવતા તેમણે આ વિષયની સાધક બાધકતાનો ગભીરતાપૂર્વક વિચાર કરીને સરકાર સાથે પત્રવ્યવહાર ચલાવી એ ભાડું લેવાની પદ્ધતિને કાઢી નખાવવાનો પ્રયત્ન કર્યો હતો અને તેના પરિણામે આજે છેલ્લા સાતેક વર્ષથી એ ધર્મશાળામા ઓરડાનુ ભાડું લેવાતુ નથી એ ઉદારતા દર્શાવવામાટે સ્વર્ગીય ભાઈશંકરભાઇને અનેકાનેક ધન્યવાદ આપીએ તો તે યોગ્ય જ છે હવે ધર્મશાળામાં માત્ર ગાદલા, ગોદડા અને વાસણ બત્તી આદિનુ જ ભાડું લેવાય છે અને તેમાથી જે નફો બચે છે તેનો એવી નવી વસ્તુઓની ખરીદીમા જ વ્યય થાય છે એટલે એ ભાડું તો લેવુ જ જોઇએ ચંપા.

બહાર એક વ્યાપારી વાણિયા સદ્‌ગૃહસ્થના બંગલામાં જ્યાં માલતીને છુપી રીતે રાખવામાં આવી હતી ત્યાં જઈ પહોંચ્યા, પરંતુ મેં માલતીનું નામ આપતાં જ ત્યાંનો દ્વારપાળ કાંઇક અચકાયો અને માલતી છે કે નહિ એ વિષે કાંઇ પણ જવાબ ન આપતાં મારૂં નામ પૂછીને અંદર ચાલ્યો ગયો. થોડી વાર પછી તે પાછો આવ્યો અને 'ચાલો, માલતી બાઈ આપને અંદર બોલાવે છે,' એમ કહીને અમને અંદર લઇ ગયો. મારા નોકરને 'તું મન્મથને અહીં જ રમાડજે ' એમ કહીને મન્મથને પણ બહાર રહેવાની સૂચના મેં આપી દીધી. તે બન્ને બંગલાના વિશાળ ઓટલાપરના બેંચપર બહાર જ બેઠા અને દ્વારપાળ સાથે હું માલતીના ઉપરના માળપર પાછળના ભાગમાં આવેલા ઓરડામાં પહોંચી ગઈ. માલતીએ મને આવકાર આપી માનપૂર્વક પોતાની પાસે કોચપર બેસાડીને કહ્યું –

"ચંપા બહેન, કાંચનમાલાનું એક પત્ર મને ગઈ કાલે જ મળ્યું છે અને તેમાં તેણે તમો તેમની ચિઠ્ઠી લઇને મને મળવામાટે આવવાના છો એ વાર્તા જણાવેલી છે. કાંચનમાલાનું આ પત્ર મને જો ન મળ્યું હોત, તો હું અત્યારે તમારી મુલાકાત લેત કે નહિ, એની શંકા હતી. કાંચનમાલાની ચિઠ્ઠી તમો સાથે લાવ્યાં છો કે કેમ?"

"જી હા, કાંચનમાલાની ચિઠ્ઠી હું સાથે લેતી આવી છું અને તે આ રહી" એમ કહીને મારા પોલકાના ગજવામાંથી કાંચનમાલાની ચિઠ્ઠી કાઢીને મેં માલતીના હાથમાં આપી દીધી અને માલતી તે ચિઠ્ઠીને લક્ષપૂર્વક વાંચવા લાગી.

ચિઠ્ઠી વાંચી લીધા પછી માલતીએ મને પોતા સાથે રહેવા અને જમવા માટેનો આગ્રહ કર્યો; પરંતુ તેના આગ્રહનો ઉપકાર સહિત અસ્વીકાર કરતાં મેં જણાવ્યું કે. "મારે આજે રાતે જ દિલ્લી જવામાટે ઉપડવાનું હતું, પણ મેલ ટ્રેન સવારમાં ઉપડતી હોવાથી આવતી કાલે સવારમાં મેં અહીંથી ચાલ્યા જવાનો નિશ્ચય કરેલો છે અને તેથી એક દિવસમાટે નિવાસસ્થાન તથા ભોજનસ્થાનને બદલવાની આવશ્યકતા હોય, એવી મારી માન્યતા નથી. જો તમારાથી બની શકે તો વ્યંકટાદ્રિનું મંદિર બતાવવાનો પરિશ્રમ તમને આપવો અને અહીંના બીજા કેટલાક ઐતિહાસિક સ્થળો જોવામાટે તમને સાથે લઈ જવા એવો મારો વિચાર હતો અને તેટલામાટે જ મેં કાંચનમાલા પાસેથી આ ચિઠ્ઠી લખાવી લીધી હતી. ત્યારે હવે કહો કે મારી આ ઇચ્છા તમારાથી પૂર્ણ કરી શકાય તેમ છે ખરું?"

"વ્યંકટાદ્રિનું મંદિર મારાથી તમારી સાથે આવીને તમને બતાવી શકાય તેમ નથી અને તેમાટે હું બહુ જ દિલગીર છું, કારણ કે, અત્યારે અમદાવાદમાં હું એક ડિટેક્ટિવ સાથે તેને વ્યંકટાદ્રિમંદિરના કેટલાક ભેદો બતાવવામાટે તથા વ્યંકટાદ્રિ વિરુદ્ધના પૂરાવા મેળવી આપવામાટે આવેલી છું અને તેથી મારે આ બંગલામાં ગુપ્તનિવાસ કરવો પડ્યો છે, તેમ જ વ્યંકટાદ્રિનો કોઈ જાસૂસ મને જોઈ ન શકે અને હું અમદાવાદમાં છું એ ભેદને જાણી ન શકે એટલામાટે ઐતિહાસિક સ્થળોના નિરીક્ષણમાટે પણ મારાથી જો કે બહાર નીકળી શકાય તેમ નથી; છતાં પણ એક મુસલ્માન પર્દાનશીન બાનૂના વેશમાં બુર્કાથી મુખને ઢાંકીને આ બંગલાના માલિકની બંધ મૉટરમાં હું તમારી સાથે આવીશ અને અમદાવાદ મારા નિવાસસ્થાન સમાન હોવાથી તે સ્થળો તમારી સાથે ચાલીને તમને

બતાવીશ. તમો લગભગ બે વાગે અહીં આવજો એટલે તે વેળાયે હું પણ વેષધારિણી પર્દાનશીન બેગમ તરીકે તૈયાર રહીશ અને મૉટર પણ તૈયાર રખાવીશ. આપણે લગભગ ત્રણ કલાકમા તો જોવા યોગ્ય સર્વ ઐતિહાસિક સ્થળોને જોઇને પાંચ વાગતામા તો પાછા આવીશું " માલતીએ ગુપ્ત વેષમા મારી સાથે આવવાની ઇચ્છા દર્શાવી

"બહુ સારૂ, હું બે વાગે અહીં આવીશ, પણ રાતે તમો મારી સાથે નાટક જોવાને આવી શકશો કે કેમ ?" મેં માલતીને નાટક જોવાનું આમત્રણ કર્યું.

"જો નાટકશાળામા પર્દાનશીન બાનૂઓમાટે જુદા બૉક્સની અને ચક નાખવાની વ્યવસ્થા થઈ શકે તેમ હોય, તો હું પર્દાનશીન બાનૂના પોશાકમાં નાટક જોવાને પણ તમારી સાથે આવી શકીશ" માલતીએ કહ્યું

"વારૂ ત્યારે એ વ્યવસ્થા હું કરાવી દઈશ" મેં જણાવ્યું.

માલતી અને હું આવી રીતે વાર્તાલાપ કરતી હતી એટલામા એક અનુચરાબાઈ ચાહ અને નાસ્તો લઈ આવી અને બીજો નોકર મન્મથ તથા મારા નોકરને ઉપર લઈ આવ્યો અમોએ ચાહ નાસ્તાને ઈન્સાફ આપ્યો અને ત્યાર પછી તાબૂલભક્ષણ કરીને અમો માલતીની રજા લઈ પોણા અગિયાર વાગે નાટકશાળામા જવાને રવાના થયા અગિયાર વાગે અમો નાટકશાળામા પહોંચ્યાં ત્યારે પ્રમોદચદ્ર શેઠ અમારી વાટ જોતા જ બેઠા હતા મેં તેમને રાતે ઉપરના પ્રાઇવેટ બૉક્સમા એક કોચ નખાવવાની અને ચક નખાવી દેવાની સૂચના આપી દીધી અને મારી સાથે મારા એક પર્દાનશીન મુસલ્માન બાનૂ મૈત્રિણી આવવાના છે એમ જણાવી દીધુ. લગભગ સાડાબાર વાગે અમો જમીને ઉઠયા અને ત્યાર પછી શેઠજીના કોચપર પડીને મેં વામકુક્ષીમા એક કલાકનો સમય વીતાવ્યો દોઢ વાગે માણસને ગાડી લેવા દોડાવ્યો, પોણાબે વાગે તે ગાડી લઇને આવ્યો અને બે ને પાંચ મિનિટે અમો પાછા માલતી પાસે પહોંચી ગયા. નીચે મૉટર તૈયાર ઊભી હતી તેમા મન્મથ તથા નોકરને બેસાડીને હું ઉપર માલતી પાસે ગઈ અને ત્યા માલતીના વેષને જોઇને મારા મનમા જે આશ્ચર્ય થયું તે સર્વથા અવર્ણનીય જ હતું.

માલતીએ અત્યારે ચુન્નતદાર ચુસ્ત ઇજાર, તગ ચોળી, ચોળીપર જરીનો ભરેલો વગર બાંનો કબ્જો અને તેની ઉપર ગોઠણ સુધી લબાયલુ અને જેમાં જરીનો કબ્જો તથા ચોળીની બાં સ્પષ્ટ દેખાતા હતા તેવું જાળીદાર રેશમનુ જરીના બૂટાવાળુ પેરણ અને ઉપર રેશમી પોત તથા જરીની કિનારવાળો દુપટ્ટો એ પ્રમાણેના વસ્ત્રો તથા પગમા રૂપાના ઝાંઝર, હાથમા કાચની તથા સોનાની બગડીઓ, કાનમાં હીરાના ઇયરરિંગ્સ અને નાકમા બુલાક આદિ અલકારો ધારેલા હતા; તેના પગોમા જરીની ભરેલી દિલ્લીની બનાવટની મખમલી મોજડીઓ શોભી રહી હતી અને તેના હાથમા ઉત્તમ અત્તરના સુગધને પ્રસારતો રેશમી રૂમાલ એક પ્રકારના વિલક્ષણ ભાવને ઉપજાવતો હતો તેના આવા પ્રકારના શૃંગારને જોઇને મેં વિનોદદર્શક ભાવથી તેને ઉદ્દેશીને કહ્યું.–

"માલતી બહેન ! અત્યારે તમને માલતી કહેવાં કે મેહરુન્નિસા કહીને બોલાવવાં, એ વિષેનો મારાથી નિશ્ચય કરી શકાતો નથી."

"અત્યારે તો મને મેહરુન્નિસા કહીને જ બોલાવજો, સમજ્યા?" માલતીએ જાણે તે પોતાના કોઇ આશકને ઘાયલ કરવા ઇચ્છતી હોયની ! તેવી રીતે નયનબાણ મારીને એ શબ્દો ઉચ્ચાર્યા

"પણ આટલી વારમા આ વેષપરિવર્તનના આટલા બધા ઉત્તમ સાધનો તમો લાવ્યા કયાથી, એ જણાવશો ખરા કે?' મેં આશ્ચર્ય દર્શાવીને પૂછ્યુ

"આજથી ચારેક દિવસ પૂર્વે આ વેષમા મારે બહાર નીકળવુ પડ્યું હતું અને તેથી આ બધા સાધનો ડિટેક્ટિવ સાહેબે લાવી આપ્યા હતા કે જે સાધનોનો આજે પણ ઉપયોગ કરવામા આવ્યો છે" એમ કહીને માલતીએ મને સ્મિતમંડિત મુખથી પૂછ્યું "પણ ચપા બહેન, આ વેષમા હુ કેવી દેખાઉં છુ વારૂ?"

"મને તો તમો અત્યારે કોઈ નવ્વાબ, સુલ્તાન કે બાદશાહના હુસ્નારા બેગમ જેવા જ દેખાઓ છો, પરતુ અત્યારે કોઈ આશકમિજાજ અને છેલછબીલો નૌજવાન મર્દ અહીં મૌજૂદ હોત, તો તે તમારા આ ઉભરાઈ જતા જોબન, હુસ્ન, નાજ અને અન્દાજ આદિનો સારી રીતે અન્દાજ કરી શકત, અને એટલી બધી કદ્ર કરત કે જાન કુરબાન કરવાને પણ તૈયાર થઈ જાત! તેવો કોઇ હુસ્નપરસ્ત મર્દ તમને અત્યારના વેષમા જોઇને એવા જ ઉદ્‌ગાર કાઢત કે—

"તસદ્દુક જાન ભી, દિલ ભી, જિગર ભી,
મયઁ સદકે એક નિગાહે લુત્ફ ઈધર ભી!"

કારણ કે, એક હસીના નાજનીનના હુસ્નની એક હુસ્નપરસ્તાર આશક જાનિસાર જેટલી કદ્ર કરી શકે છે તેટલી કદ્ર ઔરતથી કરી શકાતી નથી" મેં માલતીના વેષની મારાથી કરી શકાય તેટલી તારીફ કરી સભળાવી

માલતી હસી પડી અને, 'મને બનાવો છો? શર્માવો છો?' એમ કહીને ધીમેથી મારા ગાલને પોતાના કોમળ કરનો સ્પર્શ કરાવ્યો

આ વિનોદનો અત થતા તેણે, વોરા જાતિની ઔરતો જેવો બુર્કો ઓઢી લે છે તેવો બુર્કો માથાથી પગ સુધી ઓઢી લીવો અને ત્યાર પછી અમો નીચે આવીને મૉટરમા બેસી ગયા મૉટર સરખેજના રોજાની દિશામા ચાલવા લાગી

મૉટર શોફરના કહેવા પ્રમાણે કલાકના વીસ માઈલની ઝડપથી અત્યારે ચાલતી હતી અને તેથી વીસ મિનિટમા સાત માઈલનો પથ કાપીને અમો સરખેજના રોજાના સદર દરવાજા આગળ જઈ પહોંચ્યા જેમા સુલ્તાન મહ્‌મૂદ બેગડા અને તેની બેગમ ઇત્યાદિની કબરો છે તે ઉત્તમ જૂની કારીગરીના મકબિરા, મસ્જિદ તથા બીજી ઇમારતોવાળા ભાગને જોઇને મસ્જિદવાળા ભાગમાથી પાછળના રસ્તે અમો ત્યાના વિશાળ તથા પ્રેક્ષણીય તળાવની મજબૂત બાધેલી પાળપર ઊતર્યા અને પાળપર ચાલતા ચારે તરફ ફરવાના ઉદ્દેશથી આગળ વધ્યા તળાવના સામા કાઠાપરની બિસ્માર હાલતમા આવી પડેલી બે ઈમારતો પણ અમોએ જોઈ અને તે સાથે ત્યા જે એક વિલક્ષણ ઘટના અમારા જોવામા આવી તે એ હતી કે એક તૂટેલી ઈમારતના એક છુપા ભાગમા કેટલાક બદમાશ અને લફગા લોકો જુગાર રમતા બેઠા હતા એ જુગારીઓના મડળમા બેક લફગા બૈરા પણ અમારા જોવામા આવ્યા એ બાયડીઓ

અને ભાયડા મુસલ્માન જાતિનાં જ હતા તેઓ પ્રથમ તો અમને અચાનક આવેલાં જોઇને હેબતાઇ ગયાં, પરતુ પછીથી અમારી સાથે માત્ર મારા નોકર વિના બીજા કોઈ પુરુષને ન જોઇને હસવા લાગ્યા અને તે સાથે અમારી મસ્કરીઓ પણ કરવા લાગ્યા નિર્જન પ્રદેશમા એવાં લુચ્ચા અને ઉતરેલા માણુસો સાથે તકરારમાં ઉતરવાનુ વ્યાજબી ન ધારીને અમો મૂગે મોઢે ત્યાથી આગળ ચાલતા થયા ત્યાથી કેટલાક અતર પર ગયા પછી માલતીએ મને ઉદ્દેશીને મદ સ્વરથી કહ્યુ

"ચપા બહેન, મારો વેષ મેં બદલી નાખ્યો છે અને મારૂ મોઢું ઢાંકેલું જ રાખ્યું છે તેથી જ અત્યારે આપણો બચાવ થયો છે, કારણ કે, જે લુચ્ચા લફગા બાયડી ભાયડાનો સમુદાય અત્યારે આપણા જોવામા આવ્યો છે, તેમાના ચારેક લોફરો વ્યકટાદ્રિના ખાસ માણુસો છે અને તેથી જો તેમણે મને ઓળખી હોત, તો અવશ્ય તેઓ આપણાપર બળાત્કાર કરવાને, આપણને લૂટી લેવાને અને મને કોઈ પણ ઉપાયે પાછી વ્યકટાદ્રિના હાથમાં સોંપી દેવાને તૈયાર થઈ જાત અને મારા કારણથી કદાચિત્ તમો પણ આફતમા આવી પડત પરતુ તેઓ મને ઓળખી શકયા નથી અને તેથી ઈશ્વરની કૃપાથી આપણા શિરપરનુ સકટ અત્યારે તો ટળી ગયુ છે ઉતાવળે પગલે ચાલો કે જેથી આપણે સત્વર મૉટર ભેળા થઇએ અને અહીંથી સત્વર પ્રયાણ કરી જઇએ"

"ખરેખર આપણા શિરપરથી અત્યારે આ સકટ ટળી ગયું અને તે લોફ-રોને આપણી વધારે છેડ કરવાની કુબુદ્ધિ ન સુઝી એમાટે આપણે પરમેશ્વરનો જેટલો પણ આભાર માનીએ તેટલો ઓછો છે જો તેમણે આપણા પર બળાત્કાર કરવાની કે આપણને લૂટી લેવાની ઇચ્છા કરી હોત, તો આપણી સાથે વધારે માણુસો ન હોવાથી અને તેમની સંખ્યા બારથી ચૌદની હોવાથી તેમ જ આપણી પાસે હથિયાર આદિ બચાવના સાધનોનો પણ સપૂર્ણ અભાવ હોવાથી આપણી જે દુર્દશા થવાનો સભવ હતો તેની અત્યારે યથાર્થ કલ્પના થવી પણ અશકય છે અરે, કોઈ આપણી બૂમો પણ સાભળી શકે તેમ ન હોતુ અસ્તુ: આજે એટલી શિક્ષા તો અવશ્ય આપણને મળી છે કે જો આવા સ્થાનોમા આવવું હોય તો સાથે પૂરતા માણુસો વિના અને હથિયાર આદિ બચાવનાં સાધનો વિના કદાપિ આવવું નહિ, કારણ કે, વારવાર આમ સંકટ ટળી જતુ નથી એટલામાટે જો તેવો જ પ્રસગ આવી લાગે તો આપણાથી આપણો બચાવ તો કરી શકાય અને આવા દુષ્ટોને તેમની દુષ્ટતાની થોડી ઘણી શિક્ષા તો આપી શકાય" મેં મારા અભિપ્રાયને વાણીદ્વારા વ્યક્ત કરી બતાવ્યો.

"ચપા બહેન ! કેટલીક વાર બચાવના સાધનો હોવા છતા પણ જે બન-વાનું હોય તે બની જાય છે એટલે બચાવનુ ખરૂ સાધન તો ઈશ્વર વિના બીજું છે જ નહિ, છતા પણ ચેતતા રહેવું એ વધારે સારૂં છે; કારણ કે 'ચેતતા નર સદા સુખી' એવી એક સાધારણ કહેવત છે અને એ કહેવતનો માર્મિક અર્થ એવો થાય છે કે નારીજાતિએ તો વળી વધારે ચેતીને ચાલવાની આવશ્યકતા છે' માલતીએ કહ્યું

અમો એક કલાક પછી પાછાં મૉટર આગળ આવ્યાં, શૉફરે મૉટરનો દર-વાજો ઉઘાડ્યો અને માલતીએ બુર્કાને મોઢાપરથી દૂર હટાવીને મૉટરમા પ્રવેશ

કર્યો. એ વેળાયે તે જુગારીઓમાના બે જુગારીઓ કે જેઓ વ્યંકટાદ્રિના માણસો હતા તેઓ ચાહ પીવાને સરખેજના રોજાના દરવાજા બહારની દુકાને આવ્યા હતા, તેમણે માલતીને તરત ઓળખી લીધી, અને તેમનામાના એક બદમાશે બીજા બદમાશને સબોધીને કહ્યું કે –

"અરે ભાઈ જમાલ, યે તો વેંકટાહરીકે મધરમેંસી નાસ ગઈતી વો માલતી! શેંડ મુસલ્માની જેસે કપડે પેનકે આઈ હે યે ઈધરસે નાસકે કોઈ મુસલ્માન પેસેદારકે ઘરમેં બેઠકે મુસલ્માની બન ગઇ હે, યૂ દિખતા હે"

"અરે ભાઈ કમાલ, જબ કેણુ થા ને! અબ તો શિકાર હાથમેંસી નિકલ ગયા ને રાંડ મૉટરમેં ચડ ગઇ મગર વેંકટાહરીકો આપણુ ખબર તો કરીંગે જ" કમાલભાઇને સબોધીને જમાલભાઇએ બળાપો કર્યો.

તેમની આ અમદાવાદી ઉર્દુ ભાષા સાભળીને અમને હસવુ પણ આવતું હતુ અને છેલ્લી ઘડીએ માલતી ઓળખાઇ જવાથી અમારા મનમા કાંઇક ખેદ પણ થતો હતો મૉટર ચાલતી થઈ ગઇ અને તેથી તે બદમાશોનો વિશેષ વાર્તાલાપ અમારાથી સાભળી શકાયો નહિ ત્યાથી રવાના થઈ બેગમ સિપ્રીની મસ્જિદ, હયબતખાનની મસ્જિદ, શાહ આલમનો રોજો, કાકરિયુ તળાવ તથા નગીના-વાડી, દાદાહરિની વાવ, જુમ્મા મસ્જિદ અને હઠીસિંગનુ દેરૂ ઈત્યાદિ સ્થળો જોઇને બરાબર છ વાગે અમો પાછા માલતીના નિવાસસ્થાનમા આવી લાગ્યા અને માલતીને બરાબર નવ વાગે નાટકશાળામા આવવાનુ કહીને મારે બજારમાથી કેટ-લીક ચીજો લેવાની હોવાથી હું માટરને બજારમા લઈ ગઈ બજારનું કામ પૂરૂ કરી સાત વાગે હુ નાટકશાળામા પાછી આવી પહોંચી અને આજે નાટક હોવાથી આઠ વાગ્યામા જ રાત્રિભોજનના કાર્યથી અમો નિવૃત્ત થઈ ગયા મેં મારા નોક-રને તથા મન્મથકુમારને નીચે ઑર્ચેસ્ટ્રા ક્લાસમા બેસાડ્યા અને નવ વાગે માલ-તીનું આગમન થતા અમો બન્ને જણી ઉપરના પ્રાઇવેટ બૉક્સમા જઇને બેઠી

આજે 'પ્રેમપ્રતાપ' નામક ગુજરાતી નાટક થવાનું હતું અને શેઠે મને તે નાટકના ગાયન તથા ટુક સારની પાચ ચોપડીઓ આપી હતી ટુક સાર અને ગાયનોને વાચી જોતા નાટકની વસ્તુસકલના તથા કવિતામા મને કાઈ વધારે માલ જેવું જણાયુ ન હોતુ અને નાટકને રગભૂમિપર ભજવાતું જોઇને વળી નાટકની નિર્માલ્યતાનો વિશેષ અનુભવ થયો નાટકની કવિતા તથા તર્જો આદિ સર્વ કાંઇ નિર્માલ્ય હતું, અને નાટકમા ઐતહાસિકતાનો એવી નિર્દયતાથી વધ કરાયલો હતો કે ભગવાન્ તોબા! નટો—ઍકટર્સ—નો સમુદાય પણ બહુ જ સામાન્ય પક્તિનો હતો; માત્ર બે ત્રણ સારા અવાજવાળા તથા દેખાવડા છોકરા હોવાથી અને સીનસીનરી, કાર્બાઇડ લાઇટ તથા ડ્રેસોનો ભપકો આખોને આજી નાખનારો હોવાથી અને એ સર્વ કરતા પણ માલિકના નસીબનો સિતારો ચમકતો હોવાથી આ નાટક પ્રેક્ષકોના આદરને પાત્ર થયુ હતુ અને ઠીક ચાલતુ હતું પ્રમાદચન્દ્ર શેઠની—અમારા સમયની નાટક મડળીમા અને અત્યારની નાટક મડળીમાં અવની તથા આકાશ જેટલો અતર હતો અને એ શેઠ પોતે પણ સ્વીકારતા હતા, એટલે એ વિષેના વિશેષ વિવેચનની આવશ્યકતા હોય, એવી મારી માન્યતા નથી. પ્રથમ મારો એવો વિચાર હતો કે નાટક પૂરૂ થયા પછી શેઠની ગાડી જોડા-

વીને ધર્મશાળામા પહોંચી જવુ, પરંતુ પછીથી માલતીને લેવામાટે દોઢ વાગે મૉટર આવવાની હોવાથી અને માલતીએ મને ધર્મશાળામા મૂકીને ઘેર જવાનું કહેવાથી શેઠની ગાડી જોડાવવાનો વિચાર મેં માંડી વાળ્યો નાટક પૂરું થતા હું શેઠજીને મળી, શેઠાણી હજી વીરમગામથી આવેલા ન હોવાથી તેમને તેઓ આવે ત્યારે મારા પ્રણામ કહેવાનું તથા બાળકોને બોલાવવાનું કહીને અને સભ્યતા-પૂર્વક તેમની રજા લઇને ત્યાથી વિદાય થઈ શેઠ મૉટ સૂધી સાથે આવ્યા અને મન્મથકુમારના હાથમા તેમણે પાચ રૂપિયા આપ્યા મૉટર ચાલવાની તૈયારીમાં હતી તે વળાયે તેમણે જણાવ્યું "આવી શકાશે તો સવારમાં સ્ટેશનપર આવીશ અને ટ્રેનમા જગ્યા વગેરેની સારી સગવડ કરી આપીશ" માલતી ધર્મશાળાના દ્વાર પાસે અમને ઊતારીને ઘેર જવાને રવાના થઇ ગઇ અમો ધર્મશાળામાં પહોંચ્યા ત્યારે ત્રણ વાગવા આવ્યા હતા એટલે અમો તત્કાળ સુઈ ગયાં અને છ વાગ્યામા ઉઠી નિત્યકર્મથી પરવારી ચાહ નાસ્તાને ઈન્સાફ આપી આઠ વાગતામાં તો અમોએ સામાન સ્ટેશનપર મોકલવાને તૈયાર કરી લીધો સવા આઠ ને પાચ મિનિટે અમો સ્ટેશનપર પહોંચ્યા અને ટિકિટો ખરીદીને સાડા આઠ વાગે તો ટ્રેનમા બેસી ગયા લક્ષ્મીવલ્લભ અમારી સાથે જ સ્ટેશનપર આવ્યા હતા અને અમો ટ્રેનમા બેઠા એટલામા તો પ્રમાદચદ્ર શેઠ પણ પાચ શેર સારી મીઠાઇ અને ફ્રૂટનો ભરેલો એક મોટો કરંડિયો ઉપડાવીને સ્ટેશનપર આવી પહોંચ્યા મેં તેમનો બહુ જ ઉપકાર માન્યો અને અમોએ દશેક મિનિટ વાત-ચીત કરી તેટલામા તો ટ્રેનના ડિપાર્ચરનો સમય થયો, ઘંટો વાગતા જ ટ્રેન ઉપડી અને હવે હું દિલ્હીની દિશામા આગળ વધવા લાગી

અમદાવાદમા પ્રમાદચન્દ્ર શેઠ મારો આટલો બધો આદરસત્કાર કરશે અને અત્યારે હવે મારામા તેમનો કશો પણ સ્વાર્થ ન હોવા છતા મારા પ્રતિ આટલી બધી લાગણી દર્શાવશે, એવી મારા મનમા લેશમાત્ર પણ આશા ન હોતી અને તેથી તેમણે મારા પ્રતિ દર્શાવેલી આ લાગણીને જોઇને જો મારા મનમા આશ્ચર્ય થાય તો તે સ્વાભાવિક જ હતું હું પ્રમાદચન્દ્રના આ નિઃસ્વાર્થ અને પવિત્ર પ્રેમભાવમાટે મારા મનમાં પ્રમાદચન્દ્રને ધન્યવાદ આપવા લાગી અને એ તેમની બુદ્ધિમા વયોવૃદ્ધિના યોગે થયેલી સુધારણાનું જ પરિણામ હોવુ જોઇએ, એમ માનવા લાગી. પ્રમાદચન્દ્ર શેઠના આ સ્વભાવપરિવર્તનથી મારા અત કરણમા એક પ્રકારનો આનદ થવા લાગ્યો અને તે સાથે માલતીને સરખેજના રોજા આગળ વ્યંકટાદ્રિના એક લોફર લફંગા જાસૂસે ઓળખેલી હોવાથી માલતી અમદાવાદમા હોવાના સમાચાર અત્યાર પહેલાં વ્યંકટાદ્રિને અવશ્ય મળી ચૂક્યા હશે અને તેથી વ્યંકટાદ્રિ અત્યંત નીચ પ્રકૃતિનો તથા દયા-હીન પુરુષનામધારી પિશાચ હોવાથી કદાચિત્ માલતીના શિર ઉપર કોઇ અચિન્ત્ય સંકટની વૃષ્ટિને વર્ષાવવાની ચેષ્ટા કરશે અને જો માલતી તે સંકટમાં સપડાઇ જશે, તો તે બિચારીના પ્રાણુપર જ આવી બનશે, આવા પ્રકારના માલતીવિષયક વિચારો આવવાથી એક પ્રકારની ચિન્તા પણ થવા લાગી.

અસ્તુ. કેવળ એ ચિન્તા વિના અમદાવાદથી દિલ્હી સુધીના ત્રીસ કલાક-કના રેલ્વે ટ્રેનમાંના પ્રવાસમા અમને બીજું કાંઈ પણ વિઘ્ન ન નડ્યું, અને

અમદાવાદથી નીકળેલા અમો વળતે દિવસે બપોર પછી ત્રણ વાગે દિલ્લીના સ્ટે-શનપર પહોચી ગયા અમદાવાદથી નીકળતી વેળાયે મેં દેવકુમારી ઉપર તાર કરી દીધેલો હોવાથી દેવકુમારી પોતે પોતાની વિશ્વાસપાત્ર અનુચરા ખારવી રામ-દુલારીને સાથે લઇને સ્ટેશનપર અમને ઊતારવામાટે આવી હતી અને સ્ટેશન બહાર તેણે પોતાની ગાડીને પણ અમારા માટે તૈયાર રખાવી હતી હજી તો અમો અમારા કમ્પાર્ટમેન્ટમા જ હતા ત્યા તો દેવકુમારીએ કમ્પાર્ટમેન્ટ્મા પ્રવેશ કરીને મન્મથકુમારને એકદમ પોતાના બન્ને હાથોમા ઉપાડી લીધો અને તેને છાતી સરખો ચાપીને ચુબનથી તેના ગુલાબી ગાલોને ભીંજવી નાખ્યા આ વાત્સલ્યનો ઉભરો કાંઇક શાંત થયા પછી મને જોઇને તેણે મંદ હાસ્ય કર્યું અને મેં પણ તેના મંદ હાસ્યનું ઉત્તર મંદ હાસ્યથી જ આપ્યું મન્મથકુમારને મેં દેવકુમારી ઉપર બળાત્કાર કરીને જીવતો રખાવ્યો હતો તેમાટે અત્યારે દેવકુમારીનું અંત કરણ મારા શિરપર આશીર્વાદોની વૃષ્ટિ વર્ષાવતુ હતું એ તેના મુખમડળમાના ભાવોથી મારા જાણવામા આવી ગયું અમો અડધા કલાકમા દેવકુમારીના ગૃહમા પહોંચ્યા અને તેના માન-વતા અતિથિની પદવી અમોને પ્રાપ્ત થઇ

## પ્રકરણ ૧૬ મું
## શેર અને સદ્દાનો ઉન્માદ

દેવકુમારીના વિશાળ નિવાસાલયના નીચેના ભાગમાના બે હવાદાર, ઉજ્જ-સદાર, આજકાલની ફૅશન પ્રમાણેની આવશ્યક સર્વ વસ્તુઓથી શૃંગારેલા અને પ્રશસ્ત કક્ષમા મારા તથા મન્મથકુમારના નિવાસમાટેની દેવકુમારીએ પ્રથમથી જ સર્વ યોગ્ય વ્યવસ્થા કરાવી રાખી હતી, મારા આદરાતિથ્યનુ કાર્ય રામદુલારીને સોંપી દીધું હતુ અને મારી સેવામાટે એક દાસ તથા એક દાસીને પણ પ્રથ-મથી જ નિયત કરી રાખ્યા હતા દિલ્લીમા આવીને મારો પ્રથમ દિવસ તો મેં દેવકુમારી સાથે સાધારણ વાર્તાલાપ કરીને બહુધા વિશ્રાંતિમા જ વીતાવ્યો, કારણ કે, મુબઇને છોડ્યા પછી મં વિશ્રાંતિનો ઉપભોગ લીધો જ ન હોતો અને તેથી મારા શરીરમા પ્રવાસનો એટલો બધો પરિશ્રમ દેખાવા માડ્યો હતો કે જો શરી-રને યોગ્ય વિશ્રાંતિ નહિ આપવામા આવે, તો કદાચિત્ પટકાઇ પડવાનો સમય આવી લાગશે, એવો મારા મનમા ભય થવા લાગ્યો હતો આ વાર્તા દેવકુમારીને જણાવવાથી તે આખો દિવસ અને રાત મારા ઓરડામા મારી પાસે આવી જ નહિ અને મને વિશ્રાંતિના ઉપભોગનો વિપુલ સમય મળી શક્યો

બીજા દિવસના પ્રભાતમા સ્નાન આદિ કાર્યથી મુક્ત થઇ ચાહ નાસ્તો લઇને હું દેવકુમારીને મળવામાટે ઉપરના ભાગમાના તેના વિશાળ ડ્રૉઇંગ રૂમમા જવાની તૈયારીમા હતી એટલામા રામદુલારીએ આવીને સમાચાર આપ્યા "કોઇ એક અગત્યના કાર્યમાટે શેઠાણી સવારમા વહેલા જ બહાર ગયાં છે અને તેઓ અગિયાર વાગ્યા પહેલા તો નહિ જ આવે, એટલે અત્યારે તેમની પાસે જવાને તૈયાર થવાની આવશ્યક્તા નથી" આ સમાચાર સાભળીને હું મારા ઓર-ડામા જ બેસી રહી અને રામદુલારીને પણ મારી પાસે જ બેસાડીને તેની સાથે આમ તેમની વાતોમા વખત વીતાડવા લાગી હું અને રામદુલારી વાતો કરતી

બેઠી હતી એવામા અરધા કલાક પછી એક ગુજરાતી અબળા દેવકુમારીને મળવા-માટે ત્યાં આવી લાગી અને તે અબળાને જોતાની સાથે જ મેં ઓળખી લીધાથી તેમ જ તેણે મને ઓળખવાથી દેવકુમારીના આવતા સુધી મારા ઓરડામા બેસ-વાનો મેં તેને આગ્રહ કર્યો અને મારા આગ્રહને તેણે તત્કાળ સ્વીકારી લીધો.

આ નવીન આગતુકા અબળા લગભગ ત્રીસ વર્ષના વયની ગૌરકાન્તિશાલિની, કિંચિત્ પુષ્ટદેહિની, ઉન્નતતર આકારની અને મનોહારિણી માનિની હતી એ અમદાવાદની વૈશ્યજાતિમા ઉત્પન્ન થયેલી અને એક ધનાઢ્ય વૈશ્યની ગૃહિણી હતી એનુ નામ શોભના હતુ શોભના જેમ અમદાવાદમાં રહેતી તેમ જ વર્ષમા ચારથી છ મહિના મુબઈમા પણ તેનો નિવાસ થતો હતો અને બે ચાર વાર એની સારવાર તથા એના ઓષધોપચારમાટે એણે મને પોતાના ચોપાટી પાસેના બગલામાં બોલાવેલી હોવાથી તેમ જ એ પોતે મારે ઘેર પણ આવેલી હોવાથી અમારો પરસ્પર સારો પરિચય હતો અને તેથી એનો યોગ્ય સત્કાર કરવો એ મારો ધર્મ હોવાથી મેં આવી રીતે આગ્રહ કરીને એને મારા ઓરડામા બેસાડી હતી.

મન્મથકુમાર સ્નાનમાટે સ્નાનગૃહમાં ગયો હતો, મારો નોકર ઓરડાની બહાર દૂર ઓટલા પર દેવકુમારીના દરબાન સાથે વાતચીત કરતો બેઠો હતો અને રામદુલારી પણ ચાહની વ્યવસ્થામાટે અંદર ચાલી ગઈ એટલે હાલ તરત મેદાન ખાલી થતા ઓરડામા હુ અને શોભના બે જણી જ રહી ગઈ મેં શોભ-નાને સબોધીને પૂછ્યું કે "શોભના બહેન ! તમો અચાનક દિલ્લીમા ક્યાથી ? માત્ર એટલુ જ નહિ, પણ આ ગૃહનાં સ્વામિની શેઠાણી દેવકુમારી સાથે તમારો એવો શો ગાઢ સબધ છે કે જેથી તમો આ સ્થાનમા પધાર્યાં છો ?"

"ચપા બહેન ! આજકાલ અમદાવાદ અને મુબઈના કેટલાક બુદ્ધિમાન્ લોકોને તેમની આર્થિક અવસ્થા બહુ જ સારી હોવા છતા નવી નવી લિમિટેડ કપનીઓ કાઢીને બુદ્ધિનો દુરુપયોગ કરવાનો અને ગરીબોને તબિયાઝાટક કરી પોતે કોટિપતિ થઇ જવાનો ઉન્માદ નામક મહાભયકર રોગ લાગૂ પડયો છે, એ તો તમો સારી રીતે જાણો જ છો, કારણ કે, એક વાર મુબઈમા આ વિષયનો વાર્ત્તા-લાપ આપણા વચ્ચે થયો હતો યેનકેન પ્રકારેણ કોટિપતિ થવાનો આ મહા-ભયકર રોગ મારા પતિને પણ લાગૂ પડ્યો છે, તેમણે બે જબરદસ્ત કંપનીઓ કરી છે અને તે કપનીઓના શેર ભરાવવામાટે તેઓ આજે જાફરાબાદ તો કાલે ભાવનગર, આજે હયદરાબાદ તો કાલે મદરાસ, આજે બનારસ તો કાલે કલકત્તા, આજે અમદાવાદ તો કાલે મુંબઈ અને આજે દિલ્લી તો કાલે લખનૌ એવી રીતિ ભિન્ન ભિન્ન સ્થાનોમા અખડ પ્રવાસ કર્યા જ કરે છે અને તેથી એક સાથે મહિનામાં બે દિવસ પણ ઘરમા શાતિથી રહેવાનો અવકાશ તેમને મળી શકતો નથી તેમની આ ચાલુ ગેરહાજરીથી કટાળીને તેમ જ સૌભાગ્યવતી હોવા છતાં વિધવા સમાન જીવનને ભોગવવાની મારી ઇચ્છા ન હોવાથી અન્તે મેં પણ તેમની સાથે પ્રવાસ કરવાનો નિશ્ચય કરી લીધો છે અને મારા તે નિશ્ચય અનુસાર ચાર દિવસથી હું પણ તેમની સાથે દિલ્લીમા આવી છું શેઠાણી દેવકુમારી પ્રથમથી જ મારીઆના તેમ જ બીજી કેટલીક કપનીઓના શેરોમા હમેશા નાણાની સારી રકમ રોકનારાં હોવાથી અને તેમની સાથે અમારો ઘણા વખતનો પરિચય હોવાથી અમો તેમ-

ના જ એક બીજા મકાનમા ઊતર્યાં છીએ અને મારા પતિની નવી કંપનીઓના શેરો સારી સખ્યામા શેઠાણી દેવકુમારી ખરીદવાના છે. અત્યારે હું તેમને સહજ મળવામાટે જ અહીં આવેલી છુ"

દેવકુમારી હમેશા શેરોમા નાણાની સારી રકમ રોકનારી હતી* એ વાર્તા મારી જાણમા હોવાથી શોભનાએ દેવકુમારી સાથેના સબધનુ જે કારણ દર્શાવ્યું તેમા મને લેશમાત્ર પણ અતિશયોક્તિનો ભાસ ન થયો અને તેથી એ વિષયના વિવેચનમા આગળ ન વધતા અત્યારે મુબઈ તથા અમદાવાદમા ચાલી રહેલા 'શેરમેનિયા' અથવા 'શેર-ઉન્માદ'ના વિષયને કાંઇક વિશેષતાપૂર્વક ચર્ચવાના ઉદ્દેશથી હું કહેવા લાગી કે "શોભના બહેન! એ તો જાણે ઠીક, પણ અત્યારે જે આટલી બધી નવી નવી કપનીઓ ઊભી થાય છે અને તે કપનીઓ રજિસ્ટર્ડ થવા પહેલા જ બજારમા તેમના શેરો ધૂમધડાકે વેચાય છે; માત્ર એટલું જ નહિ, પણ થોડા જ વખતમા એ નવી કપનીઓના શેરો ઉપર પાચ, દશ કે પદર પદર ટકાના પ્રીમિયમ પણ બોલાય છે, એ બધુ કેમ થતુ હશે, એ મારી સમજમા આવી શકતુ નથી મુબઇમા અત્યારે શેરમેનિયા એટલો બધો ચાલ્યો છે કે વચ્ચે તો મારો પોતાનો પણ શેરબજારની મુલાકાત લેવાનો, શેરના બિજ-નેસમા પડવાનો અને વગર મેહનતે પાચ પચીસ હજારની કમાણી કરી લેવાનો વિચાર થયો હતો, પણ મારા એક શુભેચ્છક મિત્રે મને એ ધધામા ન પડવાનો અનુરોધ કરવાથી હું એ ધધામા પડતી અટકી ગઈ હતી હજી પણ કેટલીક વાર શેર ખરીદવા તથા નફાથી વેચવાની મારી ઇચ્છા થયા કરે છે, તો હુ તમને પૂછુ છુ કે મારે આ ધધો કરવો કે નહિ? કારણ કે, આ વિષયનો મારા કરતા તમને વિશેષ અનુભવ છે અને તેથી તમો મને ખરી સલાહ આપી શકશો એવી મારી માન્યતા છે"

"ચપા બહેન! જો મારો સત્ય અભિપ્રાય જાણવાની જ તમારી ઇચ્છા હોય, તો મારો તો તમને એ જ ઉપદેશ છે કે ભારતવર્ષના ગરીબ લોકોના ઘરોમાથી તેમની ઘરવખરીને બહાર કઢાવનાર અને અતે ભારત વર્ષને અધોગતિ તથા પાય-માલીના ખાડામા ગબડાવી દેનાર શેર તથા સટ્ટાના અથવા બીજા શબ્દોમા કહીએ તો ઠગબાજી તથા જુગારના રોજગારમા તમો કદાપિ ચાહીને ઝંપલાવશો નહિ, છતા તમારાથી લોભનો ત્યાગ ન જ કરી શકાય, તો તમારા તરફ સારી લાગણી ધરાવનાર કોઈ સારા દલાલ માર્ફત જ એ ધધો કરજો, નહિ તો લેવાના દેવા થઇ પડશે ને નાટક તથા મિડવાઈફરીની કમાણી ઘડીના છઠ્ઠા ભાગમા જ અદૃશ્ય થઈ જશે. મારી આવી માન્યતા છે, પછી તમારો પોતાનો જે વિચાર હોય તે ખરો" શોભનાએ શેર તથા સટ્ટાના વ્યવસાય વિષે પોતાનો સત્ય અભિપ્રાય દર્શાવીને મને યોગ્ય ઉપદેશ આપતા આ પ્રમા-ણેના વાક્યો ઉચ્ચાર્યાં

"ત્યારે શું તમો શેરને ઠગબાજી અને સટ્ટાને જુગાર માનો છો?" મેં કાંઇક આશ્ચર્ય તથા આતુરતા દર્શાવીને પૂછ્યું

---

* જુઓ 'ચુડેલનો વાસો' પ્રથમ દૃશ્ય, પ્રકરણ ૩૧ મુ પૃષ્ઠ ૨૪૩, ૨૪૪.

"શેરહોલ્ડરોની પદ્ધતિથી ચાલતી બધી કંપનીઓ કે મિલ્સ ઠગબાજી જ કરે છે, એવો મારા કથનનો આશય નથી, અર્થાત્ કેટલીક કંપનીઓ સરળતાથી ચાલે છે, પરંતુ અત્યારે તીડોની પેઠે ઉભરાઈ જતી અને નવી નીકળતી કંપનીઓના ઉત્પાદકોનો બહુ અંશે તો કંપની ચાલે કે આવતી કાલે જ મરી જાય એની લેશમાત્ર પણ દરકાર રાખ્યા વિના સીધા કે આડા કોઈ પણ ઉપાયથી પોતાના ઘરને ભરી લેવાનો અને પારકે પૈસે પરમાનન્દ કરવાનો જ આશય હોય છે અને તેટલામાટે એવી પરપોટા કંપનીઓના ઉત્પાદકોને પ્રારંભથી જ ઠગવિદ્યાનો સંપૂર્ણ આશ્રય લેવો પડતો હોવાથી એવી કંપનીઓ કિંચિદંશે પણ ભાગ્યે જ વિશ્વાસને પાત્ર હોય છે હવે તમો પૂછશો કે, આવી કંપનીઓના ઉત્પાદકો કેવા પ્રકારની ઠગબાજીથી લોકોને ઠગે છે, તો એ પ્રશ્નના ઉત્તરમાં મારે જણાવવું જોઇએ કે, એવી કંપનીઓના ઉત્પાદકો પ્રથમ પોતાના જાણીતા અને લાગવગવાળા બે ચાર સારા ચાલાક દલાલોને ફોડીને પોતાના હાથમાં લઈ લે છે અને પોતાના પાંચ પંદર કાણિયા માર્ફત પોતાની કંપનીના બણગા ફુંકાવીને પોતાની જાહેર ખબર ફેલાવી દે છે એ દલાલો પોતાની પાસે હજાર હજાર શેરો પડેલા હોવા છતાં 'એક પણ શેર નથી' ની ખોટી અફવા ફેલાવે છે અને તેથી લોભિષ્ઠ જનો તે કંપનીના શેરો લેવાને દોડાદોડી કરી મૂકે છે, એટલે તે શેરોના પ્રીમિયમ બોલાવા માંડે છે, હફ્તાના પાંચ રૂપિયા ભરવાના હોય તો પ્રીમિયમના પંદર રૂપિયા ભરવા પડે છે અને એવી રીતે પ્રીમિયમથી શેરો જ્યારે ઉપડી જાય છે ત્યારે તે જ દલાલો તે જ શેરોના ભાવ ગગડાવી દે છે, ગરીબ લોકો ગભરાઇને શેરો પાછા વેચી નાખે છે અને કંપનીના ઉત્પાદકો પડતર ભાવથી તે જ શેરો પાછા ખરીદીને વળી પાછા તેમના વધારે ભાવ કે પ્રીમિયમ બોલાવી બીજી, ત્રીજી ને ચોથી વાર તે જ શેરો વેચી ગરીબોના નાણાંને કાયદાની હદમાં રહીને ધોળે દિવસે લૂંટી લે છે આ ઠગબાજી નહિ તો બીજું શું વારૂ? આપણા હિંદુસ્તાનના અશિક્ષિત અને ભોળા લોકો એવી કંપનીઓના ઉત્પાદકોની એ ઠગવિદ્યા તથા ચાલાકીને જાણતા નથી અને તેથી રોજ ઠગાતા જાય છે ને લૂંટાતા જાય છે વળી સટ્ટો તો ખુલ્લો જુગાર જ છે એક ગ્રન્થકારે સટ્ટાની આ પ્રમાણેની વ્યાખ્યા કરેલી છે" આમ કહીને શોભનાએ નીચે પ્રમાણે સટ્ટાની વ્યાખ્યા કહી સંભળાવી –

"સટોરિયાના બે વર્ગ છે, એક વર્ગ સ્ટૉક બ્રોકર્સના નામથી અને બીજો વર્ગ જૉબ્બર્સના નામથી ઓળખાય છે સ્ટૉક બ્રોકર્સ એટલે કે દલાલો જે કાંઈ સાટા કરે છે તે પોતાના ગ્રાહકોમાટે જ કરે છે અને તેમને નિયત કમિશન મળ્યા કરે છે, જૉબ્બર્સ સાટા કરે છે તે પોતા માટે કરે છે ને તેથી સાટાંનો જોખમદાર કે જવાબદાર તે જ રહે છે સટ્ટાના વ્યવસાયમાં વિજયનો આધાર બુદ્ધિની ચપળતા, તાત્કાલિક અનુમાન શક્તિ, અમુક નિશ્ચય, તેમ જ ઉત્તમ ભાગ્ય સહિત હિંમત તથા ચેતનાના સંમિશ્રણપર જ રહેલો હોય છે વસ્તુત સટ્ટાના વ્યવસાયમાં જુગારના અનેક તત્ત્વો તથા વિશેષ ઉત્તેજનનો નિવાસ હોવાથી જેવી રીતે જુગાર રમનારાઓમાના ઘણા ખરા દાવમાં હારીને પાયમાલ થઈ જાય છે અને કોઈ એક ભાગ્યશાળી જુગારી દાવમા જીતીને માલામાલ થાય છે, તેવો જ પ્રકાર સટ્ટાના વ્યવસાયમા પણ વારંવાર જોવામાં આવ્યા કરે છે"

શોભના સાથે મારો આવા પ્રકારનો વાર્તાલાપ ચાલતો હતો એટલામા દેવકુમારીનો એક નોકર ચાહના બે કપ લઇને મારા ઓરડામાં આવ્યો એટલે અમોએ વાર્તાલાપને એટલેથી જ પડતો મૂકીને ચાહ પીવા માંડી અને એટલામા નોકર ચાંદીની રકાબીમા પાન, સોપારી તથા એલચી વગેરે લઇ આવ્યો, એટલે તે વસ્તુઓને પણ ચાહ પી લીધા પછી અમોએ યોગ્ય ન્યાય આપ્યો. ચાહ પીવાના તથા તામ્બૂલભક્ષણના કાર્યથી નિવૃત્ત થયા પછી મેં શોભનાને સંબોધીને કહ્યું કે –

"જો તમો શેરબજારને ઠગબજાર અને સટ્ટાને જુગાર માનતા હો, તો આજકાલ આ દુનિયામા ઠગબાજી અને જુગાર જ ધમધોકાર ચાલી રહ્યા છે અને જેને આપણે 'વ્યાપાર' કહીએ છીએ તે વ્યાપારનું તો નામનિશાન પણ નાબૂદ થતુ જાય છે, એમ જ મારે કહેવુ પડે છે, કારણ કે, અત્યારે મુબઇમા 'નેટિવ એન્ડ યૂરોપિયન કૉટન એક્સ્ચેંજ,' 'ન્યૂસ્ટૉક એક્સ્ચેંજ,' 'શેર્સ એન્ડ સ્ટૉક્સ એક્સ્ચેંજ,' અને 'ગ્રેન એક્સ્ચેંજ' ઇત્યાદિ સટ્ટાનાં નિયમ પૂર્વક જામેલા મુખ્ય મથકો છે અને વર્તમાન વિશ્વવ્યાપિની યાદવાસ્થળીમા અન્ય કેટલાક વ્યાપારો જેવા કે યાર્ન એક્સ્ચેંજ આદિમા પણ સટ્ટાની પદ્ધતિથી જ વ્યાપાર થાય છે; માત્ર એટલુ જ નહિ, પણ આજકાલ મુબઈમા જમીન અને બિલ્ડિંગોનો પણ એવો ભયકર સટ્ટો ચાલવા માંડ્યો છે કે સાધારણ સ્થિતિના લોકોમાટે મુબ-ઈમા રહેવાનુ પણ સર્વથા અશક્ય થઈ પડ્યું છે"

"ચપા બહેન ! તમારૂ વિધાન અક્ષરશઃ સત્ય છે; કારણ કે, આજકાલ જ્યાં જુઓ ત્યા નવ્વાણૂ ટકાના પરિમાણમા તો સટ્ટો જ ચાલી રહ્યો છે અને એકાદ ટકા જેટલો વ્યાપાર રહ્યો છે, તે પણ થોડા જ સમયમા સટ્ટાના સ્વરૂપમા ફેરવાઈ જવાનો સભવ છે, એવી ઘણાકોની માન્યતા છે આ સટ્ટાનુ ભૂત અમે-રિકામાથી અને ત્યાર પછી યૂરોપના બીજા દેશોમાથી આવીને હિન્દુસ્તાનને વળગ્યુ છે અને જો એ ભૂતના વળગાડને કાઢી નાખવાના ઉપાયો વખતસર નહિ યોજાય, તો એ ભૂત હિન્દુસ્તાનની કેવી અને કેટલી દુર્દશા કરી નાખશે, એ વિષે નિશ્ચયાત્મક અત્યારે કાઈ પણ કહી શકાય તેમ નથી, કારણ કે, આજકાલના આપણા હિન્દુસ્તાન જેવા ઉદ્યોગહીન અને સક્રાતિના સમયમાથી પસાર થતા દેશની પ્રજામાટે આવુ અનુત્પાદક unproductive વાણિજ્ય લાભકારક નહિ, પણ સર્વથા હાનિકારક જ છે અને તેથી આપણા દેશમા એ સટ્ટાને સ્થાન ન મળે એ જ વધારે સારૂ છે આ વિષય અર્થશાસ્ત્રનો હોવાથી આ વિષયના સ્વ-રૂપને યથાર્થતાપૂર્વક આલેખી બતાવવામાટે દીર્ઘ ચર્ચાની આવશ્યકતા છે, પરન્તુ તેટલો સમય આપણા હસ્તમા ન હોવાથી આપણા દેશમા સટ્ટાની શી સ્થિતિ છે, એનું જ હું સક્ષેપમા નિરૂપણ કરીશ"

આ પ્રમાણે કહીને શોભનાએ હિન્દુસ્તાનમા સટ્ટાની જે સ્થિતિ અત્યારે વર્તમાન છે તેનુ નિરૂપણ કરતા જણાવ્યુ કે –

"આપણા દેશમા એટલે કે ખાસ કરીને મુબઈ, કલકત્તા તથા અમદાવાદ જેવા નગરોમા અમર્યાદ કાલ્પનિક વ્યવસાયી એટલે કે સ્પેક્યુલેટર્સ અથવા સટ્ટો કરનારાઓનો જે સમુદાય છે તે એવો છે કે તેને બહુધા દેશપરદેશની વિવિધ

પરિસ્થિતિઓનું જોઇએ તેવું જ્ઞાન છે જ નહિ અને એ વિષયમાં તે બહુધા અજ્ઞ છે, એમ કહીએ તો પણ તે ચાલી શકે તેમ છે; માત્ર એટલું જ નહિ, પણ ભિન્ન ભિન્ન મંડળમાંના એ વિષયના એક્કા મનાતા પુરુષો પણ સામાન્ય કાર્યકુશળતાથી સર્વથા વંચિત જોવામાં આવે છે અને તેનું પરિણામ એ થયું છે કે આપણી આવી અજ્ઞાનાવસ્થા તથા શોચનીય સ્થિતિનો સંપૂર્ણ અભ્યાસ કરીને પરદેશી પેઢીઓ પ્રતિવર્ષ લાખો અને કરોડોની સંખ્યામાં આપણા દેશમાંથી નાણાં લઈ જાય છે જે દેશમાંના એ વ્યવસાયમાં એક્કા મનાતા પુરુષોમાં તેમ જ રાજદ્વારી પુરુષોમાં પણ સામાન્ય કાર્યકુશળતા ન હોય, તે દેશના લોકોમાટે જો સટ્ટો અત્યંત અનિષ્ટ પરિણામને ઉપજાવનારો થઈ પડે, તો તેમાં આશ્ચર્ય જેવું શું હોઇ શકે વારુ? વર્તમાન યાદવાસ્થળીનો અચાનક અંત થવાથી રાજદ્વારી તથા આર્થિક સ્થિતિમાં થયેલા અસાધારણ પરિવર્તનનો વિચાર કરી લિવરપુલ તથા ન્યૂયોર્કના મંડળના કારોબારીઓએ પરદેશખાતાનાં ઉઘાડા માથાનાં 'શોર્ટ સેલ' વેચાણો ઉપર અંકુશ મૂકવામાં જે કાર્યકુશળતા બતાવી દેશમાંથી જતી અઢળક ધનસંપત્તિને બચાવી છે, એની ડેવિડ સૂતરના સટોડિયાઓને કે તે દરમ્યાન ભરૂચ-રૂ-Broach Cotton ખરીદતા સટોડિયાઓને કલ્પનામાત્ર પણ થઈ હશે કે કેમ, એની સોએ સો ટકા શંકા જ છે આવી પરિસ્થિતિમાં હિન્દુસ્તાનમાટે સટ્ટો સર્વથા વિનાશક તથા વિઘાતક કેમ ન થઈ પડે વારુ?"

શોભના એક શૃંગારવિલાસિની યુવતી અને નિરંતર પતિના સહવાસને ઇચ્છનારી પ્રેમજીવના પ્રમદા હોવા છતાં પુરુષોચિત વ્યવસાયોમાં તેની બુદ્ધિની આટલી સીમા પર્યન્ત તીવ્ર તથા સૂક્ષ્મ ગતિને જોઇને કોઇના પણ મનમાં આશ્ચર્ય થાય, એ સ્વાભાવિક હતું, તો પછી મારા મનમાં આશ્ચર્ય કેમ ન થાય વારુ? હું મારા આશ્ચર્યને દર્શાવતી શ્રીમતી શોભનાને પૂછવા લાગી કે "પણ શોભના બહેન! આ સર્વ પુરુષોચિત વ્યવસાયવિષયક આટલી સીમા પર્યન્તના સૂક્ષ્મ જ્ઞાનને તમો ક્યાંથી અને કેવી રીતે મેળવી શક્યાં છો, તે જણાવશો? તમારા કરેલા આ વિવેચનના શ્રવણથી મને તો બાઇ! આશ્ચર્ય જ થયા કરે છે."

"આમાં આશ્ચર્યચકિત થવા જેવું કાંઈ છે જ નહિ," શોભનાએ મારા પ્રશ્નનું ઉત્તર આપતાં કહેવા માંડ્યું "કારણ કે, મારા પતિનો એ જ વ્યવસાય હોવાથી અમારા ગૃહમાં નિરંતર એ જ વ્યવસાયની ચર્ચા ચાલ્યા કરે છે અને તેથી બુદ્ધિશાલિની મારા જેવી ગૃહનારીને એ વિષયની ચર્ચાના નિત્યના શ્રવણથી તેમ જ કોઇ વાર એ ચર્ચામાં પોતે પણ ભાગ લેવાથી જો એ વિષયનું આટલી સીમાપર્યન્ત જ્ઞાન થઈ જાય તો તે સ્વાભાવિક જ છે. નાટક તથા મિઠાઇફરીના વિષયનું જો કોઇ કહે તો તમો સારું વિવેચન કરી શકો. ખરું કે નહિ? એ જ નિયમ આ વિષયમાં મને લાગૂ પડે છે, એટલે આશ્ચર્ય પામવા જેવું કાંઇ પણ નથી"

"વારુ, પણ તમારા પતિએ જે બે નવી કંપનીઓ ઊભી કરી છે અને જે કંપનીઓના શેર ભરાવવામાટે તેઓ અત્યારે પ્રવાસના આટલા બધા પરિશ્રમો સહી રહ્યા છે, તે કંપનીઓમાં પણ આવું જ પોલારિયું છે કે કેમ?" મેં ન પૂછવા યોગ્ય પ્રશ્ન પૂછવાનું સાહસ કરી દીધું

“એ તો બધુ એમ જ તો અમદાવાદીઓ ‘ઍક્ટિવિટી’મા આગળ પડતા છે; પરતુ ‘ઑનેસ્ટી’મા બહુ જ પછાત છે, એમ મારે પ્રાજ્ઞલતાથી સ્વીકારવુ પડે છે અમારી કપનીઓમા કેવુ પોલાણ્યુિ છે તે એટલાથી જ જણાશે કે, અમારા સગામાના એક વૃદ્ધ પુરુષ શેરદલાલ છે કે જેમને મારા પતિ કાકા કહીને બોલાવે છે એ કાકાને અમારી બે કપનીઓના હજાર હજાર શેર એવા હેતુથી અપાયા હતા કે કપનીઓ રજિસ્ટર્ડ થાય તે પહેલાં જ તેઓ પ્રીમિયમ બોલાવી દે, પણ કાકાને એટલા શેરોથી સતોષ ન થયો એટલે મુંબઈમા એક દિવસ મારા પતિને પોતાને ઘેર જમવામાટે બોલાવીને કાકી તથા કીકાના નામના વળી બીજા બસેં શેર તેમણે કઢાવ્યા અને તેમની પાસે શેરોની બાવીસસેં સખ્યા થઇ પણ થયુ એમ કે એ બધા શેરો તેમના ઘરમા જ પડ્યા રહ્યા અને ત્રીસથી પાત્રીસના પ્રીમિયમને બદલે ડિસ્કાઉન્ટની નોબત. વાગવા લાગી અમદાવાદીઓનું નામ આમ જ બદનામ થઇ ગયુ છે ઈ સ ૧૯૦૬ અને ૧૯૦૭ મા સ્વદેશી માલ વાપરવાનો પવન ચાલ્યો ત્યારે અમદાવાદની કેટલીક મિલોના માલિકોએ કાળી નાખીને એવો તો ખરાબ માલ ખપેડવા માડ્યો કે કલકત્તા તથા પજાબવાળાને અમદાવાદની બધી મિલોના માલને બૉયકોટ કરવો પડ્યો એક સમયમા અમદાવાદમા વળી પ્રોવિડન્ટ ફડો ઉભરાઇ જવા લાગ્યાં હતા તેમના તળિયા પણ પોલા જ દેખાઇ આવ્યા અને હવે લિમિટેડ કપનીઓ ઉભરાઇ જવા લાગી છે, પણ વાતમા માલ જેવુ બહુ જ થોડુ છે” શોભનાએ અક્ષરશ સત્ય ઉત્તર આપીને મને સૂચના કિંવા પ્રાર્થનાના સ્વરૂપમા કહ્યું “પણ ચપા બહેન! કૃપા કરીને આ વાતને બહાર જવા દેશો નહિ, નહિ તો મારા પતિને મોટા નુકસાનમા ઉતરવુ પડશે મેં તમારામા વિશ્વાસ રાખીને આ વાર્તા તમને જણાવી દીધી છે, તો કૃપા કરીને વિશ્વાસઘાત ન કરશો.”

શોભનાની આ પ્રાર્થના સાભળીને મેં કાઇક ગભીરતાથી કહ્યું “શોભના બહેન! મને વિશ્વાસઘાત ન કરવાનું કહો છો, પણ તમારા પોતાના પતિ વિશ્વાસઘાત અને ઓછી બુદ્ધિના લોકોને લાભના લોભમા લપટાવી ધોળે દિવસે ઠગી કે લૂટી લેવાનો જ ધધો આદરી બેઠા છે, તો તેમને એ વ્યવસાયને ત્યાગી દેવાનો યોગ્ય ઉપદેશ તમો કેમ નથી આપતા વારુ?”

“હું તો ઉપદેશ આપી આપીને થાકી ગઇ છું, પણ તેઓ માનતા જ નથી, એટલે નિરુપાય થઇ છું ઈશ્વરે વાણિયાને કોઈ પણ પ્રકારે પૈસા કમાવી લાવવાની બુદ્ધિ આપી છે, પણ પૈસાનો ભોગવટો કરવાની બુદ્ધિ બહુ જ ઓછા પરિમાણમા આપી છે અને એમાટે મને ઘણીક વાર અફસોસ પણ થયા કરે છે હું એમ નથી કહેતી કે પુરુષમા ‘ઍક્ટિવિટી’ જ ન હોવી જોઇએ, પરતુ ઍક્ટિવિટીજની સીમા તો અવશ્ય હોવી જોઇએ, એ જ મારા કથનનો આશય છે અર્થાત્ અમારા વાણિયા પુરુષોની ‘ઍક્ટિવીટી’ એટલી બધી સીમાને ઓળગીને આગળ વધી ગઇ છે કે તેમની સ્ત્રીઓને મહિનો બે મહિના કે છ મહિના સુધી અને કેટલીક વાર તો બબ્બે ચાર ચાર વર્ષ પર્યન્ત પતિદેવના દર્શન જ નથી થતા અને એનું પરિણામ એ થાય છે કે, કેટલીક વાર કેટલીક ઓછી બુદ્ધિની સ્ત્રીઓ અવળે માર્ગે પણ ચઢી જાય છે અસ્તુ પણ ચપા બહેન! તમારી આ

દિલ્હીમાં શા કારણથી પધરામણી થઇ છે તે કૃપા કરીને જણાવશો? બીજી વાતોમા ચઢી જવાથી તમને આ મુદ્દાનો સવાલ પૂછતા તો હું ભૂલી જ ગઇ." શોભનાએ પોતાના વિષયની સમાપ્તિ કરીને મને મારા દિલ્હીમાના આગમનનું કારણ પૂછ્યુ

"અહીં એક નાટક કંપની છે અને તે નાટક કંપનીના માલિકે નાટકના કેટલાક કામમાટે બોલાવવાથી હું ગઇ કાલે જ દિલ્હીમા આવી છું આગળ હું નાટક કંપનીમા હતી ત્યારે દિલ્હીમા આવી હતી અને શેઠાણી દેવકુમારીની પાડોશણ હતી એટલે તે સમયથી શેઠાણી દેવકુમારી સાથે મારી સારી ઓળખાણ હોવાથી નાટક કંપનીમા ઊતરવાને બદલે મેં અહીં જ મારો મુકામ કર્યો છે ચાર છ દિવસમા કાર્યની સમાપ્તિ થતા હું પાછી મુબઇ જવાની છું" શોભનાના પ્રશ્નનુ મેં અક્ષરે અક્ષર અસત્ય ઉત્તર આપ્યુ, કારણ કે, દેવકુમારીની પ્રતિજ્ઞાને જાળવવામાટે અસત્યનુ અવલબન કર્યા વિના મારો છૂટકો જ ન હોતો

ત્યાર પછી અમારા વચ્ચે કેટલાક સર્વસાધારણ વિષયોની ચર્ચા ચાલવા લાગી અને લગભગ સાડા દશ વાગવાનો શુમાર થવા આવ્યો તે વેળાયે દેવકુમારી બહાર ગઇ હતી તે પાછી આવી શોભનાને મારા ઓરડામા બેઠેલી જોઇને દેવ-કુમારીએ પૂછ્યુ "કેમ બહેન ! હું તો તમારે ઊતારે જઈ આવી અને તમો તો અહીં આવીને મારી વાટ જોતા બેસી રહ્યા છો પીતાબરભાઈના કહેવા પ્રમાણે ત્યાથી તો તમો બહુ વહેલા નીકળ્યા છો, તો બીજે કોઈ સ્થળે ગયાં હતા કે બધો વખત અહીં જ વીતાડી દીધો?"

"આ તમારા મેહમાન ચપા બહેન મારા બહેનપણી હોવાથી અને એમનો અહીં અચાનક મેળાપ થઇ જવાથી હુ અહીં જ તમારી વાટ જોતી બેસી રહી હતી હું ઊતારેથી નીકળીને અહીં જ આવી છું અને બધો વખત મેં અહીં જ વીતાડી દીધો છે" શોભનાએ ઉત્તર આપ્યું

"ત્યારે તો ચપા બહેને તમારો સત્કાર પણ કર્યો જ હશે" દેવકુમારીએ વિવેક દર્શાવ્યો.

"આજકાલના સત્કારમા ચાહ અને પાનસોપારી અગ્રભાગે હોય છે તે મળી ચૂક્યા છે, એટલે તમારે ચિન્તા કરવાની નથી." શોભનાએ વિનોદાત્મક ઉત્તર આપ્યુ.

"ત્યારે હવે ભોજનથી તમારો સત્કાર હું કરીશ તમારા પતિને હું કહેતી આવી છું કે, 'મારા શોભના બહેન મારી સાથે જ જમશે એટલે ભોજન સમયે તેમની વાટ ન જોશો' ચાલો ત્યારે હવે આપણે ઉપર જઇએ, અને ચપા બહેન ! તમો પણ હવે ઉપર આવો, કારણ કે, ભોજનનો સમય થવા આવ્યો છે." આમ બોલીને દેવકુમારી શોભનાને લઈને ઉપર જવાને ચાલતી થઈ ગઈ.

થોડી વારમા હું પણ ઉપર જઇ પહોંચી કેટલોક સમય આમ તેમની વાતોમા વીતાવ્યા પછી શોભનાએ દેવકુમારીને પૂછ્યું "તમો અમારે ઊતારે ગયાં હતા અને એમની સાથે તમારી મુલાકાત પણ થઈ હતી તો ત્યા તમારા વચ્ચે શી વાતચીત ચાલી હતી વારુ?"

"મારા પીતાબરભાઇએ જે બે નવી લિમિટેડ કંપનીઓ અત્યારે ઊભી કરી

છે તે કંપનીઓના શેરો લેવામાટેનો તેમણે મને આગ્રહ કર્યો હતો અને એ કંપનીઓ કેવા મક્કમ પાયા ઉપર ઊભી કરાયલી છે અને શેરહોલ્ડરોને ભવિષ્યમાં કેવો અને કેટલો લાભ થવાનો સંભવ છે, એ બાબત વિસ્તાર પૂર્વક મને સમજાવી હતી એથી વિશેષ તેમની સાથે બીજી કાંઇ પણ વધારે વાતચીત થઇ ન હોતી" દેવકુમારીએ તત્કાળ ઉત્તર આપ્યું

"ત્યારે અમારી એ બે નવી કંપનીઓના કેટલાક શેરો લેવાનો તમારો વિચાર છે? હવે વધારે શેરો વેચવાના રહ્યા નથી એટલે તમારે જેટલા શેરો લેવાના હોય તેટલા તમો લઇ લ્યો તો પછી બીજા ગ્રાહકોને કેટલા શેરો દિલ્લીમાં આપવા, એની અમને ખબર પડી જાય, એટલામાટે આ બાબત તમોને પૂછીને નક્કી કરી લેવાનું તમારા ભાઇએ મને કહેલું છે" શોભનાએ પોતાના પતિની પોલારિયા કંપનીઓના શેરદલાલ તરીકેની પોતાની ડ્યૂટી બજાવતા આ પ્રમાણેનાં વાક્યો ઉચ્ચાર્યાં

હું એક પ્રકારની વિશિષ્ટ આશ્ચર્યસૂચક દૃષ્ટિથી શોભનાને જોવા લાગી અને મારા તે આશયને સમજી જઇને શોભનાએ નેત્રપલ્લવી ભાષાથી મને મૂક રહેવાની સૂચના આપી દીધી દેવકુમારીએ કાંઈક વિચાર કરીને જણાવ્યું "આ નવી કંપનીઓના મારે કેટલા શેરો લેવાના છે, એનો જવાબ જરા વિચાર કરીને હું આવતી કાલે આપીશ"

દેવકુમારીનો આવો જવાબ મળવાથી શોભનાએ બીજી વાતો કરવા માંડી, સાડા અગિયાર વાગે રસોઈયાએ ભોજનની થાળીઓ પીરસીને અમોને જમવા માટે બોલાવ્યા અને સવાબાર વાગે અમો સર્વ મધ્યાહ્નભોજનના કાર્યથી નિવૃત્ત થઇ ગયા તાંબૂલભક્ષણ કરીને સાડાબાર વાગે શોભના પોતાના ઊતારામાં જવાને દેવકુમારીની ગાડીમાં બેસીને રવાના થઈ અને દેવકુમારીને બપોરે જમ્યા પછી બે કલાક સૂઈ જવાની ટેવ હોવાથી તે પોતાના શયનમંદિરમાં જવાને ઉઠી એટલે હું પાછી મારા ભોંયતળિયાના ઓરડામાં આવી લાગી

મન્મથકુમાર ઉપરના ડ્રૉઇંગરૂમમાં એક કોચપર જમ્યા પછી સૂઇ ગયો હતો એટલે મારા ઓરડામાં હું એકલી જ કોચપર 'એલન પર્સી' વાચતી પડી હતી, કારણ કે, ત્રણ વાગ્યા પહેલા દેવકુમારી મને પોતા પાસે બોલાવે તેમ ન હોતું લગભગ દોઢ વાગ્યાના શુમારે બત્રીસથી પાત્રીસ વર્ષના વયનો એક ફક્કડ અને ફાંકડો જવાન મર્દ ચુસ્ત ચુન્નતદાર સૂરવાલ, ખમીસ, અચકન અને દુપટ્ટો આદિ વસ્ત્રોમાં સજ્જ થયેલો બંગલાના આંગણામાં આવી લાગ્યો અને દરબાનને કાંઈ પણ પૂછ્યા ગાછ્યા વિના જ એકદમ ઉપર ચાલ્યો ગયો. મારા ઓરડાના બારણાં ઉઘાડાં હોવાથી અને ઉપર જનાર સર્વ માણસોનો માર્ગ મારા ઓરડાના દરવાજા આગળ થઇને જતો હોવાથી મેં તે પુરુષને બરાબર જોઇ લીધો અને દેવકુમારીનું ચારિત્ર્ય ઉત્તમ ન હોવાથી તે પુરુષને જોતાં જ મારા મનમાં નઠારી શંકાનો સંચાર થઇ ગયો મારી એ શંકાના સમાધાનને કોઈ તાત્કાળિક ઉપાય ન હોવાથી અને આ વાર્તા રામદુલારી વિના અન્ય કોઈ પણ દાસ કે દાસીને પૂછી શકાય તેવી ન હોવાથી હું રામદુલારીના આગમનની અધીરતાથી પ્રતીક્ષા કરવા લાગી. દેવકુમારી જ્યારે મધ્યાહ્નભોજન કર્યાં પછી

શયન કરતી હતી તે વેળાયે રામદુલારી તેના પગ દાબવાને બેસતી હતી અને એ આવેલા પુરુષ વિષેની મારી શંકા જો સત્ય હોય, તો રામદુલારી હમણા જ અહીં આવવી જોઇએ, એવી મારી માન્યતા હતી મારી એ માન્યતા સત્ય સિદ્ધ થઇ, કારણ કે, તે પુરુષના ઉપર જવાને હજી તો પંદર કે વીસ મિનિટનો સમય પણ ભાગ્યે જ થયો હશે એટલામાં તો રામદુલારી મારા ઓરડામા આવી લાગી અને મારા કોચની સામેની ઇજીચેરમાં શેઠાણી પ્રમાણે બેસી ગઈ

મેં રામદુલારીને પૂછ્યું કે "કેમ રામદુલારી આજે કાંઈ વહેલી જ શેઠાણી પાસેથી ચાલી આવી? શેઠાણી નિદ્રાવશ થઈ ગયા કે શું?"

"જી, ના, શેઠાણી નિદ્રાવશ તો નથી થયાં, પણ એક ગૃહસ્થ તેમને મળવામાટે આવ્યા છે અને તેમની સાથે શેઠાણી કાંઇક ખાનગી વાતચીત કરવાના છે એટલે શેઠાણી પાસે મારી હાજરીની જરૂર ન હોવાથી હું વેહેલી જ અહીં ચાલી આવી છું" રામદુલારીએ જવાબ આપ્યો

"શેઠાણીની આ ટેવ હજીએ ન ગઈ કે?" મેં હસીને કહ્યું

"શેઠાણીની એ ટેવ તો શેઠાણી મરશે ત્યારે જ જશે" રામદુલારીએ માર્મિક કટાક્ષનુ માર્મિક ઉત્તર આપ્યું



## પ્રકરણ ૧૭ મું

## દેવકુમારીની દારુણ વિડંબના

રામદુલારીના ઉપર્યુક્ત ઉત્તરથી જે સમજવાનું હતુ તે તો મેં સમજી લીધુ; તો પણ ભેદને સપૂર્ણ સ્વરૂપમા જાણવાના આશયથી મેં રામદુલારીને પૂછ્યુ: "પણ એ ફાકડો જવામર્દ છે કોણ? અને શેઠાણી સાથે એનો મૈત્રીસબધ થયાને કેટલાક દિવસ થયા છે વારૂ?"

મારા એ પ્રશ્નના ઉત્તરમા રામદુલારી કાંઈક ધીમા પરતુ સ્પષ્ટ સાભળી શકાય તેવા સ્વરથી કહેવા લાગી "ચપા બ્હેન, મન્મથકુમારનો જન્મ થયા પછી તમારા પજામાથી પોતાના પિંડને છોડવ્યાને અને પાછા દિલ્લીમા આવ્યાને લગભગ ચારથી પાચ મહિના જેટલો સમય થયો તે વેળાયે અમારા શ્રીમતી શેઠાણી દેવકુમારીબા નવીનતાથી આ નૌજવાન આશકના માશૂકા થયાં હતાં. મન્મથકુમારની અવસ્થા અત્યારે લગભગ સાત વર્ષની થવા આવી હશે એવી મારી માન્યતા હોવાથી અમારા શેઠાણી સાહબાના આ નવીન પ્રેમની અવસ્થા લગભગ સાડા છ વર્ષની થયેલી હોવી જોઇએ. પ્રેમ સબધનો યોગાનુયોગ એવી રીત બન્યો હતો કે, અમારા શેઠાણીનો જે જવાન દીકરો પોતાના કુટુંબ સાથે કલકત્તામા રહે છે તેનો આ ભાઇસાહેબ સાથે મૈત્રીસબંધ હતો અને તેથી કલકત્તામાં પ્લેગ ચાલતો હોવાથી શેઠાણીનો દીકરો ત્રણ ચાર મહિના અહીં આવીને રહ્યો હતો તે વેળાયે આ ભાઇસાહેબ તેને મળવામાટે દિવસમા બબ્બે વાર અહીં આવતા હતા અને બબ્બે ત્રણત્રણ કલાક સુધી ગપાટા મારતા બેસી રહેતા હતા. શેઠાણીના સ્વભાવને તો તમો જાણો જ છો, જેવી રીતે કોઈ પણ ગળી વસ્તુ તરફ કીડીઓ તરત દોડી જાય છે, વિષ્ટાને જોતા જ તેમાં ચાંચ બોળવામાટે કાગડાનું મન લલચાય છે; હાડકાને જોતાની સાથે કુતરાનું તેને

ચૂસવાનું મન થાય છે અને જેમ ચુંબકને જોતા જ લોઢું તેના પ્રતિ આકર્ષાઈને તેની સાથે ચોંટી જાય છે, તેવી જ રીતે કોઈ પણ રૂડા રૂપાળા નોજવાન અને હટ્ટાકટ્ટા પુરુષને જોતાની સાથે જ અમારા શેઠાણી સાહબાનું કોમળ મન પીગળીને પાણી પાણી થઈ જાય છે જે પુરુષમા શેઠાણીનું મન પરોવાય તે પુરુષ શેઠાણીના પ્રેમબાણનો ગમે તે કારણથી શિકાર ન થાય, એમ કદાપિ બન્યુ નથી અને બનવાનું પણ નથી. મધુ કરતા પણ મધુતર રસના સુખવિલાસના સર્વ સાધનો, સ્વતંત્રતા અને સર્વથી પ્રબળ લક્ષ્મી આદિ સાધનોની રેલછેલ હોવાથી શેઠાણી જેનાપર પોતાની દૃષ્ટિ નાખે છે તેને પોતાનો આજ્ઞાનુવર્તી દાસ અથવા ગુલામ બનાવ્યા વિના જંપતા જ નથી. તમારા એક સમયના આશક મદનમૂર્તિ યૂસુફ જેવા યુવકને પણ અમારાં આ બુઢ્ઢા શેઠાણીએ પોતાના વિકારજાળમા ફસાવી લીધો હતો, તો પછી સૌન્દર્યમા તેના કરતા હજાર દરજ્જે ઊતરતો અને વયમાં તેના કરતા લગભગ બમણો વધારે આ રાજનંદન આટલા બધા પ્રલોભનો હોવા છતાં પણ શેઠાણીના જાળમા ન સપડાય, એ કેમ કરીને બની શકે વારૂ? શેઠાણીએ તેનો દીકરો અહીં હતો ત્યારથી જ એને પોતાના હાથમા કરી લેવાના પ્રયત્નો કરવા માડ્યા હતા, પણ તે વેળાયે દીકરો, દીકરાની વહૂ, દીકરી અને એક મરી ગયેલી દીકરીની દીકરી આદિ કુટુબના ચારપાચ માણસો ઘરમાં રહેતાં હોવાથી તેમ જ તેમને મળવામાટે ન્યાતના કેટલાક સ્ત્રીપુરુષો વારવાર આવતાં હોવાથી શેઠાણીના તે પ્રયત્નોનું વ્યવહારમા, મારી માન્યતા પ્રમાણે, કાંઈ પણ પરિણામ થઈ શક્યું ન હતુ, પરતુ દીકરો પોતાના કુટુબને લઈ પાછો કલકત્તા ચાલ્યો ગયો, દીકરી પોતાને સાસરે ગઇ અને મેદાન ખાલી થયુ એટલે શેઠાણીના તે પ્રયત્નોનું ધારેલુ પરિણામ તરત દેખાવા માંડ્યુ, આ નવીન પ્રેમનો વ્યાપાર ધમધોકાર ચાલવા લાગ્યો અને રાજનદનનો આ આગારમા જે પૂરો પદસચાર થઇ ગયો તે અદ્યાપિ ચાલૂ છે અને અત્યારે જે રગ દેખાય છે તેને જોતાં તો એમ જ ધારી શકાય છે કે શેઠાણીનો આ આશક અત્યાર સુધીના થઇ ગયેલા બીજા આશકો કરતા તદ્દન જૂદી જાતનો, ચાલાક, ખેલાડી, ચાણક્યબુદ્ધિ અને સ્વાર્થસાધુ હોવાથી આ લફ્ વહેલી છૂટે તેમ નથી, કારણ કે, એ નવા આશકે પોતાનાં મૂળિયા એટલા તો ઊંડા ઊતારી દીધા છે કે શેઠાણીની 'સાપે ગળી છછુંદરી ખાય તો મરે અને મૂકે તો આધળો થાય' એવી જ અવસ્થા થઈ પડી છે, એટલે ભવિષ્યમા શેઠાણીની એને મૂકી દેવાની ઇચ્છા થાય, તો પણ તેમનાથી એને મૂકી શકાય તેમ નથી અને એના પજામાથી છૂટી શકાય તેમ નથી. છતાં ધારો કે ભવિષ્યમા કોઈ વાર આ સબધ તૂટી પણ જાય, તો પણ ત્યાર સુધીમાં રાજનદન પોતાના સ્વાર્થને એટલી સીમા પર્યન્ત સાધી લેશે અને પોતાના ઘરને એટલું બધું ભરી લેશે કે પછી એને શેઠાણીની કે શેઠાણીના બાપની જરા પણ પરવા રહેશે નહિ"

"ત્યારે આ નવો આશક શેઠાણી પાસેથી પૈસા પણ સારી રીતે કઢાવતો જાય છે કે શું? યૂસુફ જેવા આશકને તો શેઠાણીએ તે મરવા પડ્યો હતો ત્યારે રઝળતો મૂકી દીધો હતો અને જાણવા જેવી કશી પણ મદદ કરી ન હોતી અને તેનાથી હજાર દરજ્જે ઊતરતા આ આશકને તે પૈસા આપતી જાય છે, એ જાણીને મને બહુ જ આશ્ચર્ય થાય છે" મેં મારા આશ્ચર્યને વ્યક્ત કરી બતાવ્યું.

"એ તો, જુઓને, બ્હેન! રૂપ રડે ને નસીબ ખાય. યૂસુફ રૂપમાં અને ઉદારતા આદિ ગુણોમાં રાજનંદન કરતાં હજાર ગણો ચઢિયાતો હતો; પણ ભાગ્યની પ્રબળતામાં આ રાજનંદન યૂસુફ કરતાં લાખ ગણો ચઢિયાતો છે એટલે દેવકુમારી સાથેના પ્રેમના સંબંધથી યૂસુફને ધનનો પણ અધિક લાભ ન મળ્યો અને તે બિચારો ખીલતી જવાનીમાં જ મરણને શરણ થઈ ગયો; અને આ રાજનંદન ભાગ્યની પ્રબળતાથી શેઠાણીને ફોલીફોલીને ખાઈ જાય છે, અને તેમાં પણ ખૂબી તો વળી એ છે કે શેઠાણી દબાતી જાય છે અને એની માગણી પ્રમાણે નાણાંની મોટી મોટી રકમો જુદાં જુદાં કારણો બતાવીને એને આપતી જાય છે." રામદુલારીએ મારા આશ્ચર્યના નિવારણનો પ્રયત્ન કરીને આ પ્રમાણેના વિચારો દર્શાવ્યા.

"પરન્તુ એ રાજનંદનની જાતિ શી છે, એની જન્મભૂમિ કઈ છે, એ અહીં દિલ્લીમાં શો વ્યવસાય કરે છે અને એની પોતાની આર્થિક અવસ્થા કેવા પ્રકારની છે, એ સર્વ તારા જાણવામાં છે ખરું કે? વળી એ પોતે પરણેલો છે કે કુંવારો? અને જો પરણેલો હોય તો એને કાંઈ સંતાન આદિ છે કે કેમ?" મેં મારા સ્વભાવને અનુસરી રાજનંદનના સમસ્ત વૃત્તાન્તને જાણી લેવાના ઉદ્દેશથી આ પ્રમાણેના પ્રશ્નો પૂછ્યા.

"એ રાજનંદન જાતિનો જાટ છે, એની જન્મભૂમિ ભરતપુર રાજ્ય છે એટલે કે ભરતપુર રાજ્યમાંના ભરતપુરથી ચારેક ગાઉપરના એક સાધારણ ગામડામાં જાટ જાતિના એક સાધારણ કુટુંબમાં એનો જન્મ થયેલો છે, એનો પિતા ભરતપુર રાજ્યના સૈન્યવિભાગમાં એક અધિકારી હતો, અને મરતી વેળાએ પોતાના કુટુંબમાટે રૂપિયા ત્રણથી ચાર હજારની મિલ્કત રાખી ગયો હતો; પરન્તુ સંભળાય છે કે ગામડામાં એના પિતાની થોડાક વીઘા જમીન છે અને તે ખેતરમાં જે અનાજ પાકે છે તેથી કુટુંબનું ગુજરાન થઈ જાય છે. રાજનંદનને એના પિતાએ કાંઈક શિક્ષણ આપેલું હોવાથી અને ત્યાર પછી આ બાબુસાહેબને ગાવા-બજાવવાનો શોક લાગવાથી એણે હાર્મોનિયમનો અભ્યાસ કર્યો હતો. આજથી દશેક વર્ષ પૂર્વે દિલ્લીમાં એકલા આવીને કેટલાક સમય પર્યંત નાટક કંપનીમાં હાર્મોનિયમ વગાડનાર તરીકેની નોકરી કરી પછી એણે ચાંદની ચોકમાં એક મ્યૂઝિક ક્લબ ઉઘાડી હતી. કેટલાક શોખીન જવાનો ક્લબમાં હાર્મોનિયમ શીખવા-માટે જતા હતા અને કેટલાકો ટ્યુશન આપવામાટે એ મ્યૂઝિક માસ્ટરને પોતાના ઘરમાં પણ બોલાવતા હતા. આ ધંધાથી મહીને સોથી સવાસો રૂપિયાની આવક થવા માંડતાં એ પોતે પરણેલો હોવાથી એણે પોતાની પત્નીને પણ દિલ્લીમાં બોલાવી લીધી હતી કે જે અદ્યાપિ અહીં દિલ્લીમાં જ છે અને દિલ્લીમાં આવ્યા પછી બે દીકરીઓ તથા એક દીકરાની મા પણ થઈ ચૂકી છે. એની પત્ની પણ લગભગ એની પોતાની અવસ્થાની જ છે અને આરોગ્યમંડિતા હોવા સાથે દેખા-વડી પણ છે. તે પોતાનાં સંતાનોને લઈને ઘણીક વાર શેઠાણી પાસે આવે છે અને કદાચિત્ તે તમારા જોવામાં પણ આવી શકશે. રાજનંદન પ્રથમથી જ સારી ચાલનો તો ન હોતો જ, સાંભળવા પ્રમાણે આગળ તે પોતાના ગામમાંની એક બ્રાહ્મણકુમારિકાને નસાડીને ક્યાંક લઈ ગયો હતો અને તે બ્રાહ્મણકુમારિકા સુવા-વડમાં મરી ગયા પછી બાયડી સાથે નવો સંસાર માંડ્યો હતો. અહીં દિલ્લીમાં

પણ એની નામના સારી નથી અને એના બધા દોસ્તો પણ એવા જ છે. જ્યારે એની મ્યૂઝિક ક્લબ હતી ત્યારે શેઠાણીનો દીકરો પણ એની ક્લબમા હાર્મોનિયમ શીખવાને જતો હતો, અને તે સમયથી શેઠાણીના દીકરા સાથે એનો પરિચય હતો તે પરિચયના કારણથી એનો આ ઘરમા પગપેસારો થયો અને છેવટે એ શેઠાણીના દીકરાનો ઓરમાન બાપ બની બેઠો શેઠાણી સાથે એનો ગાઢ સબધ થઈ ગયા પછી કોઈ પણ વેળાયે એની આવજાવમાં વાંધો ન આવે અને લોકો કઈ બોલી ન શકે એટલામાટે શેઠાણીએ એને મહિને સો રૂપિયાનો પગાર કરીને પોતાના કારભારીની જગ્યાપર નીમી દીધો છે અને પોતાની દિલ્લીમાની બધી સ્થાવર મિલકતનુ કામકાજ એને સોંપી દીધું છે આ-જકાલ દિલ્લીમા સાધારણ સાધનસપન્ન મનુષ્યને પણ વાડીબગલો બનાવતા અને ઘોડાગાડી કે મૉટર વસાવતા વિચાર થઈ પડે છે, પણ અમારા ધનાઢ્ય શેઠાણીની કૃપાથી રાજનન્દન મહાશયે જે મકાનમા એ શ્રીમાન્ પ્રથમ ભાડાથી રહેતા હતા તે મકાનને પાત્રીસ હજારની કીમતથી ખરીદી લીધુ છે, તેની આસપાસ એક બગીચો બનાવ્યો છે, એક ઘોડાગાડી રાખી છે અને એક મૉટર પણ મુબ-ઈમા ખરીદી છે કે જે બેચાર દિવસમા અહીં આવવાની છે, તે આવશે એટલે ભાઈ મૉટરમા બેસીને ફરવાના છે વાહરે કરમની રેખા! આ તો જૂની આખથી અમને નવા તમાશા દેખા" રામદુલારીએ રાજનન્દનનો સપૂર્ણ વૃત્તાત સભળા-વીને અતમાં થોડોક વિનોદ પણ કરી બતાવ્યો

"ત્યારે હવે તો હું ધારૂ છુ કે રાજનન્દનના પ્રેમનુ કેન્દ્રસ્થાન કેવળ તારા શેઠાણી જ હશે?" મેં પૂછ્યુ

"અરે, ના રે ના, એ તો કેવળ પૈસા મેળવવામાટે જ શેઠાણીને આટલો બધો વળગી રહ્યો છે; બાકી તો ગામમા ઘણે ઠેકાણે ભટક્યા કરે છે, આ તો શેઠાણી બુઢ્ઢા છે, પણ જે પુરુષને રઝળવાની અને ઘરઘરના ટુકડા ખાવાની ટેવ પડી ગયેલી હોય છે, તેના ઘરમા પરી જેવી બાયડી હોય તોય તે કોઈ ચુડેલપર જાનને કુરબાન કરતા દેખાય છે; તો પછી આ ભટકેલો જવાન બુઢ્ઢા શેઠાણીના પ્રેમપર જ આધાર રાખીને બેસી રહે, એમ કદાપિ બની શકે ખરૂં કે? જો કે એના ઘરમા બાયડી સારી છે, છતાં લોકો કહે છે કે એની રઝળ-વાની ટેવ હજી જેવી ને તેવી જ છે, માત્ર એટલી ખૂબી વાપરે છે કે જે કાઈ કરે છે તે બહુ જ ચોરીછુપીથી અને બહુધા પોકાર ન થાય તેવી રીતે જ કરે છે એ તો એવો લપસણો છે કે જો તમે જરા હસીને એની સાથે વાત કરો, તો તમારાપર પણ તત્કાલ લટ્ટૂ બની જાય!" રામદુલારી વાતમા ને વાતમા સાથે મને પણ લેતી પડી.

હું રામદુલારીને કાઇક કહેવા જતી હતી એટલામા દેવકુમારીની દાસી આવી લાગી અને તેણે મને કહ્યુ કે "ચપાબાઈ! તમોને શેઠાણી ઉપર બોલાવે છે; ચાહ પણ તૈયાર છે"

"ચાલો, ત્યારે, રામદુલારી! આપણે શેઠાણી પાસે જઇએ" મેં રામદુ-લારીને નેત્રસકેત સહિત મારી સાથે આવવાનું આમત્રણ કર્યું

મારા મનોભાવને સમજીને રામદુલારીએ મારા આમત્રણને સ્વીકારી લીધુ અને અમો બન્ને ઉપર જવાને ચાલતા થયા

હું અને રામદુલારી ઉપર પહોંચ્યા તે વેળાયે દેવકુમારી અને રાજનંદન શયનમંદિર પાસેના વિશાળ દીવાનખાનામા અમારી વાટ જોતા બેઠા હતા દેવકુમારીએ એ વેળાયે ઝાલર તથા પ્લેટવાળો શર્બતી મલમલનો ઘાઘરો, તેનાપર વટાણા ભાતની બુન્ધુ કોરવાળી વાયલની સાડી અને ગુલાબી રંગની ફ્લેનલનું આખી બાંનું પોલકુ એ પ્રમાણેના વસ્ત્રો પરિધાન કર્યાં હતા, તેના ગળામા સોનાની એક બોરિયા માળા, કાનમા હીરાના લવંગિયા, માણેકની નખલી, હાથમા સોનાની બબ્બે ઝીણી બંગડીઓ, અને હાથની આગળીમા હીરાની બે વીંટીઓ, એ પ્રમાણે તેના ભિન્નભિન્ન ભાગોમા અલંકારો દૃષ્ટિગોચર થતા હતા; અને તેનાં વસ્ત્રોમાથી કેવડાના ઉંચી જાતના અતરનો તીવ્ર સુગંધ આવ્યા કરતો હતો આ સર્વ પરિસ્થિતિ કોઇ અપરિચિત મનુષ્યને પણ તેની વિકારશીલતાનું તત્કાળ જ્ઞાન કરાવનારી હતી, તો પછી મારા જેવી તેનાથી પરિચિતા અને જમાનાની ખાધેલી બલા તેની થોડા સમય પૂર્વની સ્થિતિની કલ્પના કરી લે, તો તેમા આશ્ચર્ય જેવું શું હોઈ શકે વારૂ? અસ્તુ દેવકુમારી ભીંતની લગોલગ પડેલા એક કોચપર બેઠી હતી અને રાજનન્દન દીવાનખાનાના મધ્યભાગમાં ગોઠવેલા વિશાળ રાઉન્ડ ટેબલની આસપાસ ગોઠવેલી કુરસીઓમાની એક કુરસીપર બેઠો હતો રાજનંદન મેં તેને તેના જે વેષમા ઉપર જતો જોયો હતો તે જ વેષમા હતો એટલે તેના વસ્ત્ર આદિના પુનર્વિવેચનની આવશ્યકતા નથી. હુ આવીને જે કોચપર દેવકુમારી બેઠી હતી તે કોચપર જ બેસી ગઇ અને રામદુલારી રાજનંદનની સામેની કુરસીપર ગૂડાણી

મને રાજનંદનનો પરિચય કરાવતા દેવકુમારીએ મને સંબોધીને કહ્યુ "આ અમારા કાર્યભારી રાજનંદન મહાશય એક ઘણા જ ભલા ગૃહસ્થ છે, જાતિના જાટ છે અને સંગીતના પણ સારા જ્ઞાતા છે"

"આવા એક યોગ્ય કાર્યભારી આપને મળ્યા છે, એ બહુ જ સંતોષની વાર્તા છે, મને એમના પરિચયથી આનંદ થયો છે" મેં વિવેક દર્શાવ્યો.

"અને જેમના વિષે આપણા વચ્ચે ઘણી વાર ચર્ચા ચાલેલી છે તે આ ચપાબાઈ, એઓ નાટકમા હતા ત્યારે મિસ મેનકાના નામથી સર્વત્ર ઓળખાતાં હતા. એઓ નટકળામા બહુ જ પ્રવીણ છે અને મિડવાઇફ઼ પણ ઘણા જ સારાં છે" મારો પરિચય કરાવતા દેવકુમારીએ રાજનંદનને ઉદ્દેશીને કહ્યું

"આપ જ્યારે નાટકમા હતા ત્યારે આપની કેટલીક ભૂમિકાઓ મેં જોઇ હતી અને એક ઉત્તમ નટી તરીકે આપ વિષે મારા મનમા બહુ જ માન હતું અને હજી પણ છે આજે આપણો પરસ્પર અંગત પરિચય થવાથી મને બહુ જ આનંદ થાય છે અને હુ મને પોતાને ભાગ્યશાળી માનું છું." રાજનંદને પોતાના ઝીણા સ્વરથી મને સંબોધીને આવા ઉદ્‌ગારો કાઢ્યા

"આપ મારા વિષે માનની લાગણી ધરાવો છો તેમાટે હું આપનો અતિશય આભાર માનું છુ." મેં પુન વિવેકનું દર્શન કરાવ્યુ

આવી રીતે પરસ્પર પરિચય, પરસ્પર પ્રશંસા તથા પરસ્પર વિવેકનો પ્રકાર ચાલી રહ્યો હતો એટલામા રસોઇયણ અને દાસી ચાહ લઇને આવ્યાં એટલે વાર્તાલાપમાં કિંચિત્ ખંડ પડ્યો, પરંતુ ચાહ પીવાની શરૂઆત સાથે વળી

પાછો વાર્તાલાપનો પણ આરંભ થઈ ગયો. રાજનંદને દેવકુમારીને પૂછ્યું: "શ્રીમતી! આ આપના મેહમાન મિસ મેનકા, અરે ભૂલ્યો, ચપાબાઈ અહીં દિલ્હીમા હજી કેટલા દિવસ રહેવાના છે? કારણ કે, એમને એક વાર મારી પર્ણ-કુટીમા જમવામાટે બોલાવવાનો મારો વિચાર છે. જો એઓ પાચ પંદર દિવસ રહેવાના હોય તો બે ચાર દિવસ પછી બોલાવું અને જો વહેલા જવાના હોય, તો આવતી કાલે જ એ કાર્ય આટોપી લઇએ."

"હજી ઓછામા ઓછા એમના આઠથી દશ દિવસ તો અહીં જવાના જ. જો કે મારો તો એમને અહીં વધારે દિવસ રોકવાનો વિચાર છે, છતા કદાચિત્ એઓ મારી પ્રાર્થનાને ન સ્વીકારે, તો પણ આઠ દશ દિવસ તો એમણે અહીં વીતાડવા જ પડશે, કારણ કે, એઓ જે કાર્યમાટે અહીં આવ્યા છે, તે કાર્ય આઠ દિવસ પૂર્વે સમાપ્ત થઇ જવાનો લેશમાત્ર પણ સભવ નથી" દેવકુમારીએ રાજનદનના પ્રશ્નનું ઉત્તર આપ્યુ અને તે ઉત્તરમા મને આઠથી દશ દિવસ દિલ્હીમાં વીતાડવાની સૂચના પણ આપી દીધી.

"કેમ ત્યારે ચપાબાઇ! હું જ્યારે આમત્રણ કરૂં, ત્યારે મારા આમત્રણને માન આપીને મારી પર્ણકુટીમાં પધારવાની કૃપા તો કરશો ખરા ને?" રાજનંદને મને પૂછીને વાતને નક્કી કરવાની અગમચેતી દર્શાવી

"હું અત્યારે શેઠાણી દેવકુમારીબાની મેહમાન હોવાથી જો એઓ આપના આમંત્રણને સ્વીકારશે, તો પછી મારાથી ના પાડી શકાય તેમ છે જ નહિ" મેં આમંત્રણના સ્વીકારનો ભાર દેવકુમારીના શિરપર નાખી દીધો

"અમારા કાર્યભારી તમને જમવા માટેનું નોતરૂ આપે અને હુ તે નોત-રાનો અનાદર કરૂં, એમ કદાપિ બની શકે ખરૂ કે? આપણે તો અત્યારથી જ એમના આમત્રણને સ્વીકારીએ છીએ." દેવકુમારીએ આમત્રણને સ્વીકારીને પોતાના શિરપરના ભારને વરત ઊતારી નાખ્યો.

"પરતુ આ આમત્રણને સ્વીકારતા તમારે અને આ રામદુલારીએ પણ મારી સાથે રાજનદનભાઇને ઘેર જમવામાટે આવવુ પડશે, એનો વિચાર કર્યો છે ખરો કે?" મેં દેવકુમારીને બીજા સાંડસામાં સપડાવી

"આપણી તો જાણે ના છે જ નહિ, આપણી તો 'ભૂખી નોતરી એટલે કાખમા ભાણુ' એવા જ હિસાબે વાત ચાલે છે શેઠાણીની વાત શેઠાણી જાણે" રામદુલારીએ વિનોદાત્મક વાક્ય ઉચ્ચારીને તત્કાળ પોતાની અનુમતિ દર્શાવી દીધી

"ચપાબહેન! મહાશય રાજનદનના પત્ની શ્રી પોતે જ રસોઈ કરશે, તો પણ તમને અને રામદુલારીને તેમના હાથનુ ખપે તેમ હોવાથી થોડી મેહનતે પતી જશે અને હું જમવાને આવીશ તો આ મહાશયને બ્રાહ્મણ રસોઇઓ બોલાવીને ખાસ અબોટ રસોઈ કરાવવી પડશે, એટલે મને જમવા આવવાનો વધારે આગ્રહ ન કરો, તો તમારી મોટી મેહરબાની," દેવકુમારીએ જાતિભેદના કારણને દર્શા-વીને મારા સાંડસામાથી છટકી જવાનો પ્રયત્ન કર્યો

દેવકુમારીના આ શબ્દો સાંભળીને હું મારા મનમા કહેવા લાગી "વાહરે દંભ મહારાજ! તમારી બલિહારી!! આ શેઠાણી સાહેબ મુસલ્માનનાં પ્રેમ-ભાગિની થતા ન અભડાયા અને આ જાટના શય્યાશાયિની અર્ધાંગના થત

પણ નથી અભડાતા, પણ જાટના હાથનું રાંધેલું ખાતાં અભડાઈ જાય છે અને તેમની શુદ્ધતામાં વાંધો આવી જાય છે! વાહ રે પવિત્રતાની પ્રતિમા અને શુદ્ધતાની સજીવન મૂર્તિ! વાહ!" પરંતુ મારા એ મનોગત ભાવને મનમાં જ દાબી રાખીને મેં દેવકુમારીને કહ્યું "વારુ, જો આપની ઇચ્છા ન હોય તો હું આપને વધારે આગ્રહ કરતી નથી. રાજનંદનભાઇ! હું અને રામદુલારી જ જ્યારે આપ બોલાવશો ત્યારે આપના બંગલામાં જમવામાટે આવીશું. પરંતુ જમવાનું દિવસની વેળાયે રાખજો, રાત્રિભોજનનું આમંત્રણ ન આપશો, કારણ કે, રાત્રે હું વધારે ખાતી નથી."

રાજનંદનને મેં પ્રથમ વાર 'રાજનંદનભાઇ!' કહીને બોલાવ્યો હતો ત્યારે પણ 'ભાઇ' શબ્દ સાંભળીને તેના મુખમંડળમાં પરિવર્તન થઇ ગયું હતું અને અત્યારે બીજી વાર પણ મારા બોલવામાં 'ભાઇ' શબ્દનો પ્રયોગ આવવાથી બીજી વાર પણ તેના મનમાં વિલક્ષણ પરિણામ થતાં તે પરિણામ પરિવર્તન દ્વારા તેના મુખમંડળમાં સ્પષ્ટ દૃષ્ટિગોચર થવા લાગ્યું અને તેથી એ શબ્દ તેને ગમ્યો ન હોતો એ નિશ્ચિત થઇ ગયું. પરંતુ મારા મુખમાંથી નીકળેલા એ 'ભાઇ' શબ્દના શ્રવણથી થયેલી અપ્રસન્નતાને તે પોતાના મુખથી વ્યક્ત કરી શકે તેવી સ્થિતિમાં અત્યારે ન હોવાથી કાંઇ પણ બોલ્યા વિના બેસી રહ્યો, અને મારા મનમાં પાપ ન હોવાથી મેં પણ તેની એ અપ્રસન્નતાનો વિશેષ વિચાર ન કર્યો એ પછી દશેક મિનિટ આમ તેમની વાતોમાં વીતાવ્યા પછી રાજનંદન અમુક કાર્યમાટે અમુક સ્થળે જવાનું કારણ દર્શાવીને ચાલ્યો ગયો, તેના જવા પછી દેવકુમારીએ રામદુલારીને ત્યાંથી ઉઠી જવાનો સંકેત કરતાં તે પણ ઉઠીને ચાલતી થઈ ગઇ, અને ત્યાર પછી શેઠાણીએ દાસીને 'મારી આજ્ઞા વિના કોઇને પણ અહીં આવવા દઇશ નહિ અને દાદરપર ધ્યાન રાખીને બેસી રહેજે,' એ પ્રમાણેની આજ્ઞા આપીને મારી સાથે એકાંત વાર્તાલાપનો આરંભ કરતાં મને કહ્યું:—

"ચંપા બહેન! આ વેળાયે અત્યંત આગ્રહ કરીને મેં તમને દિલ્લીમાં શા કારણથી બોલાવ્યાં છે, એની કલ્પના તમારા મસ્તિષ્કમાં ન આવી શકે એ સ્વાભાવિક જ છે, કારણ કે, મન્મથકુમારના જન્મ અને જીવનપ્રબંધના કાર્યથી નિવૃત્ત થઇને દિલ્લીમાં મારા આવ્યા પછી અહીં મારા સંબંધમાં જે જે ઘટનાઓ ઘટી છે અને તે ઘટનાઓના યોગે જે એક વિલક્ષણ પરિસ્થિતિ ઉત્પન્ન થઇ ગઇ છે, તેથી તમો સર્વથા અજ્ઞ છો હું અત્યારે એક મોટી મુશ્કેલીમાં આવી પડી છું અને જેવી રીતે કોક વાર ડાહ્યો કાગડો બે પગે બંધાઇ જાય છે તેવી જ રીતે અત્યંત ચાલાક હોવા છતાં હું એક શિકારીના હાથમાં સપડાઇને બે પગે બંધાઇ ગયેલી છું, અને એ બંધનથી છૂટવાનો ઉપાય અથવા માર્ગ બતાવવામાટે જ મેં તમને દિલ્લીમાં બોલાવ્યાં છે હું અત્યાર સુધીમાં ઘણા ખેલ ખેલી ચૂકી છું અને ઘણા ઘોડા દોડાવી ચૂકી છું; પણ આવી ફસામણમાં હું કોઇ વાર સપડાઇ ન હતી એટલે આ ફસાઇ જવાનો અનુભવ તો મને પ્રથમ વાર જ મળ્યો છે અને તેથી એમાંથી છૂટવાનો માર્ગ મને મળી શકતો નથી."

"રોગનું નિદાન જ્યાં સુધી જાણવામાં નથી આવતું ત્યાં સુધી વૈદ્યથી જેવી રીતે તે રોગના નિવારણનો યોગ્ય ઉપચાર નથી કરી શકાતો; તેવી જ

રીતે જ્યા સૂધી તમારી વેદનાનું મૂળ કારણ મારા જાણવામા ન આવે, ત્યાં સૂધી મારાથી તમારી તે વેદનાને ટાળવાનો શો ઉપાય બતાવી શકાય વારૂ? તમો એવી તે શી ભયકર ફસામણમાં આવી ગયા છો તે શાતિથી મને કહો એટલે મારી બુદ્ધિ અનુસાર હું તમને તેમાથી છૂટવાનો રસ્તો બતાવીશ દુનિયાની ખાધેલી તમારા જેવી ચાલાક ખેલાડી, વયોવૃદ્ધા અને અનુભવિની અબળાના મુખથી આવી ફસામણમા આવી પડવાની વાર્તા સાભળીને હું તો, બાઇ! આશ્ચર્યના સમુદ્રમાં જ ડૂબી જાઉં છું." મેં દેવકુમારીને તેની આપત્તિનો સવિસ્તર વૃત્તાત સભળાવવાની સૂચના આપીને કાઇક આશ્ચર્ય પણ દર્શાવ્યું

"અત્યારે આ રાજનદનની હાજરીમા જ તમને મેં અહીં બોલાવ્યા હતા તે એટલામાટે જ કે મારી એ અનિવાર્ય વેદનાનુ કારણ રાજનદન હોવાથી જો એનો તમને પરિચય થઇ જાય, તો પછી મારી વેદનાનો વૃત્તાત બરાબર તમારા સમજવામા આવી શકે" દેવકુમારીએ કહ્યું

"તમારા આ માનવતા કાર્યભારી સાહેબ રાજનદનભાઈ સારા માણસ નથી, એ તો આ ઓરડામા પગ મૂકતાની સાથે તેમની મુખાકૃતિ અને તેમની દૃષ્ટિથી જ હું જાણી ગઇ હતી, અને તેમની સાથેના અલ્પ વાર્તાલાપથી વળી મારી એ ધારણા મને વિશેષ પરિમાણમા સત્ય સિદ્ધ થયેલી દેખાઇ હતી ખરેખર રાજનદન એક મહાવિલક્ષણ પુરુષ દેખાય છે" મેં દેવકુમારીને ઉત્તેજન આપીને તેના મુખમાથી સમસ્ત ભેદ ઇત્થભૂત સ્વરૂપમા ઓકાવવાના હેતુથી આ અભિપ્રાય દર્શાવ્યો

"તમે તેને 'રાજનદનભાઈ' કહીને બે વાર સબોધ્યો તે વેળાયે તેની મુખાકૃતિમા કેવા પ્રકારની મલિનતા વ્યાપી ગઈ હતી, એ તમોએ કદાચિત્ જોયું તો હશે જ, છતા તેના મુખમડળમાનુ એ પરિવર્તન અન્યત્ર ધ્યાન હોવાથી તમારા જોવામા ન આવી શક્યુ હોય, તો પણ મારૂ તેનામા સપૂર્ણ ધ્યાન હોવાથી મારા જોવામા તો આવી શક્યુ હતુ એ પુરુષ એવા પ્રકારનો છે કે કોઇ પણ સ્ત્રીને, પછી ભલેને તે રૂપાળી હોય કે અમાવાસ્યાની નિશા જેવી કાળી હોય તેમ જ જવાન હોય કે એની મા જેવડી હોય તો પણ, સારી નજરથી જોતો જ નથી બાઇ! મારા કર્યાં કરમ ફૂટ્યા કે આવા કાળમીંઢ પાણાપર જઇને હુ પછડાઇ પડી!" દેવકુમારીએ બળાપાને બહાર કાઢવાની શરૂઆત કરીને કહ્યું

"ત્યારે શું આ રાજનદનભાઈ તમારા કાર્યભારી હોવા ઉપરાત તમારી સાથે કોઇ અન્ય પ્રકારનો સબધ પણ ધરાવે છે ખરા કે?" રામદુલારીના મુખથી સર્વ ભેદ મારા જાણવામા આવી ગયેલો હોવા છતા મેં કૃત્રિમ અજ્ઞતા દર્શાવીને પૂછ્યું

"એ અન્ય પ્રકારના સબધની જ આ બધી મોકાણ મડાયલી છે તો જો એ ઘાસ ન ખાધુ હોત, તો આજે આમ રડવાનો, પશ્ચાત્તાપ કરવાનો અને તમને દિલ્લીમા બોલાવીને તમારી સહાયતા માગવાનો દુ ખદાયક પ્રસગ મને કદાપિ પ્રાપ્ત થાત નહિ." આ શબ્દો ઉચ્ચારતા દેવકુમારીના મુખમડળમા વિષાદ, નિરાશા તથા દુ ખની છટા આવી ગઇ અને તેની આખોમા ઝળઝળિયાં પણ ભરાઈ આવ્યા

દેવકુમારીની આવી સ્થિતિને જોઇને તેની વેદના અવશ્ય અનિવાર્ય હોવી જોઇએ એવો મને ભાસ થવા લાગ્યો અને મારા મનમાં દયા તથા અનુકમ્પાનો આવિર્ભાવ થવાથી મનમા મેં નિશ્ચય કરી લીધો કે, "મારાથી બની શકતુ હોય ત્યા સુધી તો મારે દેવકુમારીના દુ:ખનું નિવારણ કોઇ પણ ઉપાયે કરવુ જ જોઇએ, જો ઈશ્વરની કૃપા હશે, તો એની પીડાને અવશ્ય હું નિવારી શકીશ." આવા પ્રકારના નિશ્ચયપર આવીને હું દેવકુમારીને આશ્વાસન આપતી કહેવા લાગી "શેઠાણી, આમ છેક હિમ્મતને હારી ન જાઓ અને શાંત થાઓ, કારણ કે, આ વિશ્વમા એવી કોઇ પણ વેદના છે જ નહિ કે જેના નિવારણનો ઉપાય ન હોય શાંતિથી તમારી વિપત્તિનો વૃત્તાંત કહી સંભળાવો એટલે તે વિપત્તિને ટાળવાનો ઉપાય પરમેશ્વર આપણને પોતાની મેળે જ સૂઝાડી દેશે"

"વાત જાણે એમ છે કે મન્મથકુમારને જન્મ આપીને તમારા હાથમાં સોંપી દિલ્લીમા આવ્યા પછી છ મહિના જેટલો સમય જતા કેટલાક એવા સયોગો બન્યા કે તે સંયોગોમા આ પીટ્યા પાજી સાથે મારો પ્રેમસંબંધ થઇ ગયો, અને હું એની દબાયલી થઇ ગઇ પ્રથમ છ મહિના સુધી તો મુઆએ એટલી બધી નિ:સ્પૃહતા બતાવી કે મારી પાસેથી પોતે તો પૈસાની માગણી ન કરી, પણ મેં બે વાર અમુક કારણ બતાવીને એની બાયડીને ભેટ તરીકે હીસ-સાંકળી અને બંગડીઓ આપવા માડી, તે પણ એણે ન લીધી. તે સમયનો એનો ભાવ એવો જ દેખાતો હતો કે એ તો કેવળ પ્રેમના પવિત્ર હેતુથી જ મારી સાથે પ્રેમસબંધ રાખતો હતો અને મારાપર જિગરજાનથી કુરબાન અને ફિદા ફિદા રહ્યા કરતો હતો એક વર્ષ એવી રીતે વીતી ગયા પછી ગમે ત્યારે મારા ઘરમા આવવા જવામા એને કશી પણ આડખીલી ન રહે એટલામાટે મેં એને મારો કાર્યભારી બનાવ્યો અને મારી સ્થાવર સંપત્તિની—ભાડા ઉઘરાવવા, જગ્યાઓની મરામત કરાવવી અને નોકરચાકરોને પગાર ચૂકવવા ઇત્યાદિ—વ્યવસ્થાની લગામ મુખ્તિયારનામું લખી આપીને એના હાથમા આપી દીધી. આ વ્યવસ્થાની સત્તા એના હાથમાં આવ્યા પછી પ્રથમ એણે રૂપિયા પાંચ હજાર ઉછીના તરીકે મારી પાસેથી કઢાવ્યા અને ત્યાર પછી કોઇ વાર પાંચ સો, કોઇ વાર હજાર અને કોઇ વાર બે હજાર એમ વારવાર નાણાની રકમો એ મારી પાસેથી કઢાવતો જ રહ્યો છે, અને મારી જગ્યાઓનુ જે ભાડું આવે છે તે પણ પોતે જ હજમ કરી જાય છે એક બે વાર મેં પૈસા આપવાની ના પાડી અને ભાડાની આવકનો હિસાબ માગ્યો એટલે એ કોચીનના શાહૂકારે ચોખ્ખો જવાબ આપી દીધો કે 'કોઈ પણ માણસ ચોપડેલાની આશાથી જ એઠું ખાવાને તૈયાર થાય છે, એવો આ જગત્‌નો નિયમ હોવાથી માલદાર થવાની આશાથી જ મેં બુઢ્ઢી સાથે આ પ્રેમસબંધ બાંધ્યો છે જે નાણા મેં લીધાં છે તે મારા પ્રેમની કીમત છે અને તેથી જો મારી પાસેથી આપેલા નાણાની તથા ભાડાની આવકની ઉઘરાણી કરશો, તો તમોએ મારાપર જે પ્રેમપત્રિકાઓ લખી છે તે પ્રેમપત્રિકાઓને હું જાહેર છાપામા છપાવીશ અને તમને જન્મારાને માટે ન્યાતબહાર મૂકાવી બુઢ્ઢાપામા તમારી આબરૂના કાંકરા કરાવીશ' આ જવાબથી તેની ભાવનાનું સત્ય સ્વરૂપ મારા જાણવામાં આવી ગયું અને મારા કલ્યાણનો વિચાર કરીને તે દિવસથી તેની પાસેથી નાણાને પાછાં મેળવવાની અને ભાડાની આવ-

કનો હિસાબ માગવાની આશાને ત્યાગીને એ વાર્તાને કદાપિ ન ઉચ્ચારવાનો મેં નિશ્ચય કરી લીધો, માત્ર એટલુ જ નહિ, પણ મારાથી એની સાથેના સબંધને તોડી પણ ન શકાયો, કારણ કે, મારી અનેક પ્રેમપત્રિકાઓ એની પાસે હોવાથી 'જો હું એની સાથેના સબધને તોડી નાખીશ અને એ મારી પ્રેમપત્રિકાઓ મારી જાતિના અગ્રેસરોને આપી દેશે, તો મારાપર ટાપી બેઠેલા તે અગ્રેસરો અવશ્ય મને જાતિબહિષ્કાર આપશે અને બુઢ્ઢાપામા મારો આખો જન્મારો રદ થઈ જશે' એવો ભય મારા હૃદયમા દિવસ અને રાત રહેવા લાગ્યો આ ભયથી જ અત્યાર સુધી હું એની સાથેના સબધને નિભાવી રહી છું, અને ઝેરના ઘૂંટડા બળાત્કારે ગળામા ઊતારી રહી છુ આ દુ ખ મારાથી કોઇને કહેવાતુ પણ નથી અને હવે સહેવાતું નથી વળી આગળ મારા જે કાંઈ ગોટાળા થયા હતા તે ગર્ભપાતના અને બાળકને જન્મ આપવાના પ્રસગો આવ્યા છતા વધારે પ્રકાશમા આવ્યા ન હોતા અને તે વાતો જ્યાની ત્યાં જ દબાઇ ગઈ હતી, પણ આની સાથેના સબંધ પછી ગર્ભપાત આદિના પ્રસગનો સર્વથા અભાવ રહેવા છતા પણ એની રાતદિવસની ઘરમાની આવજાવથી મારો આ ગોટાળો એટલો બધો પ્રકાશમા આવી ગયો છે કે એને લોકો મારા દીકરાનો ઓરમાન બાપ કહીને જ બોલાવે છે, અને મારી જાતિના શેઠિયા એટલે કે પટેલિયાઓ એ કારણથી વારંવાર મને ન્યાતબહાર મૂકવાનો ભય બતાવીને દબાવ્યા કરે છે એટલે મારે તેમને તેમના કરેલા ધર્માદા કાર્યો માટેના ફડોમા હજારોની રકમ ભરી આપીને શાત રાખવા પડે છે લગભગ પચાસ હજારથી ઉપરની રકમ રાજનદનના ઘરમાં પહોંચી ચૂકી છે અને ત્રીસથી ચાળીસ હજારની રકમ મારે ઇચ્છા ન છતા માત્ર આ પાપને દબાવવામાટે ધર્માદા ફડોમા ભરી આપવી પડી છે ટુકમાં એક લાખની હોળી તો ભડકાઈ ગઈ છે અને હવે રાજનદને મારા વિલમા કેટલીક સ્થાવર તથા જગમ સપત્તિ તેના છોકરાના નામપર ચઢાવી આપવા માટેનો પ્રસ્તાવ મારા સમક્ષ રજૂ કર્યો છે અને જો તેના એ પ્રસ્તાવને હું ન સ્વીકારૂં તો મારી પ્રેમપત્રિકાઓને પ્રકાશમા લાવવાની ભીતિ પણ મને એ શયતાન બતાવતો જાય છે હવે મારે શું કરવુ? હવે તો જો હું આત્મહત્યા કરીને મરી જાઉં અને મારો પુત્ર આવીને સર્વ સપત્તિ પોતાના અધિકારમા લઇ લે, તો જ મારી વેદનાનું નિવારણ થવાનો સભવ છે. મારા મરણ પછી ભલે મારી પ્રેમપત્રિકાઓ પ્રકાશમાં આવે અને ગમે તેમ થાય. મારા મરણ પછી એ પ્રેમપત્રિકાઓના પ્રકાશથી મારા પુત્રની કશી પણ હાનિ થવાની નથી અને તેટલામાટે જો દુ ખના નિવારણનો કોઇ યોગ્ય ઉપાય ન મળી આવે, તો પછી મેં તો મરવાનો જ નિશ્ચય કરી લીધો છે, કારણ કે, નહિ તો જો હું દશ વર્ષ વધારે જીવીશ, તો એ નરરાક્ષસ મારી સમસ્ત સપત્તિને સ્વાહા કરી જશે અને મારા પુત્ર તથા પુત્રીને મારી સપત્તિમાથી કાંઇ પણ મળી શકશે નહિ હવે આ સઘળી બાબતોનો વિચાર કરો અને આ પીડાના નિવારણનો ઉપાય હોય તો બતાવો" દેવકુમારીએ નિષ્કપટ ભાવથી પોતાના દુ ખની કથા કહી સભળાવી

દેવકુમારીના દારુણ દુઃખની આ કથા સાભળીને મને પણ એમ જ ભાસવા લાગ્યું કે 'જો રાજનદન પાસેની તેની પ્રેમપત્રિકાઓ તેને પાછી ન મળે, તો રાજનદનના પ્રસારેલા ધનાકર્ષક જાળમાથી આત્મહત્યા કરીને મરી જવા વિના

તેના છૂટકારાનો બીજો કોઈ માર્ગ અથવા ઉપાય હતો જ નહિ.' રાજનન્દન પાસેથી દેવકુમારીની તે પ્રેમપત્રિકાઓ કેવી રીતે અને કેમ કઢાવવી એ એક મહાવિકટ પ્રશ્ન હતો અને એ વિકટ પ્રશ્નનું મારા હૃદય પાસેથી મને તત્કાળ કાંઇ પણ સમાધાનકારક ઉત્તર ન મળવાથી હું કેટલીક વાર સુધી મૌનનું અવલંબન કરીને વિચારમગ્ન અવસ્થામા પાષાણપ્રતિમા સમાન નિશ્ચલતા પૂર્વક બેસી રહી લગભગ પદર મિનિટ પછી અચાનક મારા હૃદયમા એક પ્રશ્ન ઉપસ્થિત થતા મેં દેવકુમારીને પૂછ્યુ "તમારી લખેલી પ્રેમપત્રિકાઓને રાજનદને અત્યાર સુધી જાળવી રાખી છે, એવો જ જો તમારો નિશ્ચય હોય, તો તે પ્રેમપત્રિકાઓને તે સંભાળીને ક્યા રાખતો હોવો જોઇએ અથવા તો તે પ્રેમપત્રિકાઓ ક્યા સ્થાનમા હોવાનો સભવ છે, એ વિષે તમો કાંઈ પણ જાણો છો ખરા કે?"

"રાજનદને મારી તેનાપર લખાયલી અત્યાર સુધીની સર્વ પ્રેમપત્રિકાઓ જીવ પ્રમાણે જાળવી રાખી છે, એ વિષે તો મારો નિશ્ચય જ છે; કારણ કે, આજથી છ મહીના પૂર્વે અમુક વિવાદ ઉપસ્થિત થતાં તેણે તે પ્રેમપત્રિકાઓ મને બતાવી હતી હવે મારી તે પ્રેમપત્રિકાઓને તે ક્યા અને ક્યા સ્થાનમાં રાખે છે એ વિષે મારાથી જો કે નિશ્ચયપૂર્વક કાઇ પણ કહી શકાય તેમ નથી; છતા પણ એટલુ અનુમાન કરી શકાય છે કે કા તો તે પ્રેમપત્રિકાઓ તેના પોતાના ગૃહમાંના જૂના પટારામા હોવી જોઇએ અને કા તો તેના એક મિત્રના ગૃહમાં તેની એક તીજોરી તેણે રાખેલી છે. તે તીજોરીમાના ઘરેણાં તથા રોકડ સાથે તે પ્રેમપત્રિકાઓ પણ સુરક્ષિતતાથી રખાયેલી હોવી જોઇએ; એ બે સ્થાનો વિના ત્રીજુ સ્થાન મારી કલ્પનામાં આવી શકતું નથી." દેવકુમારીએ પોતાના અનુમાનને વ્યક્ત કરી બતાવ્યું.

"તમારી લખેલી તે પ્રેમપત્રિકાઓની એકદર સખ્યા કેટલી છે અને તમારી છેલ્લી પત્રિકા આજથી કેટલા સમય પૂર્વેની લખાયલી છે એ તમારા સ્મરણમાં છે ખરૂ કે?" મેં એક પ્રકારના વિશિષ્ટ ઉદ્દેશથી આ પ્રમાણેનો પ્રશ્ન પૂછ્યો.

મારો આ પ્રશ્ન સાભળીને દેવકુમારી મારી પાસેથી ઉઠીને જે ઓરડામા તેની તીજોરી પડેલી હતી તે ઓરડામાં ગઈ અને તીજોરીને ઉઘાડીને તેમાંથી એક નોંધણુક કાઢી લાવી. તે નોંધણુકમા જોઇને તેણે કહ્યું. "ચંપાબ્હેન, મેં મારા જેટલા પ્રેમીઓ થયા છે તે સર્વનાં નામોની તેમ જ તેમનાપર લખેલી પ્રેમપત્રિકાઓની તથા તેમની મારાપર આવેલી તેવી જ પત્રિકાઓની નોંધ આ નોંધણુકમાં રાખેલી છે તે જોતા જણાય છે કે રાજનદનપર મેં પ્રેમયાચના માટેની પ્રથમ પત્રિકા લખી ત્યારથી પાચ વર્ષના કાળાવધિમાં મારા હસ્તથી બધી મળીને પાત્રીસ નાની મોટી પ્રેમપત્રિકાઓ લખાઇ છે. છેલ્લા બે વર્ષથી એવી પત્રિકાઓ લખવાના વ્યવસાયને મેં બધ કરી દીધો છે એ પાંત્રીસે પત્રિકાઓ જે જે તારીખે અને જે જે વારે લખાયલી છે તે વર્ષ, માસ, તારીખ તથા વાર પણ આ નોંધણુકમા નોંધાયલાં છે. મારી પત્રિકાઓનાં રાજનન્દને જે ઉત્તરો લખી મોકલ્યા છે તેની ફાઇલ પણ મેં રાખેલી છે. જો તે જોવાની ઇચ્છા હોય તો બતાવું."

"અત્યારે તે જોવાની આવશ્યકતા નથી; જ્યારે આવશ્યકતા પડશે ત્યારે જોઈ શકાશે" આ પ્રમાણેનું ઉત્તર આપીને મેં પૂછ્યું કે: "રાજનન્દને પોતાના

જે મિત્રના ગૃહમા પોતાની જોખમ ભરેલી તીજોરી રાખેલી છે તે તેનો મિત્ર કોણ છે, કઈ જાતિનો છે, કેવી સ્થિતિનો છે, તેનું ચારિત્ર્ય કેવા પ્રકારનું છે અને તે દિલ્લીનો જ નિવાસી છે કે કોઇ અન્ય સ્થાનનો, એ વિષે આપ જે કાંઈ પણ જાણતા હો તે જણાવવાની કૃપા કરશો ખરા કે?"

"તેનો તે મિત્ર એક ધનાઢ્ય પુરુષ છે, કાયસ્થ જાતિનો છે અને સારી સ્થિતિનો છે ચારિત્ર્ય તો તેનુ પણ રાજનન્દનના ચારિત્ર્યને મળતુ જ છે અને તે દિલ્લીનો જ નિવાસી છે અવકાશના સમયમા બન્ને મિત્રો પગે ચાલતા કે ગાડીમાં સાથે જ ફર્યા કરે છે અને નાટકચેટકમા જવુ હોય તો પણ સાથે જ જાય આવે છે તેના તે મિત્રનું નામ લાલા શાલિગ્રામ છે અને તેના બે મોટા ભાઇ-ઓની વ્યાપારી તરીકે દિલ્લીમા સારી પ્રતિષ્ઠા છે હજી તેમના ગૃહમા ગૃહક્લે-શનો સચાર થયો નથી અને તેથી આ સર્વથી નાનો ભાઈ ચારિત્ર્યહીન હોવા છતા પણ પોતાના ચારિત્ર્યશીલ મોટાભાઇઓની પ્રતિષ્ઠાથી ઢકાયલો રહ્યા કરે છે કોઈ કોઇ વાર એ શાલિગ્રામ પણ રાજનન્દન સાથે અમસ્તો અહીં આવે છે એટલે જો તે આજકાલ આવશે, તો તો અવશ્ય તેને તમો જોઈ શકશો મને તો તે 'ભાભી' કહીને જ બોલાવે છે" દેવકુમારીએ રાજનન્દનના મિત્ર શાલિગ્રામનો પોતે જાણતી હતી તેટલા પરિમાણમા મને પરોક્ષ પરિચય કરાવ્યો

"આપણામા મિત્રની પ્રિયતમાને 'ભાભી' કહીને બોલાવવાની સર્વસાધારણ રૂઢિ હોવાથી તે તમને 'ભાભી' કહીને ન બોલાવે તો શું કહીને બોલાવે વારુ? તમને 'ભાભી' કહીને બોલાવવા એમા તે બિચારાનો શો દોષ?" મેં વચ્ચે જરાક વિનોદ કરવાના ઉદ્દેશથી કહ્યું "કદાચિત્ હું તમને મારા એક સમયના સોક કહીને બોલાવું તો તમારાથી મને કાંઈ પણ કહી શકાય તેમ છે ખરૂ કે? કારણ કે, હું પણ યૂસુફની પ્રિયતમા હતી અને તમો પણ યૂસુફના પ્રણયિની હતા એટલે આપણા સપત્નીસબધની કોઇથી પણ ના પાડી શકાય તેમ છે જ નહિ"

"ઠીક છે, બાઇ! તમારો પણ બોલવાનો વખત છે એટલે ગમે તેમ બોલી લ્યો! હું તો બધાયની દબાયલી જ છું એટલે મારાથી શું બોલી શકાય?" દેવકુમારીએ પોતાના હથિયારોને સાવ મૂકી દીધા

મારા મનમા દેવકુમારીની આવી દયાજનક દશાને જોઇને ખરેખર દયા તથા અનુકપાનો આવિર્ભાવ થતા તેના હૃદયમા દુ ખ ઉપજાવનાર એ વિનોદને આટલેથી જ અટકાવીને હું તેને આશ્વાસન આપતી કહેવા લાગી કે "શેઠાણી, મારા આ નિર્દોષ વિનોદથી માઠું લગાડશો નહિ, મારો તમારા હૃદયમા આઘાત કરવાનો ઉદ્દેશ હતો જ નહિ, છતા માઠું લાગ્યુ હોય તો ક્ષમા કરશો અસ્તુ રાજનન્દન પાસેથી આપની પ્રેમપત્રિકાઓ કેવા પ્રયત્ન, ઉપાય તથા કળાકૌશ-લ્યથી કઢાવવી એ વિષયનો આજે રાત્રિના સમયમા હું શાતિથી વિચાર કરીશ અને મારાથી બની શકશે ત્યા સુધી મારા જીવનુ જોખમ વેઠીને પણ હું તે પ્રેમપત્રિકાઓને પાછી મેળવીને તમારી પ્રતિષ્ઠા તથા તમારા પુત્રો તથા પુત્રી આદિના લાભને જાળવવાનો પ્રયત્ન કરીશ પરમાત્મા મારા તે શુભ પ્રયત્નમાં મને સફળતા આપે, એટલી જ મારી તે પરમાત્માના ચરણોમા અનન્ય ભાવથી નમ્ર પ્રાર્થના છે હવે હાલ તરત તમો પોતાના હૃદયમાથી સર્વ ચિન્તાઓને કાઢી નાખો અને ઈશ્વરમા શ્રદ્ધા રાખો એટલે ઈશ્વર કલ્યાણ જ કરશે."

"ચંપા બહેન ! અત્યાર સુધી તો હું નિરાશાના નિબિડ અરણ્યમા જ અટ-વાતી હતી, પરંતુ તમારા આ આશ્વાસક વચનોથી મને આશાવાટિકાનું મનોહર દર્શન થવા માંડ્યું છે અને તેથી મને લાગે છે કે, મારી વિડંબનાનો તમારા હસ્તથી અવશ્ય વિલય થશે અને તમારા હસ્તમા પ્રબળ યશરેખા હોવાથી આ કાર્યમા પણ તમો અવશ્ય યશસ્વિની થશો." દેવકુમારીએ પોતાના સંતોષ તથા હર્ષને પ્રદર્શિત કરી બતાવ્યો.

અમારા ગુપ્ત વાર્તાલાપનો આવી રીતે બહુધા અંત થવા આવ્યો હતો એટ-લામાં રામદુલારી મન્મથકુમારને લઇને ત્યા આવી લાગી અને મને સંબોધીને કહેવા લાગી. "જુઓને આ તમારો મન્મથ કેમે કર્યો રહેતો જ નથી અને 'બા પાસે લઈ ચાલો, બા પાસે લઈ ચાલો'ની જ રટ લગાવી બેઠા છે કાંઈ તોફાની ! કાંઈ તોફાની ! એ માના પેટમાં કેમ સખણો રહ્યો હશે એનો જ મને તો વિચાર થયા કરે છે !"

રામદુલારીના છેલ્લા શબ્દો સાંભળી દેવકુમારીના મુખ સામું જોઇને મેં માર્મિક સ્મિત કર્યું, પરતુ મન્મથ પણ આવીને મારા ખોળામા બેઠેલો હોવાથી મુખથી હું કાંઇ પણ બોલી નહિ મન્મથના મસ્તકપર પ્રેમથી હાથ ફેરવીને હું મમતાથી તેને પૂછવા લાગી. "કેમ બેટા, તને શું જોઇએ છે ? મારી પાસે આવવાને તું આટલો બધો ઉતાવળો શામાટે થઈ ગયો હતો ?"

"બા ! આપણે મુંબઇમા જેવા નાટકો જોતાં હતાં તેવાં નાટકો અહીં પણ થાય છે અને એક નાટક આજે રાતે પણ છે એમ નીચે નોકરો વાતો કરતા હતા બા ! આપણે આજે નાટક જોવા જઇશું ?" મન્મથકુમારે થોડા શબ્દોમા જ ઉતાવળ અને તોફાનનું કારણ દર્શાવી દીધું

"નાટકનો રસિયો ! કાંઈ નાટકનો રસિયો ! નથી માગતો ઘરેણા કે નથી માગતો મીઠાઈ, ફક્ત નાટક બતાવો એટલે ભાઈ સાહેબ રાજીના રેડ !" દેવ-કુમારીએ મન્મથકુમારને ઉપાડી લઈ પોતાના ખોળામા બેસાડી ચુંબનવડે તેના ગુલાબી ગાલોને ભીંજવીને વ્હાલથી આ પ્રમાણેના શબ્દો ઉચ્ચાર્યા

"એ તો જેવો આહાર તેવો ઓડકાર અને જેવુ વૃક્ષ તેવું ફળ ! રંગભૂમિને પોતાના જીવનકાળમાં પોતાની નાનાવિધ ભૂમિકાઓ તથા અભિનયકૌશલ્યથી અપૂર્વતાપૂર્વક દીપાવનારા પિતાનો પુત્ર નાટક જોવાનો આટલો બધો રસિયો થાય એમાં તમને નવાઈ જેવુ શું લાગે છે વારુ ? જો આ ભાઇ સાહેબ નાટકના રસિયા ન થાય તો જ તે નવાઇ કહી શકાય. મને તો એવોજ ભય રહ્યા કરે છે કે ક્યાંક આ નટરાજના કુળદીપક મોટા થતા પિતાના વ્યવસાયમાં પડીને રંગભૂમિપર નાચતા ન થઇ જાય અને પિતાના સ્થાનને સાચવવાનું સાહસ ન કરી બેસે ! કારણ કે, વડ તેવા ટેટા અને બાપ તેવા બેટા થાય એ આ સંસારનો સ્વાભાવિક નિયમ છે" મેં કેટલાક વિનોદાત્મક તથા માર્મિક ઉદ્ગારો કાઢ્યા.

"ઠીક છે; જો આ ભાઈ સાહેબ મન્મથકુમાર નાટક જોવાથી જ પ્રસન્ન થતા હોય, તો ચંપા બહેન ! આજે તમો અને રામદુલારી મન્મથકુમારને નાટક જોવામાટે લઈ જજો; સાથે મારો નોકર પણ આવશે. ટિકિટો હું હમણાં જ મંગાવી લઉં છુ કે જેથી સીટ સારી મળી શકે" આમ કહીને દેવકુમારીએ રામદુલારીને નીચેથી કોઇ નોકરને બોલાવવાની આજ્ઞા સંભળાવી દીધી. નોકર

આવ્યો એટલે તેને દશ રૂપિયાની નોટ આપીને શેઠાણીએ કહ્યું "જા અને નાટકશાળામાંથી ઑર્કેસ્ટ્રા ક્લાસની ત્રણ સીટ રિઝર્વ્ડ કરાવી ટિકિટો લઈ આવ તારા માટે અને ચપા બહેનના નોકરમાટે બીજા વર્ગની બે ટિકિટો લઈ લેજે.' ગાડીવાળાને કહી દેજે કે બરાબર નવ વાગે ગાડી જોડીને લઈ આવે, અને પાછી રાતે એક વાગે નાટકશાળા આગળ ચપા બહેન વગેરેને પાછા લાવવામાટે ગાડી લઈ જાય રાતે નાટકમા ગયા પછી જ્યારે ડ્રૉપ પડે ત્યારે તું ઑર્કેસ્ટ્રાના દરવાજાપર હાજર રહેજે અને મેહમાનોને ચાહ કે સોડા વગેરે જોઇએ તો તે લાવી આપજે."

"જેવો બા સાહેબનો હુકમ" એમ કહીને નોકર તરત ત્યાથી ચાલતો થઈ ગયો

મારો તો સાંઝે અવકાશ મળે તો ફરવા જવાનો વિચાર હતો, પણ મન્મથકુમારના હઠથી રાતે નાટકમા જવાનું નક્કી થવાથી મારા તે વિચારને મેં માંડી વાળ્યો. રસોઇયણને આઠ વાગ્યામા રસોઈ તૈયાર કરી લેવાની આજ્ઞા મળેલી હોવાથી સાડા આઠ વાગે અમો સર્વ રાત્રિભોજનના કાર્યથી નિવૃત્ત થઈ ગયાં. ત્યાર પછી પા કલાક પાનસોપારી ખાવામા વીત્યો અને અડધો કલાક કપડાં પહેરી લેવામા ગયો એટલે સવા-નવ વાગે અમો નાટકશાળામાં જવાને નીકળ્યા નાટક સાડા નવ વાગે શરૂ થવાનું હતું, પણ કોઈ કારણવશાત્ અમો ત્યાં સાડા નવને સાત મિનિટે પહોચ્યા તો પણ નાટકનો આરભ થયો ન હોતો અમો અમારી સીટોપર ગોઠવાઈ ગયા પછી સાત મિનિટે ત્રીજી ઘટડી થઈ અને ડ્રૉપ ઉચકાયો એટલે કે રાઇટ ટાઇમ કરતા ચૌદ મિનિટ લેટ નાટકનો આરંભ થયો. આજનુ નાટક 'મહાભારત' હતુ અને નાટકશાળા પ્રેક્ષકોથી ઉભરાઈ જતી જોવામાં આવતી હતી દિલ્હીમાનું એક સમયનુ મારુ નટી તરીકેનું જીવન મારાં નેત્રો સમક્ષ સ્મરણદ્વારા સાકાર પ્રતિમાના સ્વરૂપમા તરવા લાગ્યુ

## પ્રકરણ ૧૮ મું

## મારી કીમત

જે 'મહાભારત' નામક નાટ્ય પ્રયોગ જોવામાટે અમો ગયા હતા તે 'મહાભારત' નાટક મૂળ આલ્ફ્રેડ નાટક મડળીના માલિક અને હિન્દુસ્તાનના વિખ્યાત કુશળ નટરાજ મર્હૂમ કાવસજી પાલનજી ખટાઉએ પોતાની નાટક મંડળીમાટે પોતાના મુન્શી નારાયણ પ્રસાદ બેતાબ દેહલવી પાસેથી લખાવ્યુ હતું 'મહાભારત'ની સીનસીનરીમા તેમણે હજારો રૂપિયા ખર્ચ્યા હતા અને એ નાટકમાં દુર્યોધનની ભૂમિકા તેઓ પોતે જ ભજવી બતાવતા હતા મર્હૂમ ખટાઉના જીવનકાળમાં તેમનુ એ નાટક મેં જોયુ હતું, પરતુ આજે જે નાટકમડળી તે નાટક ભજવી બતાવવાની હતી તે નાટકમડળી મર્હૂમ ખટાઉની આલ્ફ્રેડ નાટક મડળી નહિ, પણ અમૃતસરના નિવાસી એક પજાબી હિન્દુ ગૃહસ્થની માલિકીની 'ધી પંજાબ થીએટ્રિકલ કંપની' હતી અને જેવી રીતે મારા જૂના શેઠ પ્રમાદચન્દ્રની નાટક મડળી મર્હૂમ ખટાઉના બીજા નાટકો ભજવી બતાવતી હતી તેવી જ રીતે આ નાટકમડળી પણ મર્હૂમ ખટાઉના જૂના તેમ જ ત્યાર પછી થયેલાં નવાં નાટકો અક્ષરશ. એટલે કે કૉપી ટુ કૉપી ભજવી બતાવતી હતી એમ તે નાટકનો

'અદ્ભુત ભવન' નામક પ્રથમ અંકનો પ્રથમ પ્રવેશ જોતાં જ મારા જાણવામાં આવી ગયું આ નાટકમંડળીનો માલિક પોતે બહુ જ સારો ધનાઢ્ય હોવાથી જેમ એ નાટકને દીપાવવામાટે સીનસીનરીમાં તેણે સારા પૈસા વેર્યા હતા તેમ જ ઍક્ટર્સ તથા ઍક્ટ્રેસિસ(નટ તથા નટીઓ)નો સમુદાય પણ સારો એકત્ર કર્યો હતો. માત્ર ખટાઉની કંપનીમાં જે દુર્યોધનની ભૂમિકા ખટાઉ પોતે ભજવતા હતા તે ભૂમિકા ભજવનાર ઍક્ટર તેમના જેવો કુશળ નટ ન હોવાથી તેમ જ દ્રૌપદીની ભૂમિકા ભજવનારી કંપનીના માલિકની પ્રિયતમા વિલાયતજાન નામની એક ગાયિકા વારાંગના, ખટાઉની કંપનીમાં તે સમયમાં દ્રૌપદીની ભૂમિકા ભજવનાર ભગવાનદાસ નામક અમદાવાદના એક ત્રાગાળા યુવક નટ કરતાં પણ બહુ અંશે ઊતરતી હોવાથી અને શ્રીકૃષ્ણની ભૂમિકા ભજવનાર નટ પણ સામાન્ય હોવાથી એ ત્રણે ભૂમિકાઓ અનુક્રમે સાધારણ, સાધારણતર અને સાધારણતમ થતી હતી અને 'મહાભારત' નાટકનો આધાર બહુ અંશે એ ત્રણ ભૂમિકાઓ ઉપર જ રહેલો હોવાથી જો કે ખટાઉની કંપનીના 'મહાભારત'ના પ્રયોગ જેવો અને જેટલો આ નાટકમંડળીનો એ પ્રયોગ વખણાયો ન હોતો; છતાં પણ દિલ્લીના લોકોને એ નાટક અત્યંત પ્રિય થયેલું હોવાથી આજે એ મંડળીના 'મહાભારત' નાટકની ૨૦ મી નાઇટ હોવા છતાં પણ પ્રેક્ષકોની ધમાલ તો જેવી ને તેવી જ જોવામાં આવતી હતી 'મહાભારત' નાટક દિલ્લીના તેમ જ મધ્ય હિન્દુસ્તાનના બહુધા બીજા સર્વ સ્થળોનાં તેમ જ પંજાબ તથા બંગાળાનાં નગરોમાંના લોકોને પણ અતિશય પ્રિય થઈ પડ્યું હતું તેનું વિશિષ્ટ કારણ હતું, અને તે નીચે પ્રમાણે –

મનુષ્યનો સ્વભાવ જ પરમેશ્વરે નવીનતાપ્રિય અથવા વૈચિત્ર્યપ્રિય કરેલો હોવાથી વારવાર નિત્યના પરિચયની જીર્ણ વસ્તુથી કંટાળીને કોઇ પણ નવીન વસ્તુ જોવામાં આવતાં જ તેનું મન તે નવીન વસ્તુ પ્રતિ તત્કાળ આકર્ષાય છે અને નવીન વસ્તુ જો પોતાને મળી શકવાનો સંભવ હોય છે તો તેને મેળવવામાં તે લેશમાત્ર પણ વિલંબ કરતો નથી અત્યારના ચાલતા સમયમાં ભારતવર્ષના લોકોમાંના કેટલાક અલ્પબુદ્ધિ લોકો પાશ્ચાત્ય સુધારણાના અંધ અનુકરણ પ્રતિ આકર્ષાયા છે અને ફૅશનના ફન્દામાં સપડાયા છે, એનું કારણ પણ કેટલેક અંશે તો નવીનતાપ્રિયતા જ છે નાટકના સંબંધમાં પણ એ નિયમ અનેક વાર સત્ય સિદ્ધ થયેલો દેખાયો છે મર્હૂમ કાવસજી ખટાઉએ ઇ સ ૧૮૯૮ મા કોટમાની જૂની નૉવેલ્ટી થીએટરમાં જ્યારે હૅમ્લેટ–'ખૂને નાહક,'–'બજમે ફાની' અને 'મુરીદેશક' (રોમિયો ઍન્ડ જૂલિયટ તથા 'વિન્ટર્સ ટેલ') આદિ શેક્સ્પીયરકૃત નાટકોના ઉર્દૂ રૂપાંતરો હિન્દુસ્તાનની પ્રજા સમક્ષ રજૂ કર્યાં એટલે ત્યાર પછી બીજી સઘળી ઉર્દૂ નાટક મંડળીઓ ખટાઉનું અનુસરણ કરીને એવા જ પ્રકારનાં કરુણારસાત નાટકો કરવા લાગી અને છેવટે એ કરુણારસ એટલી સીમા પર્યન્ત ઉર્દૂ નાટકોમાં આગળ વધી ગયો કે લોકોને તેથી કાઇક કંટાળો પણ આવવા લાગ્યો. ગુજરાતી ભાષામાં 'નરસિંહ મેહેતા' નામક નાટકથી જે ભક્તિરસના નાટકોનો આરંભ થયો હતો અને અંતે એવા ભક્તિરસનાં નાટકો—આપણા સનાતન આર્યધર્મની હીનતા કરી નાખવાની સીમા પર્યન્ત આવી લાગેલાં ગુજરાતી નાટકો—એટલાં બધાં સૂપડે ને ટોપલે ઉભરાઈ જવા લાગ્યાં હતા કે છેવટ ગુજરાતી પ્રેક્ષકોને ભક્તિરસનું

નામ સાભળતા જ કટાળો થવા લાગ્યો અને ઉલ્ટી થવા લાગી હતી આવી દશા હિન્દુસ્તાનમા કરુણારસાત નાટકોની થવા લાગી હતી ગુજરાતી ભાષામા ઈ. સ ૧૯૧૧ મા શ્રી આર્ય નીતિદર્શક નાટક સમાજે 'બોલતો કાગળ,' 'પરશુરામ' અને 'બેધારી તલ્વાર' આદિ નાટકોથી જેમ ગુજરાતી રંગભૂમિપર વીરરસપ્રધાન નાટકોની નવીન સૃષ્ટિના આરભનો ઉદ્યોગ કર્યો હતો અને એ ઉદ્યોગમા તેને વિજય મળતા ગુજરાતી નાટકો ભજવતી ગુજરાત તથા કાઠિયાવાડની બીજી સઘળી નાટકમડળીઓને એ વિષયમા શ્રી આર્ય નીતિદર્શક નાટક સમાજનુ ઇચ્છા કે અનિચ્છાપૂર્વક અનુકરણ કરવુ પડ્યું હતુ, તેવી જ રીતે મર્હૂમ મિસ્ટર ખટાઉએ ઉર્દુ ભાષાને બદલે ઉર્દુ મિશ્રિત હિન્દુસ્તાની ભાષામા પૌરાણિક સ્વરૂપમા 'મહાભારત' નાટક લખાવીને દિલ્લીમા ભજવ્યું, અને એ નાટકના પ્રથમ અંકમા લેવાયલી ઘટનાને જો બાદ કરીએ તો બીજા તથા ત્રીજા અંકમા 'મહાભારત'ની ઉત્તમોત્તમ ઘટનાઓનુ ખૂન કરાયલુ હોવા છતા કેટલેક અશે 'મહાભારત' નામથી અને કેટલેક અશે નવીનતાના મોહથી એ નાટક એટલી સીમા પર્યન્ત વખણાયું કે એથી મર્હૂમ ખટાઉને કેવળ દિલ્લીમા જ લાખ રૂપિયાની આવક થયેલી કહેવાય છે એ પછી ઉર્દુ નાટક મડળીઓએ એ દિશામા ઝોકાવ્યું અને તેના પરિણામે 'રામાયણ,' 'વીર અભિમન્યુ,' ભક્ત 'સૂરદાસ' અને 'સતી સાવિત્રી' આદિ હિન્દુ પૌરાણિક નાટકો મધ્ય હિન્દુસ્તાનમા ભજવાવા લાગ્યા કે જે મેનિયા હજી પણ ચાલૂ છે આવા નાટકો સાધારણ નાટક કંપનીઓ સાધારણ પ્રકારથી ભજવતી હોય છે તો પણ અત્યારે મધ્યહિન્દુસ્તાનમા લોકપ્રિય થાય છે હવે પછી ગુજરાતી રગભૂમિ અને ઉર્દુ રગભૂમિ કઇ નવીન દિશામા અગ્રેસર થશે, એ વાર્તા ભવિષ્યકાળસબધિની હોવાથી અત્યારે એનો વિચાર નિરર્થક છે

મારા જૂના શેઠ પ્રમાદચદ્રની નાટક મડળી જ્યારે મુંબઇમા હતી અને લાહોરમાની ભારત નૈતિક નાટક સમાજમાથી બીજચદ્ર નામક એક કૉમિક ઍક્ટરને નસાડી લાવતા તેના બદલામા જે ભારત નૈતિક નાટક સમાજના મુક્તારામ, નારૂજી અને અબ્દુલ રહમાન નામના ત્રણ ભાગીદાર માલિકોએ અમારી કપનીના અઠ્ઠાવીસ ઍક્ટરોને ઉપાડ્યા હતા અને કપનીમા ભયકર ધડાકો કરી બતાવ્યો હતો* તે જ ભારત નૈતિક નાટક સમાજનો આ 'ધિ પજાબ થીએટ્રીકલ કપની' એક ભાગ હતો અને તે એવી રીતે કે, અમારી કપનીમાથી અઠ્ઠાવીસ ઍક્ટરોને ઉપાડી જવા પછી ભારત નૈતિક નાટક સમાજના માલિકોએ પોતાની કપનીની એક શાખા કરી હતી અને જ્યારે હેડ કપની લાહોર તથા અમૃતસરમા હતી ત્યારે તે શાખા દિલ્લીમા પોતાના નાટકો ભજવી બતાવતી હતી. કેટલાક વખત સૂધી એ બે કપનીઓ ચાલતી રહી, પરતુ અબ્દુલ રહમાનભાઈ ઉડાઉ અને અક્કલના અધૂરા હોવાથી તેમની નાટક કપનીના તો થોડા વખતમા જ લબાચા વીંટાઈ ગયા, અને મુક્તારામ તથા નારૂજીની કપનીઓ સારી ચાલતી હતી જૂદી કપની કર્યાં પછી અઢી વર્ષમાં જ અચાનક હૃદ્રોગ–હાર્ટ ડિસીઝ–થી મુક્તારામનો સ્વર્ગવાસ થતા તેના મરણ પછી આઠ મહિને તેની કપની બધ થઈ અને વેચાઈ ગઈ, પણ ઇશ્વરની કૃપાથી નારૂજીની કપની કેટલીક આપત્તિ-

* જુઓ 'ચુડેલનો વાસો' પ્રથમ દૃશ્ય, પ્રકરણ ૨૬ મું, પૃષ્ઠ ૨૧૧થી ૨૧૪

ઓમાંથી પસાર થવા છતાં કોઈ પણ પ્રકારે સજીવન રહી શકી હતી અને અત્યારે એટલી બધી સારા પાયાપર આવી ગઈ હતી કે પંજાબ તથા મધ્યહિન્દુસ્તાનમાં નારૂજીને મોઢાના બોલ પર લાખ રૂપિયા જોઈએ તો મળી શકે તેમ હતુ, કારણ કે, તેની ગાંઠમા લગભગ બે લાખ રૂપિયા થઈ ગયા હતા અત્યારે નારૂજી પરમાત્માની કૃપાથી ગાડીઘોડાના વૈભવને ભોગવતો હતો અને જાહોજલાલીમા દિવસો વીતાડતો હતો. બીજચંદ્ર પણ અત્યારે તેની જ કંપનીમાં હતો અને કૉમિક ઍક્ટર તરીકે તેણે એટલી બધી કીર્તિ મેળવી હતી કે મર્હૂમ બાલીવાલાને પણ લોકો ભૂલી ગયા હતા. નારૂજીએ મુબઈમાથી મને ઉડાવવાની પણ કોશિશ કરી હતી એટલે જો તેઓ મને ઓળખતા હોય તો તે સ્વાભાવિક જ હતું નારૂજી પોતે નાટકમા પાર્ટ કરતા ન હોતા, પણ બીજચંદ્રની આજના નાટકમાં શકુનિની ભૂમિકા હોવાથી અને અમો ઑર્કેસ્ટ્રાની બીજી જ લાઇનમાં બરાબર વચ્ચેની સીટોપર બેઠેલા હોવાથી સ્ટેજપર નીકળતાં જ તેની દૃષ્ટિ મારાપર પડી ગઈ અને થોડી વાર તો મને તે જોઇ જ રહ્યો પ્રવેશ પૂરો થતા મારા દિલ્હીમાં હોવાની અને નાટકમા આવવાની વાત રંગભૂમિના આભ્યતર ભાગમા વિસ્તરી ગઈ અને તેના પરિણામે થોડી વારમા જ અંદરનો એક માણસ આવીને મને કહી ગયો કે "નાટક કંપનીના માલિકે આપને ડ્રૉપ વખતે ચાહ પીવામાટે અંદર બોલાવ્યા છે, હું આપને લઈ જવામાટે દરવાજાપર ઊભો રહીશ, માટે અવશ્ય પધારશો" મેં એ આમંત્રણનો સ્વીકાર કરી લીધો અને ડ્રૉપ પડતા અમો સ્ટેજમા ગયા

સ્ટેજપરના વિલાયતજાન અથવા આજના નાટકની દ્રૌપદીના ખાનગી ઓરડામા એક રાઉન્ડ ટેબલની આસપાસ ચાર પાંચ કુરસીઓ તથા એક કોચ રાખીને બેસવાની વ્યવસ્થા કરી રાખવામાં આવી હતી અને મહાશય નારૂજી, બીજચંદ્ર તથા વિલાયતજાન મારા સત્કારમાટે ઓરડાના દરવાજામા જ ઊભા હતા તેમણે મારો સારો સત્કાર કર્યો અને અમો ઓરડામાં જઇને બેઠા એટલે પ્રથમ તો નાટકમંડળીના માલિક નારૂજીએ રોકડા દશ રૂપિયા ખીસામાથી કાઢીને મારી આગળ ટેબલપર મૂકીને કહેવા માડ્યું કે —

"મિસ મેનકા અથવા ચપાબાઈ, શું આપણો એટલો પણ સબંધ નથી કે તમો પોતાના બે ચાર માણસોને લઇને નાટક જોવામાટે આવો, તો અમો તમને ટિકિટ લીધા વિના નાટક જોવાને પણ ન બેસાડી શકીએ? જો તમારા દિલ્હીમા આવ્યાની અમને ખબર હોત, તો તો અમો તમને નાટક જોવા આવવા માટેનું આમંત્રણ જ મોકલી આપત; પણ અમો બેખબર હતા એટલે એ તમારી ફરજ હતી કે ચિઠ્ઠી લખીને ટિકિટો મગાવી લેવી અને જુદાઈ ન રાખવી. આ તો આપણે એક બીજાને સારી રીતે ઓળખીએ છીએ, છતા ધારી લ્યો કે આપણી અંગત ઓળખાણ ન પણ હોય, તો પણ નાટકના એક વખતનાં ધંધાદારી તરીકે પણ અમારી નાટક કંપનીના કે બીજી કોઈ પણ નાટક કંપનીના નાટક ટિકિટ વિના જોવાનો તમારો નૈસર્ગિક અધિકાર છે; એટલામાટે આ દશ રૂપિયા પાછા રાખી લેશો અને આ કંપનીને પોતાની કંપની માનીને જ્યારે પણ નાટક જોવા આવવું હોય ત્યારે આવશો, તો તમારો અમારાપર મોટો ઉપકાર થશે."

મેં વધારે ખેંચતાણ કે આનાકાની કરવાનું અનુચિત ધારીને તે રૂપિયા

લઈ લીધા અને નારૂજીનો યોગ્ય શબ્દોમાં ઉપકાર માનીને કહ્યું: "આપની આ ઉદારતા અને પોતાના વ્યવસાયબંધુઓ સાથેની સહૃવર્તનશીલતામાટે હું પણ આપને ધન્યવાદ આપુ છું અને આપનો ઉપકાર માનું છું મેં ચિઠ્ઠી લખીને ટિકિટોની માગણી કરવાનું સાહસ ન હોતું કર્યું તેનું કારણ એ હતું કે એક તો આજે ઠેઠ સાંઝે અમારો આ છોકરાની હઠીલાઇને લીધે નાટકમા આવવાનો અચાનક પ્રોગ્રામ થયો હતો તેમ જ નાટક કંપનીઓના સઘળા માલિકો કાંઈ આપ જેવા ઉદાર પણ નથી હોતા અસ્તુ: કંપની કેમ ચાલે છે, આવક કેવીક થાય છે અને દિલ્લીમા હજી કેટલાક દિવસ રહેવાનુ છે તે કહો"

"કંપની સારી ચાલે છે, આવક પણ ઠીક છે અને દિલ્લીમાં હજી તો અમારે ત્રણ કે ચાર મહિના જેટલો સમય વીતાડવાનો છે, કારણ કે, થીએટર છ મહિનાના એગ્રીમેન્ટથી રાખવામા આવ્યુ છે અને બે મહિના ઑપ્શન છે એટલે ત્રણ મહિના વીતેલા હોવાથી ત્રણ મહિના બાકી છે અને જો આવક સારી હશે, તો એકાદ મહિનો બીજો પણ વીતાડીશું" નારૂજીએ જવાબ આપ્યો

આટલી વાતચીત થઈ ત્યા તો કંપનીના સીનરીખાતાના બે નોકરો ગરમાગરમ કૉફીના દરેક પ્યાલા લઈ આવ્યા અને અમો સર્વ કૉફી પીને ગરમ થયા અને પાનબીડાને ઇન્સાફ આપવા લાગ્યા ત્યા તો ત્રીજી ઘંટી વાગી અને નાટકના બીજા અંકનો આરંભ થયો મન્મથકુમાર ઑડિયન્સમા જવાની ઉતાવળ કરવા લાગ્યો એટલે રામદુલારીને અને મન્મથકુમારને તેમ જ બન્ને નોકરોને મેં ઑડિયન્સમા જઇને બેસવાની એમ કહીને અનુમતિ આપી દીધી કે "હું પાંચ દશ મિનિટમા આવુ છુ, તમો ઑડિયન્સમા જઇને બેસો અને નાટક જુઓ." તેઓ ઑડિયન્સમા જવાને રવાના થયાં એટલે નારૂજી તથા બીજચંદ્ર આદિ સાથે શાંતિથી વાર્તાલાપ કરવાનો મને અવસર મળ્યો અને અમારા વચ્ચે નીચે પ્રમાણેનો વાર્તાલાપ થવા લાગ્યો —

"આજનું નાટક તમને કેમ લાગે છે?" બીજચંદ્રે મને સંબોધીને પૂછ્યું

એના ઉત્તરમા મેં જણાવ્યું કે "જ્યા આપ મહાશય ડાયરેક્ટર હો, ત્યા નાટકમા શી ખામી હોય વારૂ? આ નાટક મર્હૂમ કાવસજી ખટાઉએ પોતાની કંપનીમા બહુ જ સારા સ્વરૂપમા ભજવી બતાવેલુ હોવાથી તેની સાથે સરખામણી કરીને લોકો કાંઇક ખામી કાઢી શકે એ એક જૂદી વાત છે, નહિ તો આજના નાટકમા મને તો એવી કાંઈ વિશેષ ન્યૂનતા દેખાતી નથી અમુક એક બે ભૂમિકાઓને બાદ કરીએ તો પાત્રોની યોજના પણ સારી જ છે"

"હું ધારૂ છું કે દ્રૌપદી તથા દુર્યોધનની ભૂમિકાઓ તમને કાંઇક નિર્બળ દેખાતી હશે?" નારૂજીએ જાણે મારા હૃદયના ભાવને યથાર્થ સ્વરૂપમા જાણી લીધો હોયની! તેવી રીતે આ શબ્દો ઉચ્ચાર્યા.

"એ બે ભૂમિકાઓ ઉપરાંત કૃષ્ણની ભૂમિકા પણ કાંઇક નિર્બળ છે, એવી મારી માન્યતા છે" મેં કાંઇક સંકોચપૂર્વક કહ્યું

"તમારી માન્યતા યથાર્થ છે અને એના કેટલાક કારણો પણ છે." એમ કહીને નારૂજીએ તે કારણોને દર્શાવતા કહેવા માંડ્યું "દ્રૌપદીની ભૂમિકા ભજવનાર વિલાયતજાનને નાટકનો છ મહિનાથી વધારે અનુભવ નથી અને અધૂરામાં પૂરૂં આજે વીસ દિવસથી એની તબીયત એટલી બધી ખરાબ રહ્યા કરે છે કે

બીજો સારો ઍક્ટર અથવા બીજી સારી ઍક્ટ્રેસ ન હોવાથી બળાત્કારે જ એની પાસેથી અમારે આ પાર્ટ કરાવવો પડે છે; દુર્યોધનની ભૂમિકામા લોકોએ મર્હૂમ ખટાઉને જોયેલા હોવાથી એ ભૂમિકા તો બીજો કોઈ ઍક્ટર ગમે તેવી અને ગમે તેટલી સારી ભજવી બતાવશે તો પણ લોકોની આખમા નથી જ બેસવાની એટલે એનો ઉપાય નથી, અને કૃષ્ણની ભૂમિકા ભજવનાર ઍક્ટર ચાલ્યો ગયેલો હોવાથી આ નવા ઍક્ટરને એક દિવસમા જ પાર્ટ તૈયાર કરાવવો પડ્યો છે એટલે એ ભૂમકા નિર્બળ ભજવાય એ સ્વાભાવિક છે"

"પરતુ નાટક મંડળીના ચાલકોની આ વિડંબનાઓને આનદપ્રાપ્તિમાટે ધનનો ભોગ આપી નાટક જોવા આવનારા પ્રેક્ષકો તથા પ્રેક્ષિકાઓ જાણુતા નથી, અને તેથી તેઓ તો જેવું જુએ છે તેવો જ પોતાનો અભિપ્રાય આપી દે છે અને આ ઘટના સ્વાભાવિક હોવાથી એમાં તેમનો દોષ નથી." મેં આ વિષયને આટલેથી જ પતાવી દેવાનો પ્રયત્ન કરીને કહ્યું

બીજા અકના પ્રથમના ચાર પ્રવેશોમાં દ્રૌપદીની ભૂમિકા ન હોવાથી પાચમા પ્રવેશમા જે વસ્ત્રો ધારીને નીકળવાનુ હતું તે વસ્ત્રો ધારી લીધા પછી વિલાયતજાન પણ ડ્રેસરૂમમાથી આવીને અમારી પાસે બેઠી અને મારી પ્રશસા કરવા લાગી, કારણ કે, તેણે જેમ મારી પ્રશંસા બીજાના મુખથી સાંભળી હતી તેમ મારી કેટલીક ભૂમિકાઓ પણ જોઈ હતી એમ તેના પોતાના કથનથી જ મારા જાણુવામા આવી શક્યું એ વિલાયતજાન એક યૂરોપિયન પિતા તથા મુસલ્માન જાતિની હિન્દુસ્તાની કન્યનીના સસારની સતતિ હતી અને તેના શરીરનો રંગ અતિશય ગોરો, તેનું કદ લાબુ અને તેની આખો માજરી હોવાથી તેમ જ તેનો પિતા વિલાયત—યૂરોપ—નો નિવાસી હોવાથી તેનુ ખરૂ નામ ફૂલજાની હોવા છતા તેની માતા તેને વિલાયતજાનના હુલામણા નામથી બોલાવતી હતી અને તેથી અતે એ જ તેનું કાયમ નામ થઇ ગયુ હતુ ફારસી ભાષામા 'વિલાયત' અથવા 'વલાયત' શબ્દનો અર્થ 'દૂરનો દેશ' અથવા 'પરદેશ' થાય છે અને આપણી ભાષામાં એ શબ્દ ફારસી ભાષામાંથી જ આવેલો છે; પરતુ આપણી ભાષામા એ શબ્દ કેવળ યૂરોપનો જ વાચક છે, બીજા કોઈ દૂરના દેશનો કિંવા પરદેશનો વાચક નથી, એટલે ગુજરાતી ભાષામા આવ્યા પછી એ શબ્દના અર્થમા સંકુચિતતા થયેલી છે ફારસી ભાષામા એ શબ્દ અરબી ભાષામાથી આવેલો છે એટલે મૂળ તો એ શબ્દ અરબી જ છે.

"ત્યારે તમોએ તો નાટકનો ધધો બિલ્કુલ છોડી જ દીધો કે?" વિલાયતજાને પોતાના કૉફીના કપને ઇન્સાફ આપતાં મધુર વાણીથી પૂછ્યુ.

"હા જી, મેં નાટકનો ધંધો બિલ્કુલ છોડી દીધો છે, અને તેને કેટલાંક વર્ષો પણ થઈ ગયા છે, એ બીના કાઈ આજકાલની નથી" મેં ઉત્તર આપ્યું

"મેં સાભળ્યું છે કે તમો મુબઇમા મિડવાઇફનો ધધો કરો છો અને તેમાં તમને સારી પયદાશ છે, એ ખરી વાત છે કે?" નારૂજીએ પૂછ્યું.

"હા જી ખરી વાત છે" મેં ટૂકો જવાબ આપ્યો.

"દિલ્લીમા અચાનક શા કારણુથી આવવું થયું છે અને અહીં કેટલાક દિવસ રહેવાનુ થશે?" નારૂજીએ બીજો સવાલ રજૂ કર્યો.

"એક ખાનગી કામમાટે મારૂ દિલ્હીમા આવવુ થયુ છે અને અહીં કેટલા દિવસ રહેવાનુ થશે એ જો કે હજી નક્કી નથી, તો પણ મારી ધારણા પ્રમાણે કદાચિત્ વીસ દિવસ કે પચીસ દિવસ તો થવાના જ" મેં જવાબ દીધો.

"જો વીસ કે પચીસ દિવસ તમો અહીં રહેવાના હો અને તે દરમ્યાન તમને અવકાશ મળી શકે તેમ હોય તો સારો લાભ મળતા ચાર કે પાચ નાઇટ તમો પાર્ટ કરો ખરા કે નહિ?" બીજચંદ્રે મારી કલ્પનામા પણ ન હોતો તેવો પ્રસ્તાવ મારી આગળ અચાનક રજૂ કરીને પૂછ્યું

"આપનો જે વિચાર હોય તે સ્પષ્ટ શબ્દોમાં જ કહી નાખો એટલે હુ પણ મારે જે ઉત્તર આપવાનુ હશે તે સ્પષ્ટ શબ્દોમાં આપી દઇશ" મેં વાર્તાલાપને સંક્ષિપ્ત કરવાના ઉદ્દેશથી કહ્યું

"તો અમારો વિચાર એ છે કે જો તમો અમારી પ્રાર્થનાને સ્વીકારો, તો શર્તો નક્કી કરીને તમારી પાસે આ 'મહાભારત' નાટકમા દ્રૌપદીનો પાર્ટ કરાવવો, કારણ કે, એથી આ નાટક નવીનતાથી ઉચકાશે અને જ્યા સુધી તમો પાર્ટ કરશો ત્યાં સુધી અત્યાર કરતા બમણા ભાવો રાખીશું તો પણ ઑડિયન્સમા બેસવાની જગ્યા નહિ મળે, એવી અમારી માન્યતા છે" બીજચંદ્રે પોતાના વિચારને સ્પષ્ટ શબ્દોમા દર્શાવી દીધો.

"કારણ કે, દિલ્હીમા એક સારી ઍક્ટ્રેસ તરીકે તમારી ઘણી જ સારી નામના થયેલી છે અને અહીંના લોકો હજી પણ કેટલીક વાર તમને યાદ કર્યા કરે છે એટલે હેંડબિલમા તમારૂં નામ વાંચતા જ દિલ્હીના શોકીનો નાટકશાળાપર તુટી પડશે અને તેથી અમને ઘણી જ સારી કમાણી થશે" નારૂજીએ મારી તારીફ કરીને આ શબ્દો ઉચ્ચાર્યાં.

"પણ હુ ત્રણ ચાર કે પાચ નાઇટ પાર્ટ કરીશ ત્યા સુધી જોનારાની તથા કમાણીની ધમાલ રહેશે અને જ્યારે હું અહીંથી ચાલી જઇશ ત્યારે આ નાટક કમાણી આપતું બિલ્કુલ અટકી જશે એનો પણ આપે કાંઈ વિચાર કર્યો છે ખરો કે?" મેં એ વાતને તેમના જ મુખથી ઉડાવી દેવાના ઉદ્દેશથી એક આડુ કારણ બતાવ્યું

"ચિન્તા નહિ, તમારા ગયા પછી અમો આ નાટક દિલ્હીમા બંધ કરી દઇશું અને બીજું નવુ જ નાટક થોડા વખતમા સ્ટેજપર મૂકીશું હમણા 'યહૂદીકી લડકી'નું રીહર્સલ ચાલે છે એટલે હરકત આવે તેમ નથી" નારૂજીએ એ આડા કારણનું નિવારણ કરી નાખ્યુ.

"ત્યારે તમો મને કેવી શર્તથી પાર્ટ કરાવવા માગો છો?" મારા મનમા પાર્ટ કરવાની ઇચ્છા ન હોવા છતા એક ઍક્ટ્રેસ તરીકેની મારી કીમતને જાણી લેવાની અને તેમના મનમાના સર્વ ભાવોને જાણવાની સ્વાભાવિક આતુરતાને વશ થઇને મેં ગભીરતાથી પૂછ્યુ

"જો તમારા જેવી ઍક્ટ્રેસ અમારી કપનીમાં કાયમને માટે પગારદાર તરીકે રહેવાને તૈયાર હોય તો માસિક પાચ સો રૂપિયાનો પગાર પણ કપનીને ભારી પડે તેમ નથી, પરંતુ જો તેમ નહિ, તો પછી તમો જેટલી નાઇટ પાર્ટ કરો તેટલી નાઇટના સો સો રૂપિયા આપવાને અમો પ્રસન્ન છીએ જો તમો એક મહિનો રોકાશો અને આઠ નાઇટ પાર્ટ કરશો તો પણ તમને આઠ સો રૂપિ-

યાનો લાભ થઇ જશે અને કંપનીને પણ સારો ફાયદો થશે." ખીજચન્દ્રે પોતાની શર્ત મને કહી સંભળાવી

તેની એ શર્તને સાંભળીને મેં કહ્યું "ઠીક છે, પાર્ટ કરવો કે ન કરવો એ વિષયનો વિચાર કરીને આવતી કાલે હું મારો નિશ્ચય તમને જણાવીશ અને તે સાથે શર્તમાટે કાંઈ મતભેદ હશે તો તે પણ દર્શાવીશ વિચાર કર્યા વિના અત્યારે જ મારાથી નિશ્ચયાત્મક ઉત્તર આપી શકાય તેમ નથી. વારૂ ત્યારે મને હવે પ્રેક્ષકમંડપમા જવાની આજ્ઞા છે?"

"ભલે નાટક જોવાની જ તમારી ઇચ્છા હોય તો ઑડિયન્સમા પધારો અને તમારી અહીં જ બેસવાની ઇચ્છા હોય તો પણ અમને તો આનંદ જ થશે" નારૂજીએ વિવેકથી કહ્યું અને તે સાથે એ પણ પૂછી લીધું કે "ત્યારે આવતી કાલે તમો અહીં પધારશો કે હું તમારા ઉતારે તમને મળવામાટે આવું?"

"હું આવતી કાલે સાંઝે પાંચ વાગે કાં તો અહીં આવીશ અને કાં તો મારો જે નિશ્ચય થશે તે ચિઠ્ઠીમા લખીને મોકલી આપીશ આપને મારા ઉતારા સુધી આવવાની તકલીફ આપવાનું મને વ્યાજબી લાગતું નથી, કારણ કે, હું કાંઇ પર્દાનશીન બાનૂ નથી." આ પ્રમાણેનું ઉત્તર આપીને હું પ્રેક્ષકમંડપમાં જવા-માટે ત્યાંથી ઉઠી

કંપનીનો એક નોકર મને ઑર્ચેસ્ટ્રાના દરવાજા સુધી મૂકવાને મારી સાથે આવ્યો અને મેં ઑર્ચેસ્ટ્રાના દરવાજામા પગ મૂકતાં જ પ્રેક્ષકો મને જોઇને પોત-પોતામા મારા વિષે કાનાફૂસી કરવા લાગ્યા અને કેટલાક લોકો તો મારા મુખને જોવામાટે પોતાની સીટોપરથી ઉઠી ઉઠીને ઊભા થતા પણ દેખાયા પ્રેક્ષકોની આ ચેષ્ટાને જોઇને "દિલ્હીના નાટક જોનારા શૌકીન તમાશબીનોની એક વખ-તની પ્યારી ઍક્ટ્રેસ મિસ મેનકા"ના આજે નાટકમાં આવ્યાની ખબર તેમને મળી ગયેલી હોવી જોઇએ. એમ મારી મનોદેવતા મને કહેવા લાગી અને મારી એ ધારણા ખરી જ હતી, કારણ કે, હું જ્યારે પાછી મારી સીટપર બેસી ગઈ એટલે મારી પાછળની સીટપર બેઠેલા બે તમાશબીનો ધીમા સ્વરથી વાત-ચીત કરતા હતા તેમનામાંના એક તમાશબીને બીજા તમાશબીનને સંબોધીને કહેવા માંડ્યું કે "અજી, સાહબ, અગર યે મિસ મેનકા ઇસ તમાશેમેં આજ દ્રૌપદીકા પાર્ટ કરતી ઔર વો પનાબી યૂસુફેસાની યૂસુફ કૃષ્ણકા પાર્ટ અદા કરતા, તો આજ કે તમાશેકી કુછ ઔર હી રંગત હો જાતી આજ આપકી દેહલીમેં કિસ વજહસે આમદ હુઇ હય યે મયઁ નહીં જાનતા, તા હમ ઇતની અટકલ કી-જા સકતી હય કે ઇસે ઇસ કંપનીકે માલિકને બુલાઈ હોગી ઔર અયસાહી હોગા-તો ચંદરોજમે શાયદ ઇસ સ્ટેજપર એ ગોહરેસાની ઍક્ટ્રેસ ફિર અપના જલ્વા દિખાયગી ઔર દેહલીકો નયે સિરેસે દીવાની બનાયગી!" બીજા તમાશબીને જણાવ્યું કે "વાહ ભઈ વાહ! હમ તો ઇસ દુર્રેનાયાબ ઍક્ટ્રેસકે પાર્ટકી ખબર સુન પાયેંગે તો ઉસી રોજ ખાસ દર્જે કી પહેલી 'રો' મેં બીચોબીચકી સીટ રિજર્વ્ડ કરાયેંગે. ઇસ હસીનાકા પાર્ટ જુરૂર કાબિલે દીદ હોગા, દેખનેવાલા જુરૂર નાજુકા શહીદ હોગા!"

નાટકના માલિકનો મારા વિષેનો ભાવ તો મારા જાણવામા આવી જ ચૂક્યો હતો અને પ્રેક્ષકાલયમાં બીજી વાર આવ્યા પછી તમાશબીનોની મારા વિષેની

લાગણી પણ મારા જોવા તથા જાણવામા આવી ગઈ અને તેથી નાટકના વ્યવસાયમાં પણ હજી હું સારી રીતે આગળ વધી શકુ તેમ હતું, એ વિષે કેટલેક અંશે મારા મનની ખાત્રી થઇ ગઇ બીજા અંકની સમાપ્તિ વેળાયે અચાનક રાજનન્દન અને તેનો મિત્ર શાલિગ્રામ મારી પાસે આવ્યા અને રાજનન્દને પાનનાં બીડાં મારા તથા મન્મથકુમારના હાથમા આપ્યા મેં તેના હાથમાથી બીડું લઇને તેને સભ્યતા તથા કોમળતાથી પૂછ્યું "ઓહો, મહાશય, આપ પણ આજે નાટક જોવાને પધાર્યા છો કે શું ? આપની સાથે આ બીજા મહાશય કોણ છે ?"

"એઓ મારા એક સારામા સારા મિત્ર છે અને આજે એમના આગ્રહથી જ મારે નાટક જોવા આવવું પડ્યું છે, ઉંઘ વેચીને ઉજાગરો કરવો પડ્યો છે, નહિ તો આ નાટક તો મેં દશ વાર જોયેલું છે" રાજનન્દને ઉત્તર આપ્યું

"એ તો એમ જ હોય, કોઇ વાર આગ્રહથી પણ ઉજાગરો કરવો પડે" મેં કહ્યું

બીજી ઘટડી વાગી, પ્રેક્ષકો પાછા આવવા લાગ્યા એટલે રાજનન્દન અને તેનો મિત્ર મારી રજા લઇને પોતાની જગ્યાપર પાછા ચાલ્યા ગયા. તેમના જવા પછી રામદુલારીએ મારા કાનમા કહ્યું "એ તો રાજનન્દનભાઇ એમના દોસ્તને તમારા દીદાર કરાવવાને લઇ આવ્યા હશે રાજનન્દનનું ચપળ મન તમારી ખુબસૂરતીમાં પરોવાઇ ગયું હોય એમ મને તો જણાય છે અને કદાચિત્ લાગ ફાવશે તો તે પોતાનો એ વિચાર તમને જણાવશે પણ ખરો જરા સભાળ રાખજો, ક્યાંક લપસી ન જવાય"

"ઠીક છે; એવો વખત આવશે ત્યારે જોઇ લેવાશે." મેં ટુકામા પતાવ્યું

ત્રીજો અંક સમાપ્ત થતા નાટકની સમાપ્તિ થઈ ગઇ અને નાટકશાળાની બહાર દેવકુમારીની ગાડી અમારી વાટ જોઇને તૈયાર ઊભેલી હોવાથી અમો ગાડીમા બેસીને રાતે બે વાગ્યાના શુમારે ઘેર પહોંચી ગયા આજે રાજનન્દન આવવાનો ન હોવાથી દેવકુમારીએ પોતાના શયનમંદિરમાં જ મારા શયનની વ્યવસ્થા કરાવેલી હતી અને તેથી મન્મથકુમારને સુવાડ્યા પછી લગભગ દોઢ કલાક જેટલો સમય દેવકુમારીએ મારી સાથે વાર્તાલાપ કરવામા વીતાડ્યો લગભગ સાડાત્રણ વાગે હું નિદ્રાવશ થઇ અને સવારમા સાડા આઠ વાગે જાગી નાટક કંપનીના માલિકની માગણીનો મેં ચાહ પીધા પછી વિચાર કર્યો અને તેનાપર નિમ્ન આશયની મેં એક ચિઠ્ઠી લખી નાખી –

"શ્રીમાન્ મહાશય, ગઈ કાલે આપણી વચ્ચે થયેલી વાતચીત મુજબ જો 'મહાભારત' નાટકમા મને પાર્ટ કરાવવાની આપની ઇચ્છા હોય, તો હું ચારથી પાચ રાત્રિ પાર્ટ કરી શકીશ, પરતુ અઠવાડિયામા બે વારથી વધારે મારાથી પાર્ટ કરી શકાશે નહિ, એટલે એ પાચ નાઇટ વીસ દિવસમા ચચ્ચાર દિવસના અતરે એક નાઇટના હિસાબથી પૂરી થવી જોઇએ બીજી શર્ત એ છે કે એક નાઇટના એક સો રૂપિયા મને મારી મેહનતના બદલા તરીકે આપવાની તમોએ ઇચ્છા દર્શાવી હતી, પણ એક નાઇટના રૂપિયા બસેં ને એક વિના હું સ્ટેજપર રજૂ થવા ઇચ્છતી નથી અને એ રકમ જો આપને કબૂલ હોય, તો આવતી કાલે એડવાન્સ તરીકે મારાપર રૂપિયા પાચ સો મોકલી આપશો અને તે સાથે દ્રૌપદીનો પાર્ટ પણ લખાવી મોકલશો રૂપિયા બાકીના મને ત્રીજી નાઇટે મળી જવા જોઇએ હું પાર્ટ ચારથી પાચ દિવસમા ગોખીને તૈયાર

કરી લઇશ અને તર્જો મને યાદ હોવા છતા પાછી કરી લેવામાં બેક દિવસ વીતશે એટલે એક અઠવાડિયા પછી મારાથી સ્ટેજપર રજૂ થઈ શકાશે આપણું સાટુ નક્કી થઇ જશે, તો હું પરમ દિવસથી એકેક કલાક અથવા બબ્બે કલાક સગવડ પ્રમાણે રીહર્સલમા આવીશ જેટલી નાઇટ હું પાર્ટ કરૂં તેટલી નાઇટ ઑર્કેસ્ટ્રા તથા જનાના કલાસની એકદર પાચથી છ ટિકિટો હું આવશ્યકતા પ્રમાણે ફ્રી ઑફ ચાર્જ લઇશ. મારી આ ચિઠ્ઠીના જવાબની હું આવતી કાલે સવારમા નવ વાગે રાહ જોઇશ કૃપાભિલાષિણી ચપા ઉર્ફે મિસ મેનકાના ઘટિત સ્વીકારશો."

આ ચિઠ્ઠીમા દેવકુમારીના ગૃહનુ મારુ સરનામુ પણ મેં લખ્યું હતું અને આ ચિઠ્ઠી દેવકુમારીનો જે નોકર આગલે દિવસે નાટકની ટિકિટો ખરીદવાને ગયો હતો તે જ નોકર માર્ફત મેં નાટક કપનીના માલિક પર મોકલી દીધી. આ ચિઠ્ઠી લખવાથી મારાં પાઠક તથા પાઠિકાઓએ એમ ધારી લેવાનું નથી કે નાટકમા નવેસરથી નાચવાની મારી આંતરિક ઇચ્છા હતી, મારી એવી ઇચ્છા ન હોવા છતા કેવળ મારી કીમતને જાણવામાટે મારી માન્યતા પ્રમાણે મેં આ ચિઠ્ઠીમા ભારીમા ભારી માગણી કરી હતી અને તેથી જો નાટક કપનીનો માલિક મારી એ માગણીને સ્વીકારી લેશે તો મારી યોગ્યતાનુ મૂલ્ય મારા જાણુ-વામા આવશે અને જો તે મારી માગણીને નહિ સ્વીકારે, તો આપણુ માથાપરથી તેણે ટિકિટોના પૈસા પાછા આપવાની અને આદરસત્કારની દર્શાવેલી ઉદારતાથી મારાપર તેનો જે ઉપકાર થયો હતો તે ઉપકારનો ભાર અનાયાસ ઊતરી જશે, આવી ભાવનાથી જ મેં આ ચિઠ્ઠી લખી હતી આ ચિઠ્ઠી મોકલ્યા પછી હું સ્નાન કરી લેવામાટે હમામખાનામા ગઈ અને સ્નાન, કેશમાર્જન તથા વસ્ત્ર બદલવામા મારો લગભગ દોઢ કલાક જેટલો સમય વીતી ગયો. રામ-દુલારી મારા શરીરપર તૈલમર્દન કરીને મને નવડાવવા માટે મારી સાથે સ્નાન-ગૃહમા જ રહી હતી એટલે અમો બન્ને જણી જ્યારે સ્નાનગૃહમાથી બહાર નીકળી તે વેળાયે એક ચાકરડી દરવાજા આગળ અમારી વાટ જોઇને ઊભી હતી, તેણે મને કહ્યું "ચપા બહેન, નારૂજી નામના કોઇ એક નાટકમડળીના માલિક અત્યારે જ આપને મળવાની ઇચ્છાથી આવ્યા છે અને તેમને અમોએ નીચેના આપના ઓરડામા બેસાડ્યા છે" મારી ચિઠ્ઠી મળતા નારૂજી આમ તત્કાલ આવશે, એવી સ્વપ્નમાં પણ મને કલ્પના ન હોતી અને તેથી હું તો સ્નાન કરીને બહાર જવાનો વિચાર કરતી હતી, પરતુ તે અચાનક આવી લાગવાથી બહાર જવાના મારા વિચારને મુલ્તવી રાખી તે ચાકરડીને કૉફીના ત્રણ ચાર કપ તૈયાર કરી નીચે લાવવાનું કહીને હું નીચે નારૂજી પાસે આવી અને વિવેક દર્શાવીને મેં કહ્યું 'માફ કરજો, મને સ્નાન કરતા જરા વાર થઈ તેથી આપને એકલા જ બેસી રહેવુ પડ્યું હશે. આપ અત્યારે જ આવશો એમ હું ધારતી જ ન હોતી."

"જે કાર્ય કરવાનું જ હોય તેમાં પછી અકારણ વિલંબ કરવો અને સમ-યને વ્યર્થ જવા દેવો, એ મૂર્ખતા છે તમારી ચિઠ્ઠી મળતા જ અમારો તમોને કોઇ પણ ખર્ચે અને કોઇ પણ રીતે પાર્ટ કરાવવાનો નિશ્ચય થવાથી હું તત્કાળ અહીં આવી પહોંચ્યો છું. અમો તમને પાંચ નાઇટમાટે રોકવા માગીએ છીએ અને તેના રૂપિયા એક હજાર અને દશ અત્યારે જ હું તમને આપું છું." આમ

કહીને પાચ પાચ સોની બે નોટો અને દશ રૂપિયાની એક નોટ કાઢીને તેણે ટેબલપર રાખી દીધી, અને ત્યાર પછી હાફકોટના તોબરા જેવા મોટા ગજવા-માથી ડેમી આઠ પેજી સાઈજની એક ચોપડી કાઢીને મારા હાથમા આપતાં તેણે કહ્યું. "આ મર્હૂમ કાવસજી ખટાઉની છપાવેલી 'મહાભારત' નાટકની આખી ચોપડી છે અને એ દેવનાગરી અક્ષરોમા છાપેલી છે, જો એ અક્ષરોમાટે વાધો ન હોય તો પાર્ટ યાદ કરવામાટે આ ચોપડીજ રાખી લ્યો, નહિ તો પછી કોઈ ગુજરાતી જાણનાર ઍક્ટરના હાથે ગુજરાતી અક્ષરોમા પાર્ટ લખાવી આપવાની વ્યવસ્થા કરૂ માત્ર આ 'મહાભારત' નાટકમા તમારો પાર્ટ હોય ત્યારેજ નહિ, પણ મારી કપનીના કોઇ પણ નાટકની એકથી પચીસ ટિકિટ કોઇ પણ ક્લાસની જ્યારે જરૂર પડે ત્યારે માગી લેજો જો દિલ્લીમા તમારુ વધારે રહેવાનુ થાય અને બે નાઇટ વધારે પાર્ટ કરી શકાય, તો પણ અમો આ હિસાબેજ તમને રૂપિયા આપીશું. એટલે હવે પાર્ટ યાદ કરી લેવામા વિલબ કરશો નહિ 'મહાભારત' નાટક આવતા શનિવારે રાખ્યુ છે, અને તે માટેની ખાસ જાહેર ખબર લખવાની હું મારી કપનીના મૅનેજરને સૂચના આપતો આવ્યો છુ."

નારૂજીની આ હિમ્મત જોઇને હું તો વિચારમાજ પડી ગઈ કે, હવે જવાબ શો આપવો ? મારી બધી શર્તો સ્વીકારવા ઉપરાત ઍડવાન્સ તરીકે પાચ સોને બદલે તેણે હજારની રકમ કાઢીને ટેબલપર મૂકી દીધી હતી અને હવે હું ના પાડું તો તો તેની મશ્કરી કર્યા જેવુજ થાય એમ હતુ આ તો મારો વિનોદ આવીને મારેજ ગળે બાઝી પડ્યો હું ગભીર ચિન્તામા પડી ગઈ એટ-લામા ચાકરડી કૉફીના બે કપ લઇને આવી લાગી એટલે કૉફી પીવાના નિમિત્તે મને વિચાર કરવામાટેનો થોડોક સમય મળી શક્યો કૉફી પીતા પીતા હું એજ નિશ્ચય પર આવી ગઈ "પરમેશ્વર જે કાંઈ પણ કરે છે તે સારા માટેજ કરે છે, મારો લેશમાત્ર પણ પ્રયત્ન ન હોવા છતા ઘર બેઠા આ હજાર રૂપિયાની રકમ આવી મળી છે અને પુન નાટકમા નટી તરીકે રજૂ થવાનો અચિન્ત્ય પ્રસગ પ્રાપ્ત થયો છે તો એમા પણ અવશ્ય કાંઇક ઈશ્વરી સકેતજ હોવો જોઇએ અને તેથી હવે નારૂજીને તેની માગણીનો અસ્વીકાર કરી નિરાશ કરવો અને પોતાના વચનપર પાણી ફેરવવું એ કોઇ પણ રીતે યોગ્ય નથી." અર્થાત્ કૉફીને ન્યાય આપીને તાંબૂલભક્ષણ કરતા મેં નારૂજીને જણાવ્યું "આપ મારી સઘળી શર્તોને સ્વીકારી લેશો અને અત્યારેજ રૂપિયા લઇને આવશો, એવી મને સ્વપ્નમા પણ કલ્પના નહોતી, મેં તો વિનોદજ કર્યો હતો, છતા વિનોદનુ આ પરિણામ થયુ છે તો હવે હું આપની ઇચ્છાને આનદથી સ્વીકારુ છું અને પાચ નાઇટ પાર્ટ કરવાને બધાઉં છું દેવનાગરી અક્ષરોમા છપા-યલી ચોપડીનો મને વાંધો નથી, આખા નાટકની ચોપડી મારી પાસે હોવાથી 'ક્યુવર્ડ' પણ મારા ધ્યાનમા રહી શકશે એ મારા માટે વધારે સારુ છે. ત્યારે હવે આપ કહો તે પ્રમાણેની આ રૂપિયાની પહોંચ હું આપને લખી આપું"

"આ શું બોલ્યાં ? તમારુ વચન છે તે જ પહોંચ છે, અમો તમને બીજી રખડતી ઍક્ટ્રેસો જેવા ધારતા નથી તમારા માટે અમારા મનમા માન છે અને તથી તમારા વચનપર હજાર તો શું પણ દશ હજારની રકમ સહી વગર ધીરવાને અમો તૈયાર છીએ તમોએ અમારી માગણીને સ્વીકારીને અમારુ માન

જાળવ્યું છે એ તમારો અમારા પર એવો અને એટલો ઉપકાર થયો છે કે જેનો બદલો તો અમારે હજી પછીથી જ આપવાનો છે અસ્તુ. ત્યારે આપના લીધેલા સમયને માટે અને આપને આપેલા પરિશ્રમમાટે ક્ષમા માગીને હું હવે જવા-માટેની રજા લઇશ, કારણ કે, મારે બીજાં પણ કેટલાક અગત્યના કામો આજે આટોપી લેવાનાં છે."

આમ બોલી નારુજી મારી સાથે હસ્તધૂનન કરીને ચાલતો થઈ ગયો હું તેને દરવાજા સુધી પહોંચાડીને પાછી મારા ઓરડામાં આવી મનોગત કહેવા લાગી.–

"નાટકના વ્યવસાયનો એક તે પણ સમય હતો કે જ્યારે 'વાકાનેર આર્ય-હિતવર્ધક નાટક મંડળી'ના માલિક જેવા કેટલાક માલિકો ઍક્ટરોને ગુનાહગાર કયદીઓ પ્રમાણે તાળાકૂચીમાં રાખતા હતા, ત્રણ ત્રણ મહિનાનો પગાર ડિપૉ-જિટ રાખીને ચાર મહિનાનો પગાર ચઢે ત્યારે એક મહિનાનો પગાર આપતા હતા અને તે પગાર પણ એવા કગાલ હતા કે આજે મજૂરોના પગાર પણ તેથી વધારે હોઇ શકે, છતા ઍક્ટરો તે સર્વ દુ ખોને સહીને ગુલામ પ્રમાણે નોકરી કરતા હતા, અને માલિકના હાથનો માર તથા માલિકના મોઢાની ગાળો ખાવાનું કામ તો તેમના માટ નિત્યના કર્તવ્ય સમાન થઈ ગયું હતું, અને આજનો પણ સમય છે કે ઍક્ટરો તથા ઍક્ટ્રેસિસને માલિકો હથેળીમા થૂકાવે છે; મોટા મોટા પગારો આપવા ઉપરાત સેંકડો તથા હજારોની રકમો અંગઉછીની આપે છે અને ઍક્ટરો તથા ઍક્ટ્રેસિસના હુકમના બન્દા ગુલામ થઇ રહે છે, તો પણ તેઓ માલિકોને દબાવતા જ રહે છે; આજે આ કપનીમા હોય તો આવતી કાલે બીજી કપનીમા અને પરમ દિવસે ત્રીજી કપનીમા ઉડી જાય છે અને રાજા કે રાણી કરતા પણ વધારે દિમાગ તથા મિજાજ રાખતા દેખાય છે! 'કોઇ વાર સાસૂનો વારો તો કોઈ વાર વહૂનો વારો' એ કહેવત પ્રમાણે માલિકોના અત્યાચારનો અમલ પૂરો થતા હવે ઍક્ટર્સ તથા ઍક્ટ્રેસિસના અત્યાચારના અમલનો આરંભ થયો છે, અને તે અત્યાચારે બિચારા નાટકમડળીઓના આજકાલના માલિકોને નાકમા દમ કરી મૂક્યો છે। ઍક્ટરો અને ઍક્ટ્રેસિસ આજ કાલ આટલા બધાં ફાટી ગયા છે તેનું એક બીજું કારણ એ પણ છે કે બીજા ધધાની માફક નાટકના વ્યવસાયમાં પણ પ્રતિસ્પર્ધા (કૉમ્પિટિશન) બહુ જ વધી ગઇ છે અને નાટક મડળીઓના માલિકો વચ્ચે દ્વેષ તથા વૈરભાવનો અગ્નિ એટલી બધી ભયંકરતાથી પ્રજ્વળી ઉઠયો છે કે 'બેની લડાઇમાં ત્રીજું ફાવે,' એ નિયમ અનુસાર માલિ-કોની લડાઇથી ઍક્ટરો તથા ઍક્ટ્રેસિસને ઘીકેળાં થઈ પડ્યા છે નાટક કપની-ઓના માલિકોમાં સપ થઈ જાય તો તેમના પરના એ અત્યાચારોનો આવતી કાલે જ અત આવી જાય તેમ છે; પરતુ નાટક કપનીઓના માલિકોમાં સંપ થવાનો નથી, અને તેથી હાલ તરત નિકટના ભવિષ્યમાં તો ઍક્ટર્સ તથા ઍક્ટ્રેસિસના તેમના પરના અત્યાચારોનો અંત આવવાનો નથી."

હું આ પ્રમાણેના વિચારમાં નિમગ્ન હતી એટલામાં રામદુલારી કપડાં બદ-લીને આવી લાગી અને ગાડી પણ અમારા માટે તૈયાર હોવાથી તેને સાથે લઇને કાંચનમાલાના પ્રિયતમ શ્યામલાલની પત્ની ચિન્તામણિને મળવા જવા માટે હું ગાડીમાં બેસીને વિદાય થઈ.

## પ્રકરણ ૧૯ મું

### કાકતાલીયતા કે પશોરેખા?

કાંચનમાલા પાસેથી મુબઈથી નીકળતી વેળાએ ચિન્તામણીપરની જે પત્રિ
ચયપત્રિકા મેં લખાવી લીધી હતી તેના કવરપર શ્યામલાલના ગૃહ આદિનો સ્પ
ઉલ્લેખ હોવાથી તેમ જ શ્યામલાલ દિલ્હીનો એક પ્રસિદ્ધ નાગરિક હોવાથી કોચ
મૅનને તેનું નામ આપતા જ તે અમને શ્યામલાલને ઘેર લઇ ગયો. શ્યામલાલ-
દ્વારપાળને ગાડી પાસે બોલાવીને મેં કહ્યું કે "તમારા શેઠાણી ચિન્તામણ
દેવીને ખબર આપો કે મુંબઈથી ચપાબાઇ નામના એક બાઇ આવ્યા છે અ
તેઓ આપને મળવા માગે છે સાથે એ પણ કહી દેજો કે ચપાબાઇ, દેવી કાચ
નમાલાનો કાંઇક સદેશો પણ લાવ્યા છે" દ્વારપાળ તત્કાળ ગૃહમા ગયો અ
થોડેક વિનિટમાં પાછો આવી અમને આદરપૂર્વક અદર લઇ ગયો. અદર-
આગણામાં ચિન્તામણી મારો આદરસત્કાર કરવામાટે મારી વાટ જોતી ઊભ
હતી એટલે મને જોતા જ તે પ્રેમ તથા આદરદર્શક ભાવથી કહેવા લાગી કે "ચપ
બહેન! ભગિની કાચનમાલાએ આપના સબધમા એક ખાસ કાગળ અમારાપ
લખ્યો છે અને તેથી અમો તો આજે ચાર કે પાચ દિવસથી આપની વાટ જોય
કરીએ છીએ આપ ક્યા ઊતર્યા છો અને ક્યા નહિ એ અમો જાણતા ન હોતા
નહિ તો અમો જ આપને મળવામાટે આવત અથવા તો ગાડી મોકલીને અહ
બોલાવી લેત ચાલો આપણે ઉપર નીરાતે બેસીએ અને વાતો કરીએ, એટ
લામાં મારા સ્વામી પણ આવશે એટલે તેમને પણ આપના દર્શનનો લાભ
મળશે." અમો ઉપર ગયા અને જે ઓરડામા અમો બેઠા તે ઓરડામા ગોઠવેલ
ફર્નિચર તથા અન્ય વસ્તુઓની વ્યવસ્થાથી તત્કાળ મારા જાણવામા આવી ગ
કે તે શ્યામલાલ, ચિન્તામણી તથા કાચનમાલાનું શયનમદિર હોવુ જોઇએ ખરેખ
તેમનું એ શયનમદિર અત્યત મનોહર, આકર્ષક તથા સર્વપ્રકારના સુખસાધનોથ
સુસજ્જિત હતું અને તેને જોતા કોઇ રાજાના શયનમદિરનો જ ભાસ થય
કરતો હતો.

તે શયનમંદિરની સમચોરસ લંબાઇ તથા પહોળાઇ પચાસથી સાઠ ફીટન
હોવી જોઇએ એવું મારુ અનુમાન હતું તેની ચારે બાજૂઓ ખુલ્લી હોવાથ
અને દરેક દિશામાં ચાર ચાર વિશાળ બારીઓ હોવાથી શયનમદિરમા વાયુ તથ
પ્રકાશની વિપુલતા હોય એ સ્વાભાવિક જ હતુ આખા ઓરડામા તુર્કસ્તાનન
બનાવટનો ઓછામાં ઓછી પણ બે હજારની કીમતનો એક સુદર ગાલીચો પાથ
રેલો હતો. તે ગાલીચાપર પશ્ચિમાભિમુખ વાતાયનથી થોડા જ અતરપર પીતળને
કમાનદાર એક વિશાળ છત્રીપલગ ગોઠવેલો હતો કે જે પલગની શય્યામાં ત્રણથ
ચાર મનુષ્ય અત્યંત સુખપૂર્વક સૂઇ શકે તેમ હતું શય્યા પણ એવી તો કીમત
સુંદર અને સ્વચ્છ હતી કે જોતા જ તે શય્યામા પડવામાટે જો કોઇનું પણ મ-
લલચાય તો તેમાં આશ્ચર્ય જેવું કાઈ પણ ન હોતું. દક્ષિણાભિમુખ તથા ઉત્તરા
ભિમુખ બન્ને વાતાયનોના મધ્યમા દીવાલની લગોલગ સામસામા બે વિશાળ
કોચ ગોઠવવામાં આવ્યા હતા અને તે કોચ પણ એવા હતા કે આનદથી તેમ
નાપર એકેક મનુષ્ય શયન કરી શકે. બે કોચોના મધ્યમાં એક ગોળ ટેબ

ગોઠવેલું હતું અને તેની ચારે બાજૂએ રેશમની ગાદીવાળી ચાર ઉત્તમ કુરસીઓ રાખેલી હતી એ ટેબ્લપર જરીના ભરતકામવાળું ટેબ્લક્લૉથ નખાયલું હતું અને ઉપર એક ચાઈનીસ સુંદર કુંડામાં મોતીઓનું બનાવટી ઝાડ શોભી રહ્યું હતું. પૂર્વાભિમુખ બે વાતાયનોના મધ્યમાં એક દર્પણમંડિત પ્રચંડ ડ્રેસિંગ ટેબ્લ હતું અને તેનાપર વૉટર જગ, તેલની બાટલીઓ તથા કાંસકી અને બ્રશ ઈત્યાદિ ડ્રેસિંગના અપટુડેટ સર્વ સાધનો જોવામાં આવતાં હતાં. તે ડ્રેસિંગ ટેબ્લના ઉપ-રના ભાગમાં દીવાલપર લાલા શ્યામલાલનું અત્યંત સુંદર ફ્રેમમાં જડેલું ઑઇલ-પેન્ટ વિશાળ એન્લાર્જમેન્ટ ચિત્ર શોભી રહ્યું હતું અને બન્ને કોચના ઉપરના ભાગમાં સામસામાં તેવાં જ ચિન્તામણી તથા કાઞ્ચનમાલાનાં વિશાળ ઑઇલપેન્ટ ચિત્રો દૃષ્ટિગોચર થતાં હતાં શયનમન્દિરના ચાર ખૂણામાં ચારખૂણિયા ટેબ્લ ગોઠવેલાં હતાં અને તેમનાપર ચાંદીની નકસીકામવાળી ફ્રેમોમાં જડીને શ્યામલાલ, ચિન્તામણી તથા કાઞ્ચનમાલા તેમ જ શ્યામલાલના પુત્રના ડબલ કૅબિનેટ સાઈ-જના ઓરીજીનલ ફોટો રાખવામાં આવ્યા હતા ડ્રેસિંગ ટેબ્લની પાસે આખા કાચવાળું એટલે કે આરીસાવાળું સીસમનું નકસીકામથી સુશોભિત એક કબાટ હતું અને તેની પાછળ મોતીના પડદાથી ઢાંકેલો એક દરવાજો હતો અને તેમાં થઈને બાથરૂમ એટલે કે સ્નાનગૃહમાં જવાતું હતું બન્ને કોચની આસપાસ બબ્બે ઇજીચેઅર્સ હતી અને ઉપરની લીલા રંગથી રંગેલી સોનેરી કામવાળી છતના મધ્ય-ભાગમાં એક કીમતી લૅમ્પ ટાંગેલો હતો તેમ જ એક ટેબ્લલૅંપ ડ્રેસિંગ ટેબ્લપર પણ પડેલો હતો એ ઉપરાંત શય્યામાં છાંટેલા અત્તર તથા સેન્ટ અને લવેન્ડર આદિ સૌગંધિક પદાર્થોના સૌગન્ધ્યનો શયનમન્દિરમાં એટલી સીમા પર્યન્ત વિસ્તાર થયેલો હતો કે મગજ તર થઈ જતું હતું અને તેથી ત્યાંથી ઊઠવાની કોઇની પણ ઇચ્છા ન થાય એ સ્વાભાવિક જ હતું. બારીઓમાં મખમલના પડદા બાંધેલા હતા અને ઉન્હાળામાં કૃત્રિમ વાયુના સેવનમાટે ગરમ વરાળથી ચાલતા જોસ્ટના બનાવેલા બે પંખા પણ ડ્રેસિંગ ટેબ્લની એક બાજૂએ જમીનપર પડેલા હતા. શયનમન્દિરના સ્નાનગૃહમાં પણ તુર્કસ્તાનના હમ્મામખાના પ્રમાણે ગરમ પાણી તથા ઠંડા પાણીથી ન્હાવાની તેમ જ કૃત્રિમ વર્ષાસ્નાન–શાવર બાથ–ની પણ વ્યવસ્થા કરાયલી હતી અને તે માટેનાં સર્વ સાધનો ત્યાં તૈયાર રખાયલાં હતાં. લક્ષ્મી-દેવીની જેનાપર કૃપા થયેલી હોય તે મનુષ્યને આ વિશ્વમાં ભોગવિલાસનાં કયાં સાધનો નથી મળી શકતાં વારુ ?

અસ્તુ મને તથા રામદુલારીને ચિન્તામણીએ આદરપૂર્વક કોચપર બેસ-વાની પ્રાર્થના કરી, પરન્તુ રામદુલારી કુરસીપર બેઠી અને હું કોચપર બેઠી એટલે ચિન્તામણી પણ મારી પાસે જ કોચના બીજા છેડાપર બેસી ગઈ કોચપર બેઠા પછી તરત જ મેં પૂછ્યું કે "આ શયનમન્દિર આપનું કે શ્રીમતી કાઞ્ચનમાલાનું ?"

"મારું એક ભિન્ન શયનમન્દિર છે તેમ જ ભગિની કાઞ્ચનમાલાનું પણ એક શયનમન્દિર ભિન્ન છે, અને આ અમારું સર્વસાધારણ મોટું શયનમન્દિર છે આ ગૃહમાં ભગિની કાંચનમાલાનું આગમન થયા પછી અહીં પ્રેમ, સમભાવ તથા પરસ્પર સંતોષનું સામ્રાજ્ય એટલી સીમા પર્યન્ત વ્યાપી રહ્યું છે કે હવે ભિન્ન ભિન્ન શયનમન્દિરોના ઉપયોગનો પ્રસંગ આવતો જ નથી અને તેથી તે

શયનમંદિરો અત્યારે તો બહુધા નિરુપયોગી જ થઈ પડ્યાં છે, માત્ર મહિનામાં ત્રણ દિવસ તે શયનમંદિરો અમારા ઉપયોગમાં આવે છે” ચિન્તામણીએ મારા પ્રશ્નનું ઉત્તર આપ્યું

ચિન્તામણીને મારી સાથે આટલા નિઃસંકોચ ભાવથી વાર્તાલાપ કરતી જોઇને મારા મનમા કાંઇક આશ્ચર્ય થવા લાગ્યું, પરન્તુ વાર્તાલાપમા આગળ વધ્યા પછી જ્યારે મારા જાણવામા આવ્યુ કે કાંચનમાલાએ પત્ર દ્વારા મારા વિનોદી સ્વભાવનો અને મારા સદ્ગુણોનો ચિન્તામણીને પૂર્ણ પરિચય કરાવી દીધો હતો અને તેથી જ ચિન્તામણીએ મારી સાથેના વાર્તાલાપમા અયોગ્ય વિવેક, સલજ્જતા તથા દંભને દર્શાવવાની ચેષ્ટા કરી ન હોતી, એટલે પછી મારા આશ્ચર્યનું નિવારણ થઈ ગયું આવી રીતે મારા મનનુ સમાધાન થઈ ગયા પછી મેં ચિન્તામણીને પૂછ્યું કે “ત્યારે કાંચનમાલાનુ પત્ર આપે આપના પ્રાણેશને પણ વંચાવ્યું હશે અને તેઓ પણ મારા સ્વભાવથી અત્યાર પૂર્વે જ પરિચિત થઈ ગયા હશે, કેમ ખરું કે નહિ?”

“એમા વળી પૂછવું'તુ જ શું વારૂ? અમારા પ્રાણેશ પણ વિનોદી સ્વભાવના છે એટલે તેમની સાથેના વાર્તાલાપથી તો વળી આપને અધિક આનંદ મળવાનો સંભવ છે” ચિન્તામણીએ કહ્યું

હું અને ચિન્તામણી આવી રીતે વાર્તાલાપ કરતા હતા એટલામા ચિન્તામણીની એક દાસી ચાંદીના બે વાટકામા મારા માટે તથા રામદુલારીમાટે ઉત્કૃષ્ટ મુરબ્બો લઈ આવી અને અમોએ તે મુરબ્બાનો આસ્વાદ લેવા માંડ્યો એટલામા તે ચાંદીના બે ગ્લાસોમા શીતલ જલ ભરી લાવી અમો મુરબ્બો ખાઇને પાણી પીતા હતા એટલામા દ્વારપાળે લાલા શ્યામલાલના આવવાની ચિન્તામણીને ખબર આપી, અને ચિન્તામણીએ તેમને ઉપર મોકલવાનું દ્વારપાળને કહી દીધું અમોએ પાણી પીને પાનના બીડા મોઢામા નાખ્યા એટલામા તો લાલા શ્યામલાલ શયનમંદિરમા આવી લાગ્યા અને એક ઇજીચેઅરને વચ્ચે સરકાવીને અમારી સામા બેસી ગયા તેમના હાથમા કાગળોનું એક બંડલ હતું તેને તેમણે રાઉન્ડ ટેબલપર મૂકી દીધું અને દુપટ્ટો ઉતારીને દાસીને આપ્યો કે જે લઇને તે ચાલતી થઈ ગઈ શ્યામલાલે સ્વસ્થ થઇને બેઠા પછી મને ઉદ્દેશીને કહેવા માંડ્યું કે—

“ચપાબાઈ આપ પોતે જ કે? કાંચનમાલાએ આપના સંબંધમા બહુ જ સારા વિચારો દર્શાવ્યા છે અને આપના આદરસત્કાર માટેની ભાર મૂકીને ભલામણ કરેલી છે અમારા અહોભાગ્ય કે આજે આપના પગલાથી અમારી પર્ણકુટી પવિત્ર થઈ અને આપના સત્કારનો અમને અલભ્ય લાભ મળી શકયો. પરંતુ ચપાબાઈ! આપના મુખમંડળને જોતા મને એવો ભાસ થયા કરે છે કે અત્યાર પૂર્વે આપને મેં એક બે વાર નહિ, પણ અનેક વાર જોયા છે અને તે ઘટના બહુધા સાત કે આઠ વર્ષ પૂર્વની હોવી જોઇએ, એમ મારી મનોદેવતા મને કહ્યાં કરે છે કદાચિત્ તે અબળાની આકૃતિ આપની આકૃતિને મળતી હોય અને તેથી આપને ઓળખવામા મારી ભૂલ થતી હોય તો તે પણ બનવા જોગ છે છતા પણ હું આપના શ્રીમુખથી જાણવા માગુ છું કે આપ દિલ્લીમા અત્યારે પ્રથમ વાર જ આવ્યા છો કે આગળ પણ કોઈ વાર આવ્યા હતાં, અને આગળ આવ્યા હો તો તે ઘટનાને કેટલો સમય થયેલો હોવો જોઇએ?”

શ્યામલાલના આ પ્રશ્નથી હું તત્કાળ જાણી ગઈ કે અવશ્ય તેણે મને નાટકમાં જોયેલી હોવી જોઇએ, અને તેથી હવે મારા તે વ્યવસાયને તેનાથી ગુપ્ત રાખી શકાય તેમ નથી છતા પણ તેને કાઇક ભ્રમમા નાખવાના હેતુથી મેં પ્રશ્ન પૂછ્યો કે "ધારો કે હું આગળ કદાચિત્ દિલ્હીમા આવેલી હોઉં, તો પણ આપે મને કયા સ્થાનમા અને કેવા સ્વરૂપમા જોઈ હતી એનું આપને યથાર્થ સ્મરણ છે ખરું કે ? જો હોય તો પ્રથમ તે જણાવવાની કૃપા કરો એટલે પછી હું આપને આપના પ્રશ્નનુ સરળ ઉત્તર આપીશ."

મારા એ પ્રશ્નને સાભળીને શ્યામલાલ તે ઘટનાનું સ્મરણ કરવા લાગ્યો અને વિચારમગ્ન થઈ ગયો લગભગ છ સાત મિનિટમાં તે ઇજીચેઅરમાથી ઊઠ્યો અને આખા કાચના કબાટમાના નીચેના વિશાળ ખાનામાથી ફોટોગ્રાફોના જૂદાં જૂદા બડલો બહાર કાઢીને એક બડલમાંથી તેણે બે કૅબિનેટ સાઇઝના ફોટોગ્રાફ બહાર કાઢી લીધા, અને તે ફોટોગ્રાફોને મારાં નેત્રો સમક્ષ રાખી તેણે કહ્યું કે "મેં આપને આજથી સાતેક વર્ષ પહેલા દિલ્હીની રંગભૂમિપર આ સ્વરૂપમા જોયાં હતા, પરતુ જેના આ ફોટોગ્રાફ છે તે અબળાનું નામ મિસ મેનકા હતુ, અને આપનું નામ ચંપાબાઇ છે, એટલો ભેદ છે મને તો મિસ મેનકા અને આપની આકૃતિ એકસરખી જ લાગે છે હવે મારી ભૂલ થતી હોય તો મને ક્ષમા કરશો."

અહીં મારે જણાવવુ જોઇએ કે જ્યારે આઠેક વર્ષ પૂર્વે હું પ્રમાદચન્દ્રની નાટકમડળીમા નટી તરીકેનો વ્યવસાય કરતી હતી તે વેળાયે મર્હૂમ ખુરશેદજી મેહરવાનજી બાલીવાલાએ જેવી રીતે મિસ ગૌહર તથા મિસ વીજળી આદિ પોતાની કંપનીમાંની ઍક્ટ્રેસિસના ફોટોગ્રાફ વેચવામાટે કઢાવેલા છે તેવી જ રીતે પ્રમાદચદ્ર શેઠે વેચવામાટે મારી જૂદા જૂદા નાટકોમાની જૂદી જૂદી ભૂમિકાઓના મારા જૂદા જૂદા સાત કે આઠ ફોટો લેવડાવ્યા હતા, અને તેમનું સારુ વેચાણ થવાથી પ્રમાદચંદ્ર શેઠે હજારેક રૂપિયાની રકમ તેમાંથી પણ મેળવી લીધી હતી લાલા શ્યામલાલ પણ એક શોકીન જવાન હોવાથી તેમણે પણ મારા બે ચાર ફોટોગ્રાફ ખરીદી લીધા હોય તો તેમાં નવાઈ જેવું કાંઇ પણ ન હોઇ. જો કે તે સમયની અને અત્યારની મારી આકૃતિમા કેટલોક ફેર પડી ગયો હતો છતા તે ફેર એટલો બધો ન હોતો કે તે વેળાયે મને જોનાર મનુષ્ય અત્યારે મને ન જ ઓળખી શકે તેમ જ હું વળી એ જ દિવસે દ્રૌપદીની ભૂમિકા ભજવી બતાવવાને નારૂજી સાથે રૂપિયા લઇને બંધાઇ ચૂકી હતી એટલે હવે ખોટા થીગડાં મારીને મારા ભેદને છુપાવવાનો મારો વિચાર ન થયો, અને તેથી હું શ્યામલાલની સ્મરણશક્તિને ધન્યવાદ આપતી કહેવા લાગી કે—

"ધન્ય છે, મહાશય ! આપની તીવ્ર સ્મરણશક્તિને કે આઠ વર્ષ પૂર્વેની ઘટનાનું આપે આટલી સીમાપર્યંત સ્મરણ રાખ્યું છે અને પોતાના કથનને આ પ્રત્યક્ષ પ્રમાણથી નિર્વિવાદ સિદ્ધ કરી બતાવ્યું છે મિસ મેનકા હું પોતે જ છું કારણ કે, હું નાટકમા હતી ત્યારે નાટકમડળીના માલિકે મને આપેલા એ નામથી જ હું ઓળખાતી હતી મારું ખરુ નામ તો ચંપાબાઇ છે."

"ચપાબાઇ, આપ એક સમયમાં નટી હતાં અને રંગભૂમિપર રત્ય થતાં હતાં

એ કારણથી કેટલાક અલ્પબુદ્ધિ લોકો પ્રમાણે હું આપને હીન દૃષ્ટિથી જોઇશ અને મારા મનમા આપના વિષે જે માનની લાગણી હશે તે ઓછી થઇ જશે, એવી શકાને હૃદયમા કદાપિ સ્થાન આપશો નહિ, કારણ કે, તે સમયમા પણ કેવળ એક જ પ્રેમી યૂસુફ વિના આપનો બીજા કોઇ પણ પુરુષ સાથે કશો પણ અયોગ્ય સંબધ હતો નહિ અને આજકાલની બીજી ઍક્ટ્રેસિસ પ્રમાણે પૈસાના લોભથી આપે પોતાની પ્રતિષ્ઠાનુ કદાપિ લીલામ નથી કર્યું એ હું સારી રીતે જાણું છું અને તેથી પ્રથમથી જ હું આપને જે માનની દૃષ્ટિથી જોતો આવ્યો છુ તે જ માનની દૃષ્ટિથી અદ્યાપિ જોઉં છું.” શ્યામલાલે મારા સબધમા માનની લાગણી બતાવીને કહ્યુ

શ્યામલાલના આ ઉદ્‌ગારોને સાંભળીને યૂસુફ સાથેના તે સમયના મારા સ્નેહસંબધની વાર્તા સમસ્ત દિલ્લીના જાણવામા આવી ગયેલી હોવી જોઇએ એમ સ્પષ્ટ જણાઇ આવ્યુ, પરતુ એથી જે એક લક્ષમા રાખી લેવા યોગ્ય તત્ત્વ નીકળ્યું તે એ હતુ કે માત્ર એક જ પરપુરુષ સાથેના અચળ પ્રેમથી પણ સ્ત્રીની આટલી પ્રતિષ્ઠા બધાય છે તો પછી જે સ્ત્રીઓ સતીધર્મ અથવા પાતિવ્રત્યનું અખડ પાલન કરનારી હોય, તે સ્ત્રીઓ જનસમાજમા દેવી તરીકે પૂજ્ય થવાની યોગ્યતાને પ્રાપ્ત કરે, એમા આશ્ચર્ય જેવુ શું છે વારૂ ? પરતુ આ ભાવનાને મારા મનમા જ ગુપ્ત રાખી હું શ્યામલાલને ઉદ્દેશીને કહેવા લાગી કે –

“લાલાજી, મનુષ્યમાત્ર ભૂલને પાત્ર છે, યૂસુફ સાથેના મારા પ્રેમસબધની ઘટના પણ મારી ભૂલનું જ પરિણામ હતું અને તેમાટે અદ્યાપિ મારા મનમા ઘણીક વાર પશ્ચાત્તાપ થયા કરે છે યૂસુફ બેવફા થયો, ત્યાર પછી એક ઘૃણાકારક રોગનો ભોગ થયો, મેં તેની એક ભાગની પ્રમાણે સેવાશુશ્રૂષા કરી અને છેવટે તે મરી પણ ગયો હુ તો તેના મરણ પૂર્વે જ મારી ભૂલને જાણી ગઈ હતી અને સત્ય માર્ગમા આવી ગઇ હતી અત્યારે હું મારા પતિના સમાગમથી અતિશય સુખિની છું અને મારા સતાનોને જોઇને મારા મોદની પરિસીમા થાય છે મારી મસ્તીની મોસમ ખલાસ થતા હું હવે તે સમયની મિસ મેનકા અથવા ચચળા ચપા નથી, કિન્તુ વિચારશીલા, સારાસારવિવેકિની અને ધર્માનુરાગિણી ચપા છું, એ નિશ્ચયપૂર્વક જાણી લેશો મારા જીવનનુ ઉત્તમ પરિવર્તન થઇ ગયું છે, એ ઇશ્વરની કૃપામાટે હું ઇશ્વરનો નિરતર આભાર માન્યા કરુ છું અને ઈશ્વરને એ જ અભ્યર્થના કરુ છું કે તે દુરાચારના માર્ગમા વિચરતી સર્વ ભારતીય ભામાઓને સદ્‌બુદ્ધિ આપે અને સદાચારના માર્ગમા ચાલતી કરી દે।”

“મારી માન્યતા પ્રમાણે તો પોતાના પાપોને ઢાકવામાટે અસત્યવાદ કરીને પવિત્રતાનો દભ દર્શાવનારી વ્યભિચારિણી વનિતાઓ કરતા આપ જેવી પોતાના પ્રમાદને પ્રાજ્ઞલતાથી સ્વીકારીને પશ્ચાત્તાપપૂર્વક સદાચારના માર્ગમા વિચરનારી વનિતાઓ જ પૂજ્યતા તથા આદરને પાત્ર છે હું આપને આપની સત્યપ્રિયતા તથા સત્યવાદિતામાટે ધન્યવાદ આપુ છુ” ચિન્તામણીએ પણ અત કરણ પૂર્વક મારુ ગૌરવ કરીને મને ધન્યવાદ આપ્યો.

“એ તો બધુ જાણે ઠીક, પણ હવે એ વાત કરો કે, દિલ્લીમા આપ કેટલા દિવસ રહેવાના છો, અમારે આપની શી સેવા કરવી અને આપના સત્કારનો શો પ્રબધ કરવો ? કારણ કે, આપ કાચનમાલાના મૈત્રિણી હોવાથી આપને।

યોગ્ય સત્કાર કરવો એ અમારો ધર્મ છે. અત્યારે હુ આશા રાખું છુ કે આપ ભોજન પણ અમારી સાથે જ લેશો અને પંક્તિનો લાભ આપી અમને કૃતાર્થ કરશો.'' શ્યામલાલે હવે આદરાતિથ્યના વિષયપર આવીને વિવેક દર્શાવ્યો.

"હુ અહીં એક મહિનો રહેવાની છું અને હાલ તરત મારા ઉતારા વગેરેની સારી સગવડ હોવાથી આપને કાઇ પણ વિશેષ પરિશ્રમ આપવાની આવશ્યકતા નથી જો આવશ્યકતા હશે તો જણાવીશ આજે તો જમવા માટેની ક્ષમા કરશો, વળી બીજી વાર અહીં જમીશ.'' મેં પણ વિવેકનું ઉત્તર વિવેકથી જ વાળ્યું

પરતુ શ્યામલાલ તથા ચિન્તામણી ઉભય જનોએ આજે જ મને પોતા સાથે ભોજન લેવા માટેનો એટલો બધો આગ્રહ કર્યો કે અંતે મારે તેમના આગ્રહને સ્વીકારવો જ પડ્યો, અને તેથી મેં રામદુલારીને કહ્યું "ત્યારે રામદુલારી, તું ઘેર જા અને મન્મથ જો સમજે તો તેને જમાડી દેજે, ન સમજે ને હઠ લઇ બેસે તો મારી પાસે લઇ આવજે શેઠાણીને કહી દેજે કે જમવા વખતે મારી વાટ ન જોશો, હું અહીંથી જમીને મોડી આવીશ'' મારી આ આજ્ઞા મળતા રામદુલારી ગાડીમા બેસીને ઘેર જવામાટે રવાના થઇ ગઇ શ્યામલાલ તથા ચિન્તામણીએ આગ્રહ કરીને મને જમવામાટે રોકી રાખી અને તે કારણથી રામદુલારીને મારે ઘેર મોકલવી પડી એમા પણ પરમેશ્વરનો એક વિશિષ્ટ હેતુ હતો, અને મારી યશરેખાને સત્ય કરી બતાવવા માટેનો એમા ઇશ્વરી સંકેત સમાયલો હતો એમ રામદુલારીના ગયા પછી થોડી વારમા જ મારા જોવા તથા જાણવામા આવી ગયુ, અને તેથી 'ઇશ્વર જે કાઇ પણ કરે છે તે સારામાટે જ કરે છે,' એ સાધારણ કીંવદતીના ગૂઢ રહસ્યનુ મને સ્પષ્ટ જ્ઞાન થવા લાગ્યું.

રામદુલારીના ગયા પછી શ્યામલાલે ફોટોગ્રાફોના બડલો પાછા કબાટના ખાનામા રાખી દીધા, પણ જે કાગળોના બડલને તે બહાર આવ્યો ત્યારે પોતાની સાથે લેતો આવ્યો હતો અને જે બડલને તેણે રાઉન્ડ ટેબલપર રાખ્યુ હતુ તે બડલને ખાનામા ન રાખવાથી ચિન્તામણી તેને તે બડલનુ સ્મરણ કરાવતી કહેવા લાગી "બધા બડલો તો ખાનામાં રાખ્યા, પણ આ બંડલ અહીં ટેબલપર રહી ગયું છે તે રાખતા ભૂલી ગયા કે શું? એ શાનુ બડલ છે, ફોટાનું, નોટોનુ કે કામના હોય તેવા બીજા કાગળિયાનુ? જો જોખમ જેવુ હોય તો તીજોરીમા રાખી દઉં?"

"એ બડલ ફોટોનુ નથી, નોટોનુ નથી તેમ જ કામના હોય તેવાં બીજાં કાગળિયાંનું પણ નથી, કિન્તુ આ તો એક પચાવન વર્ષની બુઢ્ઢી પણ નૌજવાન નાજનીન જેવી આશકમિજાજ ઔરતે પોતાના એક તરુણ આશકપર લખેલી પ્રેમપત્રિકાઓનુ બડલ છે અને હું એ પ્રેમપત્રિકાઓ વાચવામાટે લાવ્યો છું'' શ્યામલાલે તે બડલમાના કાગળિયાના ભેદનો વિનોદમયી ભાષામા સ્ફોટ કર્યો

"આપણે ત્યા સાતેક વર્ષ પહેલા રાજનદન નામનો પેલો જાટ તરુણ આપને હાર્મોનિયમ શીખવવામાટે આવતો હતો એ તો તમને યાદ હશે, તેનાપર દેવકુમારી નામની એક વૃદ્ધ વિધવા આસક્ત થતા તે વિધવાએ તેને પૈસા પણ સારી રીતે આપ્યા છે અને અનેક પ્રેમપત્રિકાઓ પણ લખી છે કે જે પ્રેમપત્રિકાઓના પરિણામે તે રાજનન્દન દેવકુમારી પાસેથી હમેશા પૈસા ઓકાવતો

શકે છે અને તેથી થોડા વખતમા કદાચિત્ તે લક્ષાધીશ થઈ જાય એવો પણ સભવ છે; એમ આપ કહેતા હતા તે દેવકુમારીની રાજનદનપર લખેલી પ્રેમ-પત્રિકાઓનું તો આ બડલ નથી ને?" ચિન્તામણીએ દેવકુમારી અને રાજનદનની પ્રેમકથાનુ સ્મરણ કરાવ્યુ

"કલ્પના તો એવી કરી કે વાહ! તે દેવકુમારીની રાજનદનપર લખેલી પ્રેમપત્રિકાઓનુ જ આ બડલ છે અને ઘણી મુશ્કેલીથી આ પ્રેમપત્રિકાઓ આજે મને વાચવામાટે મળી શકી છે આ નાની અને મોટી પ્રેમપત્રિકાઓની સખ્યા પાત્રીસની છે અને તે હવે નીરાતે આપણે વાચીશું હાલ તો હું આ બડલને આ ખાનામા ફોટોગ્રાફોના બડલો સાથે જ રાખુ છુ" આમ કહીને શ્યામલાલે તે પ્રેમપત્રિકાઓના બડલને કબાટના ખાનામા રાખી દીધું

એ દંપતીના આ સભાષણથી દેવકુમારી તથા રાજનદનના પ્રેમસબધની વાર્તા દિલ્લીમા સર્વત્ર પ્રકાશિત હતી અને દેવકુમારીને સર્વ જનો હીન દૃષ્ટિથી જ જોતા હતા એ બાબત મારા જાણવામા આવી ગઈ દેવકુમારીની જે પ્રેમપત્રિકા-ઓને મેળવવાના ઉપાયને શોધી કાઢવાના વિચારમા હું તલ્લીન રહ્યા કરતી હતી તે પ્રેમપત્રિકાઓ ચિન્તામણીને ત્યા પ્રથમ વાર જ જતા અદ્ભુત સયોગથી મારા જોવામા આવશે અને તેમને મેળવવા માટેના મારા પ્રયત્નમા અચાનક સરળતા થઈ જશે, એવી મને સ્વપ્નમા પણ કલ્પના ન હોતી હવે એ પ્રેમપત્રિકાઓને શ્યામલાલ પાસેથી કેવી રીતે અને શું કારણ બતાવીને મેળવવી એ વિષેનો હું મારા મનમા છૂપો ઘાટ ઘડવા લાગી હું દેવકુમારીની મેહમાન હતી એ વાર્તા અદ્યાપિ શ્યામલાલ તથા ચિન્તામણીના જાણવામા આવી ન હોતી અને હવે જો તેઓ પૂછે તો પણ 'હું દેવકુમારીની મેહમાન છુ' એમ કેટલાક કારણોથી તેમને ન જણાવવાનો જ મેં મારા મનમા નિશ્ચય કરી લીધો અસ્તુ પણ એ પ્રેમ-પત્રિકાઓ શ્યામલાલના હાથમા કેવી રીતે આવી હશે અને એ દેવકુમારીના પોતાના હસ્તથી લખાયલી પ્રેમપત્રિકાઓ હશે કે તેમની નકલ હશે એ વિષે મારા મનમા સશય આવવા લાગ્યો જો એ નકલ હોય તો પછી એમને મેળ-વવા માટેનો પરિશ્રમ વ્યર્થ હતો હું આ સશયમા જ હતી એટલામા ચિન્તા-મણીએ શ્યામલાલને એક પ્રશ્ન પૂછ્યો અને તેનું શ્યામલાલે જે ઉત્તર આપ્યું તેથી મારા મનમા આશાનો ઉદય થયો અને પરિશ્રમ વ્યર્થ થવાની ભીતિ જતી રહી

ચિન્તામણીએ પોતાના પતિને પૂછ્યુઃ "પ્રાણેશ, આ પ્રેમપત્રિકાઓ દેવ-કુમારીની પોતાની લખેલી અસલ છે કે નકલ? અને જો અસલ હોય કે નકલ હોય, તો પણ એ આપને કેવી રીતે અને ક્યાથી મળી શકી? જે પ્રેમપત્રિકા-ઓપર રાજનદનની ધનાઢ્યતાનો આધાર છે તે પ્રેમપત્રિકાઓ તે પોતે જ આમ બીજા કોઇને વાચવામાટે પણ આપી દે અને પોતાના પાપનો પોતે જ પ્રકાશ કરી દે, એમ તો કદાપિ બની શકે જ નહિ, એ મારી માન્યતા ખોટી છે કે કેમ?"

એના ઉત્તરમા શ્યામલાલે જણાવ્યું "પ્રાણેશ્વરી, તારી શંકા સત્ય છે; રાજનદન પોતે તો એ પ્રેમપત્રિકાઓ કોઇને ન જ આપે, એટલે આ પત્રિકાઓ એક બીજા માણસ પાસેથી મને મળેલી છે અને તે બીજો માણસ તે બીજો કોઈ નહિ, પણ આપણો ફોટોગ્રાફર જગન્નાથ ઓઝા છે. રાજનદનનો એ ફોટોગ્રાફર

સાથે ગાઢ મૈત્રીસંબંધ હોવાથી અને જગન્નાથમાં તેનો સંપૂર્ણ વિશ્વાસ હોવાથી કદાચિત્ કોઈ વાર અકસ્માત્ કે બીજા કોઈ કારણથી દેવકુમારીની મૂળ પ્રેમપત્રિકાઓનો નાશ થઈ જાય, તો પણ દેવકુમારીને નીચોવવાનું પોતાના હાથમાનું શસ્ત્ર ચાલ્યું ન જાય એટલામાટે ગઈ કાલે રાજનંદન એ પ્રેમપત્રિકાઓ એમની 'ફૅકિસમીલી' (Fac-simile—અવિકલ પ્રતિરૂપ અથવા આબેહૂબ નકલ) લઇને અચ્ચાર કૉપીઓ કાઢવામાટે જગન્નાથને આપી ગયો હતો. જગન્નાથ મારો પણ મિત્ર હોવાથી, માત્ર એટલુ જ નહિ, પણ મેં અનેક વાર તેને ભીડના વખતમાં નાણાંની સહાયતા પણ આપેલી હોવાથી તેણે આ વાર્તા મને જણાવતા મેં તેની પાસેથી એક દિવસને માટે એ પ્રેમપત્રિકાઓ મને આપવા માટેની માગણી કરી અને મારી માગણીનો તેનાથી અસ્વીકાર કરી શકાય તેમ ન હોવાથી તેણે એ પ્રેમપત્રિકાઓનુ બંડલ મારા હાથમા આપી દીધું. આવતી કાલે સવારમાં એ અમાનત પાછી જગન્નાથને સોંપી દેવાની છે."

હવે મારા મનમા એક બીજી ચિન્તાનો ઉદ્ભવ થયો અને તે એ કે જો એ પ્રેમપત્રિકાઓની જગન્નાથ ફોટોગ્રાફરે ફૅકિસમીલીઓ કરી લીધી હોય, તો પછી જ્યાં સુધી તે ફૅકિસમીલીઓને પણ પાછી ન મેળવી લેવાય ત્યાં સુધી દેવકુમારીના ભયનો અંત થઇ શકે તેમ ન હોતું અને જો ફૅકિસમીલીઓ ન કરી લેવાઈ હોય તો એ પ્રેમપત્રિકાઓને કોઇ પણ ઉપાયથી તત્કાળ હાથ કરીને અદૃશ્ય કરી દેવી જોઇએ કે જેથી તેમની ફૅકિસમીલીઓનો સંભવ જ મટી જાય. આ સંશયનું નિવારણ કરી લેવામાટે મેં શ્યામલાલને પૂછ્યું "ફોટોગ્રાફરે એ પ્રેમપત્રિકાઓની ફૅકિસમીલીઓ કરી લીધી હોય તો તે જોવાની મારી ઇચ્છા છે; મારે પણ એક અગત્યના દસ્તાવેજની એવી જ ફૅકિસમીલી કરાવી લેવાની છે; એટલામાટે આપ એ પત્રિકાઓની ફૅકિસમીલીઓ કૃપા કરીને ત્યાંથી લાવીને આવતી કાલે મને બતાવશો ?"

"હજી તો ફોટોગ્રાફર આવતી કાલે એ બંડલ તેને પાછું મળશે ત્યારપછી ધીમે ધીમે ફોટો લેવાના કામની શરૂઆત કરશે અને આઠ દિવસ પછી એ કામ પૂરું થયા પછી કૉપીઓ પ્રિન્ટ કરશે એટલે લગભગ બાર તેર દિવસ પછી જો આપની ઇચ્છા હશે તો હું તે ફૅકિસમીલીઓ લાવીને બતાવીશ" શ્યામલાલે ઉત્તર આપ્યું.

મારે જાણવાનું હતું તે મેં જાણી લીધું એ પ્રેમપત્રિકાઓની ફૅકિસમીલીઓ હજી થવાની હતી અને તેથી મેં મારા મનમા જ કહ્યું. "આ આપાને પરમેશ્વરે આવા સંયોગોમા લાવીને અહીં ઉપસ્થિત કરી દીધી છે એથી સ્પષ્ટ જણાય છે કે એ પ્રેમપત્રિકાઓની ફૅકિસમીલીઓ હવે થવાની જ નથી અને રાજનંદનના પરાજયનો સમય હવે વધારે દૂર જવાનો નથી"

આ વેળાયે દાસીએ ભોજન તૈયાર હોવાની સૂચના આપવાથી શ્યામલાલ, ચિન્તામણી અને હું ઉઠીને ભોજનને ન્યાય આપવામાટે ભોજનાલયમાં ગયાં અને તેથી હાલ તરત પ્રેમપત્રિકાવિષયક વાર્તાલાપનો અંત આવી ગયો.

ભોજનની વ્યવસ્થા ભોજનાલયમા એવી તો ઉત્તમ પ્રકારની કરાયલી હતી કે જો નાનાવિધ મિષ્ટાન્ન, વ્યંજન, શાકો, ચટણી તથા મુરબ્બા આદિની સ્વાદિષ્ટતા, ભોજનાલયની સ્વચ્છતા, સોનાચાંદીનાં વાસણો તથા અન્ય વસ્તુઓનુ સવિસ્તર વર્ણન કરવા બેસું તો કદાચિત્ દશથી પંદર પાનાં તેમાં જ ચાલ્યાં જાય એટલામાટે વિસ્તૃત વર્ણન ન કરતાં આ વિષયની એટલું કહીને જ

હું સમાપ્તિ કરીશ કે શ્યામલાલ જેવા એક ધનાઢ્ય પુરુષની પ્રતિષ્ઠાને તથા ઉદારતાને સ્પષ્ટ વ્યક્ત કરી બતાવે તેવો જ તેના ભોજનાલયનો ઠાઠ હતો અને ભોજનાલયનો એવો ઠાઠ તે દિવસ સુધીના મારા જીવનકાલમા મેં પ્રથમ વાર જ જોયો તથા અનુભવ્યો હતો, એમ મારે પ્રાજ્ઞલતાથી સ્વીકારવુ જોઈએ, કારણ કે, નહિ તો મારા શિરપર કદાચિત્ કૃતઘ્નતાનો દોષ આવી જવાનો સભવ છે. શ્યામલાલ સુરાદેવીનો સેવક તથા આમિષભોજી હોવાનુ કાચનમાલાના મુખથી મેં સાભળ્યું હતું, પરન્તુ અત્યારે તો જેમ ભોજનમા કોઇ પણ આમિષ પદાર્થનું નામમાત્ર પણ ન હોતું તેમ જ એ ભોજનાલયમા આમિષ ભોજન ખવાતું હોય એવી કલ્પના પણ કરી શકાતી ન હોતી તેથી મેં એવુ અનુમાન કરી લીધું કે આમિષ ભોજન કાચનમાલા કદાચિત્ પોતાના જૂદા રસોડામા જ તૈયાર કરતી હશે અને તે ભોજનને ન્યાય આપવા માટેનુ સ્થાન પણ આ ભોજનાલયથી સર્વથા ભિન્ન હશે ભોજનની આવી અદ્વિતીય ઉત્કૃષ્ઠ વ્યવસ્થા હોવા છતા પણ અમો જ્યારે અર્ધ ભોજન કરી રહ્યા અને મેં ભોજનની પ્રશસા કરવા માડી એટલે ચિન્તામણી હસતી હસતી કહેવા લાગી કે –

"ચપા બહેન, આજના ખાદ્ય પદાર્થોની આપ આટલી બધી પ્રશસા કરો છો તો જો ભગિની કાચનમાલાના હસ્તથી તૈયાર થયેલા ભોજ્ય પદાર્થોના સ્વાદનો આપની જિહ્વાને પરિચય થયો હોત, તો ભોજનની પ્રશસામાટે તો આપ કદાચિત્ એક ગ્રથ લખવાને તૈયાર થઈ જાત અથવા તો કોઇ કવિ પાસેથી તે ભોજનની પ્રશસામાટે એક કવિતા અવશ્ય લખાવી લેત"

"ખરેખર આજના ભોજ્ય પદાર્થો ઉત્તમ હોવા છતા પણ કાચનમાલાના હસ્તથી તૈયાર થયેલા ભોજ્ય પદાર્થોમાના માધુર્ય, રસ અને સ્વાદિષ્ટતા આદિ તો ઓર જ હોય છે કાચનમાલા જેવી પાકનિષ્પત્તિકુશળા અન્ય કોઈ પણ સ્ત્રી અદ્યાપિ અમારા જોવામા આવી શકી નથી તેના આ ગુણથી અન્ય વેળાયે બીજી પ્રવૃત્તિઓમા પડતા તેનું એટલુ બધુ સ્મરણ થાય છે કે જેની સીમા જ નથી" શ્યામલાલે પણ પોતાની કાન્તા કાચનમાલાની મુક્ત કઠથી પ્રશસા કરી સભળાવી

"જો કે મને કાચનમાલાના હસ્તથી તૈયાર થયેલા ભોજનનો સ્વાદ લેવાનો પ્રસગ મળ્યો નથી, તથાપિ આપ દપતી જ્યારે તેમની રંધનકલાની આટલી સીમા પર્યન્ત પ્રશસા કરો છો ત્યારે તેમની રંધનકલા અવશ્ય પ્રશંસનીય તો હોવી જ જોઇએ, એ મારે માનવુ જ પડે છે છતા પણ મારી માન્યતા પ્રમાણે આપને કાચનમાલાના હસ્તથી તૈયાર થયેલા ભોજ્ય પદાર્થો જે આટલા બધા મધુર તથા રુચિકર લાગે છે તેનુ કારણીભૂત જેમ કેટલેક અશે તેમનુ કૌશલ્ય છે તેમ વિશેષ અશે તેમનો આપ દપતીમાનો અનન્ય પ્રેમભાવ છે પ્રેમનો પ્રભાવ કેટલો બધો હોય છે એ વિષેની એક ખરી બનેલી ઐતિહાસિક ઘટના હું આપને શયનમદિરમા ચાલીને સભળાવીશ, આપણા ભોજન કાર્યની સમાપ્તિ થવા આવેલી છે એટલે અહીં હવે સમય વીતાડવાની આવશ્યકતા નથી" મેં કાચનમાલાના કૌશલ્ય સાથે પ્રેમના સબધનો ભાસ કરાવીને કહ્યું

અમો ભોજનના કાર્યથી નિવૃત્ત થયા ને પાછા શયનમદિરમાં આવ્યાં તે વેળાયે ત્યા ચાદીના એક થાળમા ઉત્તમોત્તમ પાનબીડા અમારામાટે તૈયાર રાખવામાં

આવ્યા હતા અને પીકદાની (થૂકદાની) પણ તૈયાર હતી તામ્બૂલને મુખમાં પધરાવતા શ્યામલાલે મને કહ્યું. "ત્યારે હવે પ્રેમના પ્રભાવ વિષેની પેલી ઐતિહાસિક કથા આપ વર્ણવો એટલે સમય જરાક આનંદમા વીતી જાય"

હું તે ઐતિહાસિક કથાને વર્ણવતી કહેવા લાગી "જયપુરમા ભાદ્રપદ માસમાં તૃતીયાનો એક ખાસ મેળો બહુ જ ધામધૂમ અને મોટી તૈયારીઓ સાથે ભરાય છે અને તે મેળામા રાજા તેમ જ સર્વ અધિકારીઓ કસુમલ એટલે કે કસુબી રગની પાઘડીઓ બાધીને આવે છે અંગ્રેજી અમલદારીથી પૂર્વે આપણા દેશી ખેલ તમાશાઓનો લોકોને ઘણો ચાહ હતો અને તે સમયમા વર્ષાદ પણ ઘણો જ વધારે થતો હતો. અત્યારની પેઠે લોકો વર્ષાદની વાટ જોતા ડાચા વકાસીને બેસી રહેતા ન હોતા, આજકાલ જેવી રીતે શ્રાવણ તથા ભાદ્રપદ સૂકાધાકોર વીતી જાય છે તેમ આગળ થતું ન હતુ 'શ્રાવણની ઝડી અને ભાદરવાનુ ભરણુ' એ પુરાણી કહેવત તે સમયથી ચાલેલી છે કે જે સમયમા શ્રાવણ તથા ભાદ્રપદ માસ વૃષ્ટિની અખડતા સહિત જ વીતી જતા હતા અર્થાત્ તૃતીયાના મેળામાં વર્ષાદ અવશ્ય વર્ષતો હતો અને એટલામાટે જ સ્ત્રીઓ તથા પુરુષો કસુબી રગનાં વસ્ત્રો ધારણ કરીને મેળામા આવતા હતા પાણીથી ભીંજાયા પછી જે કોઇના વસ્ત્રોમાથી કસુબાનો રગ જેટલા વિશેષ પરિમાણમા નીકળતો હતો તેની તેટલી જ વિશેષ પ્રશસા થતી હતી અને એ કારણથી સ્ત્રીઓ તથા પુરુષો પોતાના દુપટ્ટા તથા પાઘડીઓને કસુબાના બહુ જ ઘેરા રગથી રગાવતા હતા એક વર્ષમા એ તૃતીયાના મેળામા વર્ષાદ વર્ષતા એક ઠાકોરની પાઘડીમાથી એટલો બધો રગ નીકળવા લાગ્યો કે તેના સર્વ વસ્ત્રો તથા તેના ઘોડાપરના જીન તથા ખોગીર વગેરે સર્વ કાંઈ ઘેરા કસુબીયા થઈ ગયા છતા પણ તેની પાઘડીનો રગ ફીકો ન પડ્યો તે ન જ પડ્યો. તે દિવસે મેળામા તે ઠાકોરની પાઘડીની ચારે તરફ ઘણી જ સારી પ્રશંસા થવા લાગી અને તે પ્રશસાને સાભળીને તથા તેની પાઘડીને જોઇને રાજાએ તે ઠાકોરને પૂછ્યુ 'તમારી પાઘડી કોના હાથે રગાઈ હતી વારુ?' એના જવાબમાં તે ઠાકોરે એક રગરેજનું નામ આપ્યુ એટલે રાજાએ તે રગારીને તરત બોલાવ્યો અને તેને પોતાની પાઘડી આપીને કહ્યું 'મારી આ પાઘડીને આ ઠાકોરની પાઘડી જેવી જ રગીને લઈ આવજે' રંગારીએ કહ્યું 'આ ઠાકોરની પાઘડી મેં રગી ન હોતી કિન્તુ મારી દીકરીએ રંગી હતી' આ જવાબ મળતા રાજાએ તેની દીકરીને બોલાવી મગાવી અને તેને પાઘડી આપીને કહ્યું 'તેં આ ઠાકોરની પાઘડી જેવી રગી હતી તેવી જ આ પાઘડી પણ રગી લાવ તારી મેહનતનો વિચાર ન કરીશ, એ મેહનતની તને મોઢે માગી કીમત મળી જશે' એના ઉત્તરમાં તે રગારણે કહ્યું 'મારા કામમા તો હું કચાશ નહિ જ રાખુ અને તેનું કારણ એ છે કે રાજાજીની કૃપા થતા દરિદ્ર મનુષ્યની સાત પેઢીઓનું દારિદ્ય ચાલ્યું જાય છે એટલે મારા ભાગ્યમાં આવો રાજસેવાનો પ્રસગ હોય જ ક્યાંથી? છતાં પણ અન્નદાતાજી, તે રંગ તો ...... ..' આટલું બોલીને રંગારણ શર્માઈ ગઈ અને વધારે બોલી શકી નહિ. રાજાએ કહ્યું 'તારા 'તે રંગ તો' એ શબ્દોના આશયને હું સમજી શકતો નથી; એટલામાટે જે કહેવાનું હોય તે સ્પષ્ટ શબ્દોમાં કહી દે' રગારણ નીચી નજર કરીને બોલી. 'પૃથ્વીનાથ, રાજા સમક્ષ જે કાંઈ હોય તે સત્ય કહી દેવુ જ સારુ હોય છે અને તેટલામાટે જ હું

કહું છું કે અન્નદાતાની પાઘડીમા હું બમણો કે ચોગણો રગ ચઢાવીશ, છતાં પણ એ ઠાકોરની પાઘડી જેવો રગ આ પાઘડીમાં આવશે કે નહિ, એ વિષેની ખાત્રી મારાથી આપી શકાતી નથી, કારણ કે, તે રગ તો બીજો જ હતો' રાજાએ કહ્યું 'વળી પાછી તે જ વાત? બીજો રગ વળી કયો અને શો હતો?' વચ્ચે વળી દીવાનજી બોલી ઉઠયા કે 'શું ઠાકોરની પાઘડી અન્નદાતાની પાઘડી કરતાં વધારે ઉંચી જાતની હતી?' એના જવાબમા રગારણે કહ્યું 'નહિ, દીવાનજી, ઈશ્વર એવુ કદાપિ ન કરે કે આ પાઘડીથી વધારે ઉંચી જાતની બીજી કોઇ પણ પાઘડી હોય, પણ હું તો રગની જ વાત કહું છું' દીવાન સાહેબ જરા માથું ફેરવીને બોલ્યા 'રગ રંગ શું કરી રહી છે? જે કહેવાનુ હોય તે ચોખ્ખુ કરીને કહી દે' રગારણને શર્મ છોડવાનો પ્રસગ આવી લાગ્યો અને તેથી તે નિરુપાય થઇને કહેવા લાગી, 'દીવાનજી, આપ તો રાજ્યના કાર્યભારી છો અને બુદ્ધિમાન્ છો છતા આવી એક સાધારણ વાતને નથી સમજી શકતા? અન્નદાતા સમક્ષ આ વાર્તાના ભેદનું મારા મુખથી વિવેચન શામાટે કરાવો છો? હુ વધારે શું કહું? એક વાર હું કહી તો ચૂકી જ છું કે 'તે રંગ બીજો જ હતો' રાજાએ કહ્યું 'રગારણ, તારુ આ ગોળ બોલવુ મારી સમજમા આવી શકતું નથી અને તેટલામાટે જે વાત છે તે તુ સાફ સાફ શામાટે નથી કહી દેતી?' હવે જે રહસ્ય હતુ તે જણાવ્યા વિના રગારણનો છૂટકો થાય તેમ ન હોતું એટલે સ્પષ્ટ શબ્દોમા બોલી 'મારા આશયને અન્નદાતા સમજી તો ગયા છે, છતા દીવાન સાહેબની આબરૂ જાળવવામાટે મારા મુખથી જ બોલાવવાની અન્નદાતાની ઇચ્છા છે તો હવે લજ્જાને ત્યાગ્યા વિના બીજો ઉપાય નથી. ખરી વાત એ છે કે મારા પિતાજી એ ઠાકોરના વસ્ત્રો રંગવાનું કામ કરે છે, પરંતુ આ પાઘડી રંગવાનું કામ ઠાકોરે ખાસ મને જ સોપ્યું હતું અને તેથી જ્યારે પણ હું કસુબાની રૈમી ચઢાવતી હતી ત્યારે સર્વથી પ્રથમ આ પાઘડીને જ રગતી હતી, એવી રીતે સેંકડો વાર મેં આ પાઘડીને પ્રથમના ચૂહેલા રગમાં ડુબાવી એટલે કે બોળી લીધી હતી અને તે પણ અત્યંત લાગણીથી, એથી હવે આપ અન્નદાતા જ સમજી લ્યો કે તે રંગ કેવો હતો।' આટલું બોલતા રગારણ શર્માઇ ગઈ અને જરાક હસીને ચુપ રહી ગઈ હવે રાજા તેના આશયને સમજી ગયો અને તેથી પોતાના દીવાનને કહેવા લાગ્યો 'દીવાનજી, આ રગારણ સાચું કહે છે કે, મારી પાઘડી ઠાકોરની આ પાઘડી જેવી નથી જ રગાવાની, કારણ કે, જે રગથી ઠાકોરની પાઘડી રંગાઇ હતી 'તે રંગ પ્રેમનો હતો।' એટલામાટે એની પાસેથી પાઘડી પાછી લઈ લ્યો અને એ બિચારીને જવા દો.' જ્યારે એ રંગારણના પ્રેમના રગનો વૃત્તાત રાજાની રાણીના સાભળવામાં આવ્યો એટલે રાણીએ રાજાની પાઘડીને પોતે પોતા પાસે મગાવી લીધી અને પોતાનાં સઘળાં નવા તથા જુના ઘણાં જ સારા રગાયલા કસુબી રગના વસ્ત્રોમાના રગને કાઢી કાઢીને તે રગ રાજાની પાઘડીને પીવડાવવા—ચઢાવવાનો આરભ કરી દીધો ને એક વર્ષ પછી આવનારા તૃતીયાના બીજા મેળાના સમય પર્યંત તે પાઘડીને સેંકડો ડોબ દઈ નાખ્યા. જ્યારે મેળાનો દિવસ આવ્યો અને રાજા મેળામાં જવાને તૈયાર થયો ત્યારે રાણીએ તે પાઘડી રાજાને મોકલી દીધી રાજાએ પણ

તે જ પાઘડી બાંધી લીધી અને ધામધૂમથી અશ્વારૂઢ થઇને તે મેળામાં આવી લાગ્યો. ઈશ્વરની કૃપાથી તે દિવસે પણ જળવૃષ્ટિ બહુ જ સારી થઈ અને રાજાની પાઘડીમાંથી એટલો બધો રંગ છૂટયો કે જાણે ત્યાં કસુંબાની નદી જ વહી નીકળી હોયની ! એવો જ લોકોને ભાસ થવા લાગ્યો, અને એ દૃશ્યને જોઇને સર્વ જનો આશ્ચર્યથી દિગ્મૂઢ જ થઈ ગયા રાજા મેળામાંથી રંગમાં ડૂબેલો જ રાણી પાસે ગયો અને આશ્ચર્ય દર્શાવીને પૂછવા લાગ્યો. 'રાણીજી, આજનો રંગ કયો છે ?' રાણીએ સ્મિત કરીને ઉત્તર આપ્યું 'રંગ તો તેનો તે જ છે, પણ સ્વકીયા અને પરકીયાનો ભેદ છે !' રાજાએ કહ્યું. 'આ રંગ સ્વકીયાના પ્રેમનો રંગ હોવાથી જ ઠાકોરની પાઘડી કરતાં મારી પાઘડીમાંથી વધારે રંગ નીકળ્યો છે.' એવી જ રીતે રસોઇને સર્વ જનો રસાયનના નામથી ઓળખે છે તો ખરા, પરંતુ ખરી રીતે જ્યારે રસોઇ કાર્યકુશલા કુલીન કાંતાઓના કરકમલોવડે સિદ્ધ થાય છે ત્યારે જ તેને રસાયન કહી શકાય છે મોટા માણસોના ઘરોમા હુશિયાર રસોઇયા તો હોય છે જ છતા પણ ભોજનોના સત્ય સ્વાદને જાણનારા પુરુષોને જે સ્વાદનો સ્ત્રીના હસ્તથી તૈયાર થયેલા ભોજનમા સાક્ષાત્કાર થાય છે તે સ્વાદના શતાંશ ભાગનું પણ રસોઇયાની રસોઇમાં અસ્તિત્વ જણાતુ નથી, રસોઇયાની રસોઈ ગમે તેવી સારી હોય છતા મજૂરી અને નોકરીના આધાર તથા સ્વાર્થની આશાથી કરાયલી હોય છે અને તેથી તેમાં પ્રેમનો લવલેશ પણ હોતો નથી. એથી વિપરીત પોતાની ગૃહલક્ષ્મીના હૃદયમા સ્વાર્થનો લવલેશ નથી હોતો અને પ્રેમ તો ઓતપ્રોત ભરેલો હોય છે. માતાના હૃદયમાં પુત્રમાટે જે પ્રેમ ભરેલો હોય છે, ભગિનીના હૃદયમા પોતાના બંધુ માટેનો જે નિ સ્વાર્થ પ્રેમ વસેલો હોય છે અને પત્નીના હૃદયમા પોતાના પૂજ્ય પતિદેવમાટે જે પ્રેમ ભાવનાનો નિવાસ હોય છે તે પ્રેમ રસોઇયાના અથવા તો રસોઇયણના હૃદયમા ક્યાથી આવી શકે વારુ ? માતા, ભગિની તથા પત્નીનો એ પ્રેમ ગૃહમાંની અન્ય સામગ્રીઓ સાથે પણ ભળેલો હોય છે અને જેઓ પ્રેમી પુરુષો હોય છે તે જ એ રહસ્યને જાણી શકે છે સારાંશ કે, સ્ત્રીના હસ્તથી તૈયાર થયેલું ભોજન તેના પ્રેમના પ્રભાવથી જ અતિશય સ્વાદિષ્ટ થઈ જાય છે અને એટલામાટે જ કેટલીક વાર કેટલાક પુરુષોના મુખમાથી અચાનક એવા ઉદ્ગારો નીકળતા સંભળાય છે કે 'ઘરનાં ખીચડી, કઢી કે શાક અને રોટલામાં જે સ્વાદ આવે છે અને ખાવાથી જેટલો સંતોષ થાય છે તેટલો સ્વાદ બહારના દૂધપાક પૂરીમા પણ આવતો નથી અને તે ખાવાથી સંતોષ પણ થતો નથી.' એમા પણ વળી સ્વકીયા અને પરકીયા સ્ત્રીના હસ્તથી તૈયાર થયેલા ભોજનમા સુજ્ઞ પુરુષો અમુક ભિન્નતાને જોઈ શકે છે, કારણ કે, પરકીયાનો પ્રેમ સ્વકીયાના પ્રેમથી જેટલો ઊતરતો હોય છે તેટલો જ પરકીયાના રાંધેલા ભોજનમાં સ્વાદ પણ ઓછો જ હોય છે."

મારા મુખથી વર્ણવાયલી આ કથા સાંભળીને ચિન્તામણીએ પોતાના પતિને વિનોદમય કટાક્ષ કરીને કહ્યું "સાંભળ્યુ, પ્રાણેશ ! આ સ્વકીયા તથા પરકીયાના ભેદને વિશેષતાથી લક્ષમાં રાખી લેવાની આવશ્યકતા છે."

"ત્યારે હવે કાંચનમાલાને મારે સ્વકીયા માનવી કે પરકીયા માનવી ?" શ્યામલાલે પણ વિનોદાત્મક પ્રશ્ન રજૂ કર્યો

"મારો કટાક્ષ કાંચનમાલામાટે નથી, કાચનમાલાને પરકીયા કહેનાર પોતે જ પરકીયા હોવી જોઇએ, એવી જ મારી દૃઢ માન્યતા છે" ચિન્તામણીએ અત્યંત લાગણીથી કાચનમાલાની વકીલાત કરીને કહ્યું

"તો પછી હવે બીજી ચિન્તા તારે રાખવાની નથી, હવે મારી મસ્તીની મોસમ ખલાસ થઈ ગઈ છે, હું સુધરી ગયો છુ અને પારકી સ્ત્રીને પુત્રી, ભગિની કે માતા સમાન માનવાના તત્ત્વને સ્વીકારી ચૂકયો છુ!" શ્યામલાલે અંત-કરણપૂર્વક જણાવ્યુ

"નાથ! ખોટું લાગ્યું હોય તો ક્ષમા કરશો, હુ તો કેવળ વિનોદાર્થે જ આ શબ્દો બોલી હતી." ચિન્તામણીએ શોક દર્શાવ્યો

"હવે આપણે એ રસ્તે જતા જ નથી તો પછી ખોટું લાગવા જેવુ હોય જ શું વારૂ? તું તારૂ કર્તવ્ય બજાવે છે અને તેમાટે હુ તો તને ધન્યવાદ જ આપું છું. તારા જેવી અને કાચનમાલા જેવી ગૃહલક્ષ્મીઓ ગૃહમા હોય અને જો કોઈ પુરુષ પરનારીના પ્રેમમા લપટાય, તો પછી તેનામા અને શ્વાનમા કાંઈ પણ ભેદ હોઈ શકે ખરો કે?" શ્યામલાલે ભદ્ર વિચારો દર્શાવ્યા.

"હ, પણ મહાશય! આપ હવે મુબઈ ક્યારે જવાના છો? કાચનમાલા કહેતાં હતા કે આપ પદરેક દિવસમા ત્યા આવવાના છો એટલે હવે તે મુદ્દતને પૂરી થવામા હવે વધારે દિવસ રહ્યા નથી" મેં હવે મારા સ્વાર્થના વિષયપર આવીને ચાલાકીથી જ વચ્ચે શ્યામલાલને આ સવાલ પૂછયો.

મારા એ સવાલના જવાબમા શ્યામલાલ કહેવા લાગ્યો "ગઇ કાલે જ કાંચનમાલાનો કાગળ આવ્યો છે અને તેમા તે જણાવે છે કે, શીલર તથા હરમતજાનના સબધમા મુંબઇનું સી આઇ ઇ ડી ખાતુ જે બહુ જ બળવાન્ પુરાવા એકઠા કરવા માગે છે તે પૂરાવાને એકઠા કરવાનુ કામ હજી બાકી છે અને તેથી એક માસ કે દોઢ માસ સુધી કેસ મૅજિસ્ટ્રેટની કોર્ટમા ચાલે તેમ નથી; માત્ર એટલુ જ નહિ, પણ અમદાવાદવાળા વ્યકટાદ્રિ બાવાને પણ એ કેસમાં જ સડોવી દેવાનો પોલિસના અધિકારીઓનો વિચાર હોવાથી વ્યંકટાદ્રિ બાવાની છૂપી તપાસનું કામ માલતીની સહાયતાથી સી આઈ ડી ખાતાના અમલદારો કરી રહ્યા છે મારો તો હવે એવો વિચાર થાય છે કે મુબઈ જઇને જો કેસ લબાય તો કાચનમાલાને અહીં લઈ આવું જ્યારે કેસ ચાલવા માડશે ત્યારે હું તેને સાથે લઇને મુબઈ જઇશ"

"મને પણ એ જ ઠીક લાગે છે, હવે કાચનમાલાને આપનો તેમ જ મારા ચિન્તામણી બહેનનો વિયોગ અસહ્ય થતો હશે અને તે થવો જ જોઇએ" મેં શ્યામલાલના વિચારને અનુમોદન આપ્યું અને ત્યાર પછી હરમતજાન વિષે મારા મનમાં કાંઇક વિચાર આવતા પૂછ્યું "હરમતજાન અહીંની નિવાસિની હોવાથી અહીંનું પોલિસખાતું હરમતજાનની હરામખોરીના પૂરાવાને મેળવવાના ઉદ્યોગમા લાગેલું છે કે કેમ? અને જો લાગેલું હોય તો તેણે કેવા અને કેટલાક પૂરાવા મેળવ્યા છે? તેમ જ હરમતજાન પોતે મુબઇની જેલમા હોવાથી હરમતજાનની હવેલીમાં અત્યારે કોણ વસે છે, તેના ઘરની સભાળનું કામ કોણ કરે છે અને તેનુ ઘર કેવી હાલતમા છે એ વિષેની આપને ખબર હોય તો મારા મનમા તે જાણવા માટેની આતુરતા છે, એ નવીનતાથી કહેવાની અગત્ય નથી."

"જ્યારે મુંબઈમા શીલર તથા હુરમતજાનને પકડવામાં આવ્યાં ત્યારે ત્યાંના સી. આઇ ડી ખાતાની તારથી મળેલી સૂચના પ્રમાણે હુરમતજાનની હવેલીની પંચ સમક્ષ તપાસ કરવામા આવી હતી અને કેટલાક અગત્યના કાગળિયાં તથા બીજી વસ્તુઓ હાથ કરી લેવામાં આવ્યા હતા હવેલીમા જે કેટલીક યુવતીઓ છે તેમને એક મકાનમા રાખીને હવેલીના ઘણાખરા ઓરડાને તાળા મારી સીલ કરીને બંધ કરી દેવામાં આવ્યાં છે અને જે યુવતીઓ છે તેમની કેટલીક જબાની લખી લઇને તેમને પોલિસની દેખરેખ તળે એટલામાટે રાખવામાં આવી છે કે કદાચિત્ અગત્ય પડે તો તેમને હુરમતજાન વિરુદ્ધ કોર્ટમા જબાની આપવામાટે કોઈ પણ વખતે મોકલી શકાય જે એક યુવતીના હાથમા ઘરના ઉપરીપણાનો અધિકાર હતો તેના જ હાથમાં તે અધિકાર રહેવા દેવામા આવ્યો છે અને તેની પાસે તીજોરીની ચાવી હોવાથી તે યુવતીઓને બીજું કાઇ પણ દુઃખ થયું નથી અને થવાનો સભવ પણ નથી" શ્યામલાલે એ ઉત્તરથી મારી આતુરતાને શમાવી દીધી

આવા પ્રકારના નાનાવિધ વાર્તાલાપમા લગભગ ત્રણ વાગ્યાનો સમય થવા આવ્યો છતા પણ હું મારા ઊતારામા જવામાટે ન ઉઠી તેનુ ખાસ કારણ એ જ હતુ કે દેવકુમારીની પ્રેમપત્રિકાઓને કેવી રીતે હસ્તગત કરવી એ વિષેની ચિંતામાં હું પડી ગઈ હતી અને તેથી બીજા વાર્તાલાપમા અગ્ર ભાગ લેવા છતા પણ મારું મન તો એ જ વિષયમા અને એ જ ચિન્તામા પરોવાયલું હતું અતે મેં શ્યામ-લાલ તથા ચિન્તામણીને સબોધીને કહ્યું "મારા ઉદાર યજમાનો! આજે આપે મારો જે આદરસત્કાર કર્યો છે અને હું એક અપરિચિતા અબળા હોવા છતાં પણ આપ દંપતીએ મારા પ્રતિ જે લાગણી દર્શાવી તેમાટે આપ દંપતીનો અંતઃ-કરણપૂર્વક આભાર માનીને હુ હવે મારા ઊતારામાં જવા માટેની રજા લેવા માગું છું, પરતુ અહીંથી જવા પૂર્વે આપ પાસેથી મારે એક વસ્તુ એક દિવસમાટે માગવાની છે; પણ આપ જો તે આપવાની ઉદારતા દર્શાવી શકો તો, નહિ તો સોનાની જાળને પાણીમા નાખી દેવાનો મારો વિચાર નથી"

"અમારી કોઇ પણ વસ્તુ એક દિવસને બદલે દશ દિવસને માટે પણ આપને આપવાને અમો તૈયાર છીએ એમા તે આપે વધારે શું માગ્યું?" શ્યામલાલે કહ્યું.

"નહિ, હું જે વસ્તુ માગવાની છુ તે આપની પોતાની નથી અને તેથી એક દિવસ કરતાં વધારે સમયને માટે તે વસ્તુ આપ આપી શકો તેમ નથી અને તેટલામાટે જ મારે એક દિવસને માટે જ તે વસ્તુની માગણી કરવી પડી છે" મેં મારા પ્રશ્નને બુદ્ધિપૂર્વક કાંઇક જટિલ કરીને કહ્યું.

હું દેવકુમારીની પ્રેમપત્રિકાઓ જ માગીશ એવી તે દંપતીમાંથી કોઇના પણ મનમા શકા ન આવે એ સ્વાભાવિક હતુ અને બીજી કોઇ પારકી વસ્તુ તેમના ગૃહમાં હતી જ નહિ એટલે તો પતિપત્ની જરા વિચારમા પડી ગયા અને ત્યાર પછી ચિન્તામણીએ નિર્ભયતાથી કહ્યું "ભલે તે પારકી વસ્તુ હશે, તો પણ આપને અમો આપીશું, કહો ત્યારે તે શી વસ્તુ છે વારુ?"

"તે વસ્તુ રૂપિયા નથી, દાગીના નથી કે એવી બીજી કોઇ પણ કીમતી ચીજ પણ નથી, નથી તો કાંઇ પણ નથી ને છે તો સર્વ કાંઇ છે લાલાજી! પેલી દેવકુમારીની જે પ્રેમપત્રિકાઓ આપ ફોટોગ્રાફર પાસેથી લાવ્યા છો, તે

વાંચવાની મારા મનમાં પ્રબળ ઈચ્છા ઉદ્ભવી છે અને તેથી જો આજની રાત તે પત્રિકાઓ આપ મને આપશો, તો આપનો મારાપર અત્યંત આભાર થશે. આવતી કાલે સવારમાં આઠ વાગ્યામાં એ બંડલ હું આપને પાછું પહોંચતું કરી દઇશ" મેં મને જોઇતી વસ્તુનું નામ બતાવી દીધું.

તે પત્રિકાઓની માગણી કર્યા પૂર્વે મારા મનમાં એવો ભય થયા કરતો હતો કે, 'હું એ પત્રિકાઓ માગીશ એટલે શ્યામલાલ અથવા તો ચિન્તામણી મને કાંઇ પણ આડા અવળા સવાલો પૂછશે અને તે સવાલોના જવાબો મારે બહુ સંભાળ રાખીને વિચારપૂર્વક આપવા પડશે,' પરંતુ શ્યામલાલ બહુ જ સરળ, ભોળા અને નિષ્કપટ સ્વભાવનો પુરુષ હોવાથી અને ચિન્તામણી પણ એક અત્યંત સરળહૃદયા સુંદરી હોવાથી તે ઉભયમાંથી કોઇએ પણ એવો કાંઇ પણ પ્રશ્ન ન પૂછ્યો. વસ્તુના નામને જાણતાં જ ચિન્તામણીએ તત્કાળ કહ્યું. "બાઈ એ પ્રેમપત્રિકાઓ લઇ જજો અને રાતે વાંચીને આવતી કાલે સવારમાં પાછી મોકલી આપજો. અમો એ પત્રિકાઓ આવતી કાલે વાંચીશું અને પરમ દિવસે ફેટિઆફ્રૂસને પાછી આપીશું પત્રિકાઓની નકલ એક દિવસ મોડી થશે, તો તેથી કાંઈ ખાટું મોળું થઈ જાય તેમ નથી"

"એ તો પરમ દિવસને બદલે ચોથે દિવસે આપણે એ બંડલ પાછું મોકલીએ તો પણ ચાલી શકે તેમ છે આવતી કાલે હું જગન્નાથને કહીશ કે હજી અમોએ તે પત્રિકાઓ વાંચી નથી એટલે એક દિવસ પછી મોકલીશું" શ્યામલાલે પણ ચિન્તામણીના અભિપ્રાય જેવો જ અભિપ્રાય દર્શાવ્યો અને કબાટના ખાનામાંથી પ્રેમપત્રિકાઓનું તે બંડલ કાઢીને મને આપી દીધું હું ઉઠવાની તૈયારી કરવા લાગી, પણ એટલામાં શ્યામલાલે કહ્યું કે "ચપાબાઈ! આપનો સ્વભાવ એટલો બધો મળતાવડો અને વિનોદી છે તેમ જ આપના સભાષણમાં એવું તો માધુર્ય ભરેલું છે કે આપ સાથેના વાર્તાલાપથી કોઇને જરા પણ કંટાળો આવે એ અશક્ય છે આપના આજના આટલા સમાગમથી અમોને અતિશય આનંદ થયો છે અને આશા છે કે દિલ્લીમાં આપ રહો ત્યાં સુધી જ્યારે પણ અવકાશ મળે ત્યારે અમને દર્શન તથા સમાગમનો લાભ આપતા રહેશો અને અમારા યોગ્ય જે કાઈપણ કાર્યસેવા હોય તે કોઈ પણ પ્રકારના સંકોચ વિના દર્શાવશો અસ્તુ આપ મુંબઇવાળાને ચાહ તથ કૉફી વધારે જોઇએ છે તેથી હું કૉફી મૂકાવુ છું તે પીધા પછી ખુશીથી જજો, એટલી વારમા હું ગાડી પણ મંગાવી લઉં છું" આમ કહીને શ્યામલાલે પોતાની એક દાસીને કૉફીના બે કપ તૈયાર કરી લાવવાનું કહ્યું અને એક નોકરને પોતાની ગાડી જોડાવી લાવવામાટે તબેલા ભણી દોડાવ્યો. વાતચીતમાં અને કૉફી પીવામા તેમ જ પુન. તામ્બૂલભક્ષણ કરવામા પાત્રીસેક મિનિટનો વખત વીત્યો અને લગભગ પોણાચાર વાગે શ્યામલાલની ગાડીમા બેસીને હું રવાના થઈ ગાડીમા બેસતા ગાડીવાળાને ગાડી નાટકશાળા ભણી લઈ જવાનું મેં જણાવ્યુ હતુ, કારણ કે, શ્યામલાલના ગાડીવાળાને દેવકુમારીને ઘેર હું ઊતરી હતી એ ન જાણવા દેવાનો મારો હેતુ હતો અને તે હેતુ નાટકશાળામાં ઊતરીને ગાડીને વિદાય કરી દીધા વિના પાર પડે તેમ હતું જ નહિ. નાટકશાળા આગળ ઊતરીને મેં ગાડીવાળાને ગાડી લઈ જવાનું કહ્યું અને નારૂજીને મારા નિવાસમાટે એક સારૂ ઘર રાખી લેવાનું કહીને અને તેમા જોઇતી વસ્તુઓ

રખાવવાની સૂચના આપી તે ઘર બીજા દિવસના પ્રભાતમાં મારા નિવાસમાટે તૈયાર હોવું જોઇએ એમ જણાવીને ભાડાની ગાડીમાં બેસી ત્યાંથી લગભગ સાડા પાંચ વાગે હું પાછી દેવકુમારીના આવાસમાં આવી લાગી હવે પછી નાટકમાં દ્રૌપદીની ભૂમિકા ભજવવા ઉપરાંત મારે સંસારનાટકમાંની એક બહુ જ નાજુક ખેલાડણની બીજી ગુપ્ત ભૂમિકા ભજવવાની હતી તેમાટે દેવકુમારીના આવાસમાંથી નીકળીને અન્ય સ્વતંત્ર આવાસમાં રહેવાની મારામાટે કેટલાક કારણોથી અનિવાર્ય આવશ્યકતા હતી અને તેટલામાટે જ મેં નારૂજીને મારામાટે ભિન્ન ઘર ભાડે રાખી લેવાની સૂચના આપી દીધી હતી. ઘેર આવીને મેં દેવકુમારીની પ્રેમપત્રિકાઓને જાળવીને મારી પોતાની ટ્રંકમાં બંધ કરી દીધી અને ત્યાર પછી, દેવકુમારી ક્યાંક બહાર ગયેલી હોવાથી અને રામદુલારી મન્મથને લઇને બજારમાં કાંઇક અપાવવાને ગયેલી હોવાથી હું મારા ઓરડામાં એકાંતમાં વિચાર કરતી ઈજીચેરમાં પડી રહી વિચાર કરતી હું મનોગત કહેવા લાગી કે—

"આજની આ ઘટનાને મારે કાકતાલીય ન્યાયથી થયેલી ઘટના તરીકે ઓળખવી કે દેવકુમારીના કથન અનુસાર મારા ભાગ્યમાંની યશોરેખાના પરિણામ તરીકે ઓળખવી, એનો નિર્ણય થવો કઠિન છે મારું આજે અચાનક ચિન્તામણીને મળવામાટે જવું, અચાનક શ્યામલાલનું દેવકુમારીની પ્રેમપત્રિકાઓ લઇને આવવું અને મારી માગણીને સ્વીકારીને તત્કાળ શ્યામલાલ તથા ચિન્તામણીએ તે પત્રિકાઓ મને વાંચવામાટે આપવાની ઉદારતા દર્શાવવી, એ સર્વ જો કે કાકતાલીય ઘટના જેવી જ ઘટના હતી, છતાં પણ જો ભાગ્યમાં યશઃપ્રાપ્તિ ન લખાયલી હોય તો આવા યોગાનુયોગ બની ન આવે, એ પણ નિશ્ચિત હોવાથી એક રીતે આ ઘટનાને યશોરેખાનું પરિણામ પણ શામાટે ન કહી શકાય? અવશ્ય કહી શકાય. અસ્તુ પણ હવે આ પ્રેમપત્રિકાઓના બદલને પચાવી જવામાટે શો પ્રપંચ રચવો? અસત્યવાદ તો કરવો જ પડશે, પણ તેમ કર્યા વિના બીજો ઉપાય નથી તેમ જ આ અસત્યવાદ દેવકુમારી તથા મન્મથકુમારના કલ્યાણમાટે અને રાજનંદન જેવા એક અનાચારી તથા દુરાચારી પુરુષના પરાજયમાટે કરવાનો હોવાથી એ અસત્યવાદમાં પાતક જેવું હોય, એમ હું માનતી નથી; કારણ કે, શાસ્ત્રોની પણ એવી જ આજ્ઞા છે કે, વિવાહના પ્રસંગે, રતિકાળમાં, પ્રાણનાશની વેળાએ, સર્વ ધનના વિનાશનો પ્રસંગ આવતાં તથા ધર્મના રક્ષણમાટે કિંવા પરોપકારમાટે જો અસત્યવાદ કરવામાં આવે તો તે અસત્યવાદ અપાતક એટલે કે પુણ્ય સમાન જ થઈ પડે છે એનો પ્રબંધ તો જોયું કરી લેવાશે, પણ ત્યાર પછી એ પત્રિકાઓ આપી દેવા પૂર્વે દેવકુમારીના હસ્તથી મન્મથકુમારના ભાવિ કલ્યાણ માટેનો પ્રબંધ કરાવી લેવાની આવશ્યકતા પણ અનિવાર્ય છે; બંધી દેવકુમારી આવા સંકટમાં પાછી સપડાવાની નથી અને સ્વાર્થ સરી ગયા પછી દાદ આપવાની નથી. મન્મથકુમારનો સ્વાર્થ સિદ્ધ થયા પછી અને પ્રેમપત્રિકાઓ દેવકુમારીના હસ્તમાં ગયા પછી રાજનંદનના શિરપર વજ્રઘાત પણ એવા વેગથી કરવાની આવશ્યકતા છે કે તે પણ અબળાના કૌશલ્યને મરણની ઘટિકા પર્યન્ત સંભારતો રહે અને પશ્ચાત્તાપથી પાપોનું પ્રાયશ્ચિત્ત કરતો રહે હવે પછી તે દેવકુમારી પાસેથી નાણાંની નવી રકમ તો નથી જ કઢાવી શકવાનો; પણ જો મારાથી બની શકશે તો જે નાણાં તેને હજમ થઈ ગયાં છે એમ તે માને છે તે નાણાંનો

પણ કેટલોક ભાગ હું પાછો ઓકાવી કાઢીશ, એ નિર્વિવાદ છે પરમાત્મા આ ધર્મકાર્યમા મારો સહાયક થાઓ, મને વિજય આપો અને મારામા અપૂર્વ મનોબળ તથા આત્મશ્રદ્ધાનો વિકાસ કરો, એ જ મારી પરમાત્માના ચરણોમા અનન્ય ભાવ તથા દીનતાયુક્ત અભ્યર્થના છે"

હુ આવા પ્રકારના વિચારોમા તલ્લીન હતી એટલામા દેવકુમારી આવી લાગી અને મને પોતાની સાથે ઉપર લઈ ગઈ. થોડી વારમા રામદુલારી પણ મન્મથને લઇને બજારમાથી ઘેર આવી અને મન્મથને માડ માડ જાળવ્યો છે એમ કહીને મન્મથના તોફાનીપણાની વાતો કરવા લાગી રાત્રિભોજન કરી લીધા પછી મન્મથને સુવાડીને હુ અને દેવકુમારી બેઠકના બારણા બધ કરી કેટલીક વાર સુધી ખાનગી વાતો કરવા બેસી રહ્યાં અને તે વાતો દરમ્યાન મેં તેને જણાવી દીધું કે "શેઠાણી! એક બે દિવસમાં તમારી પ્રેમપત્રિકાઓ તમને પાછી મળી જશે, હુ નાટકમા પાઠ કરવાની હોવાથી આવતી કાલે અન્યત્ર રહેવા જવાની છું અને તમારાથી દૂર થવાની છું, નાટકમા પાઠ કર્યો પછી કેટલાક લોકો મને મળવામાટે આવશે એટલે હુ અહીં રહીશ તો તમારા માટે સારૂં નથી" દેવકુમારીને પણ મારૂ કહેવુ યોગ્ય જણાયુ લગભગ દશ વાગ્યા પછી અમો નિદ્રાવશ થયાં.



## પ્રકરણ ૨૦ મું

## સંસારરંગભૂમિ અને પ્રપંચલીલા નાટક

પ્રભાતમાં ચાહ નાસ્તો લીધા પછી મારા નીચેના ઓરડામાં જઇને મેં ચિન્તામણીના નામની આ પ્રમાણેની એક પત્રિકા લખી નાખીઃ—

"સતીશિરોમણી પ્રિયતમા ભગિની શ્રીમતી ચિન્તામણીની પવિત્ર સેવામા, અત્યારે આ પત્રિકા લખવાનું એક વિશિષ્ટ કારણ ઉપસ્થિત થયું છે અને તેટલા-માટે લેખિનીને હસ્તમા ધારણ કરવી પડી છે ગઈ કાલે કાગળોનું જે બડલ હું આપ પાસેથી એક દિવસને માટે માગીને લઈ આવી હતી અને જે આપવાની આપે તેમ જ આપના પતિદેવે સપૂર્ણ ઉદારતા દર્શાવી હતી, તે કાગળોનુ બડલ અત્યારે મારા વચન પ્રમાણે હું આ પત્રિકા સાથે મોકલી શકી નથી તેનું કારણ એ છે કે આપની ગાડીમાં બેસીને હું નાટકશાળામા ગઈ હતી અને ત્યાંથી ભાડાની ગાડીમાં મારી એક મૈત્રિણી પાસે જવાનું થતાં કાગળોના તે બડલને મેં મારી સાથે જ લીધુ હતું અને ગાડીમા બેઠા પછી મારા નોકરને તે સોંપ્યુ હતું ટાગામા હું પાછળની સીટપર બેઠી હતી અને નોકર આગળની સીટપર ગાડી હાકનારની બાજૂમા બેઠો હતો નોકરે તે બડલને પોતાની બાજૂમા સીટ-પર રાખ્યું હતું અને જ્યારે અમો મારી મૈત્રિણીના ઘર આગળ ઊતર્યા ત્યારે મારો નોકર તે બડલને ત્યાથી લેતા ભૂલી ગયો હતો મારી તે મૈત્રિણીને ત્યાંથી બે કલાક પછી જ્યારે અમો અમારા ઊતારામા પાછા આવ્યાં અને મારા નોકર પાસેથી તે બડલ મેં માગ્યું એટલે તે બાઘા જેવો બની ગયો અને દયાજનક મુખમુદ્રા કરીને કહેવા લાગ્યો. 'બાઈ સાહેબ, મારાથી આ પ્રમાણેની ભૂલ થઈ ગઈ છે અને તે બડલ ભાડાની ગાડીમાં રહી ગયું છે' મારો નોકર એક નિમક-

હલાલ અને સારો માણસ હોવાથી તેના વચનમા મારો અવિશ્વાસ નથી, છતા મેં તેને એટલો બધો ઠપકો આપ્યો કે તે બિચારો રડી પડ્યો અને અડધી રાત સુધી રખડીને તે ગાડીવાળાને શોધવાનો તેણે પ્રયત્ન કર્યો, પણ ગાડીવાળો મળી શક્યો નહિ, ગાડીનો નંબર અમને યાદ ન હોવાથી તે ગાડીના હાંકનારને પકડી પાડવાનો બીજો ઉપાય નથી. સિવાય કે તે ક્યાંક નજરે પડી જાય અને ઓળખાઈ જાય. અત્યારે પણ મારા નોકરને મેં પાછો તપાસમાટે મોકલ્યો છે, પણ તે બડલ મળવાની આશા બહુ જ ઓછી છે, બહુધા ભાડાની ગાડી હાંકનારા કાંઈ સાધારણ અને જેવા તેવા બદમાશો હોતા નથી એટલે તે બડલપર નજર પડતા તેણે તેને કદાચિત્ નોટોનું બડલ જાણીને ઘેર ગયા પછી ખોલ્યું હશે અને નોટોને બદલે નકામા કાગળિયા જોઇને તેનો નાશ પણ કરી નાખ્યો હશે એટલે હવે કદાચિત્ તે ગાડીવાળો ઓળખાઈ જાય, તો પણ તે બડલ તેના હાથમાં આવ્યાનું તે સ્વીકારશે કે નહિ એની પણ શંકા છે, આવી મારી માન્યતા છે છતા જો ભાગ્યયોગે તે બડલ મળી આવશે તો તરત મોકલી આપીશ હાલ તો મારાથી હાથે કરી બલા જેવું થઈ ગયું છે; હું આપ દંપતીની અપરાધિની થઈ છું, અને આપણા પ્રથમ સમાગમના પ્રસંગે જ આવી ઘટના બની છે એથી હુ એટલી બધી શર્માઉં છું કે અત્યારે આ બાબત આપની પાસે આવીને રૂબરૂમાં જણાવવાની મારી ઇચ્છા હોવા છતા પણ મારો પગ ભારી થવાથી અને મારૂ મન સંકુચિત થવાથી મારાથી આપની રૂબરૂ આવવાની હિમ્મત કરી શકાઈ નથી અને તેમાટે આશા છે કે આપ દંપતી મને ક્ષમા આપશો. મારા કામની વસ્તુ ન હોવા છતા સ્ત્રીજાતિની નૈસર્ગિક આતુરતાને વશ થઈ મેં એ વસ્તુ આપ પાસેથી લીધી એમાટે મને બહુ જ પશ્ચાત્તાપ થાય છે અને આજથી મેં પ્રતિજ્ઞા કરી છે કે હવે હુ કોઇની પાસેથી આવી વસ્તુ લેવાની નથી અને આવી શર્મિન્દગીમા પડવાની નથી કદાચિત્ આજનો દિવસ વાટ જોવા છતા ને બડલ ન જ મળે, તો પછી આપના પતિદેવને ફોટોગ્રાફરના મનનુ કોઈ પણ પ્રકારે સમાધાન કરવાનું કહી દેશો, એવી મારી આપના ચરણોમા નમ્ર પ્રાર્થના છે પુન પુન પોતાના અપરાધની ક્ષમા માગતી આપની દીન ભગિની ચપા."

આ પત્રિકા રામદુલારીદ્વારા જ મેં ચિન્તામણીને મોકલી અને સાથે રામદુલારીને જણાવી દીધું "જો ચિન્તામણી અથવા શ્યામલાલ હું ક્યા ઊતરી છું, એ વિષે કાંઈ પણ પૂછે તો કહેજે કે 'હું તો તેમની એક મૈત્રિણીની નોકર છું અને ચપાબાઈ ક્યા ઊતર્યાં છે એની મને ખબર નથી, ગઈ કાલે પણ મારાં શેઠાણી પાસે સવારમાં તેઓ આવ્યા હતા અને ત્યા જ જમવાનાં હતાં એટલામા અમો અહીં આવ્યા અને ચપાબાઇને આપે રોકી રાખવાથી હું પાછી ઘેર ચાલી ગઈ હતી. આજે પણ સવારમાં ચપાબાઈ અમારે ત્યાં આવ્યાં હતાં અને ત્યાથી તેમણે આ ચિઠ્ઠી આપવામાટે મને આપની પાસે મોકલી છે' જો તેઓ તારાં શેઠશેઠાણીનું નામ પૂછે તો અમદાવાદવાળાં પીતામ્બર શેઠ અને શોભના શેઠાણીનું નામ આપી દેજે અને તેઓ જે મકાનમા ઊતર્યાં છે તે મકાનનું ઠેકાણું બતાવી દેજે જો તેઓ આવું કાંઈ ન પૂછે તો તું પોતે વાણુકી થઇને કાંઈ પણ બોલીશ નહિ."

રામદુલારીના ગયા પછી પદરેક મિનિટમાં નાટકમડળીના માલિક નારૂજીનો એક નોકર મારી પાસે આવ્યો અને તેણે મને કહ્યું "શેઠજીએ કહેવડાવ્યું છે કે, નાટકશાળાની પાસે જ એક સારૂ મકાન આપમાટે ભાડે રાખી લેવામાં આવ્યું છે અને તેમા જોઇતો સામાન પણ મોકલી આપવામાં આવ્યો છે. કલાક કે દોઢ કલાકમાં સામાન ગોઠવાઈ જશે એટલે બે કલાકમાં આપ ત્યા આવશો તો વાધા જેવું નથી. શેઠજીએ બીજી વાત એ પૂછાવી છે કે આપ ત્યા આવીને જમવાનાં છો કે કેમ, અને જો ત્યા જમવાના હો તો કેટલાં માણસોના જમવાનો બંદોબસ્ત કરવાનો છે તે કૃપા કરીને જણાવશો."

નારૂજીના નોકરને મેં ભાડાની એક ગાડી લાવવાનું કહ્યું અને તે ગાડી લાવ્યો એટલે મારા સામાનને ગાડીમા રખાવી મેં તેને કહ્યું "મારા નોકરને સાથે લઈ જા અને સામાન સભાળીને તે મકાનમા મૂકાવી શેઠજીને કહેજે કે અત્યારે તો મારો નોકર જ કપનીના રસોડે જમશે; હું જમીને બાર વાગ્યા પછી નાટકશાળામા આવીશ અને ત્યાથી મારા મકાનમા જઇશ સાંઝે જમવા માટેની જે વ્યવસ્થા કરવાની હશે તે હું રૂબરૂમાં જણાવીશ" તે નોકર મારા નોકરને અને મારા સામાનને લઇને રવાના થઈ ગયો

લગભગ એક કલાક પછી રામદુલારી ચિન્તામણી પાસેથી પાછી આવી લાગી અને ચિન્તામણીની દેવનાગરી લિપિ તથા હિન્દી ભાષામાં લખેલી એક પત્રિકા મારા હસ્તમાં આપીને કહેવા લાગી "ચપા બહેન, હું જ્યારે ત્યાં ગઈ ત્યારે ચિન્તામણી અને તેનો પતિ બન્ને બેઠાં હતા અને તમારી ચિઠ્ઠી વાંચીને ચિન્તામણીએ પોતાના પતિની સમતિથી આ ચિઠ્ઠી લખી આપી છે તેમણે મને બીજો આડોઅવળો કાંઈ પણ સવાલ પૂછ્યો નથી અને કહ્યું છે કે 'જો ચંપાબાઇને ફુરસદ હોય તો આજે સાંઝે અથવા તો આવતી કાલે સવારમા અહીં આવવાનુ કહેજો' આ વાત અને આ ચીત."

ચિન્તામણીએ પોતાના પતિની સમતિથી મારી પત્રિકાના ઉત્તરમા જે પત્રિકા લખી હતી તે આ પ્રમાણે –

"પ્રિય ભગિની ચપાબાઈ, આપની પત્રિકા મળી જે વસ્તુ ખોવાઈ ગઈ છે તેમાટે આટલી બધી ચિન્તા અને અનુશોચના કરવી વ્યર્થ છે કોઈ વાર લાખ રૂપિયાનુ નોટોનું બડલ પણ આમ ખોવાઈ જાય છે, તો પછી આ બડલની શી બિસાત છે? મારા પતિદેવ ફોટોગ્રાફરને ગમે તેમ સમજાવી દેશે અને ફોટોગ્રાફર રાજનદનના મનનું સમાધાન કરી દેશે. આપના વચનમા અમારો સપૂર્ણ વિશ્વાસ હોવાથી મનમા જરા પણ માઠું લગાડશો નહિ, સકોચને સ્થાન આપશો નહિ અને ખોવાયલા કાગળિયાના વિચારને મનમાથી સર્વથા કાઢી નાખશો સાઝે અથવા આવતી કાલે સવારમા દર્શનનો લાભ આપશો તો ઉપકાર થશે, ભોજન પણ અહીં જ લેશો અને અમારા યોગ્ય કાર્ય સેવા અવશ્ય દર્શાવશો. સ્નેહાકિતા ભગિની ચિન્તામણીના સ્નેહવદન સ્વીકારશો."

આ ઉત્તર વાચીને મારા મનમા ચિન્તામણી તથા તેના પતિ શ્યામલાલમાટે જે પૂજ્યભાવ ઉત્પન્ન થયો અને મારા કાર્યની અચાનક સિદ્ધિથી મારા હૃદયમા જે આનદ થવા લાગ્યો તે સર્વથા અગાધ અને અવર્ણનીય જ હતો. 'સર્પ પણ મરી જાય અને લાકડી પણ ન તૂટે' એ કહેવત મારા સંબંધમાં

આજે અક્ષરશઃ સત્યસિદ્ધ થયેલી હતી, કારણ કે, દેવકુમારીની પ્રેમપત્રિકાઓ મારા હાથમાં આવી ગઈ હતી અને તે સાથે ચિન્તામણી તથા શ્યામલાલનો મારામાંનો વિશ્વાસ તથા સ્નેહભાવ પણ સર્વથા અવિચળ રહી શક્યો હતો. બસ્તુ આજે પ્રભાતમાં જ હું જે વેળાયે ચિન્તામણીપરની પત્રિકા લખતી હતી તે વેળાયે રાજનન્દન કાંઈ કાર્યમાટે દેવકુમારી પાસે આવ્યો હતો અને તે હજી ઉપર જ હતો એટલે હું દેવકુમારી પાસે ગઈ ન હોતી તેમ જ દેવકુમારી પણ મારી પાસે આવી ન હોતી; ખરી રીતે મારે તો પત્રિકા લખવાનું અને સામાન અન્યત્ર મોકલવાનું કામ હતું તે પતી ગયું અને દેવકુમારી પાસે ન જવું પડ્યું તે સારું જ થયું, કારણ કે, નહિ તો મારા કાર્યમાં થોડી બાધા થવાનો સંભવ હતો. અગિયાર વાગે દેવકુમારીએ મને ઉપર બોલાવી તે વેળાયે હું આજના મારા બે આવશ્યકીય કાર્યોથી નિવૃત્ત થઈને બેઠી હતી એટલે તરત ઉપર ગઈ. હું ઉપર ગઈ એટલે રાજનન્દન ઘેર જવામાટે ઊઠ્યો અને ત્યાંથી ચાલતો થઈ ગયો. જમવાની તૈયારી હોવાથી અમો જમવાને બેઠાં. ભોજનકાર્યથી નિવૃત્ત થયા પછી દેવકુમારીને હું તેના શયનમંદિરમાં લઈ ગઈ અને બારણું બંધ કરીને મેં તેને મારા સમક્ષ બેસાડીને કહેવા માંડ્યું:—

"શેઠાણી સાહેબ, રાજનન્દન પાસે આપની જે પ્રેમપત્રિકાઓ હતી અને જેમના કારણથી આપના મનમાં દિવસ અને રાત ગભરાટ રહ્યા કરતો હતો તે પ્રેમપત્રિકાઓ ગઈ કાલે અદ્ભુત રીતિથી મારા હાથમાં આવી ગઈ છે અને અત્યારે તે એક સુરક્ષિત સ્થાનમાં મારા અધિકારમાં પડેલી છે. પરંતુ તે પ્રેમપત્રિકાઓ આપના હાથમાં સોંપ્યા પહેલાં મારે આપની સાથે કેટલીક શર્તો કરવાની છે અને તેટલા માટે જ મેં આપ સાથેના આ એકાંત વાર્તાલાપની વ્યવસ્થા કરેલી છે."

"તે પત્રિકાઓ તમારા હાથમાં કેમ આવી અને ક્યાંથી આવી?" દેવકુમારીએ આશ્ચર્યવિસ્ફારિત નયનો તથા આશ્ચર્યદર્શક સ્વરથી પૂછ્યું "તે પત્રિકાઓને મેળવવા માટેના તમારા પ્રયત્નનો તો હજી આરંભ પણ થયો ન હોતો અને તે છતાં પત્રિકાઓ તમારા અધિકારમાં આવી પણ ગઈ એ નવાઈ બાઈ!"

"શેઠાણી, આપ પોતે જ પોતાના મુખથી બોલ્યાં હતાં કે 'ચંપા બહેન, અત્યાર સુધી તો હું નિરાશાના નિબિડ અરણ્યમાં જ અટવાતી હતી, પરંતુ તમારાં આ આશ્વાસક વચનોથી મને આશાવાટિકાનું મનોહર દર્શન થવા માંડ્યું છે અને તેથી મને લાગે છે કે મારી વિડંબનાનો તમારા હસ્તથી અવશ્ય વિલય થશે અને તમારા હસ્તમાં પ્રબળ યશરેખા હોવાથી આ કાર્યમાં પણ તમો અવશ્ય યશસ્વિની થશો!' આપનાં આ વચનોનું આપને સ્મરણ છે ખરું કે નહિ?" મેં હસીને સામો પ્રશ્ન પૂછ્યો.

"હા, મારા એ વચનોનું મને યથાર્થ સ્મરણ છે" દેવકુમારીએ કહ્યું.

"તો બસ એમ જ માની લ્યો કે પરમેશ્વરે આપેલી યશરેખાને આજે પરમેશ્વરે જ સત્ય સિદ્ધ કરી બતાવી છે અને તેથી પ્રયત્ન વિના જ આ કાર્યમાં મને અનાયાસ યશ મળી ગયો છે. માત્ર આપને એટલું જણાવવાની આવશ્યકતા છે કે જો ગઈ કાલે જ આપની એ પત્રિકાઓ મારા હાથમાં ન આવી હોત,

તો આજે તેમના ફોટોગ્રાફ લેવાઈ જાત અને એ પ્રેમપત્રિકાઓ બીજા પણ પચાસ માણસોના હાથમાં જવાનો સંભવ હતો" મેં સંક્ષેપમાં જ પતાવી દીધું

"તે પ્રેમપત્રિકાઓની સંખ્યા પાત્રીસ જ છે કે કાંઇ ઓછી?" દેવકુમારીએ વિચાર કરીને પૂછ્યું

"પૂરેપૂરી પાત્રીસની અને ઉપર જે એક કોરો કાગળ વીંટેલો છે તે વધારાનો." મેં વિનોદાત્મક ઉત્તર આપ્યું

"ત્યારે તમો હવે મારી સાથે શી શર્તો કરવા માગો છો?" દેવકુમારીએ મુદ્દાની વાતપર આવીને પૂછ્યું

એના ઉત્તરમાં મેં વિસ્તારપૂર્વક કહેવા માંડ્યું "આપના પોતાના કહેવા પ્રમાણે આપની લગભગ પચાસ હજારથી વધારે રકમ રાજનંદનના ઘરમાં પહોંચી ચૂકી છે અને ત્રીસથી ચાળીસ હજારની રકમ ઇચ્છા ન હોવા છતાં આ પાપને ઢબાવવામાટે ધર્માદા ફંડોમાં તમારે ભરી આપવી પડી છે એટલે લગભગ એંસીથી નેવું હજારનું પાણી તો થઈ ગયું છે, અને હજી રાજનંદન આપની કેટલીક સ્થાવર તથા જંગમ સંપત્તિ વિલમાં તેના છોકરાના નામપર ચઢાવી દેવા માટેનું દબાણ કરી રહ્યો છે તે તો વધારામાં જ, એ રકમ પણ તેણે લાખથી ઓછી તો નહિ જ ધારી હોય એટલે સરવાળે આ પાપ આપને બે લાખના ખાડામાં તો ઊતારી ચૂક્યું છે એમ જ સમજી લેવાનું છે જો આપની પ્રેમપત્રિકાઓ આપને મળી ન જાય તો એ કેટલીક સ્થાવર તથા જંગમ સંપત્તિ પણ વિલમાં તેના છોકરાના નામપર ચઢાવી દેવા વિના તમારો છૂટકો થવાનો જ નથી પરંતુ જો આપની પ્રેમપત્રિકાઓ સહીસલામત પાછી આપના હાથમાં આવી જાય, તો શું પરિણામ થવાનો સંભવ છે? એ જ કે, હવે પછી તમારે તેને કાંઈ પણ આપવું પડે નહિ એટલે લાખ રૂપિયાનો એ પહેલો અને ચોખ્ખો બચાવ છે; માત્ર એટલું જ નહિ, પણ પચાસ હજારની જે રકમ અત્યાર પૂર્વે તે પચાવી ગયો છે તેમાંથી જેટલી રકમ તેણે દસ્તાવેજ કરી આપીને ઉછીની તરીકે લીધી હશે અને ભાડાં ઓઇયાં કર્યાં હશે તે સર્વ એક નોટિસ મળતાં જ પાછાં ઓકવાં પડશે, અને નહિ તો ભાઈ સાહેબને જેલમાં જવાનો વખત આવશે, ભાડાં ખાઈ જવામાટે વિશ્વાસઘાતથી નાણાં ઉચાપત કર્યાનો તેનાપર ફોજદારી કેસ માંડી શકાય તેમ છે એટલે એ નાણાં તો તે પાછાં આપવાનો જ એટલે પચાસ હજારમાથી વીસથી પચીસ હજારની રકમ તો અવશ્ય પાછી મળશે, માત્ર ધર્માદા ફંડોમાં ભરાયલી ત્રીસથી ચાળીસ હજારની રકમ પાછી આવે તેમ નથી, પરંતુ બે લાખમાથી સવા લાખ પાછા આવે એ પણ કાંઈ જેવો તેવો લાભ નથી, અને તે સાથે રાજનંદનના દબાણમાથી આપ સદાને માટે છૂટા થઈ જશો એ વસ્તુ તો વળી સર્વથી અમૂલ્ય છે મારી આ વાતો આપની બુદ્ધિમાં ઊતરી શકે છે ખરી કે?"

"ચંપા બ્હેન, તમારા ભાષણમાનો એકેએક શબ્દ સર્વાંશે સત્ય છે, એ હું સારી રીતે સમજી શકું છું." દેવકુમારીએ મારા કથનની યથાર્થતાનો પ્રાજ્ઞતાથી સ્વીકાર કરી લીધો

"તો હવે જો આ સર્વ અલભ્ય લાભોના બદલામાં બીજા કોઇને નહિ, પણ પોતાના પેટના દીકરાને જ માત્ર પચાસ હજારની રકમ આપવી પડે તો તે

આપને વધારે પડતી રકમ જણાય તેમ છે ખરું કે? મારી એ જ શર્ત છે કે મન્મથકુમાર વયમા આવતાં તેને પચાસ હજાર રૂપિયા મળી શકે એવા પ્રકારની વ્યવસ્થા કરી આપો એટલે એ વ્યવસ્થા થતા જ હું આપને આપની પ્રેમપત્રિકાઓ સોપી દઈશ, માત્ર એટલુ જ નહિ, પણ રાજનંદનને પાણીથી પણ પાતળો કરીને તેની પાસેથી જેટલી વધારે રકમ પચાસ હજારમાથી કઢાવી શકાશે તેટલી કઢાવી આપીશ અને એ માટેનું હું આપને પરમેશ્વર તથા ધર્મની સાક્ષીથી વચન આપુ છું જો મારી આ શર્તનો આપ અસ્વીકાર કરશો, તો હું તે પ્રેમપત્રિકાઓ પાછી રાજનંદનને મળી જાય તેવો પ્રબધ કરીશ અને જો તે પ્રેમપત્રિકાઓ પાછી રાજનંદનના હાથમા જશે તો પછી આપનું કોઈ પણ રીતે કલ્યાણ નથી, એનો આપ બરાબર વિચાર કરી લેજો" દેવકુમારી એક ખધી અને ચાલાક સ્ત્રી હોવાથી મેં મારી શર્ત સાથે કાંઈક ભયનો ભાસ પણ કરાવી દીધો.

મારા છેલ્લા શબ્દો સાભળીને દેવકુમારીનુ મોઢું ઊતરી ગયું અને તે દીનતાદર્શક મુદ્રાથી મને કહેવા લાગી "ચપા બહેન, મારું ચારિત્ર્ય સારૂ ન હોવાથી મારે બધાથી દબાઇને ચાલવુ પડે છે તો પછી તમારાથી પણ મારે દબાવું પડે એમા નવાઈ જેવુ કાઈ પણ નથી છતા તમો મારા મૈત્રિણી હોવા છતા મારામાં જ્યારે આટલો બધો અવિશ્વાસ રાખો છો તો પછી હું પણ એક મૈત્રિણી તરીકેના અધિકારથી તમને પૂછવા માગુ છું કે હું તમારી ઇચ્છા અનુસાર મન્મથના નામપર પચાસ હજારની રકમ પ્રથમ ચઢાવી આપું અને ત્યાર પછી તમો તે પ્રેમપત્રિકાઓ મને ન આપો અથવા તો રાજનન્દન પ્રમાણે વળી પણ મને દબાવીને મારી પાસેથી નાણાં ઓકાવાની ચેષ્ટા કરતા રહો, તો પછી મારે કોનું ઘર પૂછવુ, અને આ છુપો જખમ કોને બતાવવો? અરે એ તો ઠીક; પણ જ્યાં સુધી તે પ્રેમપત્રિકાઓને હું પોતે જોઈ શકી નથી, ત્યા સુધી મારા મનમાં એવો વિશ્વાસ પણ કેમ બધાય કે તે પ્રેમપત્રિકાઓ તમારા હાથમાં આવી ગઈ છે? મારી પાસેથી નાણાં કઢાવવાની આ તમારી પણ એક બાજી કેમ ન હોય વારૂ? મારી પાસે આવી રીતે અવિશ્વાસ રાખવાના કારણો છે ખરાં કે નહિ?"

દેવકુમારીના મનનુ સમાધાન કરતાં મેં કહ્યુ. "શેઠાણી, મારા સ્વભાવને હજી પણ આપ ઓળખી શક્યા નથી. એ જોઇને મારા મનમા અતિશય શોક થાય છે. ચપા પોતાના વચનથી ફરી જનારી અને પોતાના લાભમાટે કોઇની હાનિ કરી નાખનારી સ્વાર્થપરાયણા સ્ત્રી નથી એ નિશ્ચય પૂર્વક જાણી રાખજો. છતાં ધારો કે આપની પાસે મારા વચનમાં અને વર્તનમા અવિશ્વાસ લાવવાનાં કારણો હોય, તો પણ એટલો વિચાર તો આપે અવશ્ય કરવાનો છે કે હું આપની પાસેથી જે રકમ કઢાવવા માગુ છું તે મારા પોતાના લાભમાટે નથી, કિન્તુ આપના પોતાના પુત્રના લાભમાટે છે, અને તેથી તેના નામનાં નાણાં મને મળી જવાના નથી, એટલા માટે જો આ મારી આપની પાસેથી પૈસા કઢાવવા માટેની બાજી જ હોય, તો પણ એથી આપના માટે પશ્ચાત્તાપ કરવા જેવું કાંઈ પણ નથી, રાજનંદન જેવા પારકા પુરુષો આપની પાસેથી લાખો રૂપિયા ઓકાવી જાય છે તો પોતાના પુત્રને પચાસ હજારની રકમ આપી દેવી એ આપના માટે કાંઈ ભયકર થઈ પડનારી ઘટના નથી. હું આપને આગ્રહ પૂર્વક કહું છું કે મારા

વચનમા વિશ્વાસ રાખો, પચાસ હજારનો આ વીમો કરી લો, અને પછી જુઓ કે ચપા કેવા અપૂર્વ કૌશલ્યનો સાક્ષાત્કાર કરાવે છે અને રાજનદનને ચુટકી બજાવતામા કેવી રીતે ધૂળ ફાકતો કરી બતાવે છે! આપના વચનમા અવિશ્વાસ રાખવાનું એક વાર આપે મને કારણ આપ્યું છે અને મારા વચનમા અવિશ્વાસ રાખવા યોગ્ય કારણ મેં અદ્યાપિ આપને આપ્યુ નથી એ કારણથી પણ આપને મારા વચન તથા વર્તનમા અવિશ્વાસ રાખવાનો અધિકાર પ્રાપ્ત થઈ શકતો નથી, એ પણ મારે આપને જણાવવુ જ જોઇએ"

દેવકુમારી હવે કાઇક શાત થઈ અને પોતાના પ્રમાદને સ્વીકારતી કહેવા લાગી "ચપા બહેન, મારા પ્રમાદની હુ ક્ષમા માગુ છું, તમારી ઈચ્છા પ્રમાણે આવતી કાલે જ મન્મથના નામથી બૅંકમા રાખવામાટે તમને જ રૂપિયા પચાસ હજાર સોપી દઇશ, મારાથી વાલી કે વારસ તરીકે તેના નામથી રૂપિયા ક્યાય પણ રાખી શકાય તેમ નથી એ તો તમો જાણો જ છો તમો મન્મથની સપત્તિ ખાઈ જવાના નથી એ વિષે મારી પૂરી ખાત્રી છે હું તમારી ઇચ્છા પ્રમાણે વર્તીશ અને ત્યાર પછી તમો મારી સાથે તમને પરમેશ્વર જેવી બુદ્ધિ આપે તદનુસાર વર્તજો તમો વચનનિષ્ઠ અને સરળ હૃદયા સુદરી હોવાથી હું તમને વધારે કાંઈ પણ કહેવા ઇચ્છતી નથી."

"તો હું પણ તમારા માટે શું કરીશ અને શું નહિ, તે પ્રત્યક્ષ કરીને જ બતાવી દેવા માગુ છું, મોઢેથી બોલી બતાવવા ઇચ્છતી નથી" મેં પણ મારા વચનમાં દૃઢ રહીને એ શબ્દો ઉચ્ચાર્યાં અને ત્યાર પછી કહ્યું "ત્યારે હવે આપણા આજના કાર્યનો નિર્ણય થઈ ગયો છે એટલે હું હવે મારા નવા મકાનમા જવાની રજા માગુ છુ, સામાન તો મેં ક્યારનોય નવા મકાનમા મોકલી દીધો છે જો અગત્ય હશે તો થોડુંક ફર્નિચર મારે અહીંથી મગાવવું પડશે, અને મારે માટે ટિફિન બાસ્કેટમા મને ખાવાનું મોકલી આપવાનો પરિશ્રમ પણ જો આવશ્યકતા હશે તો મારે આપને જ આપવો પડશે આવતી કાલે બપોર પછી હુ આપને પાછી મળીશ ત્યા સુધીમા રૂપિયા તૈયાર કરી રાખજો એ રૂપિયા મારા હાથમા આવ્યા પછી રાજનદનના પ્રવેશમાટે આ ગૃહનાં દ્વારને સદાને માટે બધ કરવાનો અને તેની પાસેથી આપના નાણાનો મોટો ભાગ પાછો કઢાવી લેવાનો કાર્યક્રમ હુ આપ સમક્ષ રજૂ કરીશ અને એ દિવસમાં જ આપના કાર્યની આપની ઇચ્છાનુસાર સિદ્ધિ થઈ જશે" આ પ્રમાણે દેવકુમારીને આશ્વાસન આપીને હુ મારા નવીન નિવાસાલયમાં જવા-માટે ત્યાંથી રવાના થઈ ગઈ મારૂ નવુ મકાન બતાવવાને રામદુલારીને પણ મેં ગાડીમાં મારી સાથે બેસાડી લીધી.

* * * * *

નારૂજીએ નાટકશાળાથી બે મિનિટમા પહોંચી શકાય તેટલા અતરપર જે મકાન ભાડે રાખ્યું હતું, તે મકાનમા મકાનના માલિકનો સામાન પણ જેમનો તેમ જ પડેલો હતો, મકાનનો માલિક બહુ જ ધનાઢ્ય હોવાથી એ મકાન તો તેણે મેહમાનોના ઉતારામાટે જ રાખ્યું હતું, પણ નારૂજી સાથે તેનો મૈત્રી-સબધ હોવાથી એક મહિનામાટે નજીવા ભાડાથી મકાન આપવાની ઉદારતા

તેણે દર્શાવી હતી મકાનમાં નીચેના ભાગમાં ત્રણ વિશાળ ઓરડા; ઉપરના ભાગમા બે વિશાળ ઓરડા તથા એક મોટું છજુ એટલે સર્વે મળીને છ ખંડ હતા અને રસોડાની તથા સ્નાનગૃહની વ્યવસ્થા ભિન્ન હતી ફર્નિચર ત્યા તૈયાર હોવાથી દેવકુમારી પાસેથી ફર્નિચર મગાવવાની મને આવશ્યકતા ન દેખાઈ અને તેથી દેવકુમારીને વિશેષ પરિશ્રમ આપવાના વિચારને મેં મારા મનમાંથી કાઢી નાખ્યો એ મકાનમા આવ્યા પછી અને મકાનમા જે સગવડો હતી તે સગવડોને જોયા પછી દેવકુમારી પાસેથી ખાવાનું પણ મગાવવું કે નહિ એ વિષેનો મારા મનમા વિચાર થવા લાગ્યો, અને છેવટે રામદુલારીને મારી સાથે રાખવાના અને તેના હસ્તથી ત્યા જ મનગમતી રસોઈ તૈયાર કરાવીને જમવાના નિશ્ચયપર હું આવી લાગી વાસણકૂસણ આદિ રાધવાના સાધનો રસોડામા તૈયાર હોવાથી નારૂજીના એક માણસ સાથે મારા નોકરને બજારમા મોકલીને એક મહિનો ચાલે તેટલા દાણોદૂણી, ઘી, તેલ, મશાલો અને કોયલા આદિ બજારમાથી મેં મગાવી લીધાં અને ચાર વાગ્યા સુધીમા તો નવુ ઘર માડીને ઘરનો બધો ઠાઠ જમાવી દીધો છ વાગતામા 'હર રૉયલ હાઇનેસ' રામદુલારીએ રાધવાના કામની શરૂઆત કરી દીધી અને સાડા આઠ વાગે તો હું, મન્મથકુમાર, રામદુલારી અને મારો નોકર મળીને ચારે જણ અમારા રસોડામા તૈયાર થયેલી રસોઈ જમીને જ તૃપ્ત થયાં

નવા મકાનમા આવ્યા પછી દિવસના સમયમા હું ક્યાંય બહાર ગઈ ન હોતી અને રાત્રિનો કેટલોક સમય દ્રૌપદીની ભૂમિકાને કઠસ્થ કરવાના કાર્યમાં મેં વીતાવ્યો, મધ્યરાત્રિ સુધીમા ભૂમિકાનો અર્ધ ભાગ તો મેં કઠસ્થ કરી લીધો અને ત્યાર પછી હું નિદ્રાધીન થઈ ગઈ

વળતે દિવસે સવારમા મારે ચિન્તામણી તથા શ્યામલાલ પાસે જવાનુ હતું અને ત્યાં ગયા પછી જમાડ્યા વિના તો તેઓ મને મૂકે તેમ હતું જ નહિ એટલે રામદુલારીને મારી વાટ સાઝ સુધી ન જોવાનુ અને ઘરની સભાળ રાખવાનુ કહીને ચાહ નાસ્તાને ઇન્સાફ આપ્યા પછી હું ચિન્તામણી તથા શ્યામલાલ પાસે જવામાટે ભાડાની ગાડીમા બેસીને રવાના થઈ મેં રામદુલારીને સાંઝ સુધી મારી વાટ ન જોવાનુ એટલામાટે કહ્યું હતું કે ચિન્તામણી તથા શ્યામલાલ પાસેથી છૂટ્યા પછી મારે દેવકુમારી પાસે જવાનું હતું અને ત્યાથી આવતા કદાચિત્ સાંઝ પણ પડી જાય એવો પૂરેપૂરો સભવ હતો

હું નવ વાગ્યાના શુમારે ચિન્તામણી તથા શ્યામલાલ પાસે જઈ પહોંચી, તેમણે મારો ઘણો જ સારો સત્કાર કર્યો અને શ્યામલાલે મને કહ્યું "ચપાબાઈ, આપની પત્રિકા મળ્યા પછી ગઈ કાલે જ હું જગન્નાથ ફોટોગ્રાફર પાસે ગયો હતો અને દેવકુમારીની પ્રેમપત્રિકાઓનું બડલ ગુમ થવાની વાત તેને જણાવી દીધી હતી હું તેની પાસે જ હજી તો બેઠો હતો એટલામા રાજનંદન 'કેમ અમારુ કામ પણ કર્યું કે નહિ?' એ પ્રમાણેનો પ્રશ્ન પૂછતો આવીને ઊભો રહ્યો એટલે તેના એ પ્રશ્નના ઉત્તરમાં જગન્નાથભાઇએ મલિન મુખમુદ્રા અને શોકદર્શક ભાવથી કહ્યું. 'રાજનંદનભાઈ, કોણ જાણે કેવા ચોઘડિયામાં તમો તમારુ કામ આપી ગયા હતા કે કામને ઠેકાણે કામ રહી ગયું, પણ જેમની નકલો કરવાની હતી તે પ્રેમપત્રિકાઓનું આખું બંડલ જ ક્યાક ગુમ થઈ ગયું છે અને હવે

તમને શો જવાબ આપવો એની જ મને ચિન્તા થયા કરે છે એ બંડલ કોઇના હાથમાં ન જાય એટલામાટે હુ ઘેર લઇ ગયો હતો અને ગઈ કાલે કામ શરૂ કરવાનું હોવાથી હુ ઘેરથી તે બંડલ લઇને આવતો હતો એવામા રસ્તામા મારો એક દોસ્ત મળ્યો અને તે કાવો પીવામાટે મને એક કાવાખાનામા લઈ ગયો. પાસેની કુરસીપર બંડલ રાખીને હુ કાવો પીવા લાગ્યો અને ત્યાથી ઉઠતી વખતે તે બંડલ ત્યા જ ભૂલી ગયો. અહીં આવ્યા પછી બંડલનુ સ્મરણ થતાં ગાડી ફરીને હું પાછો કાવાખાનામા ગયો, પણ ત્યા બંડલનો પત્તો મળી શક્યો નહિ અને છેવટે નિરાશ થઇને મારે પાછા ચાલ્યા આવવુ પડ્યુ તમારી ચીજ મારા હાથમાંથી ચાલી ગઈ છે અને તેમાટે તમો જે કહો તે નુકસાની આપવાને હુ તૈયાર છું.' જગન્નાથના આ શબ્દો સાભળીને રાજનંદનના મુખમડળમા મલિનતા વ્યાપી ગઇ અને તે ઘોર ચિન્તામા પડી ગયો, પરંતુ જગન્નાથમા તેનો વિશ્વાસ હોવાથી તે વધારે કાંઈ પણ બોલી શક્યો નહિ, અને 'પરમેશ્વરની એવી જ ઇચ્છા હશે તેમા તમારો શો દોષ ?' એટલુ બોલીને તત્કાળ ત્યાથી ચાલતો થઇ ગયો. ચંપાબાઈ, જગન્નાથે તે પ્રેમપત્રિકાઓ મને આપવાના દોષને છુપાવવા-માટે તે તેના પોતાના હાથથી જ ખોવાયલી જણાવી હતી અને તે વેળાયે રાજનંદનની મુખમુદ્રા એવી તો દયાજનક થઇ ગઇ હતી કે તેના હૃદયમા ભયા-નક આઘાત થયેલો હોવો જોઇએ એવી સહજ કલ્પના કરી શકાતી હતી પરતુ એક રીતે જોતા તો જે થયુ છે તે ઠીક જ થયું છે, કારણ કે, એ પ્રેમપત્રિકાઓ રાજનંદનના હાથમાથી ચાલી ગઇ છે એ વાર્તા જો દેવકુમારીના જાણવામા આવશે તો તે બિચારી રાજનંદનના ત્રાસથી સદાને માટે છૂટી જશે મારો વિચાર છે કે દેવકુમારીને એક નનામો કાગળ લખીને આ બીના જણાવુ અને તે સાથે હવે આ ધૂર્તારીપણાને ત્યાગીને આયુષ્યના છેલ્લા દિવસોને પ્રભુભજનમા વીતાડવાનો ઉપદેશ પણ આપુ"

"આપ શ્રીમાન્‌નો આ વિચાર બહુ જ ઉત્તમ છે" મેં અનુમોદન આપ્યું

એ પછી નાનાવિધ વાર્તાલાપમા અમારો બે અઢી કલાક જેટલો સમય વીતી ગયો અને સાડા અગિયાર વાગે અમો જમવા બેઠા સાડાબાર વાગે તાબૂલ-ભક્ષણ કરી લીધા પછી અગત્યના કાર્યમાટે એક સ્થળે જવાનું નિમિત્ત બતા-વીને હું ભાડાની ગાડી મગાવી દેવકુમારી પાસે જવામાટે રવાના થઈ ગઈ સ્વામલાલની પોતાની ગાડી તેના એક મિત્રને ત્યા ગયેલી હોવાથી હાજર ન હોતી અને એક રીતે મારા માટે તે બહુ જ સારુ થયુ હતું, નહિ તો મારે રસ્તામા વળી ક્યાંક અન્યત્ર ઊતરીને છેવટ તો ભાડાની ગાડીમા જ દેવકુમારી પાસે પહોંચવું પડત કે જેમ મેં બે દિવસ પહેલા જ કર્યું હતું. મેં દેવકુમારીના નિવાસ-સ્થાનના દ્વારમા પહોંચતા જ દ્વારપાળને પૂછ્યું "શેઠાણી ઉપર છે? અને બીજું ઉપર કોણ છે?" દ્વારપાળે જણાવ્યું "હું હમણા જ ઉપર ગયો હતો, શેઠાણી જમવા બેઠા છે અને કાર્યભારી સાહેબ હમણા જ આવ્યા છે ને તેઓ ઉપરની બેઠકમાં બેઠેલા છે" હું વધારે કાંઈ પણ પૂછ્યા ન કરતા એકદમ ઉપર ચાલી ગઈ અને રાજનંદન બેઠો હતો તે જ બેઠકમા જઇને દેવકુમારીને મળવામાટે બેઠી. રાજનંદને 'પધારો, પધારો,' એ શબ્દોથી મારો સત્કાર કર્યો અને ત્યાર પછી કહ્યું.

"મિસ મેનકા, દિલ્લીમા તમે 'મહાભારત' નાટકમા દ્રૌપદીનો પાર્ટ કર-વાનાં છો એવી જબરી અફવા ફેલાઈ ગઈ છે અને મારા સાંભળવા પ્રમાણે છાપામાં એવી જાહેરખબરો પણ છપાઇ ગઇ છે, માત્ર એટલું જ નહિ, પણ આવતા શનિવારની ટિકિટોના ભાવ બમણા હોવા છતા પણ લોકો કહે છે કે શનિવારનો ક્લાન આખો ભરાઇ ગયો છે અને ઘણાક લોકોને ટિકિટો મેળવવામાટે નિરાશ થવુ પડ્યું છે સારુ થયું કે મારા મિત્ર શાલિગ્રામે બે ટિકિટો પ્રથમથી જ રિઝર્વ કરાવી લીધી છે એટલે અમને તો શનિવારે તમારો પાર્ટ જોવાનો પ્રસગ પ્રાપ્ત થઈ શકશે તમારી એક નટી તરીકેની આ નામનામાટે હું તમને ધન્યવાદ આપુ છું, અને તમારો સદા સર્વદા સર્વ કાર્યોમા આવો જ વિજય થતો રહે એમ ઇચ્છું છુ"

"આપની આ સદ્ભાવનામાટે હું આપનો અંતકરણપૂર્વક આભાર માનું છુ" આ પ્રમાણે વિવેકનુ વિવેકથી ઉત્તર વાળીને હું મારા મનમાં કહેવા લાગી: 'ભાઇશ્રી પાચ, અત્યારે તો આપ સર્વ કાર્યોમા મારો વિજય ઇચ્છો છો અને મારી નામનામાટે મને ધન્યવાદ આપો છો, પરતુ આજે રાતે જ દેવકુમારીને તમારા સકંજામાથી છોડવવાના કાર્યમા મને મળેલા વિજયને જ્યારે તમો જોશો ત્યારે મારા વિજયને ઇચ્છવામાટે તમારા હૃદયમા પશ્ચાત્તાપનો કેવો પ્રબળ પાવક પ્રજળી ઉઠશે એની અત્યારે કલ્પના પણ કરી શકાય તેમ નથી, તેમ જ મારા હસ્તથી તમારો ભયકર પરાજય થયા પછી શનિવારે આપ સાહેબ મારો પાર્ટ જોવાને પણ પધારશો કે કેમ એની પણ શકા જ છે"

થોડી વારમાં જ દેવકુમારી જમીને બેઠકમા આવી અને મેં તેને તેના શયનમન્દિરમાં બોલાવી બે અગત્યના પ્રશ્નો પૂછી લીધા અને બે અગત્યની સૂચનાઓ આપી દીધી પછી દેવકુમારીએ બેઠકમાં આવ્યા પછી રાજનંદનને કહ્યું 'તમે રાતે બરાબર દશ વાગે આવજો, કેટલાક અગત્યના કાર્યો વિષે મારે તમારી સાથે કેટલીક ખાનગી વાતચીત કરવાની છે અત્યારે મારે ચપા બહેન સાથે બહાર જવાનુ હોવાથી અત્યારે મારાથી નીરાતે તમારી સાથે વાતચીત કરી શકાય તેમ નથી અને તેટલામાટે હું તમારી ક્ષમા માગુ છું"

"ઠીક, ત્યારે હું રાતે દશ વાગે આવીશ" એમ કહીને રાજનંદન ચાલતો થઈ ગયો

રાજનન્દનના ગયા પછી દેવકુમારીએ પોતાની તીજોરીમાથી રૂપિયા પચાસ હજારની પચાસ નોટોનુ બડલ કાઢી મારા હાથમાં આપીને નમ્રતાથી કહ્યું કે: 'મારી પાસે ગીનીઓનો સારો સગ્રહ હતો અને અત્યારે ગીનીઓનો ભાવ લગભગ સાડા સત્તર રૂપિયાનો હોવાથી ગઈ કાલે ગીનીઓ વેચીને આ પચાસ હજારની નોટો તમને આપવામાટે તૈયાર કરી રાખી હતી. હવે આ રકમ મુંબઇમાં તમને જ્યા ઠીક લાગે ત્યા મારા મન્મથના નામથી વ્યાજે રાખી દેજો અને તે સમયમા આવતા તેને એ નાણું સહીસલામત મળી જાય એવી ઉત્તમ વ્યવસ્થા કરી દેજો તમો સંસારના સર્વ વિષયોમા નિષ્ણાત હોવાથી અને મારા મન્મથનાં પરમ હિતૈષિણી હોવાથી હું તમને આ વિષયમા કાંઇ પણ વિશેષ ઉપદેશ આપવા ઇચ્છતી નથી"

"આજે મન્મથકુમારમાટે આપે આટલી ઉદારતા દર્શાવી છે અને મારામા કોઈ પણ ન રાખે તેવો અપૂર્વ વિશ્વાસ રાખ્યો છે તેમાટે હું તમને જેટલા પણ ધન્યવાદ આપુ તેટલા ઓછા જ છે હુ માત્ર એટલુ જ કહું છું કે હું તમારા આ વિશ્વાસનો જીવ જતા પણ ભગ કરવાની નથી અને અધર્મના માર્ગમા વિચરવાની નથી" આ પ્રમાણે દેવકુમારીને ધન્યવાદ તથા આશ્વાસન આપીને મેં જણાવ્યું. "હવે જ્યારે હથિયાર આપણા હાથમા છે તો પછી દુશ્મનને મેદાનમા બોલાવવાના કાર્યમા વિલબ કરવાની કશી પણ આવશ્યકતા નથી રાજનન્દનને આજે રાતે બોલાવવાનુ મેં આપને એટલામાટે જ કહ્યું હતુ કે આજે જ તેના અત્યાચારોનો ઘડો લાડવો કરી નાખવાનો મારો વિચાર છે, પણ તે પહેલા હું આપને પૂછવા માગુ છું કે રાજનન્દન જે રકમો ઉછીની તરીકે લઇ ગયો છે તેના જો આપે ખાતા પડાવી લીધા હોય અથવા તો દસ્તાવેજ કરાવી લીધા હોય તો મને તે બતાવો તેમ જ અત્યાર સુધીમા ભાડાની જે રકમ તે ખાઇ ગયો છે તેનો બરાબર હિસાબ જો તમારી પાસે હોય તો તે જોવાની પણ મારી ઇચ્છા છે"

"મ રી પાસે ર જનન્દનના કેટલાક દસ્તાવેજો પણ છે અને ભાડાની રકમનો ગત માસના અત સુધીનો હિસાબ પણ તૈયાર છે" આ પ્રમાણે કહીને દેવકુમારીએ પુન તીજોરી ઉઘાડીને તેમાથી એક ચોપડી કાઢી મારી આગળ મૂકી દીધી અને તેમાના હિસાબને બતાવીને કહ્યુ "અત્યાર સુધીમા ભાડાની જે રકમ તે ખાઇ ગયો છે તે પદર હજાર, સાત સો અને અઠ્ઠાવન રૂપિયાની છે અને આ દસ્તાવેજો રૂપિયા અગિયાર હજાર, સાત સો અને અઠ્ઠાવન રૂપિયાની થવા જાય છે, જે રકમો દસ્તાવેજ વગર અપાઇ છે તેની વાત તો જાણે હવે કરવાની જ નથી"

"ઠીક, પણ ભાડાની રકમોની તેણે બળાત્કારે તમારી પાસેથી પહોંચ તો નથી લખાવી લીધી તેમ જ ચોપડામા રૂપિયા જમે તો નથી કરી દીધા ?" મેં પૂછ્યું

"રાજનન્દને એ રૂપિયા ચોપડામા જમે કરાવી દેવાનુ મને અનેક વાર કહ્યું હતુ અને મેં તે રૂપિયા ચોપડામા જમે કરાવી દીધા છે એમ મેં તેને અનેક વાર કહી દીધુ હતુ, પરતુ ખરી રીતે મેં રૂપિયા જમે કરાવ્યા નથી તેમ જ પહોંચ પણ લખી આપી નથી રાજનન્દન પણ મને પોતાના હાથ નીચે દબાયલી માનીને એ બાબતમા બેપરવા જ રહ્યો છે" દેવકુમારીએ જવાબ આપ્યો

"બહુ સારૂ, ત્યારે હવે આ ચોપડી અને દસ્તાવેજો સભાળીને પાછા તીજોરીમા રાખી દ્યો અને રાતે દશ વાગે રાજનંદનના આવ્યા પહેલા ધગધગતા અગારાથી ભરેલી એક મોટી અગીઠી અહીં તૈયાર રખાવજો તેમ જ આપના શયનમંદિરમા મારાં બે માણસોને છુપાવી રાખવાની ગોઠવણ પણ કરી રાખજો; કારણ કે, આજ રાત્રિની મારી લીલાને જોઇને રાજનદન કદાચિત્ જીવપર આવી જશે અને આપણાપર હાથ ઉપાડવાને પણ તૈયાર થઇ જશે, એવો મારા મનમાં દૃઢ સશય રહ્યા કરે છે. જો તેમ બનશે તો મારા માણસો ઉપયોગી થઈ પડશે. આપણે જે કાઇ પણ કરવાનુ છે તે આ બેઠકમા જ કરવાનું છે." દેવકુમારીને આ પ્રમાણેની સૂચના આપીને મેં કાગળના એક કટકાપર 'રોકડા રૂપિયા અગિયાર હજારના દસ્તાવેજો અને ભાડાના રૂપિયા પદર હજાર, સાત સો

ા અઠ્ઠાવન' એ હિસાબ ટુંકામા નોંધી લીધો અને ત્યાર પછી કુરસીપરથી ઉઠીને
હ્યું "વારૂ ત્યારે અત્યારે તો હું જવાની રજા લઉં છું, મારે આ રૂપિયાને સુર-
ક્ષિત સ્થાનમાં રાખવાની વ્યવસ્થા કરવાની છે હું રાતે જમ્યા પછી બરાબર
૧વ વાગે આપની સેવામા ઉપસ્થિત થઇશ એટલામાટે આપ પણ જમીને
તૈયાર રહેજો. કાગળિયાનુ બંડલ હું મારી સાથે લેતી આવીશ"

"હું સાડા આઠ વાગે જ જમીને તૈયાર થઇ રહીશ" દેવકુમારીએ કહ્યું.

હું મારા નવા મકાનમાં જવાને રવાના થઇ, મારે પચાસ હજારની નોટો
બીજા કોઇની પાસે રાખવાની ન હોતી, છતા દેવકુમારીને મેં એમ કહ્યું હતું તેના
બે કારણો હતા એક તો મારે વ્હેલા ઉઠવાનુ હતુ અને બીજું કારણ એ કે આ
નોટો મારા ઊતારામા જ હું રાખવાની છું એ વાર્તા મારે દેવકુમારીની જાણમા
પણ આવવા દેવાની ન હોતી બે વાગે હું મારા મકાનમા પહોંચી ગઇ, થોડોક
સમય રામદુલારીની સાથેના વાર્તાલાપમા અને વિશ્રાંતિમાં વીતાડીને કેટલોક
સમય મેં મારી દ્રૌપદીની ભૂમિકાના વાચનમા વીતાવ્યો અને રાતે સાડા આઠ
વાગે ભોજનના કાર્યથી નિવૃત્ત થઇ મન્મથને સાચવવાની રામદુલારી તથા મારા
ચાકરને ભલામણ આપીને હું દેવકુમારી પાસે જવાને રવાના થઇ અહીં વચ્ચે
મારે જણાવવું જોઇએ કે અગત્યની વેળાયે મારા તથા દેવકુમારીના રક્ષણમાટે
જે મનુષ્યોને મારે દેવકુમારીના ગૃહમા બોલાવવાના હતા તેમને મારા મકાનમાં
આવ્યા પછી બોલાવીને રાતે નવ વાગે દેવકુમારીના ગૃહ પાસે હાજર થવાની
મેં આજ્ઞા આપી દીધી હતી અને દિલ્લીના તે દંડબાજો મને પોતાની બહેન
તરીકે માનતા હોવાથી અને જન્નતનશીન યૂસુફના દોસ્તો હોવાથી તેમણે મારી
આજ્ઞા પ્રમાણે ત્યા હાજર થઇ જવાનુ મને વચન આપી દીધુ હતુ

બેઠકમાની ભીંતપર ગોઠવેલા ઘડિયાળ—ક્લૉક—મા નવના ટકોરા થયા ત્યારે
તે દંડબાજો દેવકુમારીના શયનમંદિરમા છુપાઇને બેસી ગયા હતા, બેઠકમાના
મેજ ટેબલપર હિંચકૉક લૅમ્પ બળતો હતો, દેવકુમારીની પ્રેમપત્રિકાઓનું બંડલ
ટેબલપર પડ્યું હતુ અને હુ તથા દેવકુમારી પાસે પાસે બે કુરસીઓપર બેઠી
હતી. રાજનંદન સાથે આજનો વાર્તાલાપ જે રંગથી કરવાનો હતો અને પ્રેમ-
પત્રિકાઓના સબંધમા જે ખુલાસો રાજનન્દનને આપવાનો હતો તેનો પાઠ મેં
અડધા કલાકમા શેઠાણીને ભણાવી દીધો અને ત્યાર પછી પ્રેમપત્રિકાઓ જોઇ
જવાનુ પણ કહ્યું દેવકુમારીને પોતાની પાંત્રીસે પાત્રીસ પ્રેમપત્રિકાઓને પોતાના
હાથમા આવેલી જોઇને જે આનંદ થયો તે સર્વથા અવર્ણનીય હતો પ્રેમપ-
ત્રિકાઓને તપાસીને પાછુ તેણે તેમનું બંડલ બાંધી લીધું અને તે બંડલને એક
પેટીમા બંધ કરી દીધું. બરાબર દશ વાગે રાજનંદન આવી પહોંચ્યો અને દેવ-
કુમારી સાથે મને પણ બેઠકમા બેઠેલી જોઇને કાંઇક આશ્ચર્યચકિત થઇને બોલ્યો.
"મિસ મેનકા, આપ અત્યારે અહીં ક્યાથી?"

પણ એનું ઉત્તર દેવકુમારીએ જ આપી દીધું અને તે એ કે. "આપા બ્હે-
નને મેં જ અત્યારે અહીં બોલાવ્યાં છે; એઓ મારા સર્વ ભેદોથી જાણીતા છે
અને આજે-મારે આપની સાથે જે કાંઈ પણ વાતચીત કરવાની છે તે એમનાં
દેખતા અને સાભળતાં જ કરવાની છે, હવે હું તમારાથી કંટાળી ગઇ છું અને
મારા પાટલાપર આવી ગઇ છું. મારુ જે કાંઇ પણ થવાનું હોય તે થાય, પણ

હવે મારાથી તમારા અસહ્ય અત્યાચારો સહી શકાતા નથી. તમારી સાથે અથડાયા પછી તો હું જીવતી મુઆ જેવી જ થઇ ગઇ છું અને ક્યાયની નથી રહી ”

“ આજે આ આપ શું બોલો છો તે હું સમજી શકતો નથી પેલી પ્રેમ-પત્રિકાઓ લખી હતી ત્યારે મારાથી કંટાળ્યા ન હોતા અને આજે કંટાળી ગયા છો ! આ આપની ચેષ્ટા તો રાંડ્યા પછીના ડાહ્યાપણ જેવી જ દેખાય છે, પણ હવે આ પશ્ચાત્તાપ નકામો છે, હું પણ આપની સાથે પ્રેમ કરીને કાંઇ જેવો તેવો બદનામ થયો નથી ” રાજનંદને પણ મારી શર્મ ન રાખતા શેઠાણીના જુસ્સાને દબાવી દેવાનો પ્રયત્ન કર્યો

“ભલે તમો જ્યારે ને ત્યારે પ્રેમપત્રિકાઓનુ નામ દઇને દબાવતા રહો છો તે દબાવ્યા કરો, પણ જે નાણા તમોએ ઉછીના લઇને તેના મને દસ્તાવેજ કરી આપ્યા છે તે નાણા તેમ જ જે ભાડા તમો ખાઇ ગયા છો તે ભાડાનો હિસાબ મને આપી દ્યો, તો પછી પ્રેમપત્રિકાઓનો તમો પ્રકાશ કરો તેની મને પરવા નથી મારો છોકરો થોડા દિવસમા કલકત્તેથી આવવાનો છે તેને મારે હિસાબ શો બતાવવો અને ભાડાનો હિસાબ આજ સુધી તમારી પાસેથી નક્કી ન કરી લેવાનુ મ.રે કારણ શું દર્શાવવું ? હવે મારાથી આ નાણા વસુલ લેવામા એક પળમાત્રનો પણ વિલંબ કરી શકાય તેમ નથી બોલો, શો જવાબ દ્યો છો ? ” દેવકુમારીએ બેપરવાઇના રસ્તામાં આગળ વધીને આ શબ્દો ઉચ્ચાર્યા

દેવકુમારીની આવી અને આટલી બેપરવાઇ રાજનંદને કદાપિ જોઇ કે અનુભવી ન હોતી અને તેથી તે મનમા જ આશ્ચર્યચકિત થતા હતપ્રભ થવા લાગ્યો અને તેની તે હતપ્રભતાને હું બરાબર જોઇ શકી, છતા પણ હિમ્મત રાખીને તે બોલ્યો “ શેઠાણી સાહબા, તે નાણા તો પ્રેમની કબરમા ક્યારનાય દટાઇ ગયા છે અને તેનાપર ઝાડ પણ ઊગી ગયા છે હું તમને હુકમ ફર્માવુ છુ કે આવતી કાલે જ રૂપિયા એક લાખ મારા છોકરાના નામપર નહિ ચઢાવી આપો, તો પરમ દિવસે જ તમારી પ્રેમપત્રિકાઓ છાપામા છપાશે અને તમારે આત્મહત્યા કરીને મરવુ પડશે પછી તમારો છોકરો ભલે આવે અને મારી પાસેથી લેવાનો હિસાબ લઇ લે મારા છોકરાના નામપર આ રકમ ચડાવી આપવામાટે તમો ઘણા દિવસથી વાયદા કર્યા કરો છો, પણ હવે મારાથી તમારો એક પણ વાયદો કબૂલ કરી શકાય તેમ નથી અને એક પળમાત્રને માટે પણ થોભી શકાય તેમ નથી. બોલો ત્યારે હવે તમો પણ મને આનો છેલ્લો શો જવાબ આપો છો ? ”

“ જોયુ, શેઠાણી, આ નીચ પુરુષ સાથે પ્રેમ રાખવાનું અને નીચ પુરુષના દબાણમા આવવાનુ પરિણામ ! ” મેં આ વાક્યથી બોલવાનો આરંભ કર્યો

“ મિસ મેનકા, તમારે અમારી તકરારમા વચ્ચે માથુ મારવાની કાંઈ જરૂર નથી આ મારી રાખેલી છે અને હું એનો પ્રિયતમ છું એટલે અમો અમારે ગમે તેમ ફોડી લઇશું મને તમો નીચ પુરુષ કહો છો, પણ તમો નાટકમા નાચનારી રાંડ હોવાથી કેટલાક ઉંચા છો એનો જ પ્રથમ વિચાર કરી જુઓ. નાના મોઢામા મોટી વાતો નથી શોભતી ! ” રાજનંદન મારાપર ઉખડી ગયો

“હું નાટકમા નાચનારી છું, પણ તારા જેવી નીચ અને નિમકહરામ નથી ” બોલવાનુ કારણ મળતા મેં પણ રાજનંદનને હવે ઉધડો લેવા માંડ્યો, હવે પછીની તેના શિરપર વજ્રાઘાત કરવાની ભૂમિકા મારે જ ભજવવાની હતી અને તેટલા-

માટે જ વચ્ચે બોલીને હેતુપૂર્વક મેં વિવાદનું કારણ ઉપસ્થિત કર્યું હતું "નીચ, નાલાયક, હરામખોર કૂતરા! ઘરઘરના ટુકડા ખાનારા ફડવા! મને શઠ કહેતાં શર્માતો નથી? પોતાની ઓકાતને ભૂલીને વધારે પડતી લવારી કરતાં લજાતો નથી? ક્યા છે તારી પાસે શેઠાણીની પ્રેમપત્રિકાઓ? અત્યંત અત્યાચાર રાજા રાવણને પણ ફળ્યો ન હોતો, તો પછી તારા જેવા એક ક્ષુદ્ર પ્રાણીને તો ક્યાથી જ ફળે? તારો અત્યાચાર સહન ન થવાથી પરમેશ્વરે દેવકુમારીને દબાવવાનુ જે શસ્ત્ર તારા હાથમા હતું તેને ગઇ કાલે અદ્ભુત રીતિથી એક કાવાખાનામા રખાવી દીધુ હતુ અને તે આજે પાછુ શેઠાણીના હાથમા આવી ગયું છે એટલે હવે એમના માટે તારાથી બીવાનુ કે દબાઇ જવાનુ કાઇ પણ કારણ રહ્યુ નથી. હવે સીધી રીતે જે નાણા તેં અન્યાય અને અત્યાચારથી પચાવ્યા છે તે કાઢી આપીશ, તો તેમા તારી ભલાઇ છે અને નહિ તો નક્કી જાણી લેજે કે તારા નસીબમા હાથકડીઓ અને જેલયાત્રા જ લખાઇ છે વિશ્વાસ ન આવતો હોય તો શેઠાણી હમણા જ તે પ્રેમપત્રિકાઓ તને બતાવશે અને તારા દેખતા જ તે કીમતી કાગળિયાંનો અથવા બીજા શબ્દોમા બોલું તો ભયંકર કાગળિયાનો અગ્નિ નારાયણને ભોગ આપીને નાશ કરી બતાવશે શેઠાણી, તે બંડલ લાવો અને આ પિશાચને બતાવો."

દેવકુમારીએ પેટીમાથી તે બંડલ કાઢીને બતાવ્યુ, રાજનંદન તેના હાથમાથી તે છીનવી લેવાને લપક્યો, એટલામા શયનમંદિરમાથી બે દંડબાજો નીકળી આવતા સ્તંભિત થઇ ગયો અને એક નોકરે અગીઠી લાવીને હાજર કરતા દેવકુમારીએ તે બંડલને બળતા અગ્નિમા હોમી દીધું રાજનંદનના સબળ શસ્ત્રોનો જોતજોતામા અગ્નિએ ભક્ષ કરી લીધો.

"જો! જો! તારી મોટી મોટી આંખો ફાડીને જોઈ લે કે તારા બળની, તારી શક્તિની અને તારા શસ્ત્રની આ અગ્નિના મુખમા આહુતિ અપાય છે અને હવે તારા અત્યાચારના અસ્તનો સમય સાકાર થઇને અમારી દૃષ્ટિ સમક્ષ આવી ઊભેલો દેખાય છે!" મેં તેના હૃદયમાના બળતા અગ્નિમા ઘૃત હોમવાનો યત્ન કર્યો

દેવકુમારીની દૃષ્ટિ અગ્નિના સ્પર્શથી બળતી પ્રેમપત્રિકાઓમા સ્થિર હતી, મારી ક્રોધના પાવકથી આરક્ત થયેલી દૃષ્ટિ રાજનંદનની દૃષ્ટિ સાથે તદાકાર થયેલી હતી, રાજનંદનની દૃષ્ટિ મારા મુખમંડળના અવલોકનમા સ્થિર થઇને અગ્નિના કણો વર્ષાવતી હતી અને બે દંડબાજો ખભાપર દંડા રાખીને રાજનંદનની આસપાસ ઊભા હતા, એટલે આ નિસ્તબ્ધતાને જોતા જાણે નાટકમાંના કોઈ ટ્રૅજિક સીનમા ડ્રૉપ પડતી વખતે ટેબ્લો થયેલો હોયની! એવો જ મને ભાસ થવા લાગ્યો ધીમે ધીમે રાજનંદનની મુખમુદ્રામા દયાજનકતાનો આવિર્ભાવ થવા લાગ્યો અને સિનેમૅટોગ્રાફની કૉમિક ફિલ્મમા ધમાચકડી કરતા ફૂલ્સહેડની માર ખાતી વેળાયે જેવી દયામણી દશા થાય છે તેવી તેની દયામણી દશા થઈ ગઇ અને તેનો સઘળો ગર્વ એકદમ ગળી ગયો. 'દંડબાજો કદાચિત્ હાડકાં ખોખરા કરી નાખશે તો?' એવા ભયથી તે કહેવા લાગ્યો "ત્યારે શું મને મોડી રાતે ઘરમા બોલાવીને તમોએ મને આ દંડબાજોના હાથે માર ખવડાવવાનો નિશ્ચય કર્યો છે?"

અમોએ તો આ દંડેબાજોને અમારા રક્ષણમાટે જ બોલાવ્યા છે અને તને માર ખવડાવવાનો અમારો વિચાર છે જ નહિ, પરંતુ તારા જેવા લગોટછૂટા અને સાથે સાત ખાડીનો મિજાજ રાખનારા બદમાશો જો માર ખાઈ બેસે અથવા જીવને પણ ખોઇ બેસે, તો તેમા નવાઇ જેવુ કાઇ પણ નથી " મેં તેના સવાલનો બધબેસ્તો અને બિલ્કુલ વ્યાજબી જવાબ આપ્યો

"ત્યારે હવે છેવટ તમારો શો વિચાર છે ?" રાજનંદને કટાળીને પૂછ્યું

એના ઉત્તરમા દેવકુમારીએ જણાવ્યું "મારો છેવટનો વિચાર એજ છે કે મારા તારી ઉપર જે રૂપિયા છવ્વીસ હજાર, સાત સોને અઠ્ઠાવન લેણા નીકળે છે તે આવતી કાલે જ તારે મને પાછા આપી દેવા અને કોઈ વાર ભૂલે ચૂકે પણ મારા ઘરના ઉંબરામા પગ ન મૂકવો, અત્યારથી હું મારી નોકરી ઉપરથી તને દૂર કરૂ છું અને આવતી કાલથી તારો પગાર પણ બધ છે જો આવતી કાલે સવારમા દશ વાગ્યા સુધીમા મારા રૂપિયા મને નહિ મળી જાય, તો બાર વાગ્યામા તો કોર્ટમા તારા ઉપર એક દીવાની અને એક ફોજદારી એવી રીતે બે દાવા મડાશે સાઝ સુધીમા તો તારા હાથમા હાથકડીઓ પડી જશે અને રાતે તારા નવા ખરીદેલા ઘરમા આરામથી સૂવાને બદલે જેલમા જઈને આરામ કરવો પડશે મારો નિશ્ચય આ છે અત્યારે હું તને જવાની રજા આપુ છુ, ચાલ્યો જા તુ તારા મુખથી મારી નિન્દા કરીશ તેની મને જરા પણ દરકાર નથી, જ્યારથી મારા ગૃહમા તારો પ્રવેશ થયો છે ત્યારથી મારી આબરૂનુ તો આદની ચૉકમા લીલામ થઈ જ ગઈ છે, એટલે હવે હું પણ પૂરી નફ્ટ અને બેપરવા બની ગઈ છુ, અર્થાત્ મારા વિરુદ્ધ જે કાઈ પણ પ્રયત્ન કરે તે સભાળીને જ કરજે, પછી એમ ન કહીશ કે ચેતવણી ન આપી !"

"રાજનદન ! શેઠાણી સાથેના પ્રેમસબધથી તને એવો ચાન્સ મળ્યો હતો કે જો એમની પાસેથી સ્વાભાવિક મળતા લાભથી તુ સતુષ્ટ રહ્યો હોત, તો એ પેલી અદ્ભુત મરઘી પ્રમાણે સોનાના ઇંડા આપ્યા જ કરત અને તારો સ્વાર્થ સિદ્ધ થતો રહેત, પણ તેં તો તે મરઘીના મૂર્ખ માલિક પ્રમાણે મરઘીને મારી નાખીને સોનાનાં બધા ઇંડા સામટા જ કાઢી લેવાનો પ્રયત્ન કર્યો અને તેનુ પરિણામ એ થયુ કે મરઘી પણ ગઈ અને ઇંડા પણ ગયા ! પેલા મફ્ત નાળિયેર લેવાને નાળિયેરીપર ચઢેલા લોભિષ્ટ પુરુષની જેવી દુર્દશા થઈ હતી તેવો જ આજે તારો પણ ઘાટ થયો છે અસ્તુ પણ હવે શેઠાણીનો શત્રુ થઇને શેઠાણી વિરુદ્ધ કાઇ પણ બોલીશ નહિ અને એવો કાઇ પણ પ્રયત્ન ન કરીશ કે જેથી શેઠાણીને માઠુ લાગે અને શેઠાણી તારા જીવની વૈરિણી બની જાય ! એ સ્ત્રી છે અને સાથે પૈસાદાર પણ છે, છછેડાયલી સાધારણ સ્ત્રી પણ નાગિની સમાન મનાય છે અને જીવ લેનારી થાય છે, તો પછી આ ધનાઢ્ય સ્ત્રી તો જે ધારશે તે ઘડીના છઠ્ઠા ભાગમા જ કરી શકશે એટલે વિચારીને વર્તજે અને તારી બાયડીને રાડી રાંડ થવાનો પ્રસગ પોતાના હસ્તથી જ પ્રાપ્ત ન કરાવીશ" મેં પણ ઉપાલભ સાથે રાજનદનને ભયમિશ્રિત અતિમ ઉપદેશ સભળાવી દીધો.

રાજનદન કાઇ પણ ન બોલતા ઉઠીને ત્યાથી ચાલતો થઈ ગયો અને તેના જવા પછી દેવકુમારીએ પોતાના સર્વ દાસદાસીઓને રાજનદનને પોતાની આજ્ઞા

વિના ગૃહમાં પ્રવેશ ન કરવા દેવા માટેનો સખ્ત હુકમ ફર્માવી દીધો. દેવબાળાને મેં નીચે બેસવાનું કહ્યું અને તેઓ તથા દાસદાસીઓ ત્યાંથી ચાલ્યા ગયા, એટલે પછી ઉચિત પ્રસંગ જાણીને હું ગંભીર મુદ્રા, ગંભીર ભાવ તથા ગંભીર સ્વરથી દેવકુમારીને સંબોધીને આદર્શ ઉપદેશ આપતી કહેવા લાગી.–

"શેઠાણી દેવકુમારી ! આજે આપ એક એવી બલાના પંજામાંથી છૂટાં થયાં છો કે જે બલાના પંજામાંથી છૂટવાનો આપના માટે કોઇ રસ્તો જ ન હોતો. આ માટે પરમેશ્વરનો આપ જેટલો આભાર માનો તેટલો ઓછો જ છે હવે મારો આપને એ જ ઉપદેશ છે કે, પરમાત્માની કૃપાથી કહો કિંવા આપના પૂર્વપુણ્યના સંચયના પરિણામથી કહો, અત્યાર સુધી આપની શરીરસંપત્તિ સારી રહી શકે છે અને આપની અવસ્થા છે તેના કરતાં દશ વર્ષ ઓછી દેખાય છે, પણ એથી ખરી રીતે એમ તો સિદ્ધ નથી જ થતું કે આપ નવયૌવના કિંવા પ્રૌઢા છો, અર્થાત્ આપની અવસ્થા નહિ નહિ તો પણ ચોપન વર્ષની હોવી જોઇએ એવું મારૂં અનુમાન છે અને તેથી આપ એક વૃદ્ધા વનિતા છો, એટલે જે કાંઈ પણ થઈ ગયું છે તેનો વિશેષ શોક કરવાનો નથી, પરંતુ હવે પછી એવા દુરાચાર માર્ગમાં ન જવાય અને ધોળામાં ધૂળ ન નખાય તો વધારે સારૂં, એવો મારો અભિપ્રાય છે અને તેથી હવે જો આપ બ્રહ્મચારિણી થાઓ, ધર્મ તથા નીતિના અનુગામિની થઇને પોતાના આયુષ્યનો અવશિષ્ટ કાળ વીતાડો અને ઈશ્વરના ભજન તથા ભક્તિમાં સમયનો સદ્વ્યય કરો, તો તેમાં આપનું જે કલ્યાણ છે તે અન્ય કર્મોમાં નથી. મારો તો એવો પણ આગ્રહ છે કે હવે આપના પુત્ર તથા પુત્રવધૂને અહીં બોલાવી લ્યો, ગૃહ તથા ધનની વ્યવસ્થાના કાર્યનો ભાર પુત્રના શિરપર નાખી દ્યો અને આપ સર્વ પ્રવૃત્તિઓથી નિવૃત્ત થઇને ધાર્મિક જીવન વીતાડો. જો આ વૈભવવિલાસના વાતાવરણમાં મન સ્થિર ન રહી શકતું હોય, તો કોઈ અન્ય એકાંત સ્થાનમાં જઇને રહો અને પ્રમાથિ મનને અભ્યાસ તથા વૈરાગ્યથી નિર્વિકાર તથા સ્થિર કરવાની ચેષ્ટા કરો. જેમ અત્યંત અત્યાચાર અને લોભનાં કારણથી આજે રાજનન્દનના કલ્યાણનો નાશ થઇ ગયો છે તેવી જ રીતે હવે જો આપ પણ ઇન્દ્રિયસુખલાલસાની તૃપ્તિના અત્યંત લોભમાં જ તણાતાં રહેશો, તો આપના ઐહિક તથા પારલૌકિક કલ્યાણનો પણ નાશ થઈ જશે, કદાચિત્ વૃદ્ધાવસ્થામાં ફજેતીના ફાળકા થતાં આત્મહત્યા કરીને મરી જવાનો દુ:ખદ પ્રસંગ આવી લાગશે અને આપ અહીંનાં કે ત્યાંના ક્યાયના પણ રહેશો નહિ. આપના માટે મારા પેટમાં બળે છે અને તેથી જ મારા મોઢામાંથી આવાં કડવાં વચનો નીકળે છે એટલે જો માઠું લાગે તો માફ કરશો, આપની 'બહોત ગઈ ઔર થોડી રહી' જેવી સ્થિતિ હોવાથી જેમ બને તેમ ભીનું સંકેલી લેવામાં જ સાર છે; પછી તો જેવો આપનો વિચાર."

આજના મારા આ ઉપદેશનું દેવકુમારીના મનમાં કાંઈક ઉત્તમ અને દૃઢ પરિણામ થતું મને દેખાયું અને તેથી મારા ઉપદેશાત્મક ભાષણની સમાપ્તિ થતાં દેવકુમારી ગંભીર ભાવથી કહેવા લાગી "ચંપા બહેન ! તમારા જેવી એક ઘરમાંથી બહાર નીકળી ગયેલી, સર્વથા સ્વચ્છંદ થયેલી અને નાટકમાં નટી તરીકેનો વ્યવસાય કરનારી તરુણી નારી પોતાની મેળે જ પોતાની બુદ્ધિમત્તાથી સુધરીને ઠેકાણે આવી ગઇ છે અને હું તમારી માની મા જેવડી હોવા છતાં

હજી મારા ચારિત્ર્યને સુધારી શકી નથી, એ ઘટનાઓના તુલનાત્મક વિચારથી અત્યારે મારા મનમા એવો તો ખેદ થાય છે કે જેની સીમા જ નથી. આ રાજનંદન મારો ગુરુ થયો છે આજની ઘટનાએ મારી મદાંધ દૃષ્ટિને દેખતી કરી દીધી છે હુ આજે તમારા સમક્ષ પરમેશ્વર અને ધર્મની સાક્ષીથી પ્રતિજ્ઞાપૂર્વક કહુ છું કે, હવે આ ભ્રષ્ટાચારને હું સર્વથા ત્યાગી દઇશ, મારા પુત્ર તથા પુત્ર-વધૂને અહીં બોલાવીશ અને ગૃહ તથા ધન આદિની વ્યવસ્થાનો ભાર પુત્રના શિર ઉપર નાખીને હું કાશી અથવા હરિદ્વાર જેવા કોઇ તીર્થક્ષેત્રમા જઇ ત્યાં એકાંતવાસમા રહીને પરમેશ્વર પાસેથી પશ્ચાત્તાપપૂર્વક મારા કુકર્મોની ક્ષમા માગવામા અને પરમેશ્વરના ભજનથી પારલૌકિક સુખને સિદ્ધ કરી લેવાના કાર્યમા મારૂ અવશિષ્ટ આયુષ્ય વીતાડીશ ઘણા દૈતરા ભસાવ્યા, જેને અત્યાર સુધી હું સુખ માનતી હતી તે સુખ આકઠ ભોગવ્યું અને છેવટ આજે તે સુખ કાલ્પનિક તથા મિથ્યા હતું એમ મારા જાણવામા આવી ગયું એટલે હવે બહુધા મારૂ મન ચચળ થાય તેમ નથી, છતા પણ મારા મનને દૃઢ રાખવામાટે હુ નિરંતર પરમેશ્વરને વિનવતી રહીશ અને તે દયાઘન પર-માત્મા અવશ્ય મારા મનને દૃઢ કરીને મને પાપકર્મથી અલિપ્ત રાખશે, એવો પરમેશ્વરમા મારો સંપૂર્ણ વિશ્વાસ છે જો જીવતા હઇશું તો, ચપા બહેન! એક સમય એવો પણ આવશે કે જ્યારે તમો આ દુરાચારિણી દેવકુમારીને એક આદર્શ અને ધર્મચારિણી સંસારત્યાગિની સન્યાસિનીના સ્વરૂપમા જોઈ શકશો અને મારા જીવનના અદ્ભુત પરિવર્તનને જોઇને આશ્ચર્યચકિત થવા સાથે મારા શિર ઉપર ધન્યવાદોની વૃષ્ટિ વર્ષાવશો"

"પરમાત્મા આપની આ શુભ વાસના તથા ભદ્ર ભાવનાને સત્વર ફળીભૂત કરો અને આપને સપૂર્ણ તથા અખડ આત્મબળ તથા આત્મશ્રદ્ધા આપો!" મેં આશીર્વાદ આપ્યો.

દેવકુમારીએ 'તથાસ્તુ' કહીને મારા આશીર્વાદને મસ્તક ઉપર ધારણ કરી લીધો.

"ત્યારે હવે હું જવા માટેની રજા માગુ છું અને આપને સાવધ રહેવાની સૂચના આપુ છું તે લક્ષમા રાખશો. રાજનંદનનો કદાપિ આ આગારમાં પ્રવેશ થવા દેશો નહિ અને રાત્રિના સમયમા પણ બહુ સાવધ રહેજો, મારા મનમાં સશય રહ્યા કરે છે કે કદાચિત્ રાજનંદન આપના શિર ઉપર કોઈ નવીન સકટ લાવવાની ચેષ્ટા કર્યા વિના રહેવાનો નથી." મેં કુરસીપરથી ઉઠીને એ પ્રમાણેની ચેતવણી આપી દીધી

મને ચાલવામાટે તૈયાર થયેલી જોઇને મહમ્મદ કમાલ અને મહમ્મદ જમાલ નામના બે દંડિઆજોમાના મહમ્મદ કમાલે કહ્યુ "ચપા બહેન! આપ થોડી વાર બેસો એટલામાં હુ જઇને ગાડી લઈ આવુ છું અત્યારે અડધી રાતે પગે ચાલતા જવુ સારૂ નથી, રાજનંદન આજથી તમારો પણ દુશ્મન થયો છે અને તેથી તમારે પણ તેનાથી ચેતીને ચાલવાનુ છે અત્યારે અમો સાથે આવીને તમોને તમારા ઘરમા પહોંચાડી જઇશું અને રોજ રાત્રિના સમયમાં તમારા ઘરની અને તમારી પોતાની સભાળ રાખતા રહીશું"

મહમ્મદ કમાલ એમ કહીને ગાડી લેવાને ગયો એટલે મેં દેવકુમારીને કહ્યું: "શેઠાણી! એક વાત તો હું આપને કહેતા ભૂલી જ ગઈ અને તે એ કે આ

મહમ્મદ કમાલ તથા મહમ્મદ જમાલને એમની આજની મેહનતના બદલામાં રૂપિઆ દશ દશ આપવાના છે તે આપો, કારણ કે, હજી પણ એમની કદાચિત્ આપણને આવશ્યકતા પડશે ”

દેવકુમારીએ તત્કાળ વીસ રૂપિઆ ટેબલના એક ખાનામાથી કાઢીને મને આપી દીધા અને મહમ્મદ કમાલ ગાડી લઇને પાછો આવ્યો એટલે તે બન્ને દંડબાજોને મેં દશ દશ રૂપિઆ આપી દીધા અને તેમણે એ રકમને સ્વીકારતા મારો તથા દેવકુમારીનો અતિશય આભાર માનીને કહ્યું “અમોને આપ જ્યારે પણ અમારા લાયક કામ ફર્માવશો ત્યારે અમો ઉઘાડે પગે આપની ખિદમતમા હાજર થઈ જઇશું અમો જ્યા સુધી ખુદાની મેહરબાનીથી દિલ્લીમા જીવતા બેઠા છીએ ત્યા સુધી દિલ્લીનો કોઈ પણ બદમાશ આપના તરફ આગળી ચીંધવાનો નથી, અમો દિલ્લીના બદમાશોના પણ દાદા છીએ, પણ આપના તો હુકમના બંદા છીએ ”

“આ લાગણીમાટે હું તમો ભાઇઓનો ઉપકાર માનું છું.” દેવકુમારીએ વિવેક દર્શાવ્યો

હું પુન દેવકુમારીની આજ્ઞા લઇને મહમ્મદ કમાલ તથા મહમ્મદ જમાલ સાથે ગાડીમા બેસીને મારા નવા મકાનમા જવામાટે રવાના થઈ ગઈ

હુ જે વેળાયે ઘેર પહોંચી તે વેળાયે રામદુલારી લૅમ્પને બળતો રાખીને અને મારા નોકરને પોતાની પાસે બેસાડીને મારી વાટ જોતી જાગતી જ બેઠેલી હતી, એટલે બે દંડબાજોને નીચે બેસાડીને હુ ઉપર ગઈ દરવાજો ઉઘાડવામાટે નીચે આવેલા મારા નોકરે મને કહી દીધું હતુ કે “કોઈ અજાણ્યું માણસ આવીને એક ભયકર ચિઠ્ઠી રામદુલારીને આપી ગયું છે અને તેથી તે ભયભીત થઇને આપની વાટ જોતી જાગતી જ બેસી રહી છે” આ કારણથી જ મેં દંડબાજોને થોડી વાર નીચે ખોટી થવાનું કહ્યું હતુ

ઉપર જતા જ મેં રામદુલારીને પૂછ્યુ “કેમ રામદુલારી! તારી પાસે શી ચિઠ્ઠી આવી છે?” રામદુલારીએ મારા એ સવાલના જવાબમા કહ્યું કે “લગભગ અગિયાર વાગ્યાના શુમારે એક માણસ આવીને આ ચિઠ્ઠી તમને આપવાનું કહીને આપી ગયો છે અને ચિઠ્ઠી ખુલ્લી હોવાથી મેં વાચતાં મને તે ભયકર જણાઈ છે એટલે ઉંઘ ન આવવાથી હું તમારી વાટ જોઇને જાગતી જ બેસી રહી છું.” આમ કહીને તેણે તે ચિઠ્ઠી પોતાના પોલકાના ખીસામાથી કાઢીને મારા હાથમા આપી દીધી તે ચિઠ્ઠી નોટપેપરના એક અડધિયાપર દેવનાગરી લિપિ અને હિન્દી ભાષામાં લખાયલી હતી અને તેનો આશય એવો હતો કે –

“નાટકમા નાચનારી ચપા! આજે પેલી હવસની પૂતળી બુઢ્ઢી દેવકુમારીના ઘરમા જે માણસની આશાઓને તેં ધૂળમા મેળવી દીધી છે તે માણસ તારી પાસેથી એનો બદલો લીધા વગર જપવાનો નથી, એ કદાપિ ભૂલીશ નહિ અને દિલ્લીમા ચેતીને ચાલજે તારા મુખમાથી નીકળેલા કઠોર શબ્દો તેની છાતીમાં તીરની પેઠે ખૂચી રહ્યા છે અને તેથી તે માણસ કદાચિત્ તારૂં ખૂન કરવાને તૈયાર થઈ જાય તો તેમા પણ કાંઈ અજાયબી જેવુ નથી. બે દિવસમાં જ તને તારી ગુસ્તાખીનો બદલો વ્યાજ સાથે મળી જશે અને દિલ્લીના લોકો તારો દ્રૌપદીનો પાર્ટ ભાગ્યે જ જોઈ શકશે. સાવધાન, ચપા! સાવધાન!”

*

ચિઠ્ઠી જો કે ભડકાવનારી હતી, તો પણ હું એટલી બધી ભયભીત ન થઈ અને નીચે આવીને એ ચિઠ્ઠીની વાત મેં મહમ્મદ કમાલ તથા મહમ્મદ જમાલને કહી સભળાવીને વધારામાં જણાવ્યું "હું આવી ગીદડભપકીઓથી જો કે ડરી જનારી હેચકારી ઓરત નથી, છતાં પણ ચેતીને ચાલવામાં લાભ છે, એ મોટાઓના કઓલ મુજબ મારે ચેતતા તો રહેવુ જ જોઇએ અર્થાત્ હુ દિલ્લીમાં છું ત્યા સૂધી જો તમો મારી હિફાજતમા રહેશો અને મારા મદદગાર થશો તો હું અહીંથી જતી વેળાયે તમને દરેકને સવાસો રૂપિયા આપીશ અને દેવકુમારી પાસેથી પણ કાઇક ઇનામ અપાવીશ મારે અહીં એક મહિના જેટલો સમય વીતાડવાનો છે"

મારા એ પ્રસ્તાવના ઉત્તરમા મહમ્મદ કમાલે કહ્યું. "ચપા બહેન! અમો તો તમારા નોકર જ છીએ, તમો કાંઈ આપો કે ન આપો, તો પણ અમો તમારી હિફાજત કરવાને તૈયાર છીએ, કારણ કે, યૂસુફ અમારો જાની દોસ્ત હતો અને તેથી તમારી ખિદમત કરવી એ અમારો ફર્જ છે"

મહમ્મદ કમાલ અને મહમ્મદ જમાલ નીચેના ઓરડામા છાવણી નાખીને પડ્યા, મારો નોકર પણ તેમની પાસે જ સૂતો અને હુ, મન્મથકુમાર તથા રામદુલારી ઉપરના ઓરડામા રહ્યા મન્મથકુમાર તો ક્યારનોય નિદ્રાવશ થઈ ગયો હતો એટલે દેવકુમારીના રાજનદનના પંજામાથી થયેલા છુટકારાનો સર્વ વૃત્તાત મેં રામદુલારીને ઇત્થંભૂત કહી સભળાવ્યો અને તે સાંભળીને તેના આનદ તથા આશ્ચર્યનો અવધિ થઈ ગયો મન્મથકુમારને થયેલા લાભની વાર્તા સાભળીને તેનો હર્ષ છલકાઈ જવા લાગ્યો અને મને તે શતાવધિ ધન્યવાદો આપવા લાગી લગભગ બે વાગ્યા પછી અમો બન્ને નિદ્રાવશ થયા અને ગાઢ નિદ્રામા પડીને પ્રભાત થતા સૂધી સસારની સર્વ ચિન્તાઓને ભૂલી ગયા

કોઈ પણ પ્રકારના વિઘ્ન વિના રાત્રિ વીતી ગઈ અને પ્રભાતમા નિત્યકર્મથી મુક્ત થઈ ચાહ તથા નાસ્તાને ઇન્સાફ આપ્યા પછી હું રીહર્સલમા હાજર થવામાટે મારા નોકરને લઇને નાટકશાળામા ગઈ, કારણ કે, મારી ભૂમિકા તો બહુધા મને કઠસ્થ થઈ ગઈ હતી એટલે રીહર્સલમા મારે ગાયનો બેસાડી લેવાના હતા અને કેટલાક બિજનેસો જાણી લેવાના હતાં બાર વાગે હુ રીહર્સલમાંથી પાછી ઘેર આવી અને જમ્યા પછી શય્યામા પડીને નિદ્રાધીન થઈ ગઈ, કારણ કે, બે ત્રણ દિવસની સતત ચિન્તાઓ તથા અખડ પરિશ્રમો વેઠેલા હોવાથી આજે મને વિશ્રાતિની આવશ્યક્તા દેખાવા માડી હતી એ દિવસે હુ દિવસે કે રાતે દેવકુમારી પાસે ગઈ ન હોતી ત્રીજે દિવસે પાછી હું દેવકુમારી પાસે ગઈ અને રાજનન્દને રૂપિયા ન મોકલેલા હોવાથી વકીલદ્વારા તેને કાયદાસર નોટિસ આપવાનો અને તેની પાસે શેઠાણીનો જે પાવર ઑફ્ એટર્ની હતો તેને રદ કરાવવાનો તેમ જ ભાડા ખાઈ જવામાટે ફોજદારી દાવો કોર્ટમા દાખલ કરાવી દેવાનો યોગ્ય પ્રબધ કરી દીધો આ કાર્યમા ત્રણ ચાર દિવસ વીતી જાય તેમ હોવાથી અને તેટલા વખતમા મારા પાર્ટનો દિવસ આવી જતો હોવાથી હું મારા નાટકના કાર્યમા વિશેષ ધ્યાન આપવા લાગી.



## પ્રકરણ ૨૧ મું

## મારી દ્રૌપદીની ભૂમિકા અને અપૂર્વ વિજય

રાજનન્દનની ચિઠ્ઠીનું ચાર દિવસ વીત્યા છતા કાંઇ પણ પરિણામ ન થયું અને અંતે જે દિવસે હું 'મહાભારત' નાટકમાં દ્રૌપદીની ભૂમિકા ભજવવાની હતી તે દિવસ પણ આવી લાગ્યો. દિવસના સમયમા પુન એક વાર નાટકશાળામા જઇને મેં મારા ગાયનો બરાબર બેસાડી લીધાં અને સર્વ ગાયનોના સ્વરોને નિયત કરી લીધા; તેમ જ રાત્રે જે જે વસ્ત્રો મારે ધારણ કરવાના હતાં તે તે વસ્ત્રોને પણ એટલામાટે તપાસી લીધા કે રાત્રે કોઇ પણ પ્રકારની ભૂલ ન થાય અને મારી ભૂમિકામા ખામી ન આવી જાય રાત્રે સ્ટૅન્ડર્ડ ટાઇમ સાડ આઠ વાગે જ્યારે હું નાટકશાળામા આવી તે વેળાયે બીજો, ત્રીજો અને ચોથે આદિ વર્ગો પ્રેક્ષકોવડે ઉભરાઇ જતા મારા જોવામા આવ્યા. માત્ર ઑર્ચેસ્ટ્રા અને પ્રથમ વર્ગની કેટલીક કુરસીઓ ખાલી દેખાતી હતી, પરંતુ તે રિઝર્વ્ડ થઈ ગયેલી હોવાથી ખરી રીતે તો ભરાયલી જ હતી નાટકની ટિકિટો વેચવાનો ધંધે કરનારા કેટલાક મનુષ્યો નાટકશાળાના સદર દરવાજાના બાહ્ય ભાગમા ટિકિટો વેચતા ઊભા હતા, પ્રથમ બેવડા ભાવે તેઓ ટિકિટ વેચતા હતા અને પછીથી મારા સાભળવા પ્રમાણે તે દિવસની ઑર્ચેસ્ટ્રાની દરેક ટિકિટો પચીસ પચીસ અને ત્રીસ ત્રીસ રૂપિયાના ભાવથી પણ વેચાઈ હતી ડ્રૉપ (મુખપડદો) ઉપડવાનો ટાઇમ થયો ત્યાંસુધીમા તો પ્રેક્ષકાલય પ્રેક્ષકો તથા પ્રેક્ષિકાઓવડે એટલી સીમા પર્યન્ત ઉભરાઇ જવા લાગ્યું કે એક તિલ રાખવા જેટલી જગ્યા પણ ખાલી ન રહી અને ચાર સોથી પાચ સો પ્રેક્ષકોને નિરાશ થઇને પાછા ફરવું પડ્યું બરાબર સાડા નવ વાગે મુખપડદો ઉપડ્યો અને 'પ્રથમ કરો ઉચ્ચાર' આદિ શબ્દોથી આરંભાતી નાન્દીના ગાન સાથે નાટ્યપ્રયોગ આરંભાયો પરિચયાર્થ પ્રાસ્તાવિક પ્રવેશની સમાપ્તિ થતાં પ્રથમ અંકના મય દાનવના અદ્ભુત ભવન નામક પ્રથમ પ્રવેશનો આરંભ થયો અને એ પ્રવેશનો કેટલોક ભાગ ભજવાઇ ગયા પછી 'તુમ હજાર કહો પરતુ મૈં તુમ્હારે ઇસ મોહજાલસે ડરતી હું, ઇસ લિયે વો દ્રૌપદીજી આતી હૈં ઉન્સે ઉપાય દર્યાફ્ત કરતી હું' એ પ્રમાણેની સત્યભામાના મુખથી દ્રૌપદીના આગમનની પૂર્વસૂચના મળતાં પ્રેક્ષકોએ હર્ષકોલાહલ કરવા માંડ્યો અને દ્રૌપદીના વેષમાં રગભૂમિપર મારૂં આગમન થતાંની સાથે જ પ્રેક્ષકોએ મને પોતાના હર્ષને દર્શાવનાર ગગનભેદક કરતલધ્વનિથી આવકાર આપીને વધાવી લીધી લગભગ પાંચ મિનિટ પછી પ્રેક્ષકોનો હર્ષકોલાહલ અને કરતલધ્વનિ શાત થતાં સત્યભામા, રુક્મિણી અને દ્રૌપદીના ભાષણની ત્રણેક કલમો બોલાઇ અને તરત જ 'કોઇ પ્રીતિકી રીતિ બતાદો નઇ' એ પંક્તિથી આરભાતા સત્યભામા, રુક્મિણી તથા દ્રૌપદીના સંમિલિત દીર્ઘ સંગીતનો આરંભ થયો એ ગાયનમાંની મારા ભાગમાં આવેલી

"જો ચાહો કે પ્રીતમ હો અપના; પતિ નામકી માલ સદા જપના;
નહીં ગયરકા દેખો કભી સપના, તબ જાનોં યે દેહ પવિત્ર ભઇ;'
ઇસી મોહની મંત્રકા જાપ કરો
"જિસ્કી હે પતિ પ્રતિ પ્રીતિ ઘની; વે હિ આજનકી હૈ ખરી સજની;

ઉસિકા દિન હૈ ઉસિકી રજની, જિન જાન બલસુઆપે વાર દઇ;
વહી ભાગ્યવતી હૈ સુહાગવતી!"

આ પ્રમાણેની પંક્તિઓ મેં એવા તો ગભીર અને મનોમોહક હાવભાવો સહિત ગાઇ કે પ્રેક્ષકોએ પોતાની પ્રસન્નતાને દર્શાવવામાટે ભીષણ 'વન્સમોરો' (પુન એક વાર) કરી કરીને એ પંક્તિઓ મારા મુખથી આઠ વાર ફરી ફરીને ગવડાવી અને તેથી સત્યભામા તથા રુકિમણીની ભૂમિકા ભજવનાર એક નટી તથા એક નટને મારી સાથેના એ ગાયનમાની પોતાની પંક્તિઓ પણ આઠ વાર નિરુપાય થઇને ગાવી પડી. સારાશ કે, મારા એ પ્રથમ સંગીતથી જ મારી ભૂમિકાની એવી તો સરસ જમાવટ થવા લાગી કે તેના પરિણામે મારા ઉત્સાહની અતિશય વૃદ્ધિ થતા દ્વિતીય પ્રવેશમાં સુદર્શનચક્રવડે વઢાયલી શ્રીકૃષ્ણની આગળીએ પાટો બાધવાના પ્રસંગે મેં કીમતી સાડીને ખરેખર જ ફાડી નાખી અને જોશમા આવીને –

"લહૂ ઈસ હાથસે ટપકે તો ચૂલ્હેમેં ગઇ સાડી,
ફક્ત એક બૂદપર કુરબાન હૈં લાખો નઇ સાડી,
ન યે દિલ નિર્દઈ હૈ ઔર ન હૈ યે નિર્દઈ સાડી,
બની ફટનેસે અબ આખોંકા સુર્મા સુરમઇ સાડી,
અગર દરકાર ફાહેકે લિયે હો ખાલ ગર્દનકી
તો યે હાજિર હૈ કિસ્મત ખોલિયે ફિલહાલ ગર્દનકી!"

આ મુસદ્દસ એવી તો આતરિક ભાવનામયી વાણીથી ઉચ્ચારી કે તેના પરિણામે ગાયન પ્રમાણે પ્રેક્ષકોએ વન્સમોર કરીને એ મુસદ્દસ મારા મુખથી બીજી વાર સાંભળવાની ઇચ્છા દર્શાવી અને મારે તેમની એ તીવ્ર ઇચ્છાને પૂરી કરવી જ પડી દિલ્લીની રંગભૂમિપર કોઇ પણ નટ અથવા નટીના ભાષણપર વન્સમોર થવાનો આ પ્રથમ પ્રસગ હોવાથી આ ઘટનાએ મારા ઉત્સાહને હજાર ગણો વધારી દીધો અને તેથી મારી ભૂમિકા આગળ જતા વધારે અને વધારે જોરદાર થતી ગઇ પ્રથમ અકના ચતુર્થ અથવા અતિમ પ્રવેશમા એટલે કે દુર્યોધનના દ્યૂત-ગૃહમાં જે વેળાયે પાડવો દ્રૌપદીને પણ દાવમા મૂકીને હારી જાય છે અને દુર્યોધનની આજ્ઞાથી રજસ્વલા દ્રૌપદીને દુઃશાસન ચોટલો ઝાલીને સભામા ઘસડી લાવે છે તે વેળાયે એટલે કે દ્રૌપદીચીરહરણના પ્રસગે કરુણરસ તથા વીરરસને દર્શાવવાનો અવસર આવતા દુર્યોધનના અત્યાચારથી રક્ષવામાટે શ્રીકૃષ્ણની પ્રાર્થના કરતાં

"ઘટાઓંમેં મુઝે ઢક લો કે પૂરી આશ હો જાયે,
મગર અયસા ન હો સાડી મેરી આકાશ હો જાયે,
ન હો યે અગ બેપર્દા બલાસે લાશ હો જાયે,
મેરા હી નાશ હો જાયે જો ઈજ્જત નાશ હો જાયે,
ભભક કર જલ ઉઠે ફૌરન જો નગા હો બદન મેરા,
યહી ભૂમિ ચિતા હો ઔર યહી સાડી કફન મેરા!"

આ શબ્દો દ્રૌપદી તરીકે મારા મુખમાથી નીકળ્યા તે વેળાયે પ્રેક્ષકોએ તાળીઓના નાદથી મને વધાવી લઇને 'ધન્ય દ્રૌપદી' 'વાહ દ્રૌપદી' 'આફરીન' 'મરહબા' 'શાબાશ' અને એવા જ અન્ય ધન્યવાદદર્શક ઉદ્ગારો મારા સબધમા કાઢ્યા. ત્યાર પછી થોડી વારમા જ પ્રથમ અકની સમાપ્તિ થઇ અને હું અદર

આવી એટલે નાટકમંડળીના માલિક તથા ડાયરેક્ટરે મને ધન્યવાદોના ધ્વનિથી વધાવી લીધી બીજા નટ તથા નટીઓએ પણ મારા શિરપર પ્રશંસાની વૃષ્ટિ વર્ષાવવામા લેશમાત્ર પણ કૃપણતા ન દર્શાવી, અને જેમ કોઈ પરાક્રમી રાજા રણભૂમિમા વિજય મેળવીને ગર્વપૂર્વક પોતાના નગરમાં પ્રવેશ કરે છે તેમ આ તમારી સેવિકા નટી ચપાએ રગભૂમિમા વિજય મેળવીને હર્ષ તથા ગર્વ-પૂર્વક પોતાના શૃગારગૃહમા પ્રવેશ કર્યો.

મારી પાછળ નારૂજી તથા બીજચન્દ્ર પણ મારા રૂમમા આવ્યા અને પ્રથમ બીજચન્દ્રે મને સબોધીને કહેવા માડ્યું "મિસ મેનકા અથવા શ્રીમતી ચપાબાઇ, અમોએ તમારી સાથે આ ભૂમિકાનું સાટુ નક્કી કર્યાં પછી રીહર્સલમાં જ્યારે તમારૂ કામ જોયુ ત્યારે અમારા મનમા કાઇક એવી શંકા થવા લાગી હતી કે કદાચિત્ તમારી ભૂમિકા વિલાયતજાન કરતાં તો સારી થશે જ; પરંતુ બહુ સારી તો નહિ જ થાય, પણ આજે દ્રૌપદીની ભૂમિકા રગભૂમિપર તમોએ એવી તો અદ્વિતીય ભજવી બતાવી છે કે તમારી બુદ્ધિમત્તા તથા કુશળ-તાની કયા શબ્દોમા પ્રશસા કરવી, એ અમારા માટે એક પ્રશ્ન થઇ પડ્યો છે. પ્રેક્ષકોના સમુદાયમા તમારી જે વાહવાહ થઇ છે તેને જોતાં જો તમો જ આ ભૂમિકા ભજવતા રહો તો આ નાટક હજી પણ દિલ્હીમા એક વર્ષ સુધી આવાં જ ઓડિયન્સ આપતું રહે અને આવકમા જરા પણ ઉણપ ન રહે એ નિર્વિવાદ છે મારી તો એવી જ માન્યતા છે કે એક નટી તરીકે તમારી સાથે સરખાવતાં મિસ ગૌહર કાઈ બિસાતમાં નથી"

નારૂજીએ બીજચંદ્રના વિચારોને પુષ્ટિ આપતાં અંતઃકરણ પૂર્વક કહેવા માંડ્યું: "ચંપાબાઈ, આજે તમોએ બીજા પ્રવેશમા અઢીસો રૂપિયાની કીમતની સાડી ફાડી નાખી છે, પણ જો તમો આ ભૂમિકા ભજવો ત્યા સુધી 'મહાભારત' નાટ-કના પ્રત્યેક પ્રયોગમા નવી નવી સાડી ફાડ્યા કરો, તો પણ તેથી અમને કશી પણ હાનિ નથી, તમારી કાર્યકુશળતા, અભિનયકળા તથા વિજયશીલતા સાથે સરખાવતા એવી સાડીઓની કીમત કાઈ પણ નથી ખરેખર તમોએ નાટકના ધધાને વિના કારણ જ ત્યાગી દીધો છે, હજી પણ જો નાટકના ધધાને જ તમો પોતાનો કાયમ ધધો કરી લ્યો, તો તેથી તમને પોતાને તેમ જ જે નાટકમંડળીમાં તમો કામ કરતા હો તે નાટકમંડળીના માલિકને હજારો બલ્કે લાખો રૂપિયાની કમાણી થવાનો સભવ છે, એ તો આજે પ્રત્યક્ષ અમારા જોવામા આવી શકયું છે નટવિદ્યા દીર્ઘ સમયના ત્યાગથી જો કે મદ પડી જાય છે, પરતુ તમારી આ વિદ્યામા મંદતાનો લેશમાત્ર પણ આવિર્ભાવ નથી થયો, એથી તો વળી તમો અધિક ધન્યવાદને પાત્ર સિદ્ધ થાઓ છો તમને જે રૂપિયા આપવામાં આવ્યા છે તેથી પણ હુ તમારું વિશેષ મૂલ્ય સમય આવતા આકીશ, એ વિષે નિશ્ચિંત રહેશો."

બીજચન્દ્ર તથા નારૂજીના આ ઉદ્ગારોના ઉત્તરમાં મેં વિનીત ભાવથી કહ્યું: "મારા કાર્યથી આપને સતોષ થયો છે અને મારી સાથેના સટ્ટાથી આપ ઠગાયા નથી એવો આજના પ્રત્યક્ષ અનુભવથી આપનો નિશ્ચય થયો છે એટલાથી જ હું મારા પરિશ્રમનો બદલો મને મળી ચૂકેલો માનું છું વચનનુ મૂલ્ય ધન કરતાં અધિક હોવાથી હું આપ પાસેથી અધિક કાંઇ પણ મેળવવાની આશા રાખતી જ નથી. છતા આપ પોતાની પ્રસન્નતા તથા ઇચ્છાથી મારૂ વિશેષ મૂલ્ય આંકશો,

તો તે કેવળ આપની ઉદારતાજ મનાશે. ખરું પૂછો તો આજની મારી ભૂમિકા આટલી બધી સારી થશે એવી મારી પોતાની પણ માન્યતા ન હોતી અને તેથી મારી પોતાની યોગ્યતાની પરીક્ષાનો જે આજનો પ્રસંગ આપે મને મેળવી આપ્યો છે તેમાટે મારે જ આપનો અંત:કરણપૂર્વક આભાર માનવાનો છે."

અસ્તુ એ રાત્રે મન્મથકુમાર, રામદુલારી તથા મારા અનુચરને મેં બીજે માટેના એક જૂદા બૉક્સમા બેસાડવાની વ્યવસ્થા કરી હતી, પરતુ પાછળથી દેવ કુમારીની પણ નાટક જોવાની ઇચ્છા થવાથી તેને પણ તેમની સાથે મેં તે બૉક્સમા બેસાડી હતી લાલા શ્યામલાલ પણ પોતાની પત્ની ચિન્તામણી તથ એક દાસીને સાથે લઇને નાટક જોવામાટે અથવા ખરુ પૂછો તો માત્ર મારી દ્રૌપદીની ભૂમિકા જોવામાટે પધાર્યા હતા અને તે દ્રુપતીને પણ એક જૂદું બૉક્સમા બેસાડવાનો મેં બદોબસ્ત કરી આપ્યો હતો, માત્ર એટલુંજ નહિ પણ નાટકમડળીના માલિક નારૂજીને જ્યારે ડ્રૉપ પડે ત્યારે મારા એ મેહમાનોને ચાહ, કૉફી, સોડા, લેમન તેમજ તાબૂલ આદિથી સત્કાર કરવા માટેની પ્રથ મથીજ સૂચના આપી દીધી હતી અને તદનુસાર નારૂજીએ મારા મેહમાનોને યથાસમય ઉચિત સત્કાર કરાવ્યો હતો. મેં રાજનન્દનની બધી બાજી બગાડ નાખેલી હોવાથી તે તથા તેનો મિત્ર લાલા શાલિગ્રામ કદાચિત્ નાટક જોવ નહિજ આવે, એવી મારી માન્યતા હતી, પરતુ રગભૂમિપરથી મેં જ્યારે તે બન્ને મિત્રોને ઑર્ચેસ્ટ્રામાં બેઠેલા જોયા એટલે મારી માન્યતા મને ભૂલભરેલી જણાઇ, તથાપિ તેમને જોઇને 'તેઓ અવશ્ય કોઇ પણ વિશિષ્ટ ઉદ્દેશથી આજ નાટક જોવામાટે આવેલા હોવા જોઇએ.' એ પ્રમાણેનો સશય તો મારા મનમ આવ્યોજ અને એ સશય આવતાં હું અનુમાનથી તેમના ગુપ્ત ઉદ્દેશને જાણી લેવ માટેનો મૌન પ્રયત્ન કરવા લાગી.

અમુક સમય પછી મારા મનમા એક પ્રકારનો સંશય દૃઢ થવાથી મેં એ માણસને મોકલીને ઉપરના બૉક્સમાથી મારા અનુચરને મારી પાસે બોલાવ્યે અને મારા રૂમના દરવાજાને બધ કરીને મેં તેને પૂછ્યુ કે "શેઠાણી દેવકુમારીન કાર્યભારી રાજનન્દનને તો તું સારી રીતે ઓળખે છે, ખરુ કે નહિ?"

"જી હા, હુ તેને સારી રીતે ઓળખુ છું" મારા અનુચરે ઉત્તર આપ્યુ

"બહુ સારુ," એમ કહીને મારા અનુચરને મેં સૂચના અથવા આજ્ઞા આપી કે "આજે રાજનદન તેના પોતાના શાલિગ્રામ નામના એક મિત્ર સાથે નાટક જોવાને આવ્યો છે અને તે બને મિત્રો નીચે ઑર્ચેસ્ટ્રામા બેઠેલા છે બીજા અકનો ડ્રૉપ પડે તે વેળાયે તું ઑર્ચેસ્ટ્રાના દરવાજા આગળ ઊભો રહેજે, તેઓ બહાર નીકળીને જે જે વાતો કરે તે વાતો તેમના જાણવામા ન આવે તેવી રીતે તેમની પાછળ રહીને સાંભળી લેજે, તેઓ પાછા ઑડિયન્સમા ન જાય ત્યા સુધી તેમનો પીછો છોડીશ નહિ અને ત્યાર પછી તેમની જે કાઇ પણ વાતો તારા સાભળવામા આવી હોય તે વાતો મારી પાસે આવીને મને બરાબર કહી સંભળાવજે."

"બીજી કાઈ સૂચના આપવાની છે?" મારા અનુચરે પૂછ્યું

"હાલ તરત તો બીજી કશી સૂચના આપવાની નથી." મેં જણાવ્યું.

"વારુ ત્યારે છુપી પોલિસનું આ કામ તો હું મારી બુદ્ધિના પ્રમાણમાં બરાબર બજાવી આવીશ" આમ કહીને મારો અનુચર મારી પાસેથી ચાલતો થઇ ગયો.

મારા અનુચરને મેં બોલાવ્યો તે વેળાયે બીજા અંકનો ત્રીજો પ્રવેશ ચાલતો હતો અને પાચમા પ્રવેશમાં મારી ભૂમિકા આવતી હતી એટલે અનુચરના ગયા પછી તરત જ હું મારી ભૂમિકાવાળા પ્રવેશમા જવા માટેની તૈયારી કરવા લાગી. પાચમા પ્રવેશમાંનું મારૂં એક ગાયન સાધારણ હોવા છતા પણ પ્રેક્ષકોએ બે વાર 'વન્સ મોર' કરીને મારા મુખથી તે ગાયન એકદર ત્રણ વાર ગવડાવ્યુ આ ગાયનમા આગળ 'વન્સ મોર' મળતું જ ન હોતું એટલે આ 'વન્સ મોર'થી મારા માનમા વધારો થયો હતો એમ જ કહી શકાય પાંચમા પછી છઠ્ઠા પ્રવેશમા પણ મારી ભૂમિકા આવતી હોવાથી છઠ્ઠા પ્રવેશમાનો ભાગ બજવી આવ્યા પછી બીજા અકના સાતમા, આઠમા, નવમા અને દશમા પ્રવેશમા મારી ભૂમિકાનો ભાગ હતો જ નહિ, તેમ જ ત્રીજા અકના યુદ્ધભૂમિવાળા પ્રવેશના અતિમ ભાગમા મારે આવવાનુ હતું એટલે છઠ્ઠા પ્રવેશમાના મારા કાર્યની સમાપ્તિ થતા ત્રીજા અકના પ્રથમ પ્રવેશમાં વસ્ત્રો ધારી લઇને હું પાછી રગભૂમિના અતર્ભાગમા આવીને પહેલી વિંગ પાસે નારૂજીની આરામ કુરસી પડી હતી તેમા બેસી ગઈ ત્યાં મારા જાણવામાં આવ્યું કે હવે પછીના બીજા અકના ચાર પ્રવેશોમાં મારી ભૂમિકા ન હોવાથી અને ત્યાર પછી મુખપડદો હોવાથી અનેક પ્રેક્ષકો ઉઠી ઉઠીને બહાર જવા લાગ્યા હતા આ ઘટનાથી એ દિવસનું ઉભરાઈ જતું પ્રેક્ષકાલય કેવળ મારા કારણથી ઉભરાઈ જતું થયું હતુ એ વિષે મારો નિશ્ચય અધિક દૃઢ થયો અને એને હુ મારી યશસ્વિતાનુ એક પ્રબળ ચિહ્ન માનવા લાગી. પરન્તુ એ ઘટનાથી કદાચિત્ રાજનન્દન તથા શાલિગ્રામ પણ વહેલા બહાર નીકળી જશે અને મારા અનુચરની દૃષ્ટિથી દૂર થશે, તો મારે તેમની જે કાંઈ પણ બાતમી મેળવવાની છે તે મેળવી શકાશે નહિ, એવા સશયનો પણ મારા હૃદયમા સચાર થયો અને તેથી પહેલી વિંગમાં જઇ ડ્રૉપની પાસેની સાઈડ વિંગમાના છિદ્રમાં નેત્રને સ્થિર કરીને તેઓ તેમની જગ્યાપર બેઠા હતા કે ઉઠીને બહાર ચાલ્યા ગયા હતા એ હું જોવા લાગી. મારો સશય સત્ય સિદ્ધ થયો, કારણ કે, તેઓ તેમની જગ્યાપર બેઠેલા મારા જોવામાં ન આવ્યા, અને તેથી સ્પષ્ટ જણાઈ આવ્યું કે તેઓ પણ બીજા કેટલાક પ્રેક્ષકો પ્રમાણે ઉઠીને બહાર ચાલ્યા ગયેલા હોવા જોઇએ હવે મારો અનુચર પાછો આવે ત્યા સૂધી શાત થઇને બેસી રહ્યા વિના બીજો ઉપાય હતો જ નહિ એટલે હું પાછી મારા ખાનગી ઓરડામા ચાલી ગઇ અને ત્યા કોચપર પડીને વિચારમા લીન થઈ.

સમય વીતવા લાગ્યો, બીજા અકની સમાપ્તિ થઈ અને ત્રીજા અકના પ્રથમ પ્રવેશનો પણ દુશ્શાસનરુધિરપાન તથા દ્રૌપદીવેણીબધન સાથે અત થઈ ગયો. ત્રીજા અંકના પ્રવેશમાથી હું પાછી મારા ઓરડામાં આવી તે વેળાયે ત્યાં મારો અનુચર મારી પ્રતીક્ષા કરતો ઉભો હતો એટલે તરત જ મેં તેને પૂછ્યું- "કેમ, શા સમાચાર છે?"

મારા એ પ્રશ્નના ઉત્તરમા મારા અનુચરે મને જણાવ્યુ "શ્રીમતી આપે તો મને બીજા અકનો ડ્રૉપ પડે તે વેળાયે ઑર્કેસ્ટ્રાના દરવાજાપર હાજર રહેવાનું કહ્યું હતું, પરતુ હું તો જેવો અહીંથી નીકળ્યો કે તરત જ ઑર્કેસ્ટ્રાના દરવાજા આગળ ઊભો રહ્યો હતો, ઉપર બૉક્સમા જઇને થોડી વારમા જ પાછા નીચે આવવાની કડાકૂટમા પડવાનો મારો વિચાર ન હોતો હું વહેલો જ ઑર્કેસ્ટ્રાના દરવાજા આગળ ઊભો રહ્યો એ એક રીતે સારૂં જ થયુ, ડ્રૉપ પડવાથી બહુ જ વહેલા બીજા પ્રેક્ષકો સાથે રાજનન્દન તથા તેનો મિત્ર પણ બહાર નીકળ્યા અને નાટકશાળાના કમ્પાઉન્ડમાથી બહાર નીકળીને રસ્તાપર આગળ વધવા લાગ્યા તેઓ ચાલતા ચાલતા આપણા મકાન આગળ પહોંચીને ઊભા રહી ગયા અને હું તેમનાથી દશ કદમના અતરપર અધારામા તેઓ મને જોઇ ન શકે તેવી રીતે ઊભો રહ્યો ત્યા રાજનન્દન તેના મિત્ર શાલિગ્રામને સબોધીને કહેવા લાગ્યો 'કેમ તમોએ શો બદોબસ્ત કરી રાખ્યો છે ?' એના ઉત્તરમા શાલિગ્રામે કહ્યું 'ચાર માણસોને તૈયાર રાખ્યા છે; તેઓ હમણા જ આવશે અને આજની દ્રૌપદી અથવા ચપાનું તેના મકાનમા પેસીને તેનાપર બળાત્કાર કર્યા પછી માથુ પણ ફોડી નાખશે, માત્ર એટલુ જ નહિ, પણ બીજા બે માણસો આજે નાટક જોવામાટે આવેલી દેવકુમારીને પણ નાટકમાથી ઘેર જતી વેળાયે સારી રીતે મેથીપાક જમાડી દેશે આપણે છેટા જ રહીશું અને આપણું કામ પાર પડી જશે' થોડી વારમા ચાર બદમાશો આવી લાગ્યા અને હું આ સમાચાર આપવામાટે પાછો આપ પાસે આવી પહોંચ્યો."

મારા અનુચરના મુખથી આ સમાચાર સાભળીને મેં અનુચરને આજ્ઞા આપી "ઉપર બૉક્સમા જા અને શેઠાણી દેવકુમારીને મારૂ નામ આપીને કહી દે કે 'મને મળ્યા વગર એકદમ ઘેર જશો નહિ, જોખમ છે' તેમ જ રામદુલારી તથા મન્મથકુમારને નાટક પૂરૂ થાય એટલે અહીં આવવાનું જણાવી દેજે, બલ્કે તું પોતે જ તે બધાને અહીં લઈ આવજે"

ત્રીજા અકના ત્રીજા અથવા અતિમ પ્રવેશમા મારે જવાનું હોવાથી અને તે પ્રવેશનો આરભ થયેલો હોવાથી હું રગભૂમિપર જવાને ચાલતી થઈ અને અનુચર ઉપર બૉક્સમા જવાને રવાના થયો. થોડી વારમા જ નાટકની સમાપ્તિ થઈ અને ત્યાર પછી હું મારા રૂમમા મારા વસ્ત્રો બદલતી હતી એટલામા દેવકુમારી, રામદુલારી, મન્મથકુમાર તથા મારો અનુચર મારી પાસે આવી લાગ્યા મેં મારા મોઢા પરના રગને ધોઇ નાખ્યો અને ત્યાર પછી નારૂજીને બોલાવીને મારાપર આવનારી આફતની વાત જણાવી દીધી કે જે સાભળીને તે લાલ પીળો થઇ ગયો અને રાજનન્દન તથા શાલિગ્રામને 'જેંટલમેન લોફર' અથવા બદમાશ તરીકે તે સારી રીતે ઓળખતો હોવાથી પાચેક મિનિટ જેટલો સમય વિચારમા વીતાડીને ગભીરતામિશ્રિત કોપની છટાથી મને સબોધીને કહેવા લાગ્યો.–

"ચંપાબાઈ, તમો જરાય ગભરાશો નહિ. તમારા આ મેહમાન બાઇને હું મારી પોતાની ગાડીમા મારા બે માણસો સાથે સહીસલામત એમને ઘેર પહોંચાડી દેવાનો બદોબસ્ત કરી આપુ છું અને તમોને પણ હું પોતે સાથે આવીને તમારા મકાનમા પહોંચાડી દઈશ રાજનન્દન તથા શાલિગ્રામના રાખેલા ભાડૂતી બદમાશો મોડી રાતે તમારા મકાનમાં પ્રવેશ કરવાના છે, એ વાત આપણા

ણાવવામા આવી ગઈ છે એ બહુ જ સારૂ થયું છે, કારણ કે, તમને તમારા કાનમા પહોંચાડ્યા પછી માત્ર તે બદમાશોને જ નહિ, પણ રાજનન્દન તથા ાલિગ્રામને પણ હું હાથકડિયો નખાવી દઈશ અને આવતી કાલે તેમની શી દશા થાય છે તે હુ તમને બતાવી આપીશ યોગાનુયોગ એવો બન્યો છે કે ાલિસ સુપરિન્ટેન્ડેન્ટ સાહેબ પણ અત્યારે થીએટરમા હાજર છે એટલે કાંઈ ણ વાંધો આવે તેમ નથી જરા બેસો, હું પદર મિનિટમા જ પાછો આવું છુ ને જે બંદોબસ્ત કરવાનો છે તે કરતો આવું છુ"

પદરને બદલે વીસ મિનિટ પછી નારૂજી મારી પાસે આવ્યો અને અંગ્રે-જીમા લખેલો એક કાગળ મારી આગળ રજૂ કરીને મને કહ્યું "આ ફરિયાદ-નામુ છે એટલે આમા તમારી સહી કરી આપો" મેં સહી કરી આપી, નારૂજીએ પ્રથમ દેવકુમારીને પોતાના ખાસ બે માણસો સાથે વિદાય કરી દીધી અને ાર પછી બીજા બે માણસોને લઇને તે પોતે મને, રામદુલારીને તથા ન્મથકુમારને ઘર સુધી પહોંચાડવામાટે અમારી સાથે આવ્યો ઘરમા જઇને ીચે તથા ઉપરના બધા ભાગોને અમોએ એટલામાટે તપાસી જોયા કે રાજ-ન્દન તથા શાલિગ્રામના માણસો અમારી ગેરહાજરીમાં જ ઘરમા ઘુસી જઇને થાક સતાઈ ન બેઠા હોય પરતુ તેવુ કાંઈ પણ ન જણાયાથી નારૂજી પાછો ાલ્યો ગયો અને અમોએ બારણા તથા બારીઓ બંધ કરી લીધા અહીં પાઠક થા પાઠિકાઓ કદાચિત્ પ્રશ્ન કરશે કે, દિલ્હીના બે દંડેબાજોને મેં મારા પોતાના ક્ષણમાટે પ્રથમથી જ રોકી લીધા હતા અને તેઓ મારા મકાનના બાહ્ય ાગમા પહેરી તરીકે રહેતા હતા, તો પછી આજે આટલા બધા ભયને હૃદયમાં થાન આપવાનું શું કારણ હતુ? તો એ પ્રશ્નના ઉત્તરમા મારે જણાવવું જોઇએ મારા રોકેલા તે દંડેબાજો જો એ વખતે હાજર હોત, તો તો મારે ભયને દયમા સ્થાન આપવાનુ કાંઈ પણ પ્રયોજન ન હોત, પરતુ તેમને કોઈ એક ાગત્યનું કાર્ય હોવાથી બે દિવસને માટે તેઓ મીરઠ ગયા હતા અને તેથી ારા મકાન આગળ તો ઠીક પણ દિલ્હીમાં પણ એ દિવસે તેમની હાજરી ન ાતી અને તેથી જ મારે મારી નિર્ભયતાને જાળવવામાટે નાટકમડળીના ાલિક નારૂજીની છેલ્લી ઘડીયે સહાયતા લેવી પડી હતી અસ્તુ મકાનમા ાવી બારીબારણા બંધ કરી લીધા પછી મારા અનુચરને મેં કૉફીના ત્રણેક પ્સ તૈયાર કરવાની આજ્ઞા આપી અને તે રસોડામા કૉફી તૈયાર કરવાને ગયો ેટલે વખતને વીતાડવામાટે મેં રામદુલારીને પૂછ્યું 'કેમ રામદુલારી, આજનો ારો દ્રૌપદીનો પાર્ટ કેવોક કહેવાયો? આ સવાલ પૂછવાનુ કારણ એ છે કે, ક્ષકોના મડપમા હું બેઠી હતી એટલે પ્રેક્ષકોના ઉદ્ગારો સ્વાભાવિક જ તારા સાંભ-ળવામાં આવ્યા હશે"

"ચપા બહેન, મોરના ઇંડાને તે વળી ચીતરવાની જરૂર પડતી હશે ખરી ? દિલ્હીના લોકો આજે તમારા દ્રૌપદીના પાર્ટને જોઇને ફિદા ફિદા અને ગાંડાતૂર ઇ ગયા છે, એમ જ મારુ માનવુ છે; આજે પ્રેક્ષકમડપમા સર્વના મુખમાથી ક્ત તમારી તારીફ અને 'પૈસા વસૂલ' વગર બીજું કાંઈ પણ સભળાતુ ન હોતું. ને તો એમ જ લાગે છે કે, આજની દ્રૌપદીની તમારી ભૂમિકામાં તમને એવો ા અપૂર્વ વિજય મળી ચૂક્યો છે કે જેવો વિજય બીજી કોઈ પણ નટીએ

દિલ્હીના તખ્તાપર ભાગ્યે જ મેળવ્યો હશે અને ભવિષ્યમાં પણ ભાગ્યે જ મેળવી શકશે. મારા બોલવાની સચ્ચાઈ એટલાથી જ જણાઇ આવશે કે ત્રીજા અંકમાં તમારો પાર્ટ વધારે ન હોવાથી કેટલાક લોકો તો બીજો અંક જોઇને જ ચાલતા થઇ ગયા હતા હજી તો આજની તમારી ભૂમિકા જો શૃંગારરસની હોત, તો તો વળી ઓર જ બહાર આવી જાત ! દિલ્હીના લોકો શૃંગારરસને વધારે પસંદ કરનારા છે એ તમો સારી રીતે જાણતા હોવાથી મારે એનું વિશેષ વિવેચન કરવાની આવશ્યકતા નથી" રામદુલારીએ પોતાના વિનોદી સ્વભાવથી કહ્યું

"હુ તો એમ પણ માનું છું કે તુ પોતે પણ દિલ્હીની નિવાસિની થયેલી હોવાથી તને પોતાને પણ શૃંગારરસ વધારે પસંદ હોવો જોઇએ; નહિ તો જો 'તમારી ભૂમિકા શૃંગારરસની હોત, તો તો વળી ઓર જ બહાર આવી જાત !' આવો ઉદ્ગાર તું ભાર મૂકીને કદાપિ કાઢત નહિ. મેર સુઇ, હજી પણ તને શૃંગારરસનો કંટાળો ન આવ્યો કે ? જો હજી પણ તારા મનમા શૃંગારરસના સ્વાદની આકાંક્ષા રહી ગઈ હોય, તો થઈ જા કોઈ છેલ છબીલા રસીલા રંગીલા અને અલબેલા નુકીલા અયશપરસ્ત નૌજવાન ધણીજીની ધણિયાણી, અવતારને સફળ કરી લે, શૃંગારવિલાસની હિલોળનથી મોજ માણી !" મેં રામદુલારીને મીઠી મશ્કરી કરીને કહ્યું.

પરન્તુ રામદુલારી મારાથી ઓછી ઊતરે તેમ ન હોવાથી તત્કાળ બોલી "ચંપા બ્હેન, હવે અમે અધેડ થયા એટલે અમને ક્યાથી મળી શકે ધણી છેલ છબીલો રંગીલો અને અલબેલો નુકીલો નૌજવાન છેલાણી ? એવા ધણીને મેળવવા-માટે કાં તો હોવી જોઇએ રૂપ તથા નૌજવાની અને કાં તો કરવું જોઇએ પૈસાનું પાણી, એટલે એવા શૃંગારરસને કાં તો તમે ચાખી શકો અને કાં તો ધનના બળથી ચાખી શકે મારા દેવકુમારી શેઠાણી !"

મારો અનુચર એ જ વેળાયે કૉફીની કિટલી અને પ્યાલા લઇને આવી લાગ્યો; એટલે એ વિનોદ આટલેથી જ અટકી ગયો મન્મથકુમાર ઘેર આવતાંની સાથે જ શય્યામા પડીને નિદ્રાવશ થયેલો હોવાથી મેં તથા રામદુલારીએ કૉફી પીધી; કદાચિત્ અમો ગાઢ નિદ્રાને આધીન થઇએ અને રાજનન્દન તથા શાલિગ્રામના રોકેલા બદમાશો બારણું તોડીને ઘરમા ઘુસી આવીને મારાપર બળાત્કાર કરી બેસે તો ? એ સશયના કારણથી અમોએ સાડાચાર કે પાંચ વાગ્યા સુધી જાગતા બેસી રહેવાનો નિશ્ચય કર્યો હતો અને નિદ્રાને રોકવામાટે જ કૉફી પીધી હતી મારા અનુચરે પણ કૉફીના બે કપ ગટગટાવ્યા અને પછી તે નીચેના ભાગમા જઇને બીડી ફૂંકતો બેસી રહ્યો રામદુલારી સાથેના વાર્તાવિનોદમાં સમય જળના પ્રવાહ પ્રમાણે વહી જવા લાગ્યો પાચ તો વાગી ગયા; પણ છ વાગવામાં પણ જ્યારે વધારે વિલબ ન રહ્યો એટલે પછી નિર્ભય થઇને હું તથા રામદુલારી નિદ્રાવશ થઇ ગયા અમારા મન નિર્ભય થયેલાં હોવાથી સવારમાં જ્યારે મારા અનુચરે અમોને જગાડ્યા તે વેળાયે સાડા નવ વાગ્યા હતા એટલે દંતધાવન, મુખપ્રક્ષાલન, સ્નાન તથા ચાહનાસ્તો આદિ કાર્યોથી મુક્ત થતાં લગભગ અગિયાર વાગવા આવ્યા અમો ચાહનાસ્તો લીધા પછી તાંબૂલભક્ષણ કરતાં હતા એટલામા નારૂજી મારી પાસે આવી લાગ્યો અને કહેવા લાગ્યો:—

"ચંપાબાઈ, તમો સઘળા આ મકાનમા આવી ગયા પછી રાજનન્દને તથા

શાલિગ્રામના ભાડે રાખેલા બદમાશો તમારા મકાનના બારણાને તોડીને ઘરમા ઘુસવામાટે અહીં આવ્યા હતા; પરંતુ પોલિસ સુપરિન્ટેન્ડેન્ટે તેમની પાછળ પોતાના માણસોને છુપા વેશમાં તૈયાર રાખેલા હોવાથી પોલિસખાતાના તે માણસોએ તે બદમાશોને બારણું તોડવાના સાધનો સહિત પકડી લીધા હતા. અને રાતોરાત સુપરિન્ટેન્ડેન્ટ સાહેબ આગળ રજૂ પણ કરી દીધા હતા. તેમની જડતી લેતા લાલા શાલિગ્રામની તેમની પાસેથી એક એવા મતલબની ચિઠ્ઠી નીકળી આવી હતી કે “આજે રાતે ‘મહાભારત’ નાટક સમાપ્ત થયા પછી જે ચપા નામની એક્ટ્રેસને અમોએ તમને ઓળખાવી દીધી છે તે ચપાને આપણ-વચ્ચે વાતચીત થયા પ્રમાણે બળાત્કારથી ભ્રષ્ટ પણ કરજો અને ત્યાર પછી માર પણ એવો મારજો કે માથું ફૂટી જાય અને છ મહિના સુધી તે શઢ ખાટલા-મા જ પડી રહે. સો રૂપિયાની નોટ આ સાથે છે અને બીજા સો રૂપિયા કાર્ય પૂરુ થતા આવતી કાલે તમોને અમો ઠરાવ મુજબ આપી દઈશું આ ચિઠ્ઠી વાચીને ફાડી નાખજો અને કદાચિત્ પકડાઈ જાઓ તો પણ મારુ કે રાજનન્દ-નનુ નામ બહાર પડવા દેશો નહિ લાલા શાલિગ્રામ’ એ ચિઠ્ઠીની સાથે સો રૂપિયાની નોટ પણ હાથ લાગી છે અને પોલિસે ગુનાહગારોને અટકમા રાખીને એ ચિઠ્ઠી તથા સો રૂપિયાની નોટને પોતાના કબ્જામા એક મજબુત પૂરાવા તરીકે રાખી લીધી છે. અત્યાર સુધીમાં કદાચિત્ શાલિગ્રામ તથા રાજનન્દનને પણ પકડી લેવામા આવ્યા હશે અને તેથી તમને પણ જો સુપરિન્ટેન્ડેન્ટ સાહેબ બોલાવશે તો તેમની પાસે જવુ પડશે એટલામાટે એક વાગ્યા સુધીમાં જમી લેજો અને વસ્રો બદલીને તૈયાર રહેજો હું જમીને એક વાગે પાછો તમારી પાસે આવીશ અને મારા એક વકીલ મિત્રને પણ સાથે લાવીશ. ખરેખર ચંપા-બાઈ, તમો એવા તો અપૂર્વ ભાગ્યશાલિની છો કે ગઈ રાતે રગભૂમિપર જેવી રીતે તમોને અપૂર્વ વિજય મળ્યો છે તેવી જ રીતે તમારા શત્રુઓપર પણ પર-માત્માની કૃપાથી તમને અપૂર્વ વિજય મળી ચૂક્યો છે.”

“પરંતુ મારા એ ઉભય અપૂર્વ વિજયોના કેટલેક અશે આપ મહાશય કારણીભૂત હોવાથી કેટલેક અંશે એ વિજયના આપ પણ અધિકારી છો, એ આપે કદાપિ ભૂલી જવાનું નથી અને એમાટે હું આપનો અત:કરણ પૂર્વક તથા કૃતજ્ઞ બુદ્ધિથી આભાર માનું છું.” મેં વાસ્તવિક કૃતજ્ઞતા દર્શાવી.

નારૂજી ચાલ્યો ગયો અને અમોએ નાસ્તો ભોજન જેટલો જ લીધેલો હોવાથી જમવાની જરૂર જેવુ ન હોઈ એટલે હું વસ્રો બદલીને પોલિસ સુપ-રિન્ટેન્ડેન્ટ પાસે જવાને નારૂજીની વાટ જોઈને તૈયાર થઈ બેસી રહી. બરાબર એક ને દશ મિનિટે નારૂજી તેના વકીલ મિત્ર સાથે પાછો આવી લાગ્યો અને હું તેની સાથે જવાને રવાના થઈ

## પ્રકરણ ૨૨-મું

## રાજનન્દનના મદનું-મર્દન

હું નાટક કંપનીના માલિક નારૂજી સાથે જે વેળાયે પોલિસ સુપરિન્ટે-ન્ડેન્ટના બગલામા પહોંચી તે વેળાયે રાજનન્દન, લાલા શાલિગ્રામ તથા તેમના મારી પાયમાલીમાટે રાખેલા ભાડુતી બદમાશો ત્યા હાજર હતા. માત્ર એટ-

હું જ નહિ, પણ રાજનન્દનની પત્ની તથા શાલિગ્રામના બે મોટા ભાઇઓ પણ આવ્યા હતા, અને તે સર્વનાં મોઢાં કાળા મેશ થયેલા હતા એટલે તેથી તેમના મનમા ઘર કરી બેઠેલા ભયની તત્કાળ કલ્પના કરી શકાતી હતી સુપરિન્ટે-ન્ડેન્ટ સાહેબ જમવા બેઠેલા હોવાથી શાલિગ્રામના ભાઇઓ કે જેમના નામો અનુક્રમે સ્નેહચન્દ્ર તથા જગન્નારાયણ હતા તેઓ નારૂજીને એક બાજૂ લઇ જઇને તેની સાથે કાઇક ખાનગી વાર્તાલાપ કરવા લાગ્યા, અને રાજનન્દનની પત્નીએ મને પોતા પાસે બોલાવીને કહ્યુઃ “બહેન, તમારી સાથે કાઇક વાતચીત કરવાની મારી ઇચ્છા હોવાથી જો મને તમો વાતચીતમાટે થોડો સમય આપશો, તો મારા-પર તમારો મોટો ઉપકાર થશે” એ બાઇને હું દીઠે પણ ઓળખતી ન હોવાથી મેં તેને પૂછ્યુ· “બહેન, તમો કોણ છો અને મારી સાથે શી વાતચીત કરવા માગો છો તે જણાવશો? આપણો પરસ્પર લેશમાત્ર પણ પરિચય નથી અને તેટલામાટે જ મારે આ પ્રશ્ન પૂછવો પડે છે” મારા એ પ્રશ્નના ઉત્તરમા તે બાઇએ ઊતરી ગયેલા મોઢાથી જણાવ્યુ “બહેન, હું દેવકુમારીના ચાર અને તમારા શત્રુની અભાગિની પત્ની છું, અને આજે મારા પતિ તમારૂ ભુડું કરવા જતા પોતે જ આફતમા આવી પડેલા હોવાથી એ વિષેની જ વાતચીત તમારી સાથે મારે કરવાની છે જો તમને વાધો ન હોય તો મારી સાથે જરા એક બાજૂએ આવો અને મારી જે કાંઈ પણ પ્રાર્થના છે તે સાભળી લ્યો” રાજન-ન્દનની પત્ની સાથે વાર્તાલાપ કરવાથી વળી કાઈક નવીન જાણવાનું મળી આવશે એમ ધારીને મેં તેની પ્રાર્થનાનો સ્વીકાર કરી લીધો અને બંગલાના વિશાળ કૉમ્પાઉન્ડના એકાન્ત ભાગમા એક બાંકડાપર બેસીને હું તથા રાજનન્દનની ગૃહલક્ષ્મી નીચે પ્રમાણે મન મોકળાં કરીને પરસ્પર વાર્તાલાપમા નિમગ્ન થયા

“બહેન, તમારૂ નામ શું છે વારૂ?” મેં વાર્તાલાપના મંગળાચરણને દર્શાવ-નારો પ્રશ્ન પૂછ્યો

“મારૂ નામ અજની છે છતા મારા સાસરિયાએ મારૂ બીજું નામ માન-કુમારી રાખેલું હોવાથી મને અહીંના લોકો બહુધા એ નામથી જ ઓળખે છે” અજનીએ અથવા માનકુમારીએ મારા પ્રશ્નના ઉત્તરમા પોતાના બે નામોનો ઉલ્લેખ કરી બતાવ્યો.

“તમો દિલ્લીમા માનકુમારીના નામથી ઓળખાઓ છો તો હું પણ તમોને માનકુમારીના નામથી જ બોલાવીશ” આમ કહીને સમય અલ્પ હોવાથી મેં તેને જણાવ્યુ “ત્યારે માનકુમારી બહેન, હવે તમારે જે કાઇ પણ વાત કર-વાની હોય તે ઉતાવળથી કરી નાખો; કારણ કે, સુપરિન્ટેન્ડેન્ટ સાહેબ જમીને ઉઠશે અને મને બોલાવશે, તો તમારી મુદ્દાની વાત કદાચિત્ અધૂરી જ રહી જશે.”

“મારો પોતાનો પણ અત્યારે નકામી વાતોમા સમયને વીતાડવાનો વિચાર નથી અને તેથી હું પણ ઝટપટ મુદ્દાની વાતપર જ આવવા માગુ છું,” આમ જણાવીને માનકુમારી કહેવા લાગી કે “ચપા બહેન, તમારા ચરણોમા મારી એટલી જ પ્રાર્થના છે કે મારા પતિએ તમારા હજાર અપરાધ કર્યાં હોય, તો પણ તે અપરાધોની તેમને ક્ષમા આપો અને આ મુકર્દમાને આગળ ન લંબાવતાં આટલેથી જ સમાધાન કરી નાખો. જો મારા પતિમાટે તમારા હૃદયમા દયા ન આવતી હોય, તો મારાપર દયા કરો, મારા બચ્ચાપર દયા કરો, અને

અમને કાયદાની તલ્વારથી મારવાને બદલે ઉપકારની તલ્વારથી જ મારવાની ઉદારતા બતાવો. મારા પતિનો અપરાધ અક્ષમ્ય હોવા છતાં પણ એક આર્યપત્નીના ધર્મને અનુસરીને હું અત્યારે તમારી પાસેથી નમ્રતાપૂર્વક ક્ષમાની ભિક્ષા માગવા આવી છું તો કૃપા કરીને મારી પ્રાર્થનાનો અનાદર ન કરશો અને મને નિરાશાના સમુદ્રમા ન નાખી દેશો. તમારા આ ઉપકારને હું મરણ પર્યન્ત સ્મરતી રહીશ અને તમારા અખડ સૌભાગ્યને ઇચ્છીને તમારા શિરપર આશીર્વાદોની અખડ વૃષ્ટિ વર્ષાવતી રહીશ"

આ શબ્દો ઉચ્ચારતા માનકુમારીના નેત્રોમાથી અશ્રુની વેગવતી ધારા વહી નીકળી અને એ જ વેળાયે તેણે પોતાના મસ્તકને મારા ચરણોમા મૂકવાથી તેનાં અશ્રુવડે મારા ચરણો ભીંજાઇ ગયા. માનકુમારીની પતિભક્તિ, નમ્રવાણી અને અશ્રુધારા આદિના સાક્ષાત્કારથી મારૂ હૃદય પીગળવા લાગ્યું અને તેથી મારા નેત્રોમાં પણ અશ્રુનો સહજ આવિર્ભાવ થવા લાગ્યો તથાપિ મારા એ આર્દ્રભાવને મેં મનમાં જ દબાવી દીધો અને હૃદયને કાંઇક કઠોર કરીને મેં માનકુમારીને પૂછ્યું —

"બહેન, તમો અત્યારે તમારા પતિના અપરાધની ક્ષમા માગવાને મારી પાસે આવ્યા છો એ તમારી પતિભક્તિમાટે હું જો કે તમને ધન્યવાદ આપું છુ, છતા પણ તમને પૂછવા માગું છું કે તમારો પતિ કેવો નીચ અને બદમાશ છે તેમ જ તેણે શો અને કેવા પ્રકારનો અપરાધ કરેલો છે એ તમો બરાબર જાણો છો ખરા કે?"

"ચપા બહેન, મારા પતિની મારા મુખથી લેશમાત્ર પણ નિન્દા ન થાય તો સારૂ એવી મારી દૃઢ ઇચ્છા હોવા છતા આ પ્રસગ એવો આવી પડ્યો છે કે નિરૂપાય થઇને મારે મારા મુખથી મારા પતિની નિન્દા કરવી જ પડે છે. મારા પતિની નીચતાનો મને સંપૂર્ણ અનુભવ છે અને આવા એક નીચ પતિની પત્ની થવામાટે મારા હૃદયમાં અનેક વાર અસહ્ય પશ્ચાત્તાપ થયા કરે છે; છતા આર્યનારીનો ધર્મ વારવાર એવો જ ઉપદેશ આપ્યા કરે છે કે 'પડ્યું પાનું નિભાવી લે' અને તેથી પશ્ચાત્તાપની વેદના કાંઇક ઓછી થતા હૃદયને શાંતિનો સાક્ષાત્કાર થવા માંડે છે મારા પતિએ તમારો કોઇ ચાડાલ પણ ન કરે તેવો મહાભયંકર અપરાધ કરેલો છે એ વાર્ત્તા મારા પતિના પોતાના મુખથી જ મારા જાણવામા આવેલી છે એટલે એ વિષેના વિશેષ ઊહાપોહની આવશ્યકતા નથી અત્યારે મારા પતિનું આપ જે ઇચ્છો તે અનિષ્ટ કરી શકો તેમ છો, છતાં પણ મારા એ વાક્યને લક્ષમાં રાખો કે વેરનો બદલો લેવો એ જો માનવસ્વભાવ મનાતો હોય તો વેરીને ક્ષમા આપવી એ દેવી સ્વભાવ છે, અને અત્યારે મારી તમારા ચરણોમા એ જ પ્રાર્થના છે કે મારા માટે તમો દેવી સ્વભાવને દર્શાવો અને માનવ નારી મટીને દેવનારી થઇ જાઓ, કારણ કે, મારા પતિ અને તેમના દુષ્ટ મિત્ર ચાલિઆમથી તમારૂ કાંઇ પણ અનિષ્ટ કરી શકાયું નથી; જે પરમેશ્વરે તમારી તથા તમારી પ્રતિષ્ઠાની રક્ષા કરી છે તે જ પરમેશ્વર તમારી સદા સર્વદા રક્ષા કરતો રહેશે એમ ધારી લ્યો અને આ વેરભાવને હૃદયમાથી સર્વથા વિસારી દો, કોપના અગ્નિને ક્ષમાના જળથી ઠારી દો!" માનકુમારીએ વળી પણ હૃદયને દ્રવીભૂત કરનારા નમ્રતમ વાક્યો ઉચ્ચાર્યાં.

"પરન્તુ આ ક્ષમાની અને સમાધાનની પ્રાર્થના તમો પોતે જ કરો છો કે તમારા પતિની આજ્ઞાથી આ પ્રસ્તાવ લઇને તમો અત્યારે અહીં મને મળવા-માટે આવ્યા છો, એ જાણી લેવાની મારા માટે પ્રથમ આવશ્યકતા છે; કારણ કે, અપરાધીની પોતાની આવી ઇચ્છા ન હોય અને કેવળ તમારી જ આવી આકાક્ષા હોય તો પછી તમારી એ આકાક્ષા ફળીભૂત ન થાય એ સ્વાભાવિક જ છે. મારાથી જો કે શેઠ નારૂજી તથા પોલિસ સુપરિન્ટેન્ડેન્ટની અનુમતિ વિના આ વિગ્રહનું સમાધાન કરી શકાય તેમ નથી, છતા પણ ધારો કે તેમને સમજાવીને હું સમાધાન કરવાને તૈયાર થાઉં, તો તે વેળાયે શેઠાણી દેવકુમારીના જેટલા નાણાં તમારા પતિએ ઓઇયા કર્યાં છે તે પાછા મોકવા પડશે અને તે સાથે સખ્તમા સખ્ત લિખિત માફી માગવી પડશે એ વિષયનો પ્રથમ તમારા પતિ સાથે પરામર્શ કરી લ્યો અને ત્યાર પછી ક્ષમા તથા સમાધાનનો પ્રસ્તાવ લઇને મારી પાસે આવો તો વધારે સારૂ કે જેથી પછી તકરારની બાબત બાકી જ ન રહે હજી પણ સમાધાનથી આ વિગ્રહનો અત લાવતા મારૂ મન એટલામાટે અચકાય છે કે તમારા પતિને ક્ષમા આપવા સાથે બદમાશ લાલા શાલિગ્રામ તથા પેલા ભાડુતી દડેબાજોને પણ અમારે ક્ષમા આપવી પડશે, તમારા પુણ્યના પ્રભાવથી બધા પાપીઓ કાયદાની ચુગાલમાથી આબાદ છટકી જશે" મેં મારા યથાર્થ વિચારો દર્શાવ્યા

મારા આ વિચારોને જાણી લીધા પછી માનકુમારી કહેવા લાગી કે "ચપા બહેન, મારા પતિની આજ્ઞાથી જ આ પ્રસ્તાવ લઇને હું તમારી પાસે આવી છું અને તેથી તમો સમાધાન માટેની જે શર્તો રજૂ કરશો તે મારા પતિ તત્કાળ સ્વીકારી લેશે, એ તમારે નિશ્ચય પૂર્વક માનવાનુ છે શેઠાણી દેવકુમારીનાં નાણા પાછા મોકવાથી જ જો જેલયાત્રાની આફત ટળી જતી હોય, તો અમારે એ નાણા જોઇતા જ નથી, અને અમો એ નાણા આપી દેવાને આ ક્ષણે જ તૈયાર છીએ હુ તો આવા હરામના નાણા મેળવીને પૈસાદાર થવાના મારા વ્યભિચારી પતિના વિચારોની પ્રથમથી જ વિરોધિની હતી એટલે એ નાણામા મારો મોહ તો છે જ નહિ; મારી તો એવી જ માન્યતા છે કે એ હરામના નાણા અમારા ઘરમાથી નીકળી જશે તો જ પસીનાની કમાણીમા બરકત થશે અને જાતમેહનતની કમાણીમા કેવી અલૌ-કિક મધુરતા રહેલી હોય છે એ તત્ત્વનો મારા પતિને પોતાની મેળે જ સાક્ષાત્કાર થઈ જશે, માત્ર એટલું જ નહિ, પણ આ બનાવથી કદાચિત્ મારા પતિના દુરાચારોની માત્રા પણ બહુ જ ઓછી થઈ જશે અને તેમ થતા કદાચિત્ મારા અસતોષનો અત થવાથી મને પણ સત્ય સસારસુખ અને અનવરોધ સ્વામિ-સેવાના અલભ્ય આનદની પ્રાપ્તિ થશે, એમ મારી મનોદેવતા મને કહ્યા કરે છે અધારામા અટવાતા પુરુષો જ્યારે ઠોકર ખાઇને ઠેકાણે આવે છે ત્યારે પછી તેમનું ચારિત્ર્ય સર્વથા બીજા જ પ્રકારનું થઈ જાય છે."

"માનકુમારી બહેન, કેવળ તમારા વચનને માન આપીને તમારા હૃદયની શાતિમાટે આ વિગ્રહનો સમાધાનથી અત લાવી દેવાનો હું મારાથી બનતો પ્રયત્ન કરીશ એ વિશે નિશ્ચિન્ત રહેશો હું હમણાં જ નારૂજી સાથે આ વિષ-યનો પરામર્શ કરૂ છું એટલામાટે જો તમારે પણ તમારા પતિ રાજનજીનને કાંઈ પૂછી લેવુ હોય તો પૂછી લેજો, કારણ કે, આ મુકદ્દમો પોલિસની બુકમાં

નોંધાઈ જશે અથવા તો મૅજિસ્ટ્રેટ સાહેબ આગળ રજૂ થઈ જશે, તો પછી આપણી ઇચ્છા હોવા છતાં પણ આપણાથી સમાધાન કરી શકાશે કે નહિ, એની શકા જ છે" આમ કહીને હું સુપરિન્ટેન્ડેન્ટના વરેન્ડામા નારૂજી જ્યાં મારી વાટ જોઇને બેઠા હતા ત્યા જવાને ચાલતી થઈ ગઈ

અહીં વચ્ચે મારે જણાવવું જોઇએ કે રાજનન્દનની પત્ની રૂપમા પણ કાઈ કાઢી નાખ્યા જેવી ન હોતી એમ મેં સાભળ્યુ તો હતું, પરતુ તેને નજરોનજર જોઈ ન હોતી એટલે આજે તેના સાક્ષાત્કારથી તેના વિશે મેં જે કાઈ પણ સાભળ્યું હતું તે સત્ય હતુ એમ મારા જાણવામા આવી ગયું, કિબહુના મને તો એમ જ લાગ્યુ કે માનકુમારી કદાચિત્ અલૌકિકા સુદરી ન હોય, તો પણ તેનામા એટલી સુન્દરતા તો અવશ્ય હતી જ કે જો તે કોઈ સદાચારી પુરુષના પત્નીપદને મેળવી શકી હોત, તો તેનો તે પતિ કદાપિ વ્યભિચારના માર્ગમા પદસચાર કરવાને તૈયાર થાત નહિ, કારણ કે, માનકુમારી જેવી રીતે સાધારણ સુદરતાના વિષયમાં આકર્ષક હતી તેવી જ રીતે તેની વાણી મધુરી હતી, તેનો સ્વભાવ મિલનસાર હતો અને તેના હૃદયમા પ્રેમનો પણ સપૂર્ણ નિવાસ હોવો જોઇએ એમ તેની આકૃતિ જ કહી દેતી હતી તે જો કે પ્રૌઢાવસ્થામા પ્રવેશવાની તૈયારીમા હતી, છતા તેના શરીરમાથી યૌવનની છટાનો સર્વથા લોપ થયો ન હોતો અને ચારેક સંતાનોની માતા થવા છતા પ્રૌઢાવસ્થા પર્યન્ત તેની યૌવનછટા ટકી રહી, તે તેની શરીરની સુદૃઢતા તથા તેની અવ્યભિચારી મનનું જ પરિણામ હોવું જોઇએ, એવી સ્પષ્ટ કલ્પના કરી શકાતી હતી ઉપરાત આજે તેણે જે વસ્ત્રો પરિધાન કર્યાં હતા તેવાં જ વસ્ત્રો જો તે નિરંતર પરિધાન કરતી હોય, તો તેનામા સાદાઇનો ગુણ પણ અદ્વિતીય હતો એમ પણ કહી શકાય આ સર્વ પરિસ્થિતિને જોતા અને રાજનન્દન તથા માનકુમારીની પરસ્પર તુલના કરતા ઘણીક વાર સસારમા કેટલાક એકબીજાથી વિરુદ્ધ સ્વભાવનાં સ્ત્રીપુરુષના જોડાં આપણા જોવામા આવ્યા કરે છે તેવાં જોડામાનુ જ આ જોડું પણ હતું, એમ માની લેવામા મનને લેશમાત્ર પણ આચકો ખાવો પડતો ન હોતો પતિનો સ્વભાવ પોતાના સ્વભાવથી સર્વથા વિરુદ્ધ હોવા છતા પણ માનકુમારી પોતે કોઈ પણ આડા માર્ગમા ઊતરી જવાને બદલે અને પતિ સાથે કલેશ કરવાને બદલે પતિના દુરાચારોને મૂક મુખથી સહન કરીને પતિના કલ્યાણને જ ઇચ્છયા કરતી હતી, એ તેની સહનશીલતા તથા પતિપરાયણતા તેની કુલીનતા તથા ધર્મભીરુતાને જ દર્શાવતી હતી એ નવીનતાથી કહેવાની આવશ્યકતા હોય એવી મારી માન્યતા નથી. અધૂરામા પૂરુ પાછળથી મારા જાણવામા આવ્યા પ્રમાણે માનકુમારીનું પ્રથમ વેવિશાળ અન્યત્ર થયેલું હોવા છતા તેની રાજનન્દનમાં આસક્તિ થવાથી પોતાના માતાપિતાને કહી પ્રથમના વેવિશાળને તોડાવી નાખીને તે પોતાની ઇચ્છાથી જ રાજનન્દનને વરી હતી અને તેથી તેનાથી પતિના દુરાચારની વાર્તા પોતાનાં માતાપિતાને પણ કહી શકાતી ન હોતી, એટલે કે, કેવળ પરમેશ્વર વિના તેની આતરિક વેદનાને જાણનાર કોઇ પણ ન હોવુ એ તેની પીડા કાઇ જેવી તેવી તો ન જ કહી શકાય માનકુમારીએ પોતાની પીડાની આ વાર્તા મને પોતે જ જણાવી હતી કે જે પ્રસંગ આગળ જતાં આવવાનો હોવાથી અત્યારે તેનો વિસ્તાર નથી કરાયો. અસ્તુ હું વરેન્ડામાં પહોંચી

તે વેળાયે નારૂજી પછીથી આવેલા બીજચંદ્ર સાથે વાર્તાલાપ કરતો અને મારી વાટ જોતો બેઠો હતો સુપરિન્ટેન્ડેન્ટ સાહેબ હજી ભોજનને ન્યાય આપીને બહાર આવ્યા ન હોતા એટલે હું પણ એક કુરસીપર બેસી ગઈ અને માનકુમારીનો પ્રસ્તાવ મેં નારૂજી તથા બીજચન્દ્રને કહી સભાળાવ્યો

મારા મુખથી માનકુમારીના પ્રસ્તાવના વૃત્તાંતને સાંભળી લઇને નારૂજી મને સબોધીને કહેવા લાગ્યો "ચપાબાઈ! મારો પોતાનો તો એવો જ અભિપ્રાય છે કે જો આમ થયું હોય અને આ વિગ્રહનો આવી રીતે સમાધાનથી અત આવવા સાથે શેઠાણી દેવકુમારીને પણ તેના નાણા કોર્ટે ચઢયા વિના જ મળી જતા હોય તો બે પાચ હજાર ઓછા લઇને પણ સમાધાન કરી નાખવુ અને કોર્ટે તેમ જ જગબત્રીસીએ ચઢવાના પ્રસગને આટલેથી જ અટકાવી દેવો આજે રવિવારનો દિવસ હોવાથી આ કેસ આજે ને આજે તો કોર્ટમા જવાનો જ નથી તેમ જ સુપરિન્ટેન્ડેન્ટ સાહેબ મારા મિત્ર હોવાથી જો આપણી આવી ઇચ્છા હશે, તો આપણા કામમા આડા નહિ જ આવે અને પોતે જ વચ્ચે રહીને સંતોષાત્મક સમાધાન કરાવી આપશે થોડી વાર રહીને પાછા તમો માનકુમારીને મળજો અને તેની પાસેથી છેલ્લો જવાબ લઈ લેજો એટલે પછી હું આ બાબત સુપરિન્ટેન્ડેન્ટ સાહેબ આગળ રજૂ કરીશ અને અહીં જ અત્યારે આ તકરારનો નિકાલ આવી જશે"

થોડી વારમા જ સુપરિન્ટેન્ડેન્ટ સાહેબ જમીને પોતાના દીવાનખાનામાં આવી લાગ્યા અને ત્યા આવતાની સાથે જ નારૂજીને તેમણે પોતાની પાસે બોલાવી લીધો અહીં હું એ પોલિસ સુપરિન્ટેન્ડેન્ટ સાહેબનો જો પાઠક તથા પાઠિકાઓને કિંચિત્ પરિચય કરાવુ તો તે અસ્થાનીય કિંવા અપ્રાસગિક તો નહિ જ થાય. એ પોલિસ સુપરિન્ટેન્ડેન્ટ સાહેબ જાતિના પારસી હતા, મૂળ ગુજરાતમાના પારસીઓના પવિત્ર સ્થાન ઉદવાડામા વસતા એક કુલીન તથા પ્રતિષ્ઠિત પારસી કુટુમ્બમા તેમનો જન્મ થયેલો હોવાથી ઉદવાડાના નિવાસી હતા અને તેમનું નામ બરજોરજી બહમનજી ચીનાઈ હતુ, પરતુ દિલ્લીમા તેઓ મિસ્ટર ચીનાઇના નામથી જ એટલે કે ચીનાઈ અટકથી જ ઓળખાતા હતા અને તેઓ પોતાની સહી કરતી વખત બી બી ચીનાઇ લખતા હતા. તેમની અટક ચીનાઇ થવાનુ કારણ એ હતું કે તેમના દાદા વ્યાપારમાટે કેટલાક વર્ષ પર્યન્ત ચીનમાં રહ્યા હતા અને તેથી લોકોએ ત્યાર પછી તેમના કુટુમ્બને ચીનાઈ નામથી ઓળખવા માડ્યું હતું અત્યારે પારસીઓમા જે કેટલીક અટકો (સરનેમ્સ) જોવામાં આવે છે તે અટકો પ્રાચીન નહિ, કિન્તુ બહુ અર્વાચીન છે એ સત્ય વિચાર કરતા તત્કાળ આપણા જાણવામા આવી શકે છે પારસીઓની કેટલીક અત્યારની અટકો બહુધા કા તો તેમના નિવાસસ્થાનને, કા તો તેમના બાપદાદાના વ્યવસાયને અને કા તો તેમના પોતાના વ્યાપારસ્થાનને દર્શાવનારી જ હોય છે જેમ કે ઉદવાડા, બીલીમોરા, સૂરત, અને સજાન આદિ ગ્રામો તથા નગરના નિવાસી પારસીઓ ઉદવાડિયા, બીલીમોરિયા, સૂરતી તથા સજાના આદિ ઉપનામોથી ઓળખાય છે; કાપડિયા, પાઉંવાલા, ઇંડાંવાલા, ગાંધી, માસ્ટર, પેમાસ્ટર, સુખડવાલા, શરાફ અને મિસ્ત્રી આદિ અટકો તે તે વ્યક્તિઓ અથવા તો કુટુંબોના વ્યવસાયને દર્શાવનારી છે અને ચીનાઇ, બગાલી અને જાપાની

વગેરે અટકો તે તે દેશોમાં વ્યાપારમાટે ગયા પછી પારસીઓએ ધારણ કરેલી છે એ ઉપરાંત કેટલાક પારસી કુટુંબોએ અગ્રેજી ઉપનામો પણ ધારણ કરી લીધાં છે, જેમ કે, ઐશબર્નર, સ્પેન્સર, પીયર્સન ઇત્યાદિ, પરન્તુ એવાં નામો તેમણે શા કારણથી ધાર્યાં હશે એ અદ્યાપિ મારા જાણવામાં આવી શક્યું નથી, તો પણ સાધારણત એવું અનુમાન કરી શકાય છે કે પારસીઓમાં અનુકરણનો એક વિશિષ્ટ ગુણ રહેલો હોવાથી હિંદુસ્તાનમાં અગ્રેજોના આગમન પછી અને પારસીજાતિમાં અગ્રેજી વિદ્યાનો વિશેષ પ્રચાર થયા પછી આચાર તથા નામ આદિમાં પણ અગ્રેજોનું અનુકરણ કરવાની લાલસા અનિવાર્ય થતાં કેટલાક સુશિક્ષિત તથા સુધારાના હિમાયતી પારસીઓએ આવાં અગ્રેજી ઉપનામો ધારી લીધેલાં હોવાં જોઇએ. પારસીઓની અત્યારની અટકોનો ઇતિહાસ આવા પ્રકારનો હોવા છતાં પણ કેટલાક કુટુંબોમાં જૂની ઇરાની અટકો અદ્યાપિ જળવાઈ રહી છે અને તે કેટલેક અંશે સંતોષનો વિષય છે, એમ કહેવામાં કોઇ પણ પ્રકારનો પ્રત્યવાય નથી. અસ્તુ. પોલિસ સુપરિન્ટેન્ડેન્ટ બરજોરજી ચીનાઈ ઘરના સુખી હોવા છતાં નિરુદ્યોગી થઇને બેસી રહેવાના વિરોધી હોવાથી અને પોલિસ ખાતાની નોકરીનો પોતાને શૌક હોવાથી જ પોલિસખાતાની નોકરી કરતા હતા, માત્ર એટલું જ નહિ, પણ એ ખાતામાં એક બુદ્ધિમાન, પ્રામાણિક તથા અવિશ્રાંત કાર્યકર્ત્તા અધિકારી તરીકે તેમણે એટલી બધી નામના મેળવી હતી કે ઠેઠ વાઇસરૉય સૂધી તેમનું નામ જાણીતું હતું અને મોટા મોટા અગ્રેજ અમલદારો તેમને માનની દૃષ્ટિથી જોતા હતા. સારાંશ કે, પોલિસખાતામાં જે કેટલાક દુર્ગુણો સ્વાભાવિક જ રહેલા હોય છે તે દુર્ગુણોનો એ બરજોરજી ચીનાઇમાં અંશમાત્ર પણ ન હોતો.

બરજોરજી ચીનાઈ જેવા ઘરના સુખી હતા અને હૃદયના શુદ્ધ હતા તેવું જ પરમાત્માએ તેમને બાહ્ય સૌંદર્ય પણ આપ્યું હતું. મારો જ્યારે તેમની સાથે પ્રથમ પરિચય થયો તે વેળાયે તેમની અવસ્થા સાડત્રીસ કે આડત્રીસ વર્ષની હતી; છતાં તેમના ગુલાબી છટાવાળા ગૌરવર્ણ, દૃઢશરીરયષ્ટિ તથા મનોહારક અવયવોના કારણથી તેમની અવસ્થા અઠ્ઠાવીસથી ત્રીસ વર્ષની પણ ભાગ્યે જ કલ્પી શકાતી હતી. તેઓ વિવાહિત હતા, તેમના પત્ની શીરીનબાઈ પણ એક કુલીન, સદ્ગુણવતી અને સૌંદર્યશાલિની અબળા હતા અને પરમાત્માએ એ સર્વ સુખોમાં ત્રણ સંતાનોના સુખનું પણ મિશ્રણ કરેલું હોવાથી તેમના સંસારસુખનો પરમાવધિ જ થઇ ગયો હતો. તેમનાં સંતાનોમાં બે પુત્ર હતા અને એક પુત્રી હતી. બે પુત્રોનાં નામ અનુક્રમે જમશીદ તથા બહેજર હતાં અને પુત્રીનું નામ ગુલશીરીન હતું. હું જ્યારે સાત વર્ષ પહેલાં દિલ્હીમાં હતી તે વેળાયે બરજોરજી ચીનાઇ દિલ્હીમાં પોલિસ ઇન્સ્પેક્ટર તરીકે કામ કરતા હતા અને ત્યાર પછી કેટલોક સમય તેઓ લાહોરમાં પોલિસ સુપરિન્ટેન્ડેન્ટ તરીકે કામ કરી આવ્યા હતા. પાછા તેઓ છેલ્લાં બે વર્ષથી દિલ્હીમાં આવ્યા હતા. જો કે આગળનો તેમની સાથે કે તેમના કુટુંબ સાથે મારો વધારે ગાઢ પરિચય ન હોતો, છતાં તેઓ ઘણીક વાર એકલા તેમ જ કેટલીક વાર સકુટુંબ નાટક જોવાને આવતા હોવાથી અને પ્રમાદચન્દ્ર શેઠ તેમને ચાહ પીવામાટે સ્ટેજ ઉપર બોલાવતા હોવાથી તેમની સાથે તેમ જ તેમના કુટુંબ સાથે મારો સાહેબ સલામનો સંબંધ

તો હતો જ એટલે હું જેમ તેમને ઓળખતી હતી તેમ જ તેઓ મને પણ ઓળખતા જ હતા અને આજે વળી આ ઘટનાથી તે ઓળખાણમા વધારો થવાનો પ્રસગ આવી લાગ્યો હતો પ્રથમ નારૂજી અદર ગયો અને ત્યાર પછી થોડી વારમા જ મિસ્ટર ચીનાઇએ મને પણ અદર બોલાવી અને માનપૂર્વક કુરસીમાં બેસાડીને મારી બધી હકીકત પૂછી લીધી હું મારી હકીક્ત કહી રહી એટલામાં એક ઑર્ડરલીએ આવીને મને કહ્યું કે "બાઇ! આપને બહાર માનકુમારીબાઇ બોલાવે છે" હું મિસ્ટર ચીનાઇની રજા લઇને ઉઠી અને પાછી બહાર કૉમ્પાઉન્ડમા માનકુમારી પાસે આવી લાગી રાજનન્દન તથા શાલિગ્રામ પણ ત્યા આવેલા હોવાથી હુ અદર હતી તેટલી વારમા માનકુમારીએ પોતાના પતિ રાજનન્દન સાથે કેટલીક અગત્યની સલાહ મસ્લહત કરી રાખી હતી એટલે મને જોતા જ તે કહેવા લાગી કે –

"ચપા બહેન! મારા પતિ તથા તેમના મિત્ર શાલિગ્રામ આપ જેમ કહો તેમ લખી આપવાને તેમ જ શેઠાણી દેવકુમારીનાં નાણા પાછા આપી દેવાને તૈયાર છે, એટલે હવે કોઇ પણ ઉપાયે આ વિગ્રહનો સમાધાનથી અત લાવવાનો ભાર આપના શિરપર જ રહેલો છે મારા પતિ તથા શાલિગ્રામની ખાતર નહિ, તો મારી શર્મેથી આજે આપ ઉદારતા દર્શાવો અને અમોને તથા અમારા બાલબચ્ચાને આફતમાથી બચાવો"

"ઠીક છે; તમારા વચનને માન આપીને તમારા કલ્યાણમાટે હું સમાધાનથી આ વિગ્રહનો અત લાવીશ અને આગળ વધવાનુ માડી વાળીશ, પરતુ તમારા પતિએ શેઠાણી દેવકુમારીને માર મરાવવાની ચેષ્ટા કરેલી હોવાથી જેમ મને ક્ષમાપત્ર લખી આપવું પડશે તેમ જ દેવકુમારીની ક્ષમા પણ મેળવવી પડશે એ વાર્તા તમારા પતિને જણાવી દેજો. આમાથી જો એક પણ બાબતની ના પાડવામા આવશે, તો પછી કોઇ પણ રીતે સમાધાન થવાનો સભવ નથી હુ જાઉં છું અને સાહેબ સાથે વાતચીત કરીને તમારા પતિ તથા શાલિગ્રામને ત્યાં બોલાવુ છુ એટલી વારમા તમો તમારા પતિને બરાબર સમજાવી દેજો કે તેઓ કોઈ પણ બાબતની ના ન પાડે" આ પ્રમાણે આશ્વાસન આપીને હું પાછી બગલામા સુપરિન્ટેન્ડેન્ટ સાહેબ પાસે ચાલી ગઇ

મેં તથા નારૂજીએ સુપરિન્ટેન્ડેન્ટ સાહેબને સમાધાનનો વૃત્તાત કહી સભળાવ્યો અમારો તે વૃત્તાત એકાગ્રતાથી સાભળી લીધા પછી સુપરિન્ટેન્ડેન્ટ સાહેબ પોતાના અભિપ્રાયને દર્શાવતા શાતિમયી ગભીરતાથી કહેવા લાગ્યા "મિસ્ટર નારૂજી અને ચપાબાઈ! મારો પોતાનો પણ એવો અભિપ્રાય છે કે આ કજીયાનો નિકાલ ઘરમેળે સમાધાનથી આવી જાય તો વધારે સારૂં અને તેનાં એક કરતા વધારે કારણો પણ છે જો કે ગુનાહગારોના ગુનાહને સાબિત કરવા માટેના પૂરાવા આપણી પાસે તૈયાર છે અને કાયદાની સુગાલમાથી તો ગુનાહગારો છટકી શકે તેમ છે જ નહિ; તો પણ જો આ કેસ કોર્ટમા જશે, તો આ અપરાધની ઉત્પત્તિના કારણોનું કોર્ટમા વિવેચન થતા દેવકુમારીના રાજનન્દન સાથેના નઠારા સબધની વાત પણ જરૂર નીકળશે અને દેવકુમારીમાટે તેથી મરવા જેવુ થઈ પડશે એટલામાટે જ સમાધાન કરી નાખવાની ખાસ જરૂરત છે, એમ હુ માનું છુ આવા કેસોમા ઘણીક વાર અપરાધીને ભયમા રાખીને

દબાવવાથી જેટલો લાભ છે તેટલો લાભ અપરાધીને સજા અપાવીને છેલ્લા પાટલા-પર બેસાડી દેવાથી નથી, એ ખાસ કરીને તમારે ધ્યાનમા રાખી લેવાનું છે. ગુનાહગારો અત્યારે ગભરાઈ ગયેલા હોવાથી આપણે જેમ કહીશું તેમ કબૂલ કરી લેશે અને આગળ જતા જો તેઓ બદમાશી કરશે તો પછી અમો તેમને જોઈ લઇશું. હું તમારા મતને મળતો છું અને સમાધાનને જ ઇમ્પૉર્ટન્સ આપવાની હું તમને સલાહ આપુ છુ"

"આપનો પણ જ્યારે આવો જ અભિપ્રાય છે તો પછી બોલાવો અપરાધી-ઓને અહીં અને કરી નાખો આ કાર્યનું મગળાચરણ" નારૂજીએ મિસ્ટર ચીના-ઇના અભિપ્રાયને માન્ય રાખીને કહ્યું •

"ખરી વાત છે, જો સમાધાન કરવું જ હોય, તો પછી વિના કારણ વિલંબ કરવામા માલ નથી, કારણ કે, કદાચિત્ અપરાધીના વિચારો ફરી જાય અથવા તો કોઈ તેમને ભભેરીને ભૂત કરનારો મળી જાય, તો આપણી બાજી બગડી જવાનો સભવ છે" મેં પણ આતુરતાત્મક અનુમતિ દર્શાવી દીધી

મિસ્ટર ચીનાઇએ પોતાના ઑર્ડરલીને હુકમ ફર્માવ્યો કે "રાજનન્દન ઔર શાલિગ્રામકો અંદર બુલાવ"

ઑર્ડરલી ગયો અને તેણે એક મિનિટમા જ રાજનન્દન તથા શાલિગ્રામને બહારથી બોલાવીને પોલિસ સુપરિન્ટેન્ડેન્ટ સાહેબ આગળ રજૂ કરી દીધા મિસ્ટર ચીનાઇએ એ વેળાયે પોતાના મુખમડળને એવું તો ક્રૂર અને ભયાનક બનાવી દીધુ કે જેને જોતા અપરાધીના છક્કા જ છૂટી જાય. રાજનન્દનને ઉદ્દેશીને મિસ્ટર ચીનાઇએ લાલચોળ નેત્રોથી અને ગર્જનામયી વાણીથી કહ્યું કે "રાજ-નન્દન ! આવી બદમાશીઓ કરતા ક્યારથી શીખ્યા છો અને આવી કેટલીક બદમાશીઓ કરી ચૂકયા છો? આ ગુનાહની તમારે શી સજા ભોગવવી પડશે, એનો તમને કાંઈ પણ ખ્યાલ છે ખરો કે? તમારા મગજમા આ ગુનાહની સજાઓ અથવા આ ગુનાહના અજામનો ખ્યાલ આવ્યો હોય, એમ હું ધારતો નથી, કારણ કે, જો એ ગુનાહના અજામનો જરા પણ વિચાર તમોએ કર્યો હોત, તો આ ગુનાહ તમારા હાથથી થાત જ નહિ તમારા દોસ્તના હાથની ચિઠ્ઠી તમારા વિરુદ્ધ તૈયાર છે અને તેમા તમારૂ નામ પણ ખુલ્લે ખુલ્લું લખાયલું હોવાથી, માત્ર એટલું જ નહિ, પણ અપરાધના ખરા કારણ તમો પોતે જ હોવાથી શાલિગ્રામ કરતાં પણ તમો પોતે વધારે જોખમમા છો એ તમારે કદાપિ ભૂલી જવાનું નથી. આ કેસ કોર્ટમાં જશે તો સાત વર્ષની જેલજાત્રા તમારે કરવી પડશે અને બૈરાછોકરાં રઝળી પડશે બોલો આ બાબતમા તમારે કાંઈ કહેવાનું છે?"

"મારા હાથથી ભૂલ તો ભયંકર થઈ ગયેલી છે; પણ હવે થયું છે તે ન થયુ થવાનુ નથી ખરૂં પૂછો તો મારા મિત્ર શાલિગ્રામનો પોતાનો આ બાબતમાં કાંઈ પણ દોષ નથી, એ તો મારા માટે જ હોળીનું નાળીયેર થઈ પડ્યો છે; છતાં પણ જો કેસ કોર્ટમા જાય તો એ કાયદાના છટકામાથી છટકી શકે તેમ નથી અને એટલામાટે જ આ તકરારનો સમાધાનથી અત લાવી નાખવાનો પ્રસ્તાવ મેં મારી પત્ની દ્વારા આ ચપા બહેન આગળ રજૂ કરાવ્યો છે એટલે ચપા બહેન જે કાંઈ કહે તે અમને કબૂલ મન્જૂર છે અને કોઈ પણ શર્તોથી અમો સમાધાન કરવાને તૈયાર છીએ." રાજનન્દને નીચુ મોઢું કરી પોતાના

સહાના બાયડી જેવા ઝીણા સ્વરથી આ પ્રમાણેનાં વચનો ઉચ્ચારીને પોતાનાં બધાં હથિયારોને એકદમ જમીનપર મૂકી દીધાં.

"રાજનન્દનભાઈ! જે મોઢામાથી તમોએ એક વાર 'મિસ મેનકા' તમારે અમારી તકરારમા વચ્ચે માથુ મારવાની કાંઈ પણ જરૂર નથી, આ મારી રાખેલી છે અને હુ એનો પ્રિયતમ છું એટલે અમો અમારે ગમે તેમ ફોડી લઈશું મને તમો નીચ પુરુષ કહો છો, પણ તમો નાટકમા નાચનારા નટી હોવાથી કેટલાક ઉચા છો એનો જ પ્રથમ વિચાર કરી જુઓ નાના મોઢામા મોટી વાતો નથી શોભતી!" ઇત્યાદિ વાક્યો શેઠાણી દેવકુમારીના ગૃહમા મને સબોધીને ઉચ્ચાર્યા હતા એનું તો તમોને સ્મરણ હોવું જ જોઇએ, છતા આજે મને એટલે કે નાટકમાં નાચનારી એક નટીને, તમારી માન્યતા પ્રમાણે એક વેશ્યાને, બહેનના સબોધનથી બોલાવો છો, એ આશ્ચર્યનો વિષય નથી કે શું? બે ચાર દિવસમા જ તમારામા આટલો બધો ફેરફાર કેમ અને શા કારણથી થઈ ગયો, એ મારાથી સમજી શકાતું નથી. રાજનન્દનભાઈ! તમોએ મારા ઉપર બળાત્કાર કરાવવાની અને મને મરણ તોલ માર મરાવવાની બાહુતી બદમાશો માર્ફત વ્યવસ્થા કરી હતી, પણ મારનારના બે હાથ હોય છે અને બચાવનાર ઈશ્વરના હજાર હાથ છે, એ તત્ત્વને તમો ભૂલી ગયા હતા હવે તો હું ધારું છું કે તમારી ભૂલ તમને દીવા જેવી દેખાતી હશે" મેં પણ મારો દાવ આવતા વચનના તીવ્રતમ બાણો ચલાવવા માંડ્યા

મારા એ વચનબાણોએ રાજનન્દનના હૃદયમા એવુ તો પરિણામ નિપજાવ્યુ કે તે કાળી સિયાહી જેવો કાળો થઇ ગયો અને થોડી વાર સૂધી તો શર્માઈ જવાના કારણથી કાંઈ પણ બોલી શક્યો નહિ થોડી વાર પછી આગળની પેઠે જ નીચી નજર રાખીને તે કહેવા લાગ્યો કે "ચપાબહેન! ચમત્કાર વિના નમસ્કાર હોતો જ નથી, જે વેળાયે આપને મેં હીન સબોધનોથી સબોધ્યા હતા તે વેળાયે આપની યોગ્યતાથી હું અજ્ઞ હતો અને અત્યારે આપની યોગ્યતા સપૂર્ણ સ્વરૂપમા મારા જાણવામા આવી ગઇ છે એટલામાટે જો એક મનુષ્ય તરીકે હું મારા પ્રમાદને સુધારવાની ચેષ્ટા કરૂ તો મારૂ એ કૃત્ય કોઇ પણ પ્રકારે અસ્વાભાવિક તો નથી જ આપના સતોષમાટે મારા ફેરવાયલા વર્તનનુ આનાથી વિશેષ સ્પષ્ટીકરણ કરવાની આવશ્યક્તા હોય એવી મારી માન્યતા નથી"

"ચાલો, આ તકરારને પણ માડી વાળો અને મુદ્દાની વાતપર આવી જાઓ" આ પ્રમાણેની ઉભય પક્ષોને સામાન્ય સૂચના આપીને મિસ્ટર ચીનાઇએ રાજનન્દનને એકલાને સબોધીને કહેવા માડ્યું "રાજનન્દન! જો કે તમારો અપરાધ એવો છે કે કોર્ટમા ગયા પછી સમાધાન થઈ શકશે જ નહિ તેમ જ તમારા શેઠાણી દેવકુમારી પણ તમારાપર વિશ્વાસઘાતનો કેસ સહેલાઇથી કરી શકે તેમ છે પરતુ તમારા ભલા ધણીયાણીએ આ ચપાબાઈ આગળ ઘણી આજીજી કરવાથી જો તમો એમની શર્તોને કોઇ પણ જાતના વાધા વગર કબૂલ રાખો તો ચપાબાઈએ આ ઝઘડાને સમાધાનથી પતાવી નાખવા માટેની તમારા મોહોરદારને અનુમતિ આપેલી છે; માત્ર એટલુંજ નહિ, પણ મારી પાસેથી પણ એ માટેની અનુમતિ એમણે મેળવી લીધી છે"

"મારી પત્નીએ ચપાબહેનની તે શર્તો મને કહી સભળાવી છે અને તે

શર્તો મને તથા મારા મિત્ર શાલિગ્રામને કબૂલ મન્જૂર છે ચપાબ્હેન સાથેની તકરારનું લિખિત ક્ષમા માગીને સમાધાન કરી નાખવાને અમો બન્ને મિત્રો તૈયાર છીએ તેમ જ શેઠાણી દેવકુમારીના મારાપર નીકળતા લેણાનો પોણો ભાગ અત્યારે જ આપીને બાકીની રકમનું ખાતું પાડી આપવાની મારી ઇચ્છા છે; છતાં જો શેઠાણી મારી એટલી સગવડ સાચવવાને પણ તૈયાર ન હોય, તો મારી બાયડીના ઘરેણાં વેચીને પણ હું તેમના નાણા આવતી કાલે ચૂકવી આપીશ." રાજનન્દને મારી બધી શર્તોનો કોઇ પણ જાતના વાધા વગર સ્વીકાર કરી લીધો.

રાજનન્દનનો આ જવાબ સાભળીને મિસ્ટર ચીનાઇએ મને કહ્યું કે "ચપા-બાઇ! તમારી સાથે કોઇ માણસ હોય તો તેને મોકલીને શેઠાણી દેવકુમારીને અત્યારે જ હિસાબના ચૉપડા સાથે અહીં બોલાવો તેમ જ કોઇ વકીલને બોલાવ-વાનો પણ બંદોબસ્ત કરો, કારણ કે, આવા અગત્યના કામને જો તે આજે જ પતી જતુ હોય તો આવતી કાલપર મુલ્તવી રાખવાની કશી પણ અગત્ય નથી."

રામદુલારી મારી સાથે આવેલી હતી એટલે તેને ગાડી મગાવી આપીને મેં શેઠાણી દેવકુમારીને હિસાબના ચૉપડા કે ચૉપડી સહિત બોલાવી લાવવામાટે રવાના કરી દીધી અને નારૂજીએ પોતાના એક વકીલ મિત્રપર ચિઠ્ઠી લખીને તેને બોલાવી લાવવામાટે પોતાના એક માણસને મોકલી દીધો શેઠાણી દેવકુ-મારી તથા વકીલ સાહેબ આવી લાગે ત્યા સુધીમા રાજનન્દન પણ જો નાણાં લઈને આવી જાય તો સારૂ, કારણ કે, દસ્તાવેજ લખાઇ જવા પછી બીજો વખત ન વીતાડવો પડે, એવા ઉદ્દેશથી મેં રાજનન્દનને સબોધીને કહ્યું કે "રાજનન્દન-ભાઈ! તમારા શેઠાણી દેવકુમારી હિસાબની ચૉપડી લઇને તો આવશે જ; પરંતુ મને સ્મરણ છે તે પ્રમાણે તેમના તમારાપર રૂપિયા સાડા સત્તાવીસ હજાર લેણા છે એટલે તેમાથી જેટલી રકમ અત્યારે તમારી પાસે તૈયાર હોય તેટલી રકમ તમો લઇ આવો તો વધારે સારૂ કે જેથી વળી પાછો વખતનો નકામો ભોગ ન આપવો પડે"

"ચપાબ્હેન! અત્યાર સુધીમા રૂપિયા વીસ હજાર મેં મારા નામથી બૅંકમાં રાખેલા છે અને કદાચિત્ આવો પ્રસગ આવી લાગશે એમ હું પ્રથમથી જ ધારતો હોવાથી ચૅકબુક હું મારી સાથે જ લેતો આવ્યો છું એટલે બધી બાબત નક્કી થતા હું વીસ હજારનો ક્રૉસ ચૅક લખી આપીશ, કારણ કે, એ જ બૅંકમાં શેઠાણીના નામનુ ખાતું પણ ચાલૂ હોવાથી એ રકમ તેમના નામપર ચઢી જશે જો ક્રૉસ ચૅક લેવાની ઈચ્છા ન હોય તો શેઠાણીને તરત નાણા મળી જાય તેવો ચૅક લખી આપવાને પણ હું તૈયાર છું. બાકી રૂપિયા સાડા સાત હજાર શેઠાણીના મારા પર લેણા રહેશે તે હું આજથી છ મહિનામાં ભરી આપીશ અને તે માટેનો કાયદાસર દસ્તાવેજ આપ મારી પાસેથી લખાવી લેજો." રાજનદને સરળતાથી એક શાહૂકારને છાજે તેવો જવાબ આપ્યો

દેવકુમારી તથા વકીલ આવી લાગે તેટલી વાર રાજનદન તથા શાલિગ્રામને બહાર બેસવાનુ કહીને મિસ્ટર ચીનાઈએ પોતાના નોકરને ચાહ તૈયાર કરવાનો હુકમ ફર્માવ્યો. પારસીઓનાં ઘરોમા ચૂલો ચોવીસે કલાક બળતો હોવાથી દશ મિનિટમા જ ચાહ, બિસ્કીટ અને સૂકા મેવાની રકાબીઓ અમારા ટેબલપર હાજર થઇ ગયા એ ચાહનાસ્તાવડે અમારો સત્કાર કરતી વેળાએ મિસ્ટર

ચીનાઈનાં મિલનસાર સ્વભાવના મોહોરદાર શીરીનબાઈ પણ હાજર હતાં અને તેમની સાથેની વાતચીતથી અમને વળી વિશેષ આનદ થતો હતો લગભગ પોણા કલાકમા રામદુલારી દેવકુમારીને લઇને પાછી આવી પહોંચી અને ત્યાર પછી પદર કે વીસ મિનિટમા વકીલ સાહેબ પણ આવી લાગ્યા

જે વકીલ સાહેબને નારૂજીએ બોલાવ્યા હતા તે વકીલ સાહેબ લગભગ પાંત્રીસ વર્ષની અવસ્થાના, સારા દેખાવડા, પ્રભાવશાળી, હસમુખા, વિનોદી સ્વભાવના અને ભદ્ર પુરુષ હતા તેઓ જાતિના સારસ્વત બ્રાહ્મણ હતા અને તેમનું નામ નારાયણપ્રસાદ હતું નારાયણપ્રસાદ દિલ્લીના પાચ સાત પ્રતિષ્ઠિત અને ફોજદારી અદાલતના હુશિયાર વકીલોમાના એક ઘણા જ હુશિયાર વકીલ મનાતા હતા અને તેમની એક દિવસની ફી રૂપીઆ ત્રણસેં હતી કારણ કે, જેવા તેઓ કાયદાની બારીકીઓના એક્કા જાણનાર હતા તેવા જ સમયસૂચક તથા અદ્વિતીય વક્તા હોવાથી તેમ જ અગ્રેજી, હિન્દી તથા ઉર્દુ ભાષાઓપરનો તેમનો કાબૂ પણ ઘણો જ સારો હોવાથી સો મુકદ્દમામાથી પચાણું તો તેઓ અવશ્ય જીતતા હતા અને તેથી માત્ર આઠ વર્ષની વકીલ તરીકેની કારકીર્દીમા તેઓ લક્ષાધીશ થઈ ગયા હતા તેમના માથાપર કામનો એટલો બધો બોજો હતો કે જેવા તેવા કેસને તો તેઓ હાથમા પણ લેતા ન હોતા, તો પછી આવા દસ્તાવેજ લખવાના કામમાટે તેઓ આવે એ તો અશક્ય જ હતું, છતા પણ તેઓ આવ્યા હતા તેનુ કારણ એ હતું કે તેઓ નાટકના તથા સગીતના શૌકીન હોવાથી નારૂજી સાથે તેમનો મૈત્રીસબધ એવો તો ગાઢ થઈ ગયો હતો કે નારૂજીના આવાહનને માન આપ્યા વિના તેમનો છુટકો જ ન હોતો નારૂજીના મુખથી સમસ્ત વૃત્તાત સાંભળી લઇને વકીલ નારાયણપ્રસાદે અડધા કલાકમા જૂદા જૂદા ત્રણ દસ્તાવેજો તૈયાર કરી નાખ્યા તેમાંના બે ક્ષમાપત્ર હતા અને એક રાજનંદનપર દેવકુમારીના રૂપીઆ સાડા સાત હજાર બાકી લેણા રહેતા હતા તેમાટેનો દસ્તાવેજ હતો બે ક્ષમાપત્રોપર રાજનદન તથા શાલિગ્રામે તત્કાળ પોતાના હસ્તાક્ષરો કરી આપ્યા અને ત્યાર પછી ત્રીજા દસ્તાવેજપર જ્યારે રાજનંદન સહી કરવાને તૈયાર થયો તે વેળાયે નારાયણપ્રસાદ વકીલે તેને કહ્યું—

"રાજનદનભાઈ! આજે સ્ટૅંપનો કાગળ મળી શકે તેમ ન હોવાથી આ કાચા દસ્તાવેજપર તમારી સહી કરાવી લેવામા આવે છે પણ આવતી કાલે કોર્ટમાથી તમારા નામનો સ્ટૅંપનો કાગળ લાવજો અને બરાબર સાડા પાંચ વાગે મારી ઑફિસમા આવજો એટલે ત્યા પાકો દસ્તાવેજ લખીને આ કાચા દસ્તાવેજને તમારા દેખતા જ ફાડી નાખવામા આવશે વળી કાલે સાડાપાચ વાગે તમો મારી ઑફિસમા આવશો ત્યાર પહેલા બૅંક તમારા ચૅકને સ્વીકારે છે કે કેમ એ બાબત પણ અમારા જાણવામા આવી જશે, કારણ કે, જો બૅંક તમારા ચૅકનો અસ્વીકાર કરશે, તો ખોટા ચૅક આપવા માટેનો તમારાપર બીજો ફોજદારી દાવો ઊભો થઈ શકશે, એટલામાટે એ બાબતનો પણ બરાબર વિચાર કરી લેજો બૅંકમા તમારો ચૅક સ્વીકારાયા પછી આવતી કાલે પાકો દસ્તાવેજ કરતી વેળાયે તમારા જૂનાં કાગળિયા તમને પાછા અપાશે, અત્યારે હું એ કાગળિયા મારી પાસે જ રાખીશ" રાજનદનને આ પ્રમાણે કહ્યા પછી વકીલ સાહેબે દેવકુમારીને સબોધીને કહેવા માડ્યું "શેઠાણી! આ ચૅક અને કાચો દસ્તાવેજ અત્યારે

આપની પાસે રાખો. આવતી કાલે બેંકમા જઇને આ ચેકના રૂપિયાનો નિકાલ કરી નાખજો અને સાંજે સાડા પાચ વાગે આ ફ્રાચો દસ્તાવેજ લઇને મારી ઑફિસમાં આવજો એટલે પાકો દસ્તાવેજ તમારા દેખતા જ થઇ જાય અને આ તકરારનુ છેવટ આવી જાય ”

“મને ઑફિસમા બોલાવવા કરતા જો આપ પોતે જ આ નિમિત્તથી મારા ગરીબખાનામાં પધારશો તો મારા પર આપનો મોટો ઉપકાર થશે, જો આપ મારી ઝૂપડીમા પધારશો તો મને આપના કિંચિત્ સત્કારનો પ્રસગ પણ મળી શકશે અને મારે આપને બીજું કેટલુક કામ સોંપવાનું છે તે પણ સોંપી શકાશે. હું આશા રાખુ છુ કે, મારી આ પ્રાર્થનાનો આપ અસ્વીકાર તો નહિ જ કરો.” દેવકુમારીએ વકીલ સાહેબને પોતાને ઘેર આવવા માટેનો આગ્રહ કરીને કહ્યું

“ કેમ મિસ્ટર નારૂજી ! તમો પણ આવતી કાલે શેઠાણીના દોલતખાનામાં મારી સાથે આવશો કે ?” નારાયણપ્રસાદે નારૂજીને પૂછ્યું.

“જો આપની ઇચ્છા હોય તો અમારે આવવાને તૈયાર છીએ ” નારૂજીએ તત્કાળ અનુમોદન આપી દીધુ

બીજે દિવસે શેઠાણીના નિવાસસ્થાનમાં પાકો દસ્તાવેજ લખવાનું નક્કી થયું, સભાનું વિસર્જન થયું, સર્વ જનો પોલિસ સુપરિન્ટેન્ડેન્ટ સાહેબનો આભાર માનીને પોતપોતાને માર્ગે પડી ગયા, શેઠાણી દેવકુમારી પોતાની ગાડીમા બેસાડીને પોતાની સાથે મને પોતાને ઘેર લઇ ગઇ અને એ દિવસે રાતે નાટક ન હોવાથી મને ત્યાં જ જમવાના નિમિત્તથી રોકી રાખીને મન્મથકુમાર તથા મારા અનુચરને પણ માણસ મોકલીને ત્યાં જ બોલાવી લીધા.

ઘેર આવીને નીરાંતે બેઠા પછી દેવકુમારી મને ધન્યવાદ આપતી તથા મારો અંત કરણપૂર્વક આભાર માનતી મને ઉદ્દેશીને કહેવા લાગી “ચપાબહેન! તમારા શરીરને તો ઇશ્વરે મારા ઉદ્ધારમાટે જ નિર્માણ કરેલુ હોયની એવો જ આજે મને ભાસ થયા કરે છે મન્મથકુમાર મારા ગર્ભમા હતો તે વેળાયે તમોએ ભ્રૂણહત્યાના પાતકમાથી મારો ઉદ્ધાર કર્યો હતો અને અહીં આવીને આ રાક્ષસ રાજનદનના અત્યાચારોમાથી મારો ઉદ્ધાર કર્યો છે એટલે હું તો તમને દેવી તરીકે જ માનું છું; જેવી રીતે દેવી પાર્વતીએ મહિષાસુરના મદનું મર્દન કરીને મહિષાસુરમર્દિની તરીકે પોતાની કીર્તિની ખ્યાતિ કરી હતી તેવી જ રીતે તમો આજે રાજનન્દનમર્દિની થઈ ચૂક્યા છો તમારા આ ઉપકારનો બદલો તો મારાથી આપી શકાય તેમ છે જ નહિ, છતા પણ હું મારાથી બની શકશે તેટલી તમારી સેવા કરીશ અને સેવાનો વિધિ આવતી કાલે એકત્ર થનારા મડળના દેખતા જ થશે કે જેથી તમારી બુદ્ધિમત્તા બીજાઓના જાણવામાં આવી શકે આવતી કાલે મારે બેંકમા જવાનું છે એટલે ત્યાંથી પાછી ફરીશ ત્યારે તમને પણ બોલાવીશ અને ચેકના રૂપિયા મળ્યા કે કેમ તે તમને જણાવીશ. આપણે અહીં વહેલા જ આવીને નારૂજી તથા વકીલ સાહેબના સત્કારમાટે તૈયારી કરી રાખીશું અને તે સાથે વાર્તાલાપનો આનદ પણ ભોગવીશું ”

રાતે જમ્યા પછી કેટલોક સમય આમ તેમની વાતોમાં વીતાડીને લગભગ સાડા નવ વાગ્યા પછી હું, મન્મથકુમાર, રામદુલારી અને મારો અનુચર ગાડીમાં

બેસીને ઘેર ગયા અને આખા દિવસનો મને તથા રામદુલારીને થાક લાગેલો હોવાથી સાડા દશ વાગ્યામા તો અમો નિદ્રાવશ થઇ ગયા

બીજે દિવસે બપોર પછી બે વાગે દેવકુમારીએ મારી પાસે આવીને મને ખબર આપી "રાજનંદનનો વીસ હજારનો ચૅક બૅંકે સ્વીકારી લીધો છે અને તે રૂપીઆ મારા ખાતામાં જમે કરાવીને તેની રિસીટ પણ મેં લઇ લીધી છે. હવે બાકીના સાડા સાત હજાર રૂપીઆ પણ રાજનંદન વખતસર આપી દેશે; તે મારે તરફથી એવો સપડાઇ ગયો છે કે હવે નાગાઈ કરવાની તેની હિંમત ચાલી શકે તેમ છે જ નહિ ચાલો ત્યારે હવે થાઓ કપડા બદલીને તૈયાર એટલે આપણે ઘેર જઇએ "

હું મારા પરિવારને લઇને દેવકુમારી સાથે તેના બંગલામા ગઇ દેવકુમારીએ આગળથી જ સાઝે ત્યા એકત્ર થનારા મંડળના સત્કાર માટેની અમુક પ્રકારની વ્યવસ્થા કરી રાખવાની પોતાના અનુચરો તથા અનુચરાઓને આજ્ઞા આપી દીધેલી હોવાથી તેમણે ઘણીખરી વ્યવસ્થા તો કરી જ રાખી હતી એટલે માત્ર જ્યારે આજ્ઞા મળે ત્યારે ચાહ તથા કૉફી ઇત્યાદિ તૈયાર કરી લેવાનું કામ જ તેમના માટે બાકી રહ્યું હતુ

સાઝે સાડા પાચ વાગે સર્વથી પ્રથમ બરાબર ટાઇમ સર રાજનંદન સ્ટૅંપનો કાગળ લઇને આવી પહોંચ્યો, પરંતુ નારૂજી તથા વકીલ સાહેબ આવેલા ન હોવાથી તેને નીચેના ઓરડામા જ તેઓ આવે ત્યા સુધી બેસાડવામા આવ્યો પોણા છ વાગે નારૂજી તથા નારાયણપ્રસાદ વકીલ તેમ જ વકીલ સાહેબનો એક ક્લાર્ક મળીને ત્રણ ગૃહસ્થો આવી લાગ્યા, અને તેઓ જ્યારે ઉપરની બેઠકમા આવીને બેઠા એટલે પછી રાજનંદનને પણ ઉપર બોલાવવામા આવ્યો વકીલ સાહેબ દસ્તાવેજનો કાચો ખરડો કરીને લેતા આવ્યા હતા એટલે ક્લાર્કે સ્ટૅંપના કાગળ પર પાકો દસ્તાવેજ લખી નાખ્યો અને તેનાપર રાજનંદને પોતાની સહી કોઈ પણ જાતનો વાંધો બતાવ્યા વગર કરી આપી સાક્ષી તરીકે મેં તથા નારૂજીએ પણ એ દસ્તાવેજપર અમારા હસ્તાક્ષરો કરી આપ્યા અને તે સાથે એ દસ્તાવેજના કાર્યની સમાપ્તિ થતા રાજનંદન ચાલતો થઇ ગયો.

રાજનંદનના જવા પછી દેવકુમારીએ નારૂજી, નારાયણપ્રસાદ વકીલ તથા તેના ક્લાર્કને પાસેના બીજા ઓરડામા પધારવાની પ્રાર્થના કરવાથી તેઓ ઉઠયા અને અમારી સાથે બીજા ઓરડામા આવ્યા. એ ઓરડામાં એક વિશાળ ગોળ ટેબ્લપર સૂકો અને લીલો મેવો, કેક, બિસ્કીટ્સ અને ચાર પાચ પ્રકારના ઉત્તમ હલવાઓ ચાદીની રકાબીઓમા ગોઠવીને રાખવામાં આવ્યા હતા અને ટેબ્લની આસપાસ થોડા થોડા અંતરપર મખમલની ગાદી તથા કમાનવાળી આઠ કુરસીઓ ગોઠવેલી હતી નારૂજી, નારાયણપ્રસાદ વકીલ તથા તેનો ક્લાર્ક પાસે પાસે બેસી ગયા અને તેમની સામી બાજુએ શેઠાણી દેવકુમારી, મન્મથકુમાર તથા હું બેઠા આવી રીતે છ કુરસીઓનુ જ કામ પડવાથી બે કુરસીઓ ખાલી પડી રહી રામદુલારીને મેં આ પાર્ટીમા ભાગ લેવાનો આગ્રહ કર્યો હતો, પરંતુ એ પાર્ટીમા ભાગ લેવા માટેની પોતાની ન્યૂન યોગ્યતાનો વિચાર કરીને મારા આગ્રહનો તેણે માનપૂર્વક અસ્વીકાર કર્યો હતો કે જે દક્ષતામાટે મારે

તેને ધન્યવાદ જ આપવો પડ્યો હતો, તેની એ દક્ષતા એક વાર નહિ પણ હજાર વાર ધન્યવાદને પાત્ર હતી જો શામદુલારીના સ્થાને બીજી કોઈ મૂર્ખ અનુચરા હોત, તો પોતાને અદ્વિતીય માન મળેલું ધારીને તે ક્ષણે જ આવીને અમારી સાથે બેસી જાત અને આવા મોટા અને પ્રતિષ્ઠિત પુરુષો તેમ જ પોતાની શેઠાણી સાથે એક જ ટેબલપર બેસીને ખવાય કે કેમ, એનો લેશમાત્ર પણ વિચાર કરત નહિ અતિથિઓએ તથા યજમાન શેઠાણીએ પોતા સમક્ષ આવી પડેલા ખાદ્ય પદાર્થોને ધીમે ધીમે ઉદરમાં પધરાવવાના અથવા બીજા શબ્દોમાં કહીએ તો ન્યાય આપવાના કાર્યનો આરંભ કરી દીધો અને તે સાથે વાર્તાલાપનો પણ અમારા વચ્ચે આરંભ થઈ ગયો. મેં વાર્તાલાપનું મંગળાચરણ કરતાં કહ્યું કે —

"આપણામાં એક એવી માન્યતા ઘણા લાંબા કાળથી ચાલી આવે છે કે ઈશ્વર જે કાંઇ પણ કરે છે તે સારાને માટે જ કરે છે, અર્થાત્ ઈશ્વરના કોઈ પણ કાર્યમાં અનિષ્ટ પરિણામનો ઉદ્દેશ હોતો જ નથી, એ પુરાતન સિદ્ધાંત વિષે એક એવી દંતકથા લોકસમુદાયમાં પ્રચલિત છે કે કોઇ એક સાધારણ માંડલિક રાજા હતો તેને કોઇ વાર લાભ થાય કે હાનિ થાય તો પણ તેનો બુદ્ધિમાન્ પ્રધાન એમ જ કહ્યા કરતો હતો કે 'રાજન્! ઇશ્વર જે કાંઇ પણ કરે છે તે સારાનેમાટે જ કરે છે' એક વાર એક એવો અકસ્માત્ થયો કે જેના યોગે તે રાજાની એક આંગળી કપાઈ ગઈ અને તે પ્રસંગે પણ પ્રધાને તો એમ જ કહ્યું કે, 'ઈશ્વર જે કાંઇ પણ કરે છે તે સારાને માટેજ કરે છે' પ્રધાનના આ ઉદ્ગારથી રાજા અતિશય કોપાયમાન થયો અને કોપના આવેશમાં તેણે પ્રધાનને કારાગૃહમાં નખાવી દીધો એ ઘટનાને એક વર્ષ જેટલો સમય થઈ ગયો તે વેળાયે એક બીજી એવી ઘટના બની કે તે રાજા જે ચક્રવર્તી રાજાનો માંડલિક હતો તે ચક્રવર્તી રાજાએ એક બહુ જ મોટું તળાવ બંધાવ્યું હતું પણ તેમાં કોઈ પણ ઉપાયે પાણી રહી શકતું ન હોતું. તે ચક્રવર્તીને કોઇ બ્રાહ્મણે એવો ઉપદેશ આપ્યો કે 'જો કોઈ બત્રીસલક્ષણા પુરુષનો આ તળાવની ભૂમિને ભોગ આપવામાં આવે, તો જ આ તળાવમાં પાણી રહી શકે, અન્યથા તળાવ ખાલી જ રહેવાનું' સાર્વભૌમરાજાની આજ્ઞાથી બત્રીસલક્ષણા પુરુષને શોધવામાટે તેના સૈનિકો બહાર નીકળી પડ્યા અને ઉક્ત માંડલિક રાજા બત્રીસલક્ષણો હોવાથી તેને પકડીને તેમણે સાર્વભૌમ રાજા સમક્ષ ઉપસ્થિત કરી દીધો તે માંડલિક રાજાને તેના શરીરનું બલિદાન આપવા શૃંગારીને તળાવમાં લઈ જવામાં આવ્યો અને તેના મસ્તકને ધડથી જૂદું કરી નાખવાની તૈયારી થતી હતી એટલામાં બ્રાહ્મણની દૃષ્ટિ અચાનક તેની કપાયલી આંગળીપર જઈ પડી અને તેથી તેણે પોકાર કરીને કહ્યું 'આને છોડી મૂકો, આને છોડી મૂકો, એના શરીરમાં આંગળીનો ભાગ ખંડિત હોવાથી એનું બલિદાન આપી શકાય તેમ નથી, આવા બલિદાનમાટે બત્રીસ લક્ષણો પુરુષ એવો હોવો જોઇએ કે જેના શરીરનો એક પણ અવયવ ખંડિત થયેલો ન હોય. સારું થયું કે આ પુરુષની કપાયલી આંગળી વખતસર મારા જોવામાં આવી ગઇ, નહિ તો માનવહત્યા પણ થાત અને કાર્યની સિદ્ધિ પણ ન થાત!' તે માંડલિકને છોડી મૂકવામાં આવ્યો એટલે એ વેળાયે પોતાના પ્રધાનના 'ઈશ્વર જે કાંઇ પણ કરે છે તે સારાને માટે જ કરે છે' એ વાક્યના સત્યાંશનો તેને સાક્ષાત્કાર થવા લાગ્યો અને તે પોતાના મનમાં વિચાર કરતો કહેવા લાગ્યો કેઃ 'ખરેખર ઈશ્વર જે કાંઇ પણ

કરે છે તે સારાને માટે જ કરે છે, કારણ કે, જો તે વેળાયે મારી આ આંગળી કપાઇ ગઇ ન હોત, તો આજે મારા જીવનનો જ અંત થઇ જવાનો સંભવ હતો પ્રધાનની વાણી અક્ષરશઃ સત્ય હતી' તેણે પોતાના ગ્રામમાં આવીને પ્રધાનને માનપૂર્વક કારાગૃહમાંથી બોલાવ્યો, પોતાના અપરાધની તેની પાસેથી ક્ષમા માગી લીધી અને વિપુલ ધન આપીને પાછો તેને તેની પદવીપર નિયુક્ત કરી દીધો. આ દૃષ્ટાંતકથામાં રહેલા રહસ્યનો મને મારા જીવનમાં અમુક સ્વરૂપમાં તો અનેક વાર સાક્ષાત્કાર થઇ ચૂક્યો છે, પરંતુ દિલ્હીના મારા આ વર્તમાન પ્રવાસમાં તો એ રહસ્યનો અત્યંત પ્રકાશિત સ્વરૂપમાં સાક્ષાત્કાર થયો છે અને તેમાટે હું ઈશ્વરનો વારંવાર અંતઃકરણપૂર્વક આભાર માનું છું"

"એ રહસ્યનો તમને અહીં દિલ્હીમાં અત્યંત પ્રકાશિત સ્વરૂપમાં કેવી રીતે સાક્ષાત્કાર થયો છે તે જરા સ્પષ્ટતાથી કહી સંભળાવશો તો અમને પણ કાંઇક શીખવાનું મળશે અને અમારાપર તમારો મોટો આભાર થશે" નારાયણપ્રસાદ વકીલ સાહેબે વચ્ચે આતુરતા દર્શાવીને કહ્યું

તેમની એ આતુરતાને તૃપ્ત કરવાના ઉદ્દેશથી હું શાંતિ તથા ગંભીરતાપૂર્વક કહેવા લાગી "જો પરમેશ્વરે રાજનંદનને અત્યારે જ મારાપર અત્યાચાર કરાવવાની કુબુદ્ધિ ન સૂઝાડી હોત, મને મારવામાટે તેણે બદમાશોને તૈયાર ન કર્યા હોત અને શાલિગ્રામે તેમનાપર ચિઠ્ઠી ન લખી હોત, તો આજે આ શેઠાણી દેવકુમારી તે પિશાચના પંજામાંથી આટલી સરળતાથી અને કોઇ પણ પ્રકારના જોખમ વિના આબાદ છટકી શક્યા હોત કે કેમ, એ શંકાસ્પદ જ હતું જો કે રાજનંદનના પ્રપંચચક્રનું યથાસ્થિત ચાલન થયું હોત, તો, મારું જીવન તો સોએ સો ટકા જોખમમાં આવી પડવાનો સંભવ હતો, તથાપિ તેથી શેઠાણીની હાનિ થવાનો સંભવ ન હોતો, કારણ કે, એમના તો કદાચિત્ જાત તો નાણાં જ જાત અને હું તો પોતે જ મરી જાત! પણ ઈશ્વરે એવી રચના કરી કે રાજનંદનને કુબુદ્ધિ સૂઝાડી, મને ગુપ્ત ચેતવણી આપી દીધી અને તેનું અંતે આ મધુર પરિણામ આવ્યું કે સર્પ મરી ગયો અને લાકડી પણ ન તૂટી"

"માત્ર એટલું જ નહિ, પણ મારા ઉદ્ધારનું પુણ્ય પણ તમને પ્રાપ્ત થયું અને તે સાથે કાંઇક આર્થિક લાભનો સંભવ પણ ઉત્પન્ન થઇ ગયો, એમ પણ તમારે માની લેવાનું છે, કારણ કે, મેં તમને ગઇ કાલે જણાવ્યા પ્રમાણે આજે મારો તમારી બનતી સેવા કરવાનો વિચાર છે અને તે વિચારને હું આ ક્ષણે જ વ્યવહારમાં યોજવાના નિશ્ચયપર આવી લાગી છું." આ પ્રમાણે કહીને દેવકુમારીએ પોતાના પોલકાના ખીસામાંથી હજાર હજારની પાંચ નોટોનું એક પડીકું બહાર કાઢ્યું અને ત્યાર પછી તે વળી પાછી મને સંબોધીને કહેવા લાગી કે "ચંપા બહેન! મારાપર તમારા એટલા બધા ઉપકારો થયેલા છે કે જો હું મારા ચામડાના જોડા સીવડાવીને તમારા પગોમાં પહેરાવું તો પણ એ ઉપકારોનો અંશમાત્ર પણ બદલો વાળેલો કહી શકાય નહિ, તથાપિ બદલો વાળવાના એક ક્ષુદ્ર પ્રયત્ન તરીકે આ પાંચ હજાર રૂપિયાની સાધારણ રકમ હું તમને આપું છું તે સ્વીકારીને મને આભારી કરશો, એવી મારી નમ્ર પ્રાર્થના છે, કારણ તમો મારી આ નજીવી ભેટને આનંદથી

સ્વીકારી લેશો, તો હું મારા શિરપર તમારા ઉપકારોનો જે ભાર ચઢેલો છે તેને ઓછો થયેલો માનીશ અને તેથી મારા મનપરનો ભારપણ કાંઈક ઘટી જશે"

દેવકુમારીની ભેટને આનંદથી સ્વીકારી લેતા મેં જણાવ્યુ કે "શેઠાણી સાહેબ! અત્યાર સૂધી મેં આપની જે કાંઈ પણ સાધારણ સેવાઓ કરી છે તે સ્વાર્થસિદ્ધિની આશાથી કિંવા મારા પોતાના કોઈ પણ લાભને સાધી લેવાની ઇચ્છાથી કરી નથી અને એ રહસ્યને આપ પોતે પણ સારી રીતે જાણો છો એટલે એ વિષયના વિશેષ વિવરણની આવશ્યકતા નથી; છતા આપ પોતાની ઇચ્છા તથા પ્રસન્નતાથી જ આટલી મોટી ભેટ આપવાની ઉદારતા દર્શાવો છો, તો હવે હું આ ભેટનો અસ્વીકાર કરીને આપના હૃદયને અપ્રસન્ન કરવા પણ નથી ઇચ્છતી, કારણ કે, ખોટો વિવેક દર્શાવવાની પ્રથમથી જ મારી પ્રકૃતિ નથી હું આ ભેટને આનંદથી સ્વીકારીને માત્ર એટલું જ ઇચ્છું છું કે પરમેશ્વર આપને સદ્બુદ્ધિ આપે, આપની વૃદ્ધાવસ્થા પ્રશંસાને પાત્ર થાય અને આપ નીતિ તથા ધર્મના માર્ગમા વેગ પૂર્વક આગળ અને આગળ વધતા રહો!"

"તથાસ્તુ" કહીને દેવકુમારીએ પોલકાના બીજા ખીસામાથી નોટોનું એક બીજું પડીકુ કાઢ્યુ અને ત્યાર પછી તે વકીલ સાહેબને સબોધીને કહેવા લાગી "વકીલ સાહેબ, આપનો સમય અમૂલ્ય છે એ હું સારી રીતે જાણું છુ અને તેથી આપે મારા માટે જે પરિશ્રમ લીધો છે તેના બદલામા આ રૂપીઆ પાચ સો હું આપને આપુ છુ તે સ્વીકારીને મને આભારી કરશો એવી આશા છે, પરમેશ્વરે મને પાચ પૈસા આપેલા હોવાથી આવા પ્રસગે હું મારા હાથને પોલો જ રાખુ છુ અને કોઇના પરિશ્રમનુ બિલ્કુલ કાઇ પણ મૂલ્ય ન આપવુ એને હું એક પ્રકારની કૃતઘ્નતા કિંવા તિરસ્કરણીય કૃપણુતા જ માનું છુ. હું ધારૂ છુ કે મારી પ્રાર્થનાનો અનાદર તો નહિ જ થાય"

વકીલ સાહેબે એ રૂપિયા લેવામા ઘણી આનાકાની કરી, પણ અંતે દેવકુમારીના અત્યત આગ્રહને વશ થઇને એ રૂપિયા લીધા વિના તેમનો છૂટકો ન થયો તે ન જ થયો, માત્ર એટલુ જ નહિ, પણ નારૂજીને પણ દેવકુમારીએ રૂપિયા અઢીસેંથી ત્રણસેંની કીમતનું કાંડે બાધવાનુ સોનાનુ ઘડિયાળ આજના બનાવની યાદગીરીમા ભેટ તરીકે આપ્યુ અને તે ભેટને નારૂજીએ વધારે આનાકાની ન કરતા આનદથી સ્વીકારી લીધી જે દેવકુમારીએ પોતાના યૂસુફ જેવા પ્રિયતમને તેની મરણતુલ્ય રુગ્ણતામા ધનની સાધારણ સહાયતા આપવામા પણ અતિશય કૃપણતાનો પરિચય કરાવ્યો હતો તે દેવકુમારીને આજે રાજા વિક્રમાદિત્ય સમાન ઉદાર થયેલી જોઇને હુ તો આશ્ચર્યથી દિગ્મૂઢ જેવી જ થઈ ગઈ; પરતુ મારા એ આશ્ચર્યને વાણીદ્વારા વ્યક્ત કરી બતાવવાનો આ પ્રસંગ ન હોવાથી હું મૌનનું અવલબન કરીને બેસી રહી છેવટે કૉફી અને ચાહ પણ આવી, પરંતુ સર્વેએ કેવળ કૉફીનું જ પાન કરવાથી ચાહની કિટલી જેમની તેમ જ પડી રહી અને ત્યાર પછી તાંબૂલભક્ષણનો વિધિ થઈ રહેતાં નારૂજી, વકીલ સાહેબ અને વકીલનો ક્લાર્ક જવામાટે ઉઠયા હું તથા દેવકુમારી તેમને નીચેના દરવાજા સુધી મૂકવાને ગયા. એ વેળાયે લગભગ આઠ વાગી ગયા હતા એટલે થોડા ત્યાર પછી અમો જમવાને બેઠાં, પરંતુ ક્ષુધા ન હોવાથી થોડુંક ખાઇને ઉઠ્યાં અને ત્યાર પછી લગભગ સાડા નવ વાગે મન્મથકુમાર, રામદુલારી તથા [illegible]

અનુચર આદિને સાથે લઈને હું મારા નિવાસસ્થાનમાં જવામાટે રવાના થઇ ગઇ. આ વેળાના મારા દિલ્લીના પ્રવાસમા મને યશ મળવા સાથે ન ધારેલી રીતે લક્ષ્મીનો પણ બહુ જ સારો લાભ ભાગ્યદેવીની કૃપા તથા યશોરેખાના પ્રભાવથી થયો હતો એ વિષે રામદુલારી સાથે લગભગ બાર વાગ્યા સુધી વાર્તાલાપ કરીને પછી અમો નિદ્રાને આધીન થયા રાત્રિ શાંતિપૂર્વક વીતી ગઈ અને નિત્ય પ્રમાણે પ્રભાતમાં જાગ્રત થયા પછી સ્નાન આદિ નિત્યકર્મથી પરવારી હું ચાહ પીને મારા ઉપરના ઓરડામા બેઠી હતી તે વેળાયે મારા અનુચરે આવીને મને કહ્યું કે 'લાલા શાલિગ્રામ આપને મળવામાટે આવ્યા છે તો આપ મળી શકશો કે કેમ ?' મેં વિચાર કરીને મારા અનુચરને લાલા શાલિગ્રામને ઉપર બોલાવવાનો અને તે ઓરડામા હોય તેટલી વાર ઓરડાની બહાર ઊભા રહેવાનો હુકમ ફર્માવ્યો.

## પ્રકરણ ૨૩ મું

## મારાપર એક નવી આફત અને દુશ્મનોની પાયમાલી

"હજી તો ક્ષમાપત્ર લખાવી લઇને ગઈ કાલે જ મેં રાજનન્દન તથા શાલિગ્રામના મોંઢા કાળા કરી દીધા છે છતા પણ અત્યારમા શાલિગ્રામ પોતે પોતાના ગર્વને તિલાંજલિ આપીને તથા ચાલી ચલાવીને મારી પાસે શા કારણથી અને શા ઉદ્દેશથી આવ્યો હશે ? પોતાના દુષ્કર્મનો પશ્ચાત્તાપ થવાથી અને ગઇ કાલે તે પોતાના મુખથી કાંઈ પણ બોલી શકેલો ન હોવાથી મને રૂબરૂ મળીને ક્ષમા માગી લેવામાટે તો તે નહિ આવ્યો હોય ? અને જો એમ ન હોય, તો પછી તેના આગમનનો બીજો શો ઉદ્દેશ હોવો જોઇએ, એ વિષેની કશી પણ કલ્પના કરી શકાતી નથી જ્યારે તે આવ્યો જ છે તો પછી તેનો આશય તેની સાથેના સંવાદથી પોતાની મેળે જ જણાઈ રહેશે" હું મારા મનમા આત્મગત આ પ્રમાણેની કલ્પનાઓમા નિમગ્ન થયેલી હતી એટલામા શાલિગ્રામ મારા ઓરડામા આવીને મારી સામો ઊભો રહ્યો અને મેં તેને આવકાર આપીને એક કુરસીપર બેસવાનું કહ્યું લાલા શાલિગ્રામે આજે ચુન્નતદાર ચુસ્ત સૂરવાલ, રેશમી અચકન, જરીનો દુપટ્ટો, બોસ્ટૉકના બૂટ, હાથની આગળીઓમા હીરાની વીંટીઓ, ગળામાં મોતીની માળા, હાથમા રિસ્ટ વૉચ, ખીસામા વળી સોનાની મફ્ચેન સાથેનું બીજું ઘડિયાળ અને બીજા હાથમા સોનાની મૂઠવાળી ગેંડાની લાકડી એ પ્રમાણેનો શૃંગાર કર્યો હતો, તેની મૂછોના આકડા કૉસ્મેટિકની મદદથી અક્કડ રહેલા હતા અને તેનાં વસ્ત્રોમાથી અતરની તીવ્ર ખુશ્બૂ નીકળીને મગજ અથવા દિમાગને તર કરી દેતી હતી. લાલા શાલિગ્રામને અત:પૂર્વ મેં ત્રણ ચાર વાર જોયો હતો, પરંતુ આવા છેલબટાઉના વેષમા તો તે આજે પ્રથમ વાર જ મારા જોવામા આવ્યો હતો. આજે સવારના પહોરમા કોઈ એક વરરાજા જેવો શૃંગાર સજીને તે મારી પાસે કેમ આવ્યો હશે, એ વિષે મારા મનમાં શંકા થવા લાગી, કારણ કે, ભાઇ સાહેબના કુટુમ્બની તથા ભાઇ સાહેબના પોતાના ચરિત્રોની કેટલીક વિસ્તૃત કથા ચોઠાણી દેવકુમારી, રામદુલારી તેમ જ નારૂજીના મુખથી મેં ધ્યાનપૂર્વક સાંભળી હતી અને તે યથાસ્થિત મારા સ્મરણમા હતી.

શાલિગ્રામ કુરસીપર બેઠા પછી મેં તેને પૂછ્યું “કેમ સાહેબ! આજે સવારના પહોરમા જ આ કનીજના ગરીબખાના સુધી આવવાની તકલીફ શામાટે લેવી પડી છે? આપ સાહેબના કદમ મુબારિક આ ગરીબખાનામાં આવી પડવાની વાત જો ગઈ કાલે મને કોઇએ કહી હોત, તો હું તે વાતને ગયરમુમ્કિન અને સરાસર જૂઠી જ માનત એટલે એ ગયર મુમ્કિન વાતને મુમ્કિન થયેલી જોઇને મારા મનમા જો અજાયબી થાય તો તે વાજબી જ કહી શકાય.”

“ખરી વાત છે; એક તો આપણી એકબીજા સાથે જાનપહચાન પણ નથી અને તેમા વળી મારા પેલા દગાબાજ અને મતલબી દોસ્તના બહેકાવ્યાથી મેં તમારી સાથે દુશ્મની પણ કરેલી છે એટલે હું તમારી પાસે પોતે જ ચાલી ચલાવીને આવું એ વાત ખરેખર ન માની શકાય તેવી જ છે; છતાં પણ હું અત્યારે તમારી પાસે આવ્યો છું તેનુ કારણ એ છે કે એક તો ખરા દિલથી તમારી આગળ મારી દિલગીરી જાહિર કરવી અને ત્યાર પછી તમારી પાસેથી એક ચીજની માગણી કરી લેવી.” શાલિગ્રામે દેહલવી છટાથી ઉર્દૂ જબાનમાં પોતાના આવવાના આશયને વ્યક્ત કરી બતાવ્યો.

“દિલગીરી તો આપ ગઈ કાલે જ કાગળમાં લખી આપીને બતાવી ચૂક્યા છો એટલે દિલગીરી બતાવવાની જરૂરત રહી હોય એવું મારું માનવું નથી; તેમ જ મારી પાસેથી આપ શી ચીજ માગી લેવા ધારો છો એનો અંદાજ પણ હું કરી શકતી નથી, હુ એક મિસ્કીન ઓરત છું અને આપ અમીરજાદા છો એટલે આપ સાહબને આપવા લાયક કોઇ પણ ચીજ મારી પાસે હોય એ આપની ધારણા ભૂલભરેલી છે” મેં શાલિગ્રામના આશયની કેટલીક અરો કલ્પના કરી લઇને તેને વાતોમા ઉડાવવાનો પ્રયત્ન કરીને કહ્યું.

“મિસ મેનકા! ગઈ કાલે કાગળમા લખી આપીને મેં જે દિલગીરી બતાવી છે અથવા મોઆફી માગી છે તે દિલગીરી બળાત્કારે જ બતાવાયલી છે અને તે મોઆફી પણ બળાત્કારે જ મગાયલી છે એટલે તેમા અને આજની મારી દિલગીરીમા જમીન અને આસમાન જેટલો તફાવત રહેલો છે મારા દોસ્તના નામથી ઓળખાતા મારા દુશ્મન રાજનન્દને પોતાના મતલબને સાધી લેવા માટે મને ઉશ્કેરીને મારી માર્ફત તમારાપર જુલ્મ ગુજારવામાટે બદમાશોને તૈયાર કરાવ્યા અને તે બદમાશોપર મને દારૂ પીવડાવીને દારૂની ઘૂનમાં ચિઠ્ઠી લખાવી, પોતે અલગ રહ્યો અને મને તેણે હોળીનું નાળીયેર બનાવ્યો, એ તેનો ગુનાહ કદાપિ ન મોઆફ કરી શકાય તેવો હતો તેથી જ મારે તમારી પાસેથી મોઆફી માગીને મારુ નાક વઢાવવુ પડ્યું છે ખયર, જે થવાનું હતુ તે થઈ ગયુ છે અને પરમેશ્વરે તમને બચાવી લીધાં છે, માત્ર એટલું જ નહિ, પણ રાજનન્દન પોતે જ પોતાના ખોદેલા ખાડામા પડીને પાયમાલ થઈ ગયો છે એ કાંઈ તેને તેના ગુનાહની થોડી ઘણી સજા મળેલી તો ન જ કહી શકાય. જે રોકડ નાણું હતુ તે તો બધું તે બદમાશના હાથમાથી નીકળી ગયું છે; છતા હજી સાત આઠ હજાર તેનાપર દેવકુમારીના લેણા છે, બાવીસ સો રૂપિયા અમો માગીએ છીએ અને એક હજાર ગામના બીજા લોકો પણ તેના પર માગતા હશે, એટલે હવે તો તે ઘર વેચશે ત્યારે જ આ દેવામાથી છૂટી શકશે. મિસ

મેનકા, તમોએ તો દિલ્લીમા આવીને રાજનન્દનને બાવો જ બનાવી દીધો હ કે! ખયર, હું અત્યારે મારી ખરા જિગરની દિલગીરી જાહિર કરીને મારા હાથથી તમારો જે કાઈ પણ ગુનાહ જાણે કે અજાણે થયો હોય તેની મોઆફી માગું છું, એટલામાટે હવે મારી સાથે કોઈ પણ પ્રકારની દુશ્મની રાખશો નહિ, બલ્કે મારી સાથે તમો દોસ્તી રાખશો એવી મને ઉમ્મીદ છે, હુ પણ કોઈ વખ્ત જરૂ-રત પડે તો કામનો માણસ છું એ તમારે કદાપિ ભૂલી જવાનું નથી" શાલિ-ગ્રામે રાજનન્દનની બારોબાર નિંદા કરીને મારા મનમા પોતા વિષે ઉત્તમ ભાવનાને ઉપજાવવાનો પ્રયત્ન કર્યો

"મારી આપ સાથે દુશ્મની હતી પણ નહિ અને છે પણ નહિ, હુ તો બધાની દોસ્ત થવામા જ મારુ ભલું માનુ છું, એટલે આપના દિલમા એવો કાઇ પણ શક હોય તો તેને કાઢી નાખજો અને મને પોતાની દોસ્ત જ માની લેજો" મેં સક્ષેપમા જ વિવેક દર્શાવી દીધો

"તમારી આ ઉદારતામાટે હું તમારો મહજ એહસાન માનુ છુ અને તમને મારા એક અજીજ દોસ્ત તરીકે આજથી મારા જિગરમા જગહ આપું છું." આ પ્રમાણેના કાઇક મર્મથી ભરેલા શબ્દો ઉચ્ચારીને શાલિગ્રામ પોતાના સત્ય આશયની છટાને દર્શાવતો આગળ વધીને કહેવા લાગ્યો "મિસ મેનકા! એ તો જાણે ઠીક, પણ આપ પોતાને એક મિસ્કીના ઔરત તરીકે ઓળખાવો છો અને મારા જેવા પોતાના એક દોસ્તને આપવા લાયક કોઈ ચીજ તમારી પાસે નથી એમ જણાવો છો, એ વાત મારા માનવામા આવી શકતી નથી તમને પરમેશ્વરે કેટલીક એવી અજીબ ચીજો આપેલી છે કે જે ચીજોના અમીરો તવગર તો શું પણ મોટા મોટા નવ્વાબો તથા શહનશાહો પણ ખાસ્તગાર અને મોહ-તાજ રહ્યા કરે છે, તો પછી મારા જેવા એક મામૂલી મર્દની તો બિસાત જ શી છે વારૂ? તમો મિસ્કીન નથી, પણ ખરા માલદાર છો, મર્દોના ધનભડાર તો તીજોરીમા ભરેલા હોય છે અને તમો તો પોતે જ સાક્ષાત્ રૂપધનભડાર છો આ દુનિયામા ખરી તવગરી તમારી છે, હુસ્નપરસ્ત તથા મહબ્બતપરસ્ત શહન-શાહો પણ તમારા દરવાજાના ભીખારી છે!!"

શાલિગ્રામના છેલબટાઉના વેષનો મારા મનમા જે સશય ઉદ્ભવ્યો હતો તે મારો સશય તેના આ ઉદ્ગારોના શ્રવણથી દૃઢ થઈ ગયો અને તેના અત કરણનો અપવિત્ર આશય યથાર્થ સ્વરૂપમા મારા જાણવામા આવી ગયો. તેનો આશય મારા જાણવામા આવી જતા મેં માર્મિકતાથી જ કહેવા માડ્યું "હજરત સલામત, હુસ્નપરસ્ત ઐયાશ મર્દોના દિલને પોતા તરફ ખેંચવાની જેનામા તાકત રહેલી હોય છે તેવુ હુસ્ન મારામાં નથી અને કદાચિત્ મહ-બ્બતનો ખજાનો મારા દિલમા મૌજૂદ હોય તો પણ તે મહબ્બતના ખજાનાને લૂટી લેવાની તાકત તમારામા નથી, મારો શૌહર મારી તે મહબ્બતના ખજા-નાનો માલિકો મુખ્તાર છે અને તેથી જો કોઈ પણ મારી મહબ્બતના ખજા-નાને લૂટવાની બેજા તમન્ના રાખતો હોય તો મારી નજરમા તે મર્દ ડાકૂ છે, લૂટારો છે, ચોર છે, રહજન છે અને તે સાથે મોટામા મોટો બેવકુફ તથા ગમાર છે! ગુસ્તાખી થતી હોય તો મોઆફ કરશો, પણ હવે પછી ફરીથી આવી નાપાક વાતને મારી આગળ ન ધરશો"

પોતાના બોલવાનું મારા અંતઃકરણમાં સર્વથા વિરુદ્ધ પરિણામ થયેલું જોઇને શાલિગ્રામ કાંઇક જખવાણો પડી ગયો અને પોતાની વાતને ફેરવી બાંધીને કહેવા લાગ્યો "મિસ મેનકા, મેં તો મામૂલી તૌરથી જ તમારી તારીફ કરી હતી મારા દિલમાં તમારા માટે કશો પણ નઠારો ભાવ હતો પણ નહિ અને છે પણ નહિ તમો એક નટી હોવા છતા અને પરમેશ્વરે તમને સારી સુન્દરતા આપેલી હોવા છતા પણ તમો પવિત્રતાની દેવી છો એ હું સારી રીતે જાણું છું અને તેથી તમારા વિષે મારા મનમાં એક જાતનું એવુ તો માન વસી રહ્યું છે કે જેનુ હું આ જબાનથી બયાન કરી શકતો નથી જો મારા સાધારણ ભાવથી બોલાયલા શબ્દોથી તમને કાંઈ માઠુ લાગ્યું હોય, તો તેમાટે હું દિલગીર છું અને ખરા જિગરથી આપ સાહબાની મોઆફી માગુ છુ હું અત્યાર દોસ્તીને વધારવામાટે આવ્યો છું, નહિ કે દુશ્મનીને વધારવામાટે"

"જો એમ જ હોય, તો તમારા મનના શુદ્ધ ભાવમાટે હું તમને ધન્યવાદ આપુ છું અને મારા બોલવાથી જો તમોને કાંઈ માઠુ લાગ્યુ હોય, તો તેની હું પણ મોઆફી માગુ છું" આ પ્રમાણેની સભ્યતાનુ દર્શન કરાવીને મેં મારા નોકરને પાન આદિ લાવવાનો હુકમ ફર્માવ્યો આગણે આવેલા શત્રુનો પણ સત્કાર કરવો એ આર્યાવર્તવાસીઓનો ધર્મ છે અને એ ધર્મને પાળવામાં હું બનતા સૂધી કદાપિ ત્રુટિ થવા દેતી ન હોતી.

નોકર પાનદાન લાવ્યો અને હું પાન બનાવવા લાગી એટલે શાલિગ્રામ કહેવા લાગ્યો "મિસ મેનકા! આજે પ્રભાતમા જ હું આપની પાસે એટલામાટે આવ્યો છું કે મેં તેમ જ મારા બેત્રણ બીજા શરીફ દોસ્તોએ મળીને આપણા વચ્ચે થયેલી દોસ્તીને વધારે મજબૂત કરવાના ઇરાદાથી દેહલીથી બે માઇલપર આવેલા એક બગીચામાના આલીશાન બગલામા આપના માનમા એક મેહફિલ તેમ જ નાચોગાનનો જલ્સો કરવાની ગોઠવણ કરેલી છે, તો તે મેહફિલ તેમ જ જલ્સામાં પધારીને આપ અમારા માનને વધારશો એવી અમો સઘળા દોસ્તો ઉમ્મીદ રાખીએ છીએ આજે આપનું નાટક ન હોવાથી જલ્સાનો ટાઇમ રાતે આઠ વાગ્યા પછીનો રાખવામા આવ્યો છે એટલે સાત વાગતામાં આપને ત્યા લઈ જવામાટે મારા એક દોસ્તની મૉટર અહીં હાજર થઈ જશે જમવાનું પણ ત્યા હોવાથી જમી રહ્યા પછી દશ વાગે તવાયફના નાચોગાનની શરૂઆત થશે અને બાર અથવા એક વાગે આપણે બધાં પાછાં શહેરમાં આવી પહોંચીશું તો હવે આપ સાહબા અમારી દાવતને કુબૂલ રાખવાની અને અમારા બજમે મુશ્ફિકને આપની હાજરીથી સરફરાજ કરવાની મેહરબાની ફરમાવશો કે કેમ? જો આપ અમારી આ દાવતને કુબૂલ રાખશો, તો નાટક કંપનીના માલિક મિસ્ટર નારૂજી તેમ જ ડાયરેક્ટર બીજચન્દ્રને પણ એ જલ્સામાં બોલાવવાનો અમારો ઇરાદો છે હું નથી ધારતો કે આપ અમોને નાઉમ્મીદ કરશો."

શાલિગ્રામના આ આમન્ત્રણની વાર્તાને સાભળીને હું અતિશય આશ્ચર્યમાં પડી ગઈ અને આવા લફંગા લોકો પોતાની એક વૈરિણીનો આવી રીતે સત્કાર કરવાને તૈયાર થાય એ ઘટના મને કાંઇક અશક્ય જેવી દેખાવા લાગી. પાનબીડી બનાવતાં એ વિષયનો કેટલોક વિચાર કરી લઇને પાનની પટ્ટી શાલિગ્રામના

હસ્તમાં આપીને હું પૂછવા લાગી: "આજના એ જલ્સામાં આપના ઘરની તેમ જ આપના દોસ્તોના ઘરની ઓરતો પણ હાજરીક થવાની છે કે કેમ ? વળી આજનો જલ્સો નાચગાનનો હોવાથી જલ્સામા મને પણ આપ આવાની ફર્માઇશ કરવા ધારો છો કે કેમ ? તેમ જ રાજનન્દન આજના જલ્સામા પધારવાના છે કેમ ?"

મારા એ પ્રશ્નોના ઉત્તરમા શાલિગ્રામ કહેવા લાગ્યો "જો કે અત્યાર સુધી તો આજના જલ્સામા અમારા ઘરની ઓરતોને લાવવાનો અમારો ઈરાદો ન હોતો, પરંતુ ઓરતોની મજલિસથી તમારા દિલમા ખુશી થવાનો સંભવ હોય, તો અમો અમારા ઘરની ઓરતોને પણ લાવીશું તેમ જ જો તમારી મરજી નહિ હોય તો તમને આવાની ફર્માઇશ પણ નહિ કરીએ રાજનન્દનને જો કે અમો બધા ધિક્કારીએ છીએ, તો પણ એકદમ તેના મનમા માઠુ ન લાગી જાય એટલામાટે તેને પણ અમોએ નોતરુ આપ્યું છે અને તેથી તે પણ આવવાનો છે તમારી આગળ એક લફ્જ જેટલું પણ ખોટારુ કરવાની મારી ઈચ્છા નથી, છતાં અમારી દાવતને કબૂલ રાખો કે ન રાખો, એનો તમારી મરજી પર આધાર છે."

"ઠીક છે, જો નાટક કપનીના માલિક મિસ્ટર નારૂજી તથા ડાયરેક્ટર બીજચંદ્ર આવવાના હશે તેમ જ જો રાતે રાજનન્દનભાઇના સુશીલપત્ની માનકુમારી મને તેડવામાટે આવશે તો હું ઘણી ખુશીથી આવીશ, પરતુ મારી સાથે મારી હમ્જોલી રામદુલારી તથા મારો નોકર પણ આવશે, કારણ કે, એ બધા પરિવારને છોડીને હુ એકલી આવી શકુ તેમ નથી" મેં આવા પ્રકારની શર્તોથી તેના આમંત્રણને સ્વીકારવાની ઇચ્છા દર્શાવી.

"આપ સાથે બીજા દશ માણસો આવે એનો અમને જરા પણ વાંધો નથી હું અહીંથી નારૂજી તથા બીજચદ્ર પાસે જાઉં છું તેમ જ રાતે માનકુમારી આપને તેડવામાટે આવે એવો રાજનન્દનને કહીને બદોબસ્ત કરાવુ છું" આ પ્રમાણે કહી મારો ઉપકાર માનીને શાલિગ્રામ ચાલતો થઈ ગયો.

રામદુલારી નીચે હતી તે શાલિગ્રામના ગયા પછી ઉપર આવી અને તેને જ્યારે મેં એ જલ્સા તથા દાવતની વાત કહી સંભળાવી એટલે તે તો અજાયબીથી ફાટી જ ગઈ રામદુલારીએ પોતાની અનેક પ્રકારની શંકાઓ દર્શાવી અને તેની તે શંકાઓ કેટલેક અશે મારા માનવામાં પણ આવી અંતે શું થાય છે અને નારૂજી તથા બીજચદ્ર શાલિગ્રામના આમત્રણને સ્વીકારે છે કે કેમ તેમ જ માનકુમારી તેડવાને આવે છે કે કેમ એ જોઈ તથા જાણી લીધા પછી કોઇ પણ પ્રકારના નિશ્ચયપર આવવાનું ઉચિત ધારીને હું તથા રામદુલારી બીજા વાર્તાલાપમાં લાગી ગઇ અને ભોજનનો સમય થતાં મધ્યાહ્નભોજનને ન્યાય આપ્યા પછી રામદુલારી શેઠાણી દેવકુમારીને મળવામાટે ગઈ એટલે હું વામકુક્ષીની તૈયારી કરવા લાગી હું હજી તો વામકુક્ષીની તૈયારી કરતી હતી એટલામાં નારૂજી પોતે આવી લાગ્યો અને તેણે મને કહ્યું "આપ પાસેથી શાલિગ્રામ મારી પાસે આવ્યો હતો અને તેના ઘણા જ દબાણથી મેં તથા બીજચદ્રે તેના આમંત્રણને સ્વીકારી લીધુ છે એટલે હવે આપ પણ ખુશીથી જલ્સામા પધારજો. જો અમે સાથે ન હોત, તો આજના એ જલ્સામા આપને એકલા જવાની સલાહ અમો કદાપિ આપત નહિ."

"મેં પણ એટલામાટે જ શાલિગ્રામને કહ્યું હતું કે જો નારૂજી શેઠ તથા બીજચંદ્રભાઇ આવશે, તો જ હું પણ આવીશ, મારા મનમા પણ તેના આમંત્રણથી અનેક શંકાઓ થવા માડી હતી." મેં કહ્યું.

આ વાર્તાને વિશેષ લંબાવવાની આવશ્યકતા ન હોવાથી નારૂજી એક અન્ય વિષયને ચર્ચતો કહેવા લાગ્યો. "ચપાબાઇ, અહીંના કેટલાક શોખીન તથા તવગર તમાશબીનોની એવી માગણી છે કે જો આપ બીજા કોઇ નાટકમા એક કે બે વાર શૃંગારરસની કોઇ ભૂમિકા ભજવી બતાવો તો સારૂં, આગળ આપની એવી ભૂમિકાઓ તેમણે જોયેલી હોવાથી આપની એવી ભૂમિકાઓને જોવામાટે વળી પણ તેઓ તલસી રહ્યા છે જો આપ એવી કોઇ ભૂમિકા ભજવી બતાવશો તો અમને પણ ઘણો જ સારો લાભ થશે અને આપને પણ આપની મેહનતનો મોઢે માગ્યો બદલો આપવાને અમો તેયાર હોવાથી અમારા લાભ સાથે આપનો લાભ પણ જળવાશે આ નાટક આપણે કોઇ આડા વારે જ ભજવીશું એટલે આપને વધારે દિવસનુ રોકાણ પણ નહિ થાય ત્યારે હવે કહો કે આપનો એ-માટે શો વિચાર છે?"

"જ્યારે દિલ્લીમા આવીને પાછી હું રંગભૂમિપર રજૂ થઇ ચૂકી છુ, તો હવે એક કે બે વાર આપની તેમ જ દિલ્લીના કદ્રદાન તમાશબીનોની મરજીને માન આપીને બીજા કોઈ નાટકમાં શૃંગારરસની ભૂમિકા ભજવી બતાવવી, એ મારામાટે હવે કાઇ વધારે પડતી વાત નથી અને તેટલામાટે હું આપની માગણીને ખુશીથી મન્જૂર રાખું છુ." મેં નારૂજીની ઇચ્છાને તત્કાળ સ્વીકારી લીધી

"આ ઉદારતામાટે હું આપનો ઉપકાર માનું છું" આ પ્રમાણે વિવેક દર્શાવીને નારૂજીએ પૂછ્યુ "ત્યારે હવે એ નવી ભૂમિકાની બે નાઇટમાટે આપની મેહનતનો બદલો મારે શો આપવો તે મેહરબાની કરીને જણાવશો? આપના મનમા પછીથી કોઇ પણ પ્રકારનો અસંતોષ ન થાય અને આપણો આવો જ સબંધ સદાને માટે કાયમ રહે એટલામાટે આ લેવડદેવડના વ્યવહારમાં આપની ઇચ્છા પ્રમાણે જ વર્તવાનો મારો વિચાર છે અને તેથી જ આ પ્રશ્ન મારે પૂછવો પડે છે"

મેં મદ હાસ્ય કરીને નારૂજીના એ પ્રશ્નના ઉત્તરમાં કહેવા માડ્યું. "ઉદારાત્મા મહાશય, દિલ્લીમા આવ્યા પછી પરમાત્માએ મને ધનનો તેમ જ માનનો અનેક પ્રકારે અપૂર્વ લાભ અપાવેલો હોવાથી તેમ જ આપે પણ મારામાટે મારા ખાનગી કામમા અતોનાત તકલીફ લીધેલી હોવાથી આ નવી ભૂમિકા ભજવવાના મૂલ્ય તરીકે આપની પાસેથી કાંઇ પણ લેવાનો મારો વિચાર નથી; હું કેવળ પૈસાની જ ગુલામ નથી; કિન્તુ માણસને ઓળખનારી છું અને કોની સાથે કેવો સબધ રાખવો જોઇએ એ કેટલેક અંશે સારી રીતે જાણનારી છું. છતાં પણ જો બદલો આપવાની આપની ઇચ્છા જ હોય, તો મુંબઇ જતી વેળાયે આપની ઇચ્છાનુસાર જે કાઇ પણ આપવું હોય તે આપજો એટલે હું આપની તે ભેટનો આનંદથી સ્વીકાર કરી લઈશ"

"ધન્ય છે આપની કુલીનતા, ઉદારતા તથા બુદ્ધિમત્તાને!" એમ કહીને નારૂજીએ પૂછ્યું. "ત્યારે હવે આપ જેમાં શૃંગારરસની મુખ્ય ભૂમિકા એટલે કે

નાયિકાની ભૂમિકા ભજવી શકો એવું કયું નાટક આપણે ભજવવું? અમારી કંપનીમા જે બીજા નાટકો ભજવાય છે તેમાના જ કોઇ સારા નાટકમાં આપ દેખાવ આપી શકો તો વધારે સારૂ, બે નાઇટ ભજવવામાટે કોઇ નવા નાટકનું એટલે કે અમારી કંપનીમાં ન ભજવાતા નાટકનું રીહર્સલ નવેસરથી ચલાવીએ તો દિવસ પણ વધારે લાગી જાય અને નવા નાટકને તૈયાર કરવા જેટલી મેહનત થઇ પડે, એ તો આપ જાણી શકો તેમ છે"

"આપની કંપનીમા બીજાં કયા કયા નાટકો ભજવાય છે?" મેં પૂછ્યું,

"અમારી કંપનીમા 'મહાભારત' ઉપરાંત કાવસજી ખટાઉની કંપનીના ખૂને નાહક, બજમે ફાની, મારે આસ્તીન, મુરીદે શક, અસીરે હિર્સ, શહીદે નાજ, અલીબાબા, અલાઉદ્દીન અને શેરદિલ મળીને એકંદર દશ નાટકો ભજવાય છે અને તે ઉપરાંત કાવસજી ખટાઉની કંપનીના 'અસીરિ હિર્સ' તથા 'શહીદે નાજ' આદિ મશહૂર નાટકોના લખનાર મુન્શી હશ્રની કલમથી લખાયલા અને મુંબઈ નાટક મંડળીની માલિકીના સુફેદ ખૂન તેમ જ સયદે હવસ એ બે નાટકો પણ ભજવાય છે આમાના જે કોઇ પણ નાટકમાની ભૂમિકા આપને અનુકૂલ આવે તે નાટક ભજવવાની વ્યવસ્થા કરીએ અને આપ તેમા નાયિકાની ભૂમિકા ભજવવાના છો એવી જાહેર ખબર બે ચાર દિવસ પહેલા જ આપી દઇએ" નારૂજીએ પોતાની કંપનીમા ભજવાતા નાટકોના નામો કહી સભળાવ્યા

નાટકોની એ નામાવલીને સાભળીને હું થોડી વાર વિચાર કરીને કહેવા લાગી "મહાશય, એ તો આપ જાણો જ છો કે કાવસજી ખટાઉએ પોતાના મુન્શીઓ એહસન તેમ જ હશ્ર પાસેથી અંગ્રેજી નાટકોના આધારે પોતાની કંપનીમાટે જે જે નાટકો લખાવ્યા છે તે તે નાટકોની મુખ્ય નાયિકાઓ બહુધા ગંભીર સ્વભાવની તથા કરૂણરસપ્રધાના જ હોય છે અને તેથી શૃગારરસનો કાં તો હાસ્યરસમા સમાવેશ કરવો પડે છે અને કાં તો શૃગારરસને ખીલવવામાટે બે નવા સ્ત્રીપુરુષ પાત્રો કિંવા ઉપનાયિકા તથા ઉપનાયકની સૃષ્ટિને નિર્માણ કરવી પડે છે એટલામાટે જો મારી ભૂમિકા શૃગારરસપ્રધાના જ રાખવી હોય, તો આપની કંપનીમા એ નાટકોમાંથી કાં તો 'મુરીદે શક' પસંદ કરીને તેમા મારી ગુલનારની ભૂમિકા રાખો અને કાં તો 'શહીદે નાજ' પસંદ કરીને તેમા રજીયાની ભૂમિકા મને આપો રજીયાની ભૂમિકા મેં આગળ પણ અનેક વાર ભજવેલી છે અને તેમા સારી નામના પણ મેળવેલી છે પછી તો જેવો આપનો વિચાર"

"જો આપની એવી જ ઇચ્છા હોય તો ભલે આપણે 'શહીદે નાજ'ને જ પસંદ કરીશું અને તેમા આપની ભૂમિકા રજીયાની જ રાખીશું ઠીક, તો હવે હું રજા લઇશ, આપ આરામ ફર્માવો, રાતે વળી ઉજાગરો થવાનો છે હું અને બીજચંદ્ર બારોબાર મેહફિલખાનામા આવીશું" આમ કહીને નારૂજી આદાબ અર્જ કરીને રવાના થઈ ગયો

નારૂજીના ગયા પછી હું નિદ્રાવશ થઈ ગઈ અને બરાબર પાંચ વાગે જ્યારે મારી નિદ્રાનો ભંગ થયો તે વેળાયે રામદુલારી પણ પાછી આવી ગઈ હતી મુખપ્રક્ષાલનમાટે મેં પાણી મગાવ્યુ એટલે રામદુલારી પણ મારા ઓરડામા આવી લાગી હું મોઢું ધોઇને ટુવાલથી મોઢાને લુછતી ઇજીચેરમાં બેઠી એટલે રામદુલારીએ કહેવા માંડ્યુ "ચપા બહેન, અત્યારે તો તમારા ઉપદેશોથી

શેઠાણી દેવકુમારીના મનમા વૈરાગ્યનો એટલો બધો આવિર્ભાવ થયો છે કે તેમણે આજે પોતાના પુત્રપર અહીં આવીને સમસ્ત સપત્તિને સંભાળી લેવા માટેનો તાકીદનો તાર કરી દીધો છે, પુત્ર આવીને સંપત્તિને સભાળી લે એટલે પછી તરત જ શેઠાણીનો કોઇ તીર્થસ્થાનમા જઇને પવિત્ર જીવન વીતાડવા માટેનો નિશ્ચય થઈ ચૂક્યો છે હવે જોવાનું માત્ર એટલું જ છે કે તેમનો આ નિશ્ચય અવિચલ રહે અને પવિત્ર જીવન વળી પાછું અપવિત્ર ન થઈ જાય તો સારૂ. આમ કહેવાનુ કારણ એ છે કે કેટલીક વાર એમ પણ બને છે કે અમુક સયોગોમા કેટલાક સ્રીપુરુષોને સંસારનો કટાળો આવી જતા મનના વેગને વશ થઇને તેઓ સસારને ત્યાગીને સન્યાસિની કે સન્યાસી થઇ જાય છે અને થોડા વખત પછી ઇન્દ્રિયોનું બળ અજેય જણાતા ઇન્દ્રિયસુખલાલસાની તૃપ્તિમાટે વળી પાછી શ્વાનવૃત્તિને સ્વીકારી અતોભ્રષ્ટ તથા તતોભ્રષ્ટ થાય છે. શેઠાણીના વિષયમાં પણ ક્યાક આવુ ન થઇ પડે, એની મારા મનમા ઘણી જ ભીતિ રહ્યા કરે છે, શેઠાણીના મનની ચચળતા મહાવિલક્ષણ હોવાથી તે ચચળતા ક્યારે અને કઈ ઘડીયે ઉછાળો મારીને શેઠાણીની ગર્દનપર ચઢી બેસશે, એની અત્યારે આપણાથી કશી પણ કલ્પના કરી શકાય તેમ નથી પરમાત્મા શેઠાણીને સદ્બુદ્ધિ આપો !"

"પણ રામદુલારી, શેઠાણી સંસારને ત્યાગીને તીર્થવાસિની સન્યાસિની થશે, તો પછી તારી નોકરીનું શું થશે? શેઠાણીનો દીકરો તને પોતાની નોકરીમાં કાયમ રાખશે કે કેમ? શેઠાણીના દીકરાની વહૂ સાથે તારો મેળ મળતો આવશે કે કેમ? મને તો શેઠાણી કરતા તારીજ વધારે ચિન્તા થયા કરે છે, શેઠાણીનો દીકરો જો તને રજા આપી દેશે તો આટલી મોટી અવસ્થામા તારે કોઈ નવા શેઠ કે નવી શેઠાણીને શોધવા નીકળવુ પડશે, છતા પણ આવી અનુકૂળતા ક્યાંય પણ તને મળી શકશે કે નહિ, એની તો શંકા જ છે" મે રામદુલારી વિષેની લાગણી દર્શાવીને કહ્યું

"મારા માટે તમારે કાઇ પણ ચિન્તા રાખવાની નથી; આપણી ફક્ત પેટ સાથે સગાઇ હોવાથી અને આપણો સ્વભાવ પરમેશ્વરની કૃપાથી લીંબૂના રસ જેવો બધાના સ્વભાવ સાથે મળી જાય તેવો હોવાથી આપણી જગ્યા તો જ્યાં ધારીશું ત્યા થઇ જશે અરે હું તો તમારી સાથે મુંબઈ પણ ચાલી આવું." રામદુલારીએ આવી રીતે બેપરવાઇ બતાવીને કહ્યું–

"જેણે દીધો જન્મ તે, કદી ન આપે દૂખ, દાંત દિધા તે ચાવણું, દઇને ભાગે ભૂખ
અજગર કરે ન ચાકરી, પખી કરે ન કામ, દાસ મલૂકા યોં કહે, સબકા દાતા રામ !"

નોકર ચાહ તૈયાર કરીને લાવ્યો અને ચાહ પીધા પછી અમોએ મેહફિલમાં જવામાટે વસ્રો બદલીને તૈયાર થઇ રહેવાના કાર્યનો આરભ કરી દીધો. બરાબર સાત વાગતામાં એક મૉટર ધમધમાટ કરતી આવી અને મારા મકાનની નીચે ઊભી રહી ગઈ રાજનન્દનની પત્ની માનકુમારી ઉપર આવી અને આવતાંની સાથેજ તેણે મને પૂછ્યું "કેમ ચપાબ્હેન, તૈયાર છો કે હજી તૈયાર થવામા વાર છે? હું આપને તેડવા આવી છું એ તો આપ જાણતાં જ હશો !"

"અમો સર્વ તૈયાર છીએ અને આપની વાટ જોતાં બેઠા છીએ અમોને તેડવામાટે આપને મોકલવાની મેં પોતેજ સૂચના આપેલી હોવાથી આપ

અમોને તેડવામાટે આવ્યા છો એ મારા જાણવામા ન હોય એમ કદાપિ બની શકે ખરુ કે?" મેં માનકુમારીને આદરપૂર્વક આસનપર બેસાડીને આ પ્રમાણેના શબ્દો હસિત મુદ્રાથી ઉચ્ચાર્યા

"મને આપે તેડવામાટે બોલાવી છે અને મારામા વિશ્વાસ રાખ્યો છે એ બહુ જ સારુ કર્યું છે; જે મડળના આમત્રણને આપ સ્વીકારી બેઠાં છો તે મડળના સભાસદો કોઈ પણ પ્રકારે વિશ્વાસપાત્ર નથી, પરતુ અત્યારે હવે ત્યા ન જઈને આપણી નિર્બળતાને દર્શાવવાની કશી પણ આવશ્યકતા નથી, જો એવો જ પ્રસગ ઉપસ્થિત થશે, તો આજે આ માનકુમારીનુ પાણી બરાબર આપના જોવામા આવી જશે પરમેશ્વરની સરક્ષકતામા અચલ શ્રદ્ધા રાખો અને નિર્ભય થઇને મારી સાથે મૉટરમા બેસી જાઓ" માનકુમારીએ પ્રથમ ભયની સૂચના આપી ને પછીથી મારા હૃદયને નિર્ભય કરનારા ઉદ્ગારો કાઢયા

માનકુમારીના એ ઉદ્ગારોથી મારા હૃદયમા કાઇક શકા તથા કાઇક ભીતિનો સચાર તો થયો જ, તથાપિ ઇશ્વરમા વિશ્વાસ રાખીને હુ રામદુલારી, મન્મથકુમાર તથા મારા અનુચરને લઇને નીચે ઉતરી અને માનકુમારી સાથે મૉટરમા બેસીને અમો જ્યા મેહફિલ થવાની હતી તે નગરના બાહ્ય ભાગમા આવેલા બગીચા તરફ જવાને રવાના થઇ ગયા

* * * * *

દિલ્લી નગરમાંથી કુતુબમીનાર કિંવા તુગલખાબાદ જવાના માર્ગમાં યમુનાનદીના તીરપ્રાતમા એક અમીરનો એક મોટો બગીચો હતો અને ગ્રીષ્મઋતુમા ત્યા નિવાસ કરવામાટે તે અમીરે પોતાના તે બગીચામા એક ઘણો જ મોટો અને બધી જાતની સગવડોવાળો બંગલો બધાવ્યો હતો પછીથી તે અમીર પોતે ગુજરી જવાથી અને તેની સંતતિમાં માત્ર એક પુત્રી જ હોવાથી તેની વિધવા પત્ની તથા પુત્રી એ બંગલામા રહેવાને આવતા ન હોતાં એટલે બગલો ખાલી પડ્યો રહેતો હતો અને તેથી તે બગીચા તથા બગલાનો રક્ષક દિલ્લીના કેટલાક શોખીન જવાનોને આવી જાતની મેહફિલ કરવાની હોય ત્યારે અમુક ભાડુ લઇને એક રાતને માટે બગલો ભાડે આપતો હતો બંગલામા અમીરોના ઠાઠનો સઘળી જાતનો સામાન હાજર હોવાથી એવી મેહફિલ કરનારાને કેવળ ખાનપાનના પદાર્થો વિના બીજી કોઇ પણ વસ્તુ લાવવાની કડાકૂટ કરવી પડતી ન હોતી અને તેથી એ બગલાને જ તેઓ વધારે પસદ કરતા હતા અમો ત્યા પહોંચ્યા તે વેળાયે બગીચાના રસ્તાપર પડતા મોટા દરવાજાપર જ શાલિગ્રામ, રાજનન્દન તેમ જ તેમના બીજા દોસ્તો અમારુ સ્વાગત કરવામાટે ઊભા હતા એટલે અમો ત્યાં જ મૉટરમાથી ઉતર્યાં અને તેમની સાથે ચાલીને બગીચાના મધ્યભાગમા આવેલા બંગલામા પહોંચી ગયા ભોયતળિયાના મોટા દીવાનખાનામા સુદર ગાલીચો પાથરીને ગાદીતકિયા ગોઠવી દીધા હતા અને વચ્ચે બે તવાયફો તથા તેમના સરગિયા તેમ જ તબલચીઓનું ટોળું લૅમ્પોના ઝગઝગતા પ્રકાશમા સ્પષ્ટ દેખાતુ હતું એ દીવાનખાનાની બાજૂના ઓરડામા વચ્ચેના મોટા દરવાજાપર ચક નાખીને ગૃહસ્થ સ્ત્રીઓ તેમ જ પર્દાનશીન બાનૂઓના બેસવાની ગોઠવણ કરાવવી હતી, પરતુ માનકુમારી, રામદુલારી હુ પોતે તેમ જ બે તવાયફો ઉપરાત

બીજી સ્ત્રીઓ અદ્યાપિ ત્યા આવેલી દેખાતી ન હોતી અને નારૂજી તથા બીજચંદ્ર પણ આવ્યા ન હોતા

મેં શાલિગ્રામને પૂછ્યુ. "કેમ લાલા શાલિગ્રામજી, હજી તમારા ઘરની તેમ જ તમારા બીજા દોસ્તોના ઘરની ઔરતો આવેલી નથી તેનુ શું કારણ છે? ઔરતોના જમઘટ વગર તો આ મેહફિલ સૂની સૂની જ દેખાય છે તેઓ ક્યારે આવશે અને આવીને આ મેહફિલને ક્યારે દીપાવશે?"

"મિસ મેનકા, મારી પત્ની એવી તો નાદાન, શર્મીળ સ્વભાવની અને જિન્દગીના લુત્ફોથી અન્જાન છે કે બે કલાક સુધી સમજાવ્યા છતા પણ અહીં આવવાને તે તૈયાર ન થઇ તે ન જ થઈ, ઉલટે તેણે મારા હાથનો માર પણ ખાધો, છતા મારુ વચન માન્યું નહિ એટલે પછી હું પણ કટાળીને ચાલ્યો આવ્યો; કારણ કે, અહીં આવવાનો વખત થઇ ગયો હતો અને આપના સ્વાગતમાટે મારે અહીં હાજર રહેવાનું હતુ" શાલિગ્રામે પોતાની પત્નીના અનાગમનનું ખાસું મજાનું ગોઠવેલું કારણ બતાવી દીધું.

"અને મારી બીબી આજે બપોર પછી અચાનક રજસ્વલા થવાથી આવી શકી નથી. જો આ ન ધારેલી અડચણ ન આવી હોત, તો મારી બીબી જરૂર આવવાની હતી, તે એક તાલીમયાફતા તેમ જ આલાદિમાગ ઔરત હોવાથી તેના માટે આ મેહફિલમા ન આવવાનુ બીજું કારણ ન હોતુ. જો તે આવી હોત તો તેની મુલાકાતથી તમને ઘણી જ ખુશી હાસિલ થાત" એક બીજા દોસ્તે તેની બીબીના ન આવવાનું વ્યાજબી છતા બનાવટી કારણ દર્શાવ્યું.

"અને મારા 'બેટરહાફ' આજના જલ્સામા નથી પધારી શક્યાં તેનું કારણ એ છે કે મારી નાની બચ્ચી ગઇ કાલથી અચાનક બીમાર થઇ ગઈ છે એટલે તેને ઘરમાથી બહાર કાઢી શકાય તેમ નથી અને તેને સાથે લીધા વિના મારાં 'વાઇફ'થી પણ ક્યાય જઇ શકાય તેમ નથી મતલબ કે, 'મારા વાઇફના એબ્સન્સ' માટે હું આપ પાસેથી 'પાર્ડન' માગુ છું" અંગ્રેજી ભચડવાના વળગાડવાળા ત્રીજા દોસ્તે તેની વાઇફની ગયરહાજરીનુ ત્રીજું કારણ બતાવી દીધું.

રાજનન્દનની પત્ની આવેલી હોવાથી રાજનન્દન કાઇ પણ બોલ્યો નહિ; પરન્તુ બીજા ગૃહસ્થોની પત્નીઓ ન હોતી આવી એ તો જાણે ઠીક, પણ નારૂજી તથા બીજચંદ્ર પણ ન હોતા આવ્યા એટલે એથી મારા મનમા કાઇક સંશય ઉત્પન્ન થવા લાગ્યો અને તેથી હું આતુરતાથી શાલિગ્રામને પૂછવા લાગી "એ તો જાણે ઠીક, પણ નાટક કંપનીના માલિક નારૂજી તેમ જ ડાયરેક્ટર બીજચન્દ્ર પણ હજી સુધી નથી આવ્યા તેનું શું કારણ હશે એ મારાથી સમજી શકાતું નથી; નારૂજી પોતે મારી પાસે આવીને અહીં આવવાનું કહી ગયા હતા છતાં અદ્યાપિ આવ્યા નથી એ શું કહેવાય? મારો આગ્રહ છે કે તમારા કોઈ માણસને મોકલો અને તેમને સત્વર બોલાવી મંગાવો, નહિ તો હું પણ ચાલી જઈશ."

"એમ તે થાય? હું હમણા જ મારા માણસને મોકલું છું અને તેઓ બન્નેને બોલાવી મગાવું છું જો તમો ચાલ્યા જાઓ તો તો આજે તમારા સત્કાર માટેની અમોએ જે તૈયારીઓ કરાવી રાખી છે તે બધી ધૂળમાં મળી જાય અને અમારી બધી આશાઓ મનમા જ રહી જાય." શાલિગ્રામે એમ કહીને

પોતાના એક માણુસને બોલાવી મૉટર લઇને શહેરમા જવાનો તથા નારૂજી તેમ જ બીજચન્દ્રને તત્કાળ લઈ આવવાનો હુકમ ફર્માવી દીધો નોકર જરાક આગળ ચાલ્યો એટલે તેને બીજું કાંઈક કહેવાના નિમિત્તથી શાલિગ્રામ પાછો તેની પાછળ દૂર ગયો અને તેની સાથે કાંઈક વાતચીત કરી, પણ તે વાતચીત મારા સાભળવામા આવી શકી નહિ રાજનન્દન પણ તેની સાથે હતો અને એ વાતમા શામિલ હતો માનકુમારી થોડી વાર પહેલા અમુક કારણવશાત્ અમારાથી જરા દૂર બગીચાના અધારાવાળા ભાગમા ગઈ હતી અને તે આવે તો તેની સાથે વાતચીત કરી શકાય એવી આશાથી હુ તેની વાટ જોતી ઊભી હતી, પણ શાલિગ્રામ તથા રાજનદન પાછા આવ્યા તો પણ તે પાછી ન આવી એટલે મારા મનમાં ભીતિનો અધિકાર વ્યાપવા લાગ્યો અને તેના પરિણામે મારુ હૃદય કપવા પણ લાગી ગયું મેં રાજનન્દનને પૂછ્યું “આપના પત્ની માનકુમારી ક્યા છે? તેઓ આટલામા જ હતા અને આટલી વારમા ક્યા અદૃશ્ય થઈ ગયાં?” મારા એ પ્રશ્નના ઉત્તરમા રાજનન્દને જણાવ્યુ “તેઓ તો માત્ર તમને અહીં તેડી લાવવામાટે જ તમારી પાસે આવ્યા હતા એટલે તમને અહીં પહોંચાડવાનુ કામ પૂરૂ થતા તેઓ પાછા ઘેર જવાને રવાના થયા છે, ઘરમાં છોકરા તેમના વગર રહી શકે તેમ નથી તમારી સારી રીતે ખાતિર બરદાસ્ત કરવા માટેની ભલામણુ તેઓ મને આપતા ગયા છે એટલે તમો જરા પણુ ગભરાશો નહિ ચાલો દીવાનખાનામા અને બે ચાર ગાયન તો સાભળો એટલે એટલામા નારૂજી તથા બીજચન્દ્ર પણુ આવી લાગશે”

જે માનકુમારીએ મને એક હિતૈષિણી તરીકે સાવધ રહેવાની સૂચના આપી હતી તે માનકુમારીને આવી રીતે મને કહ્યા કારવ્યા વગર ચાલી ગયેલી જોઇને મારા મનમા કુશકાઓ તથા ભયનુ સામ્રાજ્ય વ્યાપી ગયું અને શત્રુઓના આમત્રણને સ્વીકારવાના મારા પ્રમાદ કિંવા અવિચારમાટે મારા મનમા ભયાનક પશ્ચાત્તાપ થવા લાગ્યો; છતા અદ્યાપિ શાલિગ્રામ, રાજનન્દન તેમ જ તેમના મિત્રોએ મારી સાથે કોઇ પણુ પ્રકારના અસદ્વ્યવહારનો આરભ કરેલો ન હોવાથી નારૂજી તથા બીજચન્દ્રના આગમનની આશાથી હું ધૈર્ય ધારવા લાગી અને રાજનન્દનના પ્રસ્તાવને સ્વીકારી દીવાનખાનામા પુરુષોથી ભિન્ન રામદુલારી સાથે બેસીને ગાયન સાભળવા લાગી

બે તવાયફોમાની એક તવાયફ પાત્રીસેક વર્ષની અવસ્થામા આવેલી પ્રૌઢા હતી અને બીજી તવાયફ વીસ વર્ષની અવસ્થાની એક નવયૌવના નારી હતી એ અવસ્થાના ભેદને જો દૂર રાખીએ તો સુદરતા તથા સંગીતકૌશલ્યના વિષયમા પ્રૌઢા અણિકા નવયૌવના વારાગનાને પાણી ભરાવે તેવી હતી પ્રૌઢા ગાયિકા જાતિની હિન્દુ હતી અને નવયૌવના નર્તકી જાતિની મુસલ્માન હતી બન્નેના નામો અનુક્રમે બસતી તથા જન્નતજાન હતા પ્રથમ નવયૌવના જન્નતજાને આ પ્રમાણેની ગજલ હાવભાવો સાથે ગાઈ સભળાવી

ગજલ

“મેરે પહલૂમેં જબતક વો બુતે તન્નાજ પુરફન થા;
ન વહશતથી, ન સેહરા થા, ન નાખુન થે, ન દામન થા–મેરે.

ન હુર મૂએ મઝા ઇસ દરજા પહલે અશ્ક અફગન થા,
ન નૂહા થા, ન નાશ થા, ન માતમ થા, ન શેવન થા-મેરે.
ખતા હય શૌકે દિલકી અબ શિકાયત હો તો કિસકી હો;
જિસે મયેં રાહબર સમઝા વો અય બેતાબ રહજન થા"—મેરે.

"વાહ, વાહ, મરહબા, આફરીં સદઆફરીં!" કદરદાન તમાશબીનોએ જલાલજાનને ધન્યવાદના ભયાનક નાદથી વધાવી લીધી અને ત્યાર પછી રાજનન્દને કહ્યું. "શરાબ અને કબાબ વગર આ મેહફિલનો રંગ ફીકો દેખાય છે, એટલામાટે શરાબનોશીની આ જલ્સામાં સખ્ત જરૂરત જણાય છે"

"આપણો જીવ પણ શરાબ અને કબાબ વગર ખાસ અકળાય છે અને ઉંચો થાય છે." આવી રીતે રાજનન્દનની ઇચ્છાને અનુમોદન આપીને લાલા શાલિગ્રામે નોકરને નાદિરી હુકમ ફર્માવી દીધો "લાવ, શરાબની બોતલો, સોડાની બાટલીઓ, ગિલાસ અને કબાબ તેમ જ સમોસાની રકાબીઓ લાવ; અને હા, સાથે કચૂમર તથા લીંબુ પણ લાવવાનું ભૂલીશ નહિ"

"જેવો હુજૂરનો હુકમ" કહીને નોકર ચાલ્યો ગયો અને થોડી વારમાં શરાબો કબાબ ત્યાં મૌજૂદ થવાથી શરાબનો દૌર પણ ચાલવા લાગ્યો, અને તે સાથે પ્રૌઢા વારાંગના બસંતીના નિમ્ન સંગીતનો રંગ પણ જામી ગયો બસંતી એક એક પંક્તિને પચીસ પચીસ અભિનયોથી સમજાવતી ગાવા લાગી:—

ગઝલ

"તુમ્હારી આતિશે ફુરકતસે જો અય યાર જલતે હયેં;
પસે મુર્દનભી ઉનકી ખાકસે શોઅલે નિકલતે હયેં—તુમ્હારી.
તુમ્હેં ગર હમસે નફરત હય તો હમ દુનિયાસે ચલતે હયેં,
જો તુમ આંખેં બદલતે હો તો હમ બસ્તી બદલતે હયેં—તુમ્હારી.
અગર વો બાગમેં મિલતા તો ઇતના પૂછતે ઉસ્સે;
નિહાલે આરઝૂ કિતને દિનોંકે બાઅદ ફલતે હયેં—તુમ્હારી.
ગિરા મત અશ્કે ગિરિયા ઇનકો આગોશે મહબ્બતસે;
યે તિફલે અશ્ક, અય નાદાં, બડી મુશ્કિલસે પલતે હયેં"—તુમ્હારી.

ગઝલ પૂરી થતાં શાલિગ્રામે મને સંબોધીને કહ્યું. "કેમ મિસ મેનકા! થોડીક શરાબ ગટગટાવશો અને દિલને બહેલાવશો?"

"મેહરબાની જનાબ! આ ખાદિમાને શરાબનોશીની આદત નથી; શરાબનોશીમાટે હિન્દુ ધર્મની ઇજાજત નથી." મેં મદિરાપાનની વિવેકપૂર્વક ચોખ્ખી ના પાડી દીધી.

"આનું જ નામ સાફ જવાબ અથવા તો ચોખ્ખી ના," આ પ્રમાણે શાલિગ્રામને કહીને તેના એક દોસ્તે પાછળથી મારા તરફ ફરીને કહ્યું: "મિસ મેનકા! ગુસ્તાખી મોઆફ પણ આપના આ જવાબે સાફથી તો એમ જ જણાય છે કે કાં તો આપે શરાબના મજાને હજી નથી ચાખ્યો અને કાં તો અમેજો આમાં ઝહેર મેળવ્યું હશે એવા વહેમ અથવા શકને છે દિલમાં પાળી રાખ્યો"

"હું શરાબને ધિક્કારની નજરથી જોનારી નથી તેમ શરાબને ખાસ પસંદ કરનારી પણ નથી; એના તે જ નશાને બર્દાશ્ત કરવાની મારામાં તાકત નથી;

શરાબને પચાવી શકે તે તબીયત ઔરતોની નાજુક તબીયત નથી." મેં વળી પણ ચોખ્ખી ના પાડી દીધી

"આપ સાથેની તકરાર બેકાર છે" લાલા શાલિગ્રામે મારી સાથે વધારે તકરારમાં ન ઊતરવાનો વિચાર દર્શાવ્યો અને ત્યાર પછી બસંતીને પૂછ્યું. "કેમ જનાબ, આપ સાહબાનો શરાબનોશીના બારામા શો વિચાર છે? આપના હુઝરપરજ આજની ખુશી ખુર્રમીનો સઘળો દારોમદાર છે અને એ ખુશીને વધારવામાટે શરાબ દરકાર છે"

"જો જનાબે વાલાની એવી જ મરજી હોય તો લૌંડી શરાબને ઇન્સાફ આપવાને બસરો ચશ્મ તૈયાર છે; બજમે ખુશીમાં હુજ્જત નાગવાર છે; બાકી અમારો તો એવોજ તરીકો છે કે—

"પીલી અગર મિલી ન મિલી ખયર યે શરાબ;
હાં કુછ બુરી નહીં હય અગર્ચે ભલી નહીં;
સરકાર મય પિલાયેં તો ફિર ક્યોં ન પીજિયે;
ઝાહિદ નહીં, મયઁ શેખ નહીં, કુછ વલી નહીં!"

આમ બોલીને બસંતીએ પાત્રને હસ્તમા લઈ તેમાની મદિરાને મુખદ્વારા આનંદથી પોતાના ઉદરમા ઊતારી દીધી

"આનું નામ રાસ્ત ગુફ્તાર અને જેવું દિલ તેવો ઇકરાર! આવા ઐયાશોના બજમમાં જો કોઇ નાદાન તવાયફ પોતાની ઔકાતને ભૂલીને ઝાહિદ, શેખ અથવા વલી હોવાની હોય તો શેખી વધારનાર, તો તેથી ફીકો પડી જાય છે ખુશમસ્તીનો બહાર!" રાજનન્દને મદિરાપાન કરતા કહ્યું.

"મિસ મેનકા, શરાબમાટે આપે નાનો જવાબ આપ્યો તો ખયર; પણ અમારી એવી મરજી છે કે તમારા નાટકોમાનુ કોઈ દિલને ભડકાવનારૂ ગાયન ગાઇ સંભળાવો અને આ આપના દોસ્ત આશનાઓના દિલોને બાગબાગ કરી બતાવો." શાલિગ્રામે મારા અપમાનનો આરંભ કરતાં મને આ પ્રમાણેના શબ્દો સંભળાવ્યા.

પરન્તુ મારી હિમ્મતને કાયમ રાખીને મેં કહ્યું: "લાલા સાહબ, શરાબના નશામાં પોતાના કઓલને ભૂલી ન જાઓ અને મને ગાવાની ફરમાઇશ ન કરવાની આપની વાતને યાદ કરો. મને આપે મારો સત્કાર કરવાને બોલાવી છે કે તવાયફની પેઠે આ મેહફિલમાં ગાવામાટે બોલાવી છે?"

"બદ્જબાન રંડી! અહીં પણ દ્રૌપદીનો પાઠ ભજવવા બેઠી છે કે શું? નથી બોલતા એટલે ચડતી જ જાય છે! તારા જેવી ત્રણ બદામની રાંડ અને તેને અમારા જેવા શરીફો સત્કારમાટે બોલાવે, એ કદાપિ બની શકે તેમ છે ખરૂં કે? એ તો તારા દિમાગમા શરાફતનુ ભૂત ભરાયલું હોવાથી તારી હામાં હા મેળવીને તને અહીં ઉપાડી લાવવામાટે અમોએ એક જાતનો ફન્દોજ ફેલાવ્યો હતો એટલે હવે શરાફતના એ ભૂતને દિમાગમાથી કાઢી નાખ, આ બસંતીજાનના પેશવાજને પહેરીને ગાવામાટે તૈયાર થઈ જા. શરાબને પણ ઇન્સાફ આપી દે અને ત્યાર પછી આવતી કાલે પાછી દ્રૌપદી બનીને સ્ટેજપર સતીપણાનાં લાંબાં લાંબા ભાષણો કરવામાટે મોડી રાતે ઘર ભેળી થવાને ચાહતી

થા. અમને ખરાબ કરવામાં અને મારા દોસ્ત રાજનન્દનની પાયમાલી કરવામાં તેં કશી પણ કચાશ રાખી નથી, અને તેથી તે દુશ્મનીનો તારી પાસેથી બદલો લેવામાટે જ આજે ફન્દામાં ફસાવીને અમો તને અહીં લાવ્યા છીએ. તે દિવસે અમો ન ફાવ્યા, પણ આજે તો જરૂર ફાવીશું, આવતી કાલે બળાત્કારનો બીજો મુકદ્દમો તારે અમારાપર કરવો હોય તો ખુશીથી કરજે, પણ અત્યારે તો અમારી ઉમ્મીદને અમો જરૂર પૂરી કરી બતાવીશું તારી આ એક બુઢ્ઢી જૂઠાડ મદદગાર રામદુલારી અને બીજા મદદગાર તારા નોકરથી કાંઇપણ થવાનું નથી; અમો ચાર પહેલવાન અહીં મૌજૂદ છીએ અને બીજા ચાર ડંડેબાજોને બહારના ભાગમાં તૈયાર રાખ્યા છે એટલે જો તમારામાથી કોઈ પણ બૂમબરાડા મારવાની કોશિશ કરશે, તો તેનું માથુ ફૂટી જશે અને કદાચિત્ તેનું મોઢું સદાને માટે બોલતું બંધ થશે! તું પોતાને ઘણી જ ચાલાક, બેબાક અને ચતુરી પુરૂષ માનતી હતી પણ આ ચાલાક જવાનોએ તારી તે ચાલાકી તેમ જ બેબાકીને ધૂળમાં મેળવી દીધી છે અને તને પોતાના પંજામાં એવી તો સપડાવી લીધી છે કે હવે અહીંથી બેદાગ છટકી જવાનું કામ તારા માટે દુસ્વાર છે; અમો સૈયાદ છીએ અને તું અમારો ભોળો શિકાર છે! ચાલ આવી જા સામી અને ગાવા માંડ, નહિ તો અમારે તારી ગર્દન પકડીને તને બળાત્કારે વચ્ચે બેસાડવી પડશે" લાલા શાલિગ્રામે આ ઉદ્ગારોથી પોતાનું જે સત્ય સ્વરૂપ હતું તે બતાવી દીધું અને મારી સત્ય પરિસ્થિતિનું મને પૂરેપૂરૂ ભાન કરાવી દીધું.

અવશ્ય મારી એ સમયની વાસ્તવિક પરિસ્થિતિ એવી જ હતી કે તત્કાળ આનાકાની કરીને હું તકરારપર આવી જાઉં, તો મારાપર બળાત્કાર કરવાને તેઓ તૈયાર થઈ જાય એ પણ સંભવિત જ હતું એટલે વખતને વિચારીને મેં તે બદમાશોના ગાવામાટેના હુકમને, આ બલામાથી છૂટવાના માર્ગને શોધવા માટેના વિચારનો અવકાશ મળી શકે એટલા માટે, માથાપર ચઢાવી લીધો અને એક એવું સંગીત ગાવા માંડ્યું કે જેથી તે બદમાશોને કાંઈક નસીહત મળી શકે. તે સંગીત આ પ્રમાણેનું હતું —

સંગીત

"ક્યોં જવાની ખો રહે હો, શાદમાનીકે લિયે;
પીરીમેં રોયા કરોગે, ઇસ જવાનીકે લિયે–ક્યોં.
સૂખતા હય જબ શજર ફિર વો હરા હોતા નહીં;
વો કહાની એ જવાની હારે ફાનીકે લિયે–ક્યોં
આબે રફતા નહરમેં ફિર લૌટ કર આતા નહીં;
પા નહી સક્તે ગુજસ્તા જિન્દગાનીકે લિયે"–ક્યોં.

"આવી નસીહતો સાંભળવામાટે અમો તને ગવડાવતા નથી, આ પોત–નસીહત કોઈ બેવકૂફોને સંભળાવજે અને આબાદ બનાવજે, અહીં તો આતિશે ઇશ્કને ભડકાવનારા ગાયનની જરૂરત છે; અમારા દિલોમાં અત્યારે શહનશાહે ઇશ્કની જ હુકૂમત છે" રાજનન્દને નાદિરી હુકમ ફર્માવ્યો અને પોતાના કાળા દિલનો કાળો રંગ બતાવ્યો.

મેં મારા બચાવ માટેનો મનમાં કાંઇક વિચાર કરી લીધેલો હોવાથી આપણી

નહિ, પણ કળથી કામ કાઢી લેવાની નીતિનું અવલંબન કરીને કહ્યું: "હવે જ્યારે હું આપના ફન્દામા ફસાઈ ચૂકી છુ તો રાજીખુશીથી આપના ફર્માનને તાબે થવામા જ મારી ભલાઈ છે એ હું સારી રીતે જાણું છું, અને તેટલામાટે મારી એવી અર્જ છે કે આ પાસેના ઓરડામા અમોને પહેલા જમવાનો બંદોબસ્ત કરાવી આપો એટલે જમીને આ છોકરાને સૂવડાવી દીધા પછી આપણે રંગરાગમા રાતને વીતાડીશું, પ્રેમવીણાના તારોને સાથે મળીને જ્યા સુધી વગાડી શકાય ત્યાં સુધી વગાડીશું પેટમા ભૂખ હોય તો અચરાનો મજા આવતો નથી, ક્ષુધાનો અગ્નિ આનન્દના રંગને લાવતો નથી"

"માસૂમ માશૂકા, આ તારી વાત બરાબર છે, જો ભૂખ લાગી હોય તો ખાવાનું જે જોઇએ તે હાજર છે" આમ કહીને શાલિગ્રામે બાજુના ઓરડામા અમારા માટે ખાવાનુ લાવીને હાજર કરી દેવાનો મુસલ્માન ખાનસામાને હુકમ ફર્માવી દીધો; એ દિવસે તે બદમાશ દોસ્તોએ મુસલ્માન બબર્ચીઓને જ રાંધવામાટે બોલાવ્યા હતા અને ખાવાના સઘળા આમિષ પદાર્થો મુગલાઈ તરીકાના જ તૈયાર કરાવ્યા હતા

હું, રામદુલારી, મન્મથકુમાર તથા મારા નોકરને લઇને બાજુના ઓરડામા ગઈ, તે ઓરડામા એક મોટો પલંગ પશ્ચિમાભિમુખ બારીની પાસે પડેલો હતો અને તેપર શય્યા પણ સજાવીને તૈયાર રાખવામાં આવી હતી બે કોચ તથા ચાર પાંચ કુરસીઓ અને એક ટેબલ એટલું ફર્નિચર હતું અને જમીનપર ગાલીચો પાથરેલો હતો એક મોરીના પાણીઆરાપર પાણીના ભરેલા બે માટલાં તેમ જ દિલ્હીની બનાવટના નકસીદાર બે પ્યાલા પણ પડેલા હતા થોડી વારમા ખાનસામા ખાનુ લાવ્યો અને તેણે પૂછતા તેને જણાવ્યું 'શાલિગ્રામ વગેરે રઇસો, તવાયફો, તવાયફોના માણસો તેમ જ બહારના ભાગમાં જે ડંડબાજોને ઊભા રાખવામાં આવ્યા હતા તે ડંડબાજો જૂદા જૂદા ઓરડામા પોતપોતાને ફાવે તેવી રીતે શરાબ પીવા અને જમવા માટે બેસી ગયા છે અને તેઓ લગભગ એક કલાકથી પહેલા તો શરાબખોરી તેમ જ ગિજાખોરીના કામથી ફારિગ થવાના નથી આપને બીજું કાંઈ જોઇએ તો લાવી આપુ ?" અમોએ બીજું કાંઈ પણ લાવવાની ના પાડવાથી ખાન્સામાં ચાલ્યો ગયો અને તે બહાર નીકળતા જ તે ઓરડાના દરવાજાને મારા કહેવાથી રામદુલારીએ અંદરથી મજબૂત બંધ કરી લીધો દરવાજો બંધ કર્યા પછી મેં રામદુલારીને કહ્યું—

"રામદુલારી, અત્યારે આપણે બુરી બલામા ફસાઈ ગયા છીએ અને આ બલામાંથી છૂટવાનો મને તો જે એક જ રસ્તો દેખાય છે તે એ છે કે આ દરવાજાને બંધ રાખી આપણા આ નોકરને અહીં બેસાડીને હું અને તુ મન્મથકુમારને લઇને આ બારીમાથી બહાર ઊતરી અંધારામાં જ અહીંથી પસાર થઈ જઇએ. અત્યારે અહીંના બધા માણસો મદિરાપાન અને ભોજનના કાર્યમાં નિમગ્ન હોવાથી અને એ દારૂડિયાઓના ખાનપાનના વ્યવસાયનો બે કલાક સુધીમા પણ અંત આવવાનો સંભવ ન હોવાથી બે કલાકમા તો આપણે ખુશીથી ઘરભેળાં થઈ જઇશું જો વચ્ચે કોઈ આવીને દરવાજો ખખડાવે, તો આ નોકર જવાબ આપીને થોડી વાર થોભવાનું કહેશે એટલે આપણે અંદર જ છીએ એમ માનીને

તેઓ ધીરા પડી જશે અને જેમ જેમ વધારે વખત વીતશે તેમ તેમ આપણે શહેરની નજદીકમા પહોંચતા આપણી નિર્ભયતા દૃઢ થતી જશે હવે આપણો આ નોકર અહીં રહેવાનુ કબુલ કરે છે કે કેમ એ જોવાનું છે શહરમાં પહોંચ્યા પછી આપણે નારૂજીને બોલાવીને નોકરને અહીંથી સહીસલામત લઈ આવવાનો બદોબસ્ત કરાવી દઇશું; પણ તેટલો વખત એની હિમ્મત કાયમ રહેવી જોઇએ."

"બાઈ સાહેબ, આપ જરા પણ ચિન્તા ન કરો અને આપની હિમ્મત ચાલતી હોય તો ખુશીથી આ પિશાચમદિરને ત્યાગીને ચાલતા થઈ જાઓ, મારાપર જે આફત આવશે તે આફતને હું વેઠી લઇશ હું ગમે તેવો પણ મર્દ છુ અને મેં આપનું નમક ખાધું છે, એટલે જો આવા વખતમા તમને કામ ન આવુ તો પછી મારી નમકહલાલીને બતાવવાનો આવો બીજો વખત ક્યારે આવવાનો હતો વારુ? હું ઇચ્છું છું કે રસ્તામાં આપના શિરપર કોઈ નવી આપત્તિ ન આવે અને આપ નિર્વિઘ્ન ઘરભેળા થઈ જાઓ આપને બચાવતાં મારો જીવ જાય તો પણ મને તેની પરવા નથી." મારા વફાદાર નોકરે પોતાની નમકહલાલીનું પાણી બતાવીને આ પ્રમાણેના ઉદ્ગાર કાઢ્યા

"શાબાશ, જો નોકર હો તો તે આવા જ હોજો" મેં તેને અત કરણપૂર્વક ધન્યવાદ આપ્યો.

'પરતુ નારૂજી અહીં આવવાની કબૂલાત આપવા છતા નથી આવ્યા એનું શું કારણ છે તે હજી પણ મારી સમજમા આવી શકતું નથી" રામદુલારીએ શંકા દર્શાવી અને વધારામાં જણાવ્યું "મને તો આમા નારૂજીનાં પણ કાઇક આખમીચામણા દેખાય છે."

"નહિ, આમ માનવામા તારી ભૂલ થાય છે; મારાપર આવી આફત આવી પડે તેથી નારૂજીને ફાયદો નથી, પણ નુકસાન જ છે મને તો એમ જ જણાય છે કે નારૂજી સાથે પણ આ બદમાશો કાઇક બાજી રમેલા હોવા જોઇએ, નહિ તો નારૂજી કદાપિ આવ્યા વિના રહે જ નહિ. આ બાબતનો ખુલાસો નારૂજી મળ્યા પછી જ આપણને મળશે" મેં રામદુલારીની શકાનું ખડન કરતાં જણાવ્યું

ઈશ્વરનુ નામ લઇને પ્રથમ મેં રામદુલારીને બારીમાથી નીચે ઉતારી દીધી; ત્યાર પછી મન્મથકુમારને નીચે ઉતાર્યો અને છેવટ મારા નોકરના હાથમાં મારો હાથ રાખીને હું પણ નીચે ઉતરી ગઈ ઈશ્વરની કૃપાથી સર્વત્ર અંધકાર વ્યાપેલો હોવાથી અને એ તરફ આસપાસ કોઈ માણસ ન હોવાથી અમો ત્રણે જણ બગીચાના દરવાજા તરફ ન જતા બગીચાની બેઠી દીવાલ પાસેના એક એકાંત ભાગમાં ગયાં અને દીવાલપરથી કૂદીને બાહ્ય ભાગમા ઉતર્યાં એ સ્થાનમાંથી દિલ્હી નગર પ્રતિ જવાનો માર્ગ મારો જાણીતો હોવાથી અધકારમા પણ માર્ગમાં આગળ વધવામાં અમને અડચણ આવે તેમ નહોતું અને તેથી અમો જેટલી ઉતાવળથી ચાલી શકાય તેટલી ઉતાવળથી દિલ્હીની દિશામા જવામાટે ચાલવા લાગ્યાં. અમો આગળ તો ચાલતા હતાં પણ ડગલે પગલે અમારા મનમાં એવો ભય રહ્યા કરતો હતો કે 'બદમાશો પાછળથી આવીને અમને પકડી લેશે તો અમારી શી દશા થશે, અને આ વગડામાં અમને તે બદમાશોના પંજામાંથી કોણ બચાવશે?' આવા ભયભીત હૃદયથી પણ અમો અડધા કે પોણા માઇલ

જેટલો માર્ગ કાપી આવ્યા અને ત્યાં સુધીમા ભયનું કાંઇ પણ ચિહ્ન ન દેખાયું પરન્તુ ત્યાર પછી તરત જ અમારી ભીતિ સત્ય સિદ્ધ થવાની વેળા આવી લાગી; બગી-ચામાંના ચાર બદમાશો એટલે ડંડબાજો દોડતા દોડતા અમારી પાસે આવી લાગ્યા અને તેમણે મને મજબૂત પકડીને મારા મોઢામા ડૂચો મારી પોતાના ખભાપર ઉપાડી લીધી. રામદુલારી તથા મન્મથકુમારને તેમણે આગળ ચલાવ્યાં અને મને ઉપાડીને તેઓ પાછળ ચાલવા લાગ્યા. તેઓ અમને પાછા બગીચામાં લઈ જતા હતા હવે મારી લજ્જા, પ્રતિષ્ઠા તથા પવિત્રતાના રક્ષણનો સભવ બહુ જ ન્યૂન હોવા છતાં પણ મેં પરમેશ્વરમાના મારા અવિચલ વિશ્વાસને ત્યાગ્યો ન હોતો અને મનમા જ હુ પરમેશ્વરની પ્રાર્થના કર્યા કરતી હતી મન્મથકુમાર રડતો હતો તેથી માત્ર મારૂ હૃદય દુ ખને અનુભવતું હતું અમો બગીચાના દરવાજા આગળ આવ્યા અને ત્યા શાલિગ્રામ તથા રાજનન્દને માર્ગમા જ પેલા ડંડબાજોના દેખતા મારા ઉપર બળાત્કાર કરવાને મારા શરીર ભણી પોતાના અપવિત્ર હસ્તોને લબાવ્યા અણીની વેળા આવીને મારા નેત્રો સમક્ષ ઊભી રહી, પણ એ ક્ષણે જ બનાવ એવો બન્યો કે દૂરથી મૉટર આવતી દેખાઈ અને મૉટર પૂરા વેગથી ચાલતી હોવાથી શાલિગ્રામ તથા રાજનન્દનની મને ભ્રષ્ટ કરવાની કામના પૂરી થવા પહેલા મૉટર દરવાજામા આવીને ઊભી રહી અને તેમાથી નારૂજી, બીજચદ્ર, માનકુમારી તેમ જ ચાર ડંડબાજોને ઊતરતાં જોઇને શાલિગ્રામ તથા રાજનન્દન ભય તથા આશ્ચર્યથી દિગ્મૂઢ જેવા બની ગયા અને મારા જીવમા નવો જીવ આવી ગયો રામ રાખે તેને કોણ ચાખે? નારૂજીએ સાથે લાવેલા ડંડબાજોને હુકમ ફર્માવ્યો "આ બદમાશ શાલિગ્રામ તેમ જ રાજનન્દનને સારી રીતે માર મારીને હાડકા ભાગી નાખો કે જેથી છ મહિના ખાટલામા જ પડ્યા રહે અને ભવિષ્યમા આવી બદમાશી કરતા ભૂલી જાય" નારૂજીના ડંડબાજો દિલ્લીના બધા ડંડબાજોના પીર હોવાથી શાલિગ્રામના ડંડબાજો પણ તેમની સાથે મળી ગયા, અને તેમણે પ્રથમ શાલિ-ગ્રામ તથા રાજનન્દનના માથા ભાગી પછી બગલામા પેસી જઇને ત્યા જેટલા માણસો હતા તે બધાના હાડકા ખોખરા કરી નાખ્યા, તવાયફોને પણ તેમણે છોડી નહિ, માત્ર એટલુ જ નહિ, પણ બગલામાંના સામાનને તોડી ફોડીને તવાયફો તથા શાલિગ્રામ વગેરે પાસે જે પૈસા ટકા તથા ઘરેણાં વગેરે હતાં તે પણ તેમણે બેધડક લૂટી લીધા અમોએ જે ઓરડામાથી પલાયન કર્યું હતું તે ઓરડામા જઇને જોયુ તો મારો નોકર સખ્ત માર પડવાથી જમીનપર બેભાન થઇને પડ્યો હતો તેના માથાપર પાણી છાંટીને તેને શુદ્ધિમા લાવ્યા પછી તેના મુખથી અમારા જાણવામા આવ્યુ કે અમો ત્યાથી ચાલ્યા ગયા પછી થોડી વાર-મા જ શાલિગ્રામે આવીને દરવાજો ખખડાવ્યો હતો અને નોકરે દરવાજો ન ઉઘાડવાથી વહેમ પડતા બારીમાથી ભાકૂતી બદમાશોને ઓરડામા મોકલીને અમારી તપાસ કરાવી હતી. આવી રીતે અમારા ભાગવાનો ભેદ તેના જાણવામાં આવતા નોકરને તેણે ખૂબ માર્યો હતો, અને ડંડબાજોને અમને પકડવામાટે અમારી પાછળ દોડાવ્યા હતા અમારાપર વીતેલી આફતની બધી હકીકત નારૂજીને મેં કહી સભળાવી અને ત્યાર પછી પૂછ્યુ "આપે અહીં આવવાની કબૂલાત આપી હતી છતા વખતસર આપ ન આવ્યા અને અત્યારે ઠેઠ છેલ્લી ઘડીએ અમારા ઉદ્ધારમાટે ક્યાથી તથા કેમ કરીને આવી લાગ્યા તેમ જ માનકુમારી

બહેન અહીંથી પલાયન કરી ગયા હતાં તેઓ આપની સાથે આવ્યા છે એ જોઈને તો વળી મારા અંતઃકરણમાં અધિક આશ્ચર્ય થાય છે અને આજની ઘટના બહુ જ ભેદભરેલી હોય એમ દેખાય છે."

મારા એ પ્રશ્નના ઉત્તરમા નારૂજીએ કહેવા માંડ્યું "ચંપાબાઈ, આજે શાલિગ્રામે તમારા હૃદયમા વિશ્વાસ બધાવવામાટે મને તથા બીજચંદ્રને આમન્ત્રણ તો આપ્યું હતુ, પરતુ આજનો આ બધો ઠાઠ તમારી પાસેથી વેરનો બદલો લેવામાટે રચાયલો હોવાથી અને અમો બન્નેની હાજરીથી તેમની કાર્યસિદ્ધિમાં બાધા આવવાનો સભવ હોવાથી અમને દિલ્લી બહારના આ દિશાથી વિરુદ્ધ દિશામા લગભગ ચાર માઇલપર આવેલા એક બીજા જ સ્થાનનું નામ આપ્યું હતું અને તેથી જ્યારે અમો મૉટરમા બેસીને તે સ્થાનમા ગયા તો ત્યા કોઈ પણ અમારા જોવામા ન આવ્યું એટલે ત્યાં જ અમારા મન શંકાશીલ થવા માંડ્યાં હતા અમોએ બીજા પણ બે ચાર સ્થાનોમાં તમારી તપાસ કરી જોઇ, પરંતુ ક્યાય તમારો પત્તો ન મળવાથી નિરાશ થઇને અમો નાટકશાળામા પાછા આવ્યા અને ત્યા આ માનકુમારીબાઇ અમારી વાટ જોતાં બેઠા હતાં તેમણે શાલિગ્રામ તથા રાજનન્દને રચેલા કારસ્થાનનો વૃત્તાત અમને કહી સંભળાવ્યો એટલે તત્કાળ આ ડિટેક્ટિવને બોલાવીને અમો તમારા ઉદ્ધારમાટે આ સ્થાનમાં આવી લાગ્યાં. ખરેખર દ્રૌપદીને જેવી રીતે અણીની વેળાએ સહસ્ર ચીર પૂરીને શ્રીકૃષ્ણ પરમાત્માએ દ્રૌપદીની લજ્જાનું રક્ષણ કર્યું હતુ તેવી રીતે અત્યારે અમને વેળાસર અહીં પહોંચાડીને પરમેશ્વરે તમારી લજ્જાનું પણ રક્ષણ કરી બતાવ્યું છે; નહિ તો જો અમારા આવવામા પંદર મિનિટનો જ વિલબ થયો હોત, તો તમારી પવિત્રતા સુરક્ષિત રહેત કે નહિ, એની શકા જ હતી આપણે આજે શત્રુના વચનમાં વિશ્વાસ રાખ્યો એ આપણો અપરાધ હતો, ભૂલનું બીજું નામ અપરાધ છે, અને તેથી એ અપરાધની અલ્પ શિક્ષા તો ચિન્તાના સ્વરૂપમા આપણને પણ મળી ચૂકી છે અને દુશ્મનો પોતાના ખોદેલા ખાડામા પોતે જ પડ્યા છે અને આપણે સલામત રહ્યા છીએ એમાટે પરમેશ્વરનો ઉપકાર માનો અને પરમેશ્વરમા અચલ શ્રદ્ધા રાખવાનું શીખો."

"માનકુમારી બહેન, તમને અચાનક અદૃશ્ય થયેલા જોઇને મારા મનમાં અનેક પ્રકારની શકાઓ થવા માડી હતી અને મારા માટે અવશ્ય કાંઇ પણ પ્રપંચ રચાયલો હોવો જોઇએ એ ભેદને હું બહુધા જાણી ગઇ હતી, પરંતુ તત્કાળ મારાથી ભાગી શકાય તેમ ન હોવાથી મારે લાચારીએ અહીં બેસી રહેવું પડ્યું હતું પરંતુ તમો તો મારા ઉદ્ધારના કાર્યમાટે જ ગયા હતા અને તેથી હું તમારો જેટલો પણ આભાર માનું તેટલો ઓછો જ છે" મેં માનકુમારી પ્રતિ મારી કૃતજ્ઞતા દર્શાવી.

માનકુમારી પોતાના વૃત્તાંતને વર્ણવતી શોકમગ્ન ભાવથી કહેવા લાગી: "ચંપાબહેન, તમોએ 'જો માનકુમારી મને તેડવા આવશે તો જ હું આવીશ' એ પ્રમાણેનો હઠવાદ કરેલો હોવાથી મારા પતિએ આગ્રહ કરીને તમોને તેડી લાવવામાટે મને મોકલી હતી અને મેં આગ્રહપૂર્વક કેટલાક પ્રશ્નો પૂછવાથી નિરુપાય થઇને મારા પ્રશ્નોના ઉત્તરમાં મારા પતિએ કેટલોક આંતરિક ભેદ મને

જણાવ્યો હતો, છતાં પણ તે દુષ્ટો આટલી સીમા પર્યન્ત નીચતા કરવાના હતા એ વિષેની મારા મસ્તિષ્કમા કલ્પનામાત્ર પણ ન હોતી જ્યારે આપણે અહીં પહોંચ્યાં અને બગલામા પેસતાં જ તમોએ નારૂજી તથા બીજ્યચદ્રને બોલાવી મગાવવાનો શાલિગ્રામને આગ્રહ કર્યો તે વેળાયે હું અમુક કારણસર જરા દૂર ગઈ હતી એ તો તમારા લક્ષમા હોવું જ જોઇએ હું પાછી તમારી પાસે આવવાની તૈયારીમાં હતી એટલામા શાલિગ્રામને મેં થોડા અંતરપર નોકર સાથે એવી વાતચીત કરતો સાભળ્યો, 'તારે નારૂજી તથા બીજ્યચદ્ર પાસે જવાનું જ નથી, આજે રાડ ચપાના અમારે એવા હાલ કરવાના છે કે મરતા સૂધી રાડ અમને સભારતી રહે રાડની લાજ પણ લૂટીશું અને છેવટે રાડને મરણતોલ મારીને રસ્તામા નાખી દઇશું; પછી ભલે કરતી રાડ અમારાપર ફરિયાદ !' તેની આ વાત સાભળતા જ મારા મનમા ધાસ્કો પડી ગયો અને તત્કાળ મારા મસ્તિષ્કમા એક કલ્પના આવતા હું પણ મૉટર ઊભી હતી ત્યા જઇને મૉટરમા બેસી ગઈ અને મારા ઘર આગળ ઊતરી ગઈ ત્યાથી મૉટર ચાલી ગઈ એટલે ભાડાની ગાડી મગાવીને હું નાટકશાળામા ગઈ, પણ ત્યા નારૂજી હાજર ન હોવાથી એમની વાટ જોઇને દોઢેક કલાક સૂધી મારે ત્યા બેસી રહેવું પડ્યું નારૂજી આવ્યા પછી શું બન્યુ એ તો તમારા જાણવામાં આવી ચૂકયું છે એટલે તે બીજી વાર કહેવાની આવશ્યકતા નથી મેં તમોને અહીં આવતી વેળાયે જે વચન આપ્યું હતું તે પાળી બતાવ્યું છે અને તેથી મને આશા છે કે તમો અવશ્ય સતુષ્ટ થયા હશો જ" આટલું બોલ્યા પછી માન-કુમારીએ એક દીર્ઘ નિ શ્વાસ નાખ્યો અને ત્યાર પછી કહ્યું. "ચંપાબહેન, આજે પરમેશ્વરની કૃપાથી આ અનિવાર્ય આપત્તિમાથી તમારો તો ઉદ્ધાર થયો છે; પરતુ મારી શાતિનો તથા મારા સાસારિક સુખોનો સપૂર્ણ સહાર થયો છે, એ પણ મારે તમોને જણાવવુ જ જોઇએ, આજથી હુ મને પોતાને અખડસૌભાગ્યવતી મટીને વિધવા થયેલી જ માનું છું"

"બહેન, આવા અભદ્ર શબ્દો શામાટે ઉચ્ચારો છો ? શાત થાઓ અને ઘેર ચાલો" મેં આશ્વાસન આપ્યું

"અત્યારે તો એક સમયના આ મારા પતિ અહીં ઘવાયલા પડ્યા છે તેમની સારવારમાટે હું અહીં રોકાઇશ અને પાછલી રાતે ચાર વાગે મૉટર આવ-વાની છે તેમા એમને નાખીને ઘેર લઈ જઇશ, પરતુ એઓ સાજા થશે એટલે એમની સાથેના પત્ની તરીકેના સબધને સદાનેમાટે તોડી નાખીશ અને સન્યા-સિની થઇને મારા અવશિષ્ટ જીવનને પ્રભુનામસ્મરણમા વીતાડી આ માનવ જીવનની સાર્થકતા કરીશ." માનકુમારીએ પોતાના હૃદયમા ઉદ્ભવેલા વૈરાગ્યનું વાણીદ્વારા દર્શન કરાવ્યું.

"બહેન, તમારા પતિને આ મૉટરમા જ નાખીને અમો ઘેર પહોંચાડી દઇશું, ચિન્તા ન કરો, ડૂબાજોને હવે અમો સાથે લેવાના નથી, તેઓ ગમે ત્યારે શહેરમા આવી પહોંચશે વળી અમારે શાલિગ્રામ તથા તમારા પતિપર આજના તેમના અપરાધમાટે કેસ પણ કરવો નથી, કારણ કે, એથી ચપાબાઇની પ્રતિષ્ઠાને પણ ધક્કો લાગવાનો સભવ છે, એટલે હવે પછી વધારે કાઇ પણ થવાનું નથી."

નારૂજીએ આ પ્રમાણે માનકુમારીને આશ્વાસન આપીને ડૂબાજોને રાજ-નન્દનને ઉપાડીને મૉટરમા નાખવાનો હુકમ ફર્માવી દીધો.

ડ્રૅબાજોએ રાજનન્દનને મૉટરમાં નાખ્યો અને ત્યાર પછી હું, નારૂજી, બીજ્યચંદ, માનકુમારી, રામદુલારી, મારો નોકર અને શૉફર મૉટરમા બેઠા મન્મથકુમારને મેં મારા ખોળામાં બેસાડી લીધો અને મૉટર ત્યાથી ચાલતી થઈ ગઈ માનકુમારી તથા રાજનન્દનને તેમને ઘેર ઉતારીને અમો બધાં મારા મકાન આગળ આવી લાગ્યા અને ત્યા આવ્યા પછી નારૂજી તથા બીજ્યચંદ થોડોક સમય મારી સાથે વાતોમાં વીતાડીને, મને આશ્વાસન આપીને તેમ જ ચાહ પીને પછી નાટકશાળામાં જવાને રવાના થયા હું જ્યારે શય્યામા પડી તે વેળાયે લગભગ એક વાગવા આવ્યો હતો પરંતુ તે રાતે મારા મસ્તિષ્કમાં ભ્રમણ તથા હૃદયમા અનેક પ્રકારના વિચારોનું સામ્રાજ્ય વ્યાપેલુ હોવાથી ચાર વાગ્યા સુધી મારા નેત્રોમા નિદ્રાનો આવિર્ભાવ ન થયો. ચાર વાગ્યા પછી હું નિદ્રાને આધીન થઈ અને નિદ્રાજન્ય શાંતિએ મારી જલ્પનાઓને ભૂલાવી દીધી.

---

## પ્રકરણ ૨૪ મું

## દિલ્લીની બે સંન્યાસિનીઓ!

ઉપર્યુક્ત ઘટનાને ચાર દિવસનો સમય વીત્યા પછી મેં 'શહીદેનાજ' નાટકમાં રજીયાની ભૂમિકા ભજવી બતાવી અને મારી એ ભૂમિકામા તો મને વળી એટલો બધો વિજય મળ્યો કે 'શહીદેનાજ' નાટક જાણે નવું જ હોયની! તેવી રીતે પ્રેક્ષકોની તેનાપર પડાપડ થવા લાગી અને નાટકને દિવસે ત્રણગણા કે ચારગણા ભાવથી નાટકશાળાની બહાર 'શહીદેનાજ'ની ટિકિટો વેચાવા લાગી. નાટક મંડળીના માલિક મિસ્ટર નારૂજીને આવી રીતે મારા કારણથી ઘણી જ સારી કમાણી થવાથી 'શહીદેનાજ'ની દરેક નાઇટના તેણે મને પાચ પાચસો રૂપિયા આપ્યા અને તેથી એ ખેલની ચાર નાઈટ થતા મને પણ રૂપિયા બે હજારની રકમ વધારા ખાતે મળી ગઈ, માત્ર એટલું જ નહિ, પણ દિલ્લીના કેટલાક શોકીન રઇસોએ મારાપર કેટલીક કીમતી ભેટ સોગાદો પણ મોકલવા માડી, અને હું દિલ્લી છોડવાને તૈયાર થઈ ત્યા સુધીમાં એ ભેટ સોગાદો પણ લગભગ ચારથી પાચ હજારની કીમતની થઈ હતી લોકોએ મને બેનીફિટ નાઇટ લેવાને બહુ આગ્રહ કરવા માડ્યો; પરન્તુ આ વેળાયે દિલ્લીના પ્રવાસમાં ન ધારેલી રીતે લક્ષ્મીનો મને ઘણો જ સારો લાભ મળેલો હોવાથી બેનીફિટના નવા ઝગડામા પડવાનુ મને યોગ્ય ન જણાયું અને તેથી બેનીફિટ નાઇટની આવકના નવા લાભને મેળવવાનો વિચાર મેં સહંતર માડી વાળ્યો

ગત પ્રકરણના અંતમાં વર્ણવાયલી ઘટના ઘટી ગયા પછી નાટકના કાર્યમાંથી મને જેટલો અવકાશ મળી શકતો હતો, તે અવકાશમાં હું કોઇ વાર શેઠાણી દેવકુમારી પાસે જતી હતી અને કોઇ વાર લાલા શ્યામલાલ તથા ચિન્તામણી પાસે જઈ આવતી હતી તેમ જ કેટલોક સમય રામદુલારી સાથેની વિનોદવાર્તામા વીતાડી દેતી હતી; ત્યાર પછી કોઇ પણ અપરિચિત વ્યક્તિના ગૃહમાં કિંવા કોઇ પણ અપરિચિત સ્થાનમા જવાની તેમ જ રાત્રિના સમયમાં નાટકશાળા વિના અન્યત્ર ક્યાય પણ જવામાટે ઘરમાંથી બહાર નીકળવાની મેં બાધા જ લઇ લીધી હતી અને તે બાધા લેવાનાં કેટલાક કારણો પણ હતાં;

કારણ કે, લાલા શાલિગ્રામ તથા રાજનન્દનના કેટલાક બદમાશ દોસ્તો મારા જાની દુશ્મન બની ગયા હતા અને તેઓ દિવસ અને રાત મને મારવા માટેનો પ્રસગ શોધતા ફર્યા કરતા હતા એવા સમાચાર અનેક મનુષ્યોના મુખથી મારા સાંભળવામા આવ્યા હતા અને એટલામાટે દિવસના સમયમા જ્યારે હું બહાર નીકળતી હતી ત્યારે બે અગરક્ષકોને સાથે જ રાખતી હતી તેમ જ રાતે નાટક-શાળામાં પણ નારૂજીનાં માણસો સાથે જતી હતી અને ત્યાથી તે જ માણસો સાથે પાછી ઘેર આવતી હતી આ દુશ્મનીના અને ભયના કારણથી લાભ હોવા છતા પણ દિલ્લીમાથી મારૂ મન ઉઠવા લાગ્યુ હતું, અને મુંબઈ જવા-માટે રવાના થવાના દિવસની હું આતુરતાથી વાટ જોયા કરતી હતી. પરંતુ નારૂજી સાથેના કરારની મુદ્દત પૂરી થયેલી ન હોવાથી તેમ જ નારૂજીએ મારા જાનમાલની સલામતી માટેની પોતાથી બની શકતી સઘળી ગોઠવણ કરેલી હોવાથી મારે ઇચ્છા ન હોવા છતાં પણ દિલ્લીમા રોકાવુ પડયુ હતું

રાજનન્દનને સખ્ત માર પડેલો હોવાથી ડૉક્ટરોની પૂરી સારવાર છતાં ચાર દિવસ પછી તો તે શુદ્ધિમા આવ્યો અને આઠેક દિવસ પછી જ્યારે તેની તબીયત કાઇક સુધારાપર આવતી દેખાવા લાગી એટલે તેના દુરાચારોથી ગળા સુધી કટાળી ગયેલી તેની પત્ની માનકુમારીએ સસારને ત્યાગીને સન્યાસિની થવા માટેનો પોતાનો નિશ્ચય હવે સ્પષ્ટ શબ્દોમાં તેને સંભળાવી દીધો અને તેથી વળી રાજનન્દનના અત કરણમા એક પ્રકારનો મહાભયંકર આઘાત થતા તે વળી પાછો મૂર્છિત થઇ ગયો તે મૂર્છિત થવા છતા તેના મરણનો ભય ન હોવાથી માનકુમારી તેની સારવારનો ભાર તેના કોઈ એક બે સગાવ્હાલાના શિરપર નાખીને અને છોકરાને સંભાળવાની પણ તેમને જ ભલામણ આપીને ઘરમાથી માત્ર કપડા પહેરીને જ બહાર નીકળી ગઈ અને મારી પાસે આવી, ગૃહત્યાગનો વૃત્તાન્ત મને સંભળાવીને, તે દિવસે જ મારી પાસેથી પચીસ રૂપિયા લઇ દિલ્લીને છેલ્લા રામ રામ કરીને દિલ્લીમાથી કોઈ એક તીર્થક્ષેત્રમા જવામાટે પ્રયાણ કરી ગઈ રાજનન્દનને તેના દુરાચારોના પરિણામે તેની અર્ધાંગી ધર્મપત્નીએ પણ અતે જીવનકાળમા જ સદાને માટે ત્યાગી દીધો, એ રાજનન્દનને તેના દુરાચારોના બદલામા મળેલી કઠિનમાં કઠિન તથા ઘોરતમ શિક્ષા હતી.

જે દિવસે માનકુમારી દિલ્લીને ત્યાગીને ચાલી ગઈ તેને બીજે જ દિવસે શેઠાણી દેવકુમારીનો પુત્ર પોતાના પરિવાર સહિત કલકત્તેથી દિલ્હીમા આવી લાગ્યો અને ત્રીજે દિવસે દેવકુમારીએ મને પોતા પાસે બોલાવીને મારા દેખતા પોતાના પુત્ર તથા પોતાની પુત્રવધૂને પાસે બેસાડી પુત્રને સબોધીને કહ્યુ કે "જો ભાઈ! હું તારી જન્મદાત્રી માતા હોવા છતા પણ તારી વૈરિણી છું, કારણ કે, શાસ્ત્રકારોએ ઋણકર્તા પિતાને, વ્યભિચારિણી માતાને, અવિનીતા પત્નીને તેમ જ મૂર્ખ પુત્રને શત્રુ માનવાનો ઉપદેશ આપેલો છે અને તે ઉપદેશ સર્વાંશે ઉચિત તથા સત્ય છે; માત્ર એટલું જ નહિ, પણ ઋણકર્તા પિતા તથા મૂર્ખ પુત્ર કરતાં પણ મર્યાદાહીન પત્ની અને વ્યભિચારિણી માતા તો એવા પ્રકારની ભયંકર વૈરિણી થઈ પડે છે કે તેમના દુર્ગુણોના પરિણામે અનેક વાર પતિ તથા પુત્ર આદિનાં અકાળ મરણ પણ થઇ જાય છે તારા પિતાનું મરણ મારા હસ્તથી જ થયું છે; કારણ કે, મેં જ તેમનો વિષપ્રયોગથી ઘાત કરાવ્યો હતો અને તેમાટે અત્યારે

મારા હૃદયમાં પશ્ચાત્તાપનો પ્રચંડ પાવક પ્રજળી રહ્યો છે; કારણ કે, મારા એ અપરાધ અથવા અક્ષમ્ય પાપની પરમાત્મા મને મૃત્યુ પછી પણ ક્ષમા આપશે કે નહિ એની મારા મનમાં શંકા જ રહ્યા કરે છે ઇન્દ્રિયલાલસાની તૃપ્તિમાટે મેં પતિનો ઘાત કર્યો છે, પુત્રના પ્રેમને તિલાંજલિ આપી દીધી છે; જે ધનનો સત્પાત્રોને દાન આપવામાં વ્યય થવો જોઇએ તે ધનનો મારા હસ્તથી નીચ પુરુષોને પોષવામાં દુરુપયોગ થયો છે, મેં મારા પિતૃકુળ તથા પતિકુળ ઉભય કુળોને મારા દુરાચારોના યોગે લજાવ્યાં છે અને કીર્ત્તિનું વિકારતૃપ્તિના યજ્ઞમાં બલિદાન આપીને કલંક, અપકીર્તિ તથા સમસ્ત સંસારના ધિક્કાર આદિને મારા શિરપર વ્હોરી લીધા છે! સારાંશ કે, એવું કોઇ પણ પાપ નથી, એવું કોઇ પણ દુષ્કાર્ય નથી અને એવું કોઈ પણ દુર્વ્યસન નથી કે જે મારા હસ્તથી ન થયું હોય અને તેટલામાટે હું આ સંસારમાંની એક મહા અધમાધમ તથા તિરસ્કરણીય વ્યક્તિ છું, એ સત્યને હું પોતે જ સ્વીકારૂં છું. છતાં પણ 'મન જાણે પાપ અને મા જાણે બાપ!' એ કહેવત જો ખરી હોય તો હું તારી માતા હોવાથી તને વિશ્વાસપૂર્વક જણાવું છું કે તું તો જેનું નામ પિતા તરીકે તારા નામ સાથે લખાય છે તે મારા પરણેતર પતિનો જ પુત્ર છે; કોઇ અન્ય પુરુષનો અંશ નથી અને એ પણ અત્યારે મારા માટે એક અતિશય સંતોષનો વિષય થઇ પડ્યો છે; કારણ કે, મારા હસ્તથી યદ્યપિ તેમનો ઘાત થયો છે તથાપિ તેમનું નામ મારાથી અવિચળ રાખી શકાયું છે અને અત્યારે તો વળી તું પણ પુત્રનો પિતા થયેલો હોવાથી તારા પિતાનો આત્મા મને મારા અપરાધની ક્ષમા આપશે, એવી કાંઇક ઝાંખી આશા મારા અંતરમાં રહ્યા કરે છે બીજું જ્યારે કોઇ પણ વસ્તુ તેની અંતિમ સીમાનું ઉલ્લંઘન કરી જાય છે એટલે પછી તે વસ્તુનો સ્વાભાવિક જ કંટાળો આવવા માંડે છે એ આ વિશ્વનો નિયમ હોવાથી મારી વ્યભિચારશીલતા તેની અંતિમ સીમાનું ઉલ્લંઘન કરી ગયેલી હોવાથી હવે વ્યભિચારનો જ નહિ, પણ વ્યભિચાર સાથે આ સંસારનો પણ મને એવો અને એટલો બધો કંટાળો આવી ગયો છે કે હવે આ સર્વસંગનો પરિત્યાગ કરી સંન્યાસિની થઇને અનાસક્ત પવિત્ર જીવન વીતાડી પરલોકને સુધારવાના દૃઢ નિશ્ચય પર હું આવી લાગી છું. આ કારણથી જ મેં તને તારા પરિવાર સહિત મારી પાસે બોલાવ્યો છે અને તું અહીં આવ્યો છે એમાટે હું તારો જેટલો પણ ઉપકાર માનું તેટલો થોડો જ છે."

"માતુશ્રી! જે થવાનું હતું તે થઈ ગયું છે એટલે ગત વાર્તાના સ્મરણથી શોકને નવીન સ્વરૂપ આપવાની આવશ્યકતા નથી. અત્યાર સુધી ગમે તેમ સ્વચ્છન્દતાથી વર્ત્તવા છતાં અત્યારે આપ પોતાના પ્રમાદોને ઓળખી શક્યાં છો અને તેમાટે પશ્ચાત્તાપ કરીને અંતે સંસારને ત્યાગી સંન્યાસિની થવાના નિશ્ચયપર આવી લાગ્યાં છો, એ પણ કાંઈ સાધારણ સંતોષનો વિષય નથી. પશ્ચાત્તાપના પાવકમાં ગત પાપોને પ્રજાળતાં રહેશો તેમ જ અનાસક્તિને ધારી પ્રભુનામસ્મરણરૂપ પવિત્ર જળથી પાપપંકને ધોતાં રહેશો, તો અવશ્ય કરુણાસિન્ધુ પરમાત્મા આપને આપનાં પાપોની ક્ષમા આપશે અને આપનો અવશ્ય ઉદ્ધાર થઈ જશે અત્યાર સુધી મેં આપથી દૂર રહેવામાં અને આપની આજ્ઞાનુસાર ન વર્તવામાં જ મારૂં કલ્યાણ માન્યું હતું અને આજથી હવે આપની આજ્ઞાને શિરોધાર્ય કરવામાં જ હું જ મારૂં તથા મારા પરિવારનું કલ્યાણ માનું છું એટલે

હવે જે કાંઈ પણ આજ્ઞા આપવાની હોય તે કોઇ પણ પ્રકારના સંકોચ વિના આનંદથી આપો અને આપની મારાથી શી સેવા કરી શકાય તેમ છે તે સ્પષ્ટ શબ્દોમા દર્શાવ્યો" ધર્મભીરુ પુત્રે માતાના ધર્મભાવથી પીગળીને યોગ્ય શબ્દોમાં જેવો દર્શાવવો જોઈએ તેવો જ વિવેક દર્શાવ્યો

"ધન્ય છે, પુત્ર! તારી સહનશીલતા તથા માતૃભક્તિને ! નહિ તો કેટલાક પુત્રો એવા પણ હોય છે કે મારા જેવી દુષ્ટા તથા વ્યભિચારિણી માતાઓને મારી જ નાખે છે અને પોતે પણ આનંદથી હસતા હસતા ફાંસીને લાકડે લટકી જાય છે! મને અનાચારના માર્ગમાથી પાછી વાળીને રાજનન્દન જેવા પાજીના ફન્દામાંથી છોડવનાર અને આજના આનન્દદાયક પરિણામને લાવી બતાવનાર આ સાધ્વી ચંપાબાઇનો કેટલોક વૃત્તાત મેં પત્રમા પણ લખ્યો હતો તેમ જ આજે પ્રભાતમા પણ એમનો કેટલોક વૃત્તાત તમને કહી સભળાવ્યો હતો એટલે અત્યારે એટલુ જ કહેવાનું અવશિષ્ટ રહે છે કે મારા સ્વભાવમા થયેલા આ ઉત્તમ પરિવર્તનમાટે ઈશ્વર પછી ઉપકાર માનવા યોગ્ય જો કોઇ પણ માનવ-વ્યક્તિ હોય તો તે આ ચંપાબહેન જ છે અને તેથી મેં એમની મારાથી બની શકતી સેવા પણ તમારા આવ્યા પહેલા જ કરેલી છે" દેવકુમારીએ મારી પ્રશંસા કરીને પુન પોતાની કૃતજ્ઞતાનો પરિચય કરાવ્યો

"ખરેખર આપના સ્વભાવમાં આટલી સીમાપર્યંત ઉત્તમ પરિવર્તન કરી બતાવનાર અને રાજનન્દનના નારકીય બંધનથી આપને મુક્ત કરી આપણા કુટુંબની લજ્જાને રક્ષનાર આ બાઇને સ્વર્ગની દેવી માનીને અમો એમના ચરણોની પૂજા કરીએ તો પણ તે યોગ્ય જ છે" આ પ્રમાણે કહીને દેવકુમારીના પુત્રે મને સંબોધીને કહ્યું કે "ચંપાબહેન, અમો આ જન્મમા તો આપના ઉપકારના ભારથી મુક્ત થઈ શકીએ તેમ નથી હું આજથી આપને મારા ધર્મ-ભગિની માનું છુ અને પ્રતિજ્ઞાપૂર્વક કહું છું કે ભગિની પ્રતિ એક ભ્રાતાનાં જે જે કર્તવ્યો હોય છે તે સર્વ કર્તવ્યોનું હું જીવનની અંતિમ ઘટિકા પર્યંત પાલન કરતો રહીશ અને મને પોતાને એક આદર્શ ભ્રાતા તરીકે સિદ્ધ કરી બતાવવાના મારાથી બની શકતા પ્રયત્નો કરતો રહીશ"

"પરમાત્મા આપને દીર્ઘાયુ આપો, આપની સર્વ શુભ વાસનાઓ ફળીભૂત થાઓ અને આપનું તથા આપના પરિવારનું સર્વ પ્રકારે કલ્યાણ થાઓ, એ જ આ દીન ભગિનીનો આપને આશીર્વાદ છે" મેં આશીર્વાદ આપ્યો.

"તથાસ્તુ!" કહીને દેવકુમારીના પુત્રે તથા તેની પત્નીએ મારા એ આશી-ર્વાદને માનપૂર્વક પોતાના મસ્તકપર ચઢાવી લીધો

"અસ્તુ મારા ચિરંજીવી પુત્ર!" આ શબ્દોથી આરંભ કરીને દેવકુમારીએ અગત્યના વિષયપર આવીને કહેવા માડ્યું કે "તારા પિતાની સંપત્તિનો તો તું જ ઉત્તરાધિકારી હોવાથી તે સંપત્તિમાટે પછીથી વિવાદ ઉપસ્થિત થવાનો સંભવ નથી; પરંતુ જે સંપત્તિ—સ્થાવર તથા જંગમ સંપત્તિ—મને મારા પિતા તરફથી મળેલી છે તેમાટે ભવિષ્યમાં કોઈ પણ પ્રકારનો વિવાદ ઉપસ્થિત ન થાય એટલામાટે મેં તેનું વસિયતનામુ લખાવીને તે વિશેની જાહેર ખબર આપી કોર્ટમા તે વસિયત-નામુ રજિસ્ટર્ડ પણ કરાવી લીધું છે એટલે હવે ભવિષ્યમા તારી શાંતિનો ભગ

થવાની સંભાવના નથી આ કૂંચીઓ અત્યારથી હું તને સોંપું છું અને હું હવે કોઈ પવિત્ર તીર્થક્ષેત્રમા જઇને સન્યાસિની થઈ બ્રહ્મભજનમા અવશિષ્ટ આયુષ્યને વીતાડવાના નિશ્ચયપર આવેલી હોવાથી મારી તને એટલી જ અતિમ પ્રાર્થના છે કે જ્યાં સૂધી મારા દેહમા પ્રાણ હોય ત્યા સૂધી હું જ્યાં હોઉં ત્યાં મારા લખ્યા પ્રમાણે પ્રતિમાસ રૂપિયા બસેં તુ મારાપર મોકલતો રહેજે; કારણ કે, સન્યાસિની થવા છતા ભિક્ષાવૃત્તિથી નિર્વાહ કરવાનો મારો મનોભાવ નથી એટલે એ રૂપિયામાથી હું મારો નિર્વાહ પણ ચલાવીશ અને બાકી જે વધશે તે પૈસાનો ધર્મના કાર્યોમા વ્યય કરતી રહીશ કે જેથી પુણ્યવડે પાપ ઠેલાય અને મારું કલ્યાણ થાય”

“ધર્મમા આપની આટલી બધી દૃઢતા થયેલી છે તો બસેં તો શું પણ પ્રતિમાસ આપ પાચસેંની રકમ મગાવશો તો પણ હું મોકલતો રહીશ” પુત્રે માતાની આજ્ઞાનો તત્કાળ સ્વીકાર કરી લીધો.

“અને મારી પ્રિય પુત્રવધૂ !” દેવકુમારી હવે પુત્રવધૂને સબોધીને ઉપદેશના સ્વરૂપમા શાત તથા ગભીર ભાવથી કહેવા લાગી. “મારી વ્યભિચારશીલતાનું એક અત્યંત અધમ ઉદાહરણ તારા નેત્રો સમક્ષ નિરંતર વર્તમાન હોવા છતાં અને સાસૂના જેવાં આચરણો હોય તેવા વહૂના આચરણો થવાનો સોળે સોળ આના સભવ હોવા છતાં, માત્ર એટલું જ નહિ, પણ મેં પોતે જ તને મારા જેવી વ્યભિચારિણી બનાવી દેવાના બે ચાર વાર પ્રયત્નો કરેલા હોવા છતાં પણ અત્યાર સૂધી તુ પોતાની પવિત્રતાને જાળવી રહી છે અને વ્યભિચારના દોષથી અલિપ્ત રહી છે એમાટે તને કોટિશ. ધન્યવાદો ઘટે છે, છતા પણ અત્યારે હુ સાસૂ તરીકે ઉપદેશ આપવાનો મારો ધર્મ બજાવું છુ અને કહું છું કે હવે તુ આ ગૃહની સ્વતત્ર સ્વામિની થયેલી હોવાથી બહુ જ વિચારીને વર્તજે અને ગમે તેવી વિપ-રીત પરિસ્થિતિમા આવી પડવા છતા પાતિવ્રત્ય તથા નારીધર્મના દુર્ગમા કદાપિ છિદ્ર પડવા દઇશ નહિ અને પતિમા પરમેશ્વરની ભાવના રાખીને પતિના પાદ-પકજની પવિત્ર મનથી પૂજા કરતી રહેજે અને ધનાઢ્યતાનો સદુપયોગ કરીને ફલિત આમ્રતરૂના સ્વભાવને ધારી અહંકારથી અલિપ્ત રહેજે. આથી અધિક મારે તને કાંઈ પણ કહેવાનું નથી.”

“પૂજ્ય સાસુજી, પરમાત્મા આપના આ સદુપદેશ અનુસાર વર્તવાનું મારામાં સામર્થ્ય અર્પે અને મારા નારીજીવનની સાર્થકતા થાય, એ જ મારી પણ ઇચ્છા છે.” સ્નુષાએ પોતાની આકાક્ષાને વ્યક્ત કરી બતાવી.

“પરમાત્મા તારી એ ઇચ્છાને ફળીભૂત કરો !” દેવકુમારીએ આશીર્વાદ આપ્યો અને ત્યાર પછી પોતાના પુત્રને કહ્યું કે “પુત્ર ! હું મારી સાથે વિશેષ કાંઈ પણ સપત્તિ લઈ જવા ઇચ્છતી નથી; છતાં મારા પિતાની આપેલી જે લગભગ પાંચથી છ હજારની મૌક્તિકમાળા છે તે મૌક્તિકમાળાને હું મારી સાથે જ રાખવા માગુ છું, કારણ કે, કદાચિત્ એવો બનાવ બની જાય કે મારા અચાનક મરણનો સમય આવી લાગે અને તમોને બોલાવવાનો કે તમારી પાસેથી પૈસા મગાવવાનો અવકાશ જ ન હોય, તો મારાથી મારી ઇચ્છાનુસાર મરણ વેળાયે દાનધર્મ કરી શકાય. જો મારી અતિમ વેળાયે તમો મારી પાસે હાજર હશો, તો તો આ માળા તમને જ પાછી મળશે.”

"આપની એ માળાને આપ સાથે રાખો, એમાટે અમારી જરા પણ ના નથી." દેવકુમારીનાં પુત્ર તથા પુત્રવધૂએ તેની એ ઇચ્છાને પણ અનુમતિ દર્શાવીને માન આપ્યું.

રામદુલારી પણ આ પ્રસંગે ઉપસ્થિત હતી એટલે હવે તેને સંબોધીને દેવકુમારી કહેવા લાગી કે "રામદુલારી! તું જાતની ખારવી અને મારી દાસી હોવા છતાં મને તેં દુરાચારના માર્ગમાં આગળ ન વધવા માટેના અનેક વાર ઉપદેશો આપ્યા છે અને દાસી તરીકે નહિ, પણ બહેન તરીકે મારી સાથે પ્રેમભાવથી વર્તીને મારા અનેક કુકર્મોને ઢાંક્યા છે એટલે તારી એ સેવાઓના બદલામાં હું તને બે હજાર રૂપિયાની રકમ આપું છું, અને મારા પુત્ર તથા પુત્રવધૂને આજ્ઞા આપું છું, કે તેઓ તને માનપૂર્વક ગૃહમાં રાખે છતાં જો તારી હવે આ ગૃહમાં રહેવાની ઇચ્છા ન હોય, તો બે હજાર રૂપિયા લઇને જ્યાં જવાની તારી ઇચ્છા હોય ત્યાં જવામાટે તું સ્વતંત્ર છે"

રામદુલારી જેમ છેલ્લા પાટલાપર બેઠેલી વ્યભિચારિણી ન હોતી તેમ જ સંસારના સર્વ સંગને ત્યાગવાને તૈયાર થઈ જાય એવી ઉદાસીનતા પણ તેનામાં અદ્યાપિ આવી ન હોતી, માત્ર એટલું જ નહિ, પણ તે માનની તથા મનુષ્યની ભૂખી તેમ જ વિનોદી સ્વભાવની હસમુખી અબળા હોવાથી સંન્યાસિની થવાનો વિચાર તો તેના મસ્તિષ્કમાં આવે તેમ હતું જ નહિ, પરંતુ દેવકુમારીની કાંઇક ગંભીર સ્વભાવની પુત્રવધૂના સમાગમમાં પણ તેનાથી રહી શકાય તેમ ન હોતું અને તેથી જ્યારથી દેવકુમારીના સંન્યાસિની થવાના વિચારો તેના જાણવામાં આવ્યા હતા ત્યારથી તેણે મારી સાથે રહેવાનો વિચાર કરીને મારી પાસેથી તે માટેનું વચન પણ લઈ લીધું હતું એટલે દેવકુમારીના ઉપર્યુક્ત પ્રસ્તાવને સાંભળીને તે કહેવા લાગી —

"મારા કૃપાળુ શેઠાણી! આપ અંતે સાધ્વી થયા છો એ જોઇને મારા મનમાં અતિશય આનંદ થાય છે પરંતુ આટલા વર્ષોના સમાગમ પછી આપનો અચાનક વિયોગ થઈ જાય છે એથી મારા હૃદયમાં શોક પણ અસાધારણ થવા માંડ્યો છે, અને એ કારણથી આ ગૃહમાં હવે મારાથી રહી શકાય તેમ ન હોવાથી મેં અહીંથી ચંપા બહેન સાથે મુંબઈ જવાનો અને ત્યાંથી નવીબંદર જઈ મારી જન્મભૂમિમાં જ મારા જીવનના છેલ્લા દિવસોને વીતાડવાનો નિશ્ચય કરી લીધો છે; આપ વિના આ ગૃહ મને શૂન્યવત્ લાગશે અને મારો એક એક દિવસ યુગ જેવો થઈ પડશે એવો મારા ચિત્તમાં ભય રહ્યા કરે છે મારા જેવી એક ગરીબડી ચાકરડીમાટે બે હજાર રૂપિયા તો બે લાખ જેટલા છે, અને વળી મારા ભેગા કરેલા બીજા બે હજાર છે એટલે એકંદર ચાર હજારના વ્યાજમાંથીજ મારો નિર્વાહ ચાલ્યા કરશે, અને મૂળ રકમ મારા મૃત્યુ પછી મારા કારજમાં વપરાશે એટલે જીવતર સુધરવા સાથે મારૂં મરણ પણ સુધરી જશે. ચંપા બહેનપર કાગળ લખો ત્યારે આપની આ ગરીબ ચાકરડીને પણ યાદ કરજો. ભાગ્ય કોઈ વાર તીર્થયાત્રાનો પ્રસંગ મેળવી આપશે તો વળી આપના દર્શનનો લાભ લઇશ; પરંતુ જો જીવન હશે તો, પળ પછી શું થવાનું છે એ પરમાત્મા વિના અન્ય કોઈ પણ જાણતું નથી પરમાત્મા આપના સંન્યાસની

સફળતા કરે અને આપના આત્માને શાશ્વત મુક્તિનો લાભ મળે, એ જ આપની આ નમકહલાલ નોકરડીનો આપને આશીર્વાદ છે!"

અનેક વર્ષો પર્યંત જે ગૃહના પ્રત્યેક ભાગમાં રાત્રિના કે દિવસના સમયમાં શૃંગારવિષયક વાર્તાલાપ, અનીતિવર્ધક હાવભાવ તથા પ્રત્યક્ષ વ્યભિચાર આદિનો અધિકાર અખંડ રહેવાથી દૂષિત વાતાવરણનો વિસ્તાર થયેલો હતો અને જ્યાં ધર્મ તથા નીતિનું નામ પણ કદાપિ સંભળાતું ન હોતું, તે દૂષિત વાતાવરણમય ગૃહમા આજે અચાનક ધર્મ, નીતિ, સદાચાર, સંન્યાસ તથા આત્મ-મુક્તિ જેવા ઉત્કૃષ્ટ વિષયોની વ્યભિચારિણી વનિતાઓના મુખથી ચર્ચા ચાલવા માંડી હતી એથી એ ગૃહનું પણ એક રીતે સદ્ભાગ્ય જ કહી શકાય! અસ્તુ: દેવકુમારીની આજ્ઞાથી તેના પુત્રે રામદુલારીને રૂપિયા બે હજારની ગીનીઓ આપી દીધી, ત્યાર પછી ભોજન તૈયાર હોવાથી અમો સર્વ સાથે જ જમ્યાં અને જમી લીધા પછી દેવકુમારીએ તે જ રાત્રે હરિદ્વાર જવા માટેનો પોતાનો નિશ્ચય દર્શાવી દીધો. દેવકુમારી રાત્રે જવાની હોવાથી મેં ઘેર જવાનું માંડી વાળ્યું અને આખો દિવસ દેવકુમારીના સહવાસમા જ વીતાડી દીધો. રાત્રિભોજન કરીને અમો સર્વ આઠ વાગે સ્ટેશનપર જવાને નીકળ્યા; સહારનપુર તરફ જતી ગાડી નવ વાગે દિલ્લીના સ્ટેશનપરથી ઉપડતી હતી દેવકુમારીએ જે ત્રણ વસ્ત્રો પહેરેલાં હતાં તે ઉપરાંત બીજાં ત્રણ ચાર વસ્ત્રો, એક ગોદડી, એક ધાબળો, એક મોટો લોટો, બે ચાર વાસણ અને પાણી ખેંચવાની એક દોરી એટલો જ સામાન પોતાની સાથે લીધો હતો મૌક્તિકમાળા તેણે ગળામા પહેરી લીધી હતી અને પુત્ર પાસેથી બસેં રૂપિયા પણ લઈ લીધાં હતા સ્ટેશનપર પહોંચ્યા પછી જ્યારે દેવકુમારી ત્રીજા વર્ગના સ્ત્રીઓના ડબ્બામાં બેસી ગઈ અને ગાડી ઉપડવાનો વખત થયો એટલે દેવકુમારીના નેત્રોમાથી તેમ જ અમો સર્વનાં નેત્રોમાંથી અશ્રુ નીકળી પડ્યા ગાડી ચાલતી થઈ ગઈ અને ત્યાર પછી તેનો પુત્ર તથા તેની પુત્રવધૂ પોતાને ઘેર ગયા, અને હું, મન્મથકુમાર તથા રામદુલારી સ્ટેશનપરથી બારોબાર અમારા મકાનમાં આવી લાગ્યાં અમો ઘેર પહોંચ્યા ત્યાં સુધી તો અમારાં અંતકરણોમા વિયોગજન્ય વિષાદની છાયા છવાયલી હતી, પરંતુ ત્યાર પછી તે વિષાદની ન્યૂનતા થતાં રામદુલારી ધીમે ધીમે પોતાના વિનોદી સ્વભાવની છટા દર્શાવવા લાગી, અને આમ તેમની બીજી કેટલીક વાતો કર્યા પછી ધીમે રહીને દેવકુમારીના સંન્યાસના વિષયપર તે આવી ગઈ એ વિષયની ચર્ચાનો ચાતુરીથી આરમ્ભ કરતાં તેણે જણાવ્યું કે—

"ચપા બહેન, આ વખતે આપ બાનૂની દિલ્લીમાં પધરામણી થયા પછી થોડા વખતમાં જ દિલ્લીમાં આપના આગમનથી કેટલીક એવી ઘટનાઓ બની ગઈ છે કે તે ઘટનાઓ મને તો અદ્ભુત નવલકથામાં વર્ણવાતી અદ્ભુત તથા અલૌકિક ઘટનાઓ જેવી જ ભાસ્યા કરે છે, અને તેમા પણ રાજનન્દનની પત્ની માનકુમારી તથા શેઠાણી દેવકુમારીના સંન્યાસની ઘટનાઓ તો વળી એટલી સીમા પર્યંત અદ્ભુત તથા આશ્ચર્યકારિણી છે કે અદ્યાપિ એ ઘટનાઓ મને તો અશક્ય જેવી જ દેખાયા કરે છે. હવે આપે સાહજો પણ સંસારના એક પૂર્ણ અનુભવને ધરાવતાં નારીરત્ન છો, તેમ જ આપની આ સેવિકા પણ સસારના થોડા ઘણા અનુભવને મેળવી શકી છે તો હવે હું આપને એમ પૂછવા

માગુ છું કે, સન્યાસ નામક શતરજની એક બાજી છે અને માનકુમારી તથા દેવકુમારીએ તે બાજીને રમવાનો આરભ કરેલો છે, તો હવે કહો કે એ બાજીમા જીત કોની થશે અને હાર કોના પક્ષમા જશે? આપના અભિપ્રાયને જાણી લીધા પછી હું મારો અભિપ્રાય દર્શાવીશ"

રામદુલારીના આ વિલક્ષણ પ્રશ્નને સાભળીને હું કાઈક વિચારમા પડી ગઈ અને ત્યાર પછી શાતિથી કહેવા લાગી "મને તો એમ જ લાગે છે કે માનકુમારી તથા દેવકુમારી એ ઉભય અબળાઓના હૃદયો વૈરાગ્યશીલ થયેલા હોવાથી બન્ને સમાન કક્ષામા જ રહેશે, જ્યા ત્યાગનો જ વિષય પ્રધાન હોય છે ત્યા વિજય તથા પરાજયનો પ્રશ્ન હોતો જ નથી, અને તેથી સન્યાસને શતરજની બાજીની તેમ જ માનકુમારી તથા દેવકુમારીને બાજી રમનારીઓની ઉપમા આપી શકાય જ નહિ"

"મારી માન્યતા પ્રમાણે આપનો જે પ્રમાદ થાય છે તે અહીં જ થાય છે;" રામદુલારી મારા અભિપ્રાયનો પ્રતિવાદ કરતી કહેવા લાગી "હુ તો એમ જ માનું છુ કે આપણે જન્મથી મરણ પર્યંત જે જે કર્મો કરીએ છીએ તે સર્વ શતરંજ અથવા ચોપટની બાજીઓ જ છે એટલે તે બાજીઓને જીતીને આપણે જ્યારે પાર પડીએ ત્યારે જ પાર પડ્યા કહેવાઈએ. સન્યાસ પણ એક ઉત્કૃષ્ટ કર્મ છે અને તેથી તેને શતરજની ઉપમા તથા સન્યાસી કે સન્યાસિનીને રમનાર કે રમનારીની ઉપમા આપવી એ સર્વથા યોગ્ય જ છે મને તો લાગે છે કે માનકુમારીની વૈરાગ્ય-શીલતા કાઈક દૃઢ હોવાથી આ બાજીમા જીતી જવાથી તેનો સન્યાસ સફળ થશે અને મારાં દેવકુમારી શેઠાણી અત્યંત ચચળ મનના તેમ જ અસયમશીલ હોવાથી આ બાજીમાં કદાચિત્ હારી જશે અને તેમના સન્યાસની વિફળતા થતા તેઓ અહીંનાં કે ત્યાના ક્યાયના પણ નહિ રહે પરમાત્મા કરે અને 'ધોબીનો કૂતરો નહિ ઘરનો કે નહિ ઘાટનો !' એવી તેમની દશા ન થાય તો સારું ચપા બહેન, પ્રથમ તો મારો પણ સંન્યાસિની થઈને તેમની સાથે તીર્થક્ષેત્રમા ચાલ્યા જવાનો વિચાર હતો, પરતુ ત્યાર પછી તેમના ચચળ સ્વભાવનો વિચાર કરતાં મારી મનોદેવતાનો એવો ધ્વનિ મારા સાભળવામા આવ્યો કે 'રામદુલારી ખબરદાર, રખેને સાહસ કરતી, નહિ તો ક્યાક તીર્થક્ષેત્રમા શેઠાણીના કુકર્મની ભાગિની થવાનો પ્રસગ આવશે, તો તીર્થક્ષેત્રમા કરાયલા પાપો વજ્રલેપ થતા હોવાથી તારા બન્ને લોક, આ લોક અને પરલોક, બગડી જશે !' આ કારણથી શેઠાણી સાથે જવાના વિચારને મેં માડી વાળ્યો અને આપની સેવામા રહેવાનો જ નિશ્ચય કરી લીધો મારી તો એવી જ ભાવના છે કે શેઠાણીનો સન્યાસ સફળ થાય તો સારૂ, પણ મારૂ મન મને કોણ જાણે શા કારણથી એમ જ કહ્યા કરે છે 'શેઠાણીનો સન્યાસ કદાપિ સફળ થવાનો નથી!' મારી આ વાર્તા અત્યારે કદાચિત્ આપના માનવામા નહિ આવે, પણ જો જીવતા રહીશું અને સન્યાસિની દેવ-કુમારીના સાક્ષાત્કારનો પ્રસગ આપણને વર્ષે, બે વર્ષે કે ચાર વર્ષે પ્રાપ્ત થશે, તો તે વેળાયે હું આપને બતાવી આપીશ કે આપની માન્યતા ખરી પડી છે કે આ રામદુલારીની માન્યતા સત્ય ઠરી છે? અત્યારે આ વિષયનો વિશેષ વાદ-વિવાદ નિરર્થક છે" રામદુલારીએ પોતાના પ્રતિવાદનો આ શબ્દો સાથે અત લાવી દીધો એટલે પછી મેં પણ એ વિષયની ચર્ચામા આગળ વધવાનું યોગ્ય ન ધાર્યું મેં હવે કાઈક વિનોદના ઉદ્દેશથી કહ્યુ –

"રામદુલારી ! શેઠાણીનું તો જે થવાનું હશે તે થશે; પણ તારો જો સન્યાસિની થવાનો વિચાર હોય તો તું એકલી જ તારી ઇચ્છામા આવે ત્યા રહીને પોતાના સન્યાસને સફળ કરી પરમાત્મપ્રાપ્તિ કરી લેવાને સ્વતંત્ર તથા સમર્થ છે, તો પછી તેમ શામાટે નથી કરતી અને હજી પણ સસારને વધારે અને વધારે શા માટે વળગતી રહે છે ? આથી તો એમ જ જણાય છે કે તારી આસક્તિનો અંત નથી થયો મને તો લાગે છે કે હજી તો તારા મનમા કોઈ સારા ભાયડાની ધણીઆણી થવાના વિચારો પણ રમી રહ્યા હશે, કેમ ખરૂં કે નહિ ?"

"ચપા બ્હેન, તમોએ દ્રૌપદીની ભૂમિકા ભજવીને જે દિવસે અપૂર્વ વિજય મેળવ્યો તે દિવસે પણ મને કોઈ છેલછબીલા અને રંગીલા રસીલા ધણીની ધણીઆણી થવાનો ઉપદેશ આપ્યો હતો અને આજે પણ તમારા મુખમાંથી તે જ આશયને દર્શાવનારા શબ્દો નીકળે છે એટલે એથી સ્પષ્ટ જણાય છે કે આ રામદુલારીને અખંડ સૌભાગ્યવતીના અવતારમા જોવાની તમારી પ્રબળ આકાંક્ષા છે. અર્થાત્ જો આપ સાહબાની એવી જ ઇચ્છા હોય, તો ભલે કોઈ રૂડા, રૂપાળા, છેલછોગાળા, મારાથી દશ વર્ષ ઓછી ઉમ્મરના અને રઢિયાળા ભાયડાને ગોતી લાવો એટલે આપણે તેનું ઘર માડવાને અને તેના ધણીઆણીજી થવાને તૈયાર છીએ, અદ્યાપિ આપણે સસારત્યાગિની સન્યાસિની અથવા તો પતિવ્રતા સતીશિરોમણીઓની નામાવલીમા નામ દાખલ કરાવ્યુ નથી અને તેથી કોઇની ધણીઆણી થતા આપણને આળ લાગે તેમ નથી જો તેવા કોઈ સારો ધણીજી ગોતી આપશો તો તમને મોઢે માગી દલાલી પણ આપીશું, પછી છે કાંઈ અમારો અપરાધ ?" રામદુલારીએ વિનોદનુ ઉત્તર વિનોદથી આપીને ભાયડાને ગોતવાનો ભાર મારા માથાપર નાખી દીધો.

મેં પણ તેના જેવા જ વિનોદમય ભાવથી તેને જણાવ્યુ કે "જોને રામદુલારી ! દિલ્હીના તો જાણે આપણે છીએ અજાણ્યા એટલે અહીં તો તારા માટે ભાયડો ગોતવાનુ કામ આપણાથી કરી શકાય તેમ નથી, પરંતુ મુબઈ પહોંચ્યા પછી તરત જ તારા એ કામને હું હાથમા લઇશ અને ત્યાના અંગ્રેજી તથા ગુજરાતી છાપામા તારો ફોટોગ્રાફ આપીને તારા લગ્નની જાહેરખબર છપાવીશ એટલે તારા હાથના હજારો ઉમ્મીદવારો દિવસમા દશ દશ વાર ઘેર આવીને ઉબરો પણ તોડી નાખશે; કેટલીક જાતિઓમા કન્યાઓની અછત હોવાથી વાંઢાની સખ્યા ઘણી જ વધવા લાગી છે અને ઑનરેબ્લ પટેલના જાતિવિનાશક બિલનો લાભ લેવામાટે તૈયાર થયેલા એવા કેટલાક વાંઢા ગમે તે જાતની બાયડી સાથે હથેવાળો મેળવીને અથવા માથા ભટકાવીને સંસાર માડવાને એક પગે તલપી રહ્યા છે એટલે તારાથી દશ વર્ષ ઓછી ઉમ્મરનો તો શું પણ તારાથી વીસ વર્ષ નાનો તારા દીકરા જેવડો ધણી પણ તને મળી શકશે. તારી ઇચ્છા પૂરી થાય એટલે પછી જે દલાલી આપવી હોય તે આપજે બસ, હવે તો સતોષ થયો ?"

"મને મારા દીકરા જેવડો નવો જવાન અને નાનો નાવલિયો મળે અને તે છતા પણ સંતોષ ન થાય, એમ કદાપિ બની શકે ખરૂ ? પણ તમારી આ મેહરબાનીનો હું છાપામા જ ઉપકાર માનીશ અને મારા જેવી બીજી વાંઢીઓને ધણીઆણી થવામાટે તમારી પાસે આવવાની તથા તમારી મદદ લેવાની સલાહ

આપીશ કે જેથી ભવિષ્યમાં પણ તમારી દલાલીની કમાણી ચાલતી જ રહે અને ટંકશાળ પડતી જ રહે” રામદુલારીએ વિનોદમાં આગળ વધીને ચુટકીઓ લેવા માંડી.

અમારો આ વિનોદ હજી તો બહુ જ આગળ વધવાનો હતો, પરન્તુ એ વેળાયે મારો નોકર નીચેથી ઉપર આવ્યો અને તેણે એવો સંદેશ સંભળાવ્યો: “કોઇ એક અમીર બે ઘોડાની ફેટનમા બેસીને આપને મળવામાટે આવ્યા છે, અને જો આપની આજ્ઞા હોય તો તેઓ ઉપર આવીને એકાંતમા આપની સાથે થોડી વાર વાતચીત કરવા ઇચ્છે છે.”

“તેમનુ નામ તેં પૂછી લીધું છે? તેમ જ તેમના દેખાવ તથા તેમની બોલચાલથી, તેઓ કેવા ગૃહસ્થ જણાય છે, એ તારાથી કહી શકાય તેમ છે ખરૂં કે?” મેં તે અમીરને ઉપર બોલાવવા પૂર્વે તેના સત્ય સ્વરૂપને બાબત જેટલા પરિમાણમાં જાણી શકાય તેટલા પરિમાણમાં જાણી લેવાના આશયથી આ પ્રશ્ન પૂછ્યો.

મારા એ પ્રશ્નના ઉત્તરમાં મારા અનુચરે જણાવ્યું. “એ આવેલા અમીરનો દેખાવ પ્રભાવશાળી છે અને તેમની વાતચીતથી પણ તેઓ સભ્ય તથા પ્રતિષ્ઠિત હોય એમ સ્પષ્ટ જણાઇ આવે છે”

“કેમ ત્યારે, રામદુલારી! અત્યારે સાડા અગિયાર વાગી ગયેલા હોવાથી અડધી રાત થવા આવી છે, તો એ અમીરને ઉપર બોલાવીશું કે કેમ? તેમને અત્યારે ઉપર ન બોલાવતા આવતી કાલે દિવસે આવવાનુ કહેવડાવી દઇએ, તો?” મેં રામદુલારીની સલાહ લેવામાટે પૂછ્યુ

પરંતુ મારા એ વિચારને સાંભળીને વચ્ચે જ મારા અનુચરે જણાવ્યું “તે અમીરે કહેલુ છે કે જો અત્યારે ન મળી શકાય તો બીજી વાર મળવાનો વખત રાતનો જ આપજો, દિવસના સમયમાં તેમનાથી આવી શકાય તેમ નથી પ્રથમ હું આ વાત કહેતા ભૂલી ગયો હતો ઠીક થયું કે આપે આ સવાલ ઉઠાવ્યો એટલે મને પણ એ વાત તરત યાદ આવી ગઇ”

“જો એમ જ હોય તો ભલે અત્યારે જ બોલાવો અને તે મેહરબાન આલીખાન્દાન જે કાંઇ પણ કહેવા માગતા હોય તે સાંભળી લ્યો. આવતી કાલે તો નાટક છે એટલે આજની આ બાબતને વળી પરમ દિવસપર નકામી મુલ્તવી રાખવી પડશે અને એ સાહેબ શામાટે આવ્યા હશે એ રહસ્યને જાણવાની અકારણ આતુરતા રહ્યા કરશે” રામદુલારીએ તે અમીરને તત્કાળ બોલાવવાની સલાહ આપી દીધી.

મને પણ રામદુલારીની એ સલાહ વ્યાજબી લાગી અને તેથી મેં મારા અનુચરને કહ્યું “ભલે જા અને તે અમીરને માનપૂર્વક ઉપર લઇ આવ, પરન્તુ તેઓ અહીં મારી સાથે વાતચીત કરતા બેઠા હોય તે વેળાયે તું આ ઓરડાના દરવાજા બહાર બેસી રહેજે, એ અમીરને આપણે ઓળખતાં નથી એટલે સાવધ રહેવાની આવશ્યકતા તો છે જ.” અનુચર નીચે ગયો એટલે મેં રામદુલારીને કહ્યું. “રામદુલારી! અત્યારે હવે આ મેહમાનની બીજી વધારે મેહમાનદારી કરી શકાય તેમ ન હોવાથી પાન બનાવીને તૈયાર રાખજે અને બાજૂના ઓરડામાં મારા આવાહનની વાટ જોતી બેસી રહેજે.”

"જેવો આ સાહેબનો હુકમ" આ પ્રમાણેના શબ્દો ઉચ્ચારી લટકો કરીને રામદુલારી બાજૂના ઓરડામાં ચાલી ગઇ અને હુ તે મેહમાનની વાટ જોતી ઓરડાના દરવાજામા ઉભી રહી.

પાચ મિનિટમા જ મારો ચાલાક નોકર તે અમીરને લઇને ઉપર આવી લાગ્યો અને મને દરવાજામા ઉભેલી જોઇને તેણે તે અમીરને કહ્યુ. "યહી હમારી માલિકા મિસ મેનકા હયેં જનાબ !"

"મયેં ઇન્હે અચ્છી તરહ પહચાનતા હું, નઇ શનાસાઇકી કોઇ જુરૂરત નહીં હય" તે અમીરે ઉર્દુ ભાષામા કહ્યું.

"આઇયે, આઇયે, જહે કિસ્મત કે ઇસ ખાદિમા કે ગરીબખાનેકી આજ હજરત સલામતને રૌનક બઢાઇ હય, ઇસીકા હમેશા કે લિયે મમ્નૂનો એહસાનમંદ બનાઇ હય." આ પ્રમાણેનો આવકાર આપીને મેં તે અમીરને માનપૂર્વક કુરસીપર બેસાડ્યો અને ત્યાર પછી નમ્રતાથી પૂછ્યું. "તશરીફ લાનેકા બાઇસ બતાઇયે, ક્યા હુકમ હય, ફર્માઇયે"

"જરા આપભી સામને બયઠ જાઈએ" અમીરે મને બેસવા માટેનો ઇશારો કર્યો, અને હું નીચે ગાદલાપર ઓસીકાને અઢેલીને બેસી ગઇ

—※※※—

## પ્રકરણ ૨૫ મું

## મારા સત્વની એક નવી કસોટી !

મધ્યરાત્રિના સમયમા જે અમીરની મારા ગરીબખાનામાં પધરામણી થઈ હતી તે અમીરના રગરૂપ આદિનો પરિચય કરાવ્યા પછી હુ તેની સાથે થયેલા વાર્તાલાપને વર્ણવીશ અને તેની સાથેનો વાર્તાલાપ જો કે ઉર્દુ ભાષામા જ થયો હતો. તો પણ ગુજરાતી પાઠક તથા પાઠિકાઓને સુલભ થઈ પડે એટલામાટે હું તેનો ગુજરાતી અનુવાદ જ આપીશ

તે અમીરની ચામડીનો રગ યૂરોપીયનોની ચામડી જેવો ગોરો હતો, તેના શરીરનો બાંધો પુષ્ટ હોવા સાથે ઉચો હતો અને તેનું લબગોળ મુખમડળ ફ્રેન્ચ ફેશનથી કાતરેલી અણીદાર ધોળી દાઢીના યોગે વિશેષ પ્રભાવશાળી દેખાતું હતું. તેણે અત્યારે માથાપર લાલરંગની કાળા ગોડાવાળી ફેજ અથવા ટર્કિશ કૅપ (ટોપી), શર્ટ (ખમીસ), વેસ્ટ (કબજો), કાળી બનાતનો શૉર્ટ અથવા હાફ કોટ (અર્ધો કોટ), તેવી જ કાળી બનાતની પાટલુન અને કાળા બૂટ એ પ્રમાણેના વસ્ત્રાદિ ધારણ કર્યાં હતા અને અલકારોમા તેના હાથની આંગળીઓમાં હીરાની ઝગમગાટ કરતી બે વીંટીઓ તથા વેસ્ટના ખીસામાં ગોલ્ડન ચેન (સોનાની સાંકળી)થી શોભતું ઘડિયાળ એ બે ત્રણ વસ્તુઓ જ હતી સારાંશ કે, એ લગભગ પિસ્તાળીસથી પચાસ વર્ષના પુરુષના આકાર પ્રકાર તથા વેશભૂષણ આદિને જોતા કોઇ વર્તમાન તુર્કી પાશા (સૂબા) નું જ સ્મરણ થયા કરતું હતું; પરંતુ તેની સ્પષ્ટ ઉર્દુ ભાષાને અને ઉર્દુ ભાષા બોલવાની પદ્ધતિને જોતાં તે તુર્ક નહિ, પણ હિંદુસ્તાની મુસલ્માન ગૃહસ્થ તરીકે સ્પષ્ટ ઓળખાઇ આવતો હતો, અને તેથી અલીગઢ કોલેજમાંના પ્રોફેસરો તથા વિદ્યાર્થીઓ બહુધા જેમ તુર્કી—વર્તમાન તુર્કી—પદ્ધતિના પોશાકમા જ સજ્જ રહે છે તેવી રીતે તેણે પણ તુર્કી

પોશાકને પસંદ કરેલો હોવો જોઇએ, એવું તત્કાળ અનુમાન કરી શકાતું હતું. ઉર્દૂ બોલતાં બોલતા વચ્ચે વચ્ચે તે કેટલાક સમસ્ત વાક્યો અંગ્રેજીમાં જ બોલી જતો હતો અને તેની અંગ્રેજી ભાષા બોલવાની પદ્ધતિ તથા શુદ્ધતા આદિને જોતાં તે અંગ્રેજી ભાષાનો પણ ઉત્તમ જ્ઞાતા હોવો જોઇએ એમ પોતાની મેળે જ જણાઈ આવતું હતુ અમો બન્ને બેઠા પછી અમારી વચ્ચે જે સંવાદ તથા વાર્તાલાપ થયો તે નીચે પ્રમાણે હતો.–

"મિસ મેનકા, હું અત્યારે અડધી રાતે આપને તકલીફ આપવામાટે શા કારણથી આવ્યો છું એની કલ્પના કદાચિત્ તત્કાળ તમારાથી કરી શકાય તેમ નથી અને તેટલામાટે આરંભમા જ હું મારો પોતાનો પરિચય કરાવીને તત્કાળ મુદ્દાની વાતપર આવી જવા માગુ છું કે જેથી આપની ઉંઘમા ખલેલ પણ ન થાય અને મને પણ મારી માગણીનો જવાબ મળવાનો હોય તે મળી જાય એટલે આશાથી પણ આશા કે નિરાશાનો નિશ્ચય કરી શકાય સાભળો, હું દિલ્હીનો એક આલીખાન્દાન અને આબરૂદાર અમીર છુ અને સરકાર દરબારમા પણ મારી સારી આબરૂ છે. ફજલે ખુદાથી જેમ મારા ઘરમા માલોજર બિસિયાર છે તેમ જ ચાર દીકરા અને બે દીકરીઓ મળીને પરવરદિગારે છ ફર્જન્દ આપેલા હોવાથી મારી જાહોજલાલીનો લીલો ગુલ્જાર છે જો કોઈ દુ ખ હોય તો તે એટલું જ છે કે છેલ્લા બે વર્ષના અરસામા મારી જે બે હસીના અને તાલીમયાફતા બીબીઓ હતી તે બન્ને બીબીઓ એક પછી એક જન્નતનશીન થઈ છે અને તેથી મારી જિન્દગીનો લુત્ફ જતો રહ્યો છે, બામહબ્બત અને બાવફા ઔરતની સોહબત વિના મર્દની જિન્દગાની બેલુત્ફ તથા એક વબાલ જેવી થઈ પડે છે, એનો મને સારી રીતે અનુભવ થવા લાગ્યો છે અર્થાત્ મારી જન્નતનશીન થયેલી બીબીઓ તો હવે જિન્દા થઈ શકે તેમ છે જ નહિ એટલે જો હવે બીજી કોઇ ખુબસૂરત, નેકસીરત, તાલીમયાફતા, અસ્મતપરસ્ત, બામહબ્બત અને બાવફા ઔરત મને મળી જાય, તો તેની સાથે દીને ઈસ્લામના કાનૂન મુજબ નિકાહ કરીને મારા ગયેલા આરામને પાછો મેળવી લેવાનો મારો વિચાર છે, મર્દનો જો કોઇ સાચો હમ્મદર્દ, હમ્રાજ અને ગમગુસાર દોસ્ત હોય તો તે ફક્ત એક બીબી નેકકિર્દાર છે" તે અમીરે પોતાનો પરિચય કરાવ્યો.

"હજરત સલામતને લોકો કયા ઇસ્મે મુબારિકથી બોલાવે છે?" તેના બોલવામા અદ્યાપિ તેના પોતાના નામનો ક્યાય પણ ઉલ્લેખ ન આવવાથી મેં તેના નામને જાણવાની ઇચ્છાથી આ પ્રમાણેનો પ્રશ્ન પૂછયો

"ફિદવીને ખાસો આમ જુલ્ફિકાર બેગ કહીને બોલાવે છે અને મારુ એ નામ અખબારોમા પણ આવે છે" તેણે પોતાના નામનો વિવેકથી ઉલ્લેખ કરી સભળાવ્યો

જો કે જુલ્ફિકાર બેગની માર્મિક પ્રસ્તાવનાથી જ તેના મનનો આશય કેટલેક અંશે તો મારા જાણવામાં આવી ચૂક્યો હતો, તો પણ તેના ગૃહસ્થ હોવામાં કોઈ પણ પ્રકારનો સશય ન હોવાથી તેમ જ મારા વિષે એવા એક ગૃહસ્થના શા વિચારો છે તે જાણી લેવાના આશયથી મેં તેની સાથે સારી રીતે વાર્તાલાપ કરવાનો મારા મનમા નિશ્ચય કરી લીધો, અને તેથી એ સવાદને આગળ લંબાવવાના ઉદ્દેશથી મેં કહ્યું "આલા હજરત! જો આપની કોઇ પણ ઔરત સાથે

નિકાહ કરવાની ખાહિશ હશે, તો આપ જેવા મોતબર, તવંગર, તાલીમયાફતા, મશહૂર, નામદાર, જીવિકાર, મહબ્બતપરસ્ત તથા બાવફા અમીરના જનાનખાનાની બેગમ થવામાટે એકને બદલે એકવીસ લાયક ઓરતો તૈયાર થશે, એમાં કોઈ પણ જાતનો શક છે જ નહિ જો ખરુ પૂછો તો ઓરતોનો તો આજકાલના જમાનામા જ્યાં જુઓ ત્યા સુકાળ છે અને જો દુકાળ હોય તો તે લાયક મર્દોનો જ દુકાળ છે એટલામાટે જો કોઈ લાયક મર્દ શાદી અથવા નિકાહનો ઉમ્મીદવાર દેખાય છે, તો તેની સાથે શાદી અથવા નિકાહ કરવાને સેંકડો કુંવારી કન્યાઓ તેમ જ જવાન બેવાઓ તૈયાર થઈ જાય છે ! હું નથી સમજી શકતી કે કાંઈ પણ જાન પહચાન ન હોવા છતાં આ બાબતની સલાહ લેવામાટે આ હકીર ખાદિમા પાસે આવવાની આપ નામદારે શા કારણથી તકલીફ ઉઠાવી છે ?”

“ઓરતો તો જેટલી જોઇએ તેટલી મળી શકે છે, પણ જે ઓરતમાં મર્દનું દિલ પરોવાયું હોય તે ઓરત જો તેને મળી જાય તો તેથી મર્દને જિન્દગીનો જે લુત્ફ હાસિલ થાય છે તે બીજી ઓરતની મહબ્બતથી હાસિલ થઈ શકતો નથી અત્યાર સુધી બીજી કોઈ પણ ઓરતની મહબ્બતનો હું પરસ્તાર થયો નથી; પરતુ આપને જ્યારથી મેં નાટકમા દ્રૌપદી તેમ જ રજીયાના પાર્ટમાં જોયાં છે ત્યારથી હું આપનો આશક જાનિસાર થયો છું અને જો આપની રજા હોય તો મારા માલોજરને તેમ જ મારી મહબ્બતના ગુલોને આપના દસ્તે મુબારકમાં સોંપી દેવાને તૈયાર થયો છું” જુલ્ફિકાર બેગે પોતાના મનોભાવને સ્પષ્ટ શબ્દોમાં દર્શાવી દીધો

તેના આ ઉદ્ગારોથી જાણે મારા હૃદયમાં અતિશય આશ્ચર્યનો ઉદ્ભવ થયો હોયની ! તેવા વિલક્ષણ ભાવને મારા મુખમડળમા દર્શાવીને હું આશ્ચર્યચકિત થતી કહેવા લાગી “ક્યા આપ અમીરૂલ્ઉમ્રા આલીખાન્દાન તથા જીવિકાર અને ક્યા હું નાટકમા નાચનારી એક હકીર ઓરત, એક બેસવા કે જે પોતાની ઇજ્જતને વેચનારી છે સરે બાજાર ! આપ નામદાર એક બેસવા અથવા પોતાના હુસ્નને જાહેર લીલામથી વેચીને પૈસા પયદા કરનારી નારી બાજારીના સત્ય સ્વરૂપને જાણતા નથી અને તેથી જ આ સાહસ કરવાને તૈયાર થયા છો. મને આપની શરાફતપર રહમ આવે છે, અને તેથી જ બેસવા હોવા છતા પણ હું આપને ઢોલ વગાડીને કહું છું કે બેસવાની ફક્ત પૈસા સાથે બધાયલી સરાસર બનાવટી અને તકલીદી મહબ્બતના પરસ્તાર ન થશો, હીરો સમજીને પથ્થરના ખરીદદાર ન થશો જેવી રીતે વર્ષાઋતુમા આકાશ મેઘોવડે આચ્છાદિત રહ્યા કરે છે, તેવી જ રીતે વેશ્યાઓનાં હૃદયાકાશો સ્વાર્થરૂપ મેઘોવડે નિરતર ઘેરાયલાં જ હોય છે. વેશ્યાઓ ખાય છે, પીએ છે, હસે છે, બોલે છે, શૃગાર સજે છે, કેશોને સવારે છે અને દર્પણમા પોતાના રૂપને નિહાળે છે; પરતુ તેમના અત કરણમાં પ્રેમનો અંશમાત્ર પણ ન હોવાથી તેઓ જલહીન નદી, જેમાં પાક આવવાનો કદાપિ સભવ હોતો જ નથી તેવી એક અનુત્પાદક ક્ષેત્રભૂમિ, વનચરવિહીન વનવિભાગ અથવા તો ચેતનરહિત શરીર સમાન છે અથવા તો એક એવા દિવસની કલ્પના કરો કે ઝરમર ઝરમર વર્ષા વર્ષી રહી છે, વાયુનો અભાવ છે, ચપળાનો ચમકાટ દેખાતો નથી, મેઘગર્જના સભળાતી નથી અને

સર્વત્ર મલિનતા તથા સ્થિરતાનું જ સામ્રાજ્ય વિસ્તરેલુ દૃષ્ટિગોચર થાય છે! એવા દિવસનું જે ચિત્ર તે જ વેશ્યાના જીવનનું સજીવન ચિત્ર છે અને તેથી વેશ્યાના સંગથી સ્નેહસુખની આશા રાખવી તે આશા આકાશકુસુમને મેળવવાની આશા સમાન છે, એ નવીનતાથી કહેવાની આવશ્યકતા છે જ નહિ!

"પરંતુ હું આપને એક બેસવા અથવા એક નારી બાજારી માનતો જ નથી તેનું કેમ ?" જુલ્ફિકાર બેગે આટલા ટૂંકા પ્રશ્નથી જ મારા દીર્ઘ ભાષણનું ઉત્તર આપી દીધુ

પરતુ મારે હજી બહુ બોલવાનું હતું અને તેથી તેના એ ઉત્તરનો બળ-પૂર્વક પ્રતિવાદ કરતી હું આગળ વધીને કહેવા લાગી "આપ મને શા કારણથી એક બેસવા અથવા એક નારી બાજારી નથી માનતા વારુ ? સ્ત્રીનું સૌન્દર્ય કે જે ઈશ્વરે આપેલું શ્રેષ્ઠ દાન છે, સ્ત્રીનું રૂપ કે જે ઇન્દ્રધનુષ્ય પ્રમાણે તે અનાદિ ઉજ્જવલ રૂપને રંજિત કરે છે, સ્ત્રીનું રૂપ કે જેના મહિમાથી પૃથ્વી ગર્વપૂર્વક મસ્તકને ઉન્નત કરીને સ્વર્ગને દ્વન્દ્વયુદ્ધમાટે આહ્વાન કરે છે અને કહે છે 'હે સ્વર્ગ ! દેખાડી દે કે સ્ત્રીના સૌન્દર્ય જેવી તારી પાસે કઇ વસ્તુ છે,' સ્ત્રીનુ રૂપ કે જેના ચરણોમાં આવીને સમસ્ત સંસારના સૌન્દર્યો માન પૂર્વક મસ્તક નમાવે છે, સ્ત્રીના જે રૂપને જોતા જ શબ્દસગીત ધ્વનિત થાય છે, ભાષા છન્દોમાં સ્વચ્છદ રૂપથી ગાતી દેખાય છે, જ્ઞાન પાગલ થઈ જાય છે અને ભક્તિ ગોઠણ-મડીએ પડીને પ્રણામ કરતી જણાય છે, માત્ર એટલુ જ નહિ, પણ જે સૌન્દર્યના કોમળતમ હસ્તસ્પર્શથી હિંસ્ર પશુઓ પણ વશ થાય છે, તે અનન્ય સ્વર્ગીય સૌન્દર્યને વેચીને વિશ્વની અન્ય વેશ્યાઓ પ્રમાણે જ હું પણ શું મારા ઉદરની ગર્તાને ભરવાનો વ્યવસાય નથી કરતી ? શું લક્ષ્મીના લોભથી નારીજાતિની સ્વાભાવિક લજ્જાને સર્વથા ત્યાગી દઈને હજારો પ્રેક્ષકો સમક્ષ રંગભૂમિપર નથી નાચતી અને પ્રેક્ષકોના મનોરંજનમાટે કામોદ્દીપક હાવભાવ નથી કરી બતાવતી ? સારાંશ કે, વેશ્યાના સર્વ દુર્ગુણો મારામા વર્તમાન હોવા છતા આપ મને બેસવા અથવા નારી બાજારી નથી માનતા એ કા તો આપની મોહાધતાનુ અને કાં તો આપના પ્રમાદનું પરિણામ છે, એમ જ મારે નિરુપાય થઇને કહેવું પડે છે અને એથી જો કાઇ પણ અવિનય થતો હોય તો તેની ક્ષમા આપશો."

મારી એવી ધારણા હતી કે વેશ્યાના હૃદય તથા સૌન્દર્યનું આવુ ભયાનક શાબ્દિક ચિત્ર આલેખવાથી જુલ્ફિકાર બેગના અત કરણમા અવશ્ય તિરસ્કારનો આવિર્ભાવ થશે અને તેથી તે વિશેષ આગ્રહ ન કરતા ઉઠીને ચાલ્યો જશે, પરતુ જુલ્ફિકાર બેગ મારા કરતા વયમા જેમ વૃદ્ધ હતો તેમ જ સંસારના અનુભવમા પણ વૃદ્ધ હોવાથી મારા એ ભાષણનુ તેના મનમાં થવું જોઇએ તેથી વિપરીત પરિણામ થવુ દેખાયું અને મારો પ્રયોગ સર્વથા નિષ્ફળ થયો તે મધુર સ્મિત કરતો શાત ભાવથી કહેવા લાગ્યો.–

"મિસ મેનકા ! અત્યાર સુધી આપની જે તારીફ મારા સાભળવામાં આવી હતી તે મને કાઇક વધારે પડતી લાગતી હતી· પણ આજે આપની મુલાકાતનો અને આપની સાથે ગુફ્તગૂનો મોકો મળતા મને એમ જણાય છે કે આપની તે તારીફ હોવી જોઇએ તેના કરતા બહુ જ ઓછી હતી. પોતાને એક બાજારી

ઓળખવા તરીકે ઓળખાવી બેસવાના દિલ તથા હુસ્નની ખોફનાક લકૂબી તસ્વીર બતાવીને, આપ એમ જાણતા હશો કે, હું આપને હિકારતની નજરથી જોવા માંડીશ અને અહીંથી ચાલ્યો જઇશ, પણ એમ માની લેવામાં આપની મોટામાં મોટી ભૂલ થાય છે, આપની આ તકરારથી તો આપની શરાફત અને પાકીજગી જ સાબિત થતી જાય છે. જે ખરેખરી બાજારી નારી હોય છે તે પોતાને તેમ જ પોતાના પેશાને આટલી હદ સુધી કદાપિ વખોડતી નથી અને તે પોતાને તેમ જ પોતાના પેશાને આટલી હદ સુધી વખોડે એ મુશ્કિલ પણ નથી. હું મારા કેટલાક શરીફ દોસ્તોની જબાનથી આપની તારીફ સાંભળી ચૂક્યો છું. અને તેથી જો આપની હા હોય, તો આપ ગમે તેવાં હો છતાં પણ આપને હું મારી બીબી બનાવવાને તૈયાર છું, તકરારની ખાતિર એમ પણ માની લેવામાં આવે કે આપની જિન્દગી આજાદીમાં વીતેલી હોવાથી કદાચિત્ આપમાં કોઈ અયબ હશે, તો પણ મારી માન્યતા પ્રમાણે નિકાહની જજીરથી બંધાઇને જનાનખાનામાં વસનારી બીબી થતાં જ આપનો તે અયબ ચાલ્યો જશે અને શૌહરપરસ્ત બીબીની સઘળી તાસીરો આપમાં આવી જશે."

"નહિ, વેશ્યાના મન કે હૃદયમાં સત્ય પ્રેમનો અશમાત્ર પણ નથી હોતો અને તેથી તેને રસ્સીથી બાંધો, લોઢાની સાંકળથી બાંધો, કાયદાકાનૂનથી બાંધો, નિકાહથી બાંધો, શાદીથી બાંધો કે મંત્રના બળથી બાંધો, પરંતુ પ્રેમહીન બંધનો વેશ્યામાટે લેશમાત્ર પણ બંધક થઈ શકતાં નથી. હું સત્ય કહું છું કે હું વેશ્યા છું, વેશ્યાના ગૃહમાં મારો જન્મ થયો છે; મેં નિન્દિત ધનને માટે મારા શરીરને વેચી નાખ્યું છે અને લજ્જાનું લીલામ કરી નાખ્યું છે હું સમાજનો સડો છું, રસ્તામાં ભટકતી કૂતરી છું અને સર્વથા વિખ્યાતિની છું એટલે લગ્નના મર્મને સમજવાની મારામાં શક્તિ નથી!" મેં મારા વેષને સાંગોપાંગ ભજવી બતાવવાના ઉદ્દેશથી એક ઉન્માદિની સમાન આવેશથી આ ઉદ્ગારો કાઢી સંભળાવ્યા

પરંતુ મારા આ કૃત્રિમ ભાષણના શ્રવણથી જુલ્ફિકાર ખડખડાટ હસી પડ્યો અને કહેવા લાગ્યો "મિસ મેનકા! દીવાની અને ચચતાની ઓરતનો આ હાવભાવ જો તખ્તાપર કોઇ નાટકમાં કરી બતાવશો તો જોનારાઓ જરૂર આપને તાળીઓના ગગડાટથી વધાવી લેશે, પરંતુ આ નાટકનો તખ્તો ન હોવાથી અહીં આપની આ ચાલાકી કાઇ પણ કામ આવી શકે તેમ નથી. હવે આ નાટકની અને આ હાવભાવની તમામ શુદ્ધિ કરી નાખો અને મને જે ખરો જવાબ આપવાનો હોય તે આપી દ્યો હવે મારો વધારે ઇમ્તિહાન ન લ્યો"

"ત્યારે શું ખરેખરજ આપ નામદાર મારી મહબ્બતના બીમાર છો? મારી પોતાની જબાનથી મારી બદસીરતીના બયાનને સાંભળવા છતાં પણ મારી સાથે નિકાહ કરવાને એટલે કે દીવો લઇને કૂવામાં પડવાને તૈયાર છો?" જુલ્ફિકાર બેગના દિલની છેલ્લી કસોટી કરી લેવાના આશયથી મેં પૂછ્યું.

"હા ખરેખર જ હું આપની મહબ્બતનો બીમાર છું અને આપ નેક હો કે બદ, છતાં પણ હું આપની સાથે નિકાહ કરવાને તૈયાર છું" જુલ્ફિકારે પોતાનો દૃઢ નિશ્ચય દર્શાવી દીધો.

જુલ્ફિકાર બેગની જીત થઇ અને હુ હારી એટલે કે હવે વધારે બોલવાનો બીજો કોઇ પણ માર્ગ ન રહેવાથી હું સભાષણના સરળ માર્ગમા આવીને કહેવા લાગી. "હજરત સલામત! હું આપના હૃદયની દૃઢતા તથા એકવચનશીલતા-માટે આપને ધન્યવાદ આપુ છુ અને આપ આ નાચીજ બન્દીને આટલી હદ સુધી ઇજ્જતની નિગાહથી નિહાળો છો એમાટે હું આપના હજારો હજાર એહસાન માનું છુ જો અત્યારે હુ અમુક પ્રકારના બધનોમા ન હોત, તો જરૂર આપ નામદારની બીબી થઇને મારા નસીબને ચમકાવી લેત અને પોતાની મેળે જ નસીબને ચમકાવવા માટેના આવી મળેલા આવા મોકાને હાથમાંથી જાણ્યો જવા દેત નહિ, પરતુ અફસોસ કે લાચારીથી મારે આ મોકાને હાથ-માથી નીકળી જવા દેવો પડે છે"

"હું આપના પેચદાર બોલવાના ભેદને સમજી શકતો નથી ઘડીમા આપ મને આશાના આકાશમા ચઢાવો છો અને ઘડીમા પાછો નિરાશાના ઉડા ખાડામાં ગબડાવો છો, તે શામાટે અને શાકારણથી વારુ?" જુલ્ફિકાર બેગે વિનોદના ભાવને ગભીરતાના ભાવમાં ફેરવી નાખીને પૂછ્યું.

"કારણ એ જ કે જે કોઈ પણ એક માણસે અથવા તો વધારે માણસોએ આપની આગળ આ કમ્તરીન ખાદિમાની હદથી વધારે તારીફ કરેલી છે, તે માણસ અથવા તે માણસો મારી ખરી હાલતને જાણતા ન હોવાથી આપને પણ મારી હાલત જણાવી શકયા નથી એ વાત ખરી છે કે હું નાટકમા નાચનારી એક નટી હોવા છતા વેશ્યાઓ જેવી બદકાર નથી, પરતુ હું જાતની હિંદુ છુ, હિંદુધર્મને માનનારી છુ, પરણેલી છું, મારા ખાવિંદ, મારાં સાસૂ તથા મારી માતા સાથે મુબઇમા રહુ છું અને બે છોકરાની માતા છુ મારી આ હાલત જો પ્રથમથી જ આપ નામદારના જાણવામાં આવી હોત, તો આપ વિચારશીલ પુરુષ હોવાથી, હું નથી ધારતી કે, મારા ધર્મને, મારા ખાવિંદને, મારાં સાસૂને, મારી માતાને તેમ જ મારા સતાનોને ત્યાગીને આપ મને પોતા સાથે નિકાહ કરીને પોતાની બીબી થવા માટેનો આગ્રહ કરવાને તૈયાર થાત પરતુ આપ મારી ખરી હાલતથી નાવાકિફ હોવાથી આપે આ માગણી કરી છે અને તેથી હું આપને કશો પણ દોષ નથી દેતી; બલ્કે આપની માનભરી માગણી ન સ્વીકારી શકવા માટે હું આપની મોઆફીજ ચાહું છુ" મેં હવે મારી સત્ય પરિસ્થિતિનું તે અમીરને ભાન કરાવી દીધું

મારા આ ભાષણને સાભળતાં જ જુલ્ફિકારના મુખમડળમા શ્યામતા આવી ગઈ અને તેથી તેના અંત કરણમા નિરાશાનો આઘાત થયો હોય એમ સ્પષ્ટ દેખાવા લાગ્યું તે ગંભીરતાથી કહેવા લાગ્યો "મિસ મેનકા! આપ પરણેલા છો અને માદરે ફર્જન્દ છો એ વાત જો મારા જાણવામા આવી હોત, તો હું આવી માગણી લઇને અડધી રાતે આપને તકલીફ આપવામાટે આવત જ નહિ. આ તો હું જ આપનો ગુનાહગાર થયો છુ અને તેટલામાટે હું જ આપની મોઆફી ચાહું છું હું બન્દયે હવસ નથી અને તેથી હવે આપના સબધમા કોઈ પણ જાતની બુરી દાનત રાખવી એ બાબતને હું ગુનાહે અજીમ માનું છું. પરવરદિગાર આપને સર્વ રીતે સુખમા રાખે અને આપની શર્મ તથા ઇજ્જતને કાયમ રાખે, એ જ મારી દુવા છે"

પરંતુ ઝુલ્ફિકાર બેગ જેવા એક કુલીન, વિદ્વાન્, ધનવાન્ તથા ધર્મનિષ્ઠ અમીરની આવી નિરાશાને જોઇને મારા મનમા દયા આવી જવાથી મેં તેને કહ્યું "આલી જનાબ! જો આપની મારામા શ્રદ્ધા હોય અને મને આપ નેક ઔરત માનતા હો, તો આપના જનાનખાનાને સારી રીતે શોભાવી શકે તેવી અને આપને મહબ્બતનો મજા બરાબર ચખાવી શકે તેવી નવજવાન, હસીના, તાલીમયાફતા, રશ્કે હૂર, રશ્કે કમર અને ગાવાના હુનરમાં તો મારાથી લાખગણી ચઢિયાતી તેમ જ અસ્મતશઆર નાજનીન્ સાથે હું આપના નિકાહ કરાવી આપવાને તૈયાર છુ. જો કે એક વાર તેના અસ્મતમા બળાત્કારથી દાગ લાગી ચૂક્યો છે; પણ તેણે પોતાની ઇચ્છાથી વ્યભિચાર કર્યો નથી અને તેથી હું તો તેને અસ્મતપનાહ જ માનું છું. વળી તે નાજનીન્ મુસલ્માન હોવાથી આપ સાથે નિકાહ કરતા તેને ધર્મનો બાધ પણ નડે તેમ નથી. જો કે તેનો પોતાનો તો કેટલાક કારણોથી નિકાહ કરવાનો ઇરાદો છે જ નહિ, પણ જો હુ તેને સમજાવીશ અને આગ્રહ કરીશ તો કદાચિત્ તે માની જશે, એમ મને જણાય છે"

"મિસ મેનકા! આજથી હું આપને મારાં એક હમ્શીરા માનુ છુ અને જો આપ તે નાજનીનની શરાફત તથા લાયકી વિષે ખાત્રી આપતા હો, તો તેની સાથે નિકાહ કરવામા મને કોઈ પણ જાતનો વાંધો નથી." ઝુલ્ફિકારે તે નાજનીન્ સાથે નિકાહ કરવાની પોતાની ઇચ્છાને તત્કાળ વ્યક્ત કરી બતાવી

"જો એમ જ હોય, તો હું આપને જ્યારે કાગળ અથવા તારથી બોલાવું ત્યારે આપ મુંબઈ આવવાની તકલીફ ઉઠાવશો? કારણ કે, તે ઔરત મુબઇમાં છે અને મુબઇમાં નિકાહ થઈ ગયા પછી જ તે આપની સાથે અહીં આવી શકે તેમ છે." મેં એક શર્ત રજૂ કરી

"આપ જ્યારે પણ કાગળ લખશો અથવા તો તાર કરશો તે વેળાયે હું બાખુશી મુબઈ આવીશ અને તે હસીનાની જે શર્તો હશે તે પૂરી કરીને નિકાહ કર્યા પછી જ હુ તેને મારા ગરીબખાનામાં લઈ આવીશ આ મારા એક વિઝિટિંગ કાર્ડને સભાળી રાખજો, એમા મારૂં સરનામુ પણ લખેલું છે એટલે કાગળ અથવા તાર કરતી વેળાયે તે શોધવું નહિ પડે." એ પ્રમાણે મારી શર્તને સ્વીકારીને ઝુલ્ફિકાર બેગે પોતાના કાંડાપર બાંધેલા રિસ્ટ વૉચને ઉતારી નાખ્યું અને તે લગભગ અઢીથી ત્રણસેં રૂપિયાના રિસ્ટ વૉચને મારા હાથમા આપતાં કહ્યું. "એક બાઈ તરીકે હું આ એક સાદી ભેટ અત્યારે આપુ છુ તે સ્વીકારીને મને આભારી કરશો એવી આશા છે. મારા લાયક બીજું કાંઈ કામ હોય તો જરૂર જણાવશો. રાત હવે ઘણી મોડી થવા આવેલી છે એટલે આપને આપેલી તકલીફ-માટે વળી પણ એક વાર આપની મોઆફી માગીને હું હવે જવા માટેની રજા ચાહું છું. હ, પણ આપ મુબઈ જવાને અહીંથી ક્યારે ઉપડવાનાં છો?"

"લગભગ સાતથી આઠ દિવસમાં." મેં જવાબ આપ્યો.

"વારૂ ત્યારે જે દિવસે આપ અહીંથી રવાના થવાનાં હો તેથી એક દિવસ પહેલાં મને ખબર આપશો, તો હું સ્ટેશનપર આવીશ અથવા તો અહીં આપને મળી જઇશ. બંદગી." આમ કહીને તે ભલો અમીર અથવા સાચો મુસલ્માન જવામાટે ઉઠ્યો.

મેં રામદુલારીને બોલાવીને પાનની બીડી માનપૂર્વક તેના હાથમાં આપી અને તેનો સ્વીકાર કરીને 'ખુદાહાફિજ' કહેવાની સાથે જ તરુણ પુરુષ કર્યાં પણ વિશેષ બળથી અને વેગથી તે નિ સરણી ઊતરી ગયો. તે ફેટનમા બેસતા જ ફેટન ત્યાંથી અદૃશ્ય થઈ ગઈ

જુલ્ફિકાર બેગ અને મારા વચ્ચે ચાલેલા સંવાદનુ એકાગ્રતાથી શ્રવણ કરતી રામદુલારી પાસેના ઓરડામા બેઠી હતી તે હવે મારી પાસે આવીને બેસી ગઈ અને કહેવા લાગી "ચપા બહેન! આ અત્યારે પધારેલા તમારા પ્રેમના નવા ખરીદદારની અને તમારી નાટકના ભાષણો જેવી વાતચીત ચાલતી હતી ત્યારે વચ્ચે વચ્ચે અહીં આવીને બોલવામાટે મારૂ મન એટલુ બધું તલપી રહ્યું હતું કે અત્યાર સુધી માંડ માડ મારા મનને હું જાળવી શકી છું, અને મારી બહુ-બોલકણી બોબડીને બોલતી અટકાવી શકી છુ હાશ! હવે બોલવાનો વખત મળ્યો એટલે મનમાં ટાઢક પણ વળી અને ઉચો ચઢેલો જીવ પણ કાઇક હેઠો બેઠો! તમે તો થયા છો જાણે હવે સતીશિરોમણી અને કરવા માડી છે સાવિત્રી તથા અનસૂયાની સ્પર્ધા! એટલે તમો આવા અમીરોના પ્રેમપાશમાં ધનની કે માનની લાલસાથી ન સપડાઓ, એ બનવા જોગ છે, પરંતુ મને કોઈ નવા ધણીની ધણીઆણી બનાવવાના વિચારો તમારા મનમા રમી રહ્યા છે, તો પછી મારા જેવડો કે મારાથી પણ મોટો અને મારા લાયકનો તેમ જ બાયડીનો આવો ઉમ્મીદવાર ઘર બેઠાં આવ્યો હતો, તો તેની સાથે મારૂ પાટિયુ ગોઠવી આપવાની કોશિશ કરવાને બદલે બીજી નવજવાન નાજનીન સાથે તેના નિકાહ કરાવી આપવાની ખટપટ શામાટે જગાડી? શું તે જવાનીમા દીવાની બનેલી ઓરત તમને દલાલી આપશે અને હુ તમને તમારી દલાલી ન આપત?"

"ત્યારે તે વખતે જ બોલવુ'તું ને તને તો તારાથી વયમા દશ વર્ષ નાનો ધણી જોઇએ છે અને આ તો તારાથી દશ વર્ષ મોટો ધણી હતો એટલે એની સાથે તારુ પાટિયુ કેવી રીતે ગોઠવી શકાય? જો તારી રજા લીધા વિના મારાથી આવું સાહસ કરી જવાય અને તેથી ક્યાક તારા પોજીશનમા વાંધો આવી જાય, તો તારો પિત્તો ઉછળી આવતા તું ગાળો સભાળાવવા ને મારામારી કરવા તૈયાર થાય, તો? આવી શંકાથી આપણે તારા પાટિયાને ગોઠવવાનું સાહસ ન કરી શક્યા, પણ જવા દે, તારી મરજી હશે, તો એવા સો ઉમ્મીદવારો નીકળી આવશે, માત્ર તારી સલામતી જોઇએ! મારી દુલારી રામદુલારી! ખાજે ખાજે ને ચાવજે ચણા; તું સલામત છે તો ભાયડા ઘણા!" મેં પણ યોગ્ય શબ્દોમા રામદુલારીને વિનોદથી જ ઉત્તર આપ્યું અને તે સાભળીને રામદુલારી ખડ-ખડાટ હસી પડી.

"ખરી વાત છે, સો ટચના સોના જેવી અને અમેરિકાના ડૉલર જેવી ખરી વાત છે કે, માથુ સલામત હોય તો ધણી મળી આવે છે; ધણી ખમ્મા માથાને! તેમ જ આપણે સલામત છીએ તો ભાયડા તો પીટયા જોઇએ તેટલા મળી રહેશે; માટે ધણી ખમ્મા આપણને પોતાને!!" આ પ્રમાણે મારી હામાં હા મેળવીને રામદુલારીએ મને પૂછ્યું: "પણ ચપા બહેન, જે મુસલ્માન યુવતી સાથે આપ સાહબાએ આ બુઢ્ઢા અમીર સાહબને અથડાવી દેવાનો નિશ્ચય કર્યો છે મુબઈમા વસતી મુસલ્માન યુવતી કોણ છે તે તો જરા જણાવો; હજુ

સાથે પરણવાના ભાગ્યને પ્રાપ્ત કરનારી તે ભાગ્યશાલિની નવયૌવનાની કાંઇક ઓળખાણ તો કરાવો."

"હરમતજાન અને શીલર સાહેબનો સર્વ વૃત્તાંત તો મેં તને સંભળાવ્યો છે અને તેની સાથે કાંચનમાલા તથા મરીયમ નામની એક હિન્દુ તથા એક મુસલ્માન મળીને બે યુવતીઓનો કેટલોક વૃત્તાંત પણ તારા જાણવામાં આવી ચૂક્યો છે. એ બેમાની કાંચનમાલા તો લાલા શ્યામલાલની કાન્તા છે એ પણ તું જાણે છે એટલે જે મરીયમ નામની મુસલ્માન યુવતી છે તે જો મુંબઇમાં કેસનો નિકાલ થઇ ગયા પછી આવા કોઈ મોતેબર અમીરની બીબી થશે તો અમીરની એક સારી બીબી મેળવવા માટેની ઇચ્છા પૂરી થવા સાથે મરીયમનો પણ બગડેલો અવતાર સુધરી જશે અને અત્યારે વેશ્યાના નામથી ઓળખાતી મરીયમ થોડા દિવસ પછી પાકદામન બીબીના નામથી ઓળખાઈ મારા શિર-પર આશીર્વાદોની વૃષ્ટિ વર્ષાવશે આવી મારી દૃઢ માન્યતા હોવાથી તેના નિકાહ માટેનું મેં આજે આ અચાનક અવસર મળતાં બીજારોપણ કરી રાખ્યું છે; માત્ર મરીયમની અનુમતિ મળવાનો જ વિલંબ છે અને તે અનુમતિ મળતાંની સાથે જ જે વિષયનુ આજે બીજારોપણ થયું છે તે વિષય અલ્પ સમયમાં જ વૃક્ષનું સ્વરૂપ ધારશે અને તે વૃક્ષના મધુર ફળોને પણ આપણે જોઈ શકીશું. મરીયમ મારા વચનને અવશ્ય માન આપશે અને મારા આ પ્રસ્તાવને તત્કાળ સ્વીકારી લેશે, એ વિષે મારા મનમા લેશમાત્ર શંકા નથી" મેં રામદુલારીની આતુરતાને મટાડવામાટે મરીયમનો સંક્ષેપમાં જ પરિચય કરાવી દીધો અને એ વેળાયે લગભગ અઢી વાગ્યાનો અમલ થયેલો હોવાથી કહ્યું "કેમ, ત્યારે હવે આપણે નિદ્રાધીન થઈશું ?"

"ચપા બ્હેન, અત્યાર સુધી તો હું મશ્કરી કરતી હતી, પણ હવે મારે ગંભીર થઇને કહેવુ પડે છે કે તમોએ દુરાચારના માર્ગમાથી પાછા વળીને જ્યા-રથી સદાચાર, સદ્ધર્મ તથા સન્નીતિના માર્ગમા પદસંચાર કર્યો છે, ત્યારથી પોતે તો સુધરી ગયાં છો પણ તે સાથે બીજા પતિત જીવોના ઉદ્ધાર માટેનો પણ તમો દિવસ અને રાત અવિશ્રાંત પ્રયત્ન કર્યાં કરો છો અને પરમેશ્વરનાં પ્રેમ-ભાજન થતા રહો છો. એમાટે તમોને જેટલા પણ ધન્યવાદો અપાય તેટલા થોડા જ છે અને જેટલી પણ તમારી પ્રશંસા કરાય તેટલી અલ્પ થવાનો જ સંભવ છે તમારી આ ઓછીદોઢી સખિની મૈત્રિણી અથવા અનુચરનો તમને એ જ આશીર્વાદ છે કે તમો સવાસો વર્ષના ડોશી થાઓ, તમારા આરોગ્યને ઈશ્વર અવિચળ રાખે, તમારી આડીવાડી વધતી રહો અને તમો નિરંતર આવાં જ પરોપકારના કાર્યો કરતા રહો!" વિનોદિની રામદુલારીએ અતિશય ગંભીર ભાવથી અને અંત:કરણપૂર્વક મારી પ્રશંસા કરીને મારા શિરપર આશીર્વાદની વૃષ્ટિ વર્ષાવી.

"તથાસ્તુ!" શબ્દના ઉચ્ચારથી મેં તેના આશીર્વાદને મસ્તકપર ચઢાવી લીધો.

* * * * *

આ ઘટનાને બીજે દિવસે લાલા શ્યામલાલ તથા ચિન્તામણીએ પોતાની ગાડી મોકલીને મને પોતા પાસે બોલાવી અને ત્યા પહોંચતા શ્યામલાલે મને જણાવ્યું "ચપા બ્હેન! ગઇ કાલે કાંચનમાલાનો કાગળ આવ્યો છે અને તેમાં તેણે જણાવ્યું છે કે, 'ક્રિમિનલ ઇન્વેસ્ટિગેશન ડિપાર્ટમેન્ટ'વાળાએ હરમતજાન તથા

શીલરપરના કેસમાટે જે જે પૂરાવા મેળવવાના હતા તે મેળવી લીધા છે અને તેથી બાર દિવસ પછી કેસ કોર્ટમા ચાલવાનો છે એટલે આપ હવે સત્વર અહીં મુંબઈ આવવાની તૈયારી કરજો અને જો લાવી શકાય તો મારા ચિન્તામણી બહેનને પણ સાથે લેતા આવજો ચપા બહેનને પણ આ હકીકત જણાવજો અને તેઓ આવવાનાં હોય તો તેમને પણ સાથે જ લાવજો ચપા બહેનનો એક કાગળ મને મળ્યો છે, પણ જવાબ નથી લખી શકાયો તેમાટે મારી વતી તેમની ક્ષમા માગીને તેમને મારા પ્રણામ વચાવશો ત્યારે હવે કહો કે મુબઈ જવા-માટે તમારો અહીંથી ક્યારે અને કયે દિવસે ઉપડવાનો વિચાર છે?"

"આપનો અહીંથી ક્યારે નીકળવાનો વિચાર છે અને મારા ચિન્તામણી બહેન પણ સાથે આવવાનાં છે કે કેમ?" મેં ઉત્તર આપવાને બદલે સામો પ્રશ્ન રજૂ કર્યો

"જો બારેક દિવસમા જ કેસ ચાલવાનો હોય, તો તો અમો ત્યા બે ચાર દિવસ વહેલા જ પહોંચી જઇએ તો સારુ, એવો મારો વિચાર છે, કારણ કે, જો ત્યા ગયા પછી બહેન કાચનમાલામાટે આપણા તરફથી વકીલ કે બૅરિસ્ટરને રોકવાની આવશ્યકતા હોય તો તે માટેની વેળાસર વ્યવસ્થા કરી શકાય પ્રથમ મારો પોતાનો મુબઈ જવાનો વિચાર ન હોતો, પરતુ બહેન કાચનમાલાનો આગ્રહ હોવાથી અતે મેં પણ તમારા ભાઈ સાથે મુબઈ જવાનો નિશ્ચય કર્યો છે અને તેથી જો તમો પણ સાથે હશો તો વળી મુસાફરીમા તેમ જ અમારાં મુબઈનિવાસમા અમોને ઓર મઝા આવશે" શ્યામલાલને બદલે ચિન્તામણી-એ જ મારા પ્રશ્નનુ ઉત્તર આપી દીધુ

"ઠીક, આપ મુબઈ પધારશો તો આપની આ ગરીબ બહેનનું ઘર પણ આપના ચરણસ્પર્શથી પવિત્ર થશે અને અમને પણ આપના સમાગમનો અલભ્ય લાભ મળશે પરતુ ત્યાં ઊતરવા માટેની આપે શી વ્યવસ્થા કરી છે? જો આપે કાઇ વ્યવસ્થા ન કરી હોય, તો હુ મારા સાસુજી તથા માતુશ્રીને તારથી ખબર આપી દઉં એટલે તેઓ સર્વ વ્યવસ્થા કરી રાખશે અમો ગરીબ હોવા છતા આપના આદરાતિથ્યમા કોઈ પણ પ્રકારની ન્યૂનતા નહિ થવા દઇએ, એ વિષે નિશ્ચય રાખશો" મેં કેવળ ઔપચારિકતાથી નહિ, કિન્તુ અત કરણપૂર્વક તે દપતીને મારા અતિથિ થવા માટેનો વિવેકપૂર્વક આગ્રહ કર્યો

પરતુ શ્યામલાલે જણાવ્યું "ચપા બહેન, તમારી આવી લાગણીમાટે અમો દપતી તમારો ઉપકાર માનીએ છીએ આપના અતિથિ થવામાં અમોને વાધો હોઈ શકે જ નહિ અને અમારા સત્કારમા તમો કશી પણ ન્યૂનતા થવા દેશો, એ શકા તો સ્વપ્નમા પણ લાવી શકાય તેમ નથી, પરતુ વાત એમ છે કે મારા અહીંના નિવાસી પણ હાલ વ્યવસાયના કારણથી મુબઈમા વસતા એક મિત્રે અમારા માટે આજે પદર દિવસથી મુબઈમા તારદેવના પુલની નજીકમાં ફર્નિચર સાથેનો એક બગલો રૂપિયા ત્રણસેના માસિક ભાડાથી ભાડે લઇ રાખ્યો છે અને બીજી પણ જોઇતી વ્યવસ્થા કરી રાખી છે એટલે હવે તમોને તકલીફ આપવાની અગત્ય રહી નથી છતા પણ અમો તમારા દોલતખાનામાં અવશ્ય આવીશું અને જમીશું પણ ખરા, તમારા ઘરને અમો પારકાનું ઘર માન-તાં જ નથી" શ્યામલાલે મુબઈમા રહેવા માટેની થયેલી વ્યવસ્થાની વાર્તા કહી

સંભળાવી અને પછી બીજી વાર પૂછ્યું "ત્યારે હવે તમો મુંબઈ ચાલવાને ક્યારે તૈયાર થઇ શકશો ?"

"આ વળી અહીં આવ્યા પછી નાટકમા નાચવાની લફ્રને ગળે વળગાડી લીધી છે એ તો આપ જાણો જ છો. સાતેક દિવસમા મારું નાટકવાળા સાથેનુ એગ્રીમેન્ટ પૂરું થાય છે એટલે આજથી આઠમે દિવસે મારાથી અહીંથી નીકળી શકાશે જો તે દિવસે આપ પણ નીકળવાનું રાખો તો આપણે સાથે પ્રવાસ કરી શકીશું અને નહિ તો પછી અમો ચાર જણ આવવાના છીએ તે પછી આવીશું" મેં મારા નીકળવાનો દિવસ જણાવી દીધો.

"ઠીક છે, આજથી આઠમે દિવસે આપણે અહીંથી નીકળીશું, અને બી. બી સી આઇ. રેલ્વેના પંજાબ મેલમાં જઇશું તો પંજાબ મેલ આપણને ત્રીસ કલાકમા મુંબઈ ભેળા કરી દેશે એટલે ત્યા બે ત્રણ દિવસનો ટાઇમ તો અવશ્ય મળી શકશે ઊતારાની વ્યવસ્થા તો થઇ ગઇ છે એટલે બે દિવસમાટે તમારા સંગાથને ખોઇ નાખવાની અમારી ઇચ્છા નથી તમો એક દિવસ આગળથી જ સામાન વગેરે બંધાવીને તૈયાર રાખજો અને આપની સાથે નોકરો કેટલા છે તે જરા અગાઉ જણાવી દેજો" શ્યામલાલે સાથે જવાના નિશ્ચયપર આવીને કહ્યું.

"મારી સાથે મુંબઇથી તો હું એક જ નોકર લાવી હતી, પણ અહીંથી રામદુલારી નામની એક આધેડ બાઇને મેં મારી નોકરીમા રાખી લીધી છે અને તેથી તે પણ મારી સાથે મુંબઇ આવવાની છે" મેં રામદુલારીને પણ મારા નોકરોમાની એક તરીકે ગણાવી દીધી

"ચિન્તા નહિ, ફર્સ્ટ ક્લાસનો આપણે એક આખો કમ્પાર્ટમેન્ટ રીઝર્વ કરાવીશું અને બે અમારા તથા બે તમારાં મળીને ચાર નોકરોને નોકરોના ખાનામા બેસાડવાની અથવા તો બે સ્ત્રી નોકરોને જો રસ્તામા તેમની અગત્ય નહિ હોય તો ત્રીજા વર્ગના સ્ત્રીના કમ્પાર્ટમેન્ટમા બેસાડવાની વ્યવસ્થા કરી આપીશું" આવી રીતે પ્રવાસની તૈયારી વિષેની વાતચીતનો અંત લાવીને શ્યામલાલે મને કહ્યું "પણ એક બીજી નવાઇ જેવી વાત તમોએ દિલ્હીમાં સાભળી છે કે કેમ ?"

"નારે ભાઇ, એવી કોઇ નવાઇ જેવી વાત મારા સાભળવામા તો નથી આવી. હવે અત્યારે આપના મુખથી તેવી કોઇ વાત સાભળવામા આવે, તો તે એક જૂદી વાત છે" મેં મારી અજ્ઞતાનું દર્શન કરાવ્યુ.

"ચપા બહેન, આજકાલ કેવળ નાટકમા ભાગ ભજવનારાં એક કુશળ નટી તરીકે જ નહિ, પણ એક કપટનીતિવિશારદ તથા વીર નારી તરીકે પણ આપનું નામ દિલ્હીના જનસમુદાયમાં ઘેર ઘેર ચર્ચાઇ રહ્યું છે છતા એ વાર્તા આપના જાણવામા આવી શકી નથી એ વળી એક બીજી નવાઈ છે" શ્યામલાલે આ ઉદ્ગારથી મારી આતુરતાને વળી વિશેષ વધારી દીધી

"મારું નામ અને તે ઘેર ઘેર ચર્ચાઇ રહ્યું છે ? એવી તે મારી કપટનીતિ-પટુતા તથા વીરતાનો દિલ્હીના જનસમુદાયને મેં શો પરિચય કરાવ્યો છે, એ વિષે હું પોતે તો કાંઈ પણ જાણતી નથી એટલે મને તો અત્યારે આપના શ્રીમુખથી મારા વિષે હું જે કાંઇ સાભળું છું, તે નવાઇભરેલું જ લાગે છે" મેં તે નવાઇ વિષે સામો નવાઇનો ભાવ દર્શાવ્યો, શ્યામલાલના બોલવાનો વાસ્તવિક આશય સંપૂર્ણતાથી અદ્યાપિ મારા ધ્યાનમા આવી શક્યો ન હોતો.

"જો ખરેખર જ આપના વિષયમાં આજકાલ દિલ્હીમાં ચાલી રહેલી ચર્ચાની વાર્તા આપના સાંભળવામાં ન આવી હોય તો તે ચર્ચા આ છે" આમ કહીને શ્યામલાલે તે ચર્ચાના વિષયનો સક્ષેપમા સ્ફોટ કરતા જણાવ્યુ "જે દેવકુમારીની પ્રેમપત્રિકાઓ હું પેલા ફોટોગ્રાફર પાસેથી લાવ્યો હતો અને જે તમારા હાથથી ખોવાઇ હતી તે પ્રેમપત્રિકાઓની લેખિકા દેવકુમારીને રાજનન્દનના ફન્દામાથી તમોએ ચાલાકીથી છોડવી દેતા રાજનન્દન તથા તેના એક શાલિગ્રામ નામના મિત્રે દગાબાજીથી આપને યમુનાના તીરપ્રાતમાંના એક જનશૂન્ય ભાગમા આવેલા એક બંગલામા લઇ જઇને આપની ભ્રષ્ટતા કરીને આપના પ્રાણ લેવાનો પ્રપચ રચ્યો હતો, પણ તેમના પ્રપચને તોડવામાટે આપે પ્રથમથી જ પ્રપચ રચી રાખેલો હોવાથી આપના માણસોએ તે બદમાશોને મારીને લોથ કરી નાખ્યા હતા તેમ જ આપના ઉપદેશોથી વ્યભિચારિણી દેવકુમારીના અત કરણમા વૈરાગ્યભાવનાનો ઉદય થતાં તે અતિશય પશ્ચાત્તાપપૂર્વક પોતાની સમસ્ત સ્થાવર તથા જંગમ સપત્તિ પોતાના પુત્રને સોંપીને પોતે સન્યાસિની થઈ પવિત્ર જીવન વીતાડવાના ઉદ્દેશથી કોઇ એક તીર્થક્ષેત્રમા ચાલી ગઇ છે, આ પ્રમાણેની વાતો દિલ્લીમાં ચાલે છે અને લોકો આપની એટલી બધી પ્રશસા કરે છે કે તે પ્રશસાને સાંભળીને જેઓ આપને નામથી પણ નથી ઓળખતા તેવા સ્ત્રીપુરૂષો પણ આપને માનની દૃષ્ટિથી જોવા લાગ્યા છે જો આ વાર્તા સત્ય જ હોય, તો હું પણ આપને ધન્યવાદ આપુ છુ અને આપને માનવી નારીના અવતારમા દેવી તરીકે જ માનુ છું"

"જ્યારે આ વાર્તા દિલ્લી નગરમાં આટલી સીમા પર્યન્ત વિસ્તરી ગઇ છે તો હવે સત્ય વાર્તા શી છે અને કેટલી છે તે જો આપની આજ્ઞા હોય તો હુ આપને કહી સભળાવવાને તૈયાર છું પરંતુ તે વાર્તા સભળાવ્યા પૂર્વે હું મારા હસ્તથી થયેલા આપના એક અપરાધમાટે ક્ષમા મેળવવાનો પ્રસ્તાવ કરુ છું, જો આપ ક્ષમાનું વચન આપતા હો, તો જ હું એ વાર્તા કહી સંભળાવીશ, અન્યથા નહિ." મારા હિતૈષી બન્ધુ જેવા ભદ્ર પુરુષ શ્યામલાલ સમક્ષ સર્વ સત્ય ઘટનાને રજૂ કરી દેવાના ઉદ્દેશથી મેં આ પ્રમાણેનુ પ્રારભદર્શક ભાષણ કર્યું.

"ચપા બહેન, ગામમા ઉડેલી વાર્તા ભલે અતિશયોક્તિ ભરેલી હોય, તો પણ તેમા અમુક પરિમાણમા તો સત્યાશ હોવો જ જોઇએ, એમ તો કોઈ પણ બુદ્ધિમતી વ્યક્તિ કહી શકે તેમ છે; છતાં પણ આપના મુખથી એ વાર્તા સત્ય સ્વરૂપમા જ જાણવામા આવશે એ નિર્વિવાદ છે આપના હસ્તથી અમારો કશો પણ અપરાધ થયો હોય એવી અમારી માન્યતા નથી, છતા પણ ધારો કે જાણે અજાણે આપના હસ્તથી તેવુ કાંઈ બન્યું હોય, તો પણ અમો તેમાટે ક્ષમા આપવાને તૈયાર છીએ" ચિન્તામણીએ જ પતિને બદલે ક્ષમાનુ વચન આપી દીધું

ક્ષમાનું વચન મળતા દેવકુમારી સાથેના મારા સબધનો આદિથી અંત પર્યન્તનો સક્ષિપ્ત ઇતિહાસ સભળાવીને આ વેળાયે દેવકુમારીએ જ મને દિલ્લીમાં શા કારણથી બોલાવી મગાવી હતી અને દિલ્લીમા આવ્યા પછી, કાકતાલીયન્યાયથી કહો કે પછી ભાગ્યની યશોરેખાથી કહો, મારા હસ્તથી દેવકુમારીના કાર્યની સપૂર્ણ સિદ્ધિ થતા રાજનન્દનની કેટલી સીમાપર્યન્ત પાયમાલી થઈ હતી અને અન્તે રાજનન્દનની પત્ની તેમ જ દેવકુમારી બન્ને સસારત્યાગિની સન્યા-

સિની થઇને કેવા સંયોગોમાં દિલ્હીને ત્યાગી ગઈ હતી ઇત્યાદિ સર્વ વૃત્તાંત મેં તેમને કહી સંભળાવ્યો અને તે વૃત્તાંતમાં દેવકુમારીના પત્રોને મેળવવામાટે મેં શ્યામલાલ તથા ચિન્તામણી સાથે જે અસત્યવાદ અથવા કપટવ્યવહાર કર્યો હતો તેનો ઉલ્લેખ પણ આવી ગયેલો હોવાથી એ વૃત્તાન્તની સમાપ્તિ કર્યા પછી મેં નમ્રતાથી પ્રાર્થનાના સ્વરૂપમાં કહ્યું કે "દેવી દંપતી ! હવે મારા આ વૃત્તાન્તના શ્રવણથી આપના જાણવામાં આવી શક્યું હશે કે દેવકુમારીના જે પત્રો મેં આપની પાસેથી વાંચવાનું નિમિત્ત કરીને માગી લીધા હતા તેમાં મારો શો આશય સમાયલો હતો અને મારા આશયને સિદ્ધ કરવામાટે આપ દંપતી સમક્ષ મારે જે ભયાનક અસત્યવાદ કરવો પડ્યો હતો તે અસત્યવાદને હું પોતે અપરાધ માનું છું અને તેથી શુદ્ધ અંતઃકરણથી મારા તે અપરાધની હું આપ દંપતી પાસેથી નમ્રતાપૂર્વક ક્ષમા માગું છું"

મારા વૃત્તાંતને અથથી ઇતિ પર્યન્ત લક્ષપૂર્વક સાંભળી લીધા પછી શ્યામલાલ માયાથી કહેવા લાગ્યો "ચંપા બહેન, ગામમાં ચાલતી જે વાત મારા સાંભળવામાં આવી હતી તે વાતને હું અત્યાર સુધી તો વધારે પડતી અને અતિશયોક્તિથી ભરેલી જ માનતો હતો, પરંતુ આપના મુખથી આ સત્ય વૃત્તાંતને સાંભળ્યા પછી તો એમ જ જણાય છે કે આપના બુદ્ધિમત્તા, પ્રસંગાવધાન તથા વીરતા આદિની યથાર્થ મહત્તા અદ્યાપિ લોકોના જાણવામાં આવી શકી નથી અને તેથી તેઓ અતિશયોક્તિ નથી કરતા, પણ અલ્પોક્તિ જ કરે છે ખરેખર આ વેળાયે દિલ્હીમાં આવીને તમોએ રાજનન્દન તથા શાલિગ્રામ જેવા દુષ્ટ જનોના મદનું મર્દન કરી નાખવાના તેમ જ દેવકુમારી જેવી જન્મભ્રષ્ટા વ્યભિચારિણી નારીના મનને વૈરાગ્યના માર્ગમાં પ્રેરવાના કાર્યમાં જે સફળતા પ્રાપ્ત કરી છે, તે કાર્ય સર્વથા પરોપકારમય હોવાથી જો એ કાર્યની સિદ્ધિમાટે આપને કિંચિત્ અસત્યવાદ કરવો પડ્યો હોય તો તે સર્વથા ક્ષમ્ય હોવાથી અમો આપના અસત્યવાદમાટે આપને શુદ્ધ અંતઃકરણથી ક્ષમા આપીએ છીએ, માત્ર એટલું જ નહિ, પણ પરોક્ષતાથી અમો પણ આ શુભ કાર્યની સિદ્ધિના કારણ થયા છીએ એટલામાટે અમારા અવતારને પણ અમો ધન્ય માનીએ છીએ આપના આ વૃત્તાંતને સાંભળીને આપ વિષે અમારા મનમાં જે માનની ભાવના વસી રહી હતી તેમાં ઘટાડો નહિ, પણ ઘણો જ વધારો થયો છે અને તેથી આપ જેવા એક અલૌકિક નારીરત્ન સાથે અમારો આવો ગાઢ સંબંધ બંધાયલો જોઇને જો અમો અમને પોતાને ભાગ્યશાળી માનીએ અને અમારા મનમાં એક પ્રકારના અભિમાનનો આવિર્ભાવ થાય, તો તે સર્વથા સ્વાભાવિક તથા નૈસર્ગિક છે, એમ કોઈ પણ કહી શકે તેમ છે"

"ચંપા બહેન, આપ આટલા બધા બુદ્ધિમતી, વીરહૃદયા અને ચાણાક્યનન્દિનીની પદવીના અધિકારિણી હશો એની મને તો સ્વપ્નમાં પણ કલ્પના ન હોતી, મારામાં આવું કાંઈ પણ ન હોવાથી હું તો સઘળી સ્ત્રીઓને મારા જેવી જ માનતી હતી આ કારણથી જો આપનો વૃત્તાંત મને કાલ્પનિક નવલકથા જેવો ભાસે તો તેમાં આશ્ચર્ય જેવું કાંઈ પણ નથી. ચાલો, આપ જેવાં બુદ્ધિમતી સ્ત્રી સાથે મારો પરિચય થયો છે તો હવે સંગનો રંગ લાગશે અને

મારી બુદ્ધિનો પણ કાંઇક વિકાસ થશે" ચિન્તામણીએ પોતા સાથે સરખામણી કરીને મારી બુદ્ધિવિષયક મહત્તાનો માનલતાથી સ્વીકાર કર્યો

મને મારી પોતાની આટલી બધી પ્રશસા ન ગમવાથી મેં એ સ્તુતિના વ્યવસાયને આટલેથી જ અટકાવી દેવાની પ્રાર્થના કરી અને તેથી એ વિષય આટલેથી અટકતા અન્ય વિષયોની અમારા વચ્ચે ચર્ચા ચાલવા લાગી હું દશ વાગે શ્યામલાલના ભવનમાં આવી હતી અને ત્યા ઉપર્યુક્ત વાર્તાલાપમાં લગભગ અઢી કલાક જેટલો સમય પાણીના રેલાની પેઠે વહી જવાથી સાડાબાર વાગે દાસીએ આવીને ભોજનના થાળ પીરસાયલા તૈયાર હોવાના સમાચાર આપ્યા શ્યામલાલ તથા ચિન્તામણીએ અને તેમ જ મન્મથકુમાર પણ આજે મારી સાથે આવેલો હોવાથી તેને પણ આગ્રહ કરીને જમવા બેસાડ્યા ભોજનને ન્યાય આપીને અને ત્યાર પછી તામ્બૂલભક્ષણ આદિમા કેટલોક સમય વીતાડીને બે વાગે શ્યામલાલની ગાડીમા બેસીને જ હું તથા મન્મથકુમાર પાછાં અમારા મકાનમા આવી લાગ્યા ઘેર આવીને અડધા કલાક પછી હું સુવાની તૈયારી કરતી હતી એટલામાં નીચેના ધોરી રસ્તામાથી આ પ્રમાણેના અસબદ્ધ સગીતના શબ્દો મારા શ્રવણોમા આવીને અથડાયા –

"કરો બસ કત્લ ચપાકો હમારી યે દુહાઇ હય,
તુઝે હય શૌક ચપાકા તો હરદમ લઓ લગાતા જા !"

હું ઉઠીને બારીમા ગઇ અને ત્યા માર્ગમા જે એક દૃશ્ય મારા જોવામા આવ્યુ તેને જોતા મારા મનમા જેમ ક્રોધ, તિરસ્કાર અને ઘૃણાનો આવિર્ભાવ થયો તેમ જ તે સાથે દયા, અનુકપા તથા ક્ષમાનો આવિર્ભાવ પણ થવા લાગ્યો ત્યારે એવુ તે તે દૃશ્ય શું હતું વારુ ? આનુ ઉત્તર હું હવે પછીના પ્રકરણમા આપીશ

## પ્રકરણ ૨૬ મું

## દુષ્કર્મવિપાક !

નીચે માર્ગમા લગભગ બસેંથી ત્રણસેં મનુષ્યોનો સમુદાય એકત્ર થયેલો હતો અને તે માનવસમુદાયના મધ્યમા ઊભેલો ભસ્મલિપ્ત તથા અઢાર સ્થળેથી જેના વસ્ત્રો ફાટી ગયા હતા તેવો એક પુરુષ પોતાના ડાબા હાથમા ઘાસલેટનું એક ખાલી ખોખુ રાખી જમણા હાથની આગળીઓને તે ખાલી ખોખાપર ફેરવતો જાણે હાથનું હાર્મોનિયમ વગાડતો હોયની ! તેવી ચેષ્ટા કરીને ગત પ્રકરણના અતમા આપેલી ગજલની અસબદ્ધ પક્તિઓ અતિશય ઉચ્ચ સ્વરથી ગાતો હતો. તેની ઘાસલેટના ખાલી ખોખામા હાર્મોનિયમની ભાવના, વાણીની અસંબદ્ધતા, વેશભૂષાની વિચ્છિન્નતા તથા ભસ્મલિપ્તતા આદિથી તે કોઇ પાગલ અથવા ગાંડો માણસ હોવો જોઇએ એમ સ્પષ્ટ દેખાઇ આવતું હતું અને તેથી તેની વિલક્ષણ ચેષ્ટાઓને જોવામાટે લોકોનો સમુદાય તેની આસપાસ એકત્ર થઇ ગયો હતો પ્રથમ દૃષ્ટિએ હું તેને ઓળખી શકી નહિ અને તેથી તેના મુખમાથી જે ચપાના નામનો ઉચ્ચાર નીકળતો હતો તે ચંપા હું પોતે હતી કે બીજી કોઇ હતી, એનો તત્કાળ મારાથી કશો પણ નિર્ણય કરી શકાયો નહિ. સસારમા જેમ એક જ નામ ધરાવનારા અનેક પુરુષો હોય છે તેવી જ રીતે

એક જ નામ ધરાવનારી અનેક નારીઓ પણ હોય છે એટલામાટે તે જે ચપાના નામને ઉચ્ચારતો હતો તે ચપા હું જ હતી એમ માની લેવાનુ તત્કાળિક કાંઇ પણ કારણ મારા જોવામા આવી શકયું નહિ અને અન્ય જનો પ્રમાણે એક કુતૂહલ તરીકે હું પણ બારીમાં ઊભી રહીને જોવા લાગી અને મારા અનુચરને મેં તે પાગલના શબ્દો ઉપરથી બરાબર સાભળી શકાતા ન હોવાથી નીચે તે સાભળવામાટે તેમ જ તે પાગલ કોણ હતો એ વિષેની પૃચ્છા કરી આવવામાટે રવાના કરી દીધો. મારા અનુચરને નીચે મોકલીને મેં જેવો માર્ગમાં પુન દૃષ્ટિપાત કર્યો તે જ વેળાયે અચાનક તે પાગલની દૃષ્ટિ મારાપર પડી અને તેથી જાણે મને સબોધીને જ બોલતો હોયની ! તેવી રીતે મારા મુખમડળમાં તે પોતાની દૃષ્ટિને સ્થિર રાખીને ફૂટી જતા ધ્વનિથી બોલવા લાગ્યો -(તેના આ ઉદ્ગારો જો કે ઉપર મેં બરાબર સાભળ્યા ન હોતા, પરતુ મારા અનુચરે ઉપર આવ્યા પછી તેના ઉદ્ગારો મને કહી સભળાવ્યા હતા તેથી તેના ઉદ્ગારો યથાસ્વરૂપ અહીં આપી શકાયા છે.)

"હું પાડવોનો પ્રચડ શત્રુ દુર્યોધન છું, અત્યારે પાડવોમાટે મયદાનવે નિર્માણ કરેલા અદ્ભુત ભવનમા હું આવ્યો છું અને આ દ્રૌપદી ઝરૂખામા મારો ઉપહાસ કરતી બેઠી છે પણ ચિન્તા નહિ, હું આ વેરનો ચક્રવર્તી વ્યાજ સાથે બદલો વાળીશ અને એ રડાને દિગંબર કરીને અવશ્ય મારી જઘાપર બેસાડીશ ! હું કોણ ? અખડપ્રૌઢપ્રતાપ મહારાજાધિરાજ રાજરાજેશ્વર દુર્યોધન મહારાજ !! મહારાજાધિરાજ રાજરાજેન્દ્ર દુર્યોધન મહારાજને ઘણી ખમ્મા ! !" આ પ્રમાણે બોલ્યા પછી તે થોડી વાર સુધી બોલતો બધ થઈ ગયો અને જાણે ગભીર વિચારમાં પડી ગયો હોયની ! તેવો દેખાવ કરીને ઊભો રહ્યો થોડી વાર પછી તે વળી પાછો બોલવા લાગ્યો "ગઈ કાલે હું રાજા હતો અને આજે ભીખારી થયો છું કે ગઈ કાલે હું ભીખારી હતો અને રાજા થયો છું, એ કે કાંઈ પણ સમજી શકાતું નથી છતા પણ એટલી વાર્તા તો સત્ય જ છે કે આવા સુશોભિત વસ્ત્રો તો મેં આજે જ પરિધાન કર્યાં છે અને મારી આસપાસ મારા માડલિક રાજાઓ તથા સૈનિકોનો આટલો મોટો સમુદાય આજે જ એકત્ર થયો છે એટલે એથી અનુમાન કરી શકાય છે કે મારો રાજ્યાભિષેક આજે જ થયો છે." આવા પ્રકારનો નિશ્ચય થતા તે પોતાની આસપાસ એકત્ર થયેલા લોકોને સંબોધીને ગંભીર તથા સત્તાદર્શક સ્વરથી કહેવા લાગ્યો "મારા શૂરવીર માડલિકો તથા રાજનિષ્ઠ વીર સૈનિકો ! આ ઝરૂખામા ઊભેલી આ પાપિષ્ઠા પ્રમદાએ રાજદ્રોહનો ભયાનક અપરાધ કરેલો હોવાથી એ મારી અપરાધિની છે એટલે એ રડાને દિગબર કરી ચોટલો ઝાલી આપણા ન્યાયાલયમા લઇ આવો અને મારી આજ્ઞા મળતા જ એનો ચાડાલના હસ્તથી શિરચ્છેદ કરાવી નાખો ! કારણ કે, એ પાપીયસીએ મારી લક્ષ્મીને લૂટી લીધી છે, મારી ગૃહલક્ષ્મીને બાવી બનાવી દીધી છે અને મને રસ્તામાનો રઝળતો ભીખારી બનાવી દીધો છે; એટલામાટે એ ચાંડાલી મરણની શિક્ષાને જ પાત્ર છે, એવી તમારી માન્યતા પણ હોવી જ જોઇએ. બોલો, બોલો, જવાબ કેમ નથી આપતા ? નિમકહરામ નોકરો, મારા મોઢાને તાકીને ઊભા કેમ રહ્યા છો ? ગોળી મારો સનનનનનનન, બાણ મારો ધનનનનનનન્ ! અય મર્દાનો, જમી જવાનો, શેરે બિયાનો આવો; ચલો મેરે જંગી જોર આજમાઓ, તલ્વારેં સબ નગી લેકે અભી આવો ! હાહાહાહાહા !!!"

મારો અનુચર તે પાગલના આ અસબદ્ધ ભાષણની સમાપ્તિ થયા પછી પાગલ વિષેની આવશ્યકીય પૃચ્છા કરીને અને પાગલને ઓળખીને પાછો થોડી વારમા ઉપર આવી લાગ્યો અને તેણે તે પાગલ રાજનન્દન હોવાનુ જણાવીને તેના ભાષણનો પાઠ ભણી બતાવ્યો કે જે ઉપર આપવામા આવ્યો છે હજી તે પાગલ રાજનંદન નીચેથી ખસેલો ન હોવાથી મેં મારા અનુચરને "તું નીચે દરવાજામા ધ્યાન રાખીને ઊભો રહેજે અને જો એ ગાંડો રાજનન્દન આપણા ઘરમા આવવાની કોશિશ કરે તો ઘરમાં આવતો અટકાવી દેજે," આ પ્રમાણેની આજ્ઞા આપીને નીચે મોકલ્યો અને હુ વળી પાછી તે પાગલની ચેષ્ટાઓને જોવા-માટે બારીમા જઇને ઊભી રહી રામદુલારી તથા મન્મથકુમાર પણ એ વગર પૈસાના નાટકને જોતાં બીજી બારીમા ઊભા હતા. ગાડા રાજનન્દનનો લવારો ચાલુ જ હતો અને હવે ધીમે ધીમે તે તોફાનપર ચઢીને લોકોને ગાળો દેવા તથા લોકોપર પથ્થર ફેંકવા મડી ગયો હતો આ વેળાયે નારૂજી તથા બીજ-ચન્દ્ર મારા ઓરડામા આવી લાગ્યા અને તેમના પદધ્વનિને સાભળીને જેવુ મેં મારા મુખને તેમના ભણી ફેરવ્યુ એટલે નારૂજીએ મને સબોધીને કહ્યું –

"ચપાબાઈ, કૃપા કરીને આપ બારીમાં ઊભા રહેવાનુ માડી વાળો અને અહીં બેસીને બારીઓના બારણા વસાવી દ્યો, કારણ કે, આપને જોઇને પાગલ રાજનન્દન વધારે અને વધારે ઉસ્કેરાઇને ચદ્રાતદ્રા બકતો જાય છે, પથ્થર ઉછાળે અને બીભત્સ ચેષ્ટાઓ પણ કરે છે એટલે લોકોનું ધ્યાન તમારા પ્રતિ વધારે અને વધારે આકર્ષાય છે, વળી જ્યાં સુધી આપને બારીમા ઊભેલા તે જોશે ત્યા સુધી તે અહીંથી ખસવાનો વિચાર જ નહિ કરે અને તેથી આપના ઘર આગળ લોકોનો કોલાહલ ચાલૂ જ રહ્યા કરશે"

નારૂજીનો ઉપદેશ યથાર્થ હોવાથી મેં બારીમા ઊભા રહેવાનુ માડી વાળ્યું, બારીઓના બારણા વસાવી દીધા અને નારૂજી તથા બીજચન્દ્રને આદરપૂર્વક કુરસીઓપર બેસાડીને હું પોતે પણ એક કુરસીમા બેસી ગઈ આવી રીતે નીરાંતે બેઠા પછી રામદુલારીને ચાહ તૈયાર કરાવવાનો ઇશારો કરીને હું નારૂજીને સબોધીને કહેવા લાગી "જે રાજનન્દન એક સમયમા પોતાને ચાણક્ય જેવો બુદ્ધિમાન, કપટનીતિવિશારદ અને અદ્વિતીય પુરુષ માનતો હતો, તે રાજનન્દન અચાનક આટલી સીમા પર્યંત ગાડો કેમ થઈ ગયો હશે, એની મારાથી લેશમાત્ર પણ કલ્પના કરી શકાતી નથી"

મારી એ શકાનુ સમાધાન કરતા નારૂજીએ કહેવા માડ્યુ "જે કોઈ પણ માનવવ્યક્તિ એક સમયમા પ્રેમસુખ, સતાનસુખ, ધનસુખ તથા આરોગ્યસુખ આદિ સર્વ સાંસારિક સુખોની ભોક્ત્રી હોય છે અને ત્યાર પછી જો તેના તે સર્વ સુખોનો અચાનક અને એક જ સમયાવચ્છેદે લોપ થઈ જાય છે, તો તેથી તેના હૃદયમા શોકનો અચિન્ત્ય અને અસહ્ય આઘાત થતા તેની ડાગળી ચસકી જાય છે અને એવી રીતે ડાગળી ચસકી જતાં જો પુરુષ હોય તો તે ગાડાના નામથી અને જો સ્ત્રી હોય તો ગાંડીના નામથી ઓળખાય છે. આવી રીતે અત્યંત હર્ષ અથવા અસહ્ય શોકના કારણથી મનુષ્યોને ઉન્માદરોગની બાધા થવાનાં અસખ્ય ઉદાહરણો નિત્ય આપણા જોવામા આવ્યા કરે છે એટલે રાજનન્દનના હૃદયમા અતિશય નિરાશા તથા શોકનો આઘાત થતા તે આઘાતનુ જો આ

પરિણામ આવ્યું હોય, તો તેમા આશ્ચર્ય જેવું કાંઈ પણ નથી. આ રાજનન્દનનાં સર્વ સુખોનો એટલી સીમા પર્યન્ત અચાનક લોપ થયો છે કે એની સુશીલા પત્ની પણ એના દુરાચારોથી કંટાળીને એને તેમ જ પોતાના સતાનોને ત્યાગીને ચાલી ગઈ છે, એટલે રાજનન્દન જો પાગલ ન થાય, તો જ આશ્ચર્ય કહી શકાય."

નારૂજીના ઉન્માદોત્પાદક કારણને દર્શાવનારા ભાષણને શાંતિથી સાભળી લીધા પછી હું મારા વિચારોને દર્શાવતી કહેવા લાગી· "મહાશય, આપે ઉન્માદની ઉત્પત્તિના જે કારણો દર્શાવ્યા છે તે જો કે યથાર્થ છે, છતાં પણ મારી પોતાની તો એવી જ માન્યતા છે કે રાજનન્દનની આ દુર્દશામા પ્રકૃતિનો હસ્ત પણ અવશ્ય હોવો જ જોઇએ અને દુષ્કર્મોના પરિપૂર્ણ વિપાક વિના નિસર્ગદેવતા આવા કોઇ પણ કાર્યમાં હસ્તાક્ષેપ કરતી ન હોવાથી જો કર્મવિપાકના નિયમને સત્ય માનવામા આવે તો પછી એ જ સિદ્ધાંતને સ્વીકારવો પડે છે કે રાજનન્દનની આ દુર્દશા તેનાં પોતાના દુષ્કર્મોના વિલક્ષણ વિપાકના પરિણામે જ થયેલી છે એટલે એમાં બીજા કોઇનો કશો પણ દોષ છે જ નહિ શોકનો આઘાત કેવળ બાહ્ય કારણ છે અને આભ્યતર કારણ આ ભયાનક કર્મવિપાક છે"

"હું આપના આ વિચારો સાથે સર્વ પ્રકારે સંમત છું, કારણ કે, મનુષ્યને તેના પૂર્વજન્મના કિંવા આ જન્મના સત્કર્મોના પરિપાકથી જેમ ઉત્તમ સુખોની તથા ઉન્નતિની પ્રાપ્તિ થાય છે તેવી જ રીતે દુષ્કર્મોના વિપાકથી આવી ભયાનક દુર્દશા તથા અધોગતિની પ્રાપ્તિ થાય છે, એનો મને પોતાનો પ્રત્યક્ષ અથવા અપરોક્ષ અનુભવ એક વાર નહિ, પણ અનેક વાર થયેલો હોવાથી મારો તો કર્મવિપાક અથવા અદૃષ્ટવાદની સત્યતામા સપૂર્ણ વિશ્વાસ બધાયલો છે" બીજચન્દ્રે મારા વિચારોને સપૂર્ણ સહાનુભૂતિથી સમતિપૂર્વક સ્વીકારી લીધા.

અમો આવી રીતે તાત્ત્વિક વાર્તાલાપ કરતા હતા એટલામા બંધ બારીઓપર અચાનક ત્રણ ચાર પત્થરો આવીને અથડાયા અને તેમનો ધ્વનિ અમારાં શ્રવણોમા આવીને અથડાયો. બારીઓપર પત્થર લાગતા જોઇને નારૂજીએ કહ્યું કે: "જોયુ કે ચપાબાઈ, મેં કહ્યું હતું તે જ પરિણામ આવ્યું કે નહિ ? જો બારીમાં વધારે વાર આપ ઊભા રહ્યા હોત અને એકાદ પત્થર આપના માથામાં લાગી જાત, તો નકામી વેદના વેઠવી પડત અને રાતે અમારે નાટક પણ બંધ રાખવું પડત ગાંડો રાજનન્દન તોફાનપર ચઢયો હોય એમ જણાય છે; કારણ કે, કેટલીક વાર ગાડા માણસોમા વૈરની ભાવના એવી અને એટલી બધી પ્રબળ થયેલી હોય છે કે ઉન્માદના પ્રબળતમ વેગમાં પણ તેઓ પોતાના શત્રુને બરાબર ઓળખી શકે છે અને લાગ ફાવે તો તેનો જીવ લઇને જ શાન્ત થાય છે. રાજનન્દનને પણ હું આવા જ પ્રકારનો પાગલ માનું છું અને તેથી આપના જીવનને સુરક્ષિત રાખવામાટે એ પાગલને પાગલખાનામાં પૂરાવી દેવા વિના બીજો ઉપાય નથી હું આપની સાથે કેટલીક ખાસ ખાનગી વાતચીત કરવામાટે આવ્યો હતો, પરંતુ આ કાર્ય પ્રથમ કરી લેવાની આવશ્યકતા હોવાથી અત્યારે તો હું જાઉં છું અને કલાક કે દોઢ કલાકમા આ પાગલને પાગલખાનામાં મોકલવા માટેની વ્યવસ્થા કરીને પાછો આવુ છું. બીજચન્દ્ર, તમો ચપાબાઈ પાસે જ રહેજો અને હું આવું ત્યા સુધી એમની સંભાળ રાખજો."

“ચાહ તૈયાર છે એટલે ચાહ પીને જાઓ તો વધારે સારૂં” પાસે ઉભેલી શામદુલારીએ ચાહના નિમિત્તથી નારૂજીને જતો અટકાવી દીધો.

પાચ મિનિટમાં અનુચર ચાહના કપ્સને એક થાળીમાં રાખીને લઈ આવ્યો. અમો સર્વેએ ચાહને ઇન્સાફ આપ્યો અને ત્યાર પછી પાન ખાઇને નારૂજી વિદાય થતા હું તથા બીજચન્દ્ર નટવિદ્યા તથા નાટ્ય વ્યવસાય વિષે પરસ્પર વાર્તાલાપ કરવા લાગ્યા અને સમયને વીતાડવા લાગ્યા જોતજોતામા એક કલાક વીતી ગયો અને એક કલાકને પદર મિનિટ થતા નારૂજીનુ પુનરાગમન થયુ નારૂજીના આવતાં જ બીજચન્દ્રે તેને પૂછ્યુ “કેમ શું કરી આવ્યા?”

“પોલિસના એક અધિકારીને મળી જે કરવાનુ હતું તે કરી આવ્યા અને રાજનન્દન ભાઇને ડૉકટરી તપાસમાટે સિવિલ સર્જ્યન પાસે મોકલાવ્યા. સિવિલ સર્જ્યન અવશ્ય તેને ગાડા તરીકે જાહેર કરશે અને સિવિલ સર્જ્યનનુ આવુ સર્ટિફિકેટ મળતાંની સાથે જ પોલિસ પ્રજાની શાતિરક્ષા સુરક્ષિતતામાટે એ ગાંડાને પાગલખાનામા મોકલશે એ નક્કી થયેલી વાત છે એટલે વધારે કાઇ પણ બોલવા જેવુ છે જ નહિ આ પીડા તો જાણે પતી ગઇ છે એટલે હવે આપણે જે વાત કરવાની છે તે કરી લઇએ અને જે નિર્ણય થાય તે પ્રમાણેની વ્યવસ્થાનો વિચાર કરીએ” નારૂજીએ રાજનન્દનને પાગલખાનામા મોકલવાના પોતે કરેલા પ્રબધની વાર્તા જણાવીને પોતાની ઇચ્છિત વાર્તાનો પ્રસ્તાવ પણ કરી દીધો.

“ભલે ત્યારે, આપ મારી સાથે જે ખાસ ખાનગી વાતચીત કરવાને અત્યારે મારી પાસે આવ્યા છો તે વાતચીતનો આનદથી આરભ કરો, હું આપની વાત સાભળવામાટે તૈયાર છું” મેં નારૂજીને તેની ઇચ્છિત વાર્તાને જણાવવા માટેની અનુમતિ આપી દીધી

“અમો અત્યારે આપની સાથે એ વિષયનો વાર્તાલાપ કરવા આવ્યા છીએ કે હવે પછીના બે નાટકોમા આપ પાર્ટ કરશો એટલે જેટલી નાઇટોમાટે આપણું મોઢાનું એગ્રીમેન્ટ થયેલું છે તેટલી નાઇટો પૂરી થતા આપણું એગ્રીમેન્ટ પણ પુરૂં થઈ જવાનું છે અને અમારી એવી ઇચ્છા છે કે હજી પણ આપ એકાદ માસ દિલ્હીમા રોકાઈ જાઓ, તો વધારે સારૂ, કારણ કે, અમારા નાટકોમાં આપની ભૂમિકાઓનો આરંભ થયા પછી અમને ઘણો જ સારો લાભ થયો છે અને તેથી જો આપ એક મહિનો અહીં વધારે કાઢશો, તો હજી પણ અમને સારો લાભ મળશે એવો અમારો દૃઢ નિશ્ચય છે જો આપ અમારી પ્રાર્થનાને સ્વીકારસો, તો અત્યાર સુધી આપને આપના પરિશ્રમનું જે મૂલ્ય અમોએ આપ્યું છે તેથી બમણો બદલો અમો આપીશું, માત્ર એટલું જ નહિ, પણ જો આપની ઇચ્છા હશે તો એક બેનિફિટ નાઇટ પણ આપને આપીશું અને તેથી આપને નહિ નહિ તો પણ રૂપિયા બેથી અઢી હજારની વધારાની આવક થશે, એવી અમારી માન્યતા છે” નારૂજીએ જે વાર્તા જણાવવાની હતી તે સ્પષ્ટ શબ્દોમાં જણાવી દીધી

નારૂજીના એ પ્રસ્તાવને શાતિથી સાભળી લઇને હું વિનય તથા સભ્યતાપૂર્વક કહેવા લાગી “ઉદારાત્મા તથા વિવેકી મહાશય! જેમ મારાથી આપને ઘણો જ સારો લાભ થયો છે તેમ જ આ વેળાના મારા દિલ્હીના

પ્રવાસમાં આપના પણ મારાપર એટલા બધા ઉપકારો થયેલા છે કે જો હવે સત્વર જ મુબઈ પહોંચવાની મારા માટે આવશ્યકતા ન હોત, તો મારા લાભનો લેશમાત્ર પણ વિચાર ન કરતા કેવળ આપના ઉપકારોનો બદલો વાળવાની નિષ્ઠાથી જ એક માસ તો શું પણ ચાર માસ હું અહીં રહી જાત અને મારા પરિશ્રમના મૂલ્ય તરીકે હું એક રાતી પાઈ પણ આપની પાસેથી લેત નહિ; પરતુ સયોગો એવા આવીને ઊભા રહ્યા છે કે છ થી સાત દિવસમા જ મારે મુંબઈ પહોંચવું જોઇએ અને તેથી નિરુપાય થઇને મારે આપના આ પ્રસ્તાવનો અસ્વીકાર કરવો પડે છે તેમાટે હું લજ્જિત થઇને આપની ક્ષમા માગુ છું. મારે જે બે નાઇટો કરવાની છે તે પૂરી થાય એટલે અહીંથી ઉપડવા માટેનો દિવસ પણ મેં નક્કી કરી રાખ્યો છે અને મારી એક મૈત્રિણી તથા તેના પતિ અત્યારપૂર્વે મુંબઈ જવાનાં હતાં તેમને પણ મેં સંગાથમાટે રોકી રાખ્યાં છે એટલે હવે દિલ્લીમા મારાથી આપણા એગ્રીમેન્ટ કરતા એક દિવસ પણ વધારે વીતાડી શકાય તેમ નથી. મુબઇમાંના મારા કેટલાક અગત્યનાં કાર્યોથી મુક્ત થવા પછી જો આપની ઇચ્છા હશે અને મને અવકાશ હશે, તો આપની કપનીનો જ્યા મુકામ હશે ત્યા આપના બોલાવ્યાથી હું આવીશ અને મારાથી આપની જે કાંઈ પણ સેવા કરી શકાશે તે કરીશ."

"ભલે, જેવી ઈશ્વરેચ્છા જ્યારે આપ કોઇ પણ રીતે રહી શકો તેમ નથી, તો હવે અમારે પણ અહીંથી એકાદ માસમા જ ઉપડી જવાની અને કોઈ બીજા શહેરમા જવા માટેની તૈયારીઓ કરી લેવી પડશે, કારણ કે, આપના જવા પછી સારા ઑડિયન્સ આવશે કે કેમ એની શંકા જ છે અને ઈશ્વરની કૃપાથી આ મુસાફરીમા દિલ્લીમા અમને આટલી સારી કમાણી થઇ ગઈ છે એટલે હવે પ્રેક્ષકોના હૃદયોમાં અમારી કપનીમાટે અપ્રિયતા ઉદ્ભવ્યા પૂર્વે જ દિલ્લીમાથી ચાલ્યા જવું અને અમારી કપનીમાના પ્રેક્ષકોના મોહને અવિચળ રાખવો, એ જ વધારે સારૂ છે વારુ, ત્યારે મુંબઈનું આપનું સરનામુ અમને આપતાં જજો અને અમારા કાગળોના જવાબ વખતસર આપતાં રહેજો કે જેથી આપને અનુકૂળતા હોય અને અમને આપની અગત્ય હોય તે વેળાયે અમારાથી આપને બોલાવી શકાય" નારૂજીએ કાંઇક નિરાશાપૂર્વક આ ઉદ્ગારો કાઢયા.

પરતુ મારાથી નારૂજીની નિરાશાને આશાના રૂપમા પરિવર્તિત કરી શકાય તેમ ન હોવાથી મેં જાણી જોઇને તેની તે નિરાશા પ્રતિ દુર્લક્ષ કરી દીધું અને તે ક્ષણે જ એક કાગળપર મારૂં મુબઇનું સરનામું લખી આપ્યું નારૂજી તથા બીજ-ચન્દ્ર એ વેળાયે ચાલ્યા ગયા અને રાતે જ્યારે હું નાટકશાળામા ગઈ ત્યારે નાટક ચાલતા બીજચન્દ્રે વળી પાછો મને એક માસ દિલ્લીમાં વધારે રહેવા માટેનો આગ્રહ કર્યો, પરંતુ મેં દિવસે જે ઉત્તર આપ્યુ હતુ તે જ ઉત્તર રાતે પણ આપ્યુ અને તેથી એ વિષયની ચર્ચાનો અત આવી ગયો નારૂજી સ્ટેજપર આવતા મેં તેને પૂછ્યું· "પાગલ થયેલા રાજનન્દનનું શું થયું? તેને સિવિલ સર્જ્યને ઉન્મત્તાલયમાં મોકલ્યો કે કેમ?"

"નહિ; મને મળેલા સમાચાર પ્રમાણે સિવિલ સર્જ્યને તેને હજી હૉસ્પિ-ટલમાંના એક જુદા રૂમમાં તેના ઉન્માદની પરીક્ષા કરવામાટે રાખ્યો છે અને

જો તેનો ઉન્માદ ભયંકર જણાશે તો બે દિવસ પછી ડૉક્ટર તેને મૅડહાઉસમા મોકલશે." નારૂજીએ મારા પ્રશ્નનું ઉત્તર આપ્યુ

"ત્યારે જો આવતી કાલે રાજનન્દનને હૉસ્પિટલમા જોવાની આપણી ઇચ્છા હોય, તો આપણી તે ઇચ્છા પાર પડી શકે તેમ છે ખરૂ કે ?" મેં રાજનન્દનને જોવા માટેની મારી ઇચ્છા દર્શાવી

એના ઉત્તરમાં નારૂજીએ જણાવ્યું "બીજા કોઇની આવી ઇચ્છા કદાચિત્ પાર ન પણ પડી શકે તેમ હોય, તો પણ આપણી આવી ઇચ્છા તો અવશ્ય પાર પડી શકે તેમ છે, કારણ કે, નાટકમંડળીના માલિકની જ્યા કાંઇક પણ લાગવગ ન હોય એવું કોઇ ખાતુ હોતુ જ નથી હૉસ્પિટલના ઘણા ખરા હૉસ્પિટલ એસિસ્ટન્ટ્સ તેમ જ અન્ય મનુષ્યો આપણા પોતાના જ છે તેમ જ ડૉક્ટરો પણ આપણને સારી રીતે ઓળખે છે એટલે આપણે ત્યા જઈ શકીશું અને રાજનન્દનને જોઈ શકીશું જો તેને જોવામાટે ચાલવાનો આપનો વિચાર હોય તો આવતી કાલે આપ કહો તે વેળાયે હું ગાડી લઇને આવુ એટલે આપણે સાથે જ ચાલીશું કે જેથી આપને ત્યા કશી અડચણ ન આવે"

"આવતી કાલે ત્રણ વાગે આપ ઘેર પધારજો અને ચાહ ત્યાં જ પીજો એટલે ચાહ પીધા પછી આપણે હૉસ્પિટલ ભણી જવાને રવાના થઇશું" આ પ્રમાણેનું ઉત્તર આપીને હું મારો સીન આવતો હોવાથી રંગભૂમિપર જવામાટે એકદમ ત્યાંથી દોડી ગઇ

મારો સીન પૂરો કરીને હું જ્યારે મારા રૂમમા પાછી આવી એટલે મારી વાટ જોઇને મારા રૂમમા બેઠેલા નારૂજીએ મને સંબોધીને કહ્યું "ચપાબાઈ, આપે રાજનન્દનને જોવામાટે હૉસ્પિટલમા ચાલવાનો વિચાર તો કર્યો છે; પરંતુ રાજનન્દન ગાંડો હોવાથી કદાચિત્ આપને ગમે તેવી નઠારી ગાળો પણ ભાંડશે અને આપને જોઇને બીભત્સ ચેષ્ટાઓ કરવા પણ મંડી જશે, એનો આપે પ્રથમથી જ વિચાર કરી રાખવાનો છે, તે ગાંડો હોવાથી તેના એ અપરાધમાટે આપણાથી તેનાપર ફરિયાદ કરી શકાય તેમ નથી."

"ગાંડાં માણસો ગમે તેમ બોલે અને ગમે તેવી ચેષ્ટાઓ કરે એ સ્વાભાવિક હોવાથી ગાંડા માણસોની એવી વાણી તથા ચેષ્ટાથી આપણા મનમાં માઠું લાગતું જ નથી અને તેથી ફરિયાદનો સવાલ એમા હોતો જ નથી આપણે આવતી કાલે જઇશું તો ખરા જ" મેં રાજનન્દનની ગાળો અને બીભત્સ ચેષ્ટાઓ વિષે બેપરવાઇ બતાવી

"વારૂ ત્યારે આવતી કાલે બપોર પછી બરાબર ત્રણ વાગે હું આપની પાસે આવી પહોંચીશ અને ત્યાથી સાથે જ આપણે હૉસ્પિટલમા જઇશું." આમ કહીને નારૂજી કોઇ ગૃહસ્થે બોલાવવામાટે માણસ મોકલેલું હોવાથી બહાર જવાને ચાલતો થયો અને હું મારા ત્યાર પછીના સીનમાટે ડ્રેસ બદલવાના કામમાં લાગી ગઇ

તે રાતે જાણવા જેવો બીજો કાંઇ પણ બનાવ ન બન્યો બીજે દિવસે નિયત સમયે નારૂજી ગાડી લઇને મારે ઘેર આવ્યો, બીજચન્દ્ર પણ તેની સાથે હતો. અમોએ ચાહને ઇન્સાફ આપ્યો અને પછી હું, નારૂજી તથા બીજચન્દ્ર એવી રીતે ત્રણ જણ હૉસ્પિટલમા જવાને ગાડીમા બેસીને રવાના થયાં ત્યાં

જઇને અમોએ શું જોયું ? એક ભયાનક, ઘૃણોત્પાદક તથા બીભત્સ હોવા સાથે દયાજનક દૃશ્ય કે જે દૃશ્ય આ પ્રમાણે હતુ.—

હૉસ્પિટલના એક એકાંત ભાગમાં આવેલી દશ ફીટની લંબાઈ તથા તેટલી જ પહોળાઇવાળી એક સમચોરસ કોટડીમાં રાજનન્દનને પૂરી રાખવામાં આવ્યો હતો, પરંતુ તે ઓરડીના બારણાં લોઢાનાં સળિયાવાળાં હોવાથી તેમ જ ચારે તરફની ભીંતોમા ઉપર સળિયાવાળી બારીઓ હોવાથી તે ઓરડીમાં પૂરાયલો ગાંડો રાજનન્દન સ્પષ્ટ જોવામા આવી શકતો હતો. અમો જ્યારે તેની ઓરડી પાસે ગયા તે વેળાયે તે ઓરડીના મધ્યભાગમા ઊભો રહી ચારે તરફની ભીંતોને એકાગ્ર દૃષ્ટિથી જોતો આ પ્રમાણેના ઉદ્ગારો કાઢવામાં તલ્લીન થયેલો હતો "હું આફ્રિકાનો જાદૂગર અબ્નેજાર આ પત્થરની દીવાલને હુકમ ફર્માવું છું કે જેવી રીતે મારા ફર્માનથી ચીનની શાહજાદી બદરુલ્બદ્રનો મહલ ચીનમાંથી ઉડીને આફ્રિકામા ચાલ્યો ગયો હતો તેવી રીતે આ મારો મહલ અહીંથી ઉડીને જ્યા મારી પ્રિયતમા ગયેલી હોય ત્યા ચાલ્યો જાય ! બસ, ઉડ્યો અને હું હવામાં મુસાફરી કરૂં છુ ! મારા જાદૂ આગળ એરોપ્લેન અને ઝેપ્લેન રદ બાતલ છે !!" આ શબ્દો ઉચ્ચારતા તેની દૃષ્ટિ અચાનક અમારાપર પડી અને તેથી તત્કાળ તે અમને સંબોધીને કહેવા લાગ્યો "આ મેનકા રાક્ષસી અને આ નારૂજી રાક્ષસ ! ઓ રાક્ષસી અને રાક્ષસ, હું હવામાં ઉડવા લાગ્યો છું છતાં ત્યાં પણ તમો મારો પીછો પકડીને મારી આગળ આવી લાગ્યા છો ? જાઓ, મારી આંખો આગળથી ટળી જાઓ અને ચાલતાં થાઓ, નહિ તો મારા અજીબો ગરીબ ચિરાગના દેવને બોલાવીશ અને તમને અસમાનમાથી જમીનપર પછાડીને તમારો ચૂરો કઢાવી નાખીશ ! તમો મને ઓળખો છો ? હું જાદૂગરોના બાદશાહ અને બાદશાહોના જાદૂગર અરલાકનો શાગિર્દ અબ્નેજાર ! મારા જાદૂનો તમોએ હજી નથી જોયો ચમત્કાર !! રાંડ મેનકા, તને તો જાણે હું મેના બનાવીને પાંજરામાં પૂરી રાખીશ અને ઓ પિશાચ નારૂજી ! તને કૂતરો બનાવીને હડકવાનો રોગ આપીશ ! એટલે પછી આમ ભસતો ભસતો રસ્તામા રખડ્યા કરજે અને લોકોને કરડ્યા કરજે !!" આમ બોલીને રાજનન્દન કૂતરા પ્રમાણે ભસવા લાગ્યો અને ભસી રહ્યા પછી અત્યંત બળપૂર્વક અટ્ટહાસ કરીને જાણે તેણે મને મેના તથા નારૂજીને શ્વાનનું રૂપ આપી દીધું હોયની તેમ ધારીને તે બોલવા લાગ્યો કે "કેમ બની ગયાં કે નહિ તમો મેના અને શ્વાન ? 'રૈયાકા તોતા બેવડા પીવત હય; બાંડી પીવે મેરી મેના, મયેં દેખતા હું' બસ, મારી મેના ! હવે હું તને પાછી બાયડી બનાવીને મારી જે ઇચ્છા છે તે ઇચ્છાને પૂરી કરીશ અને પછી તારી પાંખોને વીખીને તને ફેંકી દઇશ !" રાજનન્દને આ શબ્દો ઉચ્ચારીને પોતાના વસ્રોને ફાડી નાખ્યા અને દિગંબર થઇને તે એવી તો ભયાનક બીભત્સ ચેષ્ટાઓ કરવા લાગ્યો કે તે ચેષ્ટાઓને જોઇને બજારમા બેસનારી વેશ્યા પણ શર્માઈ જાય, તો પછી મારા જેવી કાંઇક સભ્યતાને ઇચ્છનારી અને સભ્યતાના માર્ગમા વિચરનારી અબળા શર્માય એ તો સ્વાભાવિક જ કહેવાય અર્થાત્ રાજનન્દનની એ બીભત્સ ચેષ્ટાઓ તેમ જ તેના મોઢામાથી નીકળતી નાગી ગાળોએ અમને તેની સામેથી ખસી જવાની ફરજ પાડવાથી અમો ત્યાથી પાછા વળ્યા અને તેની આવી દયાજનક દશા વિષે પરસ્પર વાતાલાપ કરતા ચાલવા લાગ્યાં.

નારૂજીએ કહ્યું "ચપાબાઈ, મને તો રાજનન્દનનો ઉન્માદ એટલો બધો ભયાનક તથા અસાધ્ય લાગે છે કે મારી માન્યતા પ્રમાણે તેનો આ ઉન્માદ હવે જવાનો નથી અને તેનું મરણ મૅડ હાઉસમા જ થવાનુ છે તીવ્ર દુષ્કર્મોનું આવું જ પરિણામ થાય છે અને આવા ઉદાહરણો નિત્ય દૃષ્ટિગોચર થવા છતાં પણ અનેક દુરાચારી મનુષ્યો પોતાનાં દુષ્કર્મોને નથી ત્યાગતા એ એક અતિશય આશ્ચર્ય તથા ખેદનો વિષય નથી કે શું? પરમાત્મા રાજનન્દનના આત્માને તેના મરણ પશ્ચાત્ પણ જો શાતિ આપે અને તેના આત્માની સદ્ગતિ કરે, તો પણ પરમાત્માનો તેનાપર મોટો ઉપકાર! સાત ભવના શત્રુની પણ ઈશ્વર આવી દુર્દશા ન કરે!!"

"રાજનન્દનને તેના દુષ્કર્મોની સપૂર્ણ શિક્ષા મળી ચૂકી છે અને તેથી મારી પણ પરમાત્માના ચરણોમાં એ જ પ્રાર્થના છે કે હવે પરમાત્મા તેને તેના દુષ્કર્મોની ક્ષમા આપે અને તેના પોતાના ભાગ્યથી નહિ, તો તેના સતાનોના ભાગ્યથી તેના આ ભયાનક રોગનું નિવારણ કરી તેને પશ્ચાત્તાપ તથા સદાચાર દ્વારા આત્મકલ્યાણની સિદ્ધિનો પ્રસગ પ્રાપ્ત કરાવે કે જેથી તેનો બીજો અવતાર દુ:ખમય ન થાય, જો રાજનન્દન આવી જ દશામા મરી જશે, તો અત્યારનાં દુષ્કર્મોના બાકી રહેલા ફળો તેને બીજા અવતારમાં પણ ભોગવવા પડશે, એ નિર્વિવાદ છે"

હું મારા મકાન આગળ ગાડીમાથી ઊતરી ગઈ અને નારૂજી તથા બીજચન્દ્ર નાટકશાળામા જવાને ચાલ્યા ગયા અહીં હવે એક એ વાર્તા જણાવવાની પણ આવશ્યકતા છે કે લાલા શાલિગ્રામના બે મોટા ભાઇઓ આગળ જણાવ્યા પ્રમાણે વ્યાપારી તથા પ્રતિષ્ઠિત હોવાથી મને ક્ષમાપત્ર લખી આપ્યા પછી પણ રાજનન્દનની ઉશ્કેરણીથી આડે રસ્તે દોરવાઇને મને ભ્રષ્ટ કરવાના તથા મારવાના પ્રપંચમાં શાલિગ્રામે અગ્રભાગ લીધો હતો અને પરિણામે તે પ્રપંચની નિષ્ફળતા થતાં માર ખાઇને તે ભાઈ સાહેબ ઘેર ગયા હતા, એ સર્વ ભેદ તેના ભાઇઓના જાણવામા આવ્યા પછી શાલિગ્રામના ગૃહમા ગૃહક્લેશનો આરંભ થઈ ગયો હતો અને તેના ભાઇઓએ તેને સ્પષ્ટ શબ્દોમા જણાવી દીધું હતું કે "રાજનન્દન જેવા એક નીચ અને દુષ્ટ મનુષ્યના સગથી તારી બુદ્ધિ પણ ભ્રષ્ટ થઈ ગઈ છે અને તારા દુરાચારોથી આપણા બાપદાદાની આબરૂપર પાણી ફરી વળ્યુ છે એટલે હવે જો રાજનન્દન સાથે બોલવાનો પણ વ્યવહાર તું રાખીશ, તો અમો તને અમારાથી જૂદો કરી દઇશું અને તારા નામનું સ્નાન કરી નાખીશું, એટલે કે અમો તારી મદદમાં કદાપિ ઊભા રહીશું નહિ અને આપણો સ્નાન સૂતક જેટલો સબધ પણ બાકી રહેવાનો નથી" આ કારણથી રાજનન્દનની આટલી સીમા પર્યન્ત દુર્દશા થયેલી હોવાની વાર્તા અનેક મનુષ્યોની જિહ્વાથી સાભળવામા આવ્યા છતાં શાલિગ્રામ રાજનન્દનની સાર સભાળ લેવાને આવ્યો ન હોતો, કારણ કે, ભાઇઓની ધમકી ઉપરાત રાજનન્દન પ્રતિ તેનો પોતાનો પણ હવે તિરસ્કાર થઈ ગયો હતો અને તેથી ભવિષ્યમા રાજનન્દનને તે કોઈ પણ પ્રકારની સહાયતા આપે એ સર્વથા અશક્ય હતું આથી એ તત્ત્વ અત્યંત સ્પષ્ટ સ્વરૂપમા મને દૃષ્ટિગોચર થવા લાગ્યુ કે જ્યારે પરમાત્મા અનુકૂલ હોય છે ત્યારે સર્વ પ્રકારની અનુકૂલતાઓ મનુષ્યને આવી મળે છે અને





જ્યારે પરમેશ્વર પ્રતિકૂલ થઈ જાય છે ત્યારે મનુષ્યનાં નેત્રો સમક્ષ સર્વ પ્રકારની પ્રતિકૂલતાઓ જ આવીને વિકરાળ સ્વરૂપમાં ઉપસ્થિત થાય છે

નાટકમાં ભૂમિકા ભજવવાના મારા કાર્યની સમાપ્તિ થઈ ગઈ અને છેવટે મારો દિલ્હીમાથી પ્રયાણ કરી જવા માટેનો દિવસ નિકટમાં આવી લાગ્યો. જે દિવસે અમારે દિલ્હીમાથી નીકળવાનુ હતુ તેને આગલે દિવસે સવારમાં જ લાલા શ્યામલાલ તથા ચિન્તામણીને મેં મારી તૈયારીના સમાચાર આપી દીધા તે જ દિવસે નારૂજીએ મને મારો જે હિસાબ હતો તે ચૂકવી આપ્યો અને તે ઉપરાંત પાચ સો રૂપીયાની ગીનીઓ મન્મથકુમારના હાથમા આપીને પોતાની ઉદારતાનો સપૂર્ણ પરિચય કરાવી દીધો બીજે દિવસે પજાબ મેલમાં ફર્સ્ટ ક્લાસ કે સેકન્ડ ક્લાસનો આખો ડબ્બો અમને ન મળી શકવાથી અમોએ અમદાવાદના માર્ગેથી જતી ટ્રેનમાં જ નીકળવાનો નિશ્ચય કર્યો અને લાલા શ્યામલાલે જેમાં એક કમ્પાર્ટમેન્ટ ફર્સ્ટ ક્લાસનો હોય છે અને એક કમ્પાર્ટમેન્ટ સેકન્ડ ક્લાસનો આવે છે તેવો એક આખો ડબ્બો અમદાવાદ સુધી રિઝર્વ્ડ કરાવી લીધો અને અગિયાર વાગે જમી લીધા પછી અમો સ્ટેશનપર જવાને રવાના થયા; કારણ કે, ટ્રેન ઉપાડવાનો ટાઇમ બાર વાગ્યા પછીનો હતો.

—⁂—

## પ્રકરણ ૨૭ મું

## દિલ્હીમાંથી પ્રયાણ અને ઉપસંહાર

મને સ્ટેશનપર વળાવવામાટે નારૂજી, બીજચન્દ્ર તથા નાટકમંડળીના કેટલાક નટો હાજર થાય એ તો સ્વાભાવિક જ હતું, પરતુ વિશેષતા એ હતી કે જેમને હું દીઠે પણ ઓળખતી ન હોતી તેમ જ જેમના મેં નામો પણ સાંભળ્યા ન હોતા તેવા દિલ્હીના કેટલાક સાધનસપન્ન હિન્દુ તથા મુસલ્માન સદ્ગૃહસ્થો પણ, મારા પ્રયાણનો દિવસ અને ટાઇમ તેમના જાણવામાં આવેલો હોવાથી, પુષ્પમાળા, પુષ્પગુચ્છ, મીઠાઇની ટોપલીઓ, ફળોના કરડિયા તથા બીજી કેટલીક કીમતી ભેટ સોગાદો લઇને આવ્યા હતા નારૂજી તથા બીજચન્દ્રે તે સદ્ગૃહસ્થોની મને ઓળખાણ કરાવી અને મેં યોગ્ય શબ્દોમા તે સર્વ સદ્-ગૃહસ્થોનો આભાર માનીને તેમની ભેટ સોગાદોનો કેટલીક આનાકાની પછી તેમના અત્યંત આગ્રહને વશ થઇને સ્વીકાર કરી લીધો મારા ગળામા લગભગ વીસેક પુષ્પમાળાઓનો રાશિ ખડકાઈ જવાથી જાણે દિલ્હીના સ્ટેશનપરથી કોઈ રાણી મુંબઈ જવાને ઉપડતી હોયની ! એવો જ કદાચિત્ મને ન ઓળખનારાં ટ્રેનમાંના સ્રીપુરુષ મુસાફરોને ભાસ થયો હોય, તો તેમા આશ્ચર્ય જેવું કાંઈ પણ ન હોતુ ટ્રેન ઉપડવાનો ટાઈમ થતાં ફર્સ્ટક્લાસ કમ્પાર્ટમેન્ટમાં લાલા શ્યામલાલ, ચિન્તામણી, તેમનો પુત્ર, હું, મન્મથકુમાર અને રામદુલારી ગોઠવાઈ ગયાં અને સેકન્ડ ક્લાસમા મારો અનુચર, શ્યામલાલનો રસોઇયો તથા નોકર અને ચિન્તામણીની એક દાસી મળીને ચાર જણ બેસી ગયા. રામદુલારીને મેં ફર્સ્ટ ક્લાસમા હાલ તરત અમારી સાથે બેઠવામાટે બેસાડી લીધી હતી કે તેના વિનોદી સ્વભાવનો અને તેના વિનોદમય વાર્તાલાપનો ટ્રેનમાં પણ આનન્દ મેળવી શકાય અને તેથી સમય કટાળા ભરેલો ન થતાં આનન્દમાં જ વીતી

જાય. ટ્રેન ઉપડતા મેં બારીમાંથી સર્વને પ્રણામ કર્યો અને તે વેળાયે મારાં નેત્રોમા હર્ષના અશ્રુ આવી ગયાં ટ્રેનની ગતિ ધીમે ધીમે વધવા લાગી અને તે સાથે અમો પણ દિલ્લીને પાછળ મૂકીને મુંબઇની દિશામાં ધીમે ધીમે આગળ વધવા લાગ્યા ટ્રેન ચાલતી થયા પછી લાલા શ્યામલાલે મારી પ્રશસા કરતાં મને સબોધીને કહેવા માડ્યું —

"ચપા બહેન, આપણા હિંદુસ્તાનમા નાટકમા પાર્ટ કરનારા ઍક્ટર્સની પ્રતિષ્ઠા બહુ જ ઓછી મનાય છે અને નાટકમા પાર્ટ કરનારી સ્ત્રી તો વેશ્યા જ હોવી જોઇએ એવી જ લોકોની માન્યતા હોવાથી જો કોઈ કુશળ નટી હોય છે તો લોકો રગભૂમિપર તેને તાળીઓના ગગડાટથી વધાવી લે છે ખરા પરંતુ પછીથી તેને માનની દૃષ્ટિથી નિહાળતા નથી અને માર્ગમા, મેળાવડામા કે એવા જ અન્ય પ્રસગોમા નટી સાથે વાર્તાલાપ કરવામાં પણ પોતાની હીનતા માને છે નટો તથા નટીઓ વિષે લોકોની આવી હીન ભાવના થવાનું કારણ એ જ છે કે બહુધા નાટકના વ્યવસાયમા પડેલા સ્ત્રીપુરુષોના ચારિત્ર્ય અધમ હોય છે અને તેથી જો તેમની પ્રતિષ્ઠા ન બધાય તો તે સ્વાભાવિક જ છે; પરતુ પ્રત્યેક નિયમનો જેમ એક અપવાદ હોય છે તેમ નાટકના વ્યવસાયમા પડવા છતા પણ આપ ઉત્તમ ચારિત્ર્યશીલતાને જાળવી રહેલાં હોવાથી અપવાદરૂપ છો અને તેથી જ પ્રતિષ્ઠિત તથા પવિત્ર નાગરિકો પણ આપને સ્ટેશનપર વળાવવામાટે આવવામા અને આપનુ ગૌરવ કરવામા પોતાનુ જ ગૌરવ થયેલુ માને છે કાજળની કોટડીમા રહેવા છતા આપના ચારિત્ર્યમા કલક નથી લાગી શક્યો એ આપની કાઈ જેવી તેવી મહત્તા તો ન જ કહી શકાય અને તેથી આપની જેટલી પણ પ્રશસા કરાય તેટલી ઓછી જ થવાનો સભવ છે હિન્દુસ્તાનમાં અત્યારે આપ જેવી અન્ય કોઈ પણ નટી પવિત્રચરિત્રા હશે કે કેમ એની શકા જ છે અને તેથી આપ જેવા પવિત્રચરિત્રા નટી આપ પોતે જ હોવાથી જો આપને પવિત્રતાના વિષયમા અનુપમા કહીએ તો તે સર્વથા યથાર્થ જ છે"

"મારા માટે આપના હૃદયમા માનની આટલી ઊંડી લાગણી વસી રહી છે, એથી હુ મને પોતાને અતિશય ભાગ્યશાલિની માનું છું. જો કે એક વેળાયે મારો પણ અધ:પાત થયો હતો, પરંતુ હું ઠોકર ખાઇને તરત ઠેકાણે આવી ગઈ અને મારા જીવનને મેં ફેરવી નાખ્યું એટલી મારી મહત્તા છે, અન્ય નટીઓ મરતા સુધી પણ પોતાના જીવનને સુધારવાનો પ્રયત્ન તો શું પણ વિચાર માત્ર પણ નથી કરતી અને અધોગતિના માર્ગમા જ આગળ વધતી રહે છે એ તેમનો ભયાનક પ્રમાદ છે અને તેના ફળ તરીકે તેમને સભ્ય સમાજનો અખડ તિરસ્કાર સહન કરવો પડે છે નાટકના વ્યવસાયમા પડેલાં સ્ત્રીપુરુષોના ચારિત્ર્ય બહુધા હીન પ્રકારના હોય છે અને તેથી તેમની સમાજમા લેશમાત્ર પણ પ્રતિષ્ઠા નથી હોતી, એ વાર્તા મારાથી અજ્ઞાત તો નથી જ અને તેટલામાટે જ આજે કેટલાક વર્ષોથી નાટકના વ્યવસાયમા ઘણી જ સારી કમાણીનો સભવ હોવા છતાં પણ નાટકના વ્યવસાયને મેં ત્યાગી દીધો છે અહીં દિલ્લીમાં મહાશય નારુજી સાથે હું વચનથી બધાઈ ગઈ અને લાચારીએ મારે મારા વચનના પાલનમાટે નાટકમા થોડા દિવસ નાચવું પડ્યું, નહિ તો પૈસાની લાલચથી હું

નાટકમાં પાર્ટ કરવાને કદાપિ તૈયાર થાત નહિ. દિલ્લીમાં નટી તરીકેની જ મારી ખ્યાતિ હોવા છતા પણુ મને જે આટલું માન મળ્યું છે તેથી એટલું તો અવશ્ય હું જોઈ શકી છું કે નાટકના વ્યવસાયમાં પણુ જો કોઈ અબળા પોતાના ચારિત્ર્યને નિષ્કલંક રાખીને જળકમળવત્ નાટકનો વ્યવસાય કરે છે, તો તે અબળાની ચારિત્ર્યશીલતાનો પણુ લોકોના હૃદયમાં યોગ્ય પ્રભાવ પડ્યા વિના રહેતો નથી, કારણુ કે, આ સંસાર એક દર્પણુ સમાન હોવાથી દર્પણુમાં જેમ આપણું મુખ કાળું હોય તો કાળું જ દેખાય છે અને ગોરું હોય છે તો ગોરું જ દેખાય છે તેવી જ રીતે સંસારમાં પણુ જો આપણું ચારિત્ર્ય અધમ હોય છે તો આપણી નિન્દા થાય છે અને આપણું ચારિત્ર્ય ઉત્તમ હોય છે તો આપણી પ્રશંસા થાય છે; અર્થાત્ કરો તેવું પામો અને વાવો તેવું લણો એ સંસારનો ત્રિકાલાબાધ્ય અને અત્યંત સ્પષ્ટ ન્યાય છે, એમાં કોઈ પણુ પ્રકારની શંકા છે જ નહિ."

આવા પ્રકારના વાર્તાલાપમાં તેમ જ રામદુલારીની હાસ્યજનક વાર્તાઓના શ્રવણુમાં અમારો બપોરથી સાંજ સુધીનો સમય આનન્દમાં વીતી ગયો અને લગભગ સાત કે સવાસાત વાગ્યાના શુમારે અમોએ સાથે લીધેલા ભાતાને ન્યાય આપવાનો આરંભ કરી દીધો નવ વાગ્યાના શુમારે ભોજનકાર્યથી નિવૃત્ત થઇને એક સ્ટેશનપર ટ્રેન ઊભી રહેતા હું મન્મથકુમાર તથા રામદુલારીને લઇને સેકન્ડ ક્લાસ કમ્પાર્ટમેન્ટમા ચાલી ગઈ અને મારા અનુચરને તેમ જ શ્યામલાલના રસોઇયાને તથા બીજા નોકરને મેં થર્ડ ક્લાસમા મોકલી આપ્યા; તેમના માટે થર્ડ ક્લાસની ટિકિટો પણુ લેવામા આવી હતી અને તેથી તેમને સેકન્ડ ક્લાસમા બેસાડીને અગવડ ભોગવવાનું કાંઈ પણુ કારણુ ન હોતું ફર્સ્ટ ક્લાસમાં લાલા શ્યામલાલ, ચિન્તામણી તથા તેમનો પુત્ર નિદ્રાવશ થયા અને સેકન્ડ ક્લાસમા હું, મન્મથકુમાર, રામદુલારી તથા ચિંતામણીની દાસી મળીને ચાર જણુા આરામથી સૂઈ રહ્યા માર્ગમા જાણુવા યોગ્ય કાંઈ પણુ બનાવ બન્યો નહિ અને બીજે દિવસે રાતે આઠ વાગ્યાના શુમારે અમો અમદાવાદ આવી પહોચ્યા આબૂરોડથી તાર કરાવીને અમોએ અમદાવાદથી મુંબઈ સુધીના સેકન્ડ ક્લાસના બે કમ્પાર્ટમેન્ટ રિઝર્વ્ડ કરાવેલા હોવાથી ત્યા પણુ અમોને મેલમાં જગ્યા મેળવવાનો ત્રાસ ભોગવવો પડ્યો નહિ. અમદાવાદના સ્ટેશનપર પહોચતાં પ્લેટ-ફોર્મપર મારા પ્રમાદચન્દ્ર શેઠ કોઈ મિત્રને મૂકવામાટે આવેલા હોવાથી મારા જોવામા આવ્યા અને મેં તેમને બોલાવ્યા એટલે તેમણે મને અમદાવાદમાં બે દિવસ રહેવા માટેનો અતિશય આગ્રહ કર્યો, પરંતુ મારાથી ત્યા ઊતરી શકાય તેમ ન હોવાથી તેમનો ઉપકાર માનીને મેં તેમની ક્ષમા માગી લીધી. અમદા-વાદના સ્ટેશનપર લગભગ સવા કલાકનો ટાઇમ મળવાથી અને એ ભોજનનો સમય હોવાથી બે દિવસથી ટાઢું ભાતું ખાઇને કંટાળેલા શ્યામલાલે આબૂરોડથી જ રિફ્રેશમેન્ટ રૂમમા જમવાનુ તૈયાર રાખવા માટેનો તાર કરાવી દીધો હતો એટલે તેમણે જમવાનું પણુ આટોપી લીધું અને તેમના જમીને આવી ગયા પછી દશ મિનિટમા જ ગુજરાત મેલે અમદાવાદના સ્ટેશનને છોડીને મુંબઇની દિશામા પ્રયાણુ કરવા માંડ્યું. લાલા શ્યામલાલે દિલ્લીથી ઉપડતી વેળાએ પોતાના મિત્રપર તેમ જ મેં મારા પતિદેવપર તાર કરેલો હોવાથી દિલ્લીથી નીકળ્યા પછી ત્રીજે દિવસે સવારમાં સાડા આઠ વાગે અમો ગ્રાંટરોડના સ્ટેશનપર

આવી પહોચ્યાં તે વેળાયે શ્યામલાલના બે મિત્રો તેમને લેવામાટે અને મારા માતુશ્રી, મારા સાસુજી તથા મારા પતિદેવ મને લેવામાટે સ્ટેશન-પર આવેલા હતા લાલા શ્યામલાલ પોતાની પત્ની, પોતાના પુત્ર તથા પોતાના દાસ દાસીઓને લઇને પોતાના મિત્રો સાથે તારદેવના બ્રિજપાસેના બંગલામાં જવાને રવાના થયા અને હું બીજે દિવસે સવારમા તેમને મળવાનું કહી તેમની રજા લઇને મારા માતુશ્રી, સાસુજી તથા પતિદેવ સાથે મન્મથકુમાર, રામદુલારી તથા અનુચરને લઇને ઘેર જવાને રવાના થઈ ગઈ પાલગઢના સ્ટેશનપર જો કે અમોએ ચાહ નાસ્તો લઈ લીધા હતા તો પણ મારાં સાસુજીએ મારામાટે બીજી વાર ચાહ તૈયાર કરી લીધી અને ચાહ પી લીધા પછી મારા માતુશ્રીએ મારા અનુચરને જલદી રસોઈ કરવાનો હુકમ ફર્માવી દીધો, માત્ર એટલુ જ નહિ, પણ તેઓ પોતે પણ રસોઇયાને મદદ આપવા મડી ગયા. મારા પોતાના ગૃહમાં મારો એક અતિથિ તરીકે સત્કાર થતો જોઇને મને સહર્ષ આશ્ચર્ય થવા લાગ્યુ, પરંતુ વાસ્તવિકતાથી જોતા એમા આશ્ચર્ય જેવું કાઈ પણ હતું નહિ, કારણ કે, જેનાપર ગૃહચાલનનો આધાર હોય છે તે પુરુષ કિંવા સ્રીનો ગૃહમા આવો સત્કાર થાય, તો તે સર્વથા એક નૈસર્ગિક ઘટના જ કહી શકાય તેમ છે

દિલ્લીમાંના મારા કાર્યક્રમ તથા ભાગ્યોદયના કેટલાક સમાચાર તો મેં પત્રદ્વારા મારા માતુશ્રી, સાસુજી તથા પતિદેવને જણાવ્યા હતા એટલે બાકીની કેટલીક વાતો તેમને જણાવીને જ્યારે મેં મારી ટ્રંકમાથી નોટોના બડલો કાઢીને તેમને બતાવ્યા ત્યારે મારી એકેએક વાર્તા તેમને સત્ય તથા આશ્ચર્યકારક ભાસવા લાગી અને તેઓ મને મારી ભાગ્યશાલિતા, યશસ્વિતા તથા બુદ્ધિમત્તામાટે અત કરણપૂર્વક કોટિકોટિ ધન્યવાદો આપવા લાગ્યા બાર વાગે જમ્યા પછી હું બે કલાક સૂઈ ગઈ અને ત્રણ વાગે ચાહ પીને મહાશય કુંજવિહારીને ઘેર તેમના પત્નીશ્રીને તથા કાચનમાળાને મળવામાટે ગઈ હું કુંજવિહારીને ઘેર પહોચી તે વેળાયે ઘરમા કુંજવિહારી પણ ન હોતા અને કાચનમાળા પણ ન હોતી, માત્ર રત્નગૌરી હતા અને તેઓ પોતાની વિધવા નણદ ધનલક્ષ્મી સાથે વાતચીત કરતાં બેઠા હતા, તેમનો પુત્ર આનંદકુમાર તથા તેમની પુત્રી કપિલા-ગૌરી તથા ધનલક્ષ્મીએ મને ઘણો જ સારો આવકાર આપ્યો અને મેં મહાશય કુંજવિહારી તથા કાચનમાલાના કુશળસમાચાર વિષયક પૂછેલા પ્રશ્નના ઉત્તરમાં રત્નગૌરીએ જણાવ્યું કે –

" ચપા બહેન તમારા ભાઈ હજી ઑફિસમાથી આવ્યા નથી અને ક્દાચિત્ પાચ વાગ્યા પહેલા આવે તેવો સભવ પણ નથી, પાચને બદલે છ વાગી જાય તો તે સભવિત છે, કારણ કે, આવતી કાલે જ હરમતજાન તથા શીલરનો કેસ કોર્ટમા ચાલવાનો હોવાથી આજે ચાર દિવસથી તમારા ભાઇનો આખો આખો દિવસ તેમ જ અડધી અડધી રાત તે કેસના કાગળિયા તૈયાર કરવાના કામમાં જ વીતી જાય છે કાચનમાલાના પતિદેવ આજે મુબઇમા પધારેલા હોવાથી અને તેઓ તારદેવના પૂલ પાસેના કોઇ બગલામા ઊતરેલા હોવાથી કાચનમાલા બહેન સવારમા સાડાદશ વાગે જમીને ત્યા ગયા છે તે હજી આવ્યા નથી, પરંતુ પાંચ વાગ્યા સુધીમા તેઓ પણ આવવા જ જોઇએ; કારણ કે, તેમની કેટલીક હકીકત લખવાનું કામ તમારા ભાઇએ બાકી રાખ્યુ છે અને તે કામ તેઓ આજે રાતે

બાર વાગ્યા સુધી બેસીને પૂરું કરવાના છે” આવી રીતે મારા પ્રશ્નનું સવિસ્તર ઉત્તર આપ્યા પછી રત્નગૌરીએ પૂછ્યું: “ચપાબહેન, તમારા ભાઈ તથા કાચન-માલાના આવતા સુધી જો તમો રોકાવાનાં હો, તો તો ઠીક અને નહિ તો પછી તમારામાટે કહો તો ચાહ હમણા જ મૂકાવીએ, બોલો, શો વિચાર છે? અમો ચાહ નહિ મૂકીએ અને તમો વહેલા જ ચાલ્યા જશો તો વળી મનમાં એમ ધારશો કે, આટલા દિવસે રત્નગૌરી પાસે ગયાં અને રત્નગૌરીએ તો ચાહનું પાણી પણ ન પીવડાવ્યું!”

“ઘરથી હું હમણાં જ ચાહ પીને નીકળી છું એટલે તરત ચાહની આવશ્યકતા નથી તેમ જ તરત અહીંથી ચાલ્યાં જવાનો પણ મારો વિચાર નથી; મારા ભાઇને તેમ જ બહેન કાચનમાલાને મળ્યા વિના ચાલ્યા જવુ એ કોઈ પણ પ્રકારે યોગ્ય નથી. જ્યારે તેઓ આવશે અને બધામાટે ચાહ મૂકાશે ત્યારે બધા સાથે બેસીને જ ચાહ પીશું અને સાથે સાથે વાર્તાલાપના આનંદને પણ મેળવીશું” મેં ત્યાં બેસવામાટેનો મારો વિચાર દર્શાવ્યો.

“અરે પણ તમને એક બીજી વાત જણાવતા તો હું ભૂલી જ ગઈ; તે વાત એ છે કે આજે આઠેક દિવસથી માલતી બહેન પણ પોતાના કાર્યની સમાપ્તિ કરીને પાછા મુંબઇમા આવી લાગ્યા છે અને તેઓ પણ અહીં અમારી સાથે જ રહે છે. તેઓ પણ બહેન કાચનમાલાની સાથે ગયેલા છે એટલે તેમની સાથે જ પાછાં આવી લાગશે” રત્નગૌરીએ માલતીના આગમનના સમાચાર પણ સંભળાવી દીધા

મેં મારા મનમાં અનુમાન કર્યું કે. “જો માલતી પોતાના કાર્યની સમાપ્તિ કરીને જ પાછી મુંબઇમાં આવી હશે, તો વ્યંકટાદ્રિ પણ અવશ્ય ન્યાયદેવતાના હસ્તમા સપડાયો હશે અને જો તેમ થયુ હશે, તો આ કેસનો રગ વળી ઓરજ જામશે” રત્નગૌરી તથા ધનલક્ષ્મી સાથેના વાર્તાલાપમા બે કલાકનો સમય જળના પ્રવાહ પ્રમાણે વીતી ગયો, પાચ વાગ્યા પછી પ્રથમ સ્કૂલમાંથી આનદ-કુમાર તથા કપિલાગૌરી થોડા થોડા સમયને અતરે આવી લાગ્યાં, સાડા પાચ વાગે કુજવિહારી મહાશય પધાર્યા અને લગભગ પોણા છ વાગે કાચનમાલા તથા માલતી પણ આવી પહોંચી કાચનમાલા તથા માલતી આવી તે વેળાયે ચાહ તૈયાર હોવાથી અમો બધાએ ચાહ પીવાનો તેમ જ પરસ્પર કુશળસમાચાર તથા અન્ય સમાચાર પૂછવાનો વ્યવસાય એક સાથે જ આરભી દીધો માલતીના સભાષણથી મારા જાણવામા આવ્યુ કે વ્યકટાદ્રિને પણ તેની વિરુદ્ધના પૂરાવા મળી જવાથી પકડી લેવામા આવ્યો હતો અને તેથી હશ્મતજાન તથા શીલર સાથે ત્રીજા તહોમતદાર તરીકે વ્યકટાદ્રિને પણ વળતે દિવસે કુજવિહારી મહાશય કોર્ટમા રજૂ કરવાના હતા મેં કુજવિહારીને પૂછ્યું કે ‘કેમ ત્યારે મહાશયજી! આવતી કાલે અમને કોર્ટમાં બેસવાની જગ્યા મળી શકશે ખરી કે? જો જગ્યા મળવાનો સભવ ન હોય તો કોર્ટમા આવવાની તકલીફ જ ન ઉઠાવીએ”

“આવતી કાલે કોર્ટમાં પ્રેક્ષકોને જગ્યા મળવાનો સંભવ જો કે બહુ જ ઓછો છે છતા પણ લાલા શ્યામલાલ, દેવી ચિન્તામણી તથા તમારામાટે હું ત્રણ કે ચાર ખુરસીઓની સગવડ કરી આપીશ; પરંતુ એટલી મહેરબાની કરજો

કે આવતી કાલે તમો પણ લાલા શ્યામલાલ તથા દેવી ચિન્તામણીની સાથે જ આવજો એટલે તમો તેમનાથી જુદા છો એમ કોર્ટના જાણવામા ન આવી શકે."

લગભગ સાડાસાત વાગે હું ઘેર ગઈ અને સાડાઆઠ વાગે જમ્યા પછી શ્યામલાલ તથા ચિન્તામણી પાસે જઇને બીજે દિવસે તેમની સાથે કોર્ટમાં જવામાટેનો પ્રોગ્રામ મેં નક્કી કરી લીધો એ પ્રોગ્રામ નક્કી થયા પછી ચિન્તામણીએ મને કહ્યું "ચપા બહેન, આવતી કાલે આપ સવારમા નવ વાગે જ અહીં આવજો અને અમારી સાથે જ જમજો કે જેથી જમીને તરત ગાડીમા સાથે જ આપણાથી જઈ શકાય અને અમારે આપની વાટ જોવી ન પડે"

પરતુ મેં ચિન્તામણીના એ વાદનો પ્રતિવાદ કરીને કહ્યું. "ચિન્તામણી બહેન, દિલ્લીની વાત જુદી હતી અને અહીંની વાત જુદી છે, અહીં મારુ ઘર હોવાથી અને આ કેસ એક બે દિવસમાં પૂરો થાય તેવો ન હોવાથી હું રોજ આવીને અહીં ધામા નાખું એ સારુ ન કહેવાય એટલામાટે કોર્ટનો ટાઇમ અગિયાર વાગ્યાનો હોવાથી હું દશ વાગે જમીને આપની પાસે આવીશ અને આપ તે વેળાયે તૈયાર હશો એટલે કોર્ટના ટાઇમ પહેલા જ આપણે કોર્ટમાં પહોચી જઇશું. એક બે દિવસ પછી આપ મારી ઝૂપડીમા પધારવાની અને મારા છાશ રોટલાને આરોગવાની કૃપા દર્શાવશો તો મારાપર આપનો મોટો ઉપકાર થશે"

મારો પ્રતિવાદ યોગ્ય અને અખંડનીય હોવાથી ચિન્તામણીએ મારા પ્રતિવાદનો પુન પ્રતિવાદ ન કર્યો અને હુ સાડાદશ વાગે પાછી ઘેર આવી લાગી.

બીજે દિવસે સવારમા સાડાનવ વાગે ભોજનના કાર્યથી નિવૃત્ત થઇને હું પ્રથમથી જ મગાવી રાખેલી ગાડીમા બેસી બરાબર દશ વાગે શ્યામલાલ તથા ચિન્તામણી પાસે જઈ પહોંચી અને ત્યા તેમની મૉટર તૈયાર હોવાથી શ્યામલાલ, ચિન્તામણી અને હુ તથા શ્યામલાલનો નોકર મળીને ચાર જણ મૉટરમાં બેસી, સાડાદશ વાગે ત્યાથી નીકળ્યા અને પોણા અગિયાર વાગે ચીફ પ્રેસિડન્સી મૅજીસ્ટ્રેટની કોર્ટમા જઈ પહોચ્યા કોર્ટમા જે દેખાવ અમારા જોવામા આવ્યો તે સર્વ અપૂર્વ હતો, પરતુ મારા પ્રિય પાઠક તથા પ્રિય પાઠિકાઓ! હવે અત્યારે જ કોર્ટમાના તે અપૂર્વ દૃશ્ય તથા કોર્ટમા ચાલેલા ભયાનક કેસનો વૃત્તાત મારાથી આપી શકાય તેમ નથી, કારણ કે, 'ચુડેલનો વાસો અથવા એક નટીની આત્મકથા' નામક મારા આત્મચરિત્રના પ્રસ્તુત દ્વિતીય દૃશ્ય (દ્વિતીય ભાગ)નો વિશેષ ભાગ કાચનમાલાની કર્મકથા તેમ જ દિલ્લીમા બનેલી કેટલીક આકસ્મિક ઘટનાઓના વૃત્તાતમાં રોકાઈ ગયેલો હોવાથી અને દિલ્લીથી હું મારા દિલ્લીમાના કાર્યોની સમાપ્તિ કરીને પાછી મુંબઇમા આવી ત્યા સુધીની મારી આત્મકથા પ્રથમ દૃશ્ય (પ્રથમ ભાગ) જેટલી જ થઈ ગયેલી હોવાથી કોર્ટમા સાભળેલા હરમતજાનના, શીલરના તથા વ્યકટાદ્રિના ભયાનક ભેદોનો તેમ જ મુસલ્માન યુવતી મરીયમના કરુણરસપ્રધાન તથા હૃદયદ્રાવક જીવનનો વૃત્તાત હું મારી આત્મકથાના તૃતીય દૃશ્ય (તૃતીય ભાગ)મા આપીશ અને જો તે તૃતીય દૃશ્યમાં એ વૃત્તાતોને વર્ણવતા મારી ધારણા કરતા વિશેષ સ્થાન નહિ રોકાય, તો કાચનમાલાની બે ભગિનીઓ માયાદેવી તથા પદ્માવતી કે જેમને વ્યંકટાદ્રિએ કપટ કરીને ગિરમિટિયા મજૂર તરીકે મોરીશિયસ મોકલી દીધી હતી તેમનો

વૃત્તાંત પણ તૃતીય દૃશ્યમા આપવાનો મારો વિચાર છે; પરંતુ જો હરમતજાન, શીરીન, વ્યંકટાદ્રિ તથા મરીયમના વૃત્તાંતમાં મારી ધારણા કરતાં વિશેષ સ્થાન રોકાઈ જશે, તો પછી કાચનમાલાની બે ભગિનીઓના અત્યંત મનોવેધક તથા હૃદયદ્રાવક વૃત્તાતમાટે મારે કદાચિત્ મારી આત્મકથાનો ચતુર્થ ભાગ પણ લખવો પડશે મેં જ્યારે પ્રથમ મારી આત્મકથાના લેખનકાર્યનો આરંભ કર્યો હતો ત્યારે મારી આત્મકથા આટલી મોટી થઈ જશે એવી સ્વપ્નમા પણ મને કલ્પના ન હોતી, પરતુ મારી આત્મકથાના પ્રથમ દૃશ્યનું પ્રકાશન થયા પછી મારા જીવનમા મારે જે જે શુભાશુભ પ્રસગોમાથી પસાર થવું પડ્યું છે તેમ જ મારા પરિચયમા આવેલા જે જે સાધુ તથા દુષ્ટ સ્ત્રીપુરુષોના ચરિત્રો મારા જોવા તથા જાણવામા આવ્યા છે તે સર્વ પ્રસંગો તથા સર્વ ચરિત્રોનો સક્ષિપ્ત કિંવા વિસ્તૃત સ્વરૂપમાં મારી આત્મકથામા સમાવેશ કરી દેવાનો મારો નિશ્ચય થવાથી અને મારા તે નિશ્ચય અનુસાર તેવા સર્વ પ્રસગો તથા સર્વ ચરિત્રોનો મેં આ દ્વિતીય દૃશ્યમા સવિસ્તર સમાવેશ કરેલો હોવાથી જો મારી આત્મકથા હવે અતિશય વિસ્તૃત થાય તો તે સ્વાભાવિક જ છે. પરતુ આવી રીતે મારા પરિચયમા આવેલી અન્ય વ્યક્તિઓનાં ઉત્તમ કિંવા અધમ ચરિત્રોનો સમાવેશ કરીને મારી આત્મકથાને હું અકારણ લબાવું છું, એવો આક્ષેપ કરવાની જો કોઈ ધૃષ્ટતા દર્શાવવાને તૈયાર થશે, તો? એવી શકાનો મારા હૃદયમા ઉદય થવાથી તેવા આક્ષેપના નિવારણમાટે અહીં જણાવવાની આવશ્યકતા છે કે મારી આત્મકથા અગ્રેજી ભાષામાં જેને 'Memoirs'—મેમ્વર્સ—કહેવામા આવે છે તે પક્તિની હોવાથી મારા 'મેમ્વર્સ'મા મારા સ્મરણમાં જે જે ઘટનાઓ હોય અને તેમાની જે ઘટનાઓ મને ઉલ્લેખનીય જણાય તેમ જ મને પોતાને જે જે સત્ય ઘટનાઓનો આત્મસાક્ષાત્કાર અથવા અપરોક્ષ અનુભવ થયો હોય તે સર્વ ઘટનાઓનો મારી ઇચ્છાનુસાર સમાવેશ કરી દેવાનો મને સપૂર્ણ અધિકાર છે, કારણ કે, અગ્રેજી ભાષાના શબ્દકોષમા 'Memoir' શબ્દની વ્યાખ્યા આ પ્રમાણે કરાયલી છે *Memoir*—a sketch or description of something as remembered by the writer or a record of facts personally found out on any subject " મહાશય જ્યોર્જ ક્રૅબએ એમ,પોતાના 'English Synonyms' નામક ગ્રથમા 'Memoirs' શબ્દની વ્યાખ્યા કરતા લખે છે કે *Memoirs* may include *anecdotes*, as far as they are connected with the leading subject on which they treat *Memoirs* are rather connected then complet, they are a partial narrative respecting an individual, comprehending matter of a public or private nature, they serve as *Memorials* of what ought not to be forgotten, and lay the foundation either for a history or a life " આ વ્યાખ્યાને જાણી લીધા પછી ઉપર પ્રમાણેનો આક્ષેપ કોઇ પણ વ્યક્તિ મારાપર નહિ કરે, એવો મારો સંપૂર્ણ વિશ્વાસ છે. તેમ જ જો કોઈ આગ્લ લેખકની અથવા તો આગ્લભાષાભિજ્ઞ ભારતીય લેખકની

મારી આ આત્મકથાનો અંગ્રેજી ભાષામા અનુવાદ કરવાની ઇચ્છા હોય અથવા હવે પછી તેવી ઇચ્છા થાય, તો તે લેખક મહાશયે અંગ્રેજી ભાષામાં મારા આત્મચરિત્ર અથવા મારી આ આત્મકથાના તે અંગ્રેજી અનુવાદને કેવળ 'The Memoirs of an Indian Actress' એટલું જ નામ આપવું એવી મારી તે લેખક મહાશયને નમ્ર સૂચના છે; કારણ કે, 'ચુડેલનો વાંસો' એ ગુજરાતી નામમાં જે ભાવના સમાયલી છે તે ભાવના અંગ્રેજી અનુવાદમાં આવી શકે તેમ નથી અને તેથી એ શબ્દોના અંગ્રેજી અનુવાદનો પ્રયત્ન વ્યર્થ છે; પછી કથાના પ્રસંગમાં એનું અંગ્રેજીમાં સ્પષ્ટીકરણ કરવામા આવે તો તે એક જુદી વાત છે

મારી આત્મકથાના પ્રથમ દૃશ્યની સમાપ્તિ પછી દ્વિતીય દૃશ્યના પ્રકાશનના આરંભ સુધીમા લગભગ સાડાચાર વર્ષ જેટલો દીર્ઘ સમય વીતી ગયો હતો, પરંતુ હવે મારી આત્મકથા લખાયલી હોવાથી આજે દ્વિતીય દૃશ્યની સમાપ્તિ પછી તૃતીય દૃશ્યનો આરંભ એટલો મોડો થવાનો નથી, કિન્તુ થોડાક સમયમા જ તૃતીય દૃશ્ય લખાઇને તૈયાર થઈ જશે અને ત્યાર પછી તરત જ 'ગુજરાતી'માં તેના પ્રકાશનનો આરંભ કરવામા આવશે મારા આત્મચરિત્રના પ્રથમ દૃશ્ય પ્રમાણે જ આ દ્વિતીય દૃશ્યની પણ મારા કૃપાળુ પાઠક તથા પાઠિકાઓએ જે પ્રશંસા કરી છે અને મારા પ્રતિ જે લાગણી દર્શાવી છે તેમાટે હું મારા પાઠક તથા પાઠિકાઓનો અંતઃકરણપૂર્વક આભાર માનીને અને મારી પૂર્ણ કૃતજ્ઞતા દર્શાવીને હાલ તરત અલ્પ સમયને માટે મારી લેખિનીને વિશ્રાન્તિ આપવાની આજ્ઞા ઇચ્છું છું *

---

* મારી આત્મકથાના દ્વિતીય દૃશ્યનું પ્રથમ પ્રકાશન 'ગુજરાતી'મા થયું હતું તે ઘટનાને આજે લગભગ પાંચ વર્ષ જેટલો દીર્ઘ સમય વીતી ગયો છે, કારણ કે, "ગુજરાતી"મા આ દ્વિતીય દૃશ્યનો આરંભ ઇ. સ ૧૯૧૮ ના નવેમ્બર માસની ૧૦ મી તારીખના અંકથી થયો હતો અને ઇ સ ૧૯૨૦ ના જુલાઈ માસની ૧૮ મી તારીખના અંકમાં એની સમાપ્તિ થઈ હતી અર્થાત્ દ્વિતીય દૃશ્યની સમાપ્તિનો સમય પાંચ વર્ષ જેટલો ભૂતકાલિક થઈ ગયો છે છતા મારા વચન અનુસાર મારાથી 'ગુજરાતી' પત્રમા અદ્યાપિ 'ચુડેલના વાંસા'ના તૃતીય દૃશ્યનો આરંભ કરી શકાયો નથી તેનું કારણ એ છે કે કાઞ્ચનમાલા તથા મરીયમના અપહરણના અભિયોગની સમાપ્તિ પછી કાઞ્ચનમાલાની ભગિનીઓના ઉદ્ધારમાટે મારે પણ કાઞ્ચનમાલા તથા તેના કાન્ત શ્યામલાલ સાથે મોરીશિયસનો સમુદ્ર-પ્રવાસ કરવો પડ્યો હતો અને તે પ્રવાસમાં મારો દોઢ વર્ષ જેટલો સમય વીતી ગયો હતો. ત્યાર પછી ત્યાના વૃત્તાંતને ધારાવાહિકતાથી લખવામાટે કેટલાક પુસ્તકોના વાચનની આવશ્યકતા અનિવાર્ય હોવાથી તેમ જ વચ્ચે એકવાર પ્રસૂતિનો પ્રસંગ આવતા પ્રકૃતિ અસ્વસ્થ થવાથી અચિન્ત્ય વિલંબ થવા લાગ્યો અને 'मनसा चिन्तितं कार्यं दैवमन्यत्र चिन्तयेत् ' એ નિયમની વાસ્તવિકતા સિદ્ધ થતી દેખાવા લાગી હવે મારી આત્મકથાનો તૃતીય ભાગ લખાઇને તૈયાર થવા આવ્યો છે એટલે તે "ગુજરાતી"મા કિંવા સ્વતંત્ર પુસ્તકના આકારમા પ્રભુકૃપાથી સત્વરજ પ્રકટ થઈ જશે.

પાઠકો તથા પાઠિકાઓની કૃપાભિલાષિણી
ચંપા

